બનામે ઈઝદ

મહાન શાએર ફિર્દોસી તુસીનું

# શાહનામુ

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

બસી રન્જ બોરૂદમ દરીન્ સાલે સી
અજમ ઝેન્દહ્ કરૂદમ બદીન્ પારૂસી
તો ઈન્રા દોરૂધો ફસાનહ્ મદાન્
બયકૂસાન્ રવેશ દર્ ઝમાનહ્ મદાન્
બદીન્ નામહ્ બર્ ઉમ્રહા બોગ્ઝરદ્
બેખાનદ્ હરાન્ કસ કે દારદ્ ખરદ્
(ફિર્દોસી)

"તીસ વરસ તલક રંજ ખેંચીઓ મોટો
મુવો મુલક ઇરાનનો કીધો જીવતો
તું નો જાંણતો એહને જુઠી કાંહાંનીઓ
કે એકજ રીતનો નહી હતો આ જમાંનો
ગુજરશે વરસ પર વરસ બેશુમાર
પણ વાંચશે આ કેતાબ ઇનસાન અકલદાર"
, (મનસુખ)

વૉલ્યુમ ૯ મું.

બનાવનાર

માહીયાર નવરોજી કુટાર.

ફરામર્ઝ નવરોજી કુટાર.

મુંબઈ.

શાહનામા પ્રેસ.

સને ૧૨૮૭ યઝદજર્દી.

સને ૧૯૧૭ ઈસવી.

# THE SHAHNAMAH OF FIRDAUSI.

## ITS FULL TEXT & ITS TRANSLATION (in Gujarati)

BY

*MAHIAR NAVROJI KUTAR*

AND

*FARAMARZ NAVROJI KUTAR*

"Bináhá-i-ábád gardad kharáb
Zi bárán o az tábish-i-áftáb
Pai afgandam az nazm-i-kákh-i-baland
Keh az bád o bárán niyábad gazand."

(FIRDAUSI.)

"The homes that are the dwellings of to-day
Will sink 'neath shower and sunshine to decay
But storm and rain shall never mar what I
Have built—the palace of my poetry."

(WARNER.)

VOL. IX.

Bombay.

SHAHNAMAH PRESS.

*1917*

" No other great poet ever imposed such strict limitations on himself or so sternly adhered to them as did Firdausi. He put himself at the mercy of his authorities and where they fail him, as they do sometimes in this portion of the Shahnama, he makes no attempt TO INVENT INCIDENTS, but leaves a blank and passes on. This is a proceeding for which the poet should be praised rather than blamed."

( WARNER. )

અમારા મર્હૂમ ઉસ્તાદ સાહેબો

દસ્તૂર દારાબજી ખુરશેદજી દસ્તૂર દારાબ પાલન

તથા

દસ્તૂર એરચજી સોહરાબજી દસ્તૂર મેહેરજીરાણા

જેઓના હાથ હેઠળ અમો બન્ને ભાઇઓએ

ફારસી તેમજ બીજી દીની એલ્મની તાલીમ લીધી હતી

અને આ અમારી અદના કોશેશ

એ મર્હૂમ બન્ને ઉસ્તાદોનેજ આભારી છે

તેનાં અહસાનમાં

આ વૉલ્યુમની સેવા

એ મર્હૂમોનાં અશો રૂહને

માન અને મોહબ્બતની લાગણી સાથ

અર્પણ કર્યે છિયે.

# સાંકળિયું.

# દીબાચો.

બનામે ખોદા દાવરે દાદ્દગર
કે બખ્શન્દહ ઊ હસ્ત એલ્મો હોનર

પાક દાદગર દાદાર કે જે સાહેબ રાસ્ત ઈન્સાફનો ખાવંદ અને બંદાઓને એલ્મો હોનરનો બખ્શેશ કરનારો તેમજ તે બંદાઓની દરેક આફત અને મુશ્કેલીનો ટાળનારો તથા તેઓની રેહનુમાઈ કરનારો છે, તેવા મહાન સાહેબનાં બુલંદ નામની મદદથી આ નવમું વોલ્યુમ અમારા મેહરબાન વાંચક વર્ગની હુઝૂરમાં મેળવાને અમો સમર્થ થયા છિયે. આ વોલ્યુમ બાહેર પાડતાં અમોને આગળ જે જે મુશ્કેલીઓ નડેલી હતી, તેમાં કાંઇ પણ ઘટાડો થયો નથી. આવી મુશ્કેલીઓ છતાં અમો તે પાક ખોદાતાલાની મદદથીજ અમારૂં કામ નિયમિત આગળ વધારતા જઇયે છિયે, અને વાંચનારા સાહેબોના હાથમાં મૂકતા જઇયે છિયે. શેવટે આ પુસ્તકના વાંચનારા સાહેબોનો તેમજ મુબઈની પારસી પંચાયતના મેહરબાન ટ્રસ્ટી સાહેબોનો અને આપણી નામદાર બ્રીટીશ સરકારનો તેઓએ ચાલુ રાખેલી મદદ માટે આભાર ઝાહેર કર્યે છિયે.

હવે અમો હખામની શેહનશાહત વિષે તેમજ ગયાં વોલ્યુમમાં અને આ વોલ્યુમમાં અતિ જાહોજલાલી ભરી રાજગાદી ભોગવી ગયલા પાદશાહ નોશીરવાને આદેલ અને તેના બાહોશ વઝીર બૂઝોર્જમેહર વિષે થોડુંક બોલ્યે છિયે.

## સિકંદર પછીની ઈરાનની હાલત.

### પાર્થીઆ.

સિકંદરનાં મરણ બાદ એશિયાની અને અકસર કરીને ઈરાની તવારીખમાં ઘણો ઝબરો ભયંકર અને ઉથલપાથલ ભરેલો ફેરફાર થઈ ગયો છે. આગળાં પાદશાહી વંશો હવે પડી ભાગ્યાં, નામીચાં જૂનાં ખાન્દાનો ગારત થઈ ગયાં, પુરાતમ શેહરો તારાજ થઈ પડયાં અને તેઓને બદલે નવાં શેહરો ચો તરફ હસ્તીમાં આવવા લાગ્યાં, અને નહીં ધારેલા નવા નવા સરદારો નસીબ સંજોગે ઠેકાણે ઠેકાણે રાજપાટના ધણી થઈ બેસી નવાં નવાં પાદશાહી ખાન્દાનો સ્થાપતા ચાલ્યા. મહાન હખામની શેહનશાહત એવી મહાભારત અને બોહોળી હતી કે સિકંદરનાં મરણ બાદ તેનો ભાગીને ભૂકો થતાં સંખ્યાબંધ રાજ્યો ઉભાં થયાં અને ઓછામાં ઓછા બસો ચાળીસ હાકેમો તેમાં રાજપાટ કરતા થયા; અને પાર્સીઓનો કાબૂ અને દાબ હજી એટલો તો બોહોળો હતો કે પોન્ટસ, કેપેડોશિયા, આઝરબાયજાન, કોમાજીની, આદિયાબેની, ઓસ્ત્રોહેની, બંને આર્મીન્યા, ખારઝમ, પાર્થીઆ, પર્સીસ વગેરે મુલકોમાં સ્વતંત્ર રાજ્યો પાર્સી બાંયધરી હેઠળ ઉગી નીકળ્યાં, કે જેને તવારીખમાં "મુલૂકોલ તવાએફ"ને નામે ઓળખવામાં આવે છે.

સિકંદરના મરણ બાદ જે નધારેલા મેસીડોન્યન સરદારો જે દાયોદોચીને નામે રાજપાટ ઉપર આવ્યા, તેમાં ઈજીપ્ટનો ટોલેમી, લિડ્યાનો એંટીગોનસ, થ્રેસનો લીસિમેકસ અને મેસીડોનનો એંટીપેટર અને તેનો બેટો કેસંદર, સીર્યાનો સેલ્યુકસ તેમજ ઇપીરસનો પાઇરિસ એ મુખ્ય સરદારો હતા, અને તેમાંના કેટલાકો ઈરાની બાનૂઓ સાથના લગ્નથી ઈરાનના ઘાડા સંબંધમાં આવ્યા હતા. આ વેળા જે નવાં ઈરાની રાજો ઉગી નીકળ્યાં તેમાં ઇપ્સિસની ઈ. સ. પૂ. ૩૦૧ ની નામીચી લડાઇમાં પોન્ટસનું રાજ્ય ઝાહેરમાં આવ્યું. આ રાજ્ય હખામની પાદશાહ મહાન દારાયસ હીસ્તાસ્પિસની

હયાતીમાં તેના વડા બેટા આર્તાબર્જેનિસ મહાન ઝર્કસિસના સાવકા ભાઇને કાળા સમુદ્ર આગળનો પોન્ટસનો મુલક વંશપરમપરા હાકેમીમાં આપ્યો હતો, તે હખામની શેહનશાહતની નબળાઇ વખતે લગભગ સ્વતંત્ર થઇ પડયો હતો. પોન્ટસનાં રાજ્યમાં જે બે મહાન પાદશાહો થઈ ગયા તેમાં પહેલો મિથ્રિડેટીસ યુઅર્ગેટિસ હતો કે જેણે રોમને કારથેજ સામેની ત્રીજી પ્યુનિક લડાઈમાં મદદ કરી પહેલ વહેલો રોમનોનો દઉર આફ્રિકામાં ચાલુ કરવામાં મદદ કીધી તેમજ પર્ગામસના બળવાખોર શાહઝાદાની સામે રોમનોને મદદ કરી રોમનો દસ્ત એશિયામાં પણ મઝબૂત બેસાડયો; પણ પાછળથી તેજ રોમનોએ ઈ. સ. પૂ. ૧૨૦ માં મિથ્રિડેટીસનું ખૂન કરાવ્યું. એના પછી એક એવા મહાન પુરૂષના હાથમાં પોન્ટસનાં રાજ્યની લગામ આવી કે જે કુલ દુન્યાની તવારીખમાં પોતાનાં નામ અને કામનો છાપ બેસાડી ગયો છે. આ પાદશાહ મહાન મિથ્રિડેટીસ ધી ગ્રેટ હતો; કે જે એક સાઇરિસ જેવો પાળનહાર, દારાયસ વીશ્તાસ્પ જેવો ધારા બાંધનાર, ઓકસ કે સીઝર જેવો દ્રઢ મનનો, સ્વીડનના ચાર્લસ ૧૨ મા તેમજ ખુસરૂ પર્વીઝ જેવો આફતોની સામે થનાર, નેપોલ્યન જેવો રૈયતનાં મન હરી લેનાર કે બેહરામગૂર કે નોશીરવાન અદલ માફક સાહસિક અને શેહઝોર હતો. આ પાદશાહ ફકટ ૧૨ વર્ષની નાની વયે ગાદીએ આવ્યો અને પુષ્કળ હાદેસા બાદ તેણે એક મહાન શેહનશાહત સ્થાપી પણ પાછળથી રોમન કાવાદાવાથી તેની શેહનશાહત પડી ભાગી અને તે નામચીન શાહે ઝિંદગીનો છેડો આણ્યો. બીજી સ્વતંત્ર શેહનશાહત આર્મીન્યનોની હતી, કે જે બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી. આ શેહનશાહતનો સર્વથી મહાન પાદશાહ મિથ્રિડેટીસ ધી ગ્રેટનો જમાઈ આર્સેસિસ વંશનો મહાન ટાઇગ્રેનીસ બિન આર્તાવસ્દીસ હતો. ત્રીજી પાદશાહત આઝરબાયજાનની હતી કે જે આત્રપત નામના દારાયસ કોડોમાનસના એક સરદારે ખુદ સિકંદરની હયાતીમાંજ સ્થાપી હતી. આ શેહનશાહતનો મહાન પાદશાહ આર્તાવસ્દીસ હતો, કે જે એક ઓલ્મા તરીકે પણ જાણીતો થઈ ગયો છે. ચોથી પાદશાહત કેપેડોશ્યાની હતી, કે જ્યાં દારાયસ વીશ્તાસ્પના હમશરીક ઓતાનિસની અઉલાદના શાહઝાદાઓ છેક સિકંદરના વખત સૂધી પાર્સી બાંયધરી હેઠળ રાજ ચલાવ્યા જતા હતા અને સિકંદરની હિંદની સવારી વખતે તેમાંના આર્યરથે સ્વતંત્ર શેહનશાહત સ્થાપી, કે જે શેહનશાહનો અંત પોન્ટસના મિથ્રિડેટીસ ધી ગ્રેટને હાથે આવ્યાથી આર્યબુર્ઝીન નામના શાહઝાદાઓ રોમની બાંયધરી હેઠળ છેક જુલ્યસસીઝર અને એન્ટનીના વખત સૂધી ત્યાં રાજ ચલાવ્યા જતા હતા. પાંચમી જાણીતી પાદશાહત પર્સીસ અને સુસ્યાના હખામની અઉલાદના શાહઝાદાઓની હતી. છઠ્ઠી પાદશાહત બેકત્રિયાની હતી, કે જ્યાંના ગ્રીક શાહઝાદાઓએ ત્યાંની ઝરતોશ્તી રૈયતની મદદથી પોતાની ફતેહ છેક હિંદ વેર પંથરાવી હતી. પણ સાતમી અને સર્વથી નામીચી શેહનશાહત પાર્થીઆની હતી કે જે આર્સેસિસ અને તીરીદેતિસ નામના શાહઝાદાઓએ એંટીઓકસથીઓસના ગ્રીક હાકેમને હાંકી કાઢી પાર્થીઆ ખાતે સ્થાપી હતી. તીરદાદે ત્યાર બાદ સેલ્યુકસકેલીનીકસને અને ત્રીજા પાદશાહ આર્તાબાનસે એંટીઓકસ ધી ગ્રેટને હંફાવ્યા. ત્યાર પછી એક બાજૂ સીર્યા અને બીજી બાજૂ બેકત્રિયાના ગ્રીક રાજાઓને ચાલુ લડાઈમાં નબળા પાડી પાર્થીઆના બહાદુર શાહઝાદાઓએ પોતાની શેહનશાહત રફતે રફતે વધારવા માડી. આ પાર્થીઅન રાજ્યને એક ખરી મહાન શેહનશાહતમાં ફેરવી નાખનાર બીજો સ્થાપક મહાન મિથ્રિડેટીસ પહેલો હતો કે જે તવારીખમાં પાર્થીઆના મિથ્રિડેટીસ ધી ગ્રેટ તરીકે ઓળખાયો છે, તે પોતાના ભાઈ ફ્રરાટિસ પછી ગાદીએ આવ્યો. આ મિથ્રિડેટીસે બેકત્રિયાની શેહનશાહતને મરણતોલ ફટકો લગાવી પાર્થીઆનો દસ્ત છેક સિંધ અને પંજાબ સૂધી લમ્બાવ્યો અને સકી તાયફાને હરાવી આખું બેકત્રિયા અને જયહૂન તેમજ સીહૂન નદી સૂધીનો સર્વ મુલક પાર્થીઆને તાબે કીધો તેમજ સીર્યાનાં રાજ્યની નબળાઈ જોઈ આ મહાન શેહનશાહે મેસોપોટેમ્યા અને બેબિલોન પાર્થીઆ સાથ જોડી દીધા અને પર્સીસ અને સુસ્યાનાને પાર્થીઅન બાંયધરી હેઠળ લીધા. પણ પાર્થીઆનો દસ્ત હજુ તાબેના મુલકો ઉપર સખ્ત બેઠો હતો નહીં, અને તેને તાબેના ગ્રીક અને યાહુદી લોકો તેનાં રાજ્યથી

સદા છૂટા પડવા ઈચ્છતા હતા. પણ જ્યારે મિથ્રિડેટીસે સીર્યાના-ડિમેત્રિયસ બીજાને કુનેહથી કયદ પકડયો ત્યારે તેનો દસ્ત તે પ્રાંતો ઉપર મઝબૂત થયો. આ મિથ્રિડેટીસ એક બહાદુર, બુદ્ધિવાન અને શૂરવીર પુરૂષ હતો. તે સદા રેહમ દિલનો, નર્માસવાળો, દૂરઅંદેશ અને સમયસૂચકતાવાળો હતો, કે જે તેની ખાસીયતો ડિમેત્રિયસનીકેટર જેવા દુશ્મનને પોતાનો જમાઈ બનાવી રાજવંશી ઢપે તેને રાખવાથી માલૂમ પડી આવે છે. તેમજ રાજ્ય કારોબારની રૂઢિ (state policy) શેહનશાહતને મઝબૂતી આપનારી હતી અને તેથીજ તેણે પોતાને ગ્રીકોનો ચાહનાર ઝાહેર કીધો હતો અને બળવાખોરો સાથે પણ તે નર્માસથી વર્તતો હતો. જેમ તે એક મહાન લડવૈયો હતો તેમ તે એક મહાન રાજદ્વારી નર (statesman & politician) પણ પુરવાર થયો છે. પોતાની ઓહોળી શેહનશાહતને સંખ્યાબંધ રાજ્યો અને પ્રાંતોમાં એણે વહેંચી નાખી હતી. અને વિટાક્ષા નામના અઢાર શત્રપો તેણે નેમ્યા હતા. આ તેની રાજ ચલાવનારી રૂઢિ યૂરોપની Feudal system, જર્મનીની Electorates કે હિંદુસ્તાનની ઝમીનદારી રૂઢિને ઘણી મળતી આવે છે. આ વહેંચણીની અંદર આર્મીન્યા બીજી પંક્તિએ, બલ્ખ ત્રીજી પંક્તિએ આવતું હતું. મિથ્રિડેટીસે શેહનશાહતના કારોબાર માટે તાબેની સર્વ પ્રજાઓના કાયદાઓનો સંગ્રહ કરાવી તેમાંથી રોમન શેહનશાહ જસ્ટીન્યન મૂજબ ચુંટી કાઢેલાં ઉત્તમ કાનૂનો ઉપરથી પાર્થીઅન શેહનશાહત માટે કાયદાઓ રચાવ્યા હતા. છેક રાજ્યની શુરૂઆતથી જે સાત કુટુંબોના વડિલોએ રાજ સ્થાપવામાં ભાગ લીધો હતો, તેજ કુટુંબના ઉમ્રાવ વારેસો રાજ કારોબારમાં મોટો ભાગ લેતા હતા, અને શેહનશાહ ઉપર હાલની ઈંગ્લંડની કેબીનેટ કૌન્સીલ માફક કાબૂ ધરાવતા હતા. વળી સૂરીના ખાન્દાનનો વડો વંશપરમપરા શેહનશાહને તાજપોશીની ક્રિયા કરવાનો, ઈંગ્લંડના આર્ચબિશપ ઓફ કેન્ટેબરી માફક હક ધરાવતો હતો. ઊંચ ડહાપણવાળા મિથ્રિડેટીસે શેહનશાહતની પાયદારી માટે એક ઝોરેમંદ અને મોટા હક ધરાવનારી રાજસભા સ્થાપી. આ રાજસભા રોમ અને કાર્થેજની સેનેટ, ઈંગ્લંડની પાર્લામેંટ, રશિયન દુમા કે જર્મનીની રીશ્ટેગ માફક મગીસ્તાનને નામે તવારીખમાં મશ્હૂર થઈ ગઈ છે. આ રાજસભાના બે વિભાગ હતા. પહેલા વિભાગમાં અમીર ઉમ્રાઓ બેસતા હતા, જે હાલના ઈંગ્લંડના House of Lords નો ભાસ આપે છે. બીજા વિભાગમાં રાજ્યના ધર્મગુરૂઓ અને સૂફી એટલે ડાહ્યા પુરૂષો બેસતા હતા, કે જે House of Commons નો ખેયાલ આપે છે. ઈંગ્લંડનીજ માફક રાજા અને રાજવંશીઓના શરીરો પવિત્ર ગણાતાં અને મારવા કે ઈઝા દેવી એ અઝીમ ગુનાહ ગણાતો હતો. પાદશાહને તખ્ત આપવાની બહાલી બંને સભાઓની સંમતિથી અપાતી હતી. પાર્થીઆની લશ્કરી રૂઢિ (Military system) ઘણી સંગીન હતી. મગીસ્તાનના રાજસભાસદો રાજ તરફથી નેમાતા હતા નહીં, પણ ચોકસ ઓદ્ધાની રૂએ (Ex-officio) તેઓ બેઠક લેતા હતા. મિથ્રિડેટીસ ખૂબસૂરત, તનદુરોસ્ત, ચપળ, ધર્મ એકીનવાળો, પરાક્રમી, મનની ખબર નહીં પડવા દેનાર એવા મક્કમ મનનો, યુક્તિવાળો, સાચા કોલનો અને હિમ્મત આપનાર મહાન લડવૈયો હતો. મિથ્રિડેટીસનાં મરણ બાદ જયહૂન નદીની પેલી પારના જંગલી તાયફાઓના હુમ્લાથી પાર્થીઅન શેહનશાહત લગભગ નબળી પડી ગઈ. એના બેટા ફ્રરાટિસે એંટીઓકસ સીડેટિસને હરાવી મારી નાખ્યો પણ તે તેમજ આર્તાબાનસ બીજો સીથ્યનોની સાથ લડતાં માર્યા ગયા. આ નબળાઇને પાછી મઝબૂતી આપનાર બીજો મિથ્રિડેટીસ ધી ગ્રેટ હતો. આ મિથ્રિડેટીસે આર્મીન્યાને ફરીથી પાર્થીઆને તાબે કર્યું. એના વખતમાં ચીનની શેહનશાહતને પાર્થીઆ સાથ પહેલ વહેલો સંબંધ થયો. એનાં મરણ બાદ ઘણાક બળવાથી પાર્થીઆ નબળું પડયું. ત્યાર બાદ ફ્રરાટિસથીઓસના વખતમાં પોમ્પી અને લુકુલસને લીધે રોમને પાર્થીઆ સાથ ચકમક શુરૂ થઇ અને એના બેટા મિથ્રિડેટીસ ત્રીજાએ બેબિલોન અને મેસોપોટેમ્યામાં પાર્થીઅન દસ્ત મઝબૂત કર્યો. ત્યાર બાદ રોમની મદદથી પોતાના ભાઇ ઓરોડિસ સાથ લડવા જતાં તે પકડાઈ માર્યો ગયો.

હવે આપણે એક એવા મહાન પાદશાહનું વર્ણન કર્યે છિયે, કે જેનું નામ રોમન પ્રજાસત્તાકની

સર્વેથી ચઢતીના વખતમાં અજીત રોમન લીજ્યનોને હરાવવા માટે પ્રખ્યાત થઈ પડયું છે. આ નામવર પાદશાહ ઓરોડિસના નામથી જાણીતો થઈ ગયો છે. રોમના ત્રણ જાણીતા સરદારોમાંના એક ક્રેસસે પોમ્પી અને સીઝરની ફતેહની નકલ કરી પાર્થીઆ જેવા દૂરદરાઝ મુલકને બલ્કે સિકંદર માફક આખા એશિયા ખંડને રોમની બાંયધરી હેઠળ લાવવાના હવાઈ ખેયાલથી ઇ. સ. પૂ. ૫૪માં સીર્યા ખાતે રોમનાં ચુનંદાં લશ્કર સાથ ઉતરી પડયો. આ પહેલીજ વાર રોમે પાર્થીઆ સામે ઝાહેર લડાઇ કરી છેડતી શોધી હતી. અને પહેલીજ વાર રોમના વધતા જતા લોભને મઝબૂત ફટકો પડયો. કહે છે કે કાંઈ પણ ચેતવણી વગર તેમજ કાંઇ પણ ભવિષ્યની ગોઠવણ કે સંભાળ વગર ક્રેસસ પોતાનાં લશ્કર સાથ યાહોમ યુફ્રેટિસ નદી ઓળંગી પાર્થીઅન સલ્તનતમાં ધસ્યો ગયો. પણ હોનરબાઝ પાર્થીઅનોએ પાછળ હઠયા જઈ એક ભીનાશવાળા અજાણ્યા મુલકની અંદર બેલીક નામની નદી આગળ કાર્હી શેહરની નઝદીકમાં તેની સર્વ ફઉજ સાથ ઘેરી લઈ ચો તરફથી તેનાં થાકેલાં, સુસ્ત અને ભૂખે મરતાં લશ્કર ઉપર તુટી પડી, તેનાં લશ્કરને એક સખ્ત હાર આપી, કે જેની અંદર ક્રેસસનો બહાદુર બેટો પુબ્લીયસ તેમજ ઘણાક નામીચા રોમન સરદારોનો અને લશ્કરનો કચરઘાણ નીકળી ગયો. કહે છે કે હેનીબોલ અને મિથ્રિડેટીસ પછી આ પહેલીજ વાર રોમને સખ્ત હાર મળી હતી અને ત્યાર બાદ રોમની વધતી જતી શેહનશાહતનો અટકાવ થઇ પડયો. સુરીના નામના બહાદુર પાર્થીઅન સરદારે ખુદ ક્રેસસને પણ છટકાંમાં સપડાવી મારી નાખ્યો અને તેજ વખતે બહાદુર ઓરોડિસે રોમના આર્મીન્યન મિત્ર ટાઇગ્રેનીસનાં બેટા ભણેલા આર્તાવસ્દીસને પોતાની પક્ષમાં ખેંચી પોતાના બહાદુર બેટા પેકોરસની શાદી આર્તાવસ્દીસની બેટી સાથ કીધી. આ ખૂનખાર લડાઇની અંદરથી એક કાયસકેશિયસ નામે રોમમાં પાછળથી જાણીતો થઈ પડેલો સરદારજ ફકટ થોડાંક લશ્કર સાથ છટકી જવા પામ્યો હતો. હવે ઓરોડિસે વળતો હુમ્લો સીર્યા, પેલેસ્ટાઇન વગેરે રોમને તાબેના એશિયા માઇનરના મુલકો ઉપર પોતાના બેટા પેકોરસ મારફતે કર્યો. પેલેસ્ટાઈનમાં એક યાહુદી હાકેમ ત્રણ વર્ષ સૂધી પાર્થીઆને તાબે રહયો; અને પાછળથી પંકાયલા હેરોડ ધી ગ્રેટને રોમ નાસવું પડયું, આનું વેર લેવા જુલ્યસ સીઝરે પાર્થીઆ ઉપર હુમ્લો કરવાની તૈયારી કીધી પણ તે કાંઇ પણ કરે તે આગમચ તેનું ખૂન કરવામાં આવ્યું હતું. અને તેનાં મરણ બાદ રોમની માહોમાહેની લડાઈમાં ફિલિપીનાં જંગમાં બ્રુટસ અને કેશ્યસને ઓરોડિસે ઓકટેવ્યસ અને એંટની સામે લડવામાં મદદ કીધી. આ પહેલીજ વખત પાર્થીઅન લશ્કર યૂરોપની ભૂમિ ઉપર લડયું હતું. ત્યાર બાદ માર્કએંટનીએ પાર્થીઆ ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરી અને તેજ વેળા તેના સરદાર વેંટીડિયસે પાર્થીયન નોકરી બજાવનાર રોમન સરદાર લેબીન્યસ તેમજ પાર્થીઅન શાહઝાદા પેકોરસને સખ્ત લડાઇમાં હરાવી મારી નાખ્યો, કે જે શાહઝાદાનાં મરણના ગમથી તેના પિતા ઓરોડિસનો ટુંક મદ્દતમાં અંત આવ્યો. ઓરોડિસ પછી તેના બહાદુર બેટા ફ્રાટિસે પોતાના હરીફ મુનાસિસના મદદગાર માર્કએંટનીને મિદયાના આર્તાવસ્દીસની મદદથી આઝરબાયજાનનાં પ્રાસ્પા શેહર ખાતે સખ્ત હરાવ્યો, કે જેનાં વેરમાં બીજે વર્ષે એંટનીએ આર્મીન્યન શેહનશાહ આર્તાવસ્દીસને અચબુચ કયદ પકડી ઈજીપ્ટની કિલયોપેટ્રા મારફતે મારી નખાવ્યો.

હવે જે પાર્થીઅન શેહનશાહે રોમનોને સખ્ત હંફાવ્યા તે આર્તાબાનસ ત્રીજો હતો જેને આર્મીન્યા અને વોનોનિસ બાબત રોમ સાથ ઝઘડો થયો. અને પાછળથી તેણે રોમન શેહનશાહ ટાઈબીર્યસ ઉપર તેની ખરાબ ચાલ માટે ઘણું ફિટકાર નાખતું સખ્ત નામુ લખ્યું હતું કે જેથી ફરીથી રોમ સાથ પાર્થીઅનોને લડાઈ જાગી અને ટાઇબીર્યસે તીરીદેતિસ નામે શાહઝાદાને મદદ કરી અને આખેરે રોમન દગા ફટકાથી અને પાર્થીઆની માહોમાહેની લડાઇથી કંટાળી રોમ સાથ સુલેહ કરી. કારણકે રોમન કાવાદાવાથી આર્મીન્યા તેના હાથમાંથી છટકી ગયું અને આઈબીર્યાના પાર્સમાનિસના ભાઈ મિથ્રિડેટીસને રોમે આર્મીન્યાની પાદશાહી આપી તેમજ આર્તાબાનસના બે બેટા આર્સેસિસ અને ઓરોડિસ માર્યા ગયા અથવા ઘાયલ થયા. વળી ખુદ પાર્થીઆમાં તેની સામે બંદ થયું અને

અસંતોષિ પાર્થીઅનોએ એલચીઓ મોકલી ફ્રાટિસના બાકી હયાત રહેલા બેટા માટે ટાઈબીર્યસ પાસે માગણી કરી, પણ જ્યારે તે તખ્તનો ઉમેદવાર સીર્યા ખાતે મરણ પામ્યો ત્યારે ફ્રાટિસના નબીરા તીરીદેતિસને રોમન લશ્કરની સાહેતા હેઠળ પાર્થીઆની ગાદી લેવા ટાઈબીર્યસે મોકલાવ્યો .જેની હાર છતાં આવી સુલેહ કરવાથી તે વાત પાર્થીઅન મગીસ્તાનને પસંદ પડી નહીં, તેથી તેને પાછો ઉઠાડી મેલ્યો અને સિનામસ નામે બુઢ્ઢાને ગાદી સોંપી. આ સિનામસ તેમજ આડિયાબેનીના યાહુદી અને નવા ખ્રીસ્ટિ ધર્મને મદદ કરનાર રાજા ઇજાલિસની મદદથી પાછી ગાદી હાથ કરી. તેણે ટાઈબીર્યસના ગાદીવારેસ ગાયસ (કિલગ્યુલા)ના દઉરમાં આર્મીન્યા પાછું સર કર્યું. એનાં મરણ બાદ એના બેટા આર્તાબાનસનું ખૂન થયું. અને એના બીજા બે બેટાઓ વારદાનિસ અને ગુટારજીસ વચ્ચે મોહોમાહે લડાઈ શુરૂ થઈ જેનો લાભ લઇ રોમન શેહનશાહ કલોડયસે ફરી આર્મીન્યા ઉપર રોમન દસ્ત બેસાડયો. માહોમાહેની લડાઈમાં હમેશે વારદાનિસ ફતેહમંદ ઉતરતો, અને ગુટારજીસ સાથની થોડોક વખતની સુલેહનો લાભ લઈ વારદાનિસે સિલીશ્યા શેહરને ઈ. સ. પૂ. ૪૩ માં તાબે કરી રોમ અને આર્મીન્યા ઉપર ચઢાઈ લઇ જવા તૈયારી કરી પણ વળી પાછી ગુટારજીસ સાથની લડાઈથી આર્મીન્યાનો બચાવ થયો, અને ઇ. સ. પૂ. ૪૫ માં તેના સખ્ત અમલથી કંટાળી તેના બેદિલ સરદારોએ તેનું શિકારગાહમાં ખૂન કર્યું. ટેસિટસ પ્રમાણે વારદાનિસ જો કે જવાનીના બહારમાં મરણ પામ્યો, તોપણ પાર્થીઆના લાંબો વખત અમલ ચલાવી ગયલા મહાન શેહનશાહોની સફમાં આવી શકે તેવો તે વીરનર હતો. પણ ખામી એજ હતી, કે જેવી રીતે તે દુશ્મનોને ધાસ્તી સમાન થઇ પડયો હતો તેમ તે પ્રજાનો પ્યાર જીતી શકયો હતો નહીં. ગુટારજીસ ત્યાર બાદ રાજ્યપદ પામ્યો, પણ તેની ઘાટકી વર્તણુંકથી કંટાળી પાર્થીઅનોએ રોમ એલચીઓ મોકલી જર્માનિકસે સિલીશ્યામાં મારી નાખેલા શાહઝાદા વોનોનિસના રોમ ખાતે વસવાટ કરી પડેલા શાહઝાદા મેહરદાતિસને ઈ. સ. પૂ. ૪૯ માં તખ્ત આપવાની માગણી કરી. શેહનશાહ કલોડિયસે સીર્યાના ગવર્નર સિક્રેશ્યસ સાથ મેહરદાતિસને યુક્રેટિસ નદીને પેલે પાર મોકલી આપ્યો. પણ એદેશ્યાના અબ્ગારસ સાથ મોજશોકમાં વખત બરબાદ કરવાથી મેહરદાતિસે આવેલી ટક હાથથી જતી મેલી અને આખેરે જો કે મેસોપોટેમ્યાનો હાકેમ કારીનિસ તેને વફાદાર રહયો, તોપણ અબ્ગારસ અને ઈઝાતસ, ગુટારજીસને મળી ગયા અને આખેરે ગુટારજીસે તેને હરાવી મેહરદાતિસને શરીરે બેડોલ બનાવી કયદ કયા, પણ રોમ ઉપરની આ ફતેહનો કાંઈ પણ લાભ મળે તે આગમચ તે મરણ પામ્યો અને મહાન વોલોગેસિસ પહેલાનો બાપ મીડયાવાળો વોનોનિસ બીજો પાર્થીઆનો શેહનશાહ થયો, અને ત્યાર બાદ થોડુંકમાંજ મહાન વોલોગેસિસ ગાદીનો માલેક બન્યો.

પાર્થીઅન વંશનો જે નામચીન અને પર્હેઝગાર પાદશાહ થઈ ગયો છે અને જેણે ઝરતોશ્તી સાહિત્યને ઘણી મઝબૂત મદદ કરી હતી, તે વલખષ અથવા વોલોગેસિસ પહેલો હતો. એણે પોતાના વડા ભાઇ પેકોરસને મીડયાની ગાદી આપી અને બીજા વડા ભાઇ તીરદાદ કે જે વડો ધર્મગુરૂ હતો, તેને આર્મીન્યાની ગાદી અપાવવા રોમ સાથ વર્ષો સૂધી ફતેહમંદ લડાઇ કરી હતી અને આખેરે ઘાટકી રોમન નેહનશાહ નીરોએ તીરદાદને પોનાના હાથે તાજ પેહેરાવાની દબદબા ભરી ક્રિયા રોમ શેહરમાં કરી હતી અને પોતે ઝરતોશ્તી ધર્મમાં આવવાને ખાહેશ બતલાવી હતી, કે જે તીરદાદે માન સાથ ના પાડી હતી. પાછળથી શેહનશાહ વેસ્પેશ્યનના વખતમાં વોલોગેસિસને રોમનો સાથ જરાક પંચાયતમાં ઉતરવું પડયું હતું, કે જેમાં ટ્રેજન નામે ભવિષ્યના રોમન શેહનશાહે એક સરદાર તરીકે નામના મેળવી.

મહાન શેહનશાહ વોલોગેસિસ પહેલો જેમ પોતાના મુલકમાં સર્વોપરિ હતો તેમજ તેણે પાર્થીઆના રોબ અને તોરનો ઊંડો છાપ રોમના મગરૂર શેહનશાહ અને લોકો ઉપર બેસાડયો. તે દૂરઅંદેશ પાદશાહ મીડયાના વોનોનિસનો સર્વથી નાનો બેટો હોવા છતાં તેના સંપીલા વડા ભાઈઓ

પેકોરસ અને તીરદાતિસે તેનેજ પાર્થીઅન સલ્તનતનો વડો ઠેરવ્યો. આ પર્હેઝગાર શેહનશાહે ધર્મ સંબંધી અંધાધુંદીમાંથી પાર્થીઆને બચાવવાનો અને ઝરતોશ્તી ધર્મ ફરીને મઝબૂત રીતે બેસાડવાનો પ્રયત્ન કર્યો. તેનાજ વખતમાં યૂરોપ અને રોમન સલ્તનતમાં "મેહરપરસ્તી" જાયઝ હતી અને એનાજ વખતમાં કેટલાકોના કહેવા પ્રમાણે અર્દાવીરાફ નામના પર્હેઝગાર દસ્તૂરે મુઅજેઝા કરીને તેમજ પર્હેઝગારી બતાવીને ઝરતોશતી ધર્મનું સર્વોપરિપણું બીજા ધર્મો ઉપર દેખડાવી આપ્યું, તેમજ તેનો વચલો ભાઇ આર્મીન્યાનો પાદશાહ તીરદાદ ઝરતોશ્તી ધર્મનો વડો ગણાતો હતો. દીનકર્દવાળો પણ આ પાદશાહનું નામ માન સાથ ઝરતોશ્તી ધર્મ સજીવન કરનાર તરીકે જણાવી ગયો છે. આ નામચીન અને રૂડો શેહનશાહ રોમ, તૂરાન વગેરે દુશ્મન પ્રજાનું પણ માન ખેંચી શકયો હતો. અને કોઇ પણ કોમ, ટોળા કે ઝમાનાને ઝેબ આપે તેવો તે નામચીન, શૂરો, ભલમણસાઇવાળો, સાદો, મક્કમ મનનો અને દરેક ઉત્તમ માણસાઈ ખવાસથી ભરપુર દોસ્તપર્વર શેહનશાહ હતો. તે દોસ્તીમાં એટલો તો તીવ્ર હતો, કે જો કે શેહનશાહ વેસ્પેશ્યન અને તેનો બેટો ટાઇટસ તેના મિત્ર થઈ પડ્યા હતા, તોપણ જ્યારે ઈ. સ. ૭૨ માં તેના મિત્ર કોમાજીનીના રાજા એન્ટીઓકસ ૪ થાને પાર્થીઆ સાથની દોસ્તીને લીધે રોમની સેનેટે ઉઠાડી મેલ્યો, ત્યારે તે તખ્ત તેને પાછું અપાવવા વોલોગેસિસે વેસ્પેશ્યનને ઘણો સમજાવ્યો, પણ જ્યારે નગુણા અને વચન તોડનાર રોમનોએ તેનો સખુન ના કબૂલ રાખ્યો તેમજ એલાન લૂટારૂઓને અટકાવવામાં કોલ તોડી કાંઈ પણ મદદ આપવામાં અખાડા કર્યા ત્યારે વોલોગેસિસને માઠું લાગ્યું અને ઈ. સ. ૭૭ માં રોમ અને પાર્થીઆ વચ્ચેની દોસ્તીમાં થોડીક ખલલ પડી અને સીર્યાના ગવર્નર ભવિષ્યના શેહનશાહ ત્રેજનને તે લડાઈમાં નામ કાઢયું. રોમન શેહનશાહ ડોમિશ્યનના વખત સૂધી પાર્થીઆમાં ભલાઈ ભર્યું રાજ્ય ભોગવી મહાન વોલોગેસિસ ૧ લો મરણ પામ્યો, અને તેનાં મરણ બાદ પાર્થીઆની પડતી શુરૂ થઈ. વોલોગેસિસનાં રાજની શુરૂઆતમાં વારદાનિસ બીજો નામે હરીફ હતો. વોલોગેસિસ પહેલાના દઉરમાં પાર્થીઅન દસ્ત મઝબૂત રીતે હિંદુસ્તાન, કાબુલ, કંદહાર, કદફિસસ, તાતાર, બલ્ખ વગેરે દેશોમાં છેક ચીન દેશની હદ સૂધી બેઠો હતો. એના મરણ બાદ એના બેટા પેકોરસે ટેસીફોન શેહરને વધારી મેલી ઘણું આરાસ્તા કર્યું તેમજ રોમના દુશ્મન ડેન્યુબ નદીવાળા ડાસ્યા પ્રાંતના બહાદુર રાજા દેશીબાલસ સાથ મળી જઈ ઝાલેમ રોમનોને દબાવવા ઉપાયો યોજવા માંડયા, પણ આર્તાબાનસ નામે હરીફ સાથ લડવામાં એ રોકાઈ ગયો અને નર્વા અને ત્રેજનના વખતમાં પાર્થીઆ અને રોમની અઠડામણ પાછી શુરૂ થઈ. ડાસ્યા અને અરેબ્યાના નાબાલ્યન તાયફાને તાબે કરી ત્રેજને આર્મીન્યાની ગાદી બાબત પાર્થીઆ સાથ ભાંજગડ ઉઠયાથી પાર્થીઆના માનિસારિસ અને માન્નસ વગેરેના બળવા અને માહોમાહેના બખેડાનો લાભ લઇ પેકોરસના ભાઈ અને વારેસ ખુસરૂના વખતમાં પાર્થીઆ ઉપર ચઢાઈ કરી અને આર્મીન્યાના જવાન પાદશાહ પાર્થામાસિરિસને શર્મ ભરેલી હીચકારી વર્તણુકથી સપાટામાં લઈ મારી નાખી, ત્રેજને યાહોમ આગળ વધી પાર્થીઅન તાબેના બળવાખોર હાકેમો અને ખંડિયા રાજાઓની મદદથી છેક ટેસીફોન સૂધીનો મુલક ઉજડ કર્યો, પણ જ્યારે તે લૂચ્ચાઈથી મેળવેલો મુલક ટકાવી શકયો નહીં, ત્યારે એક પાર્થીઅન શાહઝાદા પાર્થામાસ્પતિસને ટેસીફોન ખાતે તખ્ત ઉપર બેસાડી પાછો ફરતાં હાર્તાના નામીચા કિલ્લાને ઘેરો ઘાલતાં નામોસી ભરેલી હાર ખાઇ ઝખ્મી થઈ તેને પાછું હઠવું પડયું. અને તેનો સર્વ જીતેલો મુલક બહાદુર ખુસરૂએ પાછો લઈ મેલ્યો. અને હાત્રા ખાતે થયલા ઝખ્મની અસરથી ત્રેજન સિલીશ્યાનાં સાઇનેન્સ શેહર ખાતે મરણ પામ્યો અને ત્રેજનના વારેસ હેડ્રિયને શેહનશાહ ખુસરૂ સાથ સુલેહ કરી તેનો જીતેલો સર્વ મુલક પાછો સ્વાધીન કર્યો, અને બે વાર ખુસરૂની જાતી મુલાકાત લઇ તેને સુલેહ રાખવા સમજાવ્યો. ખુસરૂ સામે તખ્ત માટે મિથ્રિડેટીસ અને આર્તાબાનસ નામે હરીફો હતા, પણ ખુસરૂના મરણ બાદ રોમના ખંડિયા રાજા આઇબીર્યન પારસ્માનિસને મીડયા ઉપર હમ્લો કરવા ઉસકેર્યો અને વોલોગેસિસ બીજાએ ફર્યાદ કરવા છતાં પાર્થીઆની નબળાઇનો લાભ લઈ આઈબીર્યાની સરહદ વધારવામાં હેડ્રિયને

અટકાવ નાખ્યો નહીં. આ વેળા એલાન વગેરે જંગલી ટોળાના હુમ્લાથી પાર્થીઆને બહુ ખમવું પડયું. વેલોગેસિસ બીજાએ એન્ટોનાઈનિસ પાયસ સાથ મિત્રાચારી ચાલુ રાખી, અને રોમન શેહનશાહ ત્રેજન જે પાર્થીઆનું સોનાનું તખ્ત રોમ ખાતે લાવ્યો હતો, તે પાછું આપવાની કબૂલાત આપી. એના વારેસ વેલોગેસિસ ત્રીજાના વખતમાં આર્મીન્યા બાબત ખટપટ જાગી ઉઠી, પણ શેહનશાહ એન્ટોનાઈનિસ પાયસે ઈ. સ. ૧૫૫ માં નાખતી કરવાથી થોડુંક સૂધી રોમ અને પાર્થીઆ વચ્ચે મિત્રાચારી ચાલુ રહી. વેલોગેસિસ ૩ જો એક લાયક, બળવાન અને લોભી પાદશાહ હતો. પાર્થીઅન શેહનશાહત જે જુદા જુદા અગણિત રાજ્યોમાં વેંહેંચાઈ ગઈ હતી, તે સર્વને પાછાં સાથે કરી, એકત્રતા મજબૂતીથી સ્થાપી આર્મીન્યાને પણ પોતાના દસ્ત હેઠળ લાવવાનો ઠરાવ કર્યો અને શેહનશાહ એન્ટોનાઈનિસ પાયસનાં મરણ બાદ તુરતજ આર્મીન્યા ઉપર સવારી કરી પેકોરસ નામે શાહજાદાને આર્મીન્યન ગાદી બખ્શી અને કેપેડોશ્યાના ગવર્નરનો તેનાં લશ્કર સૂધાં ઇલાજ્યા ખાતે કચરઘાણ કાઢી નાખ્યો અને સીર્યા, કેપેડોશ્યા અને એશ્યામાઈનિરનાં પ્રાંતો ઉપર હુમ્લો કર્યો. રોમન શેહનશાહ માર્કસઓરેલ્યસે પોતાના ગોઠ્યા શેહનશાહ લ્યુશ્યસ વિરસને ઈ. સ. ૧૬૨ માં એવિડયસ કેશ્યસ અને બીજા ચુનંદા સરદારો સહિત સીર્યા ખાતે મોકલાવ્યો, અને આર્મીન્યામાં "સોઈમિસ" નામે રોમન સેનેટર અને પાર્થીઅન શાહજાદાને ગાદીએ બેસાડયો અને પાર્થીઆમાં ફરી પાછો માહોમાહે બખેડા શરૂ થવાથી રોમન લશ્કરોએ જ્યુગમા અને યૂરોપસ ખાતે પાર્થીઅન લશ્કરને હરાવી મેસોપોટેમ્યા વગેરે જીતી લઈ સિલીશ્યા અને ટેસીફોનનો નાશ કરી ઓસ્રોહેની અને કાર્હી વગેરેને રોમન શેહનશાહત સાથ જોડી દીધાં, પણ રોમન લશ્કર અને શેહનશાહતમાં ઝબરદસ્ત પ્લેગ જેવો રોગ ફાટી નીકળવાથી લડાઇ અટકી પડી.

આ વેલોગેસિસ ૩ જો પણ કહે છે કે ઝરતોશ્તી ધર્મનો પોશ્ત પનાહી કરનારો હતો. આ શૂરવીર પણ કમનસીબ શેહનશાહ ઇ. સ. ૧૯૧ માં મરણ પામ્યો. એના વારેસ વેલોગેસિસ ૪ થાના વખતમાં રોમમાં માહોમાહે બખેડા ચાલતો હતો. આથી વેલોગેસિસે સીર્યાના રોમન સરદાર પેસ્સેન્યસ નૈજરને મદદ કરવાથી આફ્રિકન સીધી સેપ્ટિમસ સેવિરસે રોમનો શેહનશાહ થતાંજ પાર્થીઆની માહોમાહેની લડાઇનો લાભ લઈ યુફ્રેટિસ ઓળંગી પાર્થીઅન પાદશાહના ભાઇની છૂપી મદદથી પાર્થીઅન લશ્કરને સખ્ત હાર આપી મુલક વયરાન કરતો ટેસીફોન સૂધી ધસી જઇ તે રાજધાનીને બીજીવાર વયરાન કરી. પણ પાછળથી ત્રેજન માફક સેવિરસને પણ પાર્થીઆ ખાતેથી પાછા હઠવાની ફરજ પડી, અને હાત્રાના પાર્થીઅન કિલ્લા આગળ ત્રેજન માફક તેને પણ સખ્ત હાર અને નામોસી મળી.

સેવિરસના બેટા બેસિયેનસ કારાકેલસ જે એક જંગલી અને ક્રૂર બાપનો ઘાટકી ખવીસ જેવો બેટો હતો, તેણે પોતાના વડા ભાઈનું ખૂન કરી રોમની ગાદી મેળવી. આ વેળા ઇ. સ. ૨૦૭ માં વેલોગેસિસ ૪ થો મરણ પામ્યો અને તેના બેટાઓની માહોમાહેની પંચાતીથી પાર્થીઅન શેહન-શાહત સદંતર લચી પડી, પણ આખેર વેલોગેસિસ પાંચમો પોતાના ભાઇ સાથની સુલેહથી ઈ. સ. ૨૧૨ માં રાજનો એકલો માલેક બન્યો, અને ત્યાર બાદ પાર્થીઆનો છેલ્લો શેહનશાહ બહાદુર અને શૂરવીર અર્દવાન પાર્થીઅન શેહનશાહતનો માલેક ઇ. સ. ૨૧૬ માં થયો.

રોમન શેહનશાહ દુષ્ટ કારાકેલસે ઓસ્રોહેની અને આર્મીન્યાના પાદશાહોને નીચ દગાથી કયદ કર્યા હતા, પણ પાર્થીઆની મદદથી આર્મીન્યનોએ રોમનોને પોતાના મુલકમાં ફાવવા દીધા નહીં. અને આર્તાબાનસે પોતાના ભાઈ ખુસરૂને આર્મીન્યાની ગાદી આપી. કારાકેલસે પાર્થીઆ સાથ દગા ફટકા ભરેલા નીચ પ્રપંચો રમ્વાનો વિચાર કર્યો અને અર્દવાન ઉપર ઉમદા ભેટો સાથ એલચી મોકલી પાર્થીઅન શાહઝાદી સાથ માન ભરેલી શાદી કરવાની અસાધારણ માગણી કરી, અને જણાવ્યું

કે "તેવાં જોડાણથી દુન્યાના બે ઝબરાં રાજ્યો ઘાડાં જોડાણથી આસપાસના સર્વે મુલકો તાબે કરી એક મહાભારત અને સુલેહ સંપજવાળી સલ્તનત ઉભી કરી શકશે, તેમજ દુન્યાનો વેપાર હાથ કરવાથી તેઓની શેહનશાહતોમાં દઉલતની રેલછેલ થઈ રહેશે."

આ માગણીમાં દગો હોવાનો શક આર્તાબાનસને ઉપન્ન થયો અને રોમન રસ્મો પાર્થીઅનોથી જુદી હોવાથી એવાં લગ્ન સુખી નીવડે નહીં એમ કહી તેણે તે માગણી ના પાડી; પણ કારાકેલસે ઘણી કાકલુદી કર્યાથી છેતરાઇ આર્તાબાનસે કારાકેલસને શાદી માટે હા પાડી ટેસીફોન ખાતે બોલાવ્યો. લગ્નની તૈયારી બોહોળા પાયા ઉપર ચાલી, અને શાદીની મજલેસમાં પાર્થીઅન શેહનશાહતના સર્વે અમીર ઉમ્રાઓ અને પ્રજા પણ બેફિકર કશાં પણ હથિયાર કે બંદોબસ્ત કે સાવચેતી વગર લામ્બા ભારી જભ્ભાઓમાં સજ થઇ હાઝેર થયાં, ત્યારે તે ટકનો નીચ લાભ લઈ કારાકેલસ અને રોમન સિપાહોએ છૂપી એશારત થતાંજ પાર્થીઅન યજમાનો ઉપર નાતરસ રીતે હથિયારબંધ ઉતરી પડી, હઝારો નિર્દોષોના જાન લીધા. અર્દવાન અને તેની બેટીને મોટી મુશ્કેલીથી આ લૂટફાટ, ભાંજફોડ અને ખાનાખરાબીમાંથી બચાવવામાં આવ્યાં અને ખવીસ ચાલનો કારાકેલસ આ ધિંગાણાં પછી પોતાના પૂર્વજ રોમ્યુલસ માફક સીર્યા ખાતે પાછો ફર્યો. આ કાવતરાંથી ગુસ્સે થઇ બહાદુર અને ભોલા આર્તાબાનસ એકદમ એક ઝબરાં લશ્કર સાથ કારાકેલસની પૂઠ પકડી રોમન મુલક ઉપર ધસારો કર્યો. અને કારાકેલસનું તેનાજ લૂટારૂ લશ્કરીઓએ ખૂન કર્યું અને નવા રોમન શેહનશાહ મેક્રિનસને આર્તાબાનસે ઘેરી લઈ એવી તો સખ્ત શેહ ખવાડી કે આખેરે ઇ. સ. ૨૧૭ને આસરે રોમનોને આર્તાબાનસ સાથ એક નામોસી ભરી સુલેહ કરવી પડી, કે જેની રૂયે કારાકેલસે જે શર્તોથી આર્તાબાનસ સાથ સુલેહ કરવા માગી હતી તે સર્વે બહાલ રહી, સર્વે પાર્થીઅન બંધવાઓને છોડી મેલવામાં આવ્યા અને કારાકેલસે નાશ કરેલાં સર્વે શેહરો, કિલ્લાઓ, અસ્તોદાનો વગેરે દુરોસ્ત કરવાનો ખર્ચ અને કરોડો રૂપ્યાનો દંડ શિક્ષા તરીકે રોમનો પાસેથી લેવામાં આવ્યો, એટલુંજ નહીં પણ સર્વે લૂટેલો ખઝાનો પાર્થીઅનોને પાછો સ્વાધીન કરવામાં આવ્યો.

આ નામીચી ફતેહથી પાર્થીઆએ રોમનો ઉપર ઝબરૂં વેર લીધું અને આ અજબ જેવો કુદરતનો ખેલ છે, કે પાર્થીઆને હાથે સર્વથી સખ્ત હાર રોમને તે શેહનશાહતના સર્વથી છેલ્લા દિવસમાં તેના છેલ્લા શેહનશાહને હાથ ખાવી પડી હતી. અગરજો કારાકેલસ પછીની રોમની અંધાધુંદી હાલમાં મેક્રિનસ કે બેસ્યેનસ હેલ્યો ગાબાલસ શેહનશાહોના વખતમાં રોમ ઉપર મઝબૂત હુમ્લો કરવાનો અવકાશ આર્તાબાનસને મળતે તો કદાચ રોમન શેહનશાહનું નામ પણ આ દુન્યાથી જડ મૂળથી ઉખડી જતે, એવી નબળી હાલત રોમની તે વખતે થઈ પડી હતી, પણ બહાદુર આર્તાબાનસે ઘણીક જંજાળોમાંથી રસ્તો લીધા છતાં અને રોમનોને ધુજાવી હલકા પાડ્યાથી કરારથી રાજ કરવાને ઉમેદ ધરાવવા છતાં, પણ તે હિમ્મતવાન પણ કમતાલે નરના બખ્તમાં દારાયસ કોદોમાનસ કે યઝદગેર્દ શેહરયાર માફક તેવો કરાર હતો નહીં, અને ન ધારેલે ઠેકાણેથી અચણુચ અને અનચિંતો દુશ્મન ઝાહેર થઈ તે મહાન શૂરવીરનો અને તેની બોહોળી શેહનશાહતનો ઈ. સ. ૨૨૬ માં નાટકી ઢપે એક લહેજામાં અંત આવ્યો.

## અર્શકાનેયાન શાહઝાદાઓનો લાગવગ.

પાર્થીઅન વંશના રાજાઓના વધતા ઓછા સિક્કા ઈરાન તેમજ હિંદુસ્તાનમાંથી મળી આવે છે, જેમાંના કોઇક પાદશાહોના હાથમાં કચ્છ, કાઠિયાવાડ અને માળવા વેરનાં પ્રાંતો એક વેળાએ આવેલા હતા. નાસિક નઝદીક પાર્થીઅન વંશના નાહ્યાન નામે રાજાના ઉશ્વદાત નામે જમાઈનાં ચરિત્રનું બેયાન આવે છે, જે આસરે ઈ. સ. ૭૮ માં થઈ ગયો હતો, તેમજ જૂનાગઢના ખડક ઉપર રાજા રૂદ્રદામ, જેને મહાશત્રય કહયો છે અને જેના વઝીરનું નામ પહલવેન સુવીસાખ બિન કુલૈય

હતું, તેની કીર્ત્તિ ગાયલી છે. આ શત્રપ ઈ. સ. ૨૦૦ ને આસરે થઈ ગયો છે, અને વઝીર સુવીસાખે પોતાની હોશ્યારી અને ડહાપણથી અનારત (કચ્છ) અને સૌરાષ્ટ્રનાં પ્રાંતોમાં રૈયતની પાસ્બાની માટે બંદોબસ્ત નેમી ઈન્સાફની અદાલતોને રેવાજ આપી લોકો પાસેથી માન મેળવ્યું. શૂરા પાર્થીઅનો ખુદ રોમ સલ્તનતમાં પણ પોતાનો છાપ મારી ગયા છે. આર્મીન્યામાં પાર્થીઅન શાહઝાદાઓ છેક સાસાની બેહરામગૂર સૂધી રાજ ચલાવતા હતા.

સીઝરના ખૂની કેયસ કેશ્યસનો વફાદાર Freedman પીન્દારસ તેમજ ટાઈબીર્યસના જાની મિત્ર અને દલમાસ્યન લડાઈમાં મદદ કર્ત્તા પાર્થીઅન સરદાર ઓરનોસ્યાદિસ તે મેસોપોટેમ્યાના હાકેમના કાર્યો, રોમન તવારીખમાં મશ્હૂર છે. આ ઉપરાંત સોહિમસ નામે આર્મીન્યાનો રાજા રોમન સેનેટર હતો. એશિયા માઈનિરમાં પણ પાર્થીઅન વંશના શાહઝાદાઓ પુષ્કળ હતા અને છેક પાછળા ઝમાનામાં પાર્થીઅન શાહઝાદાઓએ ઇટલીમાં ગોથટોટીલા સામે રોમને મદદ કરી હતી. તેમજ બેલેસેર્યસ અને નર્સી જેવા સરદારોને મદદ કરવામાં અને આફ્રિકા વગેરે મુલકમાં રોમન નોકરી બજાવનાર ઇરાનીઓમાં પાર્થીઅન શાહઝાદા પણ હતા. વેરોના શેહરનો બહાદુરીથી ટોટીલા સામે ફક્ટ સો સિપાહો સાથ બચાવ કરનાર આર્તાબાઝસ અને કાર્થેજ અને સીસિલી વગેરે રોમને માટે સર કરનાર એક પાર્થીઅન શાહઝાદો હતો.

સાસાની શેહનશાહત પડી ભાગવા પછી પાર્થીઅન સરદારો મેસિડોન ખાતે સદી સૂધી વડપણ ચલાવતા હતા અને તેમાંથીજ પૂર્વ રોમ યાને કોન્સ્ટંટીનોપલ યા ગ્રીક Empire નો પાદશાહ ચુંટી કઢાયો. અને તેનાં વંશે ત્યાર બાદ ત્યાં થોડુંક વેર રાજ્ય ચલાવ્યું. ખુસરૂ પર્વીઝનો બળવાખોર સરદાર બેહરામ ચોબીન પણ રય શેહરનાં સાત નામીચાં ખાન્દાનમાંના નામચીન પાર્થીઅન કુટુંબથીજ ઉતરી આવેલો હતો.

## પાર્થીઅન શેહનશાહતની પડતી.

શૂરા પાર્થીઅનો જેઓ પાર્સીઓના ભાઈબંધો ગણાતા હતા, તેઓના સાહસિક કર્મોથી પાર્સીઓ સંતોષી હતા, કેમકે પાર્થીઅનોએ ઈરાનની નઉક જાળવી તે નામને મોટાઈની ટોચે ચઢાવ્યું હતું, તેમજ પાર્સ પ્રાંત લગભગ સ્વતંત્ર હોવાથી તેઓ શાન્તિથી પાર્થીઅન વડપણ કબૂલ રાખતા હતા, તે છતાં પણ લગભગ સાડાપાંચ સદી સૂધી પાર્સી નામ ઝંખવાણું પડેલું હતું જેથી આગળી મહાભારત મોટાઈ અને જાહોજલાલીની યાદ તેઓને હૈયે ચઢી આવતી હતી; અને જોકે મીડ્યાવાળી પાર્થીઅન શાખાના હાથમાં અર્દવાન ત્રીજા અને વોનોનિસ બીજાના અમલથી શેહનશાહી ગાદી આવતાંજ ઝરતોશ્તી ધર્મની ઉન્નતિ માટે વેલોગેસિસ પહેલા અને તે પછીના પાદશાહોએ સખ્ત મેહનત કરી, તોપણ ગ્રીક, રોમન, સીર્યાક અને અરબી મૂર્ત્તિપૂજા, ઈજીપ્ટ અને ઇથ્યોપ્યાના વેહમો, એશિયામાઈનિરના તરેહવાર નાસ્તીક ફત્વાઓ, યાહુદી અને ખીસ્તિ ધર્મના વિચિત્ર ફર્માનો, મિથ્ર વગેરે ગુહ્ય અને અર્ધનાસ્તીક પૂજાઓ, જૈન, બુદ્ધિસ્ત, વેદાન્ત અને કોન્ફુસ્યન વગેરે ચીનાઈ અને હિંદી ધાર્મિક રેવાજો વગેરે દુન્યાના સર્વ જુદી જુદી કોમના ધાર્મિક અને અધર્મિ આચાર વિચારોએ એકસાન હુમ્લો પવિત્ર ઝરતોશ્તી ધર્મથી વસાયલા મુલકો ઉપર કરવા માડયો અને એટલી તો ભેળસેળ અને ધાર્મિક અને સંસારિક અફાળઝીક ઈરાનનાં ઓહોળાં પરગણાંઓમાં થવા માંડી કે તેને એક Social, Moral, & Religious Reaction or Revolution કહયે તો ચાલે. આ દરેક ધર્મોની માહોમાહેની હરીફાઈથી ઈરાન મધ્યે ઘણાંક નાસ્તીક અમાનસિક વિચારોએ જડ ઘાલી, કે જેમાંથી ધર્મની જાળવણી અને તારણ માટે મહાન અફાળઝીક વેલોગેસિસ પહેલા જેવા પવિત્ર પાદશાહોને કરવી પડી અને આખેર આ ધાર્મિક Crusade એક Political Crisis લાવવા શક્તિમાન થયું. આવી એક Crisis પાર્થીઆના મહાન શેહનશાહ મિથ્રિડેટીસ બીજાનાં મરણ બાદ આવી હતી, કે જે વખતે

એજીસ નામે સિકથ્યને અફગાનિસ્તાન અને બેકત્રિયામાં સ્વતંત્ર ગાદી સ્થાપી. અને આર્સેસિસ ફ્રાટિસ લકબે સાઇનેગોરેસ ઝરથોશ્ત્રીઓસ નામે પાર્થીઅન શાહઝાદાએ ઝરતોશ્તીઓની મદદથી હુલ્લડ કરી ઇ. સ. પૂ. ૮૫ પછી ગ્રીક મૂર્તિપૂજા વગેરેને ઇરાનમાંથી ઉખેડવાની મઝબૂત કોશેશ મનાસ્કીરાસ અને સાનાત્રોકિસ જેવા બુઢ્ઢા શેહનશાહોના દઉરમાં કરી હતી, પણ ઝરતોશ્તી ધર્મ મધ્યે વધુ અને વધુ બગાડો વધતોજ ગયો અને પાર્થીઅન શાહઝાદાઓ ઘણું કરીને બેહકેલા અને છૂટા વિચારના હોવાથી ઓર્થોડોકસ ચુસ્ત પાર્સીઓને તેવા રિફોર્મર્સની રાહ રીતીથી કંટાળો ઉપજતો હતો, અને આખેર સાહસિક અને નામવર વડિલોની યાદ અને ચાહને લીધે તેમજ સ્વધર્મને વધુ બગડતો અટકાવવાની કાળજીને લીધે જ્યારે ધાર્મિક વિચારના નામચીન અર્દશીર બાબકાને અંગત અપમાન અને ગયર ઇન્સાફથી નારાઝ થઇ બળવો કરી સ્વતંત્ર થવા ચાહ્યું, ત્યારે સર્વે દીનદાર અને દીનચાશીદાર ઝરતોશ્તી શું અદના કે આલા સર્વેએ એકદમ તે અસ્લી ખાન્દાનના શાહઝાદાને મદદ કરી. કહે છે કે પાર્થીઅન વડપણ હેઠળ પાર્સ પ્રાંતમાં આર્તાબાનસ પાંચમાંનાં રાજ્યમાં પાપક નામે એક બાહોશ અને દાનેશમંદ નર રાજ્ય ચલાવતો હતો, અને તેની સેવામાં હખામની ખાન્દાનનો એક શાહઝાદો હિંદ ખાતેથી આવી વાસો કરી પડયો હતો. પાપકે આ શાહઝાદાની નસ્લથી વાકેફ થઇ, તે શાહઝાદો કે જે સાસાનને નામે જણાયો છે, તેને પોતાનો દામાદ કર્યો, અને પાપકની શાહઝાદીને પેટે સાસાનથી એક ચંચળ અને ખૂબીવંતો બેટો જનમ્યો. આ શાહઝાદાને અર્દશીર નામ આપી, ઊંચી કેળવણી આપી પાપકને બેટો ન હોવાથી તે નબીરાને દત્તક કર્યો. આર્તાબાનસને શાહઝાદાની ચંચળાઈની ખબર પડવાથી એક નામુ લખી તે વખતના રવૈયા પ્રમાણે એક Hostage તરીકે તેને પોતાની દરબારમાં રાખવા બોલાવ્યો, અને પાપક સાથ ઘાડી મિત્રાચારી હોવાથી અર્દશીરને ઘણા વહાલથી રાખી, પોતાના શાહઝાદાઓ સાથ કોલેજ, શિકારગાહ અને પોલો વગેરે રમતમાં તેને તેઓનો ગોઠયો અને હમશરીક બનાવ્યો. પણ એક દિવસ વિનાશ કાળે શિકારગાહમાં અર્દશીરે તીરથી બેજાન કરેલાં જાનવર માટે તેને આર્તાબાનસના એક શાહઝાદાની સાથ ત્રણ પાંચ થઈ, જેમાં કેટલુંક ગુસ્સામાં નબોલ્યું બોલવાથી શેહનશાહ આર્તાબાનસે ખફા અને રંજીદા થઇ, આ અપમાન અને તોડછાઈ માટે અર્દશીરને પાયરી અને મોભ્ભા ઉપરથી ઉતારી પાડી શાહઝાદાઓથી દૂર કર્યો, અને હલકા ઓહ્દા ઉપર નેમ્યો. અર્દશીરની ફર્યાદના જવાબમાં પાપકે તેનેજ ઠપકો આપ્યો, પણ ત્યાર બાદ શેહનશાહી મેહલની અર્તદુખ્ત અથવા ગુલનાર નામે શાહઝાદીનો પ્યાર ખેંચી લગ્નના કોલથી બંને જોડાયાં, અને પાપક મરણ પામવાથી આર્તાબાનસે અર્દશીરનો બાપીકો હક ડુબાડી તેના વેરી શાહઝાદા બહમનને પાર્સનો હાકેમ નેમ્યાથી ગુસ્સામાં અર્દશીરે ગુલનારની મદદ સાથ કેટલીક ઉમદા ચીઝો સાથ ચુનંદા ઘોડા ઉપર સવાર થઈ પાર્સ તરફ નાસવા માડયું; અને જોકે અર્દવાને તેની પૂઠ પકડી તોપણ અર્દશીર અને ગુલનાર સલામત નાઠાં અને પાર્સના લોકે અર્દશીરને મદદ કરી અને ત્યાર બાદ બનાક નામે બીજા મોટા હાકેમે પોતાના છ બેટા અને શૂરા સિપાહો સાથ અર્દશીરને મદદ કરી અને અર્દશીરે તે મેળાપની યાદમાં "રામેશ્ને અર્દશીર" નામનું શેહર વસાવ્યું. બુલંદ હખામની ખાન્દાનનાં બખ્તાવર નામની યાદને લીધે અર્દશીર એક મોટી ફઉજ એકઠી કરી શકયો અને ત્રણ મોટી લડાઈમાં બહાદુર શેહનશાહ આર્તાબાનસને શેહ આપી હોરમઝદનાં મયદાનમાં પાર્થીઅન લશ્કરને માત કર્યું. આ મહાન જંગમાં મહાન શૂરવીર શેહનશાહ આર્તાબાનસ બહાદુરીથી લડતાં માર્યો ગયો અને તેના બે બેટા અને એક બેટી કયદ પકડાયાં. આ રીતે ઈ. સ. ૨૨૬ માં સિકથ્યન પ્રજાને દાબી દેનાર અને મહાન રોમન પ્રજાને ઉપરાસાપરી સખ્ત ફટકા મારી નબળી અને બેહોરમત બનાવનાર શૂરવીર પાર્થીઅન પ્રજાના રાજઅમલનો અંત આવ્યો; પણ શેહનશાહ અર્દશીર બાબકે અર્દવાનની શાહજાદી સાથ લગ્ન કર્યાથી તેને પેટે નામચીન શાપૂર પહેલાનો જન્મ થવાથી સાસાની શેહનશાહોની રગોમાં પણ બહાદુર આર્સેસિસ શાહઝાદાઓનું લોહી વહેતું રહ્યું. પણ અર્દવાનનાં મરણથી કાંઈ

એકદમ અર્દશીરને રાહત મળી નહીં. અર્દવાનના ઘણાક બેટાઓ છેક હિંદ ખાતે નાઠા હતા, કે જ્યાં પણ કેટલાંક પાર્થીઅન નાના રાજ્યો છેક ટિબેટ કે ચીન સૂધી પંથરાઈ રહ્યાં હતાં. ખુદ અર્દવાનના એક બેટાએ આર્તાવસ્દીસ નામ હેઠળ તાજ માટેની સખ્ત લડાઈ અર્દશીર સાથ કરી હતી. વળી ઘણાંક પ્રાંતોના પાર્થીઅન સૂબાઓ સરકશ થયા અને એ સઘળી લડાઇઓમાં એકવાર તો કહે છે કે અર્દશીરને છેક હિંદ ખાતે નાસવું પડયું હતું. વળી અર્દવાનનો બળવાન ભાઈ ખુસરૂ જે આર્મીન્યાનો પાદશાહ હતો તે તેમજ રોમન શેહનશાહ એલેકઝાન્ડર સેવિરસ સાથ વર્ષો સૂધી અર્દશીરને લડવું પડયું અને આખેર ખુસરૂનાં મરણ બાદ આર્મીન્યા અર્દશીરના હાથમાં આવ્યું; તોપણ ખુસરૂનો બેટો તીરદાદ જેને રોમનોએ બચાવી લીધો હતો અને જે પાછળથી ઝરતોશ્તી ધર્મ છોડી ખ્રિસ્ટી બન્યો હતો તે પાછળથી રોમની મદદથી આર્મીન્યાનો રાજા બન્યો હતો; તેમજ કુરદિસ્તાન, આઝર બાયજાન, કેર્માનના હફ્તાન બોખ્ત તેમજ મેહરક નોશઝાદ નામે હાકેમ કે જે પાછળથી તેના બેટા શાહપૂરનો સસરો થયો હતો તે સર્વએ એને બહુ મેહનત આપી અને શાહપૂર પહેલા અને તેના બેટાઓને પાછળથી પાર્થીઅનો આસાનીથી વફાદાર રહ્યા તે ફક્ટ શાહપૂર અર્દવાનની બેટીનો બેટો હોવાથીજ હતું. ગાદી ઉપર ઠરીઠામ થતાંજ અર્દશીરે ઝરતોશ્તી ધર્મ સૂધારવા ઉપર લક્ષ આપ્યું, કે જેમાં તેને તોસર નામના દસ્તૂરે ભારે મદદ કરી હતી.

## પાર્થીઅન શેહન્શાહતની ઉત્પત્તિ, તેમનો ધર્મ, રાહરીતી વગેરે.

બુલંદ હખામની શેહનશાહતના નાશને ભાગ્યેજ ૭૫ વર્ષ થયાં તેટલાંજ એક બીજી મહાન ઝરતોશ્તી શેહનશાહતે આ દુન્યવી તખ્તા ઉપર દેખાવ દીધો, અને લગભગ ૫૦૦ વર્ષ સૂધી તે પુર બહારમાં ટકી રહી, અને સિલ્યુકસ વગેરે ગ્રીક અને મેસીડોન્યન રાજ્યોનો નાશ કરી, સ્કિથ્યન પ્રજાને એરાબમાં રાખી, અજીત ગણાતા રોમનોની સુદ્ધ ઠેકાણે લાવી તેઓને નામોસી સાથ રાજ્ય લોભમાં મઝબૂત અટકાવનાર તે શૂરવીર પ્રજા પાર્થીઆ પ્રાંતની હતી. આ પાર્થીઅનો તે શબ્દના મૂળ અર્થ મૂજબ પરદેશી હતા. તે પ્રજા આર્યન, તૂરાન્યન અને સેમેટિક ભેળ અને મિશ્રથી બનેલી હતી. જ્યારે બલખના બહાદુર લોકોએ ડાયોડોટસ નામે એક ગ્રીકને પોતાનો હાકેમ સ્વીકાર્યો, ત્યારે બે નામીચા બેકટ્રિયન સરદારો જેઓ આર્તાઝર્કસિસ નીમનથી ઉતરી આવેલા હતા, અને જેઓના કાકાએ દારાયસ કોડોમાનસનાં મરણ બાદ કાવેયાની ઝુંડો સંતાડી એલેકઝાન્ડર ધી ગ્રેટના હાથમાં જતો બચાવ્યો હતો, તે સરદારોએ ગ્રીક અમલથી નારાઝ થઈ ઈ. સ. પૂ. ૨૫૬માં ૩૦૦૦૦ કુટુંબો સહિત બેકટ્રિયાની પશ્ચીમે પાર્થીઆના રેતાળમાં અસ્તાબિને પ્રાંતમાં અસક પ્રગણાંમાં ત્યાંના ગ્રીક હાકેમ ફેરેકલીસના પર્વાનાથી આ પ્રિયપેત્યુસના બેટા આર્સેસિસ પોતાના પ્રિય ભાઈ તીરીદેતિસ સાથ આવી વાસો કરી પડયો, કે જે પ્રાંત સાથ તેના વડિલોને કાંઇક નિસ્બત હતી. કહે છે કે આ અસક પ્રાંત ઉપરથી તેઓ "અસ્કાનેયાન" કહેવાય છે, પણ વળી કોઇક મૂળ સ્થાપક આર્સેસિસનું શુદ્ધ નામ અર્શક હોવાથી તે વંશ "અર્શકાનેયાન" ઓળખાયો.

કેટલાક ફાર્સી નવીસંદાઓ પ્રમાણે સિકંદરના હરીફ દારાનો બેટો અશ્ક અસ્તહન નામે રૂમી અને ગ્રીક હાકેમને હાંકી કાઢી પાર્સમાં સ્વતંત્ર થયો પણ આ ફાર્સી લખનારાઓનો અશ્ક બિન દારા તે કદાચ ગ્રીક ગ્રંથકારોનો જણાવેલો દારાયસનો એક પુરો બેટો ઓકસ હશે, કે જે ઈસસની લડાઈ વેળા માત્ર ૭ વર્ષનો એલેકઝાન્ડરને હાથ કયદ પડયો હતો અને ફાર્સી નવીસંદાઓનો અસ્તફન તે કદાચ એન્ટીગોનસ હશે કે જેને કાર્ડયાના યુમીનિસની પછવાડે જતાં પર્સિસની પહાડી લડાયક પ્રજાઓએ અટકાવ્યો હતો. આ વેળા ગ્રીકો પ્રમાણે સુસ્યન, યુસ્કયન, માર્ડી, કોસ્યન વગેરે પ્રજાઓએ સ્વતંત્રતા ઝાહેર કરી હતી અને તેજ બનાવને ફાર્સી લખનારાઓએ વર્ણવેલો અશ્ક બિન દારાનો બળવો હશે.

હવે ઇરાનની તવારીખમાં પુષ્કળ અર્શીશ, અર્શાક, આરશ, અશગ (ઓકસ) વગેરે નામો મળે છે, તેથી પર્સિસના અશ્ક બિન દારાને પાછળા ફિર્દોસી જેવા ફાર્સી નવીસંદા પાર્થીઅન આર્સેસિસ સાથ ભેળી નાખે એ સંભવિત દીસે છે. ગ્રીક લખનારા પ્રમાણે આર્સેસિસ વંશની બે જુદી શાખાઓએ પાર્થીઅન શેહનશાહતની માલેકી એખ્ત્યાર કરી હતી, જેમાંની પહેલી શાખા ફ્રાટિસ બિન્ ઓરોડિસ પહેલાના બેટા અને નબીરાઓ ફ્રાતાસિસ, વોનોનિસ, તીરીદેતિસ, મેહેરદાતિસ વગેરે સાથ સમાપ્ત થાય છે, જ્યારે પાર્થીઅનની બીજી શાખા જે મીડ્યાના આર્તાબાનસ ત્રીજા કે વોનોનિસ બીજાથી શુરૂ થાય છે, તે શાખામાં આર્સેસિસના બેકટ્રિયન અને પાર્થીઅન લોહી ઉપરાંત, સ્કિથ્યા, પાર્થી, મીડ, દાહ્ય, ગ્રીક, મેજાઈ, આર્તાપેટીનિ વગેરે લોહી આમેઝ થયલાં લાગે છે. પાર્સ, સુસ્યા વગેરે પ્રાંતોમાં દારાની અશ્કની અઉલાદ ઉપરાંત પાર્થીઅન, અશ્ગ કે અશએ શાહઝાદાનાં વંશો પણ અવાર નવાર રાજ કરતા હતા, એમ ફાર્સી શાએરો લખી ગયા છે. આ ભટકતા ભરવાડી ટોળાની કશી પણ બીક કે પરવા ફેરેકલીસે રાખી નહીં અને એક વેળા તેણે આર્સેસિસના નાના ભાઈ તીરદાદનું અપમાન કર્યું, જેનાં પરિણામમાં આ ઉમ્રાઓ ભાઈઓએ બંદ ઉઠાવ્યું અને ફતેહમંદીથી ફેરેકલીસનો તેના ગ્રીક શરીકો સહિત નાશ કર્યો અને ત્યાર બાદ એંટીઓકસ્થિયોસના હાકેમ આગાથોકનિસને પણ કતલ કર્યો અને દરફશે કાવાની દેખાડી ઝરતોશ્તીઓની સહાયતા મેળવી. તોપણ એદ્રાગોરાસ નામે ગ્રીક શત્રુ સાથ તેને સખ્ત લડાઈ થઇ અને ઇ. સ. પૂ. ૨૪૭ માં આ શેહઝોર અને સરકશ સરદાર મરણ પામ્યો.

આ રાજ્ય નાનાં ખંડિયાં રાજ્યો અને સ્વતંત્ર ગ્રીક અને યાહુદી શેહરોનું એક બોહોળું પ્રજાસત્તાક Republic or Federal United states જેવું હતું, પણ આ અગણિત અર્ધ સ્વતંત્ર રાજ્યો તેની નબળાઈનું મૂળ કારણ થઇ પડ્યાં. વળી પાર્થીઅન સલ્તનતમાં જ્યારે ફકટ અમીર ઉમ્રાઓ વગેરે થોડાંકજ ખાન્દાનો Free હતાં, ત્યારે રોમન Slaves અને European Middle Age ના Serfs માફક રૈયત અને સેપાહો લાખોની સંખ્યામાં ગોલામી અવસ્થામાં સબડતા હતા.

હવે પાર્થીઆ એટલું તો રેતાળ હતું કે હખામની દઉરમાંજ હીર્કેન્યાના ફળદ્રુપ પ્રાંતને પાર્થીઆ સાથ જોડી દેવામાં આવ્યો હતો, અને બીજા પાર્થીઅન પાદશાહ તીરદાદે હીર્કેન્યા જીતી લઈ સદા માટે તેને પાર્થીઆ સાથ એકસાન કરી નાખ્યું. આ લડાયક પાર્થીઅનો હખામની દઉરમાં પણ શેહઝોર લડવૈયા ગણાતા હતા, અને તેથીજ હિંદના મહાભારત અને રામાયણ તેમજ વેદ અને પુરાણ વગેરે પુસ્તકમાં તેઓને "પહલવ" નામે ઓળખાવ્યા છે, કે જેઓએ શ્રી કૃષ્ણ અને યાદવો જેવા ન્યાતિલાઓને કુરૂક્ષેત્રનાં મયદાનમાં પાંડવો તરફથી કૌરવો સામે મદદ કરી હતી. આ પહલવ અને શાકય લોકોમાંથીજ ડાં૰ સ્પુનર પ્રમાણે મહાન ગૌતમ બુદ્ધ જેવો મહારૂષિ જન્મ પામ્યો હતો અને બુદ્ધ ધર્મના ઘણાંક પુસ્તકો પહલવ અથવા પલ્લવ લોકોની પાલી ભાષામાં રચાયાં છે. ઈરાન મધ્યે પહલવાન યાને લડાયક તેમજ હિંદમાં પારધી યાને શિકારી એ શબ્દ પણ પાર્થી અને પહલવ ઉપરથી નીકળ્યા હોય એમ માલૂમ પડે છે. અને ઈરાનની પહલવી ભાષા પાર્થીઅન અમલમાં બહુજ જાયઝ હતી.

ઝર્કસિસની ગ્રીસ ઉપર ચઢાઇ અને દારાયસ કોડોમાનસ અને સિકંદર વચ્ચેની ઈસસ અને આર્બેલાની લડાઈમાં બતાવેલાં શૂરાતનથી ગ્રીક અને મેસિડોન્યન પ્રજાઓ પણ તેઓથી ડરતી હતી. આર્સેસિસે હેકટોમ્પાઇલોસ નામે ગ્રીક શેહરને રાજધાની બનાવી અને ત્યાર બાદ તીરદાદે દારા નામે નવું શેહર સ્થાપી ત્યાં રાજધાની સ્થાપી અને પાછળથી રય, એકબેટાના, સિલીશ્યા, તેસીફોન વગેરે શેહરો પાર્થીઅન રાજધાની શેહરો ગણાવા લાગ્યાં. જર્મનીની Electorate system માફક પાર્થીઅન શેહનશાહને સાત જોડયાં ખાન્દાનના પ્રમુખ યાને પ્રેસિડન્ટ માફક ચુંટી કાઢવામાં આવતો, અને જોકે તેની સત્તા બેહદ હતી તોપણ તેને ઉઠાડી મેળવાનો હક આ સાત ખાન્દાનના વડાઓ ધરાવતા હતા તેમજ તે ગાદી

વંશપરમપરા અપાતી હતી તોપણ કોઇ શાહઝાદાને પણ રાજગાદી ઉપર ચુંટી કાઢવાનો હક Electors ધરાવતા હતા અને વિટાક્ષા નામે અઢાર શત્રપો, પ્લીની પ્રમાણે, પાર્થીઆમાં પ્રાંતોની હાકેમી ચલાવતા હતા. પાર્થીઅનો ઘોડેસવારી અને તીર અંદાઝીમાં એક કહેવટ સમાન થઈ ગયા છે. તેઓની લડાઇ કરવાની રૂઢિ ઘણીજ વિચિત્ર પ્રકારની guerilla war હતી. પાર્થીઅન ઘોડેસવાર લશ્કર પોતાના દુશ્મન સામે અચબુચ ધસી જઈ તેને ગૂચવણમાં નાખી પછી અચબુચ વેરવીખેર હાલતમાં નાસભાગ કરવાનો ઢોંગ કરી, ચો તરફ વીખરાઇ જતું. આથી દુશ્મનો થાપ ખાઈ જતા અને પાર્થીઅનોને હારેલા સમજી તેઓની પાછળ દૂરવેર દોડતા પણ ઝડકુ તેઝ ચાલના ઘોડા ધરાવનાર પાર્થીઅનો તેઓના સપાટામાં આવ્યા વગર લામ્બે છેટે સૂધી દૂરદરાઝ અંજાણ્યા મુલકમાં દુશ્મનને દોરવી જતા અને જ્યારે દુશ્મનોને ધારેલાં છટકાંમાં સપડાયલા જોતા કે યાહોમ ઝનુન સાથ તેઓ ઉપર છાપો મારી તેઓને ઘેલા બાવરા બનાવી દેતા અને તેઓનો સમૂળગો નાશ કરતા. તીર અંદાઝીમાં તેઓ એટલા તો ચોકસ નેમના હતા કે એકદમ પુર ઝડપે દોડતા ઘોડા ઉપર તેમજ પીઠ પાછળથી પણ સાબૂત નેમ ટાંકી પૂઠે લાગેલાં દુશ્મન લશ્કરનો તેઓ ઘાણ કાઢતા, યા ઘોડા ઉપર ઝીન વગર ઊંધા બેસી તીરોના વરસાદથી દુશ્મન લશ્કરને ગોયા આંધળું અને બેબાકળું બનાવતા હતા.

મહાન શાએર ફિર્દોસી અને બીજા ફારસી નવીસંદાઓ "મુલૂકોલ તવાયફ"નું માત્ર થોડુંકજ ઢંગધડા વગરનું બેયાન આપી ગયા તેનો સબબ એકે પાર્થીઅન અમલમાં તેઓની કોઈ પણ રાજ્યનોંધપોથીની ગયર હાઝેરી હતી. વળી તેઓ ઝરતોશ્તી ધર્મ ઉપર સંપૂર્ણ એતેકાદ નહીં ધરાવતા તેથી મેજાઈ લોકોએ તેઓનાં ઘણાંકના વર્ણનો આપવાના અખાડા કર્યા. વળી સિકંદર, ટોલેમી યુઅરજીટિસ વગેરેની Raids થી ઈરાન એટલું તો ઝીરોઝબર થયું હતું, કે સાહિત્ય અને વિદ્યા અભ્યાસ ઈરાન મધ્યેથી લગભગ નાબૂદ થઈ ગયો હતો અને સિલસિલાબંદ તવારીખ લખવાની કોઇયે પણ ઝાઝી કોશેશ કરી હતી નહીં, તો જોકે મિથ્રિડેટીસ ધી ગ્રેટ (પોન્ટસનો), આર્મીન્યન તીગ્રાન ધી ગ્રેટ અને આર્તાવસ્દીસ, કોમાજીનીનો એન્ટીઓકસ, ઓત્રોપેતિનનો આર્તાવસ્દીસ અને પાર્થીઆના મિથ્રિડેટીસ પહેલો તેમજ બીજો, ઓરોડિસ વોલોગેસિસ પહેલો વગેરે શેહનશાહો કેળવાયલા, ભણેલા, ભાષાશાસ્ત્રી અને ગ્રીક કળાકૌશલ્યમાં પ્રવીણ માલૂમ પડયા હતા.

ફારસી અખબાર નવેસોએ પર્સીસના હાકેમોને પાર્થીઆના શેહનશાહો સાથ ભેળી નાખ્યા. "કારનામએ અર્તક્ષીરે પાપકાન" મૂજબ મેસિડોન્યનોને હાંકી કાઢયા બાદ ઇરાનનો મુલક ૨૪૦ ઉપર રાજયોમાં વહેંચાઈ ગયો અને ફિર્દોસી તેમજ બીજા ફારસી લખનારાઓ પ્રમાણે તેઓ ૨૦૦ વર્ષ સૂધી રાજ કરી ગયા. આ સર્વ બાબતો ખરી હકીકત મેળવવામાં ગૂચવાડો ઉત્પન્ન કરે છે; પણ ફારસી લખાણનાં ૨૦૦ વર્ષ તે શેહનશાહી મિરાસ ઉપર આવવાનાં વર્ષો હોય, યાતો પર્સીસ પ્રાંતની સ્વતંત્ર હાકેમીના વર્ષ હોય કે જે હાકેમી પાછળથી પાર્થીઅન મિરાસ થોડુંક સૂધી થઈ પડી હતી. ખુદ અસલ પાર્થીઅનો કે જેઓ તે દંતકથા મૂજબ ઇજીપ્ટના સીસોસ્ત્રિસે પાર્થીઆ ખાતે વસાવ્યા હતા, તે સ્વતંત્ર પ્રજાની વસ્તી ઘણીજ ટુક હતી પણ મોટા પ્રમાણમાં ગોલામોને તેઓ લશ્કરમાં અને બીજી બાબતોમાં રોકી ઘણા સંભાળથી અને મમતાથી તેઓને રાખતા અને Feudal system માફક લડાઈ વેળા દરેક દઉલતમંદ સ્વતંત્ર પાર્થીઅન અમીર તેની આયપત પ્રમાણે પાદશાહને ભેટ મોકલતો. એન્ટનીની ચઢાઈ વેળા ૫૦૦૦૦ લશ્કરમાં ફકટ ૪૦૦ જન છૂટાપણું ભોગવતા હતા.

ફારસી લખનારાઓ આ "મુલૂકોલ તવાયફ"નું તફસીલવાર બેયાન આપી ગયા નથી, તેનો બીજો સબબ એકે આ ૫૦૦ વર્ષ ઉપરના અંધાધુંદી અયામમાં ધર્મ સંબંધી, સંસારી, નૈતિક, આરથિક બાબતો વિષેની અથડામણ અને માહોમાહેની લડાઇથી ઇરાની સલ્તનત લગભગ કંટાઇ ગઇ હતી અને સાહિત્ય નાશ પામ્યું યા વેરવીખેર થઈ પડયું હતું, તેમજ ચીન, હિંદ, સ્કિથ્યા, રોમ વગેરેને પુર બહારમાં શેહ ખવાડનાર પ્રજા કાંઈ પણ રીતે settled state ઉપર આવી હતી નહીં. મહાન મિથ્રિડેટીસ

પહેલા કે વેલેગેસિસ પહેલા જેવાઓનું કરેલું બંધારણ પુરતી રીતે અમલમાં મેલાયું હતું નહીં.

આ પાર્થીઅનો પોતાની ચપળતા, જોમ, સાહસકર્મ અને સ્વતંત્ર ખાસીયતથી રોમ જેવા કટ્ટા દુશ્મનોની વખાણ ખાટી ગયા હતા. તેઓનો એક પણ શેહનશાહ સાહસિકપણા અને તર્ક બુદ્ધિમાં ખાંડિયો જાય એવો હતો નહીં. બહાદુરી અને જાતી ચંચળાઈ એ તેઓના ઉત્તમ ગુણ હતા. તેઓ હખામની શેહનશાહો માફક પડી ભાગેલા દુશ્મન સાથ માયાથી વર્તતા હતા, અને તેથીજ હાનીબાલ, મિથ્રિડેટીસ ઓફ પોન્ટસ, પોમ્પી, સેકસ્તસ પોમ્પી, બ્રુટસ, કેશ્યસ વગેરે ઘણાજ દીન અને દેશ દુશ્મનો યા પરદેશી શખ્સોએ પાર્થીઆ ખાતે પોતાની પડતી વખતે નાસી ભરાવાનો કસ્દ કર્યો હતો. મેહમાનદારીમાં તેઓ અરબ ભરવાડો જેવા દુલ્લા હતા. શૂરવીરપણામાં તેઓ રજપૂત સેપાહો માફક દુશ્મન ઉપર નબળાઈનો લાભ લીધા વગર તે દુશ્મનને પુરતી ચેતવણી આપી સંપૂર્ણ રીતે બચાવનાં સાધન કરી આપી મહાત કરવામાં તેઓ માન સમજતા હતા. કોલ પાળવામાં તેઓ ખરા ઝરતોશ્તી માફક વર્તતા હતા અને રોમ સાથની લડાઈમાં હમેશ વચનનો ભંગ કરનાર રોમનો હતા. તેઓની તવારીખ એક નીચમાં નીચ પ્રજાને પણ વાજબી મગરૂરી આપે એવી હતી. રોમનોને તેઓની સર્વથી ચઢતી સ્થિતિમાં હરાવી તેઓના વધ્યા જતા લોભ અને તુમાખી ઉપર પાર્થીઅન ફતેહો એક મઝબૂત Break સમાન થઈ પડી હતી. પણ આ સર્વ સાથ પાર્થીઅન શાહ ઝાદાઓ ભમતા મગઝના હતા અને તેમાંના ઘણાક ગ્રીક મૂર્ત્તિપૂજા તરફ ઢળી પડયા હતા, જેથી ઝરતોશ્તી મેજાઈ ધર્મગુરૂઓનું વારમ્વાર અપમાન વટિક કરતા હતા; તેમજ ચાલુ માંહોમાંહેની લડાઈથી રાજ્યમાં ગયર બંદોબસ્ત એટલો તો વ્યાપી રહયો હતો, કે ચોરાણું અને લૂટાણું આખી શેહનશાહતમાં સાધારણ થઈ પડયું, અને પ્રજાની સલામતી જેવું કાંઈ પણ હસ્તી ધરાવતું હતું નહીં. આ માંહોમાંહેની પંચાતથી ઠામઠામ બળવા ફેસાદ ચાલુ રહેતા, તેમજ રોમન, સ્કિથ્યન વગેરે દુશ્મનોના હુમ્લાથી સરહદ ઉપરનાં શેહરો અને કસ્બાઓ ઉજડ થતા અને આવા ચાલુ મામલાથી તેમજ ઢંગધડા વગરની સંસારિક, શારીરિક, નૈતિક, આર્થિક અને ધાર્મિક સ્થિતિથી પ્રાંત પ્રાંતો વચ્ચેનું જોડાણ રહી શકતું નહીં અને સઘળે બેદિલી જાએઝ રહેતી.

અસંખ્ય ગ્રીક અને યાહુદી સંસ્થાનો તેમજ પાછળથી વસાયલાં સીર્યન કે રોમન કોલોનીઝ પાર્થીઅન શેહનશાહની નબળાઈનું કારણ હતાં. વળી ચંદ્રગુપ્ત, અશોક વગેરે અર્ધ ઈરાની રાજાઓનો દસ્ત પૂર્વ ઈરાનમાં લામ્બે સૂધી પંથરાયાથી તે જીલ્લાઓમાં વેદાંત, જૈન, બુદ્ધિસ્ત અને હિંદુ મૂર્ત્તિપૂજક ધર્મ પુર જોશમાં ઝરતોશ્તી ધર્મ સાથ અથડામણમાં આવ્યા, તેમજ બેકત્રિયા ખાતે તૂરાની વેહમો અને કોન્કુસિયસ વગેરે ચીનાઈ ફીલ્સુફોના ફટવાઓ બોહોળા પ્રમાણમાં ફેલાવા માંડયા. વળી રાજા કનીસક અને મેહરકુલ જેવા અર્ધ ઝરતોશ્તી બુદ્ધિસ્ત રાજાઓના અમલથી ધાર્મિક વિચારોની ભેળમભેળ બોહોળા પ્રમાણમાં થવા માંડી. એજ પ્રમાણે પશ્ચીમ તરફના જીલ્લાઓમાં ગ્રીકોના હેલેનિક વિચારો અને રોમન, સીર્યન, અરબી, ઈજીપ્ટશિયન, ફીનિશ્યન, સ્કિથ્યન, વગેરે અર્ધ જંગલી રીત રેવાજો અને વેહમો ઉપરાંત યાહુદી ફતવાઓ અને નવા ઉગી નીકળેલા ખ્રિસ્તી ધર્મો પ્રસાર થવા માડ્યા હતા; અને આર્તાબાનસ ત્રીજાના વખતમાંજ ઈજાલિસ નામે મેસોપોટેમ્યાના પાર્થીઅન હાકેમે યાહુદી ધર્મ તરફ આસ્થાથી જોવા માડિયું અને કહે છે કે જીસસ ક્રાઈસ્ટ ઉપર પણ સંદેશો મોકલ્યો હતો. ત્યાર બાદ ખ્રિસ્તી ધર્મની પહેલી કોન્ફરંસ એદેસાનાં શેહરમાં ઓસ્રોહેનીના વટલેલ રાજાની પનાહ હેઠળ ભરવામાં આવી હતી.

આર્તાબાનસ ત્રીજાના વખતમાં જોન ધી બેપ્ટીસ્ટના ચેલાઓ પણ ઈરાનની સરહદ ઉપર પગભર થઈ પડ્યા અને ગોતારજીસે, કહે છે કે જોન ધી બેપ્ટીસ્ટનાં ખૂનનો બદલો યાહુદી કઉમ ઉપર લીધો હતો. વળી જે પૂર્વના ડાહ્યા પુરૂષો બાળક ક્રાઈસ્ટની મુલાકાત લેવા બાદ જર્મનીનાં કોલોં શેહર ખાતે જઈ નામીચું Greek Cathedral બાંધનાર કહેવાય છે, તેઓ એજ પાર્થીઅન શેહનશાહત-

માંથી ત્યાં નીકળી આવ્યા હતા. હાલના ઝમાનાની જડવાદી ફીલસુફીઓ Neo Platonism, Materialism, તેમજ Socialism, Nehilistic, Leveller theories વગેરે એજ ઝમાનામાં ઈરાન મધ્યે ખીલી નીકળી હતી. વળી એશિયા માઇનરની તરેહવાર રાહ રસ્મો યાહોમ ઈરાનમાં પ્રસાર પામતી રહી હતી, તેમજ એ ભેળભાળથી ઉત્પન્ન થયલા મિશ્ર ધર્મે સીર્યા સિલીશ્યા, એશિયા માઇનર, ઇજીપ્ટ, ગ્રીસ, ઈટલી, જર્મની, ગોલ, સ્કિથ્યા અને છેક ગ્રેટ બ્રીટન સૂધી પોતાનો દસ્ત લમ્બાવ્યો. રોમન પ્રજાનો પહેલો ધર્મ મિશ્ર ધર્મજ હતો જેમાં પુષ્કળ ગ્રીક વેહમોની ભેળમભેળ હતી. વળી યાહુદી અને ખ્રીસ્તિ ધર્મો પણ ઝરતોશ્તી ફત્વાઓથી નિરાળા રહી શકયા નહીં, અને બુદ્ધ ધર્મને પુષ્ટિ આપનાર અને ચીન સૂધી ફેલાવનાર તો પાર્થીઅન શાહઝાદાઓ પુરવાર થયા છે. "મેહર પરસ્તી" યાને સૂર્યપૂજકો આજ પણ લન્ડનમાં ચોકસ દિવસે stonehenge નામે ખંડિયર આગળ દર વર્ષે હઝારોની સંખ્યામાં એકઠા થાય છે અને યૂરોપના જીપ્સી લોક માફક ખ્રીસ્તિઓમાં હીણાય છે. આ stonehenge એક વેળા sun worshippers દ્રુઈદિસોનું મંદિર હતું એવી કલ્પના થઈ છે.

કેળવાયલા ધર્મગુરૂઓનો દઉર પણ મધ્ય કાળના યૂરોપ માફક ઝાઝો હતો અને પુષ્કળ સ્થાવર અને જંગમ મિલ્કત તેઓ ધરાવતા હતા, પણ પાછળથી ઝરતોશ્તી ધર્મ ઉપર ઝાઝો એતેબાર નહીં ધરાવનાર શેહનશાહો તરફથી ઉત્તેજન નહીં મળવાથી આ ધર્મગુરૂઓનો અને તે સાથ શેહનશાહોનો પણ દઉર અને કાબૂ કમી થતો ચાલ્યો. પાદશાહી બોડીગાર્ડ સિવાય કાંઈ પણ સ્ટેન્ડીંગ આર્મી શેહનશાહ તરફથી રખાતું હતું નહીં, પણ ઝરૂર વખતે શત્રપો અને તાબેદાર રાજ્યોને માથે લશ્કર, ખોરાકી, પોશાકી વગેરે પુરૂં પાડવાની ફર્ઝ આવી પડતી હતી. લડાઇ, શિકાર, sport, athletic performances, દડીદાવ વગેરે તેઓને અતિ વહાલું હતું. શરાબબાઝી, સંગિત, રમત ગમત તેઓમાં સાધારણ હતી, અને ઊંચાં સ્વાદિષ્ટ ખાણાંઓ ખાવાનો તેઓનો રવૈયો હતો. મીડયન સાહયો, ઢીલું સુરવાલ, ફેંટા કે તીઆરા ટોપી તેઓનો સાધારણ પોશાક હતો, તરેહવાર ફેશનની દાઢી, બાલ રાખવા અને તેને કરચલીદાર હોરવું એ ઉપર સ્પાર્ટનો માફક તેઓ ઘણું ધ્યાન આપતા. લડાઇમાં તેઓ બખ્તર, કોલાહ, તીરકામઠાં, તલવાર, ખંજર, છરી, છૂટભાલડી વગેરે રાખતા હતા. પાર્થીઅન નીતિના કાયદા સખ્ત હતા, તેમજ સઝા પણ સખ્ત પ્રકારની હતી. સેલ્યુકસ અને ચંદ્રગુપ્ત માફક આર્સેસિસ પછી તેનો Era યાને સને વપરાતો હતો. પાર્થીઅનોની ખાનગી ચાલચલણ અને રીતભાત ઊંચ પ્રકારની હતી, અને બંદીવાનો તરફની નર્માસ, વચનની સચ્ચાઈ અને સુલેહ માટેની તીર્વતા માટે તેઓ પંકાયલા હતા. તેઓની તવારીખમાં જે ગડબડગોટો માલૂમ પડે છે, તેનો સબબ એ છે કે સિક્કાઓ કે જૂની નોંધો અંદરથી તાબેદાર પ્રાંતોના પાદશાહોને પાર્થીઅન શેહનશાહોથી જુદા પાડી દેખાડવું એ એક અતિ મહત્વનું કામ થઇ પડયું છે. કુદરતી આબો હવા, આતશ અને ખાક વગેરે Elements ઉપરાંત સૂર્ય, ચંદ્ર, ગ્રહ, સેતારા વગેરેની આરાધના તેઓમાં જાયઝ હતી. તેમજ આગળા પૂર્વજો અને ન્યાગાનોનાં ફરોહરોને આરાધવું અને તેઓની મૂર્ત્તિઓ રાખવી એ પાર્થીઅનોમાં સાધારણ થઇ પડયું હતું. શુરૂઆતમાં આતશને પુષ્કળ માન મળતું હતું. ઝરતોશ્તી રસ્મથી ઉલટી રીતે પાછળા વખતમાં પાર્થીઅનોમાં લાશને બાળવામાં આવતી કે સ્લીપરના ઘાટનાં કોફીનમાં દાટવામાં આવતી હતી. તોપણ ઝરતોશ્તી દખ્માની રૂઢિ કાંઇ સદન્તર નીકળી ગઈ હતી નહીં. જો કે પાર્થીઅન ઉમ્રાઓ અનેક બાયડી કરતા અને પુષ્કળ બાંદીઓ રાખતા તોપણ મધ્યમ અને ગરીબ વર્ગમાં ઝરતોશ્તી રૂઢિ પ્રમાણે માત્ર એકજ બાયડીનો રેવાજ ચાલુ હતો. પાર્થીઅન રાજદ્વારી વર્ષ સેલ્યુકસના સૈકા પ્રમાણે શુરૂ થતું અને મહિનાનાં નામો મેસિડોન્યન હતાં તેમજ સિક્કા ઉપર અને તખ્તીઓ ઉપર ગ્રીક લેખો અને કથાઓ માલૂમ પડતી હતી.

આ સઘળું છતાં "દીનકર્દ" પ્રમાણે વલગેસ યાને વોલોગેસિસે વીખરાઇ ગયલાં ઝરતોશ્તી પુસ્તકો ફરી એકઠાં કરાવ્યાં હતાં અને ઝરતોશ્તી ધર્મને પાછો સજીવન કર્યો હતો, તે વોલોગેસિસ

પહેલો કે ત્રીજો હશે. તોપણુ આ તો ખરૂં છે કે પાર્થીઅનો ઘણા તિક્ષ્ણ આસ્થાવાળા ઝરતોશ્તી હતાજ નહીં, તેમજ રાજકારોબાર ચોકસ નિયમ ઉપર રચાયલો નહીં હોવાથી રાહઝન અને પહાડી ટોળાઓ હર હમેશ સ્વતંત્ર અને બિન દેહશતપણે લૂટફાટ કરતા અને શત્રપો પોતા હસ્તકનો મુલક સ્વતંત્રપણે ચલાવવાને ઇચ્છતા હતા.

પાર્થીઅન અમલની મેહરપરસ્તીનાં મંદિરોની નિશાનો જર્મની, ઓસ્ટ્રીયામાં ઠામેઠામ મળે છે, તેમજ ઇંગ્લંડમાં યોર્ક અને ચેસ્ટર સૂધી તે મળે છે. એશિયા માઇનરના પોન્ટિક હીરેકલીઆ, પોન્ટસ, કેપેડોશ્યા, કોમાજીની, આર્મીન્યા, સિલીશ્યા સીર્યા વગેરે જ્યાં પાર્સી હખામની વંશના શાહઝાદાઓ રાજ ચલાવી ગયા હતા, ત્યાં ઝરતોશ્તી ધર્મના મેહર ઉપરાંત બેહરામ, આવાં, આદર, માહ, ઝરવાને અકરને, સરોશ વગેરે ફરેશ્તાઓની આરાધના પુર બહારમાં ચાલી રહી હતી, કે જેની અસર નીચે ઉગી નીકળેલા ક્રાઈસ્ટનાં ધર્મમાં Michael (મેહર) Gabriel (સરોષ) જેવા Arch-angels ના વર્ણનો તેમજ Holy Ghost (ફ્રવષી)નો ખેયાલ તેમજ Satan (અંઘ્રમઈન્યુશ) અને એશમદેવનાં બેયાન તેમજ Vergin Mary નો અલંકાર ઝરતોશ્તી અસરો દેખાડે છે. ઝરતોશ્તી ધર્મનાં મૂળ સિદ્ધાન્તો અશોઈ એટલે પવિત્રાઈ, પર્હેજગારી, ચોખ્ખાઈ, સુઘડાઈ, સારા વિચાર, સારૂં વચન યાને બોલવું અને સારાં કાર્યો, બદી સામેની બહાદુર લડાઇ, મિથ્ર જેવી સાચી ઈમાનદારી, સરોશની આપેલી આસ્નીદહ ખેરદ અને ગોશોસ્રુતહ ખેરદ યાને Wisdom and Knowledge, બેહરામ જેવી બહાદુરી, નેકનામી અને ફતેહ, આદર જેવી જલેહ, તાબ અને ગર્મી, આબાન જેવી નિર્મળતા એ સર્વ એકસાન એકજ વેળા કોઈ પણ બીજા ધર્મમાં મળી શકતું નથી અને તેથીજ ઝરતોશ્તી ધર્મ અગણિત હાદેસા છતાં દુન્યાના સર્વ નવા ઉગી નીકળેલા ધર્મો સામે ફતેહમંદ ટક્કર જીલી અને સર્વ ધર્મ મતો ઉપર પોતાનો છાપ અને લાગવગ બેસાડયો.

આવા ઉમદા તત્વો ધરાવવાથીજ પાર્થીઅન અમલનાં લામ્બા ૫૦૦ વર્ષના અંધાધુન્દી ઐયામમાં ઝરતોશ્તી ધર્મ દુન્યાના બીજા સર્વ ધર્મો સાથ ફતેહમંદ બાથ ભીડી શકયો. અને અરબ ચઢાઈ પછી આજે પણ આપણો ઝરતોશ્તી ધર્મ ટકી રહ્યો છે, તેમજ બીજા ધર્મો ઉપર પોતાનો ચાલુ છાપ બેસાડતો રહ્યો છે. આ ધર્મની ઉમદા ગુહ્ય ફીલસુફીથી અંજાઇનેજ શેહનશાહ નીરો કે દાયોકિલશ્યન ઝરતોશ્તી રાહ રસ્મો તરફ ખેંચાયો હશે.

## નોશીરવાન.

જે શાહાન્ કસી હમચુ નૂશીરવાન્
બદાદો બઍન્સાફૂ નામદ્ અયાન્
કે બાદા જે મા આફરીન્ સદ્ હઝારૂ
બરૂહો રવાને શુનીન્ શહુરૂયારૂ

પાદશાહ નોશીરવાન ઈન્સાફ અને દાદમાં બીજા સઘળા થઈ ગયલા પાદશાહોમાં આગેવાન દરજ્જો ભોગવી ગયો છે. આ નામીચા પાદશાહનો જન્મ હીનભાગ્ય પાદશાહ કોબાદને ત્યાં થયો હતો.

નોશીરવાનનો જન્મ કોબાદને ભાગ્યશાળી નીવડયો. કારણકે તે બનાવ પછી તે પાછો ઈરાનની ગાદી મેળવવા પામ્યો. ખરૂં કહ્યે તો નોશીરવાન તેના જન્મથી તે મરણ સૂધી ઈરાનનો ખરેખરો એક ભાગ્યશાળી રાજ્યકર્ત્તા થઈ ગયો છે અને સર્વ ઈરાની રાજ્યકર્ત્તાઓમાં બલ્કે દુન્યાના રાજ્યકર્ત્તાઓમાં આજ સૂધી તેનું નામ અદલ ઈન્સાફમાં અમર રહી ગયું છે. યૂરોપ તેમજ એશિયામાંના નાના મોટા સર્વ તવારીખનવેસોએ જેઓએ ઇરાન દેશની તવારીખ લખી છે, તેઓએ પાદશાહ નોશીરવાનની અને તેના રાજ્યઅમલની વધતી ઓછી સ્તુતિ ગાઇ છે. અપવાદ તરીકે યૂરોપનો એકજ તવારીખનવેસ સર જોન માલ્કમ એ પાદશાહના "આદેલ"ના એલકાબ વિષે લગાર શક

દેખાડતા જણાય છે. એ લખનારની ઈરાનની તવારીખ વાંચતાં તેનાં મનના એક નહીં પણ અનેક ફાંટા આપણી નઝરે પડે છે. સર જોન માલ્કમનું કહેવું એવું છે, કે "જે ઝમાનામાં અને જે સંજોગો વચ્ચે નોશીરવાન રાજગાદી ઉપર આવ્યો તે વખત ધ્યાનમાં લઈને હું કહીશ કે નોશીરવાન તો શું પણ કોઇ માણસને 'આદેલ'નો એલ્કાબ આપી શકાયજ નહીં." અમારૂં આધીન મત આ વિચારથી ઉલટુંજ છે. અગરજો ખયર આફીયત અને સલાહ સંપજવાળા ઝમાનામાં એક પાદશાહ પોતાનો રાજઅમલ ઈન્સાફની સર્વથી ઊંચી ટોચે ચઢાવે તોપણ તેને "આદેલ"નો એલ્કાબ નહીં મળે તો તેમાં કાંઈ અજબ જેવું નથી. પણ જેમ ઝમાનો લૂટફાટ કરનારાઓથી ભરેલો હોય, જે ઝમાનામાં બળવાખોરો ઉભાઈ જતા હોય અને લોકોના જાન માલની, બાળ બચ્ચાંની અને સ્ત્રી જાતની લાજની સલામતી બિલ્કુલ નહીં હોય તેવા ઝમાનામાં જે પાદશાહ પોતાના દેશની આબાદી અને રૈયતના જાન માલની સલામતી ખાતેર લૂટારાઓને અને ફેસાદખોરોને સખ્તમાં સખ્ત સઝા ફર્માવી ઈન્સાફની પુરેપુરી અને ખરેખરી નેમ જાળવે તેને "આદેલ"નો ખેતાબ તેની પ્રજા નહીં આપે તો ખચીત અજબ જેવું કહેવાય. બલ્કે તે દેશની પ્રજામાં કદરશેનાસીનો અને વફાદારીનો જરા પણ અંશ નથી એમ કહેવાય. ઝુલ્મગારો સાથ વાજબીપણે મઝબૂત હાથે વર્તયાથી ઝુલ્મ ખમનારાઓનું દુઃખ દૂર થાય છે. ઝાલેમો તરફ રેહમદિલી દેખાડવામાં આવે, તો મઝલૂમોનાં દુઃખ ઘટવાને બદલે વધે. ફાર્સીમાં કહેવતરૂપિ બયત છે કે,

જફા પીશગાન્રા બેદેહ સર્ બબાદ
સેતમ બર્ સેતમ પીશહ્ અદલસ્તો દાદ

જેને મળતી ગુજરાતીમાં પણ એક ઉમદા કહેવત છે કે "વીછુનાં મોંને ખાસડું" અથવા "લાકડાંના દેવને ખાસડાંની પૂજા." અંગ્રેજી ભાષામાં પણ આપણે કાંઈ એવુંજ વાંચ્યે છિયે કે "To be cruel only to Be Kind." નોશીરવાનના રાજઅમલની શુરૂઆતે ઇરાનની જે હાલત હતી, તેવી કોઇ પણ વખતે હતી નહીં. તેનો રાજઅમલ મઝદક અને તેના ચેલાઓના દઉરમાં શુરૂ થયો. માટે તેને "દુરોસ્તે દુરોસ્ત" થવું પડયું હતું. જેટલો તે ઈન્સાફી હતો તેટલોજ તે ઝાલેમો સાથ સખ્તીથી વર્તતો હતો.

પ્રથમ નોશીરવાને પોતાના બાપની ગાદી ઉપર આવી બેસવા ના પાડી હતી, કારણકે તે જાણતો હતો કે ઘણાક મોટી પદવીના ઝાલેમ ખસ્લતના લોકોને બેખ અને બુન્યાદમાંથી ઉખેડયા વગર રાજ્ય ચલાવી શકાય નહીં. માટે દેશને સૂધારવા માટે અને શાન્તિ ફેલાવવા માટે ઝાલેમોને અને લૂટારાઓને સખ્ત સઝા કરવા દેવાની શર્તેજ તેણે રાજ્યની લગામ હાથમાં ધરી હતી. "આદેલ"નો એલ્કાબ ઝુલ્મ અને લૂટફાટ દૂર કરવાથીજ તેને મળ્યો હતો. સર જોન માલ્કમ અમારા ધારવા પ્રમાણે "આદેલ"નો એલ્કાબ ખરી રીતે નહીં સમજતાં તે એલ્કાબ નોશીરવાનને લોકોએ આપ્યો તેની વિરૂધ ગયો છે. પણ કાંઇ નહીં તો તે કબૂલ કરે છે, કે "એશિયા ખંડના મોટામાં મોટા રાજ્યકર્ત્તાઓમાંનો એક પાદશાહ નોશીરવાન હતો. અને તેના રાજઅમલે ઈરાન દેશને અને ઇરાની પ્રજાને સદાભિમાની બનાવવાનું વાજબી કારણ આપ્યું હતું."

ઈરાનના જુદા જુદા લખનારાઓએ નોશીરવાનના અદલ ઈન્સાફની એક નહીં પણ અનેક વાર્ત્તા લખી છે. તેમાંના બે ત્રણ નમૂના અત્રે આપવાનું કામ બેજા ગણાશે નહીં. તેસેફોનમાં નોશીરવાને "તાકે કેસ્રા" નામનો તવારીખમાં પ્રખ્યાત થયલો મેહલ બંધાવેલો છે, જેનાં ખંડિયેરો જોનારાઓની આંખોમાં આજે પણ અદભુત કર્મ જેવાં દેખાય છે. તે મેહલ જોવા માટે કહે છે કે રૂમ અને બીજા દેશોના એલચીઓ આવ્યા હતા. તે મેહલને તેની ચારો બાઝૂથી, અંદરથી તેમજ બાહેરથી તેના કમ્પાઉંડને બારીક નઝરથી તપાસ ચલાવતાં તેઓ કાંઇ ખામી કે અયબ જોઇ શકયા નહીં, પણ કમ્પાઉંડની દીવારનું એક ખૂણું લગાર વાંકું દેખાયાથી શેહનશાહી મેહલની જગ્યાની

ત્યાં એક ખામી જોઈ, જેનો ખોલાસો નોશીરવાને નીચે પ્રમાણે આપેલો કહેવાય છે—“જ્યારે મેં આ મેહલની ઈમારતનો પાયો નાખ્યો અને કારીગરો ચારે બાજૂ સમચોરસ દીવાર બાંધવા નીકળ્યા, ત્યારે કમ્પાઉંડના એક ખૂણાંમાં એક ગરીબ બુઢ્ઢી બાઇનું નાનું ઘર જોયું. તે બાઇ ઉપર મેં કહેવાડિયું કે ‘તારૂં ઘર મને વેચાતું આપ, માગે તે તને તેનું દામ આપું અથવા તારી ખુશી હોય તો તારે માટે રહેવા સારૂ એક નાનું સુંદર ઘર બીજે ઠેકાણે બંધાવી આપું.’ તે બાઇએ જવાબ આપ્યો કે ‘હું ગરીબ બુઢ્ઢી આજ ઘરમાં જન્મી છું અને અહીંજ હું મરવા ખુશી છું માટે મારે આ ઘર વેચવું નથી તેમજ આ ઘર છોડીને બીજાં સુંદર મકાનમાં જઇ મરવા ગમતું નથી. તું આખા દેશનો માલેક છે અને મને તેની અદેખાઇ આવતી નથી અને આટલાં નાનાં ઘરની હું માલેક છું તેની તને અદેખાઇ કેમ આવે છે?’ હું કાંઈ બોલ્યો નહીં. અને મારો મેહલ બંધાઇ તૈયાર થયો અને પેલી બુઢ્ઢીબાઇનાં ઘરની બારીમાંથી રાત દિવસ ધૂમાડો નીકળીને મારા મેહલની દીવારને કાળી કરતો રહ્યો, ત્યારે મેં તે બાઈ ઉપર બીજો પયગામ મોકલ્યો કે ‘તું તારાં ઘરમાં ખાવાનું ના પકાવ. રોઝ સવાર સાંજ તરેહવાર ખાણાંના ખુમચા તારે માટે મોકલતો રહીશ. તારી રાંધણીમાંથી નીકળતો ધૂમાડો મારા મેહલની દીવારને કાળી કરે છે.’ તેણીએ જવાબ કહેવાડિયો કે ‘દેશમાં સંખ્યાબંધ ભૂખે ટવળતાં માણસો રડતી આંખ્યો સાથ અને બળતાં જીગર સાથ પડેલા હોય અને હું પાદશાહી ખાણું ખાઉં, તે વાજબી નહીં કહેવાય. મારા પયદા કરનારનો મને ડર લાગે છે કે મેહનત કરી હક્ક હલાલની જવની રોટલી અને છાસની કઢી ખાઈ સિત્તેર વર્ષ કાઢયાં. હવે હું હરામ રસ્તે મેળવેલી ભુંજેલી મરઘી અને બદામ, મીઠાઇ વગેરે ખાઉં? ના, મને અને મારી નાની ઝુંપડીને જેમ છે તેમ પડી રહેવા દે કે તારી ઈન્સાફની દેવડીનો સણગાર તેમાં સમાયલો છે. જ્યારે દેશના ફેસાદખોર લોકો જોશે કે તારા ઇન્સાફથી તું નાની જેવી ઝુંપડી ઉપર તરાપ મારી શકતો નથી, ત્યારે તેઓ રૈયતના જાન અને માલ ઉપર ઝુલ્મી હાથ લમ્બાવાનું મોકુફ કરશે. વળી યાદ રાખજે કે તું અને તારો મેહલ સદા કાયમ રહેવાનો નથી, પણ તારો મેહલ અને મારાં ઝુંપડાંનો કિસ્સો તારાં નામને અમર કરશે.’ મને આ બુઢ્ઢી સ્ત્રીની વાત પસંદ પડી અને મારી પડોસમાં તેણીને અને તેનાં ઝુંપડાંને તમો જુઓ છો તેમ રહેવા દીધાં છે, અને તેટલા માટે મેહલના કમ્પાઉંડનો એક ખૂણો વાંકો છે.” પેલા એલચીઓ નોશીરવાનના આવા ઇન્સાફી રાજઅમલ ઉપર આફ્રીન કરી બોલ્યા કે “ઓ પાદશાહ! તારા આવા ઈન્સાફથી તારા મેહલના કમ્પાઉંડનો વાંકો ખૂણો હવે અમારી નઝરે અયબદાર નહીં પણ સુશોભિત દેખાય છે.”

જોઆએ હુસ્ને અમલ્ બીન્ કે રૂઝગાર્ હનૂઝ
ખરાબ્ મીનકુનદ્ બારૂગાહે કેસ્રારા

ઈન્સાફી રાજઅમલનું પરિણામ ઓ ઈન્સાન! તું જોકે ઝમાનો હજી નોશીરવાનની ઈન્સાફની દેવડીને ખરાબ કરતો નથી.

અમીરોલ મુમેનીન (ઇસ્લામીઓના અમીર) હઝરત ઓમર સાહેબે એક વેળા પોતાની દરબારમાં પાદશાહ નોશીરવાનના અદલ ઈન્સાફની વાત કીધી હતી, કે “અરબેસ્તાનના રસૂલ હઝરત મોહમ્મદ સાહેબ કે જેણે ઇસ્લામી દીન ફેલાવી તેની આગળ વેપારને માટે હું એક વખત મદાયન શેહર તરફ જતો હતો. મારી પાસે યમનની ચાદરોના ચાળીસ તાકા હતા. જ્યારે શેહરની થોડેક દૂર હું આવી પુગ્યો, કે એકાયક લૂટારાઓએ મને ઘેરી લીધો. મોટી ઝેહમતે હું મદાયનમાં આવી પુગ્યો અને લૂટ-ચોરીની ફર્યાદ દરબારમાં જઇને પાદશાહ નોશીરવાન આગળ કીધી. પાદશાહે જ્યારે મારી ઉપર ગુઝારેલા સેતમની વાત સાંભળી, ત્યારે દરબારના એક નોકરને ફર્માવ્યું કે મને રહેવા બેસવાની સારી જેવી જગ્યા આપે અને મને જોઇતો ખોરાક દરરોઝ પહોંચાડે. પાદશાહનો ઈન્સાફી કારોબાર જોવાને માટે મારી જગ્યાએથી નીકળીને રોઝ દરબારમાં જતો હતો. ચાળીસમે દહાડે જ્યારે

દરબારમાંથી હું ઘર ગયો, ત્યારે મેં ત્યાં મારા ચાળીસે ચાળીચ તાકા પડેલા જોયા. તાકાની આગળ લૂટારૂઓના હાથ કાપીને નાખેલા હતા. અને વળી સોનાના ચાળીસ તંગા એક કાગઝમાં મૂકેલા હતા. કાગઝમાં લખેલું હતું, કે 'ઓ મુસાફેર! તારો માલ લૂટી લઇ જનારાઓને પકડતાં ચાળીસ દિવસ લાગ્યા છે અને તને તેટલા દહાડા ખોટી થવું પડયું છે, માટે રોઝના એક સિક્કાને હિસાબે આ ચાળીસ સોનાના તંગા તારે માટે મેલ્યા છે. જ્યારે તું તારે વતને જાય, ત્યારે મેં તને ઈન્સાફ નથી આપ્યો એવી ફર્યાદ તારા વતનદારો આગળ કરતો ના.' "

એવું કહેવાયલું છે કે બગદાદના ખલીફા મામૂન સાહેબની દરબારમાં એક ઇસ્લામી વિદ્વાને ઇસ્લામીઓની "હદીસ" નામની ધર્મની કેતાબમાંથી એક એવો વાકય વાંચ્યો કે "આદેલ પાદશાહોની લાશ તેઓનાં મરણ પછી ઘણો વખત સૂધી સડતી નથી તેમજ તેઓની લાશના અવ્યઓ એક બીજાથી છૂટા પડતા નથી." ખલીફાએ કહ્યું કે "'હદીસ' જેવી ધર્મની કેતાબનાં લખાણની સચ્ચાઈ ઉપર મને જરા પણ શક નથી, છતાં મારી ઈચ્છા છે કે નોશીરવાન પાદશાહની લાશને હું જોઉં. અદલ ઇન્સાફની બાબતમાં ખરૂં જોતાં આપણું ધ્યાન તેની તરફજ ખેંચાય છે અને હઝરતે રસાલત પનાહ પયગમ્બર મોહમ્મદ સાહેબની અદભુતકારી ઝબાન ઉપરથી આવા સદાભિમાની કલામ નીકળેલા છે, કે 'આદેલ પાદશાહના રાજઅમલમાં મેં જન્મ લીધો છે.'" પછી મામૂન સાહેબે તેસેફોન જેને આજે મદાયન કહેવામાં આવે છે, તે તરફ કુચ કીધી. જ્યારે ત્યાં પહોંચ્યા, ત્યારે હોકમ કર્યો કે "નોશીરવાનનું દખ્મુ ઉઘાડે." ત્યાં દાખલ થયા બાદ તે ત્યાં શું જોય છે? એક માણસ ઊંઘતો હોય તેમ જાણે તુરતના નોશીરવાન પાદશાહને ઊંઘતો સૂતેલો જોયો. ત્રણ સોનાની વીટીઓ તેની આંગળીએ હતી. એ વીટી ઉપર એવો લેખ હતો, કે "દોસ્ત તેમજ દુશ્મન બંનેની સાથ સભ્યસતકારી સદા થજો!" બીજી વીટી ઉપર લખેલું હતું, જે "દાનેશમંદ વઝીરોની સલાહ વગર કોઈ પણ કામનો પ્રારંભ કરતો ના." ત્રીજી વીટી ઉપર લખેલું હતું, કે "રૈયતનું રક્ષણ કરવાનું કદી ચૂકતો ના." વળી એક સોનેરી તખ્તી બરાબર પાદશાહનાં માથા ઉપર ટાંગેલી હતી, તે ઉપર લખેલું હતું કે "જે પાદશાહ ઇચ્છતો હોય કે તેનું રાજ્ય બળવાન થાય અને બીજા રાજવાળાઓ તેના તરફ માનની નઝરથી જોય, તો તેને કહેજે. કે તારા ઝમાનાના વિદ્વાનોને મોટાં માનની નઝરે જોતો રહેજે." વળી બીજું આ લખેલું હતું, કે જે પાદશાહ ચાહતો હોય, કે "તેનાં રાજ્યનો વીસ્તાર વધે તો તેને કહેજે કે તારો અદલ ઇન્સાફ વધારતો રહેજે." ખલીફા મામૂને હોકમ આપ્યો કે 'તે પાંચે નસીહતો લખી લીયે અને તે જગ્યા ઉપર ગુલાબનું અત્તર છાંટીને દખ્માના દરવાઝાને પાછો મુલમ્મો લગાડી બંધ કરી દીયે.'

નોશીરવાન પાદશાહે તખ્ત ઉપર આવી દેશમાંથી લૂટફાટ અને અંધેર કારોબારને જડ મૂળથી ઉખેડી નાખી શેહનશાહતમાં અનેક સૂધારા વધારાનાં કામો શુરૂ કર્યાં હતાં. જમાબંદી, શીરબંદી અને બીજી દીનવાળાઓ ઉપર માથાંવેરો પાદશાહ નોશીરવાને શેહનશાહતમાં પહેલવહેલો દાખેલ કર્યો હતો. ઝમીનની ખેતીની મેહસૂલ વર્ષમાં ત્રણ હફતે લેવાનું ઠરાવ્યું હતું. અને દેહણું ભરવાનું તેટલા માટે ખેડુતોને ભારી લાગતું નહીં હતું. એક જોડી બળદ અને એક હળથી ખેડાય એટલી ઝમીન ઉપર એક રૂપાનો દિરમ અને ચોસેટ રતલ અનાજ મેહસૂલ તરીકે આપવું પડતું હતું.

આખી શેહનશાહતનો રાજકારોબાર ચલાવવા માટે તેને ચાર ભાગોમાં વહેંચી નાખી હતી. પહેલા ભાગમાં ખોરાસાન, સીસ્તાન અને કેર્માનના ઈલાકા દાખેલ કર્યા હતા. બીજામાં એસ્ફહાન, કોમ, ગીલાન, આઝરબાયજાન અને આર્મીન્યાના પ્રાંતો આવેલા હતા. ત્રીજામાં પાર્સ અને અહવાઝના ઈલાકા સમાયલા હતા અને ચોથમાં રૂમની હદ સૂધીનો આખો એરાકનો ઈલાકો આવેલો હતો.

ઈરાની શેહનશાહતનો વિસ્તાર નોશીરવાનના વખતમાં સર્વથી મોટો બનેલો હતો. તેની હદ ઉત્તરે માઝંદરાનના દર્યા (Caspion Sea) સૂધી હતી. દક્ષિણે મિસર અને રાતા સમુદ્ર સૂધી હતી.

પૂર્વે હિંદુસ્તાન સૂધી હતી અને પશ્ચીમે ફોરાત (Euphrates) સૂધી હતી.

કહે છે કે નોશીરવાનની દરબારમાં તેનાં પોતાનાં તખ્ત ઉપરાંત બીજા ચાર સોનેરી તખ્ત મૂકવામાં આવેલાં હતાં. પહેલું તેના વઝીર બૂઝોર્જમેહરને માટે. બીજું રૂમના શેહનશાહને માટે. ત્રીજું ચીનના પાદશાહને માટે અને ચોથું ખારઝમ (Khoresmia) ના પાદશાહને માટે.

નોશીરવાન પોતાના તેમજ પારકા દેશોના વિદ્વાનો, ફીલસૂફો અને કવિઓને મોટાં માનની નઝરે જોતો હતો. અને તેઓને દરેક ઉત્તેજન આપતો હતો. તેણે ઘણાંક શેહરો વસાવ્યાં હતાં તેમાં એક એવું તો શેહર વસાવ્યું હતું, કે તે બરાબર એન્તાકિયા (Antioch) ની નકલ હતી. અને એન્તાકિયાના લોકોને જ્યારે મદાયનમાં આવેલાં નવાં શેહરની ભાગળ આગળ લાવી શેહરમાં જવા ફર્માવ્યું, ત્યારે તેઓએ તે શેહરને એન્તાકિયા સમજી સર્વ કોઈ પોતાના મોહલ્લામાં જઈ પોતાનાં ઘરમાં ચઢી ગયાં. નવાં શેહરમાં ઝાડોની કોતાહીથી તે પરખાઈ આવ્યું હતું કે તે ખરેખર એન્તાકિયા નહીં હતું.

શેવટે અમો જણાવ્યે છિયે કે આવા એક આદેલ પાદશાહનું નામ કાંઈ ફકટ પાર્સી તવારીખમાંજ કીર્ત્તિવંત હતું નહીં, બલ્કે મોહમ્મદન, યાહુદી અને ખ્રીસ્તિ લોકોમાં પણ તેનાં નામનો તાપ ભારી હતો, તે અહીં સૂધી કે મોહમ્મદન કઉમના વડિલો હઝરત મોહમ્મદ અને ઓમરે તેની જાબજા ભારે તારીફ કરી છે. તેમજ ગીબન જેવો મહાન તવારીખનવેસ પણ નોશીરવાનના જાહોજલાલી ભર્યા દઉરથી અને વિદ્યા અભ્યાસના પ્રસારથી અતિઘણો ચકિત થઇ જઇ તેની પુષ્કળ તારીફ ગાઈ ગયો છે. અને જોકે નોશીરવાનના મરણની ઉપર સદીઓ પસાર થઈ ગઈ છે, છતાં આજે પણ ઉત્તર હિંદુસ્તાન અને કાબુલના લોકો તેનું નામ સમજતાંજ તારીફના ઉદગાર બાહેર પાડે છે અને નોશીરવાનની અઉલાદ હોવાનો દાવો કરનાર પાર્સી મુસાફરો ઉપર તેઓ અજબ જાતનો પ્રેમ ધરાવે છે, એજ તેનાં બુલંદ નામનો જીવતો અને જાગતો દાખલો છે.

કારૂન્ હલાક્ શુદ્ કે ચેહલ્ ખાનહ્ ગન્જ દાશ્ત
નઉશીરવાન્ નમોરૂદ્ કે નામે નેક્ ગુઝાશ્ત

## બૂઝોર્જમેહર.

આ પાદશાહ નોશીરવાનનો કાબેલ વડો વઝીર કોણનો છોકરો હતો, તે શાએર ફિર્દોસી કાંઈ લખતો નથી. પણ ઈરાનના બીજા લખનારાઓ એમ લખી ગયા છે, કે આ મહાન પુરૂષ નોશીરવાનના બાપ પાદશાહ કોબાદના સેનાપતિ સૂફરાનો છોકરો થતો હતો. જોકે પોતાના સેનાપતિ સૂફરાને પાદશાહ કોબાદે પોતેજ મારી નાખ્યો હતો, છતાં તેના છોકરા ઝરમેહરે (પાછળથી બૂઝોર્જમેહરે) કોબાદને તેના આફત અને સંકટના વખતે કીમતી મદદ આપી હતી. ફિર્દોસી સૂફરાના છોકરા ઝરમેહરનું નામ કોબાદની તવારીખમાં આપે છે ખરો, પણ તેજ પાછળથી નોશીરવાનના રાજઅમલમાં બૂઝોર્જમેહરને નામે વડો વઝીર થયો હતો, એમ ફિર્દોસી કહેતો નથી. ઇરાનના બીજા લખનારાઓ નોશીરવાનના વડા વઝીરને "બૂઝોર્જમેહર," "બુઝોર્ગમેહર" અને "ઝરમેહર"ને નામે ઓળખી ગયા છે. તેઓ કહે છે કે પાદશાહ નઉઝરના છોકરા તૂસની અઉલાદથી તે ઉતરી આવ્યો હતો. કોબાદના સેનાપતિ સૂફરાનો એલકાબ "બોખ્તગાન" હતો અને તેથી બૂઝોર્જમેહરને "એબ્ને બોખ્તગાન" કરીને પણ લખી ગયા છે.

નોશીરવાનના રાજઅમલની શુરૂઆતમાં "બેહબૂદ" નામનો શખ્સ તેનો વડો વઝીર હતો. તે વખતે બૂઝોર્જમેહર મર્વ તરફ નીકળી ગયો હતો. જ્યારે બેહબૂદ દગાબાઝીના તોહમતમાં સપડાઇને માર્યો ગયો, ત્યારે ઈરાનનો "અર્દશીર" નામનો ઘણો કાબેલ શખ્સ તેનો વઝીર બન્યો. હવે નોશીરવાને જોયલા સ્વપ્નાની તાસીર કહેવા માટે બૂઝોર્જમેહર મર્વથી મદાયન પાછો આવ્યો. ત્યાર બાદ પોતાની અકલ અને દાનેશમંદીથી ધીમે ધીમે વધીને રાજ્યનો વડો વઝીર થયો હતો. કયાની

શેહનશાહતની શુરૂઆતથીજ આપણે શાહનામામાં વાંચતા આવ્યા છિયે કે દરેક નાના મોટા પ્રસંગે ઈરાનના રાજ્યકર્ત્તાઓ "રદાન" અને "મૂબેદાન"ને ભેગા કરી તેઓના વિચાર લેતા હતા; પણ નોશીરવાનના રાજઅમલની તવારીખ વાંચતાં તો કાંઈ એવું માલૂમ પડે છે કે એ પાદશાહના વડપણ હેઠળ ઈંગ્લંડની મોટી રાજસભા (પાર્લામેન્ટ)ને થોડે દરજ્જે મળતી આવતી સભા ઈરાનનાં પાયતખ્તમાં મળતી હતી અને તે સભામાં વડો વઝીર બૂઝોર્જમેહર હતો. ફિર્દોસી આ જાતની સભાની સાત બેઠકોની બીના આપે છે; પણ બીજા તવારીખનવેસો કહે છે કે દર અઠવાડિયે એક વખત સભાની બેઠક મળતી હતી.

બૂઝોર્જમેહરના પ્રધાનપદ દરમેયાન હિંદુસ્તાનથી "શત્રન્જ" નામની રમત ઈરાન ખાતે ગઈ હતી. નોશીરવાનની દરબારમાં શત્રન્જબાઝી જોઇને વગર શિક્ષણે બૂઝોર્જમેહરે તે રમત કેમ રમવી તે સમજી ગયો અને તે રમત લાવનાર હિંદુ સાથ શત્રન્જ રમીને તેને માત કીધો. શત્રન્જબાઝી ઉપરથી બૂઝોર્જમેહરે "નર્દબાઝી" શોધી કાઢી. એ રમત પાસાથી રમાય છે. એને અંગ્રેજીમાં Backgammon કહે છે. શત્રન્જના જવાબમાં બૂઝોર્જમેહરે પોતાની નર્દબાઝી હિંદુસ્તાન ખાતે મોકલી આપી હતી. પણ ત્યાંના રમનારાઓ તે રમત સમજી શકયા હતા નહીં. "ફોર્સત"ના નામથી મશહૂર થયલા એક શીરાઝી કવિએ શત્રન્જ અને નર્દની બાબત "શત્રન્જીયહ" નામની એક કેતાબ લખી છે તે મધ્યે બંને રમતનો ખોલાસો વિગતે આપવામાં આવ્યો છે.

આ નામચીન વઝીરની મોટી દાનેશમંદીની બીના ફિર્દોસીએ લમ્બાણથી આપી છે, એટલે અત્રે અમોને વિશેષ લખવાની ઝરૂર નથી.

પોતાના રાજઅમલ આખેર થતાં પાદશાહ નોશીરવાન એક રાતે એક ભયંકર સ્વપ્નો જોઈ ઉઠે છે. અને તેજ વખતે મદાયનમાં ધરતીકમ્પનો એક મઝબૂત આંચકો લાગે છે. જેની અસરથી નોશીરવાનનો પ્રખ્યાત મેહલ જે "તાકે કેસ્રા"નાં નામથી જાણિતો થયલો છે, તેમજ તેનાં ખંડિયેરો આજ પણ તેસેફોનમાં સલામત ઉભા છે, તેના છતમાં એક ફાટ પડે છે. એ બાબનો ખોલાસો બૂઝોર્જમેહરે એવો આપ્યો હતો, કે "અરબેસ્તાનમાં આ ઘડિયે એક પયગમ્બરે જન્મ લીધો છે, જેના વારેસોને હાથ ચાળિસેક વર્ષ પછી ઇરાનમાં મઝદયસ્ની દીનનો ઝવાલ આવશે."

કહે છે કે એકવાર બૂઝોર્જમેહરને લોકોએ સવાલ પૂછયો કે "ઓ બૂઝોર્જમેર! વિદ્યા અને ડહાપણમાં આટલો મોટો મરતબો તું કેમ મેળવવા પામ્યો?" બૂઝોર્જમેહરે તેઓને એવો રમુજી જવાબ દીધો કે "જેમ કાગડો બામદાદમાં ઉઠે છે તેમ હુ વહેલો ઉઠતો હતો. જેમ ભુંડ ખોરાક મેળવવા આતુર રહે છે તેમ વિદ્યાનો અભ્યાસ કરવાને હું આતુર રહેતો હતો. જેમ કુતરો પૂછ હિલવતો પોતાના ધણીની ખુશામદ કરે છે, તેમ એલમ હાસેલ કરવા માટે વિદ્વાનોની હું ખુશામદ કરતો હતો. અને ગધેડા મિસાલ અનેક સંકટ વેઠતો હતો. એલમ અને ડહાપણમાં જે દરજ્જો મને મળ્યો છે, તેનાં કારણો હું જે બોલી ગયો તે છે." ખરેજ કષ્ટ વિના ફળ નહીં.

## કેતાબે કલીલહ વ દમનહ.

પાદશાહ નોશીરવાનના રાજઅમલમાં ઘણાક વૈદો થઈ ગયા હતા તેમાં સર્વથી મોટો કાબેલીયત ધરાવનાર રાજવૈદ "બરઝૂ" નામનો હતો તેણે કોઈ હિંદી વૈદકશાસ્ત્રની કેતાબમાં વાંચ્યું હતું, કે હિંદુસ્તાનના એક પહાડ ઉપર એક દવાનો છોડ ઉગે છે, જે મૂવેલાં માણસને સજીવન કરે છે. આ છોડ હાથમાં લાવવા માટે પાદશાહનો હુકમ લઈ તે હિંદુસ્તાન આવ્યો. હિંદુ રાજા માટે નોશીરવાને મોટી ભેટ સઉગાત મોકલી એવી આશા દેખાડી હતી કે તેના મોકલાવેલા વૈદને એક દવાનો છોડ શોધવાની સવળતા કરી આપવી. હિંદુ રાજાએ તે મૂજબ બરઝૂને સઘળી રીતે મદદ આપી, પણ એવો કોઈ છોડ મળ્યો નહીં, કે જે મૂવેલાં માણસને સજીવન કરે. આખેરે એક ડાહ્યા માણસે તેની ભૂલ

ભાંજી, કે જે દવાના છોડ વિષે તે હિંદી કેતાબમાં વાંચ્યું છે તે ખરેખરૂં પૂછે તો દવાનો નથી; પણ અલંકારરૂપે તે એક દાનાઇથી ભરેલી ચોપડી વિષેનો એશારો કરવામાં આવ્યો છે. આ ચોપડી હિંદી રાજાના ખઝાના ખાતેથી તે તને મળી આવશે. બરઝૂએ આ વાત સાંભળી પેલો દવાનો છોડ શોધવાનું કામ બાઝૂએ મૂકી રાજા આગળ પાછો દોડી ગયો અને તે કેતાબને મેળવી; પણ રાજાનો એવો હોકમ હતો કે એની નકલ કરે નહીં, પણ વાંચી જોય. બરઝૂએ નાચાર બની દર રાતે એકેક પ્રકરણ વાંચી, તે સઘળું મોઢે ચઢાવી રાતને વખતે તે કાગઝ ઉપર ઉતારી પાદશાહ નોશીરવાન ઉપર છૂપી રીતે મોકલતો ગયો અને તેમ કરી આખી ચોપડી ઈરાન લખી મોકલી. પાછળથી પોતે પાછો ઈરાન ખાતે આવ્યો.

આ કેતાબ હિંદી ભાષામાં હતી જેનો પહેલો તરજુમો પહલવી ભાષામાં નોશીરવાનના વિદ્વાન વઝીર બૂઝોર્જમેહરે કર્યો હતો. આ કેતાબને નોશીરવાન પછીના પાદશાહોએ પોતાના ખઝાનામાં સંભાળથી જાળવી રાખી હતી. જ્યારે ઈરાનમાં ઈસ્લામી ધર્મ દાખેલ થયો અને અબ્બાસિયાન વંશનો બીજો પાદશાહ અબૂજઅફરે મન્સૂર સત્તા ઉપર આવ્યો ત્યારે તે પહલવી કેતાબનો અરબી ભાષામાં ઇમામ અબૂલ હસન અબ્દુલ્લાહ પાસ તરજુમો કરાવ્યો હતો. ત્યાર બાદ સાસાની વંશના અબૂલ હસને નસ્રના વખતમાં તે અરબી તરજુમા ઉપરથી ફારસીમાં તરજુમો થયો. અને સુલ્તાન મહમૂદ ગઝનવીના વખતમાં શાએર રૂદકીએ તે ફારસી તરજુમાનો બયતબાઝીમાં તરજુમો કર્યો. મઝકૂર સુલ્તાન મહમૂદની અઉલાદથી ઉતરી આવેલા અબૂલ મુઝફ્ફેર બહરામશાહે અબૂલ મોઆલી નસુલ્લાહ નામના ઉસ્તાદ પાસેથી અરબી તરજુમા ઉપરથી બીજો ફારસી તરજુમો કરાવી તેનું નામ "કેતાબે કલીલહ વ દમનહ" આપવામાં આવ્યું હતું. શેવટે અમીર શયખ અહમદ જે "સોહયલી"નાં નામથી જાણિતો થયલો હતો, તેના હોકમથી હુસયન બેન અલી અલવાઅઝ જે "કાશેફી"ના તખલ્લુસથી પ્રખ્યાત થયલો છે, તેણે વખાણવા લાયક ફારસી ભાષામાં નવેસરથી તરજુમો કર્યો, જેમાં બંધ બેસતાં અરબી ડહાપણનાં વાકયો વાપરેલાં છે. એનું નામ પોતાના મુરબ્બીનાં નામને તે તરજુમો અર્પણ કરીને "અન્વારે સોહયલી" રાખ્યું. અસલ હિંદી કેતાબનું રંગરૂપ આ કેતાબમાં બિલ્કુલ ફેરવાઇ ગયું છે. જાનવરોને જાણે અરબી અને ફારસી ભાષામાં તેઓ પ્રવીણ હોય અને તેઓએ કુરાને શરીફનો અભ્યાસ કર્યો હોય, તેમ બોલતાં દેખાડયાં છે. ફારસી ભાષાનાં સાહિત્યની ઉત્તમ કેતાબોમાંની આ એક કેતાબ છે. આગળ થયલા તરજુમાઓ હવે ભૂલાતા જાય છે અને આજ એક કેતાબ છે કે જે હિંદી કેતાબને જાવેદાન સૂધી યાદ કરાવતી રહેશે.

અમો જાણતા નથી કે આ કેતાબ કોણે લખી છે; પણ "પંચોપાખ્યાન" નામની એક નાની ગુજરાતી ચોપડી થોડાંક વર્ષો ઉપર જોવામાં આવતી હતી, જે પણ અસલ હિંદી કેતાબ ઉપરથીજ લીધેલી હોવી જોઇએ એમ ઘણાકો માને છે.

## આ હિંદી કેતાબની ઉત્પત્તિ

વિષે થોડુંક બોલવાની રજા લઇયે છિયે. કહે છે કે કદીમ ઝમાનાના ચીન દેશના એક પાદશાહ આગળ તેના ડાહ્યા વઝીરે એવી વાત કીધી કે હિંદ સર ઝમીનમાં એક પાદશાહ થઈ ગયો છે, જેનું નામ "દાબેશલીમ" કરીને હતું. તે ઘણો સખીદુજૂદ હતો. તેણે એક દિવસે ગરીબોને મોટી રકમની સખાવત કીધી. તેજ રાત્રે તેણે એક સ્વપ્નો જોયો. એક નૂરી ચેહરાનો પીરમર્દ તેની આગળ આવ્યો. પાદશાહને સલામ કીધી અને કહ્યું કે "તેં ગરીબ લોકોને મોટી રકમની બક્ષેશ કરી છે. સવારે ઉઠીને તારી સલ્તનતની પૂર્વે રવાના થજે, તને મોટો ખઝાનો હાથ લાગશે અને તારો માન મરતબો ઘણો વધશે." બામદાદ થતાં પાદશાહ ઉઠયો અને દેશની પૂર્વે જેમ સ્વપ્ન જોયો હતો તેમ જવા તૈયાર થયો. થોડાક માયલ ચાલ્યા બાદ એક પહાડ આવ્યો. ત્યાં જતાં તેણે

એક અંધારો ગોફો જોયો. ત્યાં આગળ એક સંન્યાસી બેઠેલો જોયો. પાદશાહ અને દર્વીશ વચ્ચે મુલાકાત થઈ. દર્વીશે ત્યાં આગળ ખઝાનો હતો તેની ટીપ તેને આપી. પાદશાહ તે જોઇ ખુશી થયો અને મન સાથ બોલવા લાગ્યો કે "સ્વપ્નાની વાત ખરી પડી છે." પાદશાહે પોતાના માણસોને ફર્માવ્યું કે "સંન્યાસી કહે તે જગા ખોદીને જે નીકળે તે બાહેર કાઢો." ખોદતાં ખોદતાં સંખ્યાબંધ ઝર અને જવાહેરની ભરેલી પેટીઓ હાથ લાગી. તે મધ્યે એક પેટીમાંથી જવાહેરને બદલે એક રેશમી કપડાંનો કકડો મળી આવ્યો. તેની ઉપર સીયર્નની (syrian) ભાષામાં કેટલીક શીખામણો લખેલી હતી. તે ઉપર પ્રથમ લખેલું હતું કે "હું જે હુશંગ પાદશાહ છું, તે 'દાબેશલીમ' નામના મોટા પાદશાહને માટે આ ખઝાનો અત્રે મેલી જાઉં છું. મને એવી આગાહી થઈ છે કે આ ખઝાનો તેના નસીબનો છે અને આ શીખામણ તેને માટે લખી જાઉં છું, કે તે મૂજબ ચાલીને તે પાદશાહ પોતીકો રાજઅમલ ચલાવે."

તે કપડાં ઉપર ચઉદ વસીયત (શીખામણો) લખેલી હતી. વળી એમ પણ લખેલું હતું કે દર વસીયતના વાર્તારૂપી દાખલા દ્રષ્ટાંત જાણવા હોય તો સરનદીપ (સુવર્ણદ્વીપ–Cylon) ના પહાડ તરફ જાય અને ત્યાંથી તે મેળવે. થોડોક વખત રહી દાબેશલીમ પાદશાહ સરનદીપના પહાડ તરફ કુચ કરી ગયો. તે પહાડ ઉપર એક ગોફો તેની નઝરે આવ્યો. જ્યાં એક "બીદપાઇ" નામનો ડાહ્યો પુરૂષ રહેતો હતો. "બીદપાઇ"ને બદલે કોઈક લખનારાઓ "પીલપાઇ" કહે છે, જેને હિંદી ભાષામાં "હાથીપાત" લખવામાં આવે છે. આ ફીલસૂફ સાથ પાદશાહને મુલાકાત થઈ અને બીદપાઈ તે દરેક વસીયતને ખરી કરવા વાર્ત્તારૂપી દાખલા દ્રષ્ટાંતો આપતો ગયો. દાબેશલીમે તે સર્વે વાર્ત્તારૂપી દાખલા દ્રષ્ટાંતો લખી લીધાં અને પાછો પોતાને વતને આવીને તે મૂજબ અમલ કરવા લાગ્યો, જેથી તે પ્રખ્યાત પાદશાહ થઈ ગયો. આ વાર્ત્તારૂપી ચોપડીને પોતાના ખઝાનામાં ઘણી સંભાળથી જાળવી રાખી હતી. અને તેની પછીના બીજા રાજાઓએ પણ તેની સંભાળ લીધી હતી, તે છેક નોશીરવાનના વખતના હિંદી રાજાએ હકીમ બરઝૂને વાંચવા આપી અને ઉપર લખી ગયા તે પ્રમાણે તે ચોપડી ઈરાન મધ્યે આવી અને આજે તે ચોપડી "અન્વારે સોહયલી"નાં નામે જાણિતી થયલી છે.

મુંબઈ રોજ ૧ લો માહ ૨ જો સને ૧૨૮૭ યઝદજેર્દી.

માહીયાર નવરોજી કુટાર.
ફરામર્ઝ નવરોજી કુટાર.

# શાહનામએ ફિર્દોસી.

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

વૉલ્યુમ ૯ મું.

### સેગાલેશ્ કર્દને ખાકાન્ વ નામહ્ નેવેશતન્ દર્ બારએ દાદને દુખ્તરે ખુદ્ બનૂશીરવાને આદેલ્.

ચુ ખાકાને ચીન્ આન્ સુખુનહા શનીદ્
બએઝ્મોર્દો શુદ ચૂન્ ગુલે શમ્બલીદ
દેલશ્ ઝાન્ સુખુનહા પુર્ અઝ્ બીમ ગશ્ત
વઝ્ અન્દીશહ્ મગ્ઝશ્ બદૂ નીમ્ ગશ્ત
પુર્ અઝ્ દર્દ બેન્શાસ્ત બા રાય ઝન્
ચુનીન્ ગોફ્ત બા નામદાર્ અન્જુમન્
કે અય બેખ્રદાન્ રાએ ઈન્ કાર્ ચીસ્ત
પુર્ અન્દીશઓ ખસ્તહ્ ઝાઝાર્ કીસ્ત
નબાયદ્ કે પીરૂઝ ગશ્તહ્ બજન્ગ્
હમહ્ નામહા બાઝ્ ગર્દદ્ બનન્ગ્
ઝે હર્ ગૂનએ મૂબેદાન્ ખાસ્તન્દ
ચપો રાસ્ત ગોફ્તન્દો આરાસ્તન્દ
ચુનીન્ ગોફ્ત ખાકાન્ કે ઇનસ્ત્ રાહ્
કે ગેર્વી ફેરેસ્તીમ્ નઝ્દીકે શાહ્
બઅન્દીશહ્ દર્ કાર્ પીશી કુનીમ્
એસાઝીમો બા શાહ્ ખીશી કુનીમ્
પસે પર્દએ મા બસી દુખ્તરન્દ
કે બર્ તારકે બાનુઆન્ અફસરન્દ
યકીરા બનામે શહનશાહ્ કુનમ્
ઝે કારે વય અન્દીશહ્ કૂતહ્ કુનમ્
ચુ પયવન્દ સાઝીમ્ બા ઊ બખૂન્
નબાશદ્ કસ ઊરા બબદ રહનમૂન્
બદૂ નાઝેશો સર્ફરાઝી બુવદ્
વઝ્ ખુગ્ઝરી જન્ગ્ બાઝી બુવદ્

### ખાકાને વિચાર કરવો અને નોશીરવાને આદેલને પોતાની બેટી આપવાની બાબતમાં નામુ લખવું.

જ્યારે ખાકાને ચીને તે એલચીઓની વાતો સાંભળી–ત્યારે તેનો ચેહરો કરમાઈ ગયો અને શમબ્લીદનાં ફૂલ જેવો ફિક્કો થઈ ગયો.

તેનું દિલ તે વાતોથી ભય ભરેલું બન્યું–અને વિચાર કરતાં તેનું ભેજું ચીરાવા લાગ્યું.

તે પોતાના સલાહકારો સાથ દર્દ ભરેલો થઇને બેઠો–અને તે નામદારી ભરી અંજુમનને એ પ્રમાણે કહ્યું,

કે "ઓ અકલમંદો! આ કામમાં તમો શું સલાહ આપો છો–આ આફતથી મારાં કરતાં વધુ ઝખ્મી અને વિચારવંત કોણ છે?

એવું નહીં બનવું જોઇયે કે આપણે લડાઈમાં ફતેહમંદ બન્યા પછી–પાછી આપણનાં નામને નામોસી લાગે."

પછી દેશના દરેક ખૂણામાંથી ડાહ્યા માણસોને બોલાવ્યા–અને તેઓએ સીધા તેમજ આડકતરા એશારા કીધા અને શેવટે ઠરાવ કીધો.

ખાકાન બોલ્યો કે " આ માર્ગ ઠીક છે–કે આપણે એક અનામત પાદશાહની નઝદીક મોકલ્યે.

આ કામમાં આપણી વિચાર શક્તિને આગળ કર્યે–અને એવી ગોઠવણ કર્યે કે પાદશાહ સાથ આપણને સગાઇ થાય.

મારાં ઝનાનખાનામાં ઘણીક બેટીઓ છે–કે જેઓ બાનુઓનાં સર ઉપરનાં તાજ જેવી છે.

તેણીઓમાંથી એકને શેહનશાહનાં નામ ઉપર અર્પણ કરૂં–અને તેનાં ૧
કામોથી ફિક્ર ચિન્તા દૂર કરૂં.

જ્યારે તેની સાથ આપણે સગપણનું જોડાણ કરીશું–ત્યારે કોઇ તેને આપણી સામે બૂરી સલાહ આપી શકશે નહીં.

અને તેમ કર્યાથી આપણને વડાઈ અને મોટાઇ મળશે–જો એથી વધારે માગશે તો પછી લડાઈ કરવા જેવું તેમજ જીવ સાથ રમત કરવા જેવું કહેવાશે."

રદાન્‌રા પસન્દ આમદ ઈન્ રાએ શાહ
બઆવાઝ ગોફતન્દ ફીનસ્ત રાહ
ઝે લશકર્ સે પુર્‌માયહ્‌રા બર્ ગુઝીદ
કે ગૂયન્દો દાનન્દ પાસોખ શનીદ
દરે ગન્જે દીનાર્ બુકુશાદો ગોફત
કે ગઉહર્ ચેરા બાયદ અન્દર્ નેહોફત
મગર્ નામરા બાયદો નન્ગ્‌રા
વગર્ બખ્શેશો બઝ્મો આહન્ગ્‌રા
યકી હદયઈ સાખ્ત કન્દર્ જેહાન્
કસી આન્ નદીદ અઝ કેહાનો મેહાન્
દબીરે જહાન્‌દીદહ્‌રા પીશ ખાન્દ
સખુન્ હર્ચે બૂદશ બદેલ્ દર્ બેરાન્દ
નુખોસ્ત આફરીન્ કર્દ બર્ કેર્દગાર્
તવાનાઓ દાનાઓ પર્વર્દગાર્
ખોદાવન્દે કયવાનો ખુર્શીદો માહ
૨ ખોદાવન્દે પીરુઝીઓ દસ્તગાહ
ઝે બન્દહ નખાહદ જોઝ અઝ રાસ્તી
નજૂયદ બદાદ અન્દરુન્ કાસ્તી
વઝ્ બાદ બર્ શાહે ઈરાન્ દોરુદ
ખોદાવન્દે શમ્શીરો ગૂપાલો ખૂદ
ખોદાવન્દે દાનાઇઓ તાજો તખ્ત
ઝે પીરુઝગર્ યાફતહ કામો બખ્ત
બેદાનદ જહાન્‌દારે ખુસ્રવ્ નેઝાદ
ખેરદમન્દ બા સન્ગો ફર્હન્ગો દાદ
કે મર્દુમ બમર્દુમ બુવદ અર્જમન્દ
અગર્ ચન્દ બાશદ બુઝોર્ગી બલન્દ
ફેરેસ્તાદગાને ખેરદમન્દે મન્
કે બૂદન્દ નઝદીકો પયવન્દે મન્
અઝાન્ બાર્ગહ ચૂન બદીન્ બાર્ગાહ
રસીદન્દો ગોફતન્દ ચન્દી ઝે શાહ
ઝે દાદો ખેરદમન્દીઓ બખ્તે ઊય
ઝે તાજો સરફ્રાઝીઓ તખ્તે ઊય
ચુનાન્ આર્ઝૂ ખાસ્ત અઝ ફર્રે ઊય
કે બાશીમ્ દર્ સાયએ પર્રે ઊય
ગેરામી તર્ અઝ ખૂને દેલ્ ચીઝ નીસ્ત
૩ ખેરદમન્દ ફર્ઝન્દ બા દેલ્ યકીસ્ત
યકી પાક્ દામન્ કે આહેસ્તહ તર્
નેકૂતર્ બદીદારો શાયેસ્તહ તર્
બેખાહદ ઝે મન્ ગર્ પસન્દ આયદશ
હમાના કે આન્ સૂદમન્દ આયદશ
નબાશદ જુદા મર્ઝે ઈરાન્ ઝે ચીન્
ફેઝાયદ ઝે મા દર્ જહાન્ આફરીન્
પસ અન્દર્ નવશતન્દ ચીની હરીર્
બેઓર્દન્દ બા મોહર્ પીશે વઝીર્
સે મર્દે ગેરાન્‌માયએ ચર્બ્ ગૂય
ગુઝીન્ કર્દ ખાકાન્ ઝે ખીશાને ઊય
બેરફતન્દ અઝાન્ બાર્ગાહે બલન્દ
બઈરાન્ બનઝદીકે શાહે બલન્દ
ચુ બેશ્નીદ કેસ્રા બેયારાસ્ત તાજ
નેશસ્ત અઝ બરે ખુસ્રવી તખ્તે આજ

સઘળા સરદારોને ખાકાનના આ વિચારો પસંદ પડયા-જેથી તેઓ એકે આવાઝે બોલ્યા કે "આ માર્ગ પસંદ કરવા જોગ છે."

જેથી તેણે લશ્કરમાંથી ત્રણ ઊંચી બુન્યાદના શખ્સો કે જેઓ સુભાષિત બોલનારા, સમજુ અને જવાબ સાંભળી શકે તેવાઓને ચુંટી કાઢયા.

પછી દીનારના ખજાનાનો દરવાઝો ખુલ્લો કરી બોલ્યો-કે "આ ગોહરો શા માટે રાખી મૂકવાં જોઇયે?

નેકનામી અને કીર્ત્તિ મેળવવા માટે એ કામે લગાડવાં જોઇયે-વળી બક્ષેશ કરવા, ખુશહાલીની મજલેસમાં ખરચવા અને લડાઇમાં કામ લગાડવાં જોઇયે."

પછી તેણે એક હદયો એવો તૈયાર કીધો કે જેવો દુન્યામાં-નાના કે મોટાઓમાંથી કોઇયે જોયોજ નહીં હતો.

પછી અનુભવી મુન્શીને નઝદીક બોલાવી જે કાંઇ વાત પોતાના મનમાં હતી તે કહી સંભળાવી.

તેણે નામાની શુરૂઆતમાં ખોદાતાલા ઉપર દુઆ કીધી-કે "જે સાહેબ સર્વ શક્તિમાન, સર્વ જાણનારો અને પર્વરેશીનો કરનારો છે.

જે શનિશ્ચર સેતારાનો, ખોરશીદનો અને માહતાબનો સાહેબ છે-જે ફતેહમંદી અને કૌવતનો સાહેબ છે.

જે સાહેબ પોતાના બંદાઓ પાસેથી સચ્ચાઈ સિવાય કશું બીજું માંગતો નથી-અને ઇન્સાફનાં કામમાં કોતાહી થયલી સાંખી જતો નથી.

તેવા સાહેબ તરફથી ઇરાનના પાદશાહ ઉપર દુઆ હોજો!-કે જે તલવાર, ગોર્ઝ અને લોઢાંની કોલાહનો સાહેબ છે.

જે દાનાઇ, તાજ અને તખ્તનો સાહેબ છે-જે ફતેહમંદ સાહેબ તરફથી સઘળી મુરાદ અને નેકબખ્તી પામ્યો છે.

પાદશાહી બુન્યાદનો, ડહાપણવાળો, ઝોરાવર શરીરનો તથા બુઝોર્ગી અને ઇન્સાફ સાથનો શાહ જાણે છે,

કે માણસ ગમે એટલો મોટો હોય-પણ માણસાઇપણાંથીજ તે કુળવાન બને છે.

મારા ડહાપણવાળા એલચીઓ-કે જેઓ મારા સગાઓ અને અતલગનાઓ છે,

તેઓ જ્યારે તે દરબારમાંથી આ દરબારમાં આવ્યા અને પાદશાહ માટે વિગતે બોલ્યા,

તેના ઇન્સાફ, તેની દાનાઈ અને તેના ફતેહમંદ નસીબ માટે-તેમજ તેનાં તાજ, તેની બુઝોર્ગી અને તેનાં તખ્ત માટે કહ્યું,

ત્યારે તેના ખોરેહની બરકતથી અમારી એવી ખાહેશ થઇ-કે અમો તેની પાંખના સાયામાં જઇયે.

આપણાં દિલમાં ફરતાં લોહી કરતાં કોઇ બીજું વધારે વહાલું નથી-આપણું ડાહ્યું ફર્ઝંદ આપણાં દિલ બરાબરજ હોય છે.

મારી એક પાક દામન બેટી કે જેણી ઘણી નર્માસ ભરેલી-ઘણીજ રૂપાળી અને ઘણીજ મર્યાદાશીલ છે,

તે જો પસંદ પડે તો પાદશાહ મારી પાસથી તેણીની માગણી કરે-ખચીત કે તે બેટી પાદશાહને ફાયદાકારક નીવડશે.

પછી ઇરાનનો મુલક ચીનથી જુદો ગણાશે નહીં-અને દુન્યામાં આપણી તારીફનો વધારોજ થશે."

પછી તે નામાને ચીનાઇ રેશમી કપડામાં લપેટયું-અને મોહર કરવા માટે વઝીરની નઝદીક લઈ જવામાં આવ્યું.

પછી ખાકાને પોતાના ખેશીઓમાંથી મીઠાસ ભર્યું બોલનારા ત્રણ મોભાદાર શખ્સોને ચુંટી કાઢયા.

તેઓ તે બુલંદ દરબારમાંથી ઇરાનના મોટા પાદશાહની નઝદીક ગયા.

જ્યારે નોશીરવાને તે સાંભળ્યું ત્યારે પોતે તાજ પેહેર્યું-અને હાથીદાંતનાં પાદશાહી તખ્ત ઉપર આવી બેઠો.

સે મર્દે ગેરાન્માયએ હુશ્મન્દ
રસીદન્દ નઝદીકે તખ્તે બલન્દ
સે દસ્તારો દીનારૂ ચૂન્ સી હઝારૂ
બેઓર્દન્દો કર્દન્દ પીશશ્ નેસારૂ
ઝે ઝરૂરીનો સીમીનો દીબાએ ચીન્
દુરોખ્શાન્ તરૂ અઝ્ આસ્માન્ શુદ ઝમીન્
ફેરેસ્તાદગાન્રા ચુ બેન્શાન્દન્દ
બચીની ઝબાન્ આફરીન્ ખાન્દન્દ
સઝાવારે ઈશાન્ યકી જાયગાહ્
હમાન્ગહ્ બેયારાસ્ત દસ્તૂરે શાહ્
બેગશ્ત અન્દરીન્ નીઝ્ યકૂ શબ્ સેપેહ્રૂ
ચુ બરૂ ઝદ સરૂ અઝ્ કૂહ્ તાબન્દહ્ મેહ્રૂ
નેશસ્ત અઝ્ બરે તખ્ત ફીરૂઝહ્ શાહ્
ઝે યાકૂત બેન્હાદ બરૂ સરૂ કોલાહ્
બેફરૂમૂદ તા મૂબદાનો રદાન્
નેશસ્તન્દ બા નામ્વરૂ બેખ્રદાન્
ચુનીન્ ગોફૂત કાન્ નામએ બરૂ હરીરૂ
બેયારીદો બેન્હીદ પીશે દબીરૂ
હમહ્ નામ્દારાન્ નેશસ્તન્દ ગેરૂદ
ખરામાન્ બરે શાહ્ શુદ યઝ્દગેરૂદ
ચુ આન્ નામહ્ બરૂ શાહે ઈરાન્ બેખાન્દ
યકી અન્જુમન્ દરૂ શેગેફૂતી બેમાન્દ
ઝે બસ ખૂબીઓ પૂઝેશો આફરીન્
કે પયદા શુદ અઝ્ ગોફૂતે ખાકાને ચીન્
હમહ્ સરૂફરાઝાને પરૂહીઝ્ગારૂ
સેતાયેશ્ ગેરેફૂતન્દ બરૂ શહ્રૂયારૂ
બયઝ્દાન્ સેપાસો બયઝ્દાન્ પનાહ્
કે નન્શસ્ત યકૂ શાહ્ બરૂ પીશ્ગાહ્
બપીરૂઝીઓ ફરૂરો અવ્રન્ગ્ શાહ્
બખૂબીઓ નર્મીઓ બા સન્ગ્ શાહ્
બરઝ્મ અન્દરૂન્ ઝન્દહ્ પીલસ્ત મસ્ત
બબઝ્મ અન્દરૂન્ ગોર્દો મેહ્માન્ પરસ્ત
હમહ્ દુશ્મનાન્ પીશે તૂ કેહ્તરન્દ
અગરૂ કેહ્તરીરા ખુદ અન્દરૂખરન્દ
હમહ્ બીમ્ અઝીન્ લશ્કરે ચાજ્ બૂદ
ઝે ખાકાન કે બા ગન્જો બા તાજ્ બૂદ
બફરૂરે શહન્શાહ્ શુદ નીકૂખાહ્
હમી રાહ્ જૂયદ બપયવન્દે શાહ્
હરાન્ કસ કે દારદ ઝે ગોર્દાન્ ખરદ
તન્ આસાનીઓ રાસ્તી પર્વરદ
ચુ દાનેસ્ત ખાકાન્ કે પાયાએ શાહ્
નદારદ બપયવન્દે ઊ જુસ્ત રાહ્
નબાયદ બરીન્ કારૂ કર્દન્ દેરન્ગ્
કે કસ્રા બપયવન્દે ઊ નીસ્ત નન્ગ્
ઝે ચીન્ તા બોખારા સેપાહે વયન્દ
હમહ્ મેહ્તરાન્ દરૂ પનાહે વયન્દ
ચુ બેશ્નીદ ગોફૂતારે આન્ બેખ્રદાન્
બુઝોર્ગાનો બીદારૂ દેલ મૂબદાન્
ઝે બીગાનહ્ અયવાન્ બેપરૂદાખ્તન્દ
ફેરેસ્તાદગાન્ પીશે ઊ તાખ્તન્દ

પેલા ત્રણે ડહાપણવાળા ખાન્દાની શખ્સો પાદશાહનાં બુલંદ તખ્તની નઝદીક પહોંચ્યા.

ત્રણ રેશમી કપડાંના તાકા અને ત્રીસ હઝાર સોનાના દીનાર-નઝરાના તરીકે પાદશાહ આગળ લઇ ગયા.

સોનેરી અને રૂપેરી ચીઝોથી તેમજ ચીનાઇ રેશમી કપડાંથી-ઝમીન ૪
આસ્માન કરતાં વધારે પ્રકાશિત થઇ.

જ્યારે તે એલચીઓને ત્યાં બેસાડવામાં આવ્યા-ત્યારે તેઓએ ચીનાઈ ભાષામાં પાદશાહને દુઆ કીધી.

પાદશાહના વઝીરે તેઓના ઉતારા માટે તેઓ લાયકની એક જગ્યા તુરત તૈયાર કરાવી.

એ ઉપર એક રાત પસાર થઈ ગઇ-અને જ્યારે ઝળકતા આફતાબે પહાડ ઉપરથી પોતાનું સર ઉઠાવ્યું,

ત્યારે શાહ નોશીરવાન પીરોઝાનાં તખ્ત ઉપર બેઠો-અને પોતાનાં સર ઉપર યાકૂતનું તાજ મૂકયું.

તેણે ફર્માવ્યું જેથી વઝીરો અને સરદારો નામીચા દાનાઓ સાથ આવી બેઠા.

ત્યાં પાદશાહ એ પ્રમાણે બોલ્યો કે "પેલું રેશમી કપડાં ઉપર લખેલું નામુ-લઇ આવી મુન્શીની નઝદીક મૂકો."

સઘળા નામદારો તેની આસપાસ બેઠા-યઝદગેર્દ પાદશાહની નઝદીક ગયો.

જ્યારે તે નામુ ઇરાનના પાદશાહની નઝદીક વાંચ્યું-ત્યારે તે લોકો અજબ રહ્યા.

જે સઘળી ખૂબી, ઉઝરખાહી અને દુઆ કે ખાકાને ચીનનાં નામાથી ઝાહેર થઇ,

તે ઉપરથી સઘળા પરહેઝગાર સરફરાઝો પાદશાહની તારીફ કરવા ૫
લાગ્યા,

કે "યઝદાનના શુક્રાના કરિયે અને તેનીજ પનાહ માગ્યે-કે આજ સૂધી કોઈ પણ પાદશાહ એના જેવો તખ્ત ઉપર બેઠો નથી,

ફતેહમંદીમાં, કીર્ત્તિમાં, તાજ અને તખ્તમાં ખૂબીમાં, નર્માસમાં અને ભારબોજમાં નોશીરવાન પાદશાહ જેવો કોઇ થયો નથી.

જે લડાઇની અંદર છેડાયલો મસ્ત હાથી જેવો છે-જે ખુશીની મજલેસમાં બહાદુર લોકોની તેમજ મેહમાનોની પરોણાગત કરનારો છે.

તારા સઘળા દુશ્મનો અગરજો તારી તાબેદારી કરવાને લાયક હોય તો તેઓ તારી આગળ તાબેદારજ છે.

આ ચાચનાં લશ્કરની તેમજ ભારી ખઝાના અને તાજ સાથના ખાકાનની ઘણી ધાસ્તી હતી,

પણ તું શેહન્શાહનાં ખોરેહની મદદથી તે તારો દોસ્ત બન્યો છે-અને પાદશાહ સાથ સગપણ કરવાનો માર્ગ શોધે છે.

બહાદુર લોકોમાંથી જે કોઇ કે અકલ ધરાવે છે-તેજ સુલેહ શાન્તિ અને રાસ્તી એખ્તયાર કરે છે.

જ્યારે ખાકાને જાણ્યું કે તે પાદશાહ સામે ટકી શકવાનો નથી-ત્યારે તેની સાથે સગપણ કરવાનો વિચાર કીધો છે.

હવે એ કામમાં ઢીલ કરવી જોઇતી નથી-કારણ તેની સાથનાં સગપણથી કોઇને નામોસી લાગતી નથી.

ચીનથી બોખારા સૂધી તેનું લશ્કર છે-સઘળા સરદારો તેની ૬
પનાહમાં છે."

જ્યારે તે દાનેશમંદોની તેમજ મોટાઓ અને ચાલાક દિલના વઝીરોની વાત પાદશાહે સાંભળી,

ત્યારે પારકા લોકોથી તે અયવાન ખાલી કીધું-અને તુરત પેલા એલચીઓ અંદર દાખેલ થયા.

શાહનશાહ્ બેસ્યારૂ બેન્વાખ્તશાન્
બનઝદીકીએ તખ્ત બેન્શાખ્તશાન્
સેપહ્દારૂ બા લશકરો ગન્જો તાજ
બેદીદન્દ આન્ બરૂ ગુઝીનાને ચાજ
પયામે જહાન્દારૂ બુગ્ઝાર્દન્દ
કે લબ્ દાસ્તાન્‌રા નેયાઝાર્દન્દ
ચુ બેશ્નીદ શાહ્ આન્ સુખુન્‌હાએ ગરૂમ
ઝે ગોર્દાને ચીની બઆવાએ નરૂમ
ચુનીન્ દાદ પાસોખ કે ખાકાને ચીન્
બુઝોર્ગસ્તો બા દાનેશો આફરીન્
બફર્ઝન્દ પયવન્દ જૂયદ હમી
રોખે દુસ્તીરા બેશૂયદ હમી
હરાન્ કસ કે દારદ ઝે દાનેશ ખરદ
બચશમે ખરદ કારૂહા બેન્ગરદ
૭ બેસાઝીમો યકુ રાએ ફરૂરોખ નેહીમ
સખુન્ હરૂચે ગોફ્તસ્ત પાસોખ દેહીમ
ચુનાન્ બાયદ અફ્નૂન્ કે ખાકાને ચીન્
દેહે મા બદીન્ દરૂ કુનદ બેહ્ ગુઝીન્
કસીરા ફેરેસ્તમ કે દારદ ખરદ
શબેસ્તાને ઊ સરૂબસરૂ બેન્ગરદ
યકી બરૂ ગુઝીનદ કે નામી તરસ્ત
બખાકાને ચીન્ બરૂ ગેરામી તરસ્ત
બેબીન્દ કે તા ચૂન્ પેદરૂ માદરશ
બદસ્તો નેઝાદે કય આન્ ગઉહરશ
ચુ ઈન્ કર્દહ્ બાશદ કે કર્દીમ ચાહ
સખુન્‌રા બપયવસ્તગી દાદ દાદ
ફેરેસ્તાદગાન્ ખાન્દન્દ આફરીન્
કે અઝ શાહ્ શાદસ્ત ખાકાને ચીન્
શબેસ્તાને ઊ ગરૂ ગોહરૂબારૂ મીઘ
શવદ ઊ નદારદ ઝે કેસ્રા દરીઘ
યકીરા ઝે ફર્ઝાનગાન્ બરૂ ગુઝીન્
કે આયદ બનઝદીકે ખાકાને ચીન્
કે દરૂ પર્દહ્ પૂશીદહ્ રૂયાને ઊય
ઝે દીદારે આન્ કસ નપૂશન્દ રૂય

શેહન્શાહે તેઓને ઘણા માનથી નવાઝયા-અને તેઓને પોતાનાં તખ્તની નઝદીક બેસાડયા.

પેલા ચાચ શેહરના ચુંટી કાઢેલા એલચીઓએ લશ્કર, ગંજ ખઝાના અને તાજ સાથના પાદશાહને જોતાંજ,

તેઓએ ખાકાનનો પયગામ તેને એવી રીતે કહ્યો-કે તે બોલી દેખાડતી વખતે તે જરા પણ ચુંથાયો નહીં હતો.

જ્યારે પાદશાહે તે ઉત્સાહભરી વાતો નર્માસ ભરી રીતે ચીનાઇ પેહલવાનોથી સાંભળી,

ત્યારે તે બોલ્યો કે "ખાકાને ચીન-મોટો છે અને ડહાપણવાળો તેમજ વખાણને લાયકનો છે.

પોતાનાં ફર્ઝંદ મારફતે મારી સાથે સંબંધ કરવા ચાહે છે-અને તેમ કરી તે દોસ્તીનીજ આરઝૂ રાખે છે.

જે કોઇ કે હુશ્યારી રાખી ડહાપણ ધરાવે છે-તે સઘળાં કામો ડહાપણનીજ આંખોએ જોય છે.

તે કહે છે તેમ અમો કરીશું અને એ બાબત ઉપર મુબારક વિચાર ચલાવીશું-અને પછી જે કાંઇ તેણે લખ્યું છે તેનો જવાબ આપીશું.

હવે એમ થવું જોઇયે કે ચીનના ખાકાને-છોકરીને પસંદ કરવાનું કામ અમોનેજ સોંપવું જોઇયે.

હું એક અકલમંદ શખ્સને મોકલીશ-કે જે તેનું સઘળું ઝનાનખાનું જોઈ જશે.

અને જે સઉથી સરસ હશે અને ખાકાનની ઘણી પ્યારી હશે તેને ચુંટી કાઢશે.

તે તપાસશે કે બાપની માફક તે છોકરીની મા-કોણની નસ્લથી ઉતરી આવેલી છે અને કોણને હાથે પળાઇને મોટી થયલી છે?

જો ચીનના ખાકાનને જે હું કહું છું તે કબૂલ હોય-તો સગાઇની બાબતને તેણે પુરતો ઈન્સાફ આપેલો કહેવાશે."

પેલા એલચીઓએ નોશીરવાન ઉપર દુઆ કીધી-કે "તું પાદશાહથી ખાકાને ચીન ખુશહાલ છે.

તેનું ઝનાનખાનું અગર ગોહર વરસાવનારૂં વાદળબી-બને તોપણ તે નોશીરવાન માટે આનાકાની કરશે નહીં.

તું તારા દાનાઓમાંથી એક જણને ચુંટી કાઢ-કે તે ખાકાને ચીનની નઝદીક આવે.

એવો ચુંટી કાઢ કે ખાકાનનાં ઝનાનખાનાની અઉરતો-તેને જોઇને પોતાનાં મોં ઢાંકે નહીં."

## પાસોખ્ નામએ ખાકાન્ અઝ્ નૂશીરવાન્ વ ફેરેસ્તાદને મેહ્‌રાન્ સતાદ્‌રા બરાએ દીદન્ વ આવર્દને દુખ્તરે ખાકાને ચીન્.

——:o:——

## નોશીરવાન તરફથી ખાકાનનાં નામાનો જવાબ અને મેહરાન સતાદને ખાકાને ચીનની બેટીને જોવા અને લાવવા માટે મોકલવું.

——:o:——

૮ શાહન્શાહ્ બેશ્નીદ અઝીશાન્ સોખુન
બઝ્ તાઝહ્ શુદ રૂઝગારે કોહુન્
નવીસન્દએ નામહ્‌રા ખાન્દ પીશ
ઝે ખાકાન્ ફેરાવાન્ સખુન્ રાન્દ બીશ

શેહન્શાહે તેઓની વાત સાંભળી-જેથી તેને આગળા ઝમાનાનો વખત યાદ આવ્યો.

તેણે નામાના લખનારને નઝદીક બોલાવ્યો-અને ખાકાન માટે ઘણી વાતો કહી સંભળાવી.

બેફરૂમૂદ તા નામહુ પાસોખ નેવેશ્ત
ગુઝીદહુ સુખુનહાએ ફરૂરોખ નેવેશ્ત
નુખોસ્ત આફરીન્ કરૂદ બર્ કેર્દેગારૂ
જહાન્દારો પીરૂઝો પર્વર્દેગારૂ
બફર્માને ઊ ચસ્ત ગીતી બપાય
હમ ઊ ચસ્ત બર્ નીકુઈ રહ્નુમાય
કસીરા કે ખાહદ કુનદ અરૂજમન્દ
ઝે પસ્તી બર્ આરદ બચર્ખે બલન્દ
દેગર્ માન્દહુ આમદ ઝે બદ રૂઝગાર્
ચુ નીકી બેખાહદ બરૂ કેર્દેગારૂ
બહર્ નીકુઈ ઝૂ શેનાસમ સેપાસ
વગર્ બદ કુનમ ઝૂ દેલ્ અન્દર્ હેરાસ
નખાહમ કે જાન્ બાશદ અન્દર્ હેલમ
અગર્ બીમો ઉમ્મીદ અઝૂ બુગ્સેલમ
રસીદ ઈન્ ફેરેસ્તાદએ બાફરીન્
અબા ખૂબ્ ગોફ્તારે ખાકાને ચીન્
શનીદમ્ ઝે પયવસ્તગી હર્ચે ગોફ્ત
ઝે પાકાન્ કે ઊ દારદ અન્દર્ નેહોફ્ત
મરા શાદ શુદ દેલ્ ઝે પયવન્દે ઊય
બવીઝહુ ઝે પૂશીદહુ ફર્ઝન્દે ઊય
ફેરેસ્તાદમ્ ઈનફૂ યકી હુશમન્દ
કે દારદ ખેરદ જાને ઊ અરૂજમન્દ
બેયાયદ બેગૂયદ હમહુ રાઝે મન્
ઝે ફર્જામે પયવન્દો આગાઝે મન્
હમીશહુ તોરા જાન્ પુર્ અઝ્ શરૂમ બાદ
દેલત શાદો પોશતત બમા ગરૂમ બાદ
નવીસન્દહુ ચૂન ખામહુ બીકાર્ ગશ્ત
બેયારાસ્ત કેર્તાસો અન્દર્ નવશ્ત
હવા ચૂન સેરેશ્કે કલમ કરૂદ ખુશ્ક
નેહાદન્દ મોહુરી બરૂ બર્ ઝે મુશ્ક
બરીશાન્ યકી ખેલ્અત અફૂગન્દ શાહ
કઝાન્ માન્દહુ અન્દર્ શેગેફ્તી સેપાહ
ગુઝીન્ કરૂદ પીરી ખેરદમન્દો રાદ
કુજા નામે ઊ બૂદ મેહ્રાન્ સતાદ
વઝ્ ઈરાનેયાન્ નામવર્ સદ સવાર્
સખુન્ ગૂયો શાયેસ્તહો નામદાર્
ચુનીન્ ગોફ્ત કેસ્રા બમેહ્રાન્ સતાદ
કે શવ્ શાદો પીરૂઝ બા મેહ્રો દાદ
ઝબાનો રવાન્ બાયદત ચરૂબ્ગૂય
ખેરદ રહ્નુમાયો દેલ્ આઝરૂમ જૂય
શબેસ્તાને ખાકાન્ નેગહુ કુન્ નેકૂય
બદો નીકે ઊરા સરાસર્ બેજૂય
બર્ આરાયેશે ચેહ્રો બા ફરૂરો ઝીબ્
નબાયદ કે ગીરન્દત અન્દર્ ફેરીબ્
પસે પર્દએ ઊ બસી દુખ્તરસ્ત
કે બા બોર્ઝો બાલાઓ બા અફૂસરસ્ત
પરસ્તાર્ ઝાદહુ નેયાયદ બકાર્
અગર્ ચન્દ બાશદ પેદર્ શહ્રૂયાર્
નેગર્ તા કુદામસ્ત બા શર્મો દાદ
બમાદર્ કે દારદ ઝે ખાકાન્ નેઝાદ

તેણે ફર્માવ્યું જેથી પસંદગી પામેલા મુબારક શબ્દોમાં તે નામાનો પાછો જવાબ લખ્યો.

પહેલાં દુન્યાની સંભાળ રાખનાર, ફતેહમંદ અને પર્વરેશીના કરનારા ખોદાતાલા ઉપર દોઆ કીધી,

કે "જેના હોકમ ઉપર આ દુન્યા પાયદાર રહેલી છે-તેમજ તે સાહેબ નેકી ઉપર રેહનુમા છે.

તે સાહેબ જે કોઇને ચાહે છે તેને મોટો બનાવે છે-અને હલકે દરજ્જેથી બુલંદ આસ્માન ઉપર લઈ જાય છે.

જ્યારે ખોદાતાલા કોઈનું ભલું કરવા માગે છે-ત્યારે બદબખ્તી તેને તજી દે છે.

તે સાહેબની દરેક ભલાઈ માટે હું તેના શુકરાના કરૂં છું-અને જો કશી બૂંડાઇ કરૂં છું તો મારૂં દિલ તે સાહેબથી ધાસ્તીમાં રહે છે.

જો હું તે સાહેબ તરફની ધાસ્તી કે આશા દિલમાંથી દૂર કરૂં-તો મારાં દિલમાં મારો જાન રહે એવું હું ચાહતોજ નથી.

ખાકાને ચીનના મુબારક પયગામ સાથ-આ તારીફ લાયકનો એલચી અહીં આવી પુગ્યો છે.

તેણે તેની પર્દેનેશીન પાકીઝેહ બેટીઓ માટે તેમજ તેઓમાંથી કોઈ ૯
સાથ સગાઈ કરવા માટે જે કાંઈ કહ્યું તે મેં સાંભળ્યું છે.

મારૂં દિલ તેના સંબંધથી અને ખસુસ કરીને તેની પર્દેનેશીન બેટીથી ખુશહાલ થયું છે.

આ એક અકલમંદ માણસ કે જેનો જીવ અકલનેજ પ્યારી ગણે છે, તેને મોકલી આપ્યો છે.

તે આવીને શુરૂઆતથી કે આ સગાઈનાં શેવટ સુધીનો મારાં દિલનો વિચાર ઝાહેર કરશે.

હમેશે તારો જીવ શર્માલ રહેજો!-તારૂં દિલ ખુશહાલ રહેજો અને તું અમારો ચુસ્ત મિત્ર થઈ રહેજો!"

કલમ જ્યારે કામ કરી પરવારી ચૂકી ત્યારે નવીસંદાએ તે નામાને ઘડી કર્યું.

હવાએ જ્યારે ઉપરની સીઆહી સૂકવી નાખી-ત્યારે તેની ઉપર કસ્તુરીની મોહર કીધી.

પાદશાહે તેઓને એક એવો સરપાવ બક્ષેશ કર્યો-કે જે જોઇ સઘળા સેપાહો અજબ રહ્યા.

પછી એક ડાહ્યો અને બુઢ્ઢો સરદાર ચુંટી કાઢયો-કે જેનું નામ "મેહરાન સતાદ" હતું.

અને ઇરાનીઓમાંથી એકસો નામવરો-સુભાષિત બોલનારા, દરેક કામમાં લાયક અને કીર્ત્તિ ભરેલા પસંદ કર્યા.

નોશીરવાને મેહરાન સતાદને એ પ્રમાણે કહ્યું-કે "તું માયા અને ૧૦
ઈન્સાફ સાથે ખુશહાલ અને ફતેહમંદ બનીને ત્યાં જા.

તારી ઝબાનને તેમજ તારા જીવને નર્માસ ભર્યેજ રાખજે-ડહાપણને તારો રેહનુમા બનાવજે અને તારૂં દિલ માયા ભરેલું રાખજે.

ખાકાનનાં ઝનાનખાનાને ખૂબ બારીકીથી તપાસજે-અને તેની ખૂબી ખામી સારી પઠે શોધી કાઢજે.

એવું નહીં થાય કે બાહેરથી તેણીઓના સણગાર ઉપર તેમજ તેણીઓના ભપકા અને ઝેબાયેશ ઉપર તું ઠગાઈ જાય.

તેના પરદા પછાડી ઘણીક બેટીઓ છે-કે જેણીઓ દબદબા, બુલંદ કદ અને તાજ સાથની છે.

છોકરીનો બાપ પાદશાહ હોય પણ તેણીની મા નોકર હોય, તો તે છોકરી આપણને કામની નહીં.

માટે તું તપાસજે કે તેણીઓની અંદર શર્માલ અને ઈન્સાફી છોકરી કઈ છે-કે જેણી પોતાની માતા તરફથી ખાકાનનું ખાન્દાન ધરાવતી હોય?

અગર્ ગઉહરે તન્ ખુવદ્ બા નેઝાદ્
જહાન્ ઝૂ શવદ્ શાહો ઊ નીઝ્ શાદ્
ચુ બેશ્નીદ્ મેહરાન્ સતાદ્ ઈન્ ઝે શાહ્
બસી આફ્રીન્ કરદ્ બર્ તાજો ગાહ્
બેરફ્ત અઝ્ દરે શાહે ગીતી ફેરુઝ્
બફર્ખોન્દહ્ હન્ગામે ખોર્દાદ્ રુઝ્
૧૧ બખાકાન્ ચુ આગાહી આમદ્ ઝે રાહ્
પઝીરહ્ ફેરેસ્તાદ્ પીશશ્ સેપાહ્
ચુ આમદ્ બનઝ્દીકે ખાકાને ચીન્
ઝમીન્રા બેબૂસીદો કરદ્ આફ્રીન્
જહાનજૂય ચૂન્ દીદ્ બેન્વાખ્તશ્
યકી માયહ્વર્ જાયગહ્ સાખ્તશ્
અઝાન્ કાર્ ખાકાન્ પુર્ અન્દીશહ્ ગશ્ત
બસૂએ શબેસ્તાને ખાતૂન્ ગુઝશ્ત
સુખુનહાએ નૂશીન્ રવાન્ બર્ કુશાદ્
ઝે ગન્જો ઝે લશ્કર્ હમી કરદ્ યાદ્
બદ્ ગોફ્ત કીન શાહ્ નૂશીરવાન્
જવાનસ્તો બીદારો બખ્તશ્ જવાન્
યકી દુખ્તરી દાદ્ ખાહમ બદૂય
કે મારા ફેઝાયદ્ બદ્ આબ્રૂય
મરા દર્ પસે પર્દહ્ યક્ દુખ્તરસ્ત
કે ઊ બર્ સરે બાનૂઆન્ અફ્સરસ્ત
બદીદારે ઊ નીસ્ત અન્દર્ જેહાન્
ફેરાવાન્ ઝે મન્ ખાસ્તન્દશ્ મેહાન્
મરા આરઝૂ નીસ્ત અઝ્ મેહરે ઊય
કે બીનન્દહ્ બર્ દારમ્ અઝ્ ચેહરે ઊય
૧૨ ચહારસ્ત નીઝ્ અઝ્ પરસ્તન્દગાન્
પરસ્તારો બીદાર્ દેલ્ બન્દગાન્
અઝીશાન્ સેપારમ્ યકીરા બદૂય
બર્ આસાયમ્ અઝ્ જન્ગો અઝ્ ગોફ્તગૂય
બદ્ ગોફ્ત ખાતૂન કે બા રાએ તૂ
નગીરદ્ કસ અન્દર્ જહાન્ જાય તૂ
બરીન્ ગોફ્ત યક્ શબ્ બેપયમૂદ્ ખાબ્
ચુનીન્ તા બર્ આમદ્ ઝે કૂહ્ આફ્તાબ્
બેયામદ્ બદર્ગાહ્ મેહરાન્ સતાદ્
બરે તખ્તે ઊ રફ્તો નામહ્ બેદાદ્
ચુ આન્ નામહ્ બર્ ખાન્દ્ ખાકાને ચીન્
ઝે પયમાન્ બેખન્દીદ્ વઝ્ બેહ્ ગુઝીન્
કલીદે શબેસ્તાન્ બદ્ દાદો ગોફ્ત
બેરવ્ તા કેરા બીની અન્દર્ નેહોફ્ત
પરસ્તન્દહ્ બા વય બેયામદ્ ચહાર્
કે ખાકાન્ બદીશાન્ બુદી ઉસ્તુવાર્
ચુ મેહરાન્ સતાદ્ આન્ સુખુનહા શનીદ્
બેયાવર્દ્ બા ઉસ્તુવારાન્ કલીદ્
દરે ખાનહ્ બુકુશાદો અન્દર્ શુદન્દ્
પરસ્તન્દગાન્ દાસ્તાનહા ઝદન્દ્
૧૩ કે આન્રા કે અકૂનૂન તો બીની બરાહ્
સેતારહ્ નદીદસ્તો ખુર્શીદો માહ્
શબેસ્તાન્ બેહેશ્તી બુદ્ આરાસ્તહ્
પુર્ અઝ્ માહો ખુર્શીદો પુર્ ખાસ્તહ્

અગરજો તેનાં નામીચા ખાન્દાન સાથ તેણીનાં શરીરનો બાંધો પણ ઠીક હશે-તો સઘળો દેશ તેનીથી ખુશી થશે અને તેણી પોતે પણ ખુશહાલ રહેશે."

જ્યારે મેહરાન સતાદે પાદશાહથી આવું સાંભળ્યું-ત્યારે તેણે નોશીરવાનનાં તાજ અને તખ્ત ઉપર ઘણીક દુઆ કીધી.

અને દેશને આબાદ રાખનાર પાદશાહની દરબારમાંથી ખોરદાદ રોઝના મુબારક હન્ગામ ઉપર તે ગયો.

જ્યારે ખાકાનને તેના આવવાનાં ખબર મળી ત્યારે તેની સામે લશ્કરને એસ્તેકબાલ મોકલ્યું.

જ્યારે તે ખાકાને ચીનની નઝદીક આવ્યો-ત્યારે ઝમીન ચૂમીને તેની ઉપર દુઆ કીધી.

પાદશાહે જ્યારે તેને જોયો ત્યારે તેને આવકાર દીધો-અને તેને માટે એક ઘણી કીમતી જગ્યા તૈયાર કીધી.

હવે ખાકાન તે વાતના વિચારમાં પડયો-અને પોતાની રાણીનાં ઝનાનખાનામાં ગયો.

અને ત્યાં તેણીને નોશીરવાનની વાતો કહી સંભળાવી-તેમજ તેના ખઝાના અને લશ્કર માટે પણ કહેવા લાગ્યો.

તે બોલ્યો કે "આ પાદશાહ નોશીરવાન-જવાન અને હુશયાર છે તેમજ તેનું નસીબ પણ ઝોરાવર છે.

હું તેને એક આપણી બેટી આપવા ચાહુ છું-કે જેથી તેની આગળ મારી આબરૂ વધે.

મારા ઝનાનખાનામાં એક બેટી છે કે જેણી સઘળી બાનુઓનાં સરનાં તાજ જેવી છે.

તેણીના જેવી દેખાવળી જેહાનમાં બીજી કોઈજ નથી-ઘણાક પાદશાહોએ મારી પાસે તેણીની માગણી કીધી છે.

પણ મારો તેણીના ઉપર એટલો બધો પ્યાર છે-કે તેના ચેહરા ઉપરથી મારી આંખ ખસેડવા ચાહતોજ નથી.

કનીઝક (બાંદી)ને પેટની મને ચાર છોકરી છે-જેઓ ખરેખરી ખબરદાર ખિદમતગાર અકરતો છે.

તેઓમાંથી હું એક તેને આપીશ-અને આ લડાઈ અને ઝઘડાથી કરાર પામીશ."

રાણી બોલી કે "અકલમાં તારી જગ્યા લેનારૂં દુન્યામાં કોઇ નથી."

એવી વાતચિત્તમાં રાત પુરી કીધી-અને જ્યારે પહાડ ઉપરથી આફતાબ નીકળ્યો.

ત્યારે મેહરાન સતાદ દરબારમાં આવ્યો-તે તેનાં તખ્ત આગળ ગયો અને પેલું નામુ આપ્યું.

જ્યારે ખાકાને ચીને તે નામુ વાંચ્યું-ત્યારે તેને કીધેલી શર્તથી અને સારી રીતે ચુંટી કાઢવાની રીતથી હસી પડયો.

તેણે તુરત ઝનાનખાનાની કુંચી આપી અને બોલ્યો કે "ઝનાનખાનામાં જા અને જો, કે તારા પાદશાહને લાયકની કઇ છોકરી છે?"

તેની સાથે ચાર ગોલામો ગયા-કે જેઓ ઉપર ખાકાનને ભરોસો હતો.

જ્યારે મેહરાન સતાદે તે સખુનો સાંભળ્યા ત્યારે તે કુંચી લઇને પેલા ભરોસાદાર નોકરો સાથ ચાલ્યો.

તેઓએ તે ઘરનો દરવાઝો ખોલ્યો અને અંદર ગયા-પેલા ગોલામો બોલવા લાગ્યા,

કે "આ જગ્યાએ હવડાં તું તે ચીઝ જોઇ શકશે-કે જેને સેતારાઓએ કે આફતાબ અને માહતાબે પણ જોઇ નથી."

તે ઝનાનખાનુ એક સણગારેલું બેહેશતજ હતું-જે માહતાબ અને આફતાબ જેવી અકરતોથી તેમજ શચરચીલાંથી ભરેલું હતું.

પરીચેહરૂ બરૂ ગાહ બેનશસ્ત પન્જ
હમહ બરૂ સરાન્ તાજો દરૂ ઝીરે ગન્જ
મગરૂ દુખ્તે ખાતૂન કે અફસરૂ નદાશ્ત
હમાન્ બારહો તઉકો ગઉહરૂ નદાશ્ત
ચકી જામઈ દાશ્તહ દરૂ બરશ
કોલાહી ઝે મુશ્ક ઈઝદી બરૂ સરશ
ઝે કર્દહ બરોખ્ બરૂ નેગારશ નબૂદ
જોઝ આરાયેશે કેર્દેગારશ નબૂદ
ચકી સરૂવ બુદ બરૂ સરશ માહે નવ
ફેરૂઝાન્ ઝે દીદારે ઊ ગાહે નવ
ચુ મેહરાન સતાહ આમદો બેન્ગરીદ
ચકીરા બદીદારૂ ચૂન ઊ નદીદ
બેદાનેસ્ત બીનાહેલો રાએ રાહ
કે દુરન્દ ખાતૂનો ખાકાન્ ઝે દાહ
બદસ્તારે દસ્તાન્ હમી ચશ્મે ઊય
બેપૂશીદ અઝાન્ તાઝહ શુદ ખશ્મે ઊય
પરસ્તન્દહરા ગોફ્ત નઝદીકે શાહ
ફેરાવાન્ બુવદ યારહો તાજો ગાહ
મન્ ઈન્રા કે બી તાજો આરાયેશસ્ત
ગુઝીદમ્ કે ઈન્ અન્દરૂ અફઝાયેશસ્ત
બરન્જ અઝ પયે બેહ ગુઝીન્ આમદમ્
ન અઝ બહરે દીબાએ ચીન્ આમદમ્
બદુ ગોફ્ત ખાતૂન કે અય મર્દે પીરૂ
નગૂઈ હમી યક સખુન હેલપઝીરૂ
મેહાન્રા કે બા ફરૂરો ઝીબન્દો રાય
હેલ્ અફ્ઝુ ગશ્તહ રસીદહ બજાય
બબાલાએ સર્વો બરોખ્ ચૂન બહારૂ
બેદાનદ પરસ્તીદને શહરૂયારૂ
હમી ફુદકી ના રસીદહ બજાય
બરીશાન્ ગુઝીની નઈ પાક રાય
ચુનીન્ પાસોખ્ આવરૂદ મેહરાન્ સતાહ
કે ખાકાન્ અગરૂ સરૂ બેપીચદ ઝે દાદ
બેદાનદ કે શાહે જહાન્ કદખોદાય
બેખાનદ મરા પીરે નાપાક રાય
મન્ ઈન્રા પસન્દમ્ કે બરૂ તખ્તે આજ
નદારદ બતન્ યારહો તઉકો તાજ
અગરૂ મેહતરાન્ ઈન્ ન બીનન્દ રાય
ચુ ફર્માન્ બુવદ બાઝ ગર્દમ બજાય
નેગહ કરૂદ ખાતૂન બગોફતારે ઊય
શેગેફ્ત આમદશ રાયો કેર્દારે ઊય
પસ અઝ પીશે ખાતૂન બેયામદ બેરૂન
બનઝદીકે ખાકાન્ શુદ આન્ પુરૂ ફુસૂન
બેગોફતશ બદુ આન્ કુજા રફ્તહ બૂદ
ચુ ખાકાન વરા દીદ કાશફતહ બૂદ
બેદાનેસ્ત કીન્ પીરે પાકીઝહ મગ્ઝ
બુઝોર્ગસ્તો શાયેસ્તએ કારે નગ્ઝ
બેરહમન્દ બેન્શસ્ત બા રાયઝન્
બેપાલૂદ અઝ અયવાને શાહ અન્જુમન્
ચુ પર્દુખ્ત શુદ જાયગાહે નેશસ્ત
બેરફ્તન્દ બા ઝીચે રૂમી બદસ્ત

ત્યાં પાંચ પરીને ચેહરાની છોકરીઓ તખ્ત ઉપર બેઠી હતી-જેણી-
ઓનાં માથાં ઉપર તાજ હતાં અને ખઝાના નીચે ઢંકાયલી હતી.

પણ પાંચમી, રાણીની બેટીએ તાજ પેહેર્યું નહીં હતું-તેમજ બાલી,
સાંકળી અને બીજાં ગોહરો પેહેર્યાં હતાં નહીં.

તેણીએ પોતાનાં બદન ઉપર ફકટ સાદાં કપડાં પેહેર્યાં હતાં-અને
કુદરતે આપેલું કસ્તુરી જેવા બાલનું તાજ તેણીને માથે હતું.

તેણીના ચેહરા ઉપર ખોદાતાલાએ બક્ષેલા સણગાર સિવાય બીજો
કશો પણ સણગાર હતો નહીં.

તેણી એક સરોવરનું ઝાડ હતી કે જેનાં સર ઉપર નવો માહતાબ
ચળકતો-હતો-જેણીના પ્રકાશથી તેણીનું નવું તખ્ત પણ ઝળકી રહ્યું હતું.

જ્યારે મેહરાન સતાદ આવ્યો અને તેણીને જોઈ-ત્યારે તેણીના જેવો
એકનો પણ ચેહરો તેણે જોયો નહીં.

તે ચાલાક અને ઠાવકા વિચારના શખ્સે જાણી લીધું-કે "ખાકાન
અને તેની રાણી તેને બેવુકુફ બનાવતાં હતાં."

પોતાનાં પેહરનની બાંય વડે પોતાની આંખો ઢાંકીને તેણી શરમાઈ
ગઈ અને તે જોઇને તેનો ગુસ્સો તાઝો થયો.

અને પેલા ગોલામોને કહ્યું કે "મારા પાદશાહની પાસે પુષ્કળ ૧૪
બાંગડીઓ તેમજ તાજ અને તખ્તો છે.

માટે મેં આ તાજ અને કાંઈ પણ સણગાર વગરની છોકરીનેજ-
પસંદ કીધી છે કારણકે એજ દરેક ચીઝમાં ચઢિયાતી છે.

હું રંજ ખેડી જે પસંદ પડે તે લેવા માટે આવ્યો છું-હું કાંઇ
ચીનાઈ રેશમી કાપડ લેવા આવ્યો નથી."

રાણીએ તેને કહ્યું કે "ઓ બુઢ્ઢા મર્દ!-તું એકબી સારો સખુન
બોલતો નથી.

દબદબા ભરેલા પાદશાહો ઉમરે પુગેલી છોકરીઓથી રાઝી થાય છે.

જેણીઓ કદમાં સરોવર જેવી ઊંચી અને ચેહરામાં બહારની મોસમ જેવી
ખીલેલી છે-તેણી પાદશાહની ખિદમત કરવાનું કામ અચ્છી રીતે જાણે છે.

તું તેણીઓની ઉપર આ ઉમરે પુગ્યા વગરની નાની છોકરીને પસંદગી
આપે છે, તે તારો વિચાર ઠીક નથી."

મેહરાન સતાદે એવો જવાબ દીધો-કે "ખાકાન જો ઇન્સાફથી સર
ફેરવશે,

તો તે સારી રીતે જાણે છે કે દેશનો પાદશાહ નોશીરવાન-મને
નાપાક અકલનો બુઢ્ઢો કહેશે.

હું આજે હાથીદાંતનાં તખ્ત ઉપર બાંગડી, સાંકળી કે તાજ વગર
બેઠેલી છે તેણીનેજ પસંદ કરૂં છું.

જો તમો સરદાર લોકો આ મારો વિચાર પસંદ કરતાં નહીં હોય- ૧૫
તો જ્યારે તમો હોકમ આપશો ત્યારે હું અહીંથી પાછો ફરીશ."

રાણીએ તેની વાત ઉપર ધ્યાન પુગાડયું-તેણીને તેના વિચાર અને
કામ અજબ લાગ્યાં.

પછી મેહરાન રાણી આગળથી બાહેર આવ્યો-અને તે યુક્તિ ભરેલો
શખ્સ ખાકાનની આગળ ગયો.

અને જે કાંઇ બન્યું હતું તે તેને કહ્યું-જ્યારે ખાકાને તેને ગુસ્સા
ભરેલો જોયો,

ત્યારે તે સમજી ગયો કે "આ પાકીઝેહ મગઝનો બુઢ્ઢો-કોઈ મોટો
માણસ છે અને સારાંજ કામો કરવાને લાયકનો છે."

પછી તે દાના ખાકાને પોતાના પાદશાહી અયવાનમાંથી સઘળા લોકોને
વિદાય કરીને પોતાના સલાહકારો સાથ વિચાર કરવા બેઠો.

જ્યારે દરબારની જગ્યા ખાલી થઈ ત્યારે રૂમી પંચાગ હાથમાં લઇને
સર્વ ગયા.

સેતારહ્ શેનાસાનો કુન્દાવરાન્
હરાન્ કસ કે બૂદન્દ અઝીશાન્ સરાન્
બેફરૂમૂદ તા હર્કે બૂદશ બમેહ્ર
બેજુસ્તન્દ ચર્ખસ્ર શુમારે સેપેહ્ર
હમી કરદ મૂબદ બઅખ્તર્ નેગાહ
ઝે કેર્દારે ખાકાનો પયવન્દે શાહ
૧૬ ચુનીન્ ગોફ્ત ફર્જામ કય શહ્રયાર
દેલતરા બબદ ઈંચ રન્જહ્ મદાર
કે ઈન્ કાર્ જોઝ બર્ બેહી નુગ્ઝરદ
બબદ રાએ દુશ્મન્ ઝમાન્ નશ્મરદ
ચુનીનસ્ત રાઝે સેપહ્રે બલન્દ
હમાન્ અખ્તરો ગર્દેશે સૂદમન્દ
કે અઝ દુખ્તે ખાકાનો અઝ પોશ્તે શાહ
બેયાયદ યકી શાહે ઝીબાએ ગાહ
બર્ શહ્રયારાન્ કુનન્દ આફરીન્
હમાન્ પુર્ હેનર્ સર્ફરાઝાને ચીન્

નુજૂમીઓ, પેહલવાનો-તેમજ તેઓમાંથી જે કોઈ સરદાર લોકો હતા તે ત્યાં આવ્યા.

ખાકાને ફર્માવ્યું જેથી તેના જે કોઈ ખયરખાહો હતા-તેઓ સઘળા આસ્માનની ગણત્રી તપાસવા લાગ્યા.

વડો વઝીર ખાકાનનાં કામ માટે તેમજ પાદશાહ નોશીરવાનની સગાઈ માટે સેતારાઓ ઉપર નેગાહ કરવા લાગ્યો.

ત્યાર બાદ શેવટે તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ પાદશાહ!-તું કાંઇ પણ બૂરૂં થવાની ધાસ્તીને લીધે તારૂં દિલ ગમગીન ના રાખ.

કે આ કામનું પરિણામ સારૂંજ આવશે-દુશ્મનની બૂરી ખાહેશ પ્રમાણે ઝમાનો ફરશે નહીં.

બુલંદ આસ્માનનો તેમજ સેતારાનો અને ફાયદાકારક ગર્દેશનો ભેદ એવીજ રીતનો છે,

કે ખાકાનની બેટીથી અને શાહ નોશીરવાનની પીઠથી એક તખ્તને લાયકનો શાહઝાદો પયદા થશે.

જેની ઉપર સઘળા પાદશાહો તેમજ ચીન દેશના કીર્ત્તિ ભરેલા સરફરાઝો દુઆ કરશે."

## ફેરેસ્તાદને ખાકાન્ દુખ્તરે ખુદ્રા બા નામહ્ વ ખાસ્તહ્ હમ્રાહે મેહ્રાન્ સતાદ્ બનઝ્દે નૂશીરવાન્

—:o:—

## ખાકાને નામા અને હદયા સાથ પોતાની બેટીને મેહરાન સતાદ સાથે નોશીરવાનની નઝદીક મોકલવી.

—:o:—

ચુ બેશ્નીદ ખાકાન દેલશ ગશ્ત ખશ
બેખન્દીદ ખાતૂને ખુર્શીદ ફશ
ચુ અઝ ચારહ્ દેલહા બેપર્દાખ્તન્દ
ફેરેસ્તાદહ્રા પીશ બેન્શાખ્તન્દ
બેગોફ્તન્દ ચીઝી કે બાયેસ્ત ગોફ્ત
ઝે ફર્ઝન્દે ખાતૂન્ કે બુદ દર્ નેહોફ્ત
બેપેઝીરોફ્ત મેહ્રાન્ સતાદ અઝ પેદર્
બનામે શહન્શાહે પીરૂઝગર્
મેયાન્જી બેપેઝીરોફ્તો ખાકાન્ બેદાદ
યકીરા કે દારદ ઝે ખાતૂન્ નેઝાદ
૧૭ પરસ્તન્દગાન્ બા નેસાર્ આમદન્દ
બશાહી બરે શહ્રયાર્ આમદન્દ
વઝાન્ પસ યકી ગન્જે આરાસ્તહ્
બદૂ દર્ ઝે હર્ ગૂનઈ ખાસ્તહ્
ઝે દીનાર્ વઝ ગઉહરો તઉકો તાજ
હમાન્ મહ્દે પીરૂઝહો તખ્તે આજ
યકી દીગર્ અઝ ઊદે હેન્દી બઝર્
બર્ બાફ્તહ્ ચન્દ ગૂનહ્ ગોહર્
અબા હર્ યકી અફ્સરી શાહ્વાર્
સદ અસ્પો સદ ઉશ્તુર્ બઝીનો બબાર્
શુતુર્ બાર્ કર્દહ્ બદીબાએ ચીન્
બેયારાસ્તહ્ પોશ્તે અસ્પાન્ બઝીન્
ચહલ તાએ દીબાએ ઝરબફ્ત ગૂન્
કશીદહ્ ઝબરજદ બઝર્ અન્દરૂન્

જ્યારે ખાકાને એવું સાંભળ્યું ત્યારે તેનું દિલ ખુશહાલ થયું-અને ખુરશીદના ચેહરાની રાણી પણ હસી પડી.

જ્યારે તે બન્ને જણાનાં દિલ પોતાની બેટી માટેની યુક્તિથી મોકળાં થયાં-ત્યારે તેઓએ પેલા એલચીને પોતાની નઝદીક બેસાડયો.

અને રાણીને પેટની બેટીને શા કારણસર છૂપાવી રાખી હતી તે બાબત જે કહેવું હતું તે સઘળું તેને કહ્યું.

મેહરાન સતાદે તે બેટીને તેણીના બાપ પાસેથી ફતેહમંદી ભરેલા શેહન્શાહ નોશીરવાનનાં નામથી કબૂલ રાખી.

તે એક પુરી બેટી જે રાણીની જણેલી હતી-તેને ખાકાને આપી અને એલચીએ તેણીને કબૂલ કીધી.

આથી તેણીની દાસીઓ ખુશી થતી થતી નેસાર કરવાની ચીઝો લઈ ખાકાન આગળ આવી.

ત્યાર પછી એક કીમતી ખઝાનો કે જેમાં જાત જાતનો સામાન હતો, તે ત્યાં ભેગો કીધો.

જેમાં દીનારો, ગોહરો, સાંકળીઓ અને તાજો હતાં-તેમજ પીરોઝાના પારણાં અને હાથીદાંતનાં તખ્તો હતાં.

બીજું એક તખ્ત હિન્દી અગરનું બનાવેલું જેમાં સોના સાથ ઘણીક જાતનાં જવાહેરો જડેલાં હતાં.

દરેક તખ્તની સાથે એકકું પાદશાહી તાજ હતું-સો ઘોડા ઝીન સાથના અને સો ઊંટ બોજા સાથનાં હતાં.

જે ઊંટો ઉપર ચીનાઇ રેશમી કાપડ લાદેલું હતું-અને ઘોડાઓની પીઠ ઝીનના સાઝથી સણગારેલી હતી.

ચાલીસ સોનેરી કપડાંના તાકા કે જે સોનામાં પોખરાજ જડેલાં હતાં, તે હતા.

સહ્ ઊશ્તુર્ કે ગુસ્તર્દની બારૂ કરૂહ્
પરસ્તન્દહ્ સી સહ્ પદીદારૂ કરૂહ્
હમી દીહ્ તા હરૂ યકી બરૂ નેશસ્ત
બઆઇને ચીન્ બા હરીરૂશી બદસ્ત
બેફરૂમૂહ્ ખાકાને પીરૂઝ બખ્ત
કે બેન્હીહ્ બરૂ કૂહએ પીલ્ તખ્ત
બરૂ બાકૂતહ્ શૂશએ સીમો ઝરૂ
બશૂશહ્ દરૂન્ ના બેસૂદહ્ ગોહરૂ
હરીરૂશી હરીરૂશાન્ કે દીબાએ ચીન્
કે પયદા નબૂદી કે દીબા ઝમીન્
બસહ્ મર્દશ અઝ્ જાય બર્દાશ્તી
કે હામૂન બગરૂદૂન બરૂ અફ્રાશ્તી
બદીબા બેયારાસ્તહ્ મહૂદે ઝરૂ
બમહૂદ અન્દરૂન્ ના બસૂદહ્ ગોહરૂ
ચુ સીસહ્ પરસ્તારૂ બા માહરૂય
બેરફૂતન્દ શાદાન્ દેલો તાઝહ્ રૂય
ફેરેસ્તાહ્ ફર્ઝન્દરા નઝ્દે શાહ્
સેપાહી હમી રફૂત બા ઊ બરાહ્
પરસ્તન્દહ્ દરૂ પીશે ખાદમ ચેહેલ્
બરૂ બરૂ ગુઝશતન્દ શાદાબ્ દેલ્
ચુ પરૂદુખ્તહ્ શુદ્ ઝાન્ બેયામદ્ દબીરૂ
બેયાવરૂદ્ મુશ્કો ગોલાબો હરીરૂ
યકી નામહ્ બેન્વશ્ત અર્ઝન્ગ્ વારૂ
પુરૂ આરાયેશો રન્ગો બૂયો નેગારૂ

નુખોસ્તીન્ સેતૂદ્ આફરીનન્દહ્રા
જહાન્દારો બીદારો બીનન્દહ્રા
કે હરૂ ચીઝ્ કૂ આફરીદ્ અઝ્ બવેશ
બદાન્ સૂ કશદ્ બન્દગાન્રા રવેશ
શાહન્શાહે ઈરાન્ મરા અફૂસરસ્ત
ન પયવન્દે ઊ અઝ્ પયે દુખ્તરસ્ત
કે તા મન્ શનીદસ્તમ્ અઝ્ બેખ્રદાન્
બુઝોર્ગાનો બીદારૂ દેલ્ મૂબદાન્
ઝે ફરૂરો બુઝોર્ગીઓ અવરન્દે શાહ્
બેજુસ્તમ્ હમી રાહે પયવન્દે શાહ્
કે અન્દરૂ જહાન્ સરૂબસરૂ દાદ્ગરૂ
જહાન્દારૂ ચૂન્ ઊ ન બન્દદ્ કમરૂ
બમર્દીઓ પીરૂઝીઓ દસ્તગાહ્
બફરૂરો બઓર્ઝો બતખ્તો કોલાહ્
બદાદો બદાનેશ બદીનો ખરદ્
વરા પાક યઝ્દાન્ હમી પર્વરદ્
ફેરેસ્તાદમ્ ઈનક્ જહાન્બીને ખુદ્
સુએ શાહે કેસ્રા બઆઇને ખુદ્
બેફરૂમૂદમશ તા બુવદ્ બન્દહ્ વારૂ
ચુ આયદ્ પસે પર્દએ શહરૂયારૂ
બેરદ્ ગીરદ્ અઝ્ ફરૂરો ફરૂહન્ગે ઊય
બેયામૂઝદ્ આઇનો આહન્ગે ઊય
કે બખ્તો બેરદ્ રહ્નમૂને તો બાદ્
બુઝોર્ગીઓ દાનેશ સોતૂને તો બાદ્

સો ઊંટ ઉપર ગલીચા લાધ્યા-અને ત્રણસો બાંદીઓ તૈયાર કીધી.

ખાકાન જોતો હતો કે દરેક જણ હાથમાં વાવટો લઇને ચીનાઈ રીત પ્રમાણે સવાર થયાં.

પછી ફતેહમંદ બખ્તનાં ખાકાને ફર્માવ્યું-કે "હાથીની અમારી ઉપર તખ્ત મૂકો."

જેમાં સોના ચાંદીની ધારી હતી-અને તે ધારીમાં નવાંજ ગોહરો ૧૮
જડેલાં હતાં.

તે સાથે ચીનાઈ રેશમી કપડાંનો ઝળકતો ઝુંડો હતો-કે જે રેશમી કપડાંથી ઝમીન પણ દેખાતી નહીં હતી.

સો માણસો તે ઝુંડાને ઉઠાવતા હતા-અને મયદાનમાંથી આકાશ તરફ ઊંચો ધરતા હતા.

રેશમી કપડાંથી સોનેરી અમારી સણગારી હતી-તે અમારીમાં પેલી કુમારી કન્યા હતી.

જ્યારે તે માહતાબને ચેહરેની છોકરી સાથ તેની ત્રણસો દાસીઓ પણ ખુશહાલ દિલે અને હસ્તે ચેહરે જતી હતી.

બાપે તે બેટીને પાદશાહ નોશીરવાનની નઝદીક મોકલી-સફરમાં તેણીની સાથ એક લશ્કરી ટુકડી પણ ચાલતી હતી.

અમારીની આગળ આગળ ચાલીસ દાસીઓ અને નોકરો ચાલતા હતા-ખુશી ખુરરમી ભર્યાં દિલે તેઓ રવાના થયા.

જ્યારે એ બધી તૈયારીઓ થઈ રહી ત્યારે મુન્શી આવ્યો-અને કસ્તુરી, ગુલાબ જળ અને રેશમી કપડું સાથે લાવ્યો.

ખાકાને માની ચીતારાનાં "અર્ઝન્ગ" નામના ચીતારખાના જેવું શોભિતું એક નામુ લખાવ્યું-જે સઘળું સણગાર ભરેલું તેમજ રંગરાગ અને ચીતાર ભરેલું હતું.

પહેલા દુન્યાને પયદા કરનાર, તેની સંભાળ રાખનાર, સઘળું જાણનાર અને સઘળું જોનાર સાહેબની તારીફ લખી,

કે "દૈવગતિએ જે કાંઇ તેણે પયદા કર્યું છે-તેજ ગતિ તરફ બંદા- ૧૯
ઓની ચાલ ઢળતી રહેવાની.

ઇરાનનો શેહનશાહ મારાં સરનું તાજ છે-પોતાની દીકરીને ખાતેર કાંઇ મેં તેની સાથે જોડાણ કર્યું નથી;

પણ જ્યારથી મેં મારા દાનાઓ અને ચાલાક મનના વઝીરોથી સાંભળ્યું છે,

જ્યારથી મેં પાદશાહના ખોરેહ, તેની મોટાઈ અને તેનાં તખ્ત માટે સાંભળ્યું છે-ત્યારથી તે પાદશાહ સાથ સગપણ કરવાનો માર્ગ શોધતો રહ્યો છું.

કારણકે તમામ જેહાનમાં તે દાદગર પાદશાહ માફક કોઈ બીજો કમર બાંધી જાણતો નથી.

મર્દાનગીમાં, ફતેહમંદીમાં કૌવતમાં-ખોરેહમાં, દબદબામાં, તખ્તો તાજમાં,

ઇન્સાફમાં, અકલમાં, દીન ધર્મમાં અને ડહાપણમાં-પાક યઝદાન તેનીજ પર્વરેશી કરે છે.

હમણાં મારી રીત રેવાજ પ્રમાણે પાદશાહ નોશીરવાન તરફ મારી પોતાની બેટીને મોકલી આપી છે.

મેં તેણીને હોકમ આપ્યો છે કે જ્યારથી તેણી પાદશાહના પરદા પછાડી આવે ત્યારથી તેના ગોલામ તરીકે વર્તે.

તેના ખોરેહ અને દાનાઇથી તેણી અકલ પકડે-અને તેનીજ રીત ભાત અને તેનાજ તરીકા શીખે.

ફતેહમંદ બખ્ત અને ડહાપણ તારાં રેહનુમા હોજો!-મોટાઇ અને ૨૦
દાનાઈજ તારો સ્થંભ હોજો!"

નેહાદન્દ મોહુર અઝ બરે મુશ્કે ચીન
ફેરેસ્તાદહુરા દાદો કરૂદ આફરીન
યકી ખેલઅત અઝ બહરે મેહુરાન સતાદ
બેયારાસ્ત કાન્ કસ નદારદ બયાદ
કે દાદી કસી અઝ મેહાને જેહાન
ફેરેસ્તાદહુરા આશકારો નેહાન
હમાન્ નીઝ યારાન્શરા હદયહુ દાદ
ઝે દીનારૂ વઝ મુશ્કુ શાન્ કરૂદ શાદ
હમી રફ્ત બા દુખ્તરો ખાસ્તહુ
સોતુરાનો પીલાને આરાસ્તહુ
ચુનીન્ તા લબે રૂદે જયહુન્ કશીદ
બમેઝગાન હમી અઝ દેલશ ખૂન્ કશીદ
ઝે જયહુન્ દેલી પુર ઝે ખૂન્ બાઝ ગશ્ત
ઝે ફર્ઝન્દ બા દરૂદ અમ્બાઝ ગશ્ત
હમી બૂદ તા રૂદ બુગ્ઝાશતન્દ
બખુશકી બદાન્ રૂય બર્દાશતન્દ
ચુ આગાહી આમદ ઝે મેહુરાન્ સતાદ
હમી હરૂ યકી હદયહો મોઝ્દહુ દાદ
૨૧ યકાયકુ હમી ખાન્દન્દ આફરીન
અબરૂ શાહે ઈરાનો સાલારે ચીન
દેલી શાદ બા હદયહો બા નેસારૂ
હમહુ મીઝબાનો હમહુ દુસ્તદારૂ
બેબસ્તન્દ આઝીન્ બશહુરો બરાહુ
દેરમ રીખ્તન્દ અઝ બરે દુખ્તે શાહુ
બઆમૂયો રાહે બેયાબાને મરૂવ
ઝમીન્ બૂદ યકુસરૂ ચુ પરૂરે તઝરૂવ
ચુનીન્ તા બબેસ્તામો ગોર્ગાન્ રસીદ
તો ગોફ્તી ઝમીન્ આસ્માન્રા નદીદ
ઝે આઝીનો ગુમ્બદ બશહુરો બદશ્ત
બરાહી કે લશ્કરૂ હમી બરૂ ગુઝશ્ત
ઝે અયવાન્ હમી ફુદકો મર્દો ઝન્
બરાહે બુતે ચીન્ શુદન્દ અન્જુમન્
ઝે બાલા બદીશાન્ દેરમ રીખ્તન્દ
ઝે મુશ્કો ઝે અમ્બરૂ હમી બીખ્તન્દ
બરૂ આમીખ્તહુ તશ્તહાએ ખલૂકુ
જહાન પુરૂ શુદ અઝ નાલએ કૂસો બૂકુ
હમહુ યાલે અસ્પાન્ પુરૂ અઝ મુશ્કો રાય
શકરૂ બા દેરમ રીખ્તહુ ઝીરે પાય
૨૨ ઝે બસ નાલએ નાયો ચન્ગો રોબાબ્
નબુદ બરૂ ઝમીન્ જાય આરામો ખાબ્
ચુ આમદ બુત અન્દરૂ શબેસ્તાને શાહુ
બમહૂદ અન્દરૂન કરૂદ કેસ્રા નેગાહુ
યકી સરૂવ દીદ અઝ બરશ ગેરૂદ માહુ
નેહાદહુ બસરૂ બરૂ ઝે અમ્બરૂ કોલાહુ
કોલાહી દેગરૂ બૂદ મુશ્કીન્ ઝેરેહુ
ચુ ઝન્જીરૂ ગશ્તહુ ગેરેહુ બરૂ ગેરેહુ
ગેહુરે બસ્તહુ વઝ નાઝ બરૂ તાફ્તહુ
બઅફૂસૂન યકુ અન્દરૂ દેગરૂ બાફ્તહુ
ચુ અઝ ધાલેયહુ બરૂ ગુલ અન્ગુશ્તરી
હમહુ ઝીરે અન્ગુશ્તરી મુશ્તરી

તે ચીનાઇ કસ્તુરીવાળાં નામા ઉપર મોહર કરવામાં આવી-તે નામુ એલચીને આપ્યું અને તેની તારીફ કીધી.

પછી મેહરાન સતાદને માટે એક સરપાવ-તેયાર કરાવ્યો કે તેવો સરસ કોઇયે અગાઉ જોયલો હોય તેમ યાદ નથી.

કે જેહાનના સરદારોમાંથી કોઇયે શું ઝાહેરમાં કે છૂપી રીતે કોઇ એલચીને આપ્યો હોય, તેની યાદ નથી.

તેમજ તેના સાથીઓને પણ હદયો આપ્યો-તેઓને પણ દીનાર અને કસ્તુરીથી ખુશહાલ કીધા.

પછી ખાકાન પોતાની બેટી અને સણગારેલા ઘોડા અને હાથીઓના ખઝાના સાથ ચાલવા લાગ્યો.

એમ કરતાં તે જયહુન નદીના કિનારા સૂધી આવી લાગ્યો-તે પોતાની આંખમાંથી દિલગીરીનાં આંસુ પાડતો હતો.

તે જયહુન નદી આગળથી ઝખ્મી દિલે પાછો ફર્યો-પોતાનાં ફર્ઝંદને લીધે તે દુઃખી બન્યો.

તેઓ સઘળાં નદી ઉતરી ગયાં અને પેલે પાર ઝમીન ઉપર ઉતર્યાં ત્યાં સૂધી ખાકાન તેઓને જોતો થોભ્યો.

જ્યારે મેહરાન સતાદ તરફની ખબર ઈરાનમાં આવી પહોંચી-ત્યારે દરેક જણ હદયા અને મુબારકબાદી આપવા લાગ્યા.

સઘળાઓ ઈરાનના પાદશાહ અને ચીનના સરદાર ઉપર દુઆ કરવા લાગ્યા.

ખુશી ભરેલાં દિલ સાથ અને વધામણીની ભેટ સઉગાત સાથ તે પરોણાઓના મેઝબાન ખયરખાહ બની રહ્યા.

તેઓએ શેહરમાં તેમજ રસ્તામાં સણગાર કર્યો-અને ચીનના પાદ-શાહની બેટી આગળ દિરમ વરસાવ્યા.

આમૂય નદીવાળા ઇલાકાથી તે મર્વનાં જંગલ સૂધીનો રસ્તો-સૂર્યનાં કિરણ મિસાલ ઝળઝકિટ થઈ રહ્યો હતો.

એજ પ્રમાણે બેસ્તામ અગે ગોર્ગાન પહોંચ્યા ત્યાં સૂધી-તું કહે ગોયા ઝમીન ઉપરનાં આસ્માનને જોઇ શકીજ નહીં.

શેહરમાં અને મયદાનમાં જે રસ્તે કે તે લશ્કર પસાર થઈ જતું હતું ત્યાંના સણગાર અને આરકાંઓથી ઝમીન આસ્માન જોઇ શકી નહી.

છોકરાંઓ, મરદો અને સ્ત્રીઓ પોતાનાં ઘરમાંથી નીકળી-પેલી ચીનાઈ પૂતળીના જવાના રસ્તા ઉપર ભેગાં થયાં.

સઘળાંએ ઊંચાઇથી તેઓ ઉપર દિરમ વધાવ્યા-અને કસ્તુરી તેમજ અંબરનો છટકાવ કરવા લાગ્યાં.

તરેહવાર ખુશ્બોઈથી રકાબીઓ ભરી હતી-આખું શેહર નગારાંના આવાઝથી હળીમળી રહ્યું હતું.

તેઓના ઘોડાઓની ગર્દન સઘળી મય અને કસ્તુરીથી ભરાઈ ગઇ-શાકર અને દિરમ તેઓના પગ તળે કચડાવા લાગ્યા.

કરનાય, મોરચંગ અને રૂબાબના પુષ્કળ આવાઝથી-ઝમીન ઉપર આરામ લેવાની અને ઊંઘાવાની જગ્યા રહી નહીં.

જ્યારે પેલી પૂતળી પાદશાહનાં ઝનાનખાનામાં આવી પુગી ત્યારે નોશીરવાને તેની અમારીમાં નઝર કીધી.

તેણીને એક સરોવર મિસાલ તેણે જોઇ જેની ઉપર પૂનેમનાં ચાંદ જેવું મોં હતું-અને તેણીને માથે અંબરનું (કાળા બાલનું) તાજ હતું.

વળી એક બીજું પણ કસ્તુરીના ગુંછળાંવાળું તાજ હતું-જેમાં સાંક-ળની માફક કડીઓ પડેલી હતી.

કડીઓ બાંધેલી અને સુંદરતાથી ગુંથેલી હતી-અને વળી કારીગીરીથી એક બીજામાં મેળવેલી હતી.

તેણીના ગોલાબી ગાલ ઉપર વીંટી જેવું નાનું કુંદાળું પાડેલું હતું-જે વડે તેણી પોતાના ધણીને વશ કરતી હતી.

બદૂ શાહૂ નૂશીરવાન્ ખીરહૂ માન્દ
બરૂ નામે યઝદાન્ ફેરાવાન્ બેખાન્દ
સઝાવારે ઊ જાય બુઝીદ શાહૂ
બેયારાસ્તન્દ અઝ પયે માહૂ ગાહૂ

તે જોઇ પાદશાહ નોશીરવાન અજબ રહ્યો-અને તે માટે ખોદાતાલાનાં નામની ઘણીક યાદ કરવા લાગ્યો.

પાદશાહે તેણીને લાયકની જગ્યા પસંદ કીધી-અને તે માહતાબને ચેહરેનીને માટે તખ્ત તૈયાર કરાવ્યું.

## બાઝ્ ગશતને ખાકાન્ વ લશકર્ કશીદને નૂશીરવાન્ અઝ્ ગોર્ગાન્ બસૂએ તયસકૂન્.

——:o:——

ચુ આગાહી આમદ બખાકાને ચીન્
અઝ્ ઈરાનો વઝ્ શાહે ઈરાન્ ઝમીન્
વઝાન્ શાદમાની બફર્ઝન્દે ઊય
શુદન્ શાદો ખુર્રમ બપયવન્દે ઊય
બેપર્દાખ્ત સુઘ્દો સમર્કન્દો ચાજ
બકાચારૂબાશી ફેરેસ્તાદ તાજ
અઝીન્ શહૂરહા ચૂન્ બેરફ્ત ઈન્ સેપાહૂ
હમહૂ મરૂઝબાનાન્ ફેરેસ્તાદ શાહૂ
જહાન્ નવ શુદ અઝ્ દાદે નૂશીરવાન્
બેખોફ્તન્દ બરૂ પોશ્ત પીરો જવાન્
યકાયક હમહૂ ખાન્દન્દ આફરીન્
બહરૂ જાય બરૂ શાહે ઈરાન્ ઝમીન્
હમહૂ દસ્ત બરૂદાશતહૂ બાસમાન્
કે અય કેર્દેગારે મકાનો ઝમાન્
તો ઈન્ દાદ બરૂ શાહૂ કેસ્રા બેદારૂ
બેગર્દાન્ ઝે જાનશ બદે રૂઝ્ગારૂ
કે અઝ્ ફરૂરે અવ્રન્ગે ઊ દરૂ જેહાન્
બદી દૂરૂ ગશ્ત આશકારો નેહાન્
બનખ્ચીરૂ ચૂન્ ઊ બગોર્ગાન્ રસીદ
કુશાદહૂ કસી રૂએ ખાકાન્ નદીદ
બેશુદ ખુર્દો ખાબે સવારાને ચીન્
સવારી ન બર્દાશ્ત અઝ્ અસ્પ ઝીન્
પરાગન્દહૂ શુદ તુર્કે સીસદ હઝારૂ
બજાઈ નબુદ ફૂશેશો કાર્ઝારૂ
કમાની નબાયેસ્ત કર્દન્ બઝેહૂ
ન કેહૂ માનદ ઈદરૂ ઝે ચીની ન મેહૂ
બદીનસાન્ બુવદ ફરૂરે બોર્ઝે કેયાન્
બનખ્ચીરે આહન્ગે શીરે ઝેયાન્
ઝે નામો પયંા અખ્તરે શાહૂ બૂદ
કુજા બખ્ત બા તખ્ત હમરાહૂ બૂદ
વઝાન્ પસ બુઝોર્ગાન્ શુદન્દ અન્જુમન્
ઝે આમૂય તા શહૂરે ચાજો ખેતન્
બેગોફ્તન્દ કીન્ શહૂરહાએ ફરાખ્
પુરૂ અઝ્ બાઘો મયદાનો અયવાનો કાખ્
ઝે ચાજો સમર્કન્દ તા તુર્કો સોઘદ
બસી બૂદ વયરાનો આરામે ચોઘદ

## ખાકાનનું પાછું ફરવું અને નોશીરવાનનું ગોરગાનથી તયસકૂન તરફ લશકર લઈ જવું.

——:o:——

જ્યારે ખાકાને ચીનને ઇરાન અને ઇરાન ઝમીનના શાહ માટેની ખબર મળી,

તેમજ પોતાનાં ફરઝંદ માટે ઉપજેલી ફુશહાલીની-અને તેણીનાં જોડાણથી તેણીને ઉપજેલી ખુશી અને સુખ માટેની ખબર મળી,

ત્યારે તેણે સોગદ, સમરકંદ અને ચાજ શેહરો ખાલી કીધાં-અને ૨૩
પોતાનું પાય તખ્ત કાચારબાશીમાં કર્યું.

આ શેહરોમાંથી જ્યારે ખાકાનનું લશકર ગયું-ત્યારે ત્યાં શાહે પોતાના હાકેમો મોકલ્યા.

નોશીરવાનના ઈન્સાફથી તે દેશ પણ સૂધરી ગયો-અને ત્યાંનાં બુઢ્ઢાં તેમજ જવાન લોકો નિરાંતે ઊંઘાવા લાગ્યાં.

સઘળાઓ દરેક જગ્યાએ ઈરાન ઝમીનના પાદશાહ ઉપર દુઆ કરવા લાગ્યા.

સઘળાઓ આસમાન તરફ પોતાના હાથ ઊંચા કરી બોલ્યા-કે "ઓ જેહાન અને ઝમાનાના સાહેબ!

તું આવોજ ઈન્સાફ નોશીરવાનમાં ચાલુ રાખજે-અને તેના જાન ઉપરથી ઝમાનાની આફતો દૂરજ રાખજે.

કારણકે દુન્યામાં તેના ખોરેહથી તેમજ તેના દબદબાથી શું ઝાહેર રીતે કે શું છૂપી રીતે સઘળી બદી દૂર થઇ છે."

જ્યારે નોશીરવાન શેકાર માટે ગોરગાન તરફ જઈ પહોંચ્યો-ત્યારે ત્યાં ઝાહેરમાં કોઇયે ખાકાનનો ચેહરો જોયેજ નહીં.

ચીનાઈ સવારોની ભૂખ અને ઊંઘ ઉડી ગઈ હતી-કોઈ પણ સવારે ઘોડા ઉપરથી ઝીન ઉઠાવ્યું નહીં હતું.

તે ત્રણ લાખ તુર્કી સવારો વીખરાઇ ગયા-ત્યાં કોઇ પણ ઠેકાણે ઝઘડો કે લડાઇ રહી નહીં.

ત્યાં કમાનને ચિલ્લો ચઢાવવાની જરા પણ ઝરૂર રહી નહીં-કારણકે ૨૪
ચીનાઓમાંનો કોઇ પણ નાનો કે મોટો ત્યાં રહ્યો નહીં.

પાદશાહી ઝળકાટ અને દબદબો એવીજ રીતનો હોય છે-જેની મદદથી વિકરાળ સિંહનો શેકાર થઇ શકે છે.

પાદશાહની કીર્ત્તિ, મરતબો અને સેતારો એવોજ હતો-કારણકે તેનું બખ્ત તેનાં તખ્ત સાથ જોડાયું હતું.

ત્યાર પછી આમૂયથી તે ચાચ અને ખોતન સૂધીના મોટાઓ નોશીરવાન આગળ એકઠા થયા.

અને બોલ્યા કે "આ બાગ, મયદાન, અયવાન અને મેહલોથી ભરેલાં ઓહોળાં શેહરો,

ચાચ અને સમરકંદથી તે તુર્કેસ્તાન અને સોગદ સૂધીનાં શેહરો-બધાં ઉજડ અને ઘૂવડનાં રહેઠાણ બન્યાં છે.

ચઘાનીઓ શકુનાનો ખત્લાનો બલ્ખ
શુદહ્ રૂઝ બરૂ હરૂ કસી તારો તલ્ખ
ઓખારાઓ ખારઝમો આમૂયો ઝમ
બસી યાદ્ દારીમ્ બા દર્દો ઘમ્
ઝે બીદાદ્ વઝ્ રન્જે અફ્રાસેયાબ્
કસીરા નબુદ્ જાય આરામો ખાબ્
ચુ કયખુસ્રવ્ આમદ્ બેરસ્તીમ્ અઝૂય
જહાની બેયાસૂદ્ અઝ્ ગોફ્તગૂય
૨૫ વઝાન્ પસ ચુ અર્જાસ્પ્ શુદ્ ઝૂરૂમન્દ
શુદ્ ઈન્ મરૂઝહા પુરૂ ઝે દર્દો ગઝન્દ
અઝ્ ઈરાન્ ચુ ગોશ્તાસ્પ્ આમદ્ બજન્ગ્
નદીદ્ ઈચ્ અર્જાસ્પ્ જાય દેરન્ગ્
બરૂ આસૂદ્ ગીતી ઝે કેર્દારે ઊય
કે હરગેઝ્ મબાદા ફલક્ યારે ઊય
વઝાન્ પસ ચુ નર્સી સેપહ્દારૂ ગશ્ત
હમહ્ મરૂઝહા પુરૂ ઝે તીમારૂ ગશ્ત
ચુ શાપૂરે હોરમુઝ્દ બેગ્રેફ્ત જાય
નદાનેસ્ત નર્સી સરશરા ઝે પાય
જહાન્ સૂએ દાદ્ આમદો ઈમની
ઝે બદ્ બસ્તહ્ શુદ્ દસ્તે અહ્રીમની
ચુ ખાકાન્ જહાન્ બેસ્તદ્ અઝ્ યઝ્દગેરૂદ્
બબદ્ તીઝ્ દસ્તી બરૂ આવરૂદ્ ગેરૂદ્
બેયામદ્ જહાનદારૂ બહ્રામ ગૂરૂ
અઝૂ ગશ્ત ખાકાન પુરૂ અઝ્ દર્દો શૂરૂ
શુદ્ અઝ્ દાદે ઊ શહ્રહા ચૂન બેહેશ્ત
પરાગન્દહ્ શુદ્ કારે ના ખૂબો ઝેશ્ત
બહન્ગામે પીરૂઝ ચૂન ખુશનવાઝ
જહાન્ કરૂદ્ પુરૂ ખૂનો ગર્મો ગોદાઝ
૨૬ મબાદા કુધાનીશ ફર્ઝન્દે ઊય
ન ખીશાને બીદાદો પયવન્દે ઊય
જહાનદારૂ કેસ્રા કુનૂન મર્ઝે મા
બેપેઝરોફ્તો પુરૂમાયહ્ કરૂદ્ અર્ઝે મા
બેમાનાદ્ તા જાવેદાન્ રાએ ઊય
જહાન્ યક્સરહ્ બાદ્ માવાએ ઊય
ચુ ઝીન્સાન્ ઝમીન્ દાદ્ બીનદ્ કુનૂન
ન બીનીમ રન્જો નરીઝીમ ખૂન
વઝાન્ પસ ઝે હયતાલો તુર્કો ખોતન્
બગુલ્ઝરૂરેયૂન્ બરૂ શુદન્દ્ અન્જુમન્
બહરૂસૂ કે બુદ્ મુબેદી કારૂદાન્
રદી પાકો હોશ્યારો બેસ્યારૂ દાન્
ઝે તુર્કાન્ હરાન્ કસ કે બુદ્ રાયઝન્
બનઝ્દીકે ઊ શુદ્ બુઝોરૂગ્ અન્જુમન્
ચુનાન્ રૂય દીદન્દ્ યક્સરૂ સેપાહ્
કે આયન્દ્ બા હદયહ્ નઝ્દીકે શાહ્
ચુ નઝ્દીકે નૂશીરવાન્ આમદન્દ્
હમહ્ યક્ દેલો યક્ ઝબાન્ આમદન્દ્
ચુનાન્ ગશ્ત અઝ્ અન્બૂહ્ દરૂગાહે શાહ્
કે બસ્તન્દ્ બરૂ મૂરો બરૂ પશ્શહ્ રાહ્
૨૭ હમહ્ બરૂ નેહાદન્દ્ સરૂ બરૂ ઝમીન્
હમહ્ શાહ્રા ખાન્દન્દ્ આફરીન્

ચગાની, શકનાની, ખત્લાની અને બલ્ખના દરેક જણે સીઆહ અને કડવા દહાડા જોયા છે.

ઓખારા, ખારઝમ, આમૂય અને ઝમ-નું નામ લેતાં અમોને ઘણુંક દુઃખ થાય છે.

અફ્રાસિયાબના ઝુલ્મ અને સખ્તીથી-કોઇને પણ આરામ અને ઊંઘ મળતી નહીં હતી.

પછી જ્યારે કયખુસર આવ્યો ત્યારે અમો તેના ઝુલ્મથી છૂટા-અને સઘળો દેશ તે ગડબડથી નરમ પડયો.

ત્યાર પછી જ્યારે અર્જાસ્પ કૌવતમંદ બન્યો-ત્યારે વળી પાછા આ મુલકો દર્દ અને નુકસાન ભરેલા થયા.

પછી જ્યારે ઇરાનથી ગુશ્તાસ્પ લડાઇ માટે આવ્યો-ત્યારે અર્જાસ્પ જરાબી ત્યાં થોભી શક્યો નહીં.

અને આ દેશ અર્જાસ્પ કે કદીબી આસ્માન તેનો મદદગાર ના હોતો! તેની આફતથી કરાર પામ્યો.

ત્યાર પછી જ્યારે નર્સી પાદશાહ થયો-ત્યારે પાછો સઘળો મુલક ગમ ભરેલો બન્યો.

જ્યારે હોરમઝદના છોકરા શાપૂરે તે મુલક લીધો-અને નર્સી અશક્ત થઈ પડયો,

ત્યારે તે દેશ પાછો ઇન્સાફ તરફ આવ્યો અને સર્વને નચિન્તાઈ મળી-તેમજ એહરેમનના હાથ બદી કરવાથી દૂર થયા.

જ્યારે યઝદગેર્દ પાસેથી આ દેશ ખાકાને છીનવી લીધો-અને ભૂંડાઇ કરવા માટે શેતાબ હાથ ખુલ્લા કીધા,

ત્યારે દેશની સંભાળ કરનાર બેહરામ ગૂર આ દેશ ઉપર ચઢાઈ લાવ્યો-અને તેનાથી ખાકાન દુઃખ અને શોર ભરેલો બન્યો.

તેના ઇન્સાફથી સઘળાં શેહરો પાછાં બેહેશ્તની માફકનાં થયાં-ના લાયક અને બૂરાં કામો નાબૂદ થઈ ગયાં.

પછી પીરૂઝના વખતમાં જ્યારે ખુશનવાઝે-આ દેશને પાછો ખૂનામરકી ભરેલો બનાવ્યો,

(તેનો છોકરો કુગાની કે તેનાં ઝુલ્મગાર સગાં વહાલાં કોઈ કાયમ રહેતાંજ ના!)

ત્યારે હવે પાદશાહ નોશીરવાને અમારો મુલક-લીધો છે અને તેણે ખરેજ અમારો માન મરતબો ઘણો કીમતી બનાવ્યો છે.

તેની અકલ જાવેદાન સુધી કાયમ રહેજો!-અને આ સઘળો મુલક તેનુંજ રહેઠાણ બનજો!

હવે જ્યારે આ ઝમીન એવીજ રીતનો ઈન્સાફ જોય છે-ત્યારે અમો કાંઇ પણ દુઃખ જોઈશું નહીં અને કોઇનું લોહી રેડીશું નહીં."

ત્યાર પછી હયતાલી, તુર્કી અને ખોતનના લોકોમાંથી-ગુલઝરરેયૂન શેહરમાં અન્જુમન એકઠી મળી.

જે ઠેકાણે કે અનુભવી વઝીરો, પાક સરદારો, દાનાઓ અને વિદ્વાન શખ્સો હતા,

તેમજ તુર્કીઓમાં જે કોઇ કે સલાહકારો હતા-તેઓનું પાદશાહની નઝદીક એક મોટું અંજુમન ભરાયું.

સઘળા લોકોનો એવો વિચાર થયો-કે દરેક જણ પાદશાહની નઝદીક હદયા સાથ હાઝેર થાય.

જ્યારે તે સઘળાઓ એક દિલ અને એક વિચારના બનીને નોશીરવાનની આગળ આવ્યા,

ત્યારે પાદશાહની દરબાર તે અન્જુમનથી એવી ભરાઇ ગઇ-કે કીડી કે મચ્છરનો રસ્તો પણ બંધ થઈ ગયો.

સઘળાઓએ સર ઝમીન ઉપર ધર્યાં-અને સઘળાઓએ પાદશાહ ઉપર દુઆ કીધી.

બેગોફ્તન્દ કય શાહ મા બન્દહ ઈમ
બફરૂમાને તૂ દર્ જહાન્ ઝન્દહ ઈમ
હમહ સર્ફરાઝીમ બા સાઝે જન્ગ્
બહામૂન્ બેદરૂરીમ ચર્મે પલન્ગ્
શહનશાહ પેઝરોફ્‌ત અઝીશાન્ નેસાર્
બેરફ્‌તન્દ પસ અઝ્ દરે શહર્યાર્
અઝીશાન્ ફુઘાનીશ બુદ પીશરવ
સેપાહી પસશ જન્ગ્સાઝાને નવ
ઝે ગોર્દાન્ ચુ ખુશનૂદ શુદ શહર્યાર્
બેયામદ બદર્ગાહ સાલારે બાર્
બેપુર્સીદો બેસ્યાર્ બેન્વાખ્ત શાન્
બહર્ બર્ઝની જાયગહ સાખ્ત શાન્
વઝાન્ પસ શહનશાહે યઝ્દાન્ પરસ્ત
બખાક્ આમદ અઝ્ જાયગાહે નેશસ્ત
સેતાયેશ હમી કરૂદ બર્ કેર્દેગાર્
કે અય બર્તર્ અઝ્ ગર્દેશે રૂઝગાર્
તો દાદી મરા ફરો ફર્હન્ગો રાય
તો બાશી બહર્ નીકો બદ રહનુમાય
કે હર્ કસ કે યાબદ ઝે મન્ આગેહી
અઝાન્ પસ નજૂયદ કોલાહે મેહી
હમહ કેહતરીશ બેસાઝન્દ કાર્
નદારદ કસી ઝહરએ કાર્ઝાર્
બફૂહ અન્દરૂન્ મોર્ઘો માહી દર્ આબ્
ચુ મન્ ખોફ્‌તહ બાશમ્ નજૂયન્દ ખાબ્
હમહ દામો દદ પાસ્બાને મનન્દ
મેહાને જહાન્ કેહતરાને મનન્દ
કેશ બર્ ગુઝીની તો ઊ ખાર્ નીસ્ત
જહાન્રા જોઝ્ અઝ્ તૂ જહાન્દાર્ નીસ્ત
તો નીરૂ દેહી તા મગર્ દર્ જહાન્
નખોસ્પદ ઝે મન્ મૂર્ ખસ્તહ રવાન્
ચુનીન્ પીશે યઝ્દાન્ ફેરાવાન્ ગેરીસ્ત
નેગર્ તા ચુનીન્ દર્ જહાન્ શાહ કીસ્ત
બતખ્ત આમદ અઝ્ જાયગાહે નમાઝ્
ઝે ગોર્ગાન્ બેરફ્‌તન્ ગેરેફ્‌તન્દ સાઝ્
બર્ આમદ ખોરૂશીદને ગાવ્દુમ્
ઝે દર્ગાહ આવાઝે રૂઇનહ ખુમ
સેપહ બર્ નેશસ્તો બુનહ બર્ નેહાદ
ઝે યઝ્દાને નીકી દેહેશ કરૂદ યાદ
ઝે દીનારો દીબાઓ તાજો કમર્
ઝે ગન્જે દેરમ્ હમ ઝે ગન્જે ગોહર્
ઝે અસ્પાનો પૂશીદહ રૂયાનો તાજ
દેગર્ મહદે પીરૂઝહા તખ્તે આજ
નેશસ્તન્દ બર્ ઝીન્ પરસ્તન્દગાન્
દેલ આરાયો હર્ગૂનએ બન્દગાન્
ફેરેસ્તાદ યકસર્ સુએ તયસફૂન્
શબેસ્તાને ચીની બપીશ અન્દરૂન્
બફખોન્દહ ફાલો બરઉશન્ રવાન્
બેરફ્‌તન્દ ગેરૂદ અન્દરશ ખાદેમાન્
સરે મૂબેદાન્ બૂદ મેહરાન્ સતાદ
બેશુદ બા શબેસ્તાને ખાકાન્ નેઝાદ

તેઓ બોલ્યા કે "ઓ પાદશાહ! અમો સઘળા તારાજ બંદા છિયે-અને દુન્યામાં તારો હોકમ બજાવવા માટે જીવ્યે છિયે.

અમો સઘળા લડાઇનાં હથિયાર સાથના સરફરાઝ લોકો છિયે-અને જંગલમાં અમો ચિત્તાની ચામડી ઉતારી શકયે છિયે."

શેહન્શાહે તેઓનો હદયો કબૂલ કીધો-પછી તેઓ પાદશાહના દરવાઝા આગળથી પાછા ફર્યા,

તેઓનો સરદાર ફુગાની હતો-જેની પાછળ નવાજ લડાયકો લોકોનું એક લશ્કર હતું.

જ્યારે પાદશાહ નોશીરવાન તે બહાદુર લોકોથી ખુશહાલ થયો-ત્યારે દરબારનો વડો અમલદાર દરવાઝા ઉપર ગયો.

અને તેઓનો ઘણો આદરસતકાર કીધો-અને મોહલ્લે મોહલ્લે તેઓને ઉતારો આપ્યો.

ત્યાર પછી તે યઝદાન પરસ્ત શેહન્શાહ-પોતાની બેઠકની જગ્યા ઉપરથી બંદગી માટે ખાક ઉપર બેઠો.

અને ખોદાતાલાની સેતાયેશ કરવા લાગ્યો-કે "ઓ ઝમાનાની ગર્દેશથી પણ વધારે બુલંદ મરતબાના સાહેબ!

તેંજ મને ખોરેહ, દાનાઈ અને હોશયારી બક્ષી છે-તુંજ દરેક ભલાં અને બૂરાંમાં મારો રેહનુમા બને છે.

કારણકે જે કોઇને કે મારી જાહોજલાલીની ખબર પડે છે-તે ત્યાર ૨૮
પછી મોટાઈનું તાજ મેળવવા માંગતોજ નથી.

સઘળાઓ મારી તાબેદારી કરવાનુંજ કામ કરે છે-કોઈ પણ લડાઈ કરવાની તાકાત ધરાવી શકતું નથી.

જ્યારે હું સુતેલો હોઉં છું ત્યારે પહાડ ઉપર પક્ષીઓ અને દર્યામાં માછલીઓ ઊંઘાઈ શકતાં નથી.

તમામ મુર્ગ અને ફાડી ખાનારાં જાનવરો મારાં પાસ્બાન છે-દુન્યાના સરદારો મારા નોકર છે.

જેને તું પસંદ કરે છે તે કદી ખુવાર થતો નથી-તારા સિવાય દુન્યાની સંભાળ કરનાર બીજો કોઈ નથી.

તુંજ મને એવું કૌવત આપે છે કે જેથી દુન્યામાં એક કીડી પણ મારેથી દુઃખી થઇને સુતી નથી."

એ પ્રમાણે તે પાક યઝદાનની નઝદીક ઘણોક રડયો-તું જો કે દુન્યામાં એવો પાદશાહ કોણ છે?

પછી તે પાદશાહ એબાદત કરવાની જગ્યાએથી પાછો તખ્ત ઉપર આવ્યો-અને ગોરગાનથી ઉપડવાની તૈયારી કીધી.

રણશિંગડાના પોકાર નીકળ્યા-અને દરગાહમાંથી મોટાં નગારાંના આવાઝ બાહેર પડયા.

નેકી પહોંચાડનાર ખોદાની યાદ કરી-સઘળું લશ્કર સવાર થયું અને અસ્બાબ લાદ્યો.

દીનાર, રેશમી કપડાં, તાજ અને કમરબંદમાંથી-તેમજ દિરમ અને ૨૯
ગોહરોનાં ખઝાનામાંથી સઘળું લાદ્યું.

ઘોડાઓ, પરદેનેશીન અઉરતો અને તાજો-તેમજ પીરોઝાની બનાવટની અમારી અને હાથીદાંતનાં તખ્ત વગેરે લીધું.

દિલખુશ કરનારી બાંદીઓ અને જાતજાતના ગોલામો ઝીન ઉપર સવાર થયા.

તે સઘળું પાદશાહે તયસફૂન તરફ મોકલ્યું-ચીનાઈ અઉરતોનો ઝનાનો હરોલમાં ચાલતો હતો.

જેની આસપાસ મુબારક ફાલના અને રોશન જીવના ખોજા નોકરો ચાલતા હતા.

વડા વઝીર તરીકે મેહરાન સતાદ-ખાકાનની બુન્યાદના ઝનાના સાથ ગયો.

સુએ તયસફૂન રફૂત ગન્જો બનહૂ
સેપાહી બેરાન્દ અઝ ચલાન ચકુ તનહૂ
હમહૂ વીઝહૂ ગોર્દાને આઝાદગાન
પેયાદહૂ સુએ આઝરૂ આબાદગાન
સેપાહી બેયામદ ઝે હરૂ કેશ્વરી
ઝે ગીલાનો અઝ દીલમાન લશ્કરી
ઝે કૂહે બુલૂચો ઝે દશ્તે સરૂચ
ગોરાઝાન બેરફૂતન્દ ગોર્દાને લૂચ
૩૦ હમહૂ પાકૂ બા હદ્દયહો બા નેસારૂ
બપીશે સરાપર્દએ શહરૂયારૂ
બદાન શાદ શુદ શહરૂયારે બુઝોરૂગ
કે અઝ મીશ ફૂતાહૂ શુદ ચન્ગે ગોરૂગ
જહાન તા જહાન શુદ બુલૂચી નબૂદ
મગરૂ શહરૂ અઝીશાન પુરૂ અઝ દાધો દૂદ
બફ્રૂરે જહાનદારે કેસ્રા સેપેહરૂ
દેગરૂ ગૂનહૂ તરૂ શુદ બઆઇનો મેહરૂ
બશાહરી કુજા બરૂ ગુઝશ્તી સેપાહ
નેયાઝારદી કેશ્તમન્દી બરાહ
નજુસ્તી હમી અઝ કસી નાનો આબ
બરહૂ બરૂ બેયારાસ્તી જાએ ખાબ
બદીસાન હમી ગેર્દે ગીતી બેગશ્ત
નેગહૂ કરૂદ હરૂજાય હામૂનો દશ્ત
જહાન દીદ ચકૂસરૂ પુરૂ અઝ કેશ્તમન્દ
દરો દશ્ત પુરૂ ગાવો પુરૂ ગૂસ્પન્દ
ઝમીની કે આબાદ હરૂગેઝ નબૂદ
બરૂ બરૂ નદીદન્દ કેશ્તો દોરૂદ
નેગહૂ કરૂદ ચકુસરૂ બરૂમન્દ ચાકૂત
બહરૂ ખાનએ ચન્દ ફર્ઝન્દ ચાકૂત
૩૧ ખમીદહૂ સરૂ અઝ બારૂ શાખે દેરખ્ત
બફ્રૂરે જહાનદારે પીરૂઝબખ્ત
બમન્ઝેલ રસીદન્દ નઝદીકે શાહ
ફેરેસ્તાદએ કયસરૂ આમદ ઝે રાહ
અબા હદ્દયહો સીમો બા તખ્તે ઝરૂ
ઝે દીબાએ રૂમીઓ રૂમી ગોહરૂ
નેસારી કે પૂશીદહૂ શુદ રૂએ બૂમ
ચુનાન બાઝ હરૂગેઝ નેયામદ ઝે રૂમ
ઝે દીનારૂ પુરૂ કર્દહૂ દહ ચર્મે ગાવ
સે સાલહૂ ફેરેસ્તાદહૂ બુદ બાઝો સાવ
ઝે કયસરૂ ચકી નામએ બા નેસારૂ
નેવેશ્તહૂ સુએ નામવરૂ શહરૂયારૂ
ફેરેસ્તાદહૂરા પીશ બેન્શાન્દન્દ
નેગહૂ કરૂદ તા નામહૂ બરૂ ખાન્દન્દ
બસી ગરૂમ પયગામહા દાદહૂ બૂદ
ઝે ચીઝી કે પીશશ ફેરેસ્તાદહૂ બૂદ
કઝીન પસ ફેઝૂન તરૂ ફરેસ્તીમ ચીઝ
કે ઈનહા ઝે બહરે નેસારસ્ત નીઝ
બેપેઝરોફ્તૂ શાહ અન્દરૂ આમદ બઅસ્પ
હમી રાન્દ તા ખાને આઝરૂ ગોશસ્પ
૩૨ ગુ અઝ દૂરૂ જાએ પરસ્તેશ બદીદ
શુદ અઝ આબે દીદહૂ રોખશ નાપદીદ

તે સઘળો ખઝાનો અને અસ્બાબ તયસફૂન તરફ ગયો-તેની સાથ બહાદુર લોકોની એક ટૂકડી ગઈ.

સઘળા ચઢિયાતા અમીરો અને પેહલવાનો-આઝર આબાદગાન તરફ પેયાદા ગયા.

ગીલાનથી અને દીલમાનથી તેમજ દરેક શેહરોમાંથી લશ્કર ત્યાં આવ્યું.

બુલૂચના પહાડ તરફથી અને સરૂચનાં જંગલમાંથી-બુલૂચી પેહલવાનો ખુશહાલ ત્યાં ગયા.

તેઓ સઘળા હદયા અને નેસાર સાથ-પાદશાહના તમ્બુ આગળ આવ્યા.

તેથી બુઝોર્ગી ભરેલો પાદશાહ ઘણો ખુશી થયો-કે "વરૂની ચુંગાલ ગરીબ મેંઢાં ઉપરથી દૂર થઇ."

દુન્યા જ્યારથી ફરતી થઈ છે તે છેક નોશીરવાને બુલૂચીઓ સાથ લડાઈ કરીને તેઓને ઝેર કીધા ત્યાં સુધી ઇરાનની રાજધાની તેઓથી ધાસ્તીમાં હતી.

પછી શાહ નોશીરવાનના દબદબાથી આસ્માને-રીતભાત અને મોહબત બદલી નાખી હતી.

જે શેહરમાંથી કે નોશીરવાનનું લશ્કર પસાર થતું હતું-ત્યાં રસ્તામાં કોઈની પણ ખેતીવાડીને કશું પણ નુકસાન પુગાડતું નહીં હતું.

તેમજ કોઇ પાસે ખોરાક પાણી પણ માંગતું હતું નહીં-અને રસ્તા ઉપરજ પોતાના ઉતારાની જગ્યા તૈયાર કરતું હતું.

એ પ્રમાણે નોશીરવાન પોતાના સઘળા દેશની આસપાસ ફર્યો-દરેક જગ્યાના જંગલ અને મયદાનો જોયાં.

સઘળો દેશ ખેતીવાડીથી ભરેલો તેમજ ખીણ, મયદાન અને ગાય ગોસ્પંદોથી ભરેલો જોયો.

જે ઝમીન કે પહેલાં કદી પણ આબાદ થઈ નહીં હતી-અને જ્યાં કશી ખેતી કે કાપણી કોઇયે જોઇ નહીં હતી,

તે તેણે તપાસ કરતાં ફળદ્રુપ જણાઈ-તેમજ દરેક ઘરમાં બચ્ચાં છોકરાંનો પણ વધારો જોયો.

તે ફતેહમંદ નસીબના પાદશાહના ખોરેહની બરકતથી-ઝાડોની ડાળી પણ ફળોથી નમી પડતી હતી.

તેઓએ એક જગ્યાએ મુકામ કર્યો જ્યાં કયસરનો એલચી નોશીરવાન આગળ આવી લાગ્યો.

તે પુષ્કળ હદયા, રૂપું, અને સોનેરી તખ્ત સાથ-રૂમી રેશમી કપડાં અને રૂમી ગોહરો સાથ આવ્યો.

એક એવો હદ્યો હતો કે જેથી સઘળી ઝમીન ઢંકાઈ ગઈ-રૂમ દેશથી એવી ખંડણી તો કદી પણ આવી હતી નહીં.

બળદનાં દશ ચામડાં દીનારથી ભરેલાં હતાં-ત્રણ વર્ષનું ચઢેલું ખેરાજ અને મેહસૂલ તેણે મોકલ્યું હતું.

કયસર તરફથી નામવર પાદશાહ ઉપર તે હદયા સાથ એક નામુ પણ હતું.

પેલા એલચીને પોતાની નઝદીક બેસાડયો-અને પોતે નઝર કીધી જેથી તુરત તે નામુ વાંચવામાં આવ્યું.

તે નામામાં પોતે મોકલેલા હદયા માટે ઘણો દિલસોઝ પયગામ લખેલો હતો,

કે "હવે પછી એથી પણ વધુ ચીઝો મોકલીશ-આ સઘળી ચીઝો તો ફકટ તને નઝર કરવા માટેનીજ છે."

પાદશાહે તે ભેટો કબૂલ રાખી પછી ઘોડા ઉપર સવાર થયો-અને આઝર ગોશસ્પના આતશકદેહ સુધી ચાલવા લાગ્યો.

જ્યારે તેણે દૂરથી તે બંદગી કરવાની જગ્યા જોઈ-ત્યારે આંખનાં આંસુથી તેનો ચેહરો ઢંકાઇ ગયો.

ફેરૂદ આમદ અઝ અસ્પો બર્સંમ બદસ્ત
બઝમઝમ હમી ગોફ્તો લબ્શ બેબસ્ત
નવાન્ પીશે આતેશ નેયાયેશ ગેરેફ્ત
જહાન્ આફરીન્શ સેતાયેશ ગેરેફ્ત
હમહ્ ઝરૂરો ગઉહર્ ફેઝૂની કે બોરૂદ
સરાસર્ બગન્જૂરે આતેશ સેપોરૂદ
પરાગન્દ બર્ મૂબેદાન્ સીમો ઝર્
હમાન્ જામહ્ બખ્શીદ આન્ બા ગોહર્
હમહ્ મૂબેદાન્ ઝૂ તવાન્ગર્ શુદન્દ
નેયાયેશ કુનાન્ પીશે આઝર્ શુદન્દ
બઝમઝમ હમી ખાન્દન્દ આફરીન્
બરાન્ દાદગર્ શહર્યારે ઝમીન્
વઝાન્ જા બેયામદ સુએ તયસફૂન
ઝમીન્ શુદ ઝે લશ્કર્ કોહે બીસતૂન્
બહર્ શહર્ કન્દર્ શુદી દાદગર્
બદર્વીશ દાદી બસી સીમો ઝર્
ઝે બસ ખાસ્તહ્ કશ પરાગન્દહ્ શુદ
ઝે ગન્જો દેરમ કેશ્વર્ આગન્દહ્ શુદ
વઝાન્ શહર્ સૂએ મદાઈન્ કશીદ
કે આન્ જા બુદી ગન્જહારા કલીદ
ગુલેસ્તાને ચીન્ બા ચેહલ્ ઊસતાદ
હમી રાન્દ અઝ પીશે મેહ્રાન્ સતાદ

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ક્રિયા કરવા માટેની બર્સંમ હાથમાં પકડી-બાજ ધરીને અવસ્તા ભણવા લાગ્યો.

આંખોમાં આંસુ સાથ તેણે આતશની સન્મુખ નેયાયેશ કરવા માડી-અને જેહાનના પયદા કરનાર ખોદાતાલાની સેતાયેશ કરવા લાગ્યો.

પછી જે સઘળું સોનું રૂપું અને ગોહરો કે જે પોતાની સાથ પુષ્કળ લાવ્યો હતો-તે સઘળું આતશની સંભાળ રાખનારા વડાને બક્ષેશ આપ્યું.

તેમજ બીજા મોબેદોને સોના રૂપાની અશોદાદ આપી-વળી તેઓને ગોહરો સાથ કપડાં પણ આપ્યાં.

સઘળા મોબેદો તેના હાથથી તવંગર થયા-અને તેઓ પાદશાહ માટે નેયાયેશ કરવા આતશના કેબ્લા આગળ ગયા.

અને અવસ્તા વાણીમાંજ તે દેશના ઇન્સાફી પાદશાહ નોશીરવાન ઉપર દોઆ કરવા લાગ્યા.

ત્યાંથી તે તયસફૂન તરફ આવ્યો-લશ્કરથી ઝમીન બેસતુનનો પહાડ બની ગઈ.

તે દાદગર પાદશાહ જે શેહરમાં કે જતો-ત્યાં ગરીબોને પુષ્કળ રૂપું અને સોનું આપતો હતો

તેણે એટલો તો માલ ખઝાનો લોકોને વહેંચી નાખ્યો-કે તે મુલક ગોયા ગંજ ખઝાથીજ ભરાઇ ગયો.

પછી નોશીરવાન તે શેહરથી નીકળી મદાઈન કે જ્યાં તેનો ખઝાનો ૩૩
રહેતો હતો, ત્યાં જવા નીકળ્યો.

ચીનના ખીલતા બાગ મિસાલની શાહઝાદી પોતાની ચાળીસ ખબરદાર દાસીઓ સાથ મેહરાન સતાદની આગળ આગળ સવારી કરતી હતી.

## ગોફ્તાર્ અન્દર્ દાદે નૂશીરવાન્ વ આરામ્ યાફ્તને જહાનેયાન્ અઝ્ આઇને ઊ.

——:o:——

ચુ કેસ્રા બેયામદ બરે તખ્તે ખીશ
ગોરાઝાનો હમ બાઝૂ બા બખ્તે ખીશ
જહાન્ ચૂન્ બેહેશ્તી શુદ આરાસ્તહ્
ઝે દાદો ઝે ખૂબીઓ અઝ ખાસ્તહ્
બર્ આસૂદ ગીતી ઝે આવીખ્તન્
બહર્ જાય બીદાદો ખૂન્ રીખ્તન્
જહાન્ નવ શુદ અઝ ફર્રએ ઈઝદી
બેબસ્તન્દ ગોફ્તી દો દસ્તે બદી
નદાનેસ્ત કસ ઘારતો તાખ્તન્
દેગર્ દસ્ત સૂએ બદી આખ્તન્
જહાની બફર્માને શાહ્ આમદન્દ
ઝે કઝ્ઝીઓ તારી બરાહ્ આમદન્દ
કસી ક્રુ બરહ્ બર્ દેરમ રીખ્તી
અઝાન્ ખાસ્તહ્ દોઝદ બુગ્રીખ્તી
ઝે દીબાઓ દીનાર્ બર્ ખુશ્કો આબ્
બરખ્શાન્હ્ રૂઝો બહન્ગામે ખાબ્
ઝે બીમો ઝે દાદે જહાન્દાર્ શાહ્
નકર્દી બદ્અન્દીશ આન્ સૂ નેગાહ્
ઝે દાદશ જહાની શુદ આરાસ્તહ્
દરો દશ્ત ચકુસર્ પુર્ અઝ ખાસ્તહ્

## નોશીરવાનના ઇન્સાફનું બેયાન અને તેણે ઘડેલા કાયદાથી ખલકતના લોકોએ આરામ મેળવવો.

——:o:——

જ્યારે નોશીરવાન પોતાનાં બુલંદ બખ્ત સાથ ખુશહાલ પાછો આવી તખ્ત ઉપર બિરાજ્યો,

ત્યારે સઘળો દેશ તેના ઇન્સાફ, તેની ખૂબી અને તેણે બક્ષેલા ખઝાનાએ કરી બેહેશ્તની માફક સણગારેલો બન્યો.

તે દેશ લડાઈ કરવાથી તેમજ દરેક જગ્યા ઝુલ્માત અને ખૂનરેઝીથી આસૂદા બની.

તે પાદશાહ ઉપર ચળકતાં ઈઝદી ખોરેહની મદદથી દેશ નવોજ બન્યો-તું કહે ગોયા સઘળા બૂરાઈ કરનારાઓના બન્ને હાથો બંધાઇજ ગયા.

કોઇયે પણ લૂટફાટ કરવાની કે મારફાડ કરવાની તેમજ બૂરાઇ તરફ પોતાના હાથ લમ્બાવવાની વાત જાણીજ નહીં.

તમામ ખલ્કતનાં લોકો પાદશાહ નોશીરવાનના હોકમમાં આવી ગયાં-ખોટા અને અંધકાર ભરેલા માર્ગમાંથી સઘળાં પાછાં રાહ ઉપર આવી ગયાં.

અગરજો માર્ગમાં કોઈ શખ્સના દિરમ પડી જતા હતા-તો ચોર વટિક તે ખઝાના આગળથી તે લીધા વગર નાસી જતો હતો.

રેશમી કપડાં અને સોનાના દીનાર માટે શું ઝમીન ઉપર કે દર્યામાં-શું ધોળે દિવસે કે રાતને વખતે,

દેશાની સંભાળ કરનાર પાદશાહ નોશારવાનની ધાક અને તેના ઇન્સાફને ૩૪
લીધે-કોઇ બૂરી દેયાનતનો શખ્સ તે તરફ નઝર વટિક કરતો હતો નહીં.

તેના અદલ ઇન્સાફથી સઘળો દેશ આરાસ્તા બન્યો-પહાડની ખીણો અને મયદાનો સઘળાં ખઝાનાથી ભરેલાં થયાં.

નબેશતન્દ નામહ્ બહરૂ કેશ્વરી
બહરૂ નામદારીઓ હરૂ મેહ્તરી
ઝે બાઝારૂગાનાને તુર્કો ઝે ચીન્
ઝે સકુલાબો હરૂ કેશ્વરી હમ ચુનીન્
ઝે બસ નાફ્એ મુશ્કો ચીની પરન્દ
અઝ આરાયેશો રૂમ વઝ બૂમે હન્દ
શુદ ઈરાન્ બકેર્દારે ખુરૂરમ બેહેશ્ત
હમહ્ ખાક્ અમ્બરૂ શુદો ઝરૂશ ખેશ્ત
જહાની બઈરાન્ નેહાદન્દ રૂય
બરૂ આસૂદ અઝ દરૂદ વઝ ગોફ્તગૂય
ગોલાબસ્ત ગોફ્તી હવારા સેરેશ્ક
બરૂ આસૂદ મરૂદુમ ઝે દર્દે પેઝેશ્ક
બેબારીદ બરૂ ગુલ્ બહન્ગામ નમ
નબુદ કેશ્તવરૂઝી ઝે બારાન્ દેઝમ
જહાન્ ગશ્ત પુરૂ સબ્ઝહો ચારૂપાય
દરો દશ્ત્ ગુલ્ બૂદો બામો સરાય
૩૫ હમહ્ રૂદહા હમચુ દર્યા શુદહ્
બપાલીઝ ગુલ્ ચૂન સુરયયા શુદહ્
બઇરાન્ ઝબાનહા બેયામૂખ્તન્દ
રવાનહા બદાનેશ બરૂ અફ્રૂખ્તન્દ
ઝે બાઝારૂગાનાને હરૂ મર્ઝો બૂમ
ઝે તુર્કો ઝે ચીનો ઝે હેન્દો ઝે રૂમ
સેતાયેશ ગેરેફ્તન્દ બરૂ રહ્નુમાય
ફેઝાયેશ ગેરેફ્ત અઝ ગેયા ચારૂપાય
હરાન્ કસ કે અઝ દાનેશ આગાહ્ બૂદ
ઝે ગૂયન્દગાન્ બરૂ દરે શાહ્ બૂદ
રદો બેખ્રદો મૂબેદાન્ અરૂજમન્દ
બદ્અન્દીશ તર્સાન્ ઝે બીમે ગઝન્દ
ચુ ખુરૂશીદ ગીતી બેયારાસ્તી
ખોરૂશી ઝે દરૂગાહ્ બરૂખાસ્તી
કે અય ઝીરૂદસ્તાને શાહે જેહાન્
મદારીદ યકૃતન્ બદ અન્દરૂ નેહાન્
હરાન્ કસ કે અઝ કારૂ દીદહ્સ્ત રન્જ
બેયાબદ બઅન્દાઝએ રન્જ ગન્જ
બેગૂઈદ યકુસરૂ બસાલારે બારૂ
કે અઝ મા કુનદ મોઝદરા ખાસ્તારૂ
૩૬ વગરૂ વામ ખાહી બેયાયદ ઝે રાહ્
દેરમ ખાહદ અઝ મર્દે બી દસ્તગાહ્
નબાયદ કે યાબદ તેહી દસ્ત રન્જ
કે ગન્જૂરૂ વામશ બેતૂઝદ ઝે ગન્જ

કસી કૂ કુનદ બરૂ ઝને કસ નેગાહ્
ચુ ખસ્મશ બેયાયદ બદરૂગાહે શાહ્
ન બીનદ મગરૂ ચાહો દારે બલન્દ
કે બા દારૂ તીરસ્તો બા ચાહ્ બન્દ

દરેક મુલકના દરેક નામદારો અને સરદારો ઉપર નામા લખવામાં આવ્યાં.

જેથી તુર્કસ્તાન, ચીન, સકલાબ અને બીજા દરેક મુલકના વેપારીઓ તરફથી,

પુષ્કળ કસ્તુરીની થેલીઓ ચીનાઇ રેશમી કાપડ-તેમજ રૂમ અને હિંદના મુલકની નાદેર ચીઝોના આવવાથી,

ઇરાન ખુશી ભરેલાં બેહેશ્તની માફકનું બન્યું-તેની તમામ ખાક અમ્બર જેવી અને ઇંટ સોના જેવી બની.

બીજે દેશનાં લોકો વેપાર માટે ઈરાન તરફ આવવા લાગ્યાં તે મુલક દરેક દુઃખથી તેમજ ગડબડથી આસાયેશ પામ્યો.

તું કહે ગોયા ત્યાંની હવા પણ ગોલાબનાંજ આંસુ પાડતી હતી-અને સઘળાં લોકો દુઃખ દર્દથી અને વૈદથી આસૂદા થયાં હતાં.

બાગમાંના ફૂલો ઉપર વખતસર વર્ષાદનું પાણી પડતું હતું-કોઇ પણ ખેડુત વર્ષાદ માટે દિલગીર બનતો હતો નહીં.

સઘળો દેશ લીલોતરી અને ગાય ઢોરથી ભરેલો બન્યો-પહાડની ખીણોમાં અને મયદાનોમાં તેમજ લોકોનાં ઘરો અને અગાસીઓ ઉપર સઘળે ફૂલોજ હતાં.

સઘળી નદીઓ દર્યા માફક ભોહોળી બની ગઈ હતી-લોકોના બાગમાં ગોલાબો સાત સેતારાના ઝુમખા માફકના થયા હતા.

ઇરાનમાં લોકો નવી નવી ભાષાઓ શીખતા હતા-અને વિદ્યા શીખી પોતાના આત્માને રોશન રાખતા હતા.

તુર્કસ્તાન, ચીન, હિંદ, રૂમ અને દરેક મુલકના વેપારીઓ તરફથી,

તે રેહનુમાઇ કરનાર પાદશાહની વખાણ થતી હતી-ઘાસ ચારાના પુષ્કળ જથ્થાથી ગાય ઢોરોનો વધારો થતો હતો.

જે કોઈ કે અક્લમંદો અને છટાદાર બોલનારાઓ હતા તેઓ પાદશાહ નોશીરવાનની દરબારમાં આસરો પામતા હતા.

ત્યાં સરદારો, દાનાઓ અને વિદ્વાન માણસો માનવંત બનતા હતા-અને ભૂંડા લોકો સઝા થવાના ધાસ્તીથી ડરતા હતા.

જ્યારે ખુરશીદ બાહેર નીકળી દુન્યાને સણગારતો-ત્યારે નોશીરવાનની દરબારમાંથી મનાદી નીકળતી હતી,

કે "ઓ દેશના પાદશાહની રૈયતના લોકો!-તમોમાંથી કોઈ પણ શખ્સ કાંઇ પણ બદી દિલમાં છૂપાવી રાખતા ના.

જે કોઇએ કે કોઈ કામ માટે રંજ ખેંચી હશે-તેને પોતાની મેહનતના પ્રમાણમાં ગંજ મળશે.

તમો સઘળાઓ દરબારના વડા અમલદારને તેની વિગત કહેજો-કે જેથી તે અમલદાર અમારી પાસથી તમારી મેહનતનો બદલો માગી લેશે.

અને જો કોઈ કર્ઝ માગનારો આવીને કોઈ ગરીબ માણસ પાસ પોતાનું કર્ઝ માગે,

તો પેલા ખાલી હાથવાળા શખ્સે તેથી કાંઈ ગભરાઇ જવું નહીં જોઇયે-કારણકે અમારો ખઝાન્ચી અમારા સરકારી ખઝાનામાંથી પેલા માગનારનું કર્ઝ ફીટાડી દેશે.

અગર કોઇ શખ્સ પારકી અઉરત ઉપર નઝર કરશે-અને તેનો ધણી જ્યારે આ પાદશાહી દરબારમાં ફર્યાદ આવશે,

ત્યારે તે ગુનેહગાર શખ્સ અંધારૂં કયદખાનું અથવા બુલંદ ઉભી કીધેલી ફાંસી સિવાય બીજું કાંઈ જોશે નહીં-વળી તે ફાંસીની સાથ તીરનો વરસાદ જોશે તેમજ કયદખાના સાથ ભારી બેડી પણ જોશે.*

---

* આ બયતો ખુલ્લું દેખાડી આપે છે કે અનીતિના અટકાવ માટે કેવી ભારી સઝા ઈરાની શેહન્શાહતમાં ફર્માવવામાં આવતી હતી. આપણા ઈરાની વખ્શૂર સાહેબનું નીતિની જાળવણી માટેનું ખાસ ફર્માન ગાથાના પાંચમાં હા મધ્યે આવેલું છે તેમજ આશીર્વાદમાં પરણતાં જોડાંને બોધ દેવામાં આવે છે કે "અઝ્ ઝને કસાન્ પર્હીખ્તાર્ બાશ્" (યાને પારકી સ્ત્રીથી દૂર

વગરૂ અસ્પ્ યાબન્દ્ જાઇ યલહુ
કે હેહુકાન્ કુનદ્ ઝાન્ બદરૂગહુ ગઝહુ
બેરીઝન્દ્ ખૂનશ બદાન્ કેશ્તમન્દ્
બરદ્ પૂસ્ત આન્ કસ કે યાબદ્ ગઝન્દ્
પેયાદહુ સવારશ બેમાનદ્ ઝે અસ્પ્
બપૂઝેશ રવદ્ પીશે આઝરૂ ગોશસ્પ્
અરઝ્ બેસ્તરદ્ નામે દીવાને ઊય
બપાય અન્દરૂ આરન્દ્ અયવાને ઊય
ગુનાહી કે બાશદ્ કમો બીશ અઝીન્
ઝે બદ્તરૂ બુવદ્ આન્ કે બુદ્ પીશ અઝીન્
નબાશદ્ બદાન્ શાહુ હમદાસ્તાન્
બદરૂ બરૂ નખાહદ્ જોઝ્ અઝ્ રાસ્તાન્
હરાન્ કસ કે નપ્સન્દદ્ ઈન્ રાહે મા
મબાદા કે બાશદ્ બદરૂગાહે મા

અને જો કોઇનો છૂટી ગયલો ઘોડો કોઈનાં ખેતરમાં પકડાય-અને પેલો ખેડુત તે ઘોડાએ કીધેલી ખરાબીની ફર્યાદ આ દરબારમાં કરે,

તો તે ઘોડાને તેજ ખેતરમાં મારી નાખે-અને તેનું ચામડું જે શખ્સનાં ખેતરને નુકસાન પહોંચ્યું હોય તે લઇ જાયે.

પેલો સવાર ઘોડા વગર રહેશે અને તેને પેયાદોજ-આઝર ગોશસ્પ આતશકદેહ આગળ તે ગુનાહની માફી માગવા માટે જવું પડશે.

અને તેનું સરકારી દફતરમાં નોંધાયલું નામ તે હાઝેરી પત્રક તપાસનાર અમલદાર છેકી નાખશે-અને તેનું ઘરબાર પણ પાયમાલ કરવામાં આવશે.

જે ગુનાહ મઝકૂર ગુનાહો કરતાં વધતા ઓછા હોય-તોપણ આગળા રાજ-અમલ કરતાં હાલે મારા રાજઅમલમાં ઘણાજ બૂરા ગુનાહ ગણવામાં આવશે.

પાદશાહ તે વાતમાં કાંઈ પણ વચ્ચે પડશે નહીં-તે તો પોતાની દરબારમાં સઘળા સાચા માણસોનેજ માગે છે.

જે કોઇને કે આ અમારા કાયદા કાનૂનો પસંદ નહીં આવતા હોય- ૩૭
તેવાઓએ અમારી દરગાહમાં ઇન્સાફ માટે આવવુંજ નહીં."

## પન્દ્ દાદને બૂઝોર્જ્મેહ્ર્ નૂશીર-વાન્રા વ સખુન્ ગોફ્તને ઊ દર્ કેર્દાર્ વ ગોફ્તારે નીક્.

## બૂઝોર્જમેહરે નોશીરવાનને શીખામણ આપવી અને તેણે નેક કામ કરવા અને નેક બોલવા માટે સખુનો કહી સંભળાવવા.

જહાન્દારૂ બેન્શસ્ત યકૂ રૂઝ શાદ્
બુઝોર્ગાનો દાનન્દહૂરા બારૂ દાદ્
સખુન ગોફૂત ખન્દાનો બુકૂશાદ્ ચેહુરૂ
બરે તખ્ત બેન્શસ્ત બૂઝોરૂજમેહુરૂ
યકી આફરીન્ કરૂદ્ બરૂ શહુરૂયારૂ
કે દેલ શુદ્ બકેર્દારે ખુરૂરમ બહારૂ
ચુનીન્ ગોફૂર કય દાવરે તાઝહુ રૂય
કે બરૂ તૂ નેયાબદ્ સખુન્ અયબ્ જૂય
ખુજસ્તહુ શહન્શાહે પીરૂઝહુ તખ્ત
જહાન્દારૂ બા દાનેશો નીકૂબખ્ત
નેવેશ્તમ સખુન ચન્દ્ બરૂ પહુલવી
અબરૂ દફૂતરો કાઘઝે ખુસ્રવી
સેપોર્દમ બગન્જૂરૂ તા રૂઝ્ગારૂ
બરૂ આયદ્ બેખાન્દ્ મગરૂ શહુરૂયારૂ
બેદીદમ કે ઇન્ ગુમ્બદે દીરૂ સાઝ્
નખાહદ્ હમી લબ્ કુશાદન્ બરાઝ્
અગરૂ મરૂદ્ બરૂ ખીઝદ્ અઝ્ તખ્તે બઝ્મ
નેહદ્ બરૂ કફે ખીશ જાન્રા બરઝ્મ

એક દિવસ દેશની સંભાળ કરનાર નોશીરવાન ખુશહાલ તખ્ત ઉપર બેઠો-અને મોટાઓ તેમજ અકલમંદોને દાખેલ કીધા.

તે હસ્તે ચેહરે અને ખુશહાલ વાતો કરવા લાગ્યો-ત્યાં બૂઝોર્જમેહર પાદશાહનાં તખ્તની નઝદીક બેઠો.

પછી તેણે પાદશાહ નોશીરવાન ઉપર એક એવી દોઆ કીધી-કે જેથી તે પાદશાહનું દિલ બહારની મોસમના ખુશી ભરેલા બાગ માફક ખીલ્યું.

પછી બોલ્યો કે "ઓ તાઝગી ભર્યા ચેહરાના ઈન્સાફી પાદશાહ!-કોઇ પણ ખોડખાપણ કાઢનારો શખ્સ તારી ઉપર ફાવી શકતો નથી.

કારણકે પીરોઝાનાં તખ્તનો સાહેબ મુબારક શેહનશાહ-દેશની સંભાળ લેનારો તેમજ ડહાપણવાળો અને નેક નસીબનો છે.

મેં એક દફતરમાં પાદશાહી કાગઝ ઉપર-પહલવી ભાષામાં કેટલાક સખુનો લખી રાખ્યા છે.

તે મેં તારા ખઝાન્ચીને સોંપી આપ્યું છે કે જ્યારે તે વાંચવાનો વખત-આવે ત્યારે કદાચને તું પાદશાહ તે સખુનો વાંચે.

મે જોયું છે કે આ પૂરાણી બનાવટનો આસ્માન પોતે ભેદ ખોલવા માગતોજ નથી.

અગર કોઈ શખ્સ પોતાનાં ખુશહાલી ભોગવતાં તખ્ત ઉપરથી ઉઠીને-હથેલી ઉપર પોતાનો જીવ લઇને લડાઇ કરવા જાય છે,

---

રહેજો!) અને તેજ ઉપરથી આજે પણ ઇરાનીઓમાં કહેવટ છે કે "વબાઅ-અઝ્ ઝેનાઅ મીખીઝદ્" દરેક ધર્મમાં અને દરેક તવારીખમાંથી અમુક લખાણો મળી આવે છે કે "ઝેનાઅ" (અનીતિ) એ મોટું પાપ છે "ઝેનાઅ"થી દેશની અને લોકોની ખરાબી થાય છે. એક વિચારવંત માણસે કહ્યું છે, કે "તો દુન્યા કોઈ ધરી ઉપર ફરતી હોય અને મને જો કોઈ પૂછે કે તે ધરી શાની બનેલી હશે વારૂં? તો હું વગર અચકાવે કહીશ કે તે ધરી નીતિની હોવી જોઈયે. જ્યારે અનીતિનું પાપ ધરતી ઉપર ઘણું વધી જશે, ત્યારે દુન્યા ઉપર ઝબરી ખરાબી આવશે." દેશમાં જો અંધેર ચાલતું હોય અને તેથી જેટલી ખરાબી થાય છે, તેનાં કરતાં હઝાર ઘણી ખરાબી અનીતિથી થાય છે.

૩૮ ઝમીનરા બેપર્દાઝદ અઝ દુશ્મનાન્
શવદ ઇમન્ અઝ રન્જે અહુરીમનાન્
શવદ પાદ્શા બર જહાન્ સરબસર
બેયાબદ સુખુનહા હમહ દર બદર
બેગીરદ બમર્દી જહાને ફરાખ
કુનદ ગુલ્શનો બાઘો મયદાનો કાખ
નેહદ ગન્જો ફર્ઝન્દ ગેરદ આવરદ
બસી રુઝ બર આરઝુ બેશમરદ
ફરાઝ આવરદ લશ્કરો ખાસ્તહ
શવદ કાખો અયવાનશ આરાસ્તહ
બરીન્ કાર ચૂન્ બુગ્ઝરદ રુઝગાર
અઝ નામે નીક બુવદ યાદગાર
ગર અયદૂન કે દર્વીશ બાશદ બરન્જ
ફરાઝ આરદ અઝ હર સુઇ નામો ગન્જ
ઝરો સીમ બેસ્યાર ગેરદ આવરદ
કે સદ સાલ બર બૂદનશ નુગ્ઝરદ
શવદ ખાકો બીબર શવદ રન્જે ઊય
બદુશ્મન્ બેમાન્દ હમહ ગન્જે ઊય
ન ફર્ઝન્દ માનદ ન તખ્તો કોલાહ
ન અયવાને શાહી ન ગન્જો સેપાહ
૩૯ ચુ બેન્શીનદ આન્ જોસ્તને બાદે ઊય
બગીતી નગીરદ કસી યાદે ઊય
કે ગીતી દો ચીઝસ્ત જાવીદો બસ
દેગર હરચે બાશદ નમાનદ બકસ
સખુન ગોફતને નઘ્ઝો કેર્દારે નીક
બેમાનદ ચુનાન્ તા જહાનસ્ત રીક
કે ખુરશીદ વઝ આબ વઝ બાદો ખાક
નગર્દદ તબહ નામો ગોફતારે પાક
બદીન્ સાન્ બુવદ ગર્દેશે રુઝગાર
ખુનુક મર્દ બા શર્મો પરહીઝગાર
મકુન શહરયારા ગુનહ તા તવાન્
ગુનાહી કઝ શરમ દારદ રવાન્
બીઆઝારીઓ સૂદમન્દી ગુઝીન્
કે ઈનસ્ત ફર્હન્ગો આઇને દીન્
કે મન યાદગારસ્ત ચન્દીન્ સોખુન
ગુમાનમ કે હરગેઝ નગર્દદ કોહુન
ચુ બુકશાદ રઉશન્ દેલે શહરયાર
ફેરાવાન્ સખુન કરદ અઝ ખાસ્તાર
બદ ગોફત ફરુરોખ કુદામસ્ત મરદ
કે દારદ દેલી શાદ બી બાદે સરદ
૪૦ ચુનીન્ ગોફત કાન્ કો બુવદ બી ગુનાહ
નબોર્દસ્ત અહુરીમન્ ઊરા ઝે રાહ
બેપુર્સીદશ અઝ કઝ્ઝીઓ રાહે દીવ
કે રાહે જહાનદાર ગયહાન્ ખેદીવ
બદ ગોફત ફર્માને યઝદાન્ બેહીસ્ત
કે અન્દર દો ગીતી બદ ફરુરેહીસ્ત
દરે બદતરી રાહે અહુરીમનસ્ત
કે મર્દે પરસ્તન્દહરા દુશ્મનસ્ત
ખુનુક દર જહાન મર્દે બરતર મનશ
કે પાકીઓ શર્મસ્ત પીરાહનશ

દુશ્મન લોકોથી દેશને ખાલી કરે છે-અને એહરેમન લોકોની રંજથી તે નચિન્ત બને છે,

તે તમામ જેહાન ઉપર પાદશાહ બને છે-અને એક પછી એક સઘળા વખાણનાજ શબ્દો તે મેળવે છે,

પોતાની મર્દાનગીથી તે બોહોળી દુન્યા જીતી લીયે છે-અને બાગ, બગીચા, મયદાનો અને મેહલો બનાવે છે,

તે ખઝાનો એકઠો કરે છે અને પોતાની આસપાસ ફર્ઝંદોનું બોહોળું કુટુંબ ભેગું કરે છે-અને લામ્બા દિવસ પોતાની મરજી મૂજબ ઝિંદગી ગુઝારે છે,

બોહોળું લશ્કર અને માલ ખઝાનો એકઠો કરે છે-મેહલો અને અયવાનો સણગારે છે,

પણ જ્યારે આ બાબત ઉપર કેટલોક વખત પસાર થઇ જશે-ત્યારે જો તેનું નેકનામ હશે તો તેજ માત્ર યાદગાર રહી જશે.

જે કોઈ માણસ મુફલેસ હોય અને મોટી મેહનતે નામ અને દઉલત મેળવે,

તે ઘણું સરખું સોનું અને રૂપું ભેગું કરે છે-તોપણ તે સો વર્ષથી વધુ વાર રહી શકતો નથી.

આખેરે તે ખાકમાં મળી જશે અને તેની સઘળી મેહનત ફોકટ જશે-અને તેનો સઘળો ખઝાનો દુશ્મનનેજ માટે રહેશે.

નહીં તેનાં ફર્ઝંદો કે નહીં તેનું તખ્તો તાજ કાયમ રહેવાનું-નહીં તેનો પાદશાહી મેહલ કે નહીં તેનો ખઝાનો કે લશ્કર કાયમ રહેશે.

જ્યારે મોટાઈ શોધવાની વડાઇ નીકળી જશે-ત્યારે દુન્યામાં કોઈ તેને યાદ પણ નહીં કરશે.

દુન્યામાં ફકટ બેજ ચીઝો જાવેદાન સૂધી યાદગાર રહી જાય છે-બીજી કોઈ પણ ચીઝો તેની સાથ કાયમ રહેતી નથી.

એક સારા સખુનો બોલવા અને બીજું ભલાઈનાં કામો કરવાં-એજ ઓ નેકબખ્ત શખ્સ! જ્યાં સૂધી દુન્યા છે ત્યાં સૂધી કાયમ રહેશે.

આફતાબની ગર્મીથી, વર્ષાદનાં પાણીથી, તોફાની પવનથી અને ધૂળથી-તેનું નેકનામ અને સારા સખુનો ખરાબ થતા નથી.

ઝમાનાની ગર્દેશ એવીજ રીતની હોય છે-ભાગ્યશાળી તેજ શખ્સ કે જે મર્યાદાશીલ અને પરહેઝગાર હોય.

માટે ઓ પાદશાહ! બને ત્યાં સૂધી તું ગુનાહ ના કરતો-તેમાં એવો ગુનાહ તો ખસૂસન નહીં કે જેથી તારાં રવાનને શર્મિંદગી પહોંચે.

તું નિર્દોષપણું અને જે ફાયદાકારક હોય તેજ એખ્તયાર કરજે-કારણકે આપણી દીનનું શિક્ષણ અને તરીકત એજ પ્રમાણે છે.

મારી તરફનાં પણ કેટલાક સખુનોજ યાદગાર રહી જશે-અને મને આશા છે કે તે કદીબી જૂના નહીં થશે."

જ્યારે પાદશાહ નોશીરવાનનું ચાલાક દિલ તે નસીહત સાંભળવા માટે તત્પર બન્યું-ત્યારે તેણે બૂઝોર્જમેહરથી બીજી ઘણીક વાતો જાણવા માગી.

પાદશાહે તેને પૂછ્યું કે "એવો મુબારક માણસ કયો છે-કે જે હાય સોસારો કર્યા વગર ખુશહાલ દિલ ધરાવતો હોય?"

બૂઝોર્જમેહરે જવાબ દીધો કે "તે નિર્દોષ માણસ-કે જેને એહરેમને ગુમરાહ નહીં કીધો હોય."

પછી તેને જૂઠાણાં અને દેવની રાહ રસ્મ માટે તેમજ દુન્યાની સંભાળ લેનાર જેહાનના માલેકની રાહ રવેશ માટે પૂછ્યું.

તેણે જવાબ દીધો કે "ખોદાનો હોકમ બજા લાવવામાંજ સઘળી ભલાઇ છે-કારણ બન્ને જેહાનમાં તેનાથીજ પ્રકાશ છે.

બૂરાઇને દરવાઝે જવું તે એહરેમનનોજ માર્ગ છે-કે જે એહરેમન ખુદાની પરસ્તેશ કરનારા શખ્સનો દુશ્મન છે.

તેજ મોટાં મનનો માણસ દુન્યામાં ભાગ્યશાળી છે-કે જેનો લેબાસ પવિત્રાઇ અને નમ્રતા હોય છે.

ચુ દાનેશ તનશરા નેગહબાન્ બુવદ
હમહ ઝેન્દગાનીશ આસાન્ બુવદ
બેમાનદ બદૂ રાદીઓ રાસ્તી
નકૂબદ દરે કમ્ઝીઓ કાસ્તી
હરાન્ ચીઝ્ કાન્ બહૂરએ તન્ બુવદ
રવાનશ પસ અઝ્ મરુગ્ દુશ્મન્ બુવદ
અઝીન્ હરૂદો ચીઝી નદારદ હેરીદ્
કે બહૂરે નેયામસ્ત યા બહૂરે તીદ્
કસી કૂ બુવદ બરૂ ખેરદ પાદશા
રવાન્રા નરાનદ બરાહે હવા
સખુન્ મશનવ્ અઝ્ મર્દે અફૂઝૂન્ મનેશ
કે બા જાને રઉશન્ બુવદ બદકનેશ
ચુ ખુરેતૂ નેયાયદ બદીગરૂ સરાય
હમ ઈદરૂ પુરૂ અઝ્ દરૂદ માનદ બજાય
અઝીન્ બુગ્ઝરી સેફૂલહુ આન્રા શેનાસ
કે અઝ્ પાકૂ યઝ્દાન્ નદારદ હેરાસ
દેરીદ્ આયદશ બહૂરએ તન્ ઝે તન્
શવદ ઝારૂઝૂહા બેબન્દદ દહન્
હમ અઝ્ બહૂરે જાનશ કે દાનેશ બવદ
નદાનદ ન અઝ્ દાનેશી બેશ્નવદ
બેપુર્સીદ કેસ્રા કે અઝ્ મેહુતરાન્
કેરા બાશદ અન્દાઝએ બેહુતરાન્
ચુનીન્ ગોફૂત આન્ કસ કે દાના તરસ્ત
બહરૂ આરૂઝૂ બરૂ તવાન્ તરસ્ત
કુદામસ્ત દાના બદૂ શાહુ ગોફૂત
કે દાનેશ બુવદ મરૂદરા દરૂ નેહોફૂત
ચુનીન્ ગોફૂત હરૂ કૂ બફર્માને દીવ્
નબરૂરદ દેલ અઝ્ રાહે ગયહાન્ ખેદીવ્
કસીરા ન બરૂ ખીરહુ ફર્માન્ બરદં
કે ખસ્મે રવાનસ્તો દામે ખરદ
દહુ અહુરીમનન્દ આન્ બનીરૂએ શીરૂ
કે દારન્દ જાનો ખેરદરા બઝીરૂ
બદૂગોફૂત્ કેસ્રા કે દહુ દીવ્ ચીસ્ત
કઝીશાન્ ખેરદરા બેબાયદ ગેરીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે આઝો નેયાઝ્
દો દીવન્દ બા ઝૂરો ગર્દન્ફરાઝ્
દેગરૂ ખેશ્મો રશ્કસ્તો નન્ગસ્તો કીન્
ચુ નમ્મામો દૂ રૂયો નાપાકૂ દીન
દહમ આન્ કે અઝ્ કસ નદારદ સેપાસ
બનીકીઓ હમ નીરત યઝ્દાન્ શેનાસ
બદૂ ગોફૂત અઝીન્ શૂમ દહુ પુરૂ ગઝન્દ
કુદામસ્ત અહુરીમને ઝૂરૂમન્દ
ચુનીન્ દાદ પામોખ બકેસ્રા કે આઝ્
સેતમગારહુ દીવી બુવદ દીરૂ સાઝ્
કે ઊરા ન બીની તો ખુશ્નૂદ હીચ
હમહુ દરૂ ફેઝૂનીશ બાશદ બેસીચ
નેયાઝ્ આન્ કે ઊરા ઝે અન્દૂહો દરૂદ
હમહુ દૂરૂ બીનન્દો રોખસારહુ ઝરૂદ
કઝીન્ બુગ્ઝરી ખુસ્રવા દીવે રશ્ક
યકી દરૂદમન્દી બુવદ બી પેઝશ્ક

જ્યારે દાનાઈ તેનાં તનની નેગેહબાન બને છે-ત્યારે તે સઘળી સુખી ઝિંદગી ગુઝારે છે.

તેનામાં ઉદારતા અને સચ્ચાઈ રહે છે-તે જૂઠાઈ અને અપ્રમાણિક-પણાંનો દરવાઝો ઠોકતોજ નથી.

જે ચીઝથી માણસનું શરીર પોશાય પણ આત્માને ફાયદો નહીં થાય તો તે આત્મા તેનાં મોત પછી તેને શ્રાપ દે છે.

આ બન્ને વાતનું તેને કાંઇ ભાન રહેતું નથી-કઇ વાતથી આત્માને શાન્તિ મળે છે અને કઇ વાતથી તેમાં ખલલ પડે છે તેથી-તે અંજાણ્યો છે.

જે કોઇ કે અકલ ઉપર કાબૂ ધરાવે છે-તે પોતાના જીવને લોભના માર્ગ ઉપર ચલાવતો નથી.

મોટા મોટા વિચાર કરનાર કે જે પોતાના રોશન જીવ સાથેજ બદ ૪૧
ચાલ ચલાવે છે, તેની વાત સાંભળતો ના.

જ્યારે તે બીજી દુન્યાનો એકરાર કરનારો બનતો નથી-ત્યારે આ દુન્યામાં દુઃખી રહે છે.

એથી આગળ વધ. કમીનો તેને સમજજે-કે જે પાક યઝદાનથી ડરતો નહીં હોય.

પોતાના જીવને પણ તે સુખ દેખાડતો નથી-અને પોતાનાં મનની ઈચ્છાને પણ પુરી પાડવા જતો નથી.

તેમજ પોતાનું ભલું શું તે પણ સમજતો નથી-અને વળી કોઇની શીખામણ પણ સાંભળતો નથી."

નોશીરવાને પૂછ્યું કે "પાદશાહોમાંથી-પુણ્યવંતાનું માન કોણને મળે છે?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સને કે જે વધારે દાના છે-અને પોતાની ઇચ્છાઓ ઉપર મઝબૂત કાબૂ ધરાવે છે."

પાદશાહે તેને પૂછ્યું કે "દાના કોણ ગણાય છે?-કારણકે અકલ તો માણસનાં દિલમાં છૂપાયલી છે."

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જે એહરેમનના ભમાવ્યાથી-દુન્યાના સાહેબના માર્ગ તરફથી પોતાનું દિલ ફેરવતો નથી.

તેમજ પોતાની બેહુદી અકલે એવા કોઇનો હોકમ નથી માની લેતો-કે જે પોતાના જીવનોજ દુશ્મન હોય છે અને પોતાની અકલનો પોતેજ ફાંદો બને છે.

એવા તે સિંહનું ઝોર ધરાવનારા તો દશ એહરેમનો છે-કે જેઓ ૪૨
જીવ અને અકલને દાબેલાજ રાખે છે."

નોશીરવાને પૂછ્યું કે "તે દશ દેવ કયા કયા છે?-કે જેઓથી આપણી અકલને અફસોસ કરવો પડે છે?"

તેણે જવાબ દીધો કે "એક લોભ અને બીજો ગરઝ (હાજત)-એ બન્ને ઝોરાવર અને ગર્દનફરાઝ દેવો છે.

પછી ત્રીજો દેવ ગુસ્સો, ચોથો અદેખાઈ, પાંચમો ઝઘડો અને છઠો કીનો-સાતમો ચુગલખોર, આઠમો ઠગ અને નવમો બૂરી દીનનો,

દશમો દેવ તે કે જે પોતા સાથે ભલાઇ કરનાર તરફ નિમકહરામ નીવડે તેમજ ખોદાને પણ ભૂલી જાય."

પાદશાહે પૂછ્યું કે "આ દશ હાનિકારક દેવોમાંથી વધુ ઝોરાવર એહરેમન કયો છે?"

તેણે નોશીરવાનને જવાબ દીધો કે "લોભ-એ લામ્બો વખત સુધી સિતમ ગુઝારનારો એક દેવ છે.

તેને તું કદીબી ધરાયલો જોશે નહીં-તેનો ઈરાદો સઘળો લોભના વધારામાંજ હોય છે.

પછીની ગરઝ (હાઝત) કે જેને ગમ અને દુઃખને સબબે-સઘળાઓ આંધળી અને ફિક્કા ચેહરાની જોય છે."

ઓ પાદશાહ! એ પછી તું આગળ ચાલે તો અદેખાઇનો દેવ આવે છે-જે એક એવો બીમાર હોય છે કે તેનો ઈલાજજ થઈ શકતો નથી.

અગર્ દર્ ઝમાનહ્ કસી બી ગઝન્દ
બેબીનદ્ શવદ્ જાને ઊ દર્દમન્દ
૪૩ હેગર્ નન્ગ્ દીવી બુવદ્ પુર્ સેતીઝ
હમીશહ્ બબદ્ કર્દહ્ ચુન્ગાલ્ તીઝ
હેગર્ દીવે કીનસ્ત્ પુર્ ખેશ્મો જૂશ
કે મર્દુમ્ બર્ આરદ્ બનાગહ્ ખોરૂશ
ન બખ્શાયેશ આરદ્ બકસ બર્ ન મેહ્ર્
હેબ્આગાહ્ દીવી પુર્ આઝન્ગ્ ચેહ્ર્
હેગર્ દીવે નમ્મામ્ કૂ જોઝ દોરૂઘ્
નદાનદ્ નરાનદ્ સખુન્ બા ફોરૂઘ્
હેગર્ આન્ સખુન્ચીને કૂ રૂયહ્ દીવ
બુરીદહ્ હેલ્ અઝ્ તર્સે ગયહાન્ ખેદીવ
મેયાને દો તન્ જન્ગો કીન્ અફ્ગનદ્
બકૂશદ્ કે પયવસ્તગી બેશ્કનદ્
હેગર્ દીવ બી દાનેશો ના સેપાસ
નબાશદ્ ખેરદ્મન્દો નીકી શેનાસ
બનઝ્દીકે ઊ રાયો શર્મ્ અન્દકીસ્ત
બચશ્મશ બદો નીક્ હર્ દૂ યકીસ્ત
કે દાના બેપુર્સીદ્ પસ શહ્રયાર્
કે ચૂન્ દીવ બા હેલ્ કુનદ્ કાર્ઝાર્
બબન્દહ્ ચે દાદસ્ત ગયહાન્ ખેદીવ
કે અઝ્ કાર્ કૂતહ્ કુનદ્ દસ્તે દીવ
૪૪ ચુનીન્ દાદ્ પાસોખ વરા મર્દે દીન્
કે અય શાહે બા દાનેશો બા ફરીન્
કે શમ્શીરે દીવાન્ ખેરદ્ જઉશનસ્ત
દેલો જાને દાના બદૂ રઉશનસ્ત
ગુઝશ્તહ્ સખુન્ યાદ્ દારદ્ ખરદ્
બદાનેશ રવાન્રા હમી પર્વરદ્
ખેરદ્ બાદ્ જાને તોરા રહ્નમૂન્
કે રાહી દરાઝસ્ત પીશ અન્દરૂન્
વગર્ ખૂ બુવદ્ આન્ કે ખાનીમ ખીમ્
કે બા ઊ નદારદ્ હેલ્ અઝ્ દીવ બીમ્
જહાન્ ખુશ બુવદ્ બર્ દેલે નીક્ખૂય
નગર્દદ્ બગેર્દ દરે આર્ઝૂય
સુખુન્હાએ ઉમ્મીદ્ ગૂયમ્ કુનૂન્
કે હેલરા બશાદી બુવદ્ રહ્નમૂન્
હમીશહ્ ખેરદ્મન્દ્ ઉમ્મીદ્વાર્
નબીનદ્ બજોઝ્ શાદી અઝ્ રૂઝગાર્
ન અન્દીશહ્ અઝ્ કારે બદ્ યક્ઝમાન્
રહે તીર્ ગીરદ્ ન રાહે કમાન્
દીગર્ હર્કે ખુશ્નૂદ્ બાશદ્ બગન્જ
નેયાઝદ્ નસાઝદ્ તનશરા બરન્જ
૪૫ કસી કૂ બગન્જો દેરમ્ નન્ગરદ્
હમહ્ રૂઝે ઊ બર્ ખુશી બુગઝરદ્
દેગર્ હર્ કે યઝ્દાન્ પરસ્તસ્તો બસ
બરન્જો બગન્જો બઆઝર્મે કસ
કે ફર્માને યઝ્દાન્ નગર્દદ્ સરશ
સેરશ્તે બદી ;નીસ્ત દર્ ગઉહરશ
બદીન્ હમ નેશાનસ્ત પર્હીઝ નીઝ
કે નકૂશદ્ ઊ રાહે યઝ્દાન્ બચીઝ

તે અગરજો કોઇ શખ્સને આસાયેશ ભોગતો-જોય છે, તો તેનો પોતાનો જીવ દુઃખી બને છે.

પછી ઝઘડાનો એક લડાઈ ભરેલો દેવ છે-જે હમેશે બદી કરવા માટેજ પોતાની ચુંગાલ તેઝ કીધેલી રાખે છે.

પછીનો ગુસ્સા અને જોશ ભરેલો કીનાનો દેવ છે-જે માણસોમાંથી અચાનક લડાઇના પોકારો બાહેર પડાવે છે.

તે કોઈ ઉપર બક્ષેશ કે મેહરબાની કરતોજ નથી-તે એક ભયંકર અને કરચલી ભરેલા ચેહરાનો દેવ છે.

પછીનો ચુગલીખોર દેવ કે જે જૂઠાઈ સિવાય-બીજું કશું જાણતો નથી અને સાચા સખુનો બોલતોજ નથી.

પછીનો પેલો દગલબાઝ ઠગારો દેવ કે જેણે પોતાનાં દિલમાંથી ખોદાનો ડર દૂર કીધો છે.

જે બે જણ વચ્ચે લડાઇ અને કીનો બરપા કરે છે અને તે એવી કોશેશ કરે છે કે બન્ને જણનું જોડાણ તુટી જાય.

પછીનો છેલ્લો દેવ.નાદાન અને નિમકહરામ જે અકલ વગરનો અને નેકીની પિછાન નહીં કરનારો હોય છે.

જેનામાં વિચાર શક્તિ અને મર્યાદા જેવું કાંઈ છેજ નહીં-જેની નઝરમાં બૂરૂં અને ભલુ બન્ને સરખુંજ હોય છે.”

પછી પાદશાહે તે દાના શખ્સને બીજું એ પૂછ્યું-કે “જયારે તે દેવ માણસનાં દિલ સાથ એવી રીતની લડાઇ કરે,

ત્યારે દુન્યાના સાહેબે તે બંદાને એવું શું આપ્યું છે-કે જેથી તે દેવના હાથ લડાઇ કરવાથી ટુંકા કરે?”

તે દીનદાર શખ્સે એવો જવાબ દીધો-કે “ઓ દાનાઇ અને તારીફ સાથના પાદશાહ!

તે દશે દેવોની તલવારથી બચવા માટેનું બખ્તર તે અકલ છે-અકલથીજ દાના લોકોનાં દિલ અને જીવ રોશન રહે છે.

બની ગયલી વાતો અકલજ યાદ રાખે છે-ઈન્સાનના જીવનું પોષણ અકલથીજ થાય છે.

તારા જીવની રેહનુમા પણ અકલજ હોજો!-કારણ તને હજી ઘણો લામ્બો રસ્તો કાપવો છે.

પણ જે ચીઝથી માણસનાં દિલમાંનો દેવ બીહે નહીં-તે તો માણસનો પોતાનોજ બૂરો સ્વભાવ છે.

નેક ખસ્લતનો માણસ પોતાની ઝિંદગી ખુશીમાં ગુઝારે છે-કારણકે તે બૂરી ઈચ્છા તરફ જતો નથી.

હવે હું આશા ઉમેદને માટેના સખુનો કહું છું-કે જે ખુશહાલી તરફજ તારાં દિલની રેહનુમાઇ કરશે.

અકલમંદ માણસ હમેશે આશા ભરેલોજ રહે છે-અને ઝમાના તરફથી ખુશી સિવાય બીજું કશું જોતો નથી.

તે કોઇનું બૂરૂં કરવાનો સોહેજ પણ વિચાર કરતો નથી-તે તીર જેવો સીધોજ રસ્તો પકડે છે કમાન જેવો વાંકો માર્ગ પકડતોજ નથી.

વળી જે કોઇ સંતોષી છે તે વધુ પૈસા મેળવવા ઉપર-હાથ લમ્બાવતોજ નથી અને પોતાનાં તનને મેહનતમાં નાખતો નથી.

જે કોઇ કે ખઝાના અને પૈસા તરફ જોતો નથી-તેનો સઘળો વખત ખુશીમાંજ પસાર થાય છે.

વળી જે કોઇ કે ખોદાનીજ પરસ્તેશ કરનારો છે-તે શું મેહનત કરવા ખાતર,'ખઝાનો એકઠો કરવા ખાતર કે કોઇનીબી શર્મને ખાતર,

ખોદાતાલાના ફર્માનથી પોતાનું સર ફેરવવાનો નથી-કેમકે તેનાં દિલમાં બૂરાઈની ખાસીયતજ નથી.

પરહેઝગારી પણ એવીજ રીતની હોય છે-કે જે ધરાવનાર કોઇ પણ ચીઝને ખાતર ખોદાનો માર્ગ તજી દેતો નથી.”

બદૂ ગોફ્તૂ અઝીન્ રહુ ફ્રુદામસ્ત શાહુ
સુએ નીકુઈહા નુમાયન્દહુ રાહુ
ચુનીન્ દાદ્ પાસોખ્ કે રાહે ખરદ
ઝે હરૂ દાનેશી બીગુમાન્ બુગ્ઝરદ
હમાન્ ખૂએ નીકૂ કે મરૂદુમ બદૂય
બેમાનદ હમહુ સાલહુ બા આબ્રૂય
વઝીન્ ગઉહરાન્ ગઉહરી ઉસ્તુવારૂ
તને ખશ નદીદમ મન્ અઝ્ રૂઝ્ગારૂ
વઝીશાન્ ઊમીદસ્ત આહેસ્તહુ તરૂ
બરૂ આસૂદહુ અઝ રન્જો શાયેસ્તહુ તરૂ
વઝીન્ ગઉહરાન્ આઝ દીદમ બરન્જ
કે હમ્વારહુ સીરી નેયાબદ્ ઝે ગન્જ
બદૂ ગોફ્તૂ શાહુ અઝ્ હોનરૂહા ચે બેહુ
કે ગર્દદ અઝૂ મરૂદે જૂયન્દહુ મેહુ
ચુનીન્ દાદ્ પાસોખ્ કે દાનેશ બેહુ અસ્ત
ખેરદમન્દ ખુદ બરૂ મેહાન્ બરૂ મેહુ અસ્ત
કે દાના નેયાઝદ્ બતુન્દી બગન્જ
તને ખીશરા દૂરૂ દારદ ઝે રન્જ
ઝે નીકૂએ ખસ્મશ બેપુર્સીદ શાહુ
કે ચૂન્ જુસ્ત ખાહદ હમી દસ્તગાહુ
ચુનીન્ દાદ્ પાસોખ્ કે કેર્દારે બદ્
બુવદ ખસ્મે રઉશન્ રવાનો ખરદ
ઝે દાના બેપુર્સીદ પસ દાદ્ગરૂ
કે ફર્હન્ગ્ બેહુતરૂ બુવદ યા ગોહરૂ
ચુનીન્ દાદ્ પાસોખ્ બદૂ રહુનમૂન્
કે ફર્હન્ગ્ બાશદ ઝે ગઉહરૂ ફેઝૂન્
કે ફર્હન્ગ્ આરાયેશે જાન્ બુવદ
ઝે ગઉહરૂ ફેઝૂન્ ગોફ્તન્ આસાન્ બુવદ
ગોહરૂ બી હોનરૂ ઝારો ખારસ્તો સોસ્ત
બફર્હન્ગ્ બાશદ રવાન તન્દુરોસ્ત
બદૂ ગોફ્તૂ જાન્રા ઝદૂદન્ ઝે ચીસ્ત
હોનરૂહાએ તન્રા સેતૂદન્ ઝે ચીસ્ત
બેગૂયમ ફુનૂન્ ગોફ્તૂ મન્ સરૂબસરૂ
અગરૂ યાદ દારી ઝે મન્ દરૂ બદરૂ
ખેરદ ખુદ યકી ખેલ્અતે ઈઝદીસ્ત
અઝ્ અન્દીશહુ દૂરસ્તો દૂરૂ અઝ્ બદીસ્ત
હોનરૂમન્દ કઝ્ ખીશતન્ દરૂ શેગેફ્તૂ
બેમાનદ હોનરૂ ઝૂ નબાયદ ગેરેફ્તૂ
હમાન્ ખુશ મનેશ મરૂદુમે ખીશકારૂ
નબાશદ બચશ્મે ખેરદમન્દ ખારૂ
અગરૂ બખ્શેશો દાનેશો રસ્મો દાદ
ખેરદમન્દ ગેરૂદ આવરદ બા નેઝાદ
બુઝોર્ગીઓ અફ્ઝૂનીઓ રાસ્તી
હમહુ ગીરદ અઝ્ ખૂએ બદ કાસ્તી
વઝાન્ પસ બેપુર્સીદ કેસ્રા અઝૂય
કે અય નામવરૂ મર્દે ફર્હન્ગ્ જૂય
બુઝોર્ગી બકૂશેશ બુવદ યા બબખ્ત
કે યાબદ જહાનદારૂ અઝૂ તાજો તખ્ત
ચુનીન્ દાદ્ પાસોખ્ કે બખ્તો હોનરૂ
ચુનાનન્દ ચૂન્ જોફ્તૂ બા યકૂદેગરૂ

પાદશાહે પૂછયું કે "આ રસ્તાઓમાંથી ધોરી રસ્તો કયો છે-કે જે નેકીનીજ તરફ લઈ જાય છે?"

બુઝોર્જમેહરે જવાબ દીધો કે "અકલનો રસ્તો-જે બેશક કે દરેક વિદ્વતા કરતાં ચઢિયાતો છે.

તેમજ નેક ખાસીયત કે જેથી માણસ-હમેશે આબરૂમાં રહે છે.

આ બૂરી ખસ્લતોમાં એક પણ ખસ્લત મેં એવી જોઇ નથી કે જેથી માણસ સારી ઝિંદગી ગુઝારતો હોય.

તેઓ થોડી ઈચ્છા ધરાવે છે-દુ:ખમાંથી ફારેગ થયલા રહે છે અને તે વધારે સારી હોય છે.

એઓમાં ઘણુંજ દુ:ખ દેનાર તે લોભ છે-કે જે કદીબી ખઝાનાથી ૪૬
ધરાતો નથી"

પાદશાહે તેને પૂછયું કે હુનરોમાંથી કયો હુનર વધારે સારો છે-કે જેથી તે મેળવનાર શખ્સ મોટો માણસ બને છે?"

તેણે જવાબ દીધો કે વિદ્યા સઉથી સરસ છે-કારણકે વિદ્વાન માણસ પોતે સઘળા સરદારો ઉપર સરદાર છે.

દાના માણસ ઉતાવળે ખઝાનો લેવા ઉપર હાથ લમ્બાવતો નથી-તે પોતાનાં શરીરને નવી તકલીફથી દૂરજ રાખે છે."

શાહે તેના દુશ્મનનાં (બૂરી ખસ્લતનાં) કૌવત માટે પૂછયું-કે "તેની ઉપર તું કેમ ફતેહ મેળવશે?"

તેણે જવાબ દીધો કે "બૂરી કરણી-એજ તેના રોશન જીવનો અને અકલનો દુશ્મન છે."

પછી દાદગર પાદશાહે તે દાનાને પૂછયું-કે "બુન્યાદ સારી કે ડહાપણ સારૂં?"

તે રેહનુમા શખ્સે જવાબ આપ્યો-કે "બુન્યાદ કરતાં અકલ વધારે ચઢતી છે,

કારણકે અકલ એ ઇન્સાનના જીવનો સણગાર છે-જ્યારે બુન્યાદથી ઝેયાદા બોલવું સેહલ થઇ પડે છે.

વિદ્યા હુનર વગરં ગમે એવી ઊંચી બુન્યાદ તુચ્છ, હલકી અને નબળી ગણાય છે-વિદ્યાથીજ માણસનો જીવ તંદુરોસ્ત રહે છે."

પાદશાહે પૂછયું કે "જીવને ઝળક શાથી મળે છે-અને કયા હુનરથી ૪૭
આપણાં શરીરની તારીફ થાય છે?"

તે બોલ્યો કે "જો તું મારી એકેક વાત યાદ રાખશે, તો સઘળું કહીશ.

અકલ પોતેજ એક ખોદાઇ સરપાવ છે-અને કોઇ પણ જાતના અંદેશાથી તેમજ બૂરાઇથી દૂર છે.

જે હુનરમંદ પોતાના હોનરો માટે મગરૂર રહેતો હોય-તો તે શખ્સ પાસેથી કોઇયે હોનરો શીખવાજ નહીં જોઇયે.

સારા સ્વભાવના એક ખેડુતને પણ-અકલમંદ શખ્સ ધિક્કારથી જોતો નથી.

જો કોઇ અકલમંદ શખ્સ પોતાનાં ઊંચાં ખાન્દાન સાથ સખાવત, ડહાપણ, રીતભાત અને ઈન્સાફ એખ્તયાર કરે,

તોપણ તેના ખરાબ સ્વભાવથી તેની મોટાઈ, તેનો માન મરતબો અને તેની સચ્ચાઈ સઘળી ઘટી જાય છે."

પછી નોશીરવાને તેને પૂછયું-કે "ઓ દાનાઈ શોધનાર નામવર શખ્સ!

મોટાઈ કે જેનાથી એક પાદશાહ તાજ અને તખ્ત મેળવે છે, તે પોતાની બાઝૂની કોશેશથી મેળવે છે કે તેનાં નસીબથી મેળવે છે?"

તેણે જવાબ દીધો કે "નસીબ અને હુનર-એ એકમેક સાથ જોડાયલાં જોડાંની માફક હોય છે.

૪૮ ચુનાન્ ચૂન્ તનો જાન્ કે યારન્દો જોફૂત
તનૂમન્દ પયદાઓ જાન્ દર્ નેહોફૂત
હમાન્ કાલ્બુદ મરૂદરા ફૂશેશસ્ત
અગર્ બખ્તે બીદાર્ દર્ જૂશેશસ્ત
બફૂશેશ બુઝોર્ગી નેયાયદ બજાય
મગર્ બખ્તે નીકશ બુવદ રહનુમાય
વદીગર્ કે દુન્યા ફસાનહસ્તો બાદ
ચુ ખાબી કે બીનન્દહ ગીરદ બયાદ
ચુ બીદાર્ ગર્દદ ન બીનદ બચશ્મ
અગર્ નીકુઈ દીદ અગર્ દર્દો ખશ્મ
દેગર્ પુર્સેશી બર્ કુશાદ અઝ નેહોફૂત
બદાના સેતૂદહ કુદામસ્ત ગોફૂત
ચુનીન્ દાદ પાસોખ કે શાહી કે તખ્ત
બેયારાયદો જૂર્ યાબદ બબખ્ત
અગર્ દાદગર્ બાશદો નીકુનામ
બેયાબદ ઝે ગોફૂતારો કેર્દાર્ કામ
બદ્ ગોફૂત કન્દર્ જહાન્ મુસ્તમન્દ
કુદામસ્ત બદ ફ્ઝો ના સૂદમન્દ
ચુનીન્ દાદ પાસોખ કે દર્વીશે ઝેશત
કે નહ કામ યાબદ ન ખુર્રમ બેહેશ્ત

૪૯ બેપુર્સીદો ગોફૂતા કે બદબખ્ત કીસ્ત
કે હમવારશ અઝ દરૂદ બાયદ ગેરીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે દાનન્દહ મરૂદ
કે દારદ ઝે કેર્દારે બદ રૂએ ઝરૂદ
બેપુર્સીદ દીગર્ કે ખુર્સન્દ કીસ્ત
બબીશીએ ચીઝ આરૂઝૂમન્દ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે આન્ કસ કે મેહર્
નદારદ બદીન્ ગેર્દે ગર્દાન્ સેપેહર્
બદ્ ગોફૂત મારા કે શાયેસ્તહ તર્
ચુનીન્ ગોફૂત આન્ કસ કે આહેસ્તહ તર્
બેપુર્સીદ અઝ ગોફૂત આહેસ્તહ કીસ્ત
કે બર્ તીઝ મરૂદુમ બેબાયદ ગેરીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અઝ અયબ્ જૂય
નેગર્ તા કે પીચદ સર્ અઝ ગોફૂતગૂય
બનઝદીકે ઊ શર્મો આહેસ્તગીસ્ત
ખેરદમન્દીઓ રાયો શાયેસ્તગીસ્ત
બેપુર્સીદ અઝ નામવર્ શહરૂયાર્
કે અઝ મરૂદુમાન્ કીસ્ત ઉમ્મીદવાર્
બદ્ ગોફૂત આન્ કસ કે કૂશા તરસ્ત
દો ગૂશશ બદાનેશ નેયૂશા તરસ્ત
૫૦ બેપુરૂસીદ અઝ શહરૂયારે જેહાન્
ઝે આગાહીએ નીકો બદ દર્ નેહાન્
ચુનીન્ દાદ પાસોખ કે અઝ આગેહી
ફેરાવાન્ બુવદ ગોફૂતો મઘઝશ તેહી
મગર્ આન્ કે ગોફૂતન્દ ખાકસ્ત જાય
નદાનમ ચેગૂનહસ્ત દીગર્ સરાય
બદ્ ગોફૂત કેસ્રા કે આબાદ શહર્
કુદામસ્તો મા ઝૂ ચે દારીમ બહર્

જેમ શરીર અને જીવ કે એકમેકના સાથી બનીને જોડાયલા છે, તેમ તે બન્ને જોડાયલા છે-ઝોરેમંદ શરીર દેખાતું છે અને જાન અણદીઠ છે.

જ્યારે જગતુ નસીબ ઉઠવાનું ઝોર કરે છે—ત્યારે માણસનું શરીર મેહનત કરવા લાગે છે (યાને બંનેની સામતી કોશેશથી માણસ મોટાઇ મેળવે છે).

તેનું નેક નસીબ તેનો રેહનુમા બન્યા વગર-ફકટ મેહનત કીધાથીજ કાંઈ મોટાઈ મળતી નથી.

બીજું એ કે આ દુન્યા તો કહાણી કિસ્સા અને પવનની લેહેકી જેવી છે-અથવા તો એક સ્વપ્ન મિસાલ કે જે જોનારો કાંઈક યાદ રાખી શકે છે.

અને જ્યારે તે જાગે છે ત્યારે તેણે જે ભલું અથવા બૂરૂં જોયું હતું તે પોતાની આંખે જોઇ શકતો નથી."

નોશીરવાને પોતાનાં મનમાંથી એક બીજો સવાલ ઉપજાવ્યો-તેણે દાના બૂઝોર્જમેહરને પૂછ્યું કે "તારીફને લાયકનો કોણ શખ્સ છે?"

તેણે એવો જવાબ આપ્યો કે "જે પાદશાહ કે પોતાના તખ્તને શોભાવે અને નસીબનું ઝોર મેળવે.

તે જો ઇન્સાફી અને નેકનામ હોય-તો પોતાની વાતોથી અને કામોથી પોતાની મુરાદે પુગે."

પાદશાહે પૂછ્યું કે "દુન્યામાં હાજતમંદ, બૂરા દહાડાનો અને નુકસાનકારક શખ્સ કોણ છે?"

તેણે એવો જવાબ દીધો કે "બૂરી કરણીનો ભીખારી-કે જે આ જેહાનમાં પોતાની મુરાદ મેળવતો નથી તેમજ પેલી જેહાનમાં ખુશહાલી ભરેલું બેહેશ્ત પણ મેળવતો નથી."

ફરી પાદશાહે પૂછ્યું કે "બદબખ્ત કોણ છે?-કે જેનાં દુઃખ માટે આપણને હમેશ અફસોસ કરવો પડે છે?"

તેણે જવાબ આપ્યો કે "તે વિદ્વાન શખ્સ-કે જેનાં બૂરાં કરતુકોથી તેનો ચેહરો ફિક્કો પડી ગયો હોય"

ફરી પૂછ્યું કે "સંતોષી કોણ છે?-અને તે કઇ ચીઝના વધારાની ખાહેશ રાખે છે?"

તેણે જવાબ આપ્યો કે "તે શખ્સ કે જે ફરતા આસ્માનના ચકરાવામાં મોહબત ધરાવતો નથી."

પાદશાહે પૂછ્યું કે "આપણને માટે કયો માણસ ઘણોજ લાયક છે?"—તેણે એવો જવાબ દીધો કે "તે શખ્સ કે જે વધારે ધીરજવંતો હોય."

ફરી પૂછ્યું કે "ધીરજવંત કોણ છે? કારણ ઉતાવળા શખ્સ ઉપર તો આપણને અફસોસ કરવો પડે છે."

તેણે એવો જવાબ આપ્યો કે "તું જો કે બદગૂઇ કરનારા શખ્સની આગળથી તેમજ તેની વાતોથી કયો શખ્સ પોતાનું સર ફેરવે છે?

બસ તેવાજ માણસમાં નમ્રતા, ધીરજ, બાહોશી, ડહાપણ અને લાયકાટ જાણ"

નામવર પાદશાહે તેને પૂછ્યું કે "માણસોમાંથી આશાવંત માણસ કોણ છે?"

તેણે જવાબ દીધો કે "જે ઘણો ખંતીલો હોય છે તે-અને જેના બન્ને કાન વિદ્યા સાંભળવા માટે વધારે ખુલ્લા હોય છે તે."

દેશના પાદશાહે માણસને મીનોઇ જેહાનમાં મળતા ભલા ભૂંડા બદલા માટે સવાલ પૂછ્યો.

તેણે એવો જવાબ આપ્યો કે "બેહેશ્ત અને દોઝખની ભવિષ્ય વાણી ઉપર-ઘણું બોલાયું છે, પણ તેમાં સાર કાંઇ નહીં.

માત્ર આટલુજ ખરૂં છે કે મરણ બાદ આપણી જગ્યા માટીમાં થાય છે-બીજી દુન્યા કેવી છે તે હું કહી શકતો નથી."

નોશીરવાને તેને પૂછ્યું કે "આબાદ શેહર-કયું છે અને આપણે તેનાથી શું ફાયદો મેળવ્યે છિયે?"

ચુનીન્ દાદ પાસોખ કે આબાદ જાય
ઝે દાદે જહાન્દારૂ બાશદ બપાય
બપુર્સીદ કેસ્રા કે બીદારૂ તરૂ
પસન્દીદહ્ તરૂ મર્દો હુશ્યારૂ તરૂ
બગીતી કુદામસ્ત બા મન્ બેગૂય
કે બેફૂઝાયદ અઝ્ દાનેશી આબ્રૂય
ચુનીન્ દાદ પાસોખ કે દાનાએ પીરૂ
કે બા આઝ્માયેશ બુવદ યાદગીરૂ
બદૂ ગોફ્ત કેસ્રા કે રામેશ કેરાસ્ત
કે દારદ બશાદી હમી પોશ્ત રાસ્ત
ચુનીન દાદ પાસોખ કે આન્ ફૂ ઝે બીમ
બુવદ ઇમનો બાશદશ ઝરૂરો સીમ
બદૂ ગોફ્ત મારા સેતાયેશ બચીસ્ત
બનઝ્દીકે હરૂ કસ પસન્દીદહ્ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે આન્ ફૂ નેયાઝ્
બેપૂશદ હમાન્ રશ્ક બા નન્ગો આઝ્
હમાન્ કીનો રશ્કશ બેમાનદ નેહાન્
પસન્દીદહ્ ઊ બાશદ અન્દરૂ જેહાન્
ઝે મર્દે શેકીબા બેપુર્સીદ શાહ્
કે અઝ્ અબ્રૂ દારદ બસરૂ બરૂ કોલાહ્
ચુનીન્ ગોફ્ત આન્ કસ કે નઉમીદ ગશ્ત
દેલે તીરહ્ રાયશ ચુ ખુરૂશીદ ગશ્ત
દેગરૂ આન્ કે રૂઝશ બેબાયદ શુમોરૂદ
બકારે બુઝોરૂગ્ અન્દરૂન્ દસ્ત બોરૂદ
બદૂ ગોફ્ત ઘમ બરૂ દેલે કીસ્ત બીશ
કઝ્ અન્દૂહ્ સીરૂ આમદ અઝ્ જાને ખીશ
ચુનીન દાદ પાસોખ કે આન્ ફૂ ઝે તખ્ત
બેયોફ્તાદો નઉમીદ ગર્દદ ઝે બખ્ત
બેપુરૂસીદ અઝૂ શહ્રૂયારે બલન્દ
કે અઝ્ મા કે દારદ દેલી દરૂદમન્દ
ચુનીન્ ગોફ્ત કાન્ ફૂ ખેરદમન્દ નીસ્ત
તવાન્ગરૂ કસીરા કે ફર્ઝન્દ નીસ્ત
બેપુર્સીદ શાહ્ અઝ્ દેલી સુસ્તમન્દ
નેશસ્તહ્ બઘમ અન્દરૂન્ બા ગઝન્દ
બદૂ ગોફ્ત બા દાનેશી પારૂસા
કે ગર્દદ બરૂ અબ્લહી પાદશા
બદૂ ગોફ્ત નઉમીદ તરૂ કસ કુદામ્
કે દારદ તવાનાઇઓ નીકૂનામ્
ચુનીન્ ગોફ્ત કાન્ ફૂ ઝે ગાહે બુઝોરૂગ્
બેયોફ્તદ બેમાનદ નેઝાદે સુતોરૂગ્
બેપુર્સીદ અઝૂ શાહ્ નૂશીરવાન્
કે અય મર્દે બીનાઓ રઉશન્ રવાન્
કે દાની કે બીનામો આરાયેશસ્ત
કે ઊ અઝ્ દરે મેહૂરો બખ્શાયેશસ્ત
બદૂ ગોફ્ત મર્દે ફેરાવાન્ ગુનાહ્
ગુનહ્ગારો દર્વીશો બી દસ્તગાહ્
બેપુર્સીદો ગોફ્તશ કે બરૂ ગૂય રાસ્ત
કે તા અઝ્ ગુઝશ્તહ્ પશીમાન્ કેરાસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે આન્ તીરહ્ બરૂગ્
કે બરૂ સરૂ નેહદ પાદશા રૂઝે મરૂગ્

તેણે જવાબ એવો દીધો કે "પાદશાહના ઇન્સાફથીજ એક આબાદ ઝમીન કાયમ રહે છે."

નોશીરવાને પૂછ્યું કે "વધારે ખબરદાર-વધારે પસંદ કીધેલો અને વધારે હુશ્યાર શખ્સ,

કે જેની દાનાઇથી આબરૂ ઇઝ્ઝતનો વધારો થાય છે-તેવો આ દુન્યામાં કોણ છે તે તું મને કહે?"

તેણે એવો જવાબ દીધો કે "તે ઘરડો દાના શખ્સ-કે જે અનુભવ સાથ યાદદાશ્ત શક્તિ ધરાવનારો હોય."

નોશીરવાને તેને પૂછ્યું કે "એવો સુખવાસી શખ્સ કોણ છે-કે જે ખુશહાલીમાંજ પોતાની ઝિંદગી પસાર કરે છે?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જે કોઇ પણ જાતની ધાસ્તીથી-નચિન્ત બન્યો હોય અને જેની પાસે સોનાં ચાંદીનો જથો હોય."

નોશીરવાને પૂછ્યું કે "આપણી તારીફ શાથી થાય છે-અને દરેક ૫૧
જણને પસંદ પડે એવો શખ્સ કોણ છે?"

તેણે એવો જવાબ દીધો કે "તે શખ્સ કે જે પોતાની હાજત (ગરીબાઇ), અદેખાઇ, કઝીયો કંકાસ અને લોભ છૂપોજ રાખે છે.

તેમજ જે શખ્સ તરફનો કીનો અને હસદ છૂપોજ રહે છે-તેજ દુન્યામાં સઉને પસંદ પડતો થઈ પડે છે."

પાદશાહે સહનશીલ માણસ કે જેનાં સર ઉપર સબૂરીનું તાજ હોય છે, તેને માટે બૂઝોર્જમેહરને પૂછ્યું.

બૂઝોર્જમેહરે જવાબ દીધો કે "તે શખ્સ કે જે પોતે નાઉમેદ બન્યો હોય-તોપણ તેનું સીઆહ વિચારવાળું દિલ ખુરશીદની માફક પ્રકાશતું હોય.

અથવા તે માણસ કે જેના દહાડા ગણાઇ ચૂકયા હોય (યાને તે ઘરડો અશક્ત બન્યો હોય)-છતાં કોઇ મોટાં કામ ઉપર તેણે હાથ નાખ્યો હોય."

પાદશાહે તેને પૂછ્યું કે "કોણના દિલ ઉપર એટલો બધો ગમ હોય છે?-કે જે ગમથી તે પોતાના જીવથી કંટાળી જાય છે?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જે તખ્તો તાજથી-પદભ્રષ્ટ થયલો હોય અને પોતાના નસીબથી નાઉમેદ બન્યો હોય."

મોટા પાદશાહે. તેને પૂછ્યું-કે "આપણામાંથી દુઃખી દિલનો કોણ છે?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જેનામાં અકલ નથી-અને તે ધનવાન કે જેને છોકરાં બચ્ચાં નથી."

આફ્ત સાથ ગમગીનીમાં બેઠેલા દુઃખી દિલના શખ્સ માટે પાદશાહે ૫૨
પૂછ્યું.

તેણે જવાબ દીધો કે "તે અકલમંદ પરહેઝગાર શખ્સ-કે જેના ઉપર એક મૂર્ખ માણસ પાદશાહ બને."

પાદશાહે તેને પૂછ્યું કે "દરેક બાબતની જોગવાઈ અને નેકનામી ધરાવવા છતાં ઘણોજ નાઉમેદ બનેલો શખ્સ કોણ છે?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જે મોટાઇનાં તખ્ત ઉપરથી ગબડી પડે અને તેનું ઊંચું ખાન્દાનજ કાયમ રહી જાય."

પાદશાહ નોશીરેવાને તેને પૂછ્યું-કે "ઓ દૂર અંદેશ અને બાહોશ મર્દ!

બેઆબરૂવાળો અને શોભા વગરનો માણસ તું કોણને ધારે છે-કે જેની ઉપર દયા દેખાડવી જોઇયે અને જેને મદદ કરવી જોઇયે?"

તેણે જવાબ દીધો કે "જેણે ઘણો ગુનાહ કીધો હોય-તે ગુનેહગાર તથા જે ભીખારી અને રોઝીના વસીલા વગરનો હોય તે શખ્સ."

પાદશાહે તેને પૂછ્યું અને બોલ્યો કે "મને સાચે સાચું કહે-કે થઈ ગયલાં કામોનો પસ્તાવો કરનાર શખ્સ કોણ છે?"

તેણે જવાબ દીધો કે "તે પાદશાહ કે જે મોતને દહાડે કાળી ટોપી પોતાનાં સર ઉપર મૂકે છે,

પરીમાન્ શવદ્ અઝ્ દેલે પુરૂ હેરાસ
કે જાનશ્ બયઝદાન્ બુવદ્ ન સેપાસ
૫૩ વદીગરૂ કે કેર્દારૂ દારદ્ કસી
બનઝ્દીકે આન્ ના સેપાસાન્ બસી
બેપુર્સીદો ગોફૂત અય ખેરદ્ યાફૂતહ્
હોનરૂહા યકૂ અન્દરૂ હેગરૂ બાફૂતહ્
ચુ દાની કઝૂ તન બુવદ્ સૂદમન્દ્
હમાન્ બરૂ દેલે હરૂ કસી અરૂજમન્દ્
ચુનીન્ દાદ્ પાસોખ કે ચૂન્ તન્દુરોસ્ત
બુવદ્ દેલ્ જોઝ્ અઝ્ શાદ્માની નજુસ્ત
ચુ અઝ્ દરૂદ્ રૂઝી બસોસ્તી બુવદ્
હમાન્ આરૂઝૂ તન્દુરોસ્તી બુવદ્
બેપુર્સીદો ગોફૂતશ્ કે અઝ્ આરૂઝૂય
ચે બીશસ્ત પયદા કુન્ અય નીકૂખૂય
બદૂ ગોફૂત ચૂન્ સરૂફરાઝી બુવદ્
હમહ્ આરૂઝૂ બી નેયાઝી બુવદ્
ચુ અઝ્ બી નેયાઝી બુવદ્ તન્દુરોસ્ત
નબાયદ્ જોઝ્ અઝ્ કામે દેલ્ ચીઝ્ જોસ્ત
અઝાન્ પસ ચુનીન્ ગોફૂત બા રહ્નમૂન્
કે બરૂ દેલ્ ચે અન્દીશહ્ બાશદ્ ફેઝૂન્
ચુનીન્ દાદ્ પાસોખ કે ઈનરા સે રૂય
બેસાઝદ્ ખેરદ્મન્દ્ બા રાહ્ જૂય
૫૪ યકી આન્ કે અન્દીશહ્ અઝ્ રૂઝે બદ્
મગરૂ બી ગુનહ્ બરૂ તનશ્ બદ્ રસદ્
બેતર્સદ્ ઝે કારે ફેરીબન્દહ્ દૂસ્ત
કે બા મગ્ઝ્ જાન્ ખાહદો ખૂનો પૂસ્ત
સેદીગરૂ ઝે બી દાદ્ગરૂ પાદ્શા
કે બી કારૂ નશનાસદ્ અઝ્ પારૂસા
ચુ નીકૂ બુવદ્ ગર્દેશે રૂઝ્ગારૂ
ખેરદ્ યાફૂતહ્ યારો આમૂઝ્ગારૂ
જહાન્ રઉશનો પાદ્શા દાદ્ગરૂ
ઝે ગરૂદૂન્ નેયાબી ફેઝૂન્ ઝીન્ હોનરૂ
બેપુરૂસીદ્ અઝ્ દીનો અઝ્ રાસ્તી
કઝૂ દૂરૂ બાશદ્ કઝો કાસ્તી
બદૂ ગોફૂત શાહા બદીની ગેરાય
કઝૂ નુગ્સેલદ્ યાદ્ કર્દે ખોદાય
હમાન્ દૂરી અઝ્ કઝ્ઝીઓ રાહે દીવ
બેતર્સદ્ દેલે ઊ ઝે ગયહાન્ ખેદીવ
બફર્માને યઝ્દાન્ નેહાદહ્ દો ગૂશ્
અઝીશાન્ નબાશદ્ કસી દીન્ ફરૂશ્
વઝાન્ પસ બેપુર્સીદશ્ અઝ્ પાદ્શા
કે ફર્માન્ રવા કીસ્ત બરૂ પારૂસા
૫૫ કઝીશાન્ કુદામસ્ત પીરૂઝ્ બખ્ત
કે બાશદ્ બગીતી સઝાવારે તખ્ત
ચુનીન્ ગોફૂત કાન્ કૂ બુવદ્ દાદ્ગરૂ
ખેરદ્ દારદો દાદો શર્મો હોનરૂ
બેપુર્સીદશ્ અઝ્ દૂસ્તાને કોહુન્
કે બાશન્દ્ હમ ગૂશહો હમ સોખુન્
ચુનીન્ દાદ્ પાસોખ કે અઝ્ મર્દે દૂસ્ત
જવાન્મર્દીઓ દાદ્ દાદન્ નેકૂસ્ત

તે વખતે તે ધાસ્તી ભરેલાં દિલે પરીમાન થાય છે-કે તેનો જીવ યઝ્દાનના શુક્રાના કરવાથી દૂર રહ્યો.

વળી તે માણસ કે જેણે નગુણિયાઓ સાથ ઘણી ભલાઇ કીધી હોય."

તેણે પૂછ્યું અને બોલ્યો કે "ઓ એકેક પછીના હોનરો ધરાવનારા ડહાપણવાળા શખ્સ!

એવું તું શું જાણે છે કે જેથી શરીર ફાયદાકારક બને-તેમજ દરેક શખ્સનાં દિલને તે પ્યારૂં લાગે?"

તેણે જવાબ દીધો કે "જ્યારે આપણું દિલ તંદુરોસ્ત-હોય છે ત્યારે ખુશહાલી સિવાય કાંઈ બીજું શોધતુંજ નથી,

પણ જ્યારે તે એક દહાડોબી દુ:ખથી પીડાય છે-ત્યારે તે તુરત પાછી તનદુરોસ્તી મેળવવાની ખાહેશ કરે છે."

શાહે ફરી પૂછ્યું કે "ઓ નેક ખસ્લતના શખ્સ!-ઈચ્છાઓમાંની કહી સઉથી ઝોરાવર ઈચ્છા છે તે મને કહે?"

તેણે જવાબ દીધો કે "જ્યારે મોટાઈ હોય છે-ત્યારે સઘળી ઈચ્છા પુરી પડેલી હોય છે.

અને જ્યારે સઘળી ઇચ્છા પુરી પડવાથી તે તનદુરોસ્ત બને છે-ત્યારે તેણે પોતાનાં મનની મુરાદ સિવાય બીજી કોઇ ઈચ્છા શોધવી જોઇયે નહીં."

ત્યાર પછી તે રેહનુમા શખ્સને પાદશાહે પૂછ્યું કે "આપણાં દિલ ઉપર વધારે ચિન્તા કઇ કઇ હોય છે?"

તેણે જવાબ દીધો કે "રાહ શોધનાર દાનાઓ એ ચિન્તાને ત્રણ રીતે સમજાવે છે.

પહેલી ચિન્તા એ કે તે પોતાના બૂરા દિવસનો વિચાર કરે-કે રખેને કશો ગુનાહ કીધા વગરજ તેની ઉપર કોઇ આફત આવી પડે.

બીજી ચિન્તા એ કે ફરેબ દેનારો દોસ્ત કે જે તેનું મગઝ, જીવ, લોહી અને ચામડી લેવા માંગે છે, તેનાં કામથી તે ધાસ્તી રાખે.

અને ત્રીજી ચિન્તા એ કે એક ઝુલ્મગાર પાદશાહ કે જે ખોદાની ભક્તિ કરનારમાંથી એક રખડતા શખ્સને પિછાની શકતો નથી, તેવાથી તે બીહે.

જો આસ્માનની ચાલ સારી હોય તો ડાહ્યો દોસ્ત અને શિક્ષણ આપનારો તેને મળે છે.

દુન્યા ઝળકાટ ભરી હોય છે અને પાદશાહ ઇન્સાફી હોય છે-બસ એથી વધુ ભલાઇ આ ફરતાં આસ્માનથી થઇ શકતી નથી."

પાદશાહે તેને દીન ધર્મ અને રાસ્તી માટે પૂછ્યું-કે જેનાથી જૂઠાઈ અને અપ્રમાણિકપણું દૂર થાય છે.

તેણે જવાબ દીધો કે "ઓ પાદશાહ! તું એવા દીનદાર શખ્સ તરફનીજ ખાહેશ કર કે જે ખોદાની યાદ કરવાની વીસરીજ નહીં જતો હોય.

તેમજ જે જૂઠાઈ અને દેવના માર્ગથી દૂર રહેતો હોય-અને જેનું દિલ દુન્યાના સાહેબથી ડરતું હોય.

તેઓમાંનો કોઇ પણ પોતાના ધર્મને વેચનારો નહીં હોય-પણ જેણે પોતાના બન્ને કાન ખોદાનાં ફર્માન ઉપરજ લગાડેલા હોય."

પછી પાદશાહે તેને પાદશાહો માટે પૂછ્યું-કે "પરહેઝગારો ઉપર કોણ રાજ્ય કરે છે?

તેઓમાંથી કોણ ફતેહમંદ નસીબનો છે-કે જે દુન્યામાં તખ્ત ભોગવવાને લાયકનો હોય છે?"

તેણે જવાબ દીધો કે."તે પાદશાહ કે જે ઈન્સાફી હોય છે-જેનામાં અકલ,'ઇન્સાફ, સભ્યતા અને હુનરો હોય છે."

એક વિચારના અને ગમતા જૂના દોસ્તો માટે તેને પૂછ્યું.

તેણે જવાબ દીધો કે "દોસ્તો માટે તો મોટું મન અને ઉદારતા એજ સારાં છે.

નખાહદ બતૂ બદ્ બઆઝરૂમે કસ
બસખ્તી બુવદ્ યારો ફર્યાદ્ રસ
બદૂ ગોફ્તૂ કેસ્ત કેશ બીશ દુસ્ત
કે બાશદ્ અઝીશાન્ વરા ખૂનો પૂસ્ત
ચુનીન્ દાદ્ પાસોખ કે અઝ નીકુ દેલ
જુદાઈ નખાહદ્ મગરૂ દેલ ગુસેલ
દેગરૂ આન્ કસી કૂ નવાઝન્દહુ તરૂ
નેકૂ તરૂ બર્કુદારો સાઝન્દહુ તરૂ
બેપુરૂસીદ્ દુશ્મન્ કેશ બીશતરૂ
કે બાશદ્ બરૂ બરૂ બદ્અન્દીશ તરૂ
ચુનીન્ દાદ્ પાસોખ કે બરૂતરૂ મનેશ
કે બાશદ્ ફેરાવાન્ બરૂ સર્ઝનેશ
હરાન્ કસ કે આવાઝ દારદ્ દુરોશત
પુરૂ આઝન્ગ્ રોખસારો બરતહુ દુ મોશત

બદૂ ગોફ્તૂ તા જાવેદાન દુસ્ત કીસ્ત
ઝે દર્દે જુદાઈ કે ખાહદ્ ગેરીસ્ત
ચુનીન્ દાદ્ પાસોખ કે અમ્બાઝ મરૂદ્
નકાહદ્ નસૂઝદ્ નતર્સદ્ ઝે દરૂદ્
ચે માનદ્ બદૂ ગોફ્તૂ જાવીદ્ ચીઝ
કે આન્ ચીઝ કમ્મી નગીરદ્ બનીઝ
ચુનીન્ દાદ્ પાસોખ કે કેર્દારે નીકુ
નખાહદ્ જુદા બૂદન્ અઝ યારે નીકુ
બદૂ ગોફ્તૂ કેસ્ત ચે રઉશન્ તરસ્ત
કે બરૂ તારકે હરૂ કસી અફૂસરસ્ત
ચુનીન્ ગોફ્તૂ કાન્ જાને દાના બુવદ્
કે બરૂ આરૂઝૂહા તવાના બુવદ્
બદૂ ગોફ્તૂ શાહુ અય ખોદાવન્દે મેહરૂ
ચે બાશદ્ બપહુના ફેઝૂન્ અઝ સેપેહરૂ
બેગોફૂતશ યકી શાહે બખ્શન્દહુ દસ્ત
વદીગરૂ દેલે મર્દે યઝદાન્ પરસ્ત
બેપુરૂસીદો ગોફ્તૂતશ ચે બા ઝીબ્ તરૂ
કઝાન્ બરૂ ફરાઝદ્ ખેરદ્મન્દ્ સરૂ
ચુનીન્ દાદ્ પાસોખ કે અય પાદ્શા
મદેહુ ગન્જ હરૂગેઝ બનાપારૂસા
ચુ કેર્દારૂ બા ના સેપાસાન્ કની
હમી ખેશ્તે ખામ્ અન્દરૂ આબ્ અફૂગની
બદૂ ગોફૂત કન્દરૂ ચે ચીઝસ્ત રન્જ
કઝાન્ કમ શવદ્ મરૂદરા આઝે ગન્જ
ચુનીન્ દાદ્ પાસોખ કે અય શાહુરૂયારૂ
હમીશહુ દેલત બાદ્ ચૂન્ નવ બહારૂ
પરસ્તન્દએ શાહે બદ્ખૂ ઝે રન્જ
નખાહદ્ તનો ઝેન્દગાનીઓ ગન્જ
બેપુર્સીદો ગોફૂતા ચે દીદી શેગેફૂત
કઝાન્ બરૂતરૂ અન્દાઝહુ નત્વાન્ ગેરેફૂત
ચુનીન્ ગોફ્તૂ બા શાહુ બૂઝોરૂજમેહરૂ
કે યફૂસરૂ શેગેફૂતસ્ત ગર્દાન સેપેહરૂ
યકી મરૂદ્ બીની તો બા દસ્તગાહુ
રસીદહુ કોલાહશ બઅબ્રે સેયાહુ

તે કોઈનું ભલું કરવા માટે તારૂં ભૂંડું ચાહશે નહીં–અને આફતની વખતે તારોજ દોસ્ત અને મદદગાર થઇ રહેશે."

નોશીરવાને તેને પૂછયું કે "કોણના ઘણા જણ દોસ્ત બની રહે છે–અને તેઓમાં તેનો જાની મિત્ર કોણ?"

તેણે જવાબ દીધો કે "જે બેવફા હોય તેજ પોતાના ભલા દોસ્તથી છૂટો પડે છે.

વળી તે દોસ્ત કે જે ઘણો માયાળુ, પોતાના કામમાં ઘણો ભલો અને મેહનતું હોય."

પાદશાહે પૂછયું કે "દુશ્મન કોણના ઘણા વધારે હોય છે?–કે જેઓ તેના ઘણાજ વિરોધી હોય છે?"

તેણે જવાબ દીધો કે "તે તુમાખી શખ્સ–કે જેની ઉપર પુષ્કળ ધિક્કાર વરસાવે છે તેના,

તેમજ જે કોઇ કે પોતાનો આવાઝ ઘણો કરડો ધરાવે છે–ચેહરો ૫૬
ગુસ્સા ભર્યો કરે છે અને મારામારી માટે પોતાના હાથની મુઠ્ઠી વાળેલીજ રાખે છે તેના દુશ્મનો ઘણા હોય છે."

પાદશાહે પૂછયું કે "જાવેદાન સૂધીનો દોસ્ત કોણ છે?–કે જેની જુદાઈનાં દુ:ખથી તેને રડવું પડે?"

તેણે જવાબ દીધો કે "તે દોસ્ત કે જે ગમે એવાં દુ:ખથી નહીં તવાય, નહીં બળાપો કરે કે નહીં બીહે."

પાદશાહે પૂછયું કે "હમેશે રહે એવી ચીઝ તે કહી છે–કે જે ચીઝ જરા પણ ઘટતી નથી?"

તેણે જવાબ આપ્યો કે "નેક કરણી–કે જે તેના ભલા દોસ્તથી કદી પણ જુદી પડતી નથી."

નોશીરવાને પૂછયું કે "વધારે રોશન શું છે–કે જે દરેક જણનાં સર ઉપર તાજ સમાન હોય છે?"

તે બોલ્યો કે "તે દાના માણસનો આત્મા છે–કે જે દરેક પોતાની ઇચ્છા ઉપર કાબૂ ધરાવે છે."

પાદશાહે તેને પૂછયું કે "ઓ મોહબતના સાહેબ!–આસ્માનથી પણ વધારે પોહોળું શું હોય છે?"

તેણે જવાબ દીધો કે "એક તો બક્ષેશ કરનારા પાદશાહનો હાથ–અને બીજું યઝદાનપરસ્ત મર્દનું અંત:કરણ."

પાદશાહે ફરી પૂછયું કે "કયો સઉથી સારો માર્ગ છે–કે જે વડે અકલમંદ સખ્સ પોતાનું સર બુલંદ કરી શકે છે?"

તેણે જવાબ દીધો કે "ઓ પાદશાહ!–તું બૂરા લોકોને કદી કાંઇ ૫૭
પણ પૈસાની મદદ આપે નહીં, તેજ સારો માર્ગ છે.

જો તું નિમકહરામ લોકો સાથ કામ પાડશે–તો તે કાચી ઇટ પાણીમાં નાખવા બરાબર ગણાશે."

પાદશાહે પૂછયું કે "એવી મેહનત કહી છે–કે જેથી માણસનો પૈસા માટેનો લોભ ઘટે છે?"

તેણે જવાબ દીધો કે "ઓ શાહ!–તારૂં દિલ હમેશે નવા બહારની માફક ખીલેલું રહેજો!

ભૂંડી ખસલતના પાદશાહનો ચાકર પોતાની મેહનતને સબબે–પોતાનું શરીર કે ઝિંદગી કે ખઝાનો કશું ચાહતોજ નથી."

પાદશાહે ફરી પૂછયું કે "તેં એવું અજાયબ જેવું શું જોયું છે–કે જેથી વધુ અજાયબનો વિચાર પણ નહીં કરી શકાય?"

બૂઝોર્જમેહરે પાદશાહને જવાબ દીધો–કે "ફરતો આસ્માન એજ સઘળી અજાયબી છે.

જેનાથી તું એક શખ્સને મરતબો ધરાવનારો જોય છે–કે જેનું તાજ સીઆહ વાદળ સૂધી પહોંચેલું હોય છે.

કે ઊ દસ્તે ચપ્‌રા નદાનદ ઝે રાસ્ત
ઝે બખ્‌શેશ ફેઝૂની નદાનદ ઝે કાસ્ત
ચકી ગર્દેશે આસ્માને બલન્દ
સેતારહ્ બેગૂયદ કે ચૂનસ્તો ચન્દ
૫૮ ફલક્ રહ્નમૂનશ બસખ્તી બુવદ
હમહ્ બહ્રે ઊ શૂર્ બખ્તી બુવદ
ગેરાન્ તર્ ચે દાની બદ્ ગોફ્ત શાહ્
ચુનીન્ દાદ પાસોખ્ કે સન્ગે ગુનાહ્
બેપુર્સીદ કઝ બદ્તરીન્ કારૂહા
ઝે ગોફ્તારૂહા હમ ઝે કેર્દારૂહા
કુદામસ્ત બા નન્ગો બા સર્ઝનેશ
કે ખાનદ વરા હર્ કસી બદ્કનેશ
ચુનીન્ દાદ પાસોખ્ કે ઝફ્તી ઝે શાહ્
સેતીહીદન્ અઝ્ મર્દુમે બીગુનાહ્
તવાન્ગર્ કે તન્ગી કુનદ દર્ ખરેશ
દેરીઘ્ આયદશ પૂશેશો પર્વરેશ
ઝનાની કે ઈશાન્ નદારન્દ શરૂમ
બેગોફ્તન્ નદારન્દ આવાઝે નરૂમ
હમાન્ નન્ગ્ મર્દાન્ કે તુન્દી કુનન્દ
અબર્ તન્ગ્દસ્તાન્ બલન્દી કુનન્દ
દોરૂઘ્ આન્ કે બી રન્ગો ઝેશતસ્તો ખાર્
ચે બર્ પાયકારો ચે બર્ શહ્રૂયાર્

બગીતી ઝે નીકી ચે ચીઝસ્ત ગોફ્ત
૫૯ હમ અઝ્ આશ્કારો હમ અન્દર્ નેહોફ્ત
કઝાન્ મર્દે દાનન્દહ્ જઉશન્ કુનદ
રવાન્‌રા બદાન્ ચીઝ્ રઉશન્ કુનદ
ચુનીન્ દાદ પાસોખ્ કે ફૂશા બદીન્
ઝે ગીતી નેયાબદ મગર્ આફરીન્
દેગર્ આન્ કે દારદ બયઝ્દાન્ સેપાસ
બુવદ દાનેશી મર્દે યઝ્દાન્ શેનાસ
બદ્ ગોફ્ત કેસ્રા ઝે કર્દેહ્ ચે બેહ્
ચે ના કર્દેહ્ અઝ્ શાહો અઝ્ મર્દે મેહ્
ચે બેહ્તર્ ઝે ફર્મૂદનો દાશતન્
દેગર્ મર્દુરા ખાર્ બુગ્ઝાશતન્
ચે બેહ્તર્ કઝૂ બાઝ્ દારીમ ચન્ગ્
ગેરેફ્તન્ ચે બેહ્તર્ ઝે બહ્રે દેરન્ગ્
બપાસોખ્ નેગહ્દાશતન્ ગોફ્ત ખશ્મ
ચુ દાની કે બર્ તૂ બેદારન્દ ચશ્મ
દેગર્ આન્ કે બીદાર્ દારી રવાન્
નફ્રૂશી બબદ કારૂહા તા તવાન્
ફેરૂ હેશ્તહ્ કીન્ બર્ ગેરેફ્તહ્ ઉમીદ
બેતાબદ રવાન્ જૂ બકેર્દારે શીદ
બકારે બઝહ્ ચન્દ યાબી મઝહ્
બેયફ્ગન્ મઝહ્ દૂર્ બાશ અઝ્ બઝહ્
૬૦ સેપાસ અઝ્ ખોદાવન્દે ખુર્શીદો માહ્
કે રસ્તમ ઝે બૂઝેર્જમેહ્રો ઝે શાહ્
ચુ ઈન્ કાર્ દેલ્ગીરસ્ત આમદ બબુન્
ઝે શત્રન્જ બાયદ કે રાની સખુન્

જે પોતાનો જમણો હાથ કયો છે અને ડાબો હાથ કયો છે તેટલું પણ સમજતો નહીં હોય-અને નાની કે મોટી બક્ષેશ કરી જાણતો નહીં હોય.

જ્યારે કોઈ બીજો કે જે બુલંદ આસ્માનની ગર્દેશ-તેમજ સેતારા શા માટે અને કેટલા છે તે સઘળું કહી શકે છે,

છતાં એજ આસ્માન તેનો સખ્તીમાં રેહનુમા બને છે-અને તેને ભાગે કમબખ્તીજ આવે છે."

પાદશાહે પૂછ્યું કે "સઉથી ભારી ચીઝ તું કહી જાણે છે?"-તેણે જવાબ દીધો કે "ગુનાહનો બોજો."

પાદશાહે પૂછ્યું કે "સર્વંથી વધારે ભૂડું બોલનારો અને સર્વંથી વધારે ભૂંડી ચાલનો

માણસ કોણ જે શર્મ ભરેલો અને ઠપકાને લાયકનો હોય-તથા જેને સર્વ કોઇ દુષ્ટ માણસ છે એમ કહેતા હોય?"

તેણે જવાબ દીધો કે "તે માણસ નિર્દય અને નિરપરાધી માણસો સાથ કઝીયો કરનારો પાદશાહ હોય છે.

વળી તે માણુસ એક દઉલતમંદ (પણ કંજુસ) માણસ હોય છે-જે પોતાના ખાવા પીવામાં તેમજ પેહરવાનાં કપડાંમાં પણ બખીલાઇ કરતો હોય.

વળી તે સ્ત્રીઓ કે જેઓ નિર્લજ્જ હોય-અને બોલતી વખતે મોટે મોટે સાદે બોલવું કરે.

વળી તે હલકાં માણસો કે જેઓ તુંદાઇ વાપરે-અને ગરીબ માણસો ઉપર મોટાઈ કરે.

તે શબ્દો જૂઠા કહેવાય કે જે બૂરા હોય અને જેથી આપણને ધિક્કાર છૂટે-પછી તે પાદશાહનાં મોંમાંથી નીકળ્યા હોય કે કોઇ હલકાં માણસનાં મોંમાંથી નીકળ્યા હોય"

પાદશાહે પૂછ્યું કે "દુન્યાની ઝાહેર તેમજ છૂપી ચીઝોમાંની કઈ ચીઝ સઉથી નેક છે,

કે જેને અકલમંદ શખ્સ પોતાનું બખ્તર બનાવે છે-અને તે ચીઝથી પોતાના જીવને રોશન કરે છે?"

તેણે જવાબ દીધો કે "દીન ધર્મ માટેની આતુરતા-જે દુન્યામાં દુઆ સિવાય કાંઇ બીજું મેળવતી નથી.

બીજું. ખોદાતાલા તરફની શુક્ર ગુઝારી કે જે ખોદાની પિછાન કરનાર ડાહ્યો માણસ તે કરે છે."

નોશીરવાને તેને પૂછ્યું કે "પાદશાહ અને મોટા માણસો તરફથી શું કીધેલું અને શું નહીં કીધેલું ભલું?

હોકમ કરવા કરતાં, કાબૂમાં રાખવા કરતાં-અને બીજાઓને પોતા કરતાં હલકા ગણવા કરતાં શું ભલું છે?

એવી કઈ ચીઝ સારી છે કે જેનાથી આપણે હાથ ઉઠાવ્યે (યાને દૂર રહે)-તેમજ લાંબો વખત સૂધી આપણી પાસે રાખવા લાયક સારી ચીઝ કઇ છે?"

તેણે જવાબ દીધો કે "પોતાના ગુસ્સાને દાબી દેવો-ખસૂસ કરીને જ્યારે તું જાણતો હોય, કે તેઓ તારી આગળ નમી જશે.

બીજું એ કે તું તારા જીવને હુશયાર રાખજે-અને બને ત્યાં સૂધી બદીનાં કામથી દૂર રહેજે.

કીનો છોડી દઈ આશા ઉમેદ પકડેલા શખ્સનું રવાન ખુરશીદની માફક રોશન રહે છે

ગુનાહનાં કામમાં તું કેટલીક મઝેહ મેળવ્યા કરશે?-માટે તું તેવી મઝેહ છોડી દે અને ગુનાહથી દૂર થા."

(ફિર્દોસી કહે છે કે) ખોરશીદ અને માહતાબના બનાવનાર સાહેબના શુક્રાના કરૂં છું-કે હું બુઝોર્જમેહર અને પાદશાહની બાબતથી પરવાર્યો.

જ્યારે આ બોધ ઉપદેશ આપનારા શબ્દો પુરા થયા-ત્યારે શેત્રંજબાઝી વિષે તારે લખવું જોઇયે.

## ગોફ્તાર્ દર્ ફેરેસ્તાદને રાએ હેન્દ્ શત્રન્જ્‌રા નઝ્‌દે નૂશીરવાન્.

ચુનીન્ ગોફ્તત મૂબેદ્ કે યક્ રૂઝ શાહ્
બદીબાએ રૂમી બેયારાસ્ત ગાહ્
બેયાવીખ્ત તાજ અઝ્ બરે તખ્તે આજ
હમહ્ સાજો આજો હમહ્ આજો સાજ
હમહ્ કાખે ગાહો હમહ્ ગાહે શાહ્
હમહ્ બારગાહશ્ સરાસર્ સેપાહ્
હમહ્ કાખ પુર્ મૂબેદો મરૂઝ્બાન્
ઝે બલ્ખો બોખારાઓ અઝ્ હર્ કરાન્
ચુનીન્ આગહી યાફ્‌ત શાહે જહાન્
ઝે ગોફ્તારે બીદારે કારૂઆગહાન્
કે આમદ્ ફેરેસ્તાદએ શાહે હેન્દ્
અબા પીલો ચત્રો સવારાને સેન્દ્
શુતોર્વાર્ બારસ્ત બા ઊ હઝાર્
હમી રાહ્ જૂયદ્ બરે શહ્‌ર્યાર્
હમાન્ ગહ્ ચુ બેશ્‌નીદ્ બીદાર્ શાહ્
પઝીરહ્ ફેરેસ્તાદ્ ચન્દી સેપાહ્
ચુ આમદ્ બરે શહ્‌ર્યારે બુઝોર્ગ્
ફેરેસ્તાદએ નામદારે સુતોર્ગ્
બરસ્મે બુઝોર્ગાન્ નેયાયેશ ગેરેફ્‌ત
જહાન્ આફરીન્‌રા સેતાયેશ ગેરેફ્‌ત
ગોહર્ કર્દ્ બેસ્યાર્ પીશશ્ નેસાર્
અબા ચત્રો બા પીલો બા ગૂશવાર્
બેયારાસ્તહ્ ચત્રે હેન્દી બઝર્
બર્ બાફ્‌તહ્ ચન્દ્ ગૂનહ્ ગોહર્
સરે બાર્ બુકુશાદ્ દર્ બારગાહ્
બેયાવર્દ્ યક્‌સર્ હમહ્ નઝ્‌દે શાહ્
ફેરાવાન્ બબાર્ અન્દરૂન્ સીમો ઝર્
ઝે અઝ્ મુશ્ક્ વઝ્ અમ્બરો ઊદે તર્
ઝે યાકૂતો અલ્માસ વઝ્ તીઘે હન્દ્
હમહ્ તીઘે હેન્દી સરાસર્ પરન્દ્

## રાય હિંદીએ નોશીરવાનની નઝદીક શેત્રંજ† બાઝી મોકલવાની બાબતમાં.

એક દાનાએ એમ કહ્યું છે કે એક દહાડે પાદશાહ નોશીરવાને-રૂમી રેશમી કપડાંથી પોતાનું તખ્ત સણગાર્યું.

હાથીદાંતનાં તખ્ત ઉપર તાજને ટાંગવામાં આવ્યું હતું-તમામ સાજનાં લાકડાં અને હાથીદાંત,

તે પાદશાહી મેહલ અને પાદશાહી દરબારમાં કામે લગાડેલું હતું-અને દરબારની આસપાસનો કમ્પાઉન્ડ લશ્કરીઓથી ચિકાર ભરાઈ ગયલો હતો.

સઘળો મેહલ બલ્ખ, બોખારા, અને દરેક તરફના દાનાઓ અને સરદારોથી ભરાઈ ગયો હતો.

તેવામાં હુશ્યાર જાસૂસોની વાતથી-તે દેશના પાદશાહને એવી ખબર મળી,

કે "હિંદુસ્તાનના રાજાનો એલચી, હાથીઓ મોટાં છત્ર અને સિંધના નામીચા સવારો સાથ આવ્યો છે.

તેની સાથે એક હઝાર ઊંટ ભરીને સરસામન છે-અને તે પાદશાહની દરબારમાં દાખેલ થવાની રાહ જોએ છે."

જ્યારે બીદાર બખ્તના પાદશાહે એવું સાંભળ્યું ત્યારે તેજ વખત-કેટલાક સેપાહોને તેને લાવવા માટે મોકલ્યા.

જ્યારે તે મોટા નામદાર રાયનો એલચી બુઝોર્ગ પાદશાહની નઝદીક ૬૧
આવ્યો,

ત્યારે તેણે બુઝોર્ગીની રાહ રસ્મ મૂજબ પાદશાહની વખાણ ગાઇ-જેહાનના પયદા કરનાર સાહેબની સેતાયેશ કીધી.

પછી પુષ્કળ ગોહરો પાદશાહ ઉપર નેસાર કીધાં-અને પેલો છત્ર, હાથીઓ અને કાનની બાલી સાથનો હદયો નઝર કીધો.

તે હિંદી છત્ર સોનાથી સણગારેલું હતું-અને જેની ઉપર જાતજાતનાં ગોહરો મઢેલાં હતાં.

તે હદયો દરબારમાંજ તેણે ખુલ્લો કીધો-અને સઘળું પાદશાહને નઝર કીધું.

તે સામાનમાં શું સોનું રૂપું કે શું કસ્તુરી, અમ્બર અને લીલું અગર હતું.

યાકૂત, હીરા અને હિંદી તલવારો હતી-જે સઘળી હિંદી તલવારો ઝળકાટ આપતી હતી.

---

† આ શેત્રંજની રમત હિંદુસ્તાનમાં તેમજ યૂરોપમાં જાણીતી થયલી છે. આ રમતમાં અતિઘણું ધ્યાન આપવું પડે છે. આ રમત બે જણાઓ આમણ સામણ બેસી રમે છે. એક લાકડાંનું ચોરસ પાટિયું જેમાં ૬૪ ખાણાં પાડેલાં હોય છે, જેમાં અડધાં સફેદ અને અડધાં કાળાં હોય છે. તે પાટિયાં ઉપર દરેક રમનાર સોલ સોલ મોહરાં જેમાં અડધાં સફેદ અને અડધાં કાળાં હોય છે, તે લઇ પેલાં પાટિયાં ઉપર ગોઠવે છે. તે સોલ મોહરાં નીચે પ્રમાણે હોય છે. પાદશાહ (King), વઝીર (Queen), બે ઊંટ (Bishop), બે ઘોડા (Knight), બે હાથી (Rook) અને ૮ પેયાદાં (Pawn). "નર્દ"ની રમત કે જે નોશીરવાનના બાહોશ વઝીર બૂઝોર્જમેહરે શોધી કાઢી હિંદુસ્તાન ખાતે મોકલી હતી, તે રમત પાસાથી રમાય છે. પાસા હાથમાં લઇને નહીં પણ એક દાબડામાં નાખી તે નર્દનાં પાટિયાં ઉપર નાખવામાં આવે છે. આ નર્દની રમત યૂરોપિયનો અને ઇરાનીઓ રમી જાણે છે. દામ રમવાનાં અંગ્રેજી બનાવટનાં પાટિયાંની બીજી બાજૂએ નર્દ રમવાનું પાડેલું હોય છે. એને અંગ્રેજીમાં Backgammon કહે છે. અસલ શેત્રંજની રમતમાં અને મોહરાંનાં નામોમાં હાલ ઘણો તફાવત પડી ગયો છે. આપણી તવારીખ પ્રમાણે એ રમતની પહેલી શોધ હિંદુસ્તાન ખાતે થઈ છે, જ્યાંથી તે ઇરાનમાં આવી અને ઈરાનથી તે સીયામાં ગઇ એમ જણાય છે, જ્યાંના યાહુદીઓએ તે રમત યૂરોપમાં ફેલાવેલી જણાય છે; તો જો કે તેઓ (યાહુદીઓ) તથા અરબો દાવો કરે છે, કે એ રમત તેઓએ શોધી કાઢી હતી. આ રમતની શોધ હિંદુસ્તાન ખાતે થઇ હતી, તેનું વર્ણન ફિર્દોસી આ પછીની બીજી હેકાયતમાં ખુલ્લી રીતે આપે છે.

કે ચીઝી કે ખીઝદ્ કે કન્નૂજો માય
કે હરૂ દસ્ત રાય આવરીદહ્ બજાય
નેહાદન્દ ચકૂસરૂ હમહ્ પીશે તખ્ત
નેગહ્ કરૂદ સાલારે બીદારૂ બખ્ત
કે ચીઝી કે બોરૂદ અન્દરૂન્ રાય રન્જ
ફેરેસ્તાદ કેસ્રા સરાસરૂ બગન્જ
૬૨ બેયાવરૂદ પસ નામઈ બરૂ પરન્દ
નબેશ્તહ્ બનૂશીરવાન્ રાએ હિન્દ
ચકી તખ્તે શત્રન્જ કર્દહ્ બરન્જ
તેહી કર્દહ્ અઝ રન્જે શત્રન્જ ગન્જ
ચુનીન્ દાદ પયઘામે હેન્દી કે રાય
કે તા ચરૂખ બાશદ તો બાશી બજાય
કસી કૂ બદાનેશ બરદ રન્જ બીશ
બેફર્માય તા તખ્તે શત્રન્જ પીશ
નેહન્દો કે હરૂગૂનહ્ રાય આવરન્દ
કે ઈન્ નઘઝ બાઝી બજાય આવરન્દ
બેદાનન્દ હરૂ મોહૂરઈરા બનામ
કે ચૂન્ રાન્દ બાયદ્ શો ખાનહ્ કુદામ
પેયાદહ્ બેદાનન્દો પીલો સેપાહ્
રોખો અસ્પો રફ્તારે ફર્ઝીનો શાહ્
ગરૂ ઈન્ નઘઝ બાઝી બેરૂન્ આવરન્દ
બદાનન્દગાન્ બરૂ ફેઝૂન્ આવરન્દ
હરાન્ સાવો બાઝી કે ફરૂમૂદ શાહ્
બખૂબી ફેરેસ્તમ્ બદાન્ બારૂગાહ્
વગરૂ નામદારાને ઈરાન્ ગોરૂહ્
અઝીન્ દાનેશ આયન્દ ચકૂસરૂ સોતૂહ્
૬૩ ચુ બા દાનેશે મા નદારન્દ તાવ
નખાહન્દ અઝીન્ બૂમો બરૂ બાઝો સાવ

હમાન્ બાઝ્ બાયદ પઝીરોફ્ત નીઝ
કે દાનેશ બેહ્ અઝ નામબરદારૂ ચીઝ
દેલો ગૂશ કેસ્રા બગૂયન્દહ્ દાદ
સુખુનહા બરૂ કરૂદ ગૂયન્દહ્ યાદ
નેહાદન્દ શત્રન્જ નઝદીકે શાહ્
બમોહૂરહ્ દરૂન્ કરૂદ ચન્દી નેગાહ્
બતખ્તશ ચકી મોહૂરએ આજ બૂદ
પુરૂ અઝ રન્ગો દીગરૂ હમહ્ સાજ બૂદ
બેપુર્સીદ અઝૂ શાહે બીદારૂ બખ્ત
અઝાન્ પયકરે મોહૂરહો નીકુ તખ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અય શહૂર્યારૂ
હમહ્ રસ્મો રાહ્ અઝ દરે કાર્ઝારૂ
બેબીની ચુ યાબી બબાઝીશ રાહ્
રહો રાયો આરાયેશે રઝમગાહ્
બદૂ ગોફ્ત ચકૂ હફ્તહ્ ખાહમ ઝમાન્
બેબાઝીમ હસ્તુમ બરઉશન રવાન્
ચકી ખુરૂરમ અયવાન્ બેપર્દાખ્તન્દ
ફેરેસ્તાદહ્રા જાયગહ્ સાખ્તન્દ
૬૪ રદો મૂબેદાને નુમાયન્દહ્ રાહ્
બેશ્ફતન્દ ચકૂસરૂ બનઝદીકે શાહ્

કનુજ અને માય શેહરમાંથી મળતી નામીચી ચીઝો-હિંદના રાયે દરેક તરફથી ભેગી કીધી હતી,

તે સઘળું પાદશાહનાં તખ્તની નઝદીક મૂકયું-બીદાર બખ્તના પાદશાહે તે સઘળું તપાસ્યું.

જે જે ચીઝો કે રાયે ભારી મેહનતથી ભેગી કીધી હતી-તે સઘળી નોશીરવાને પોતાના ખઝાનામાં મોકલી.

પછી પેલો એલચી રેશમી કપડાં ઉપર લખેલું એક નામુ લાવ્યો-કે જે રાએ હિંદીએ નોશીરવાન ઉપર લખ્યું હતું.

તેમજ એક શેત્રંજનું પાટિયું કે જે મહા મેહનતથી તૈઆર કીધું હતું-અને જે શેત્રંજની મેહનત પાછળ ખઝાનો ખાલી કીધો હતો, તે આપતાં

હિંદના રાય તરફનો એવો પયગામ પુગાડયો-કે "જ્યાં સુધી આસમાન કાયમ રહે ત્યાં સુધી તું કાયમ રહેજે!

જે કોઇએ કે વિદ્યા પાછળ ઘણી મેહનત લીધી હોય-તેઓને ફર્માવ જેથી તેઓ આ શેત્રંજનું પાટિયું પોતાની આગળ

મૂકે અને એ ઉપર દરેક બાબતનો વિચાર ચલાવે-કે જેથી આ નામીચી રમત ઉકલાવે.

તેઓ શોધી કાઢે કે દરેક મોહરાંનું નામ શું છે-તે કેમ ચલાવવું જોઇયે અને તેનું ઘર કયું છે?

તેઓ પેયાદાંની, ઊંટની, લશકરની, રોખ (હાથી)ની, ઘોડાની, વઝીરની અને પાદશાહની ચાલની સમજ રાખતા હોય.

જો આ નાદેર રમતમાં તેઓ જીત મેળવે-તો હિંદુ શેત્રંજબાઝો કરતાં પણ તેઓ વધારે હોશયાર કહેવાય.

અને જે કાંઇ ખરાજ અને ખંડણી પાદશાહે ફરમાવી છે-તે હું મોટી ખુશી સાથે તારી દરબારમાં મોકલ્યો જઇશ.

પણ જો તારી ઇરાની અન્જુમનના નામદારી ભરેલા લોકો-આ દાનાઇ ભરી રમતથી તદન લાચાર થઈ પડે,

તો જ્યારે અમારા લોકોની દાનાઇ સાથ પુગી વળવાની તમારા દાનાઓમાં શક્તિ નથી-ત્યારે અમારા મુલકમાંથી તેઓ ખરાજ અને ખંડણી માગી શકે નહીં.

પણ સામું તમોએ અમોને ખંડણી આપવાનું કબૂલ કરવું જોઇયે-કારણકે સઘળી નામાંકિત ચીઝોમાં અકલજ વધુ સારી હોય છે"

પેલા બોલીદરાઝ એલચીએ તેને આ સઘળા સખુનો કહી સંભળાવ્યા-અને નોશીરવાને ધ્યાન ધરીને તે એલચીનું સઘળું સાંભળ્યું.

પછી પાદશાહની નઝદીક તે શેત્રંજનું પાટિયું મૂકયું-તેણે તે મોહરાં ઉપર થોડોકવાર નઝર કીધી.

તે પાટિયાં ઉપર એક ગમ હાથીદાંતનાં રંગીન મોહરાં હતાં અને બીજાં સઘળાં સાગનાં સાદાં હતાં.

બીદાર બખ્તના પાદશાહે તે મોહરાની સૂરત તેમજ પેલાં સારી કારીગરીનાં પાટિયાં માટે પેલાને પૂછયું.

તેણે જવાબ દીધો કે "ઓ પાદશાહ!-એ સઘળાં મોહરાં લડાઈની રીતભાતનાં ચિહનો છે.

જ્યારે તું એ રમત જાણશે ત્યારે આ લડાઈગાહની રીત, તેની સમજ અને તેની રચનાં તું જોશે."

પાદશાહે તેને કહ્યું કે "મને એક અઠવાડિયાંનો વખત જોઇયે-પછી આઠમે દહાડે આપણે ખુશીથી એ રમત રમીશું."

પછી એક ખુશનુમા અયવાન ખાલી કરાવી-પેલા એલચીને તે મકાનમાં ઉતારો આપ્યો.

ત્યાર બાદ રેહનુમાઈ કરનારા દાનાઓ અને વઝીરો-સઘળા પાદશાહની નઝદીક આવ્યા.

નેહાદન્દ પસ તખ્તે શત્રન્જ પીશ
નેગહ્ કરદ હર્ યક્ ઝે અન્દાઝહ્ બીશ
બેજુસ્તન્દો હર્ ગુનઈ સાખ્તન્દ
ઝે હર્ દસ્ત બા યક્ દેગર્ બાખ્તન્દ
યકી ગોફ્તો પુર્સીદો દીગર્ શનીદ
નેયાવર્દ કસ રાહે બાઝી પદીદ
બેરફ્તન્દ યક્સર્ પુર્ આઝન્ગ્ ચેહર્
બેયામદ બરે શાહ્ બૂઝોર્જમેહ્ર્
વરા આન્ સખુન્ તુન્દો નાકામ દીદ
બઆઘાઝ્ આન્ રન્જ ફર્જામ દીદ
બકેઓ ચુનીન્ ગોફ્ત કય પાદશા
જેહાનદારો બીદારો ફર્માન્ રવા
મન ઈન્ નઘ્ઝ્ બાઝી બજાય આવરમ
ખેરદરા બદીન્ રહ્નુમાય આવરમ
બદ્ ગોફ્ત શાહ્ ઈન્ સખુન્ કારે તોસ્ત
કે રઉશન્ રવાન્ બાદીઓ તન્દુરોસ્ત
કુનૂન્ રાય કન્નૂજ ગૂયદ કે શાહ્
નદારદ યકી મર્દે જૂયન્દહ્ રાહ્
શેકસ્તી બુવદ ઝેશ્ત બર્ મૂબદાન્
બદર્ગાહો બર્ ગાહો બર્ બેખ્રદાન્
બેયાવર્દ શત્રન્જ બૂઝોર્જમેહ્ર્
પુર્ અન્દીશહ્ બેન્શસ્તો બુકુશાદ ચેહ્ર્
હમી જોસ્ત બાઝી ચપો દસ્તે રાસ્ત
હમી રાન્દ તા જાએ હર્યક્ કુજાસ્ત
બયક્ રૂઝો યક્ શબ્ ચુ બાઝી બેયાફ્ત
ઝે અયવાન્ સુએ શાહે ઈરાન્ શેતાફ્ત
બદ્ ગોફ્ત કય શાહે પીરૂઝબખ્ત
નેક્ જોસ્તમ ઈન્ મોહ્રહો નીક્ તખ્ત
બખૂબી હમી બાઝી આમદ બજાય
બબખ્તે બલન્દે જહાન્ કદખોદાય
શહન્શાહ્ બાયદ કે બીનદ નુખોસ્ત
યકી રઝ્મગાહસ્ત ગૂઈ દુરોસ્ત
ફેરેસ્તાદએ રાયરા પીશ ખાહ્
કસીરા કે દારન્દ મારા નેગાહ્
ઝે ગોફ્તારે ઊ શાદ શુદ શહ્રયાર્
વરા નીક્પય ખાન્દો બેહ્ રૂઝગાર્
બેફર્મૂદ તા મૂબેદાનો રદાન્
બેરફ્તન્દ બા નામવર્ બેખ્રદાન્
ફેરેસ્તાદએ રાયરા પીશ ખાન્દ
બરે નામવર્ પીશગાહશ નેશાન્દ
બદ્ ગોફ્ત ગૂયન્દહ્ બૂઝોર્જમેહ્ર્
કે અય મૂબદે રાયે ખુર્શીદ ચેહ્ર્
અઝીન્ મોહ્રહા શાહ્ બા તૂ ચે ગોફ્ત
કે હમવારહ્ બા તૂ ખેરદ બાદ જોફ્ત
ચુનીન્ દાદ પાસોખ કે ફર્ખોન્દહ્ રાય
ચુ અઝ્ પીશે ઊ મન્ બેરફ્તમ ઝે જાય
મરા ગોફ્ત ઈન્ મોહ્રએ આજો સાજ
બબર્ પીશે તખ્તે ખોદાવન્દે તાજ
બગૂયશ કે બા મૂબદી રાએઝન્
બનેહ્ પીશો બેન્શાન્ યકી અન્જુમન્

પછી શેત્રંજનું પાટિયું સામે મૂક્યું-અને દરેક જણે પુષ્કળ ધ્યાન પુગાડયું.

તેઓએ સઘળી જોસ્તજૂ કીધી તેમજ દરેક યુક્તિ કામે લગાડી જોઇ-અને તરેહવાર રીતે એક બીજા સાથે રમી જોયું.

એક જણે બોલીને પૂછપરછ કીધી અને બીજાએ તે સાંભળી-પણ કોઇએ આ રમતનો રસ્તો શોધી કાઢયો નહીં.

તેઓ સઘળા દિલગીર ચેહરે પાછા ફર્યા-હવે બૂઝોર્જમેહર પાદશાહની નઝદીક આવ્યો.

અને તે બાબતથી પાદશાહને ખીજવાયલો અને નિરાશ થયલો જોયો-પહેલેથીજ તેનું પરિણામ મુશ્કેલ લાગ્યું.

તેણે નોશીરવાનને એ પ્રમાણે કહ્યું કે "ઓ દેશની સંભાળ કરનાર, હુશ્યાર અને હુકમ ચલાવનાર પાદશાહ!

હું મારી અકલને મારો રેહનુમા બનાવીને-આ નામીચી રમત રમી શકીશ."

પાદશાહે તેને કહ્યું કે "આ કામ તારૂંજ છે-તું ખુશહાલ જીવનો અને તંદુરેસ્ત રહેજે!

નહીં તો કનુજનો રાય એમ કહેતે કે 'ઈરાનનો શાહ કોઈ પણ ડાહ્યો માણસ ધરાવતો નથી.'

અને તેથી આપણા વઝીરો ઉપર, આપણી દરબાર અને આપણાં તખ્ત ૬૫
ઉપર તેમજ આપણા દાનેશમંદો ઉપર બૂરામાં બૂરી નામોસી આવી પડતે."

પછી બૂઝોર્જમેહર પેલું શેત્રંજ લઈ ગયો-અને તે ઉપર ખૂબ વિચાર કરતો બેઠો અને ધ્યાન પુગાડયું.

તેણે ડાબા જમણી રમત કરવા માંડી અને દરેક મોહરાંની જગ્યા કયાં છે તે શોધવા લાગ્યો.

જ્યારે તે એક દહાડો અને એક રાતમાં તે રમત સમજી ગયો-ત્યારે પોતાના મેહલમાંથી ઇરાનના પાદશાહ આગળ આવ્યો.

અને બોલ્યો કે "ઓ ફતેહમંદ નસીબના શાહ!-આ મોહરાં અને આ સુંદર પાટિયાંની રમતને મેં અચ્છી રીતે શોધી કાઢી છે.

દેશના માલેકનાં બુલંદ નસીબના ઝોરે-આ રમત હું સારી પઠે સમજી ગયો છું.

માટે શેહન્શાહને ઘટે છે કે પહેલાં આ રમત જોઈ લીયે-તું કહે ગોયા તે આબાદ એક લડાઈનું મયદાનજ છે.

પેલા રાયના એલચીને તેમજ જે લોકો કે આપણી પરીક્ષા કરવા માગે છે, તે લોકોને બોલાવ."

બૂઝોર્જમેહરની વાતથી પાદશાહ ઘણો ખુશી થયો-અને તેને સબકતે પગલેનો અને નેક નસીબનો ગણ્યો.

પછી તેણે ફર્માવ્યું જેથી વઝીરો અને સરદારો નામીચા દાનાઓ સાથ ત્યાં આવ્યા.

રાયના એલચીને બોલાવ્યો-અને તેને પોતાનાં નામીચાં તખ્તની પાસે ૬૬
બેસાડયો.

સુભાષિત બોલનાર બૂઝોર્જમેહર બોલ્યો-કે "ઓ ખુરશીદને ચેહરેના રાજાના બાહોશ એલચી!

અકલ હમેશે તારી સાથ જોડાયલી રહેજો-આ મોહરાંની રમત માટે તારા શાહે તને શું કહ્યું છે?"

તેણે જવાબ દીધો કે "જ્યારે હું તેની આગળથી અહીં આવવા નીકળ્યો-ત્યારે તે મુબારક રાજાએ

મને કહ્યું કે 'આ હાથીદાંતનાં તેમજ સાગનાં મોહરાં-તાજના સાહેબ નોશીરવાનનાં તખ્તની નઝદીક લઈ જા.

તેને કહેજે કે પોતાના સલાહકાર વઝીરની સાથ એક અંજુમન એકઠું કરી આ રમત તેઓ આગળ મૂકે.

બદીન નધઝ બાઝી બજાય આવરન્દ
પસન્દીદહો હેલ્ જદાય આવરન્દ
હમાન્ બર્દહો બહરહો બાઝો સાવ્
ફેરેસ્તીમ ચન્દાન્ કે દારીમ તાવ્
બદાનેશ બુવદ શાહુરૂયારૂ અરૂજ્મન્દ
ન અઝ ગન્જો મર્દાનો તખ્તે બલન્દ
વગરૂ શાહો ફર્ઝાનગાન્ ઈન્ બપાય
નેયારન્દો રઉશાન્ નદારન્દ રાય
૬૭ નબાયદ કે ખાહદ ઝે મા બાઝો ગન્જ
હેરીફ્ આયદશ જાને દાના બરન્જ
ચુ બીનદ હેલો રાયે બારીકે મા
ફોઝૂન્ તરૂ ફેરેસ્તદ બનઝદીકે મા
બરે તખ્તે આન્ શાહે બીદારૂ બખ્ત્
બેયાવર્દ બેન્હાદ શત્રન્જો તખ્ત્
ચુનીન્ ગોફ્ત બા મૂબેદાનો રદાન્
કે અય પાકૂ દેલ્ નામવરૂ બેખ્રદાન્
હમહ ગૂશ દારીદ ગોફ્તારે ઊય
હમીન્ રાયે સાલારે હુશ્યારે ઊય
બેયારાસ્ત દાના યકી રઝ્મગાહ
બકલ્બ્ અન્દરૂન્ સાખ્તહ્ જાએ શાહ
ચપો રાસ્ત સફ્ બરૂ કશીદહ સેપાહ
પેયાદહ બપીશ અન્દરૂન્ રઝ્મખાહ
હુશીવારૂ દસ્તૂરૂ બરૂ દસ્તે શાહ
બરઝ્મ અન્દરૂનશ નુમાયન્દહ રાહ
મુબારેઝ કે અસ્પ્ અફ્ગનદ બરૂ દો રૂય
બદસ્તે ચપો રાસ્ત પર્ખાશજૂય
વઝૂ બરૂતરૂ અસ્પાને જન્ગી બપાય
બદાન્ તા કય આમદ બબાલાએ રાય
૬૮ બેયારાસ્તહ પીલે જન્ગી દો સૂય
બજન્ગ્ અન્દરૂન્ હમગેનાન્ કર્દહ રૂય
ચુ બૂઝોરૂજ્મેહરૂ આન્ સેપહરા બેરાન્દ
હમહ અન્જુમન્ દરૂ શેગેફ્તી બેમાન્દ
ઘમી શુદ ફેરેસ્તાદએ હેન્દ સખ્ત્
બેમાન્દ અન્દરાન્ મર્દે બીદારૂ બખ્ત્
શેગેફ્ત અન્દરાન્ મર્દે જાદૂ બેમાન્દ
દેલશરા બઅન્દીશહ અન્દરૂ નેશાન્દ
કે ઈન્ તખ્તો શત્રન્જ હરૂગેઝ નદીદ
ન અઝ કારૂદારાને હેન્દૂ શનીદ
ચે ગૂનહ ફરાઝ આમદશ રાય ઈન્
કે ગીતી નગીરદ કસી જાય ઈન્
ચુનાન્ ગશ્ત્ કેસ્રા ઝે બૂઝોરૂજ્મેહરૂ
કે ગોફ્તી બદૂ બખ્ત્ બેન્મૂદ ચેહરૂ
યકી જામ ફરૂમૂદ પસ શાહરૂયારૂ
કે કર્દન્દ પુરૂ ગઉહરે શાહવારૂ
યકી બદ્રહ દીનારો અસ્પી બઝીન્
બદૂ દાદ કર્દશ બસી આફરીન્

જો તેઓ નાદેર રમત યોગ્ય રીતે રમી શકે અને તેમાં પ્રવીણ નીવડે,

તોજ ગોલામો, પૈસાની થેલીઓ તેમજ ખંડણી અને મેહસૂલ-જેટલી કે આપણે આપણી શક્તિ ધરાવ્યે છિયે તે મોકલીશું.

કેમકે એક પાદશાહ પોતાના ખઝાના, લશ્કર અને બુલંદ તખ્તથી નહીં પણ પોતાની દાનાઈથીજ માન પામેલો ગણાય છે.

પણ જો શાહ અને તેના દાનાઓ એ રમત ઉકલાવી-નહીં શકે અને તેઓ પોતાની દાનાઇને રોશન નહીં રાખે,

તો આપણી પાસેથી તેઓ ખંડણી લઈ શકે નહીં-ડાહ્યા માણસો પૈસાનાં દુઃખમાં હોય તો તે ઘણી અફસોસની વાત કહેવાય.

જ્યારે ઇરાનનો શાહ આપણી ઊંડી અકલ અને ડહાપણ ભર્યાં દિલ જોશે-ત્યારે ઉલટો તે આપણી તરફ વધુ ખઝાનો મોકલી આપશે."

પછી બૂઝોર્જમેહરે બીદાર બખ્તના શાહનાં તખ્ત આગળ-પેલાં મોહરાં અને તેનું પાટિયું લાવીને મૂકયું.

અને ત્યાં મોબેદો અને દાનાઓને એ પ્રમાણે કહ્યું-કે "ઓ પાક દિલના નામવર અકલમંદો!

તમો સઘળાઓ આ એલચીનું તેમજ તેના ચાલાક પાદશાહ રાય હિંદીનું બોલેલું સઘળું ધ્યાનમાં રાખજો."

એટલું કહી તે દાના શખ્સે તે પાટિયાંને એક લડાઈનાં મયદાન માફક ગોઠવ્યું વચોવચમાં પાદશાહની જગ્યા બનાવી.

ડાબા જમણી લશ્કરની સફ ખેંચી-લડાયક પેયાદાને હરોલમાં ગોઠવ્યાં.

લડાઈની અંદર તેને રાહ બતાવનાર તરીકે-ચાલાક વઝીરને પાદશાહની બાજૂમાંજ ગોઠવ્યો.

જે લડવૈયા (હાથીઓ) કે ઘોડાને બન્ને બાજૂ ઉપર મારે-તેઓને ડાબી અને જમણી બાજૂએ લડાઇ કરતા રાખ્યા.

તેઓની વધારે નઝદીક લડાયક ઘોડાઓ ઉભા રાખ્યા-કે કયારે તક મળે કે પાદશાહને મારે.

તેઓની પાસે બન્ને તરફ જંગી ઊંટો મૂકયાં-સઘળાં મોહરાં લડવાને તૈયાર રહેલાં હતાં.

જ્યારે બૂઝોર્જમેહરે તે સઘળું ગોઠવી લશ્કરને આગળ ચલાવ્યું-ત્યારે તે જોઈ તમામ અંજુમન અજબ થઇ ગયું.

પણ પેલો હિંદનો એલચી ઘણોજ ગમગીન બની ગયો-અને તે બીદાર બખ્તના શખ્સ માટે બહુ અચરત બન્યો.

તે જાદૂગર (બૂઝોર્જમેહર)ને જોઇ અજબ થયો-અને મનમાંનો મનમાં વિચાર કરવા લાગ્યો,

કે "એણે આ પાટિયું અને મોહરાં કદીબી જોયાં નથી-અથવા તેને માટે હિંદના વાકેફગારોથી કાંઇ સાંભળ્યું પણ નથી,

છતાં આ ગોઠવણ કરવા ઉપર એનો વિચાર કેવી રીતે પુગ્યો?-દુન્યામાંથી કોઇ પણ શખ્સ એની જગ્યા લઈ શકે એવો નથી."

નોશીરવાન તો બૂઝોર્જમેહરથી એવો ખુશી થયો-કે ગોયા તેનાં નસીબેજ તેને પોતાનો ચેહરો દેખાડી આપ્યો.

પછી પાદશાહે એક જામ કે જે પાદશાહોને લાયકનાં ગોહરોથી ભરેલી હતી, તે લાવવા ફર્માવ્યું.

તેમજ સોનાના દીનારની થેલી અને ઝીન સાથનો ઘોડો-બૂઝોર્જમેહરને આપી તેની ઘણીક તારીફ કીધી.

## સાખ્તને બૂઝોર્જમેહૂર્ નર્દરા વ ફેરેસ્તાદને નૂશીરવાન્ આન્રા બા નામહ્ નઝ્દે રાએ હેન્દ્.

———:o:———

બેશુદ મર્દે દાના બઆરામે ખીશ
ચકી તખ્તો પર્ગારૂ બેન્હાદ પીશ
નેગહ્ કરૂદ જાઈ કે તારીકૂ તરૂ
વઝ્ ગર્દદ અન્દીશહ્ બારીકૂ તરૂ
બશત્રન્જો અન્દીશએ હેન્દવાન
નેગહ્ કર્દો બેફૂઝૂદ રન્જે રવાન્
ખેરદ બા દેલે રઉશન્ અમ્બાઝ્ કરૂદ
બઅન્દીશહ્ મરૂ નરૂદરા સાઝ્ કરૂદ
દો મોહ્રહ્ બેફરૂમૂદ કર્દન્ ઝે આજ
બદ્ગ ગુફૂતહ્ બેન્શાન્દ હમરન્ગે સાજ
ચકી રઝ્મગહ્ સાખ્ત શત્રન્જ વારૂ
દો રૂયહ્ બરૂ આરાસ્તહ્ કાર્ઝારૂ
દો લશ્કરૂ બેબખ્શીદ બરૂ હશ્ત બહ્રૂ
હમહ્ રઝ્મજૂયાનો ગીરન્દહ્ શહ્રૂ
ઝમીન્ તારો લશ્કરૂગહી ચારૂ સૂય
દુ શાહે ગેરાન્માયએ નીકૂખૂય
કે દારન્દ રફ્તારે હરૂ દૂ બહમ
ચકી અઝ્ દેગરૂ બરૂ નગીરદ સેતમ
બફર્માને ઈશાન્ સેપાહ્ અઝ્ દો રૂય
બતુન્દી બેયારાસ્તહ્ જન્ગ્જૂય
ચકીરા ચુ તન્હા બેગીરદ દો તન્
બરાન્ ચકૂ તન્ આયદ ઝે હરૂ દૂ શેકન્
બહરૂ જાય કર્દશ ઝે ગશ્તે સેપાહ્
ગોરાઝાન્ દુ શાહ્ અન્દરાન્ રઝ્મગાહ્
હમી ઈન્ બદાન્ આન્ બદીન્ બરૂ ગુઝશ્ત
ગહી રઝ્મે કૂહો ગહી રઝ્મે દશ્ત
બદીન્ ગૂનહ્ તા બરૂ કે આયદ શેકન્
શુદન્દી સેપાહે દુ શાહ્ અન્જુમન્
બદીન્ સાન્ કે ગોફૂતમ બેયારાસ્ત નરૂદ
બરે શાહ્ શુદ ચકૂ બયકૂ યાદ કરૂદ
અઝાન્ રફ્તને શાહે બરૂતરૂ મનેશ
હમાન્ બુદ સેતાયેશ હમાન્ સર્ઝનેશ
ઝે નીરૂએ શાહાનો જન્ગે સેપાહ્
બેગુસ્તર્દો બેન્મૂદ ચકૂચકૂ બશાહ્
દેલે શાહે ઈરાન્ અઝાન્ ખીરહ્ માન્દ
ખેરદરા બઅન્દીશહ્ અન્દરૂ નેશાન્દ
હમી ગોફૂત કય મર્દે રઉશન્ રવાન્
જવાન્ બાદીઓ રૂઝ્ગારત જવાન્
બેફરૂમૂદ તા સારૂવાન્ દૂ હઝારૂ
બેયાવરૂદ ઉશ્તુર બરે શાહરૂયારૂ
ઝે ચીઝી કે ખીઝદ ઝે રૂમો ઝે ચીન
ઝે હયતાલો મકાનો ઈરાન્ ઝમીન

## બૂઝોર્જમેહરે "નર્દ" નામની રમત બનાવવી અને તેને નોશીરવાને પોતાનાં નામા સાથ હિંદના રાયની નઝદીક મોકલવી.

———:o:———

હવે તે દાના મર્દ પોતાની આરામ લેવાની જગ્યાએ ગયો-તેણે એક પાટિયું અને કમ્પાસ પોતાની નઝદીક મૂકયું.

તેણે એક ઘણીજ અંધારી જગ્યા પસંદ કીધી-કે જેથી પોતાના ૬૯
વિચાર ઘણા તેઝી પકડે.

તેણે પેલી શેત્રંજની રમત અને હિંદીવાનોની વિચાર શક્તિ ઉપર-તપાસ ચલાવી અને પોતાના જીવને વધુ તકલીફ આપી.

તેણે પોતાના ચાલાક મન સાથ અકલને જોડી-અને લાગ્યો વિચાર ચલાવીને "નર્દ" નામની એક ખાસ રમત બનાવી.

હાથીદાંતનાં બે મોહરાં (પાસા) બનાવવાનો હોકમ આપ્યો-અને તે ઉપર સાજનાં જેવાં કાળાં બીંડાં પડાવ્યાં.

તેણે શેત્રંજની રમત માફકજ એક લડાઈગાહ બનાવી-અને આમણ-સામણ લડાઇની તૈયારી કીધી.

બેઉ લશ્કરોને આઠ ભાગમાં વહેંચી નાખ્યાં-સઘળા લડાયકો અને શેહર જીતનારા બનાવ્યા.

તે ઝમીન કાળી અને ચારો બાઝૂએ લશ્કરની છાવણી રાખેલી હતી-ઊંચી નસ્લના અને નેક ખસ્લતના બે પાદશાહ તેમાં હતાં.

કે જેઓ બન્ને પોતાની ચાલ સરખીજ ધરાવતા હતા-તેઓ એક બીજા ઉપર સેતમ ગુઝારતા હતા નહીં.

તેઓની સરદારી હેઠળ બન્ને તરફથી લડવા માટે ગોઠવાયલું લશ્કર લડાઈ માટે આતુર હતું.

જો કોઈ બે જણાઓ એક જણને એકલો પકડી પાડે-તો તે પકડાયલો એકલો શખ્સ પેલા બન્ને જણાના હાથે હારી ગયલો ગણાય.

તે લશ્કરોના ફરવાથી તેના બન્ને પાદશાહોને પણ તેણે તે મયદાનમાં ૭૦
દરેક ઠેકાણે દબદબા સાથ ફરતા રાખ્યા.

તેઓ એક બીજાની પાસેથી પસાર થઇ જતા હતા-ઘડીકમાં પહાડની લડાઇ તો ઘડીકમાં મયદાનની લડાઈ થતી હતી.

એવી રીતે જ્યાં સુધી એક બાઝૂ હારી જાય-ત્યાં સુધી તે બેઉ પાદશાહનાં લશ્કરો ત્યાંજ એકઠાં રહેતાં હતાં.

ઉપર મૂજબ મેં કહ્યું તે પ્રમાણે બૂઝોર્જમેહરે તે "નર્દ"ની રમત તૈયાર કીધી-અને પછી પાદશાહ આગળ જઇ તે નવી રમત માટે સઘળો ખુલાસો કીધો.

પેલા મોટા મનના પાદશાહોની હિલચાલથી-આવી રીતે તેની તારીફ થતી અથવા આવી ચાલથી તેને ઠપકો મળતો તે સમજાવ્યું.

નર્દનું પાટિયું મેલીને તે રમતમાંના પાદશાહોનાં બળની તેમજ લશ્કરીઓની લડાઈની વિગત એક પછી એક નોશીરવાનને સમજાવી.

એથી ઇરાનના શાહનું દિલ અજબ રહ્યું-અને પોતાનાં ડહાપણને વિચારના વમળમાં નાખ્યું.

તે બોલવા લાગ્યો કે "ઓ રોશન જીવના મર્દ!-તું જવાન રહેજો અને તારૂં નસીબ પણ જવાનજ રહેજો!

પછી તેણે હોકમ કર્યો જેથી સારવાન બે હઝાર-ઊંટ પાદશાહની નઝદીક લાવ્યો.

જેની ઉપર રૂમ, ચીન, હયતાલ, મકાન અને બીજા ઈરાન ઝમીનના મુલકો ખાતેથી આવતી નામીચી ચીઝો,

૭૧ ઝે ગન્જે શાહનશાહુ કર્દન્દ બારૂ
બેશુદ કારૂવાન્ અઝ દરે શાહુરૂયારૂ
ચુ શુદ બારૂહાએ શુતોરૂ સાખ્તહુ
દેલે શાહુ અઝાન્ કારૂ પર્દાખ્તહુ
ફેરેસ્તાદએ રાયરા પીશ ખાન્દ
ઝે દાનેશ ફેરાવાન્ સુખુનહા બેરાન્દ
યકી નામહુ બેન્વેશત્ નઝદીકે રાય
પુરૂ અઝ દાનેશો રામેશો હુશો રાય
સરે નામહુ કરૂદ આફરીની બુઝોરૂગ્
ઝે યઝદાન્ પનાહશ ઝે દીવે સુતોરૂગ્
દૈગરૂ ગોફ્તત કય નામવરૂ રાએ હેન્દ
ઝે દર્યાએ કન્નૂજ તા પીશે સેન્દ
રસીદ આન્ ફેરેસ્તાદએ રાએઝન્
અબા ચતરો પીલાનો આન્ અન્જુમન્
હમાન્ બાઝો શત્રન્જો પયધામે રાય
શનીદીમો પયાઘમશ આમદ બજાય
ઝે દાનાએ હેન્દી ઝમાન્ ખાસ્તમ્
બદાનેશ રવાન્રા બેયારાસ્તમ્
બસી રાએઝન્ મૂબદે પાક રાય
પેજૂહીદો આવરૂદ બાઝી બજાય
૭૨ કુનૂન આમદ ઈન્ મૂબેદે હુશમન્દ
બકન્નૂજ નઝદીકે રાએ બલન્દ
શુતોરૂવારૂ બારે ગેરાન્ દૂ હઝારૂ
પસન્દીદહુ ચીઝ અઝ દરે યાદગારૂ
નેહાદીમ બરૂ જાએ શત્રન્જ નરૂદ
કુનૂન તા બબાઝી કે આરદ નબરૂદ
બરહુમન્ ફેરાવાન્ બુવદ પાક રાય
કે ઈન્ બાઝી આરદ બદાનેશ બજાય
ઝે ચીઝી કે દીદ ઈન્ ફેરેસ્તાદહુ રન્જ
ફેરેસ્તદ હમી રાએ હેન્દી બગન્જ
વરૂ અયદૂન કુજા રાય બા રહુનુમાય
બેફૂશન્દો બાઝી નેયાયદ બજાય
શુતોરૂવારૂ બાયદ કે હમ ઝીન્ શુમારૂ
બપયમાન્ કુનદ રાએ કન્નૂજ બારૂ
કુનદ બારૂ હમરાહુ બા બારે મા
બરીનસ્ત પયમાનો બાઝારે મા
ચુ ખુરૂશીદે રખ્શાન્દહુ શુદ બરૂ સેપેહુરૂ
બેરફ્ત અઝ દરે શાહુ બૂઝોરૂજમેહુરૂ
અબા બારો બા નામહો તખ્તે નરૂદ
દેલી પુરૂ ઝે બાઝારે નન્ગો નબરૂદ

૭૩ ચુ આમદ ઝે ઈરાન્ બનઝદીકે રાય
બરહુમન્ બશાદી વરા રહુનુમાય
બેયામદ બનઝદીકીએ તખ્તે ઊય
બેદીદ આન્ સરો અફ્સરો બખ્તે ઊય
ફેરાવાન્શ બેસ્તૂદ બરૂ પહુલવી
બદ્દ દાદ પસ નામએ ખુસ્રવી
પયામે શાહનશાહુ બા વય બેગોફ્ત
રોખે રાએ હેન્દી ચુ ગુલ બરૂ શેગોફ્ત

તેમજ શેહન્શાહી ખઝાનામાંથી પણ કેટલીક ચીઝો તે ઊંટો ઉપર લાધી-અને કાફલો પાદશાહના દરવાઝા આગળથી નીકળ્યો.

જ્યારે તે ઊંટો ઉપર બોજો લાધવાનું કામ તૈયાર થયું-અને પાદશાહનું દિલ તે કામથી ફારેગ થયું,

ત્યારે તેણે રાયના એલચીને પોતાની આગળ બોલાવ્યો-અને તેની સાથ ડહાપણની ઘણીક વાતો કીધી.

પછી હિંદના રાય ઉપર ડહાપણ અને ખુશહાલી ભરેલું તેમજ હોશ અને અકલથી ભરેલું એક નામુ લખાવ્યું.

નામાને મથાળે તે ખોદાતાલા કે જે ઝોરાવર એહરેમનથી તેનો નેગેહબાન હતો, તેની ઘણીક તારીફ લખી.

પછી લખ્યું કે "ઓ કનુજની નદીથી તે સિંધુ નદી સુધીના મુલકના હિંદના નામવર રાજા!

તારો સલાહકાર એલચી તારાં મોકલેલાં છત્ર, હાથીઓ અને બીજાં માણસો સાથ અહીં આવી પહોંચ્યો છે.

તેમજ તારે ત્યાંનું મેહસૂલ અને શેત્રંજની રમત મળી છે અને તારો પયગામ-અમોએ સાંભળ્યો છે અને તે પયગામ કબૂલ કીધો છે.

મેં તારા તે હિંદી દાના પાસેથી થોડોક વખત માગી લઈ-મારા જીવને દાનાઈથી સણગાર્યો છે.

મારા એક પાક વિચારના ઘણાજ બાહોશ વઝીરે-તારી મોકલેલી રમતની શોધ કરી તેને ઉકલાવી છે.

અને હવે આ દાનેશમંદ વઝીર કનુજમાં તું બુલંદ મરતબાના રાયની નઝદીક આવ્યો છે.

તે પોતાની સાથ બે હઝાર ઊંટ ભરીને યાદગારી રાખવા લાયકની નામીચી ચીઝો લાવ્યો છે.

અમોએ પણ શેત્રંજની જગ્યાએ 'નર્દ' નામની રમત મૂકી છે-હવે જોઇયે કે એ રમત રમવામાં કોણ મરદાન ઉતરે છે?

ઘણો પાકીઝહ અકલનો કોઇ બ્રાહ્મણ હશે-કે જે પોતાની બાહોશીથી આ રમત ખુલ્લી કરશે,

તો જે હદયો લાવવાની આ મારા કાસેદે તકલીફ લીધી છે-તે તમામ હદયો રાય પોતાના ખઝાનામાં મોકલી શકશે,

પણ જો રાય પોતાના સલાહકારો સાથ-આ રમત ઉકલાવવામાં નિષ્ફળ નીવડે,

તો રાય હિંદીને ઘટે છે કે કરાર પ્રમાણે તેટલીજ ગણત્રીના બોજા સાથનાં બીજાં ઊંટો તૈયાર કરી,

તે બોજાને અમારાં ઊંટના બોજા સાથે અત્રે રવાના કરે-અમારા કોલકરાર અને સાટું એવીજ રીતનું છે."

પછી જ્યારે આસ્માન ઉપર ખોરશીદ પ્રકાશનો થયો-ત્યારે બૂઝોર્જમેહર પાદશાહની દરબારમાંથી નીકળ્યો.

તેણે પોતાની સાથ પેલો ઊંટોનો બોજો, પાદશાહનું નામુ અને પેલી "નર્દ"ની રમતનું પાટિયું લીધું-તેનું દિલ પોતાની કીર્ત્તિ અને આબરૂના વિચારોથીજ ભરેલું હતું.

જ્યારે તે ઈરાનથી નીકળેલો રાયની નઝદીક આવ્યો-કે જેની સાથ પેલો બ્રાહ્મણ ખુશીથી રેહનુમા બન્યો હતો,

ત્યારે બૂઝોર્જમેહર તેનાં તખ્તની નઝદીક આવ્યો-અને તે રાજાનું સર, તેનું તાજ અને તેનું બુલંદ નસીબ જોયું.

તેણે પોતાની પહલવી ભાષામાં તે રાજાની ઘણીક તારીફ કીધી-પછી તેને પેલું પાદશાહી નામુ આપ્યું.

અને શેહન્શાહ નોશીરવાનનો પયગામ તેને કહ્યો-જેથી તે હિંદના રાયનો ચેહરો ગોલાબનાં ફૂલની માફક ખીલ્યો.

ઞે શત્રન્જ વઝ્ બાઝ્ વઝ્ રન્જે ઊય
બેગોફ્તૂ આન્ ચે આમદ્ ઞે શત્રન્જે ઊય

ઞે બાઝીઓ આન્ મોહ્રહો રાએ શાહ્
વઝાન્ મૂબેદાને નુમાયન્દહ્ રાહ્
બેગોફ્તૂ આન્ કુજા કરૂદ્ દાનન્દહ્ મરૂદ્
ચુનાન્ હમ બરાબર્ બેયાવરૂદ્ નરૂદ્
બનામહ્ કુનૂન આન્ચે કર્દહ્ રેસ્ત યાદ્
બેખાનદ્ બેરાનદ્ ન પીચદ્ ઞે દાદ્
ઞે ગોફ્તારે ઊ શુદ્ રોખે રાય ઝરૂદ્
ચુ બેશ્નીદ્ ગોફ્તારે શત્રન્જો નરૂદ્
બેયામદ્ યકી નામવર્ કદ્ખોદાય
ફ્રેસ્તાદહ્રા દાદ્ શાયેસ્તહ્ જાય
યકી ખુર્રમ અયવાન્ બેયારાસ્તન્દ્
મયો રૂદો રામેશ્ગરાન્ ખાસ્તન્દ્
ઝમાન્ ખાસ્ત અઝાન્ નામવર્ હફ્તૂ રૂઝ્
બેરફ્તૂ આન્ કે બૂદશ ઞે દાનેશ ફ્રૂઝ્
ઞે કેશ્વર્ ઞે પીરાને શાયેસ્તહ્ મરૂદ્
યકી અન્જુમન્ કર્દૉ બેન્હાદ્ નરૂદ્
બયક્ હફ્તહ્ હર્ કસ કે બુદ્ તીઝ્વીર્
અઝાન્ નામ્દારાને બરનાઓ પીર્
હમી બાઝ્ જોસ્તન્દ્ બાઝીએ નરૂદ્
બરશ્કો બનામો બનન્ગો નબરૂદ્

બહશ્તુમ ચુનીન્ ગોફ્તૂ મૂબેદ્ બરાય
કે ઇન્‌રા નદાનદ્ કસી સર્ ઞે પાય
મગર્ બા રવાન્ યાર્ ગર્દદ્ ખરદ્
કઝીન્ મોહ્રહ્ બાઝી બેરૂન્ આવરદ્
દેલે રાય અઝાન્ મૂબેદાન્ શુદ્ દેઝમ્
રવાન્ પુર્ ઞે ઘમ શુદ્ બરૂ પુર્ ઞે ખમ
બેયામદ્ નોહમ રૂઝ્ બૂઝોર્જમેહ્ર્
પુર્ અઝ્ આરૂઝૂ દેલ પુર્ આઝાન્ગ્ ચેહ્ર્
કે ઇદર્ ન ફરૂમૂદ્ મારા દેરન્ગ્
નબાયદ્ કે ગર્દદ્ દેલે શાહ્ તન્ગ્
બુઝોર્ગાને દાના બયક્ સૂ શુદન્દ્
બનાદાનીએ ખીશ ખુસ્તૂ શુદન્દ્
ચુ બેશ્નીદ્ બેન્શસ્ત બૂઝોર્જમેહ્ર્
હમહ્ મૂબેદાન્ બર્ કુશાદન્દ્ ચેહ્ર્
બેગુસ્તરૂદ્ પીશ અન્દરૂન્ તખ્તે નરૂદ્
હમહ્ ગર્દેશે મોહ્રહા યાદ્ કરૂદ્
સેપહ્દાર્ બેન્મૂદો જન્ગી સેપાહ્
હમ આરાયેશે રઝ્મો ફર્માને શાહ્
અઝૂ ખીરહ્ શુદ્ રાય બા રાએઝન્
શેગેફ્તી ફેરૂમાન્દ્ ઝૂ અન્જુમન્
હમહ્ મેહ્તરાન્ આફરીન્ ખાન્દન્દ્
વરા મૂબેદે પાક્ દીન્ ખાન્દન્દ્
ઞે હર્ દાનેશી ઝૂ બેપુર્સીદ્ રાય
હમહ્ પાસોખ્ આમદ્ યકાયક્ બજાય
બેફ્રૂશી બર્ આમદ્ ઞે દાનન્દગાન્
ઞે દાનેશ પેઝૂહાનો ખાનન્દગાન્

બૂઝોર્જમેહરે તેણે મોકલેલી શત્રંજની રમત માટે અને ખેરાજ માટે તેમજ પોતે લીધેલી તે રમત પાછળની ઝેહમત માટે–તે શત્રંજની રમતનું શું શેવટ આવ્યું તે માટેનું સઘળું વર્ણન કીધું.

તે રમત માટે તેનાં મોહરાં માટે અને પાદશાહનું તે વિષેનું મત અને તેના સલાહકાર વઝીરોનાં મત માટે તેને કહી સંભળાવ્યું.

તેમજ તે અકલમંદ મર્દે તે બાઝી માટે શું કીધું (કેમ ઉકલાવી) અને તેનીજ બરાબરની "નર્દ"ની રમત શોધી કાઢી તે સઘળું કહ્યું.

પછી તે નામામાં જે કાંઈ લખેલું હતું તે માટે કહ્યું–કે "તે બરાબર વાંચે, તે ઉપર અમલ કરે અને ઇન્સાફની રાહથી ફરે નહીં."

જ્યારે શત્રંજ અને નર્દની રમતની વાત તેણે સાંભળી–ત્યારે તેની વાતથી રાયનો ચેહરો ઝર્દ મારી ગયો.

પછી એક મોટો અમલદાર આવ્યો–અને પેલા ઈરાની એલચીને ઘટતી જગ્યાએ ઉતારો આપ્યો.

તેને માટે એક ખુશનુમા અયવાન સણગાર્યું–અને ત્યાં મદ્ય પીનારા· ૭૪
ઓની મજલેસ, વાજન્તર અને ગાનારીઓને બોલાવી.

પછી તે રાજાએ બૂઝોર્જમેહર પાસેથી સાત દહાડાની મેહતલ માગી લીધી–અને તે રાજાના જે દાનેશમંદ શખ્સો હતા, તેઓ તેની આગળ ગયા.

પોતાના મુલકના સઘળા લાયક પીર મર્દોમાંથી એક મજલેસ ભેગી કીધી અને પેલી નર્દની રમત તેઓ આગળ મૂકી.

તે નામદારી ભરેલા લોકોમાંથી જે કોઇ કે જવાન અને બુઢ્ઢા તિક્ષ્ણ બુદ્ધિના હતા, તેઓ એક હફતા સૂધી બેઠા.

તેઓ નર્દની રમતની સમજ શોધી કાઢવાની કોશેશ કરી રહ્યા હતા–અદેખાઈથીજ તેમજ શોભા મળે તેમ સુલેહ સાથ કે ઝઘડાથી તે રમત શોધવાના પછાડા મારતા હતા.

આઠમે દહાડે તે વિદ્વાનોએ રાયને કહ્યું–કે "કોઇ પણ શખ્સ આ રમતનું ધડ પૂછડું સમજી શકતો નથી.

સિવાય કે આ નર્દની રમત ઉકલાવા માટે કોઇનું ડહાપણ તેના જીવ સાથ જોડાય."

રાયનું દિલ તે વિદ્વાનોથી ગમ ભરેલું થયું–તેનો જીવ દિલગીર થયો અને તેની આંખનાં ભવાં નમી પડયાં.

નવમે દહાડે આતુરતા ભરેલાં દિલે અને કરચલી ભરેલા ચેહરાએ રાજા આગળ બૂઝોર્જમેહર આવ્યો.

અને બોલ્યો કે "અત્રે મને થોભવાનો હોકમ નથી–માટે એવું નહીં બનવું જોઇયે કે પાદશાહ મારી ઉપર ગુસ્સે થાય."

આથી હિંદના દાના બુઝોર્ગો પોતાનું અજ્ઞાનપણું કબૂલ કરી એક ૭૫
બાઝૂ ઉભા.

જ્યારે બૂઝોર્જમેહરે તેઓને મોઢે એવું સાંભળ્યું ત્યારે તે ત્યાં બેઠો–અને હિંદના સઘળા દાનાઓ તે રમત જોવા આતુર બન્યા.

પછી તેણે તે નર્દની રમતનું પાટિયું ત્યાં ગોઠવ્યું–અને તેનાં સઘળાં મોહરાંની ચાલ કઈ કઇ તે સમજાવી.

તેણે પાદશાહ અને તેનાં લડાયક લશ્કર માટે સમજાવ્યું–તેમજ લડાઇની ગોઠવણ અને પાદશાહનો હોકમ કેવી રીતે અપાય તે દેખાડયું.

બૂઝોર્જમેહરની આવી હોશ્યારીથી પેલો રાય પોતાના વિદ્વાનો સાથ આજેઝ બન્યો–અને તેથી ત્યાંનું સઘળું અંજુમન પણ અજબ રહ્યું.

ત્યાંના સઘળા મોટાઓએ બૂઝોર્જમેહર ઉપર દોઆ કીધી–અને તેને "પાક દીનનો મોબેદ" કરી એલ્કાબ આપ્યો.

પછી રાજાએ તેને દરેક જાતની દાનાઈની વાતો પૂછી–જેના સઘળા જવાબો બરાબર મેળવ્યા.

આ સાંભળી સઘળા અકલમંદો, વિદ્વાનો અને મુન્શીઓમાંથી એવો પોકાર નીકળ્યો,

કે ઈનત સખુનગૂય દાનન્દહ્ મરૂદ
ન અઝ બહ્રે બાઝીએ શત્રન્જો નરૂદ
બેયાવરૂદ આનગહ્ શુતોરૂ દુ હઝારૂ
હમહ્ બાઝે કન્નૂજ કર્દન્દ બારૂ
૭૬ ઝે ઊદો ઝે અમ્બરૂ ઝે કાફૂરો ઝરૂ
હમ અઝ જામહો સીમો દુરૂરો ગોહરૂ
અબા બાઝે યકુ સાલહ્ અઝ પીશગાહ્
ફેરેસ્તાદ યકસરૂ બદરગાહે શાહ્
યકી અફ્સરી ખાસ્ત અઝ ગન્જ રાય
હમાન્ જામએ ઊ ઝે સરૂ તા બપાય
બદુ દાદો ચન્દ આફરીન્ કરૂદ નીઝ
બયારાનશ બખ્શીદ બેસ્યારૂ ચીઝ
બેયામદ ઝે કન્નૂજ બૂઝોરૂજમેહ્રૂ
બરૂ અફ્રાખ્તહ્ સરૂ બગરૂદુન સેપેહ્રૂ
શુતોરૂ દુ હઝારૂ આન કે અઝ પીશ બોરૂદ
અબા બાઝો બા હદયહ્ ઊરા સેપોરૂદ
યકી કારૂવાન્ શુદ કે કસ પીશ અઝાન્
નદીદો નબુદ ખાસ્તહ્ બીશ અઝાન્
બદેલ શાદ બા નામએ શાહે હન્દ
નબેશ્તહ્ બહેન્દી ખતી બરૂ પરન્દ
કે રાયો બુઝોર્ગાન્ ગવાહી દેહન્દ
ન અઝ બીમ કઝ નીકુ રાહી દેહન્દ
કે ચૂન શાહ્ નૂશીરવાન્ કસ નદીદ
ન અઝ મૂબેદાન્ નીઝ હરૂગેઝ શનીદ
૭૭ ન કસ દાનેશી તરૂ ઝે દસ્તૂરે ઊય
બદાનેશ સેપહ્રસ્ત ગન્જૂરે ઊય
ફેરેસ્તાદહ્ શુદ બાઝે યકુ સાલહ્ પીશ
વગરૂ બીશ બાયદ ફેરેસ્તમત બીશ
ઝે બાઝી કે પયમાન્ નેહાદીમ નીઝ.
ફેરેસ્તાદહ્ શુદ હરૂચે બાયેસ્ત ચીઝ
ચુ આગાહી આમદ ઝે દાના બશાહ્
કે બા કામો બા ખૂબી આમદ ઝે રાહ્
બદાન્ આગહી શાદ શુદ શહ્રૂયારૂ
બેફરૂમૂદ તા હરૂકે બુદ નામદારૂ
ઝે શહ્રો ઝે લશ્કરૂ પઝીરહ્ શુદન્દ
અબા પીલો કૂસો તબીરહ્ શુદન્દ
બશહ્રૂ અન્દરૂ આમદ ચુનાન્ અરૂજમન્દ
બપીરૂઝીએ શહ્રૂયારે બલન્દ
ચુ દાના બેયામદ બનઝદીકે તખ્ત
અબરૂ શહ્રૂયારૂ આફરીન કરૂદ સખ્ત
બબરૂ દરૂ ગેરેફ્તશ જહાનદારૂ શાહ્
બેપુર્સીદશ અઝ રાયો અઝ રન્જે રાહ્
બેગોફ્ત આન્ કુજા દીદ બૂઝોરૂજમેહ્રૂ
વઝાન્ બખ્તે બીદારો મેહ્રે સેપેહ્રૂ
૭૮ પસ આન્ નામએ રાએ પીરૂઝ બખ્ત
બેયાવર્દો બેન્હાદ દરૂ પીશે તખ્ત
બેફરૂમૂદ તા યઝદગેર્દ દબીરૂ
બેયામદ બરે શાહે દાનેશ પઝીરૂ
ચુ આન્ નામએ રાએ હેન્દી બેખાન્દ
હમહ્ અન્જુમન દરૂ શેગેફ્તી બેમાન્દ

કે "આ તે ખરેખરો સુભાષિત બોલનારો દાના મર્દ!–એ કાંઈ ફક્ત શત્રંજ અને નર્દની રમતમાંજ પ્રવીણ નથી, પણ સઘળાંમાંજ છે."

પછી બે હઝાર ઊંટ ત્યાં મંગાવી–સઘળું કનુજનું ખેરાજ તે ઉપર લાદ્યું.

અગર, અમ્બર, કપૂર અને સોનામાંથી–તેમજ કપડાં, રૂપું, મોતી અને ગોહરોમાંથી સઘળું લાદ્યું.

અને એક વર્ષ આગળની ખંડણી સાથ–સઘળું ઈરાનના શાહની દરબારમાં મોકલ્યું.

વળી રાજાએ પોતાના ખઝાનામાંથી એક તાજ તેમજ પોતાનો માથાંથી પગ સૂધીનો કીમતી પોશાક મંગાવી,

બૂઝોર્જમેહરને આપ્યો અને તેની ઘણીક તારીફ કીધી–તેના સાથીઓને પણ ઘણીક ચીઝો બક્ષેશ આપી.

ત્યાર બાદ બૂઝોર્જમેહર ફરતાં આસ્માન સૂધી પોતાનું સર ઊંચું ચઢાવીને કનુજથી નીકળ્યો.

પેલાં મેહસૂલ અને હદયા સાથના બે હઝાર ઊંટો કે જે તેને સોંપી આપ્યાં હતાં, તે આગળ લઈ ચાલ્યો.

એક એવો કાફલો બન્યો કે જેવો અગાઉ કોઇએ જોયો નહીં હતો અને એથી ઝેયાદા માલ ખઝાનો પણ ભેગો થયો નહીં હતો.

તે ખુશહાલ દિલે હિંદી રાજાનાં નામા સાથ–કે જે રેશમી કપડાં ઉપર હિંદી ભાષામાં લખેલું હતું તે લઇને આગળ વધ્યો.

તે નામામાં લખ્યું હતું કે "હિંદનો રાય પોતે તેમજ તેના વિદ્વાનો કાંઇ પણ ડર અને ધાસ્તી વગર ભલી લાગણીઓથી સાક્ષી આપે છે,

કે નોશીરવાન જેવો પાદશાહ કોઇએ જોયો નથી–કે કદી દાનાઓથી સાંભળ્યો પણ નથી.

તેના વઝીર બૂઝોર્જમેહરનાં કરતાં વધારે દાના શખ્સ કોઇ નથી–તેની અકલનો ખઝાનચી ફરતું આસ્માન છે.

એક વર્ષનું ખેરાજ આગમચથી મોકલી આપ્યું છે અને જો તને વધારે જોઇયે તો હું વધુ મોકલું.

વળી રમત માટે પણ જે કાંઇ કોલકરાર આપણા વચ્ચે થયો હતો–તે માટેની પણ સઘળી જોઇતી ચીઝો મોકલાવી છે."

જ્યારે તે દાના બૂઝોર્જમેહર તરફથી પાદશાહને ખબર મળી–કે તે પોતાની સઘળી મુરાદ સાથ અને ખૂબી સાથ પાછો ફર્યો છે,

ત્યારે તે ખબરથી પાદશાહ ખુશહાલ થયો–તેણે ફર્માવ્યું જેથી જે કોઈ મોટા લોકો હતા,

તેઓ શું શેહરમાંથી કે શું લશ્કરમાંથી હાથી, નગારાં અને ડુમકા સાથ તેને એસ્તેકબાલ ગયા.

એવી રીતે તે નામાકિત નર મોટા પાદશાહ નોશીરવાનની ફતેહ-મંદીએ કરી શેહરમાં દાખેલ થયો.

જ્યારે તે દાના મર્દ પાદશાહનાં તખ્તની પાસે આવ્યો–ત્યારે તેણે શાહ ઉપર પુષ્કળ દુઆ કીધી.

દેશના પાદશાહે તેની સાથ બગલગીરી કીધી–અને તેને રાય તથા તેની મુસાફરીની મેહનત માટે સઘળું પૂછ્યું.

બૂઝોર્જમેહરે જે કાંઈ જોયું હતું તે તેમજ પોતાનાં બીદાર બખ્ત માટે અને પોતા તરફની આસ્માનની મોહબત માટે સઘળું કહ્યું.

પછી પેલા ફતેહમંદ બખતના રાયનું નામુ–લાવી પાદશાહનાં તખ્ત આગળ મૂક્યું.

તેણે ફર્માવ્યું જેથી મુન્શી યઝદગેર્દ–દાનેશમંદ પાદશાહની આગળ આવ્યો.

જ્યારે તેણે તે હિંદી રાયનું નામુ વાંચ્યું–ત્યારે તેથી તમામ અંજુમન અજબ રહી.

હમ અઝ દાનેશો રાએ બૂઝોરૂજમેહરૂ
હમ અઝ બખ્તે સાલારે ખુરૂશીદ ચેહરૂ
ચુનીન્ ગોફ્ત કેઆ ઝે યઝદાન્ સેપાસ
કે હસ્તમ ખેરદ્મન્દો યઝદાન્ શેનાસ
મેહાન્ તાજો તખ્તે મરા બન્દહ અન્દ
દેલો જાન્ બમેહરે મન્ આગન્દહ અન્દ
સેપાસ અઝ ખોદાવન્દે ખુરૂશીદો માહ
કઝુયસ્ત પીરૂઝીઓ દસ્તગાહ
શેગેફ્તી તરૂ અઝ કારે બૂઝોરૂજમેહરૂ
કે દાનેશ બદુ દાદ ચન્દી સેપેહરૂ
ઝે ચીઝી કે હરૂગેઝ નદીદો શનીદ
બદાનેશ બેયાવરૂદ આન્રા પદીદ
બરીન્ દાસ્તાન્ બરૂ સખુન્ સાખ્તમ
બતલ્હન્દો શત્રન્જ પર્દાખ્તમ

બૂઝોર્જમેહરની દાનાઇ અને અકલ માટે-તેમજ ખોરશીદને ચેહરાના પાદશાહનાં બુલંદ નસીબ માટે અજબ રહી.

નોશીરવાન એ પ્રમાણે કહેવા લાગ્યો કે "ખોદાતાલાના શુક્રાના!-કે મને ડહાપણ છે અને હું ખોદાને માનનારો છું.

સઘળા પાદશાહો મારાં તાજ અને તખ્તના તાબેદાર છે-અને પોતાનાં દિલ અને જાન મારીજ મોહબત ઉપર લગાડેલા છે.

હું ખોરશીદ અને માહતાબના બનાવનાર સાહેબના શુક્રાના કરૂં છું-કે જેનાથી ફતેહમંદી અને કૌવત મળે છે.

વધુ અજાયબી તો બૂઝોર્જમેહરનાં કામની છે-કે જેને આસ્માને એટલી બધી અકલ આપી છે.

જે ચીઝ કે તેણે કદી જોઇ અને સાંભળી નહીં હતી-તે તેણે પોતાની બાહોશી વાપરીને ઝાહેર કરી છે."

(ફિર્દોસી કહે છે કે) આ દાસ્તાન હું લખી ચૂકયો-હવે તલહન્દ અને શેત્રંજની વાત લખું છું.

## દાસ્તાને જમ્હૂર્ રાએ હેન્દ્ વ પેસર્ વ બેરાદર્ ઝાદહ્ અશ્ ગવ્ વ તલ્હન્દ્ વ ગોફ્તાર્ દર્ પયદા શુદને શત્રન્જ્.

——:o:——

ચુનીન્ ગોફ્ત ફર્ઝાનહ શાહુએ પીરૂ
ઝે શાહુએ પીરૂ ઈન્ સખુન યાદગીરૂ
કે દરૂ હેન્દ મર્દી સરફ્રાઝ બૂદ
કે બા ગન્જો બા લશકરો સાઝ બૂદ
બનીરુહ બહરૂ જાય જમ્હૂરૂ નામ
બમર્દી ફ્રોઝૂન્ કર્દહ અઝ ફઉરૂ નામ
ચુનાન્ પાદશા ગશ્ત બરૂ હેન્દવાન્
ખેરદ્મન્દો બીદારો રઉશન્ રવાન્
ઝે બોસ્તો ઝે કશ્મીરૂ તા મર્ઝે ચીન્
બરૂ બૂદ અઝ મેહતરાન્ આફરીન્
બમર્દી જહાની ગેરેફ્તહ બદસ્ત
વરા સન્દલી બૂદ જાએ નેશસ્ત
હમ ઈદરૂ બુદશ તાજો ગન્જો સેપાહ
હમ ઈદરૂ નેગીનો હમ ઈદરૂ કોલાહ
હોનરૂમન્દ જમ્હૂરે ફર્હન્ગ્ જૂય
સરફ્રાઝો બા દાનેશો આબ્રૂય
બદુ શાદમાન્ ઝીરૂદસ્તાને ઊય
ચે શહરી ચે અઝ દરૂ પરસ્તાને ઊય
ઝની બૂદશ અન્દરૂખરો હુશ્મન્દ
હોનરૂમન્દો બા દાનેશો બી ગઝન્દ
પેસરૂ ઝાદ અઝાન્ શાહ દરૂ શબ્ યકી
કે પયદા નબૂદ અઝ પેદરૂ અન્દકી
પેદરૂ ચૂન્ બદીદ આન્ જહાન્દારે નવ
બેફરૂમૂદ તા નામ કર્દન્દ ગવ

## હિંદના રાજા જમહૂરનું અને તેના છોકરા અને ભત્રીજા ગવ અને તલહન્દનું દાસ્તાન તથા શેત્રંજની શોધ થવાનું બેયાન.

——:o:——

તું બુઢા શાહની આ વાત યાદ રાખજે-તે બુઢા દાના શાહએ એમ ૭૯
કહ્યું છે,

કે હિંદુસ્તાનમાં ખંઝાનો, લશ્કર અને અસ્બાબ ધરાવનારો એક સરફરાઝ મર્દ હતો.

જમહૂરનું નામ દરેક જગ્યાએ મશહૂર થયલું હતું-અને મર્દાનગીમાં તેનું નામ ફઉર કરતાં પણ વધારે પ્રખ્યાત થયું હતું.

એવી રીતે તે હિંદીવાનો ઉપર ડાહ્યો, ચાલાક અને ઉત્સાહી ધરાવનારો પાદશાહ થયો.

બોસ્ત અને કેશ્મીરથી તે ચીનના મુલક સુધીના-સરદારો તરફથી તેની ઉપર આફરીન થતી હતી.

તેણે પોતાની બહાદુરીથી તમામ દેશ હાથ કર્યો હતો-તેની રાજધાની સન્દલ શેહરમાં હતી.

ત્યાંજ તેનું તાજ, ખઝાનો અને લશ્કર તેમજ નગીના અને કોલાહ વગેરે હતું.

દાનાઇ શોધનારો હુનરમંદ જમહૂર-અકલ અને આબરૂ સાથનો સરફરાઝ પાદશાહ હતો.

તેની તમામ રૈયત શું શેહરી કે શું તેના નોકર ચાકરો સઘળા તેનાથી ખુશહાલ હતા.

તેની એક લાયકીવાળી, ડાહી, હુનરમંદ, શીખેલી, અને કોઇને ઈજા નહીં પુગાડે એવી બઈરી હતી.

તેણીએ એક રાતે તે પાદશાહથી એક બેટાનો જન્મ આપ્યો-કે જે ૮૦
આબેહુબ બાપ જેવોજ હતો.

બાપે જ્યારે તે નવા કુંવરને જોયો-ત્યારે તેનું નામ "ગવ" રાખવા ફર્માવ્યું.

બરીન્ બરૂ નેયામદ્ બસી રૂઝગારૂ
કે બીમારૂ શુદ્ નાગહાન્ શહુરૂયારૂ
બકદ્બાનૂ અન્દરૂઝ કર્દો બેમોરૂદ્
જહાની પુરૂ અઝ દાદ્ ગવરા સેપોરૂદ્
કે ખુર્દી નશાયેસ્ત ગવ તખ્તરા
બતાજો કમરૂ બસ્તને સખ્તરા
સરાન્રા હમહુ સરૂ પુરૂ અઝ ગરૂદ્ બૂદ્
કે જમ્હુરૂ દેલ્ શાન્ પુરૂ અઝ દરૂદ્ બૂદ્
કે બખ્શીદનો ખુર્દનો દાદે ઊય
જહાન્ બૂદ્ યકુસરૂ પુરૂ અઝ યાદે ઊય
સેપાહીઓ શહુરી શુદન્દ્ અન્જુમન
ઝનો કૂદકો મરૂદ્ શુદ્ રાએઝન્
કે ઇન્ ખુરૂદ્ કૂદકુ નદાનદ્ સેપાહુ
ન દાદો ન ખેશ્મો ન તખ્તો કોલાહુ
હમહુ પાદ્શાહી શવદ્ પુરૂ ગઝન્દ્
૮૧ અગરૂ શહુરૂયારી નબાશદ્ બલન્દ્
ખુદી યકુ બેરાદરૂ મરીન્ શાહુરા
ખેરદ્મન્દો શાયેસ્તએ ગાહુરા
કુજા નામે આન્ નામવરૂ માય બૂદ્
બદમ્બરૂ નેશસ્તહુ બુત આરાય બૂદ્
જહાન્દીદગાન્ યકુ બયકુ શાહુ જૂય
કે સન્દલ્ બદમ્બરૂ નેહાદન્દ્ રૂય
બુઝોર્ગાને કશ્મીરૂ તા મર્ઝે ચીન્
બશાહી બરૂ ખાન્દન્દ્ આફરીન્
કે દમ્બરૂ બેયામદ્ સરફ્રાઝ માય
બતખ્તે બુઝોર્ગી દરૂ આવરૂદ્ પાય
હમાન્ તાજે જમ્હુરૂ બરૂ સરૂ નેહાદ્
બદાદો બેબખ્શેશ દરૂ અન્દરૂ કુશાદ્
ચુ શુદ્ પાદ્શા મામે ગવરા બેખાસ્તં
બેપવરૂદ્ બા જાન્ હમી દાશ્ત રાસ્ત
પરીચેહરૂ આબેસ્તન્ આમદ્ કે માય
પેસરૂ ઝાદ્ અઝીન્ નામવરૂ કદ્ખોદાય
વરા પાદ્શા નામ તલ્હન્દ્ કરૂદ્
રવાન્રા પુરૂ અઝ મેહરે ફર્ઝન્દ્ કરૂદ્
દો સાલહુ શુદ્ આન્ ખુર્દો ગવ હફ્ત સાલ્
૮૨ દેલાવરૂ ગવી ગશ્ત બા ફરૂરો યાલ્
બદાન્ ચન્દ્ ગહુ માય બીમારૂ ગશ્ત
દેલે શાદે ઊ જોફ્તે તીમારૂ ગશ્ત
દો હફ્તહુ બરૂ આમદ્ બઝારી બેમોરૂદ્
બેરફ્તો જહાન્ દીગરીરા સેપોરૂદ્
હમહુ સન્દલી ઝારો ગેર્યાન્ શુદન્દ્
કે દરૂદે દેલે માય બેર્યાન્ શુદન્દ્
નેશસ્તન્દ્ યકુ માહુ બા સૂગે શાહુ
સરે માહુ યકુસરૂ બેયામદ્ સેપાહુ
હમહુ નામદારાનો ગોર્દાને શહુરૂ
હરાન્ કસ કે ઊ અઝ ખેરદ્ દાશ્ત બહુરૂ
સખુન રફ્ત હરૂગૂનહુ બરૂ અન્જુમન
ચુનીન્ ગોફ્ત ફર્ઝાનહુ બા રાએઝન્
કે ઈન્ ઝન્ કે ઊ જોફ્તે જમ્હુરૂ બૂદ્
હમીશહુ કે કેર્દારે બદ્ દૂરૂ બૂદ્

એ ઉપર ઘણો વખત વીત્યો નહીં-કે એકાયક તે રાજા બીમાર પડી ગયો.

તેણે રાણીને કેટલીક મરતી વખતની નસીહત કરી પ્રાણ છોડયો-તેણે પોતાનો ઈન્સાફથી ભરેલો દેશ ગવને સોંપી આપ્યો.

પણ બચપણને સબબે ગવ તખ્ત અને તાજ વાપરવા કે મઝબૂત રીતે લડાઇની કમર બાંધવાને લાયક હતો નહી.

તમામ સરદારોનાં સર ધૂળ ભર્યાં બનેલાં હતાં-અને જમહૂરને માટે તેઓનાં દિલ દર્દ ભરેલાં થયાં હતાં.

તેની બક્ષેશ માટે, તેની ખાણીપીણી માટે અને તેના ઇન્સાફ માટે-સઘળો દેશ તેનીજ યાદમાં ભરપુર બન્યો હતો.

સઘળું લશ્કર અને શેહરનાં લોકો, શું મર્દ, અઉરત અને છોકરાંઓ એકઠાં થઈ મશ્લહત કરવા લાગ્યાં,

કે "આ નાનું બાળક શું લશ્કર કે ઈન્સાફ શું ગુસ્સો કે શું તખ્ત અને તાજ કશું જાણતું નથી.

અગરજો એક પાદશાહ મોટી ઉમરનો નહીં હોય-તો ત્યાંનો સઘળો દેશ ખરાબી ભરેલો બને છે."

હવે તે પાદશાહનો એક અકલમંદ અને તખ્તને લાયકનો ભાઇ હતો.

તે નામવરનું નામ "માય" કરી હતું-અને "દમ્બર" શેહરમાં રહીને મૂર્તિની પરસ્તેશ કરતો હતો.

આથી સઘળા પાદશાહની શોધ કરનારા અનુભવીઓએ-સન્દલથી દમ્બર તરફ ગયા.

અને કેશ્મીરના બુઝોર્ગોથી તે ચીનની સરહદ સૂધીના સઘળા મોટાઓએ તેની ઉપર પાદશાહ તરીકેની દોઆ કીધી.

સરફરાઝ માય દમ્બરથી આવી-મોટાઈનાં તખ્ત ઉપર બિરાજ્યો.

તેણે જમહૂરનું તાજ પોતાનાં સર ઉપર મેલ્યું ઈન્સાફ અને બક્ષેશનો દરવાઝો ખુલ્લો કીધો.

જ્યારે માય પાદશાહ થયો ત્યારે તે ગવની મા સાથ પરણ્યો-તેણીને પોતાના જીવની માફક પાળવા લાગ્યો અને સારી રીતે રાખવા લાગ્યો.

હવે માયથી પેલી પરીચેહર હમેલદાર થઇ-અને આ નામવર ધણીથી તેણીએ એક છોકરો જણ્યો.

પાદશાહે તેનું નામ "તલહંદ" પાડયું-અને પોતાના જીવને બેટાનીજ મોહબતથી ભર્યો

તે નાનું બાળક બે વર્ષનું થયું ત્યારે ગવ સાત વર્ષનો થયો-ગવ એક બહાદુર અને દબદબા સાથનો પેહલવાન બનતો ગયો.

પછી માય થોડા દહાડા બીમાર પડયો-અને તેનું ખુશહાલ દિલ ગમનો સાથી બન્યું.

બે હફતા તે બીમાર રહ્યો પછી તે મરણ પામ્યો-તે ચાલી ગયો અને પોતાનો દેશ બીજાને સોંપી ગયો.

તમામ સંદલી લોકો રડના અને પોકારતા બન્યા-અને માયને માટે દિલનાં દર્દથી ભુંજાવા લાગ્યા.

તેઓ એક મહિનો પાદશાહનાં સોગમાં બેઠા-પછી મહિનાની આખેરીએ તમામ લશ્કર ભેગું થયું.

શેહરના સઘળા નામદારો અને પેહલવાનો-તેમજ જે ડાહ્યા માણસો હતા તેઓ એકઠા મળ્યા.

તે અંજુમન આગળ દરેક રીતની વાતો ચાલી-શેવટે એક દાના શખ્સે પેલા મશ્લહત કરનારાઓને એમ કહ્યું,

કે "આ અઉરત કે જે જમહૂરની બાયડી હતી-તે હમેશે બૂરાં કામથી દૂરજ રહેતી હતી

હમહૂ રાસ્તી ખાસ્તી ઝીન્ દો શૂય
નબૂદ ઇચ્ તા બૂદ બોય્ દાદ જૂય
નેઝાહીસ્ત ઇન્ સાખ્તહૂ દાદરા
હમાન્ રાસ્તીરાઓ બુન્યાદરા
હમાન્ બેહ્ કે ઈન્ ઝન્ બુવદ શહ્રયારૂ
કે ઈન્ માન્દ અઝ્ મેહ્તરાન્ યાદગારૂ
બગોફ્તારે ઊ શામ્ ગશ્ત અન્જુમન્
ચુનીન્ ગોફ્ત ફર્ઝાનહૂ બા રાયઝન્
કે તખ્તે દો ફર્ઝન્દે ખુદરા બેગીરૂ
ફેઝાયન્દહૂ કારીસ્ત ઇન્ નાગુઝીરૂ
ચુ ફર્ઝન્દ ગર્દદ સઝાવારે ગાહૂ
બદૂ દેહૂ ખુઝોર્ગીઓ ગન્જો સેપાહૂ
વઝાન્ પસ હમ્ આમૂઝ્ગારશ તો બાશ
દેલારામો દસ્તૂરો યારશ તો બાશ
બગોફ્તારે ઈશાન્ ઝને નીકુબખ્ત
બેયફ્રૂખ્ત તાજો બેયારાસ્ત તખ્ત
ફેઝૂન કરૂદ ખૂબીઓ પર્હીઝો દાદ
હમહૂ પાદશાહી બદૂ ગશ્ત શાદ
દો મૂબેદ ગુઝીન્ કરૂદ પાકીઝહૂ રાય
હોનરૂમન્દો ગીતી સેપોર્દહૂ બજાય
બદીશાન્ સેપોરૂદ આન્ દો ફર્ઝન્દરા
દો મેહ્તરૂ નેઝાદો ખેરદમન્દરા
નબૂદી અઝીશાન્ જુદા યકઝમાન્
બદીદારે ઈશાન્ બુદી શાદમાન્
ચુ નીરૂ ગેરેફ્તન્દો દાના શુદન્દ
બહરૂ દાનેશી બરૂ તવાના શુદન્દ
ઝમાન્ તા ઝમાન્ યકૂ ઝે દીગરૂ જુદા
શુદન્દી બરે માદરે પાર્સા
કે અઝ્ મા કુદામસ્ત શાયેસ્તહૂ તરૂ
બદેલ્ બરૂતરો નીઝ્ બાયેસ્તહૂ તરૂ
ચુનીન્ ગોફ્ત માદર્ બહરૂદૂ પેસરૂ
કે તા અઝ્ શુમા બા કે યાબમ્ હોનરૂ
હોનરૂમન્દીઓ રાયો પરૂહીઝો દીન્
ઝબાન્ ચર્બો જૂયન્દએ આફરીન્
ચુ દારીદ હરૂદૂ બશાહી નેઝાદ
ખેરદ્ બાયદો શર્મો પરૂહીઝો દાદ
ચુ તન્હા શુદી સૂએ માદરૂ યકી
ચુનીન્ હમ સખુન્ રાન્દી અન્દકી
કે અઝ્ મા દો ફર્ઝન્દ કેશ્વરૂ કેરાસ્ત
હમાન્ ગન્જો ઈન્ તખ્તો અફ્સરૂ કેરાસ્ત
બદૂ મામ્ ગોફ્તી કે તખ્ત આને તોસ્ત
ખેરદમન્દીઓ રાયો બખ્ત આને તોસ્ત
બદીગરૂ ચુનીન્ હમ બદીન્ સાન્ સોખુન્
હમી રાન્દ તા આન્ સખુન્ શુદ કોહુન્
દેહે હરૂ યકી શાદ કર્દી બતખ્ત
બગન્જો સેપાહો બનામો બબખ્ત
રસીદન્દ હરૂદૂ બમર્દી બજાય
બદ આમૂઝ્ શુદ હરદોરા રહ્નુમાય
ઝે રશ્કૂ ઊફ્તાદન્દ હરૂદૂ બરન્જ
બરૂ આશોફ્તન્દ અઝ્ પયે તાજો ગન્જ

તેણી આ બન્ને ખાવંદોથી રાસ્તીજ ચાહતી હતી-અને હાલ સુધી ઇન્સાફીજ રહેલી છે.

આ ઇન્સાફી, પ્રમાણિક તેમજ બુન્યાદી સ્ત્રી ઊંચાં ખાન્દાનની છે.

માટે જો એ સ્ત્રીજ પાદશાહ થાય તો ઘણું સારૂં-કારણકે તે બન્ને પાદશાહોની યાદગાર તરીકે એજ સ્ત્રી રહેલી છે."

તે દાના શખ્સના બોલવા ઉપર સધળી અન્જુમન એકમત થઇ- ૮૩
પછી પેલા દાનાએ તે ડહાપણવાળી સ્ત્રીને એ પ્રમાણે કહ્યું,

કે "પોતાના બન્ને બેટાઓની ગાદી હાલ તું લે-આ એક ઉત્તમ કામ છે અને તેમ કર્યા વગર છુટકો નથી.

જ્યારે તારૂં ફર્ઝંદ તખ્તને લાયક થાય-ત્યારે તેને તું સધળી પાદશાહી તેમજ ખઝાનો અને લશ્કર સોંપી આપજે.

હવે પછી તુંજ તેનો સલાહકાર બન-તેમજ તેનાં દિલને આરામ આપનારી, તેના વઝીર તરીકે અને તેના સાથી તરીકે થઇ રહે."

તેઓના કહેવાથી તે નેકબખ્ત અઉરત-તાજ પેહેરી તખ્ત ઉપર બેઠી.

તેણીએ ખૂબી, પર્હેઝગારી અને ઈન્સાફનો વધારોજ કીધો-તેનાથી તમામ દેશ ખુશહાલ બન્યો.

તેણીએ પાકીઝેહ અકલના, હુનર ભરેલા, અને દુન્યાનો અનુભવ મેળવેલા બે વઝીરોને ચુંટી કાઢયા.

તેઓને તે પોતાના બન્ને પાદશાહી બુન્યાદના અને અકલમંદ ફર્ઝંદોને સોંપી આપ્યા.

તેઓથી તેણી જરાબી જુદી પડતી નહીં હતી-તેઓને જોઇને તેણી ખુશહાલ રહેતી હતી.

જ્યારે પેલા છોકરાઓ મોટા થઇ ઝોરાવર બન્યા અને વિદ્વાન થયા-તેમજ દરેક વિદ્યામાં કુશળતા મેળવી,

ત્યારે તેઓ વારમ્વાર પોતાની પર્હેઝગાર મા આગળ એક બીજાથી ૮૪
એકલા પડીને આવતા હતા.

અને પૂછતા હતા કે "અમારામાંથી વધારે લાયક, ઉદાર દિલનો તેમજ જેવો જોઇયે તેવો કોણ છે?"

તે માદર બન્ને છોકરાઓને એ પ્રમાણે જવાબ આપતી-કે "તમારા-માંથી કોણને વધારે હોનર છે, તે મને જોવા દેઓ.

હુનરમંદી, ડહાપણ, પરહેઝગારી અને દીન ધર્મ કોણને છે?-તેમજ શીરીન ઝબાનનો અને કીર્ત્તિ શોધનારો કોણ છે તે મને જોવા દેઓ.

જ્યારે તમો બન્ને જણા પાદશાહી બુન્યાદ ધરાઓ છો-ત્યારે તો તમારા લોકોમાં ડહાપણ, સાલેસાઈ, પર્હેઝગારી અને ઈન્સાફ હોવો જોઇયે."

જ્યારે કોઇ એક જણ એકલો તેની મા આગળ જતો-અને આવી રીતની વાતો કરતો હતો,

કે "અમો બન્ને બેટામાંથી આ મુલક કોણને માટે છે-તેમજ આ ખઝાનો, તખ્ત અને તાજ પણ કોણને માટે છે?"

ત્યારે મા તેને કહેતી કે "તખ્ત તારૂંજ છે-કારણકે દાનેશમંદી, વિચાર શક્તિ અને નેક નસીબ તારૂં છે."

બીજાને પણ એવીજ રીતના સખુનો-કહેતી હતી એમ લાંબો વખત થયો ત્યાં સૂધી,

તેણી દરેક જણનાં દિલને તખ્ત, ખઝાના, લશ્કર અને નેક નસીબની આશા આપી ખુશહાલ કરતી હતી

હવે તે બન્ને જણા મર્દાનગીએ પહોંચ્યા-અને તે બન્નેને ભૂંડા ૮૫
સલાહકારો લાગુ પડયા.

અદેખાઇથી તે બન્ને જણા આફતમાં પડયા-તેઓ તાજ અને ખઝાના માટે એકમેક ઉપર ગુસ્સો કરવા લાગ્યા.

હમહ્ શહ્રેરા લશ્કર્ બદ્ નીમ ગશ્ત
દેલે નીક્ મર્દાન્ પુર્ અઝ્ બીમ ગશ્ત
ઝે ગોફ્તે બદ્ આમૂઝ્ જૂશાન્ શુદન્દ
બનઝ્દીકે માદર્ ખોરૂશાન્ શુદન્દ
બેગોફ્તન્દ્ કઝ્ મા કે ઝીબા તરસ્ત
કે બર્ નીકો બર્ બદ્ શેકીબા તરસ્ત
ચુનીન્ પાસોખ આવર્દ્ ફર્ઝાનહ્ ઝન્
કે બા મૂબેદે નીક્ દેલ્ રાએઝન્
બેબાયદ્ નેશસ્તન્ શુમારા નુખોસ્ત
બઆરામો બા કામ ફર્જામ જોસ્ત
વઝાન્ પસ ખનીદહ્ બુઝોર્ગાને શહ્ર્
હરાન્ કસ કે ઊ દારદ્ અઝ્ રાય બહ્ર્
યકાયક્ બેપુર્સીદ્ બા રહ્નમૂન્
કે ચૂનસ્ત્ રફ્તન્ બકાર્ અન્દરૂન્
કસી કુ બેજૂયદ્ હમી તાજો ગાહ્
ખેરદ્ બાયદો રાયો ગન્જો સેપાહ્
૮૬ ચુ બીદાદગર્ પાદશાહી કુનદ્
જહાન્ પુર્ ઝે ગર્મો તબાહી કુનદ્
બમાદર્ ચુનીન્ ગોફ્ત ફર્ઝાનહ્ ગવ્
કઝીન્ પુર્સેશ્ અન્દર્ બહાનહ્ મરવ્
અગર્ કેશ્વર્ અઝ્ મન્ નગીરદ્ ફ્રોગ્
બેગૂયો મગૂય ઈચ્ ગૂનહ્ દોરૂગ્
બતલ્હન્દ્ બેસ્પાર્ તખ્તો કોલાહ્
મન્ ઊરા ચકી કેહ્તરમ નીક્ખાહ્
વગર્ મન્ બસાલો ખેરદ્ મેહ્તરમ
હમ અઝ્ પોશ્તે જમ્હુરે કુન્દાવરમ
બેગૂઇ કે તા અઝ્ પયે તાજો તખ્ત
નગીરદ્ બબીદાનેશી કાર્ સખ્ત
બદ્ ગોફ્ત માદર્ કે તુન્દી મકુન્
બર્ અન્દાઝહ્ બાયદ્ કે રાની સખુન્
હરાન્ કસ કે બર્ તખ્તે શાહી નેશસ્ત
મેયાન્ બસ્તહ્ દારદ્ કુશાદહ્ દો દસ્ત
નેગહ્ દાશ્તન્ જાને પાક્ અઝ્ બદી
બદાનેશ્ સેપોર્દન્ રહે બેખ્રદી
હમ અઝ્ દુશ્મન્ આગાહ્ બૂદન્ બજન્ગ્
નેગહ્દાશ્તન્ બહ્રએ નામો નન્ગ્
૮૭ ઝે દાદો ઝે બીદાદો શહ્રેરા સેપાહ્
બેપુર્સદ્ ખોદાવન્દે ખુરશીદો માહ્
અગર્ પશ્શહ્ અઝ્ શાહ્ યાબદ્ સેતમ્
રવાનશ્ બદોઝખ્ બેમાનદ્ દેઝમ્
જહાન્ અઝ્ શબે તીરહ્ તારીક્ તર્
દેલી બાયદ્ અઝ્ મૂય બારીક્ તર્
કે અઝ્ બદ્ કુનદ્ જાનો દેલ્રા રહા
બેદાનદ્ કે કઝ્ઝી નદારદ્ બહા
ચુ બર્ સર્ નેહદ્ તાજો બર્ તખ્તે દાદ્
જહાન્ યક્સર્ અઝ્ દાદ્ બાશન્દ્ શાદ્
સરન્જામ બેસ્તર્ ઝે ખેશ્તસ્તો ખાક્
વગર્ સૂખ્તહ્ ગર્દદ્ અન્દર્ મગાક્
અઝીન્ દુદમાન્ શાહ્ જમ્હૂર્ બૂદ્
કે રાયશ્ ઝે કર્દારે બદ્ દૂર્ બૂદ્

શેહરનાં સઘળાં લોકો તેમજ લશ્કર બે ભાગમાં વહેંચાઇ ગયું-તેથી નેક મર્દોનાં દિલ ધાસ્તી ભરેલાં બન્યાં.

પેલા બૂરૂં શીખવનારની ફૂલવણીથી તેઓ જોશમાં આવ્યા-અને પોતાની માની નઝદીક પોકાર કરવા લાગ્યા.

તેઓ બોલ્યા કે "અમારામાંથી વધારે લાયક કોણ છે-નેકી અને બદીમાં કોણ ધીરજવાળો છે?"

પેલી દાના અઉરતે જવાબ આપ્યો કે "નેક દિલના સલાહકાર વઝીરો સાથ,

પહેલાં તો તમોએ બેસી ધીરજ અને શાન્તિથી એનું શેવટ લાવવું જોઇયે.

ત્યાર પછી શેહેરના પસંદ કીધેલા બુઝોર્ગો-તેમજ જે જે શખ્સો કે વિચાર કરવાની શક્તિ ધરાવે છે, તેઓને

તમો પોતાના રેહનુમાઈ કરનારાઓ સાથ પૂછો-કે 'એ કામમાં આગળ વધવાનો રસ્તો કયો છે?'

જે કોઇ કે તાજ અને તખ્ત મેળવવાની ખાહેશ કરે-તેણે તો ડહાપણ, સારી સલાહ, ગંજ ખઝાનો અને લશ્કર ધરાવવું જોઇયે.

કારણ જ્યારે એક ઝુલ્મગાર પાદશાહ રાજ્ય કરે છે-ત્યારે તે સઘળો દેશ શોર ભરેલો અને ખરાબ કરી નાખે છે."

દાના ગવે માને એ પ્રમાણે કહ્યું-કે "મારા આ સવાલમાં એવું બહાનું વચ્ચે ના લાવ.

જો આ મુલક મારીથી આબાદ નહીં થઈ શકવાનો હોય-તો તે કહી દે અને અમથું જૂઠું ના બોલ.

તલ્હંદને આ તખ્ત અને તાજ સોંપી દે-હું તેનો એક નેકખાહ નોકર તરીકે રહીશ.

અને જો હું ઉમરમાં અને અકલમાં મોટો છું-તેમજ બહાદુર જમહૂરની પીઠથી ઉતરેલો છું,

તો તે પ્રમાણે તેને (તલ્હંદને) કહી દે કે જેથી તે તાજ અને તખ્તને માટે બેવુકૂફી ભરેલાં સખ્ત પગલાં નહીં ભરે."

માએ તેને કહ્યું કે "તું એમ આકળો ના બન-તને તો ઘટે છે કે રીતસર વાત કરે.

જે કોઈ કે પાદશાહી તખ્ત ઉપર બેસે-તેને તો લાયક છે કે પોતાની કમર બાંધેલી રાખે અને સખાવત માટે હાથ ખુલ્લાજ રાખે.

તેણે પોતાનો પાક જીવ બદીથી સંભાળવો જોઇયે-અને દાનાઇનોજ માર્ગ અકલને સોંપવો જોઇયે.

તેમજ દુશ્મનથી લડાઈમાં હુશ્યાર રહેવું જોઇયે-નામદારી અને કીર્ત્તિના વધારાને માટે સંભાળ રાખવી જોઇયે.

તારા ઈન્સાફ અને ઝુલ્મ માટે તેમજ રૈયત અને લશ્કર માટે-ખુરશીદ અને માહતાબનો સાહેબ ખોદાતાલા તને પૂછશે.

અગરજો પાદશાહને હાથે એક મચ્છર પણ ઝુલ્મ ખમે-તો તેથી તેનું રવાન દોઝખમાં ગમ ભરેલું રહે છે.

આ દુન્યા સીઆહ રાત કરતાં પણ વધારે અંધારી છે-તેથી ઇન્સાને પોતાનું દિલ તો બાલ કરતાં પણ બારીક રાખવું જોઇયે.

કે જેથી તે પોતાના જાન અને દિલનો બદીથી છૂટકારો કરે-અને તે સમજે કે જૂઠાણું કાંઈ પણ કીમત ધરાવતું નથી.

જ્યારે કોઈ પોતાનાં સર ઉપર તાજ મૂકી ઇન્સાફનાં તખ્ત ઉપર બેસે છે-ત્યારેજ સઘળો દેશ તેના ઇન્સાફથી ખુશહાલ થાય છે.

શેવટે તો સઘળાંનું બિછાનું ઇંટ અને ખાકનુંજ છે-અથવા તો કોઇ ચિતામાં બળી મરે છે.

પાદશાહ જમ્હૂર એક એવાં નામીચાં ખાન્દાનથી ઉતરી આવેલો હતો-કે તેના સઘળા વિચારો બૂરાં કામથી દૂરજ હતાં.

ન હન્ગામ ખુદ મોર્દન્ ઊશ બેમોરૂદ
જહાન્‌રા બકેહ્તરૂ બેરાદરૂ સેપોરૂદ
ઝે દમ્બરૂ બેયામદ સરફ્રાઝ માય
જવાન્ બૂદો બીનાદેલો રહ્નુમાય
હમહ્ સન્દલી પીશે ઊ આમદન્દ
પુરૂ અઝ ખૂન્ દેલો શાહ્ જૂ આમદન્દ
બેયામદ બતખ્તે મેહી બરૂ નેશસ્ત
મેયાન્ તન્ગ્ બસ્તહ્ કુશાદહ્ દો દસ્ત
મરા ખાસ્ત અમ્બાઝો ગશ્તીમ જોફ્ત
બદાન્ તા બેમાનદ સખુન્ દરૂ નેહોફ્ત
ચુ કારે વેલાયત બરૂ રાસ્ત ગશ્ત
જહાન્ ઝૂદ મન્શૂરે ઊ દરૂ નવશ્ત
પસ અફૂનૂન્ કે મેહતરૂ બેરાદરૂ તોઈ
બસાલો ખેરદ નીઝ બરૂતરૂ તોઈ
હમાન્ કુન્ કે જાન્‌રા નદારી બરન્જ
ઝે બહરે સરફ્રાઝીઓ તાજો ગન્જ
યકી અઝ શુમા ગરૂ કુનમ મન્ ગુઝીન્
દેગરૂ ગર્દદ અઝ મન પુરૂ અઝ દર્દો કીન્
મરીઝીદ ખૂન્ અઝ પયે તાજો ગન્જ
કે બરૂ કસ નમાનદ સરાએ સેપન્જ
ઝે માદરૂ ચુ બેશ્નીદ તલ્હન્દ પન્દ
નેયામદશ ગોફ્તારે ઊ સૂદમન્દ
બમાદરૂ ચુનીન્ ગોફ્ત કઝ મેહતરી
હમી અઝ પયે ગવ્ કુની દાવરી
બસાલ અરૂ બેરાદરૂ ઝે મન્ મેહતરસ્ત
ન હરૂ કૂ બુવદ મેહતરૂ ઊ બેહતરસ્ત
બદીન્ શહ્‌રો લશ્કરૂ ફેરાવાન્ કસસ્ત
કે હમસાલ ઊ બાસ્માન્ કર્ગસસ્ત
કે હરૂગેઝ નજૂયન્દ ગાહો સેપાહ્
ન અફૂસરૂ ન ગન્જો ન તખ્તો કોલાહ્
પેદરૂ ગરૂ બરૂઝે જવાની બેમોરૂદ
ન તખ્તે બુઝોર્ગી કસીરા સેપોરૂદ
દેલત જોફ્તહ્ બીનમ હમી સૂએ ગવ્
બરૂ આની કે ઊરા કુની પીશરવ્
મન્ અઝ ગુલ બદીન્ ગૂનહ્ મરૂદુમ કુનમ
મબાદા કે નામે પેદરૂ ગુમ કુનમ
યકી માદરશ સખ્ત સઉગન્દ ખરૂદ
કે બીઝારમ અઝ ગુમ્બદે લાજવરૂદ
અગરૂ હરૂગેઝ ઈન્ આરૂઝૂ ખાસ્તમ
ઝે યઝદાનો બરૂ દેલ બેયારાસ્તમ
મબરૂ ઝીન્ સખુન્ જોઝ બનીકી ગમાન્
મશવ્ બદ તો બા ગર્દશે આસમાન્
કે આન્‌રા કે ખાહદ દેહદ નીકવી
નેગરૂ જોઝ બયઝદાન્ બકસ નગ્રવી
મન્ અન્દાખ્તમ હરૂચે આમદ ઝે પન્દ
અગરૂ નીસ્ત પન્દે મનત સૂદમન્દ
નેગરૂ તા ચે બેહતરૂ ઝે કારૂ આન્ કુનીદ
બેકૂશીદો આન્ તૂશએ જાન્ કુનીદ
અઝાન્ પસ હમહ્ બેખ્રદાન્‌રા બેખાન્દ
હમહ્ પન્દહા પીશે ઈશાન્ બેરાન્દ

જો કે તેનો મરવાનો વખત નહીં હતો પણ તે મરી ગયો-અને આ દેશ પોતાના નાના ભાઈને સોંપી ગયો.

સરફરાઝ માય દમ્બરથી અહીં આવ્યો-તે જવાન, હુશયાર અને રૈયતની રેહનુમાઈ કરનારો હતો.

તમામ સંદલી લોકો તેની નઝદીક આવ્યા-તેઓનાં દિલ ગમ ભરેલાં અને એક બીજા પાદશાહની શોધ કરનારાંજ હતાં.

તે આવ્યો અને પોતાની કમર તંગ બાંધી સખાવત માટે બન્ને હાથ ૮૮
ખુલ્લા રાખી મોટાઈનાં તખ્ત ઉપર બેઠો.

તેણે મને પોતાની ભાગિયેણ કરવા માગી અને અમો બન્ને જોડાઇને એક થયાં-કે જેથી રાજ્યની સઘળી વાતો ઢંકાયલી રહે.

જ્યારે રાજ્યનું કામ તેણે બરાબર હાથ પાડયું-ત્યારે ઝમાનાએ જલ્દીથી તેની સત્તા પણ છીનવી લીધી.

હવે જ્યારે કે તું વડો ભાઈ છે-અને ઉમરમાં તેમજ દાનાઈમાં તું વધારે છે,

તો તું આ મોટાઈ તેમજ તાજો તખ્ત અને ખઝાનાને ખાતેર પોતાના જીવને રંજમાં નાખે એવું ના કર.

અગરજો હું તમારામાંથી એકને પસંદ કરીશ-તો બીજો મારાથી દુઃખી અને કીના ભરેલો બનશે.

તમો તાજો તખ્ત અને ખઝાના માટે લોહી ના રેડો-કારણકે આ મુસાફરખાનારૂપી દુન્યા કોઈ ઉપર સદા રહેવાની નથી."

જ્યારે તલ્હંદે પોતાની માને મોઢેથી આવી શીખામણ સાંભળી-ત્યારે તેને તેની વાત ફાયદાકારક લાગી નહીં.

તેણે પોતાની માને કહ્યું કે "તું તે મોટો હોવાને લીધે-ગવની હેમાયત કરે છે.

જો કે મારો ભાઈ ઉમરમાં મારેથી મોટો છે-તોપણ કાંઇ બધાજ મોટા ભાઇઓ ચઢિયાતા હોતા નથી.

એમ તો આ શેહરમાં અને આ લશ્કરમાં એવા ઘણાકો છે-કે જેઓની ૮૯
ઉમર આકાશમાં ઉડતાં ગીદ્દો જેવી મોટી હશે,

તોપણ તેઓ રાજગાદી કે લશ્કર કદીબી માગતા નથી-તખ્તો તાજ કે ખઝાનો શોધતા નથી.

બાપ જો કે જવાનીમાં મરી ગયો છે-છતાં તે આ મોટાઇનું તખ્ત કોઇને આપી ગયો નથી.

હું તારૂં દિલ ગવ તરફજ ઢળેલું જોઊં છું-તું તેનેજ પાદશાહ બનાવવા માગે છે.

હું તારી આંખોમાંનું ફૂલું કાઢી નાખીશ (કે જેથી લાયક કોણ અને નાલાયક કોણ તે તું બરાબર જોય)-હું મારા બાપનું નામ ખોઈશ નહીં."

તેની માયે એક સખ્ત સઉગંદ ખાધા-કે "હું આ લાજવર્દી ગુમ્બઝથી બેઝાર થયલી કહેવાઉં,

જો કદીબી મેં યઝદાન પાસે એમ માગ્યું હોય (કે ગવ પાદશાહ બને) અથવા એ વાત ઉપર મેં જરા પણ વિચાર કર્યો હોય.

આ વાતમાં તું ભલાઈ સિવાય બીજો વિચાર લઈ જતોજ ના-અને આસ્માનની ચાલ સાથે તું ભૂંડાઈ કરતોજ ના.

કારણકે તે તો જેને ચાહે છે તેને ભલાઈ આપે છે-માટે તું ધ્યાન રાખજે યઝદાન સિવાય કોઇ બીજાની ખાહેશ કરતોજ ના.

આ સઘળી નસીહત જે મારા ધ્યાનમાં આવી તે તને કહી છે-અગરજો આ મારી શીખામણ તમોને ફાયદાકારક નહીં લાગે,

તો પછી જે તમુને સારૂ સૂઝે તે કામ કરો-અને તે સારાં કામ ઉપરજ ૯૦
કોશેશ કરી તમારા જીવનો તોશો બનાવો."

ત્યાર બાદ તેણીએ સઘળા દાનાઓને બોલાવી મંગાવ્યા-અને તેઓ આગળ તે સઘળી નસીહતની વાતો કહી સંભળાવી.

કલીદે દરે ગન્જે દુ પાદ્દશા
કે બુદન્દ બા દાનેશો પારૂસા
બેયાવર્દો કરૂદ આશકારા નેહાન્
બપીશે જહાન્દીદગાને જેહાન્
સરાસર્ બદીશાન્ બેબખ્શીદ રાસ્ત
હમહ્ કામો રાએ દો ફર્ઝન્દ ખાસ્ત
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ બતલ્હન્દ ગવ
કે અય નીકુદેલ તીઝ બાઝારે નવ
શનીદી કે જમ્હુર્ ચન્દી ઝે માય
સરફ્રાઝ તર્ બુદ બસાલો બરાય
પેદર્ત આન્ ગેરાન્માયએ નીકુખૂય
નકર્દ ઈચ અઝ તખ્તે ઊ આરૂઝૂય
ન નન્ગ્ આમદશ હર્ગેઝ અઝ કેહ્તરી
નજોસ્ત ઈચ બર્ મેહ્તરાન્ મેહ્તરી
નેગર્ તા પસન્દદ ચુનીન્ દાદગર્
કે મન્ પીશે કેહ્તર્ બેબન્દમ કમર્
૫૧ નગોફ્તસ્ત માદર્ સખુન્ જોઝ બદાદ
ચેરા શુદ દેલે તુ બે બીદાદ શાદ
બે લશ્કર્ બેખાનીમ ચન્દી મેહાન્
બેરદ્મન્દો બર્ગશ્તહ્ ગેર્દે જેહાન્
બે ફર્ઝાનગાન્ ચૂન્ સખુન્ બેશ્નવીમ
બરાયો બફર્માન્ શાન્ બેગ્રવીમ
કઝીશાન્ હમી દાનેશ આમૂખ્તીમ
બફર્હન્ગ્ દેલહા બર્ અફ્રૂખ્તીમ
બેયામદ દો ફર્ઝાનએ રહ્નુમાય
મેયાન્ શાન્ હમી રફ્ત હર્ગૂનહ્ રાય
હમી ખાસ્ત ફર્ઝાનએ ગવ કે ગવ
બુવદ શાહ્ દર્ સન્દલો પીશરવ
હમ આન્ કસ કે ઉસ્તાદે તલ્હન્દ બૂદ
બફર્ઝાનગાન્ બર્ ખેરદ્મન્દ બૂદ
હમી ઇન્ બરાન્ બર્ ઝદી આન્ બરીન્
ચુનીન્ તા દો મેહ્તર્ ગેરેફ્તન્દ કીન્
નેહાદહ્ શુદ અન્દર્ યકૂ અયવાન્ દો તખ્ત
નેશસ્તહ્ બતખ્ત આન્ દો પીરૂઝ બખ્ત
દેલાવર્ દો ફર્ઝાનહ્ બર્ દસ્તે રાસ્ત
હમી હર્ યકી અઝ જહાન્ બહ્રહ્ ખાસ્ત
૫૨ ગેરાન્માયગાન્રા હમહ્ ખાન્દન્દ
બઅયવાન્ ચપો રાસ્ત બેન્શાન્દન્દ
ઝબાન્ બર્ કુશાદન્દ ફર્ઝાનગાન્
કે અય સર્ફરાઝાનો મર્દાનગાન્
અઝીન્ નામદારાને ફર્રુખ નેઝાદ
કે દારન્દ રસ્મે પેદર્ શાન્ બયાદ
કે ખાહીદ બર્ ખીશતન્ પાદ્દશા
કે દાનીદ અઝીન્ દુ જવાન્ પારૂસા
ફેરૂમાન્દન્દ અન્દરીન્ મૂબદાન્
બુઝોર્ગાનો બીદાર્ દેલ બેખ્રદાન્
નેશસ્તહ્ દો શાહે જવાન્ બર્ દો તખ્ત
બગોફ્તે દો ફર્ઝાનએ શૂર્ બખ્ત
બેદાનેસ્ત શહ્રીઓ હમ લશ્કરી
કઝાન્ કાર્ જન્ગ્ આયદો દાવરી

પછી તે બન્ને મરહૂમ પાદશાહો કે જેઓ ડહાપણવાળા અને પર્હેઝગારી ધરાવનારા હતા, તેઓના ખઝાનાની ચાવી,

લાવી પેલા જેહાનના અનુભવીઓની નઝદીક તેમાંનું સઘળું મૂકેલું ખુલ્લું કીધું.

અને બેઉ છોકરાઓને સરખા ભાગ કરી આપ્યા—અને તે બન્ને બેટાઓની સઘળી ખાહેશ અને મતલબ પુરી પાડી.

પછી ગવે પોતાના ભાઇ તલહંદને એ પ્રમાણે કહ્યું-કે "ઓ નવા ઉધરતા નેક દિલ જવાન!

તેં સાંભળ્યું તો હશે કે માગ કરતાં જમ્હૂર ઉમરમાં તેમજ અકલમાં કાંઈક વધુ ચઢિયાતો હતો,

તેથીજ તે તારા નેક ખસ્લતના બુન્યાદી બાપે-તેનાં તખ્તની જરાબી ખાહેશ કીધી નહીં.

તેને પોતાના નાના ભાઇના તાબેદાર રહેવાની જરાબી શર્મ લાગી નહીં—અને મોટાઓ ઉપર સરદારી કરવાની કાંઇ પણ અભિલાષ કીધી નહીં.

તું ધ્યાન પુગાડ કે ઇન્સાફી ખોદાતાલા એવું પસંદ કરશે-કે હું તું નાના ભાઈની આગળ કમર બાંધેલી રાખું?

આપણી માદરે ઇન્સાફ સિવાય બીજું કશું કહ્યું નથી—તારૂં દિલ બેઇન્સાફીથી શા માટે ખુશહાલ થયું છે?"

આપણે લશ્કરમાંથી કેટલાક સરદારો, અકલમંદો અને દુન્યાની આસપાસ ફરેલાઓને બોલાવ્યે.

અને તે દાનાઓની વાત સાંભળી-તેઓના વિચાર અને ચૂકાદા ઉપર રાઝી થઇયે.

કારણકે આપણે એઓથીજ દાનાઈ શીખ્યા છિયે—અને આપણાં દિલ ડહાપણથી રોશન કીધાં છે."

આથી તે બન્ને રેહનુમાઈ કરનારા દાનાઓ આવ્યા—અને તેઓ વચ્ચે ઘણીક વાતો ચાલી.

ગવનો ઉસ્તાદ એમ ચાહતો હતો કે ગવ સન્દલનો રાજા થાય અને આગેવાન દરજ્જો લીયે.

તેમજ જે તલહંદનો ઉસ્તાદ હતો—અને જે બીજા દાનાઓ કરતાં વધુ પ્રવીણ હતો,

તે તેની તરફથી બોલતો હતો—એ પ્રમાણે તે બન્ને સરદારોમાં કીનો બરપા થયો.

આખેરે તે એક અયવાનમાં બે તખ્ત મૂકયાં—અને તે તખ્તો ઉપર તે બન્ને ફતેહમંદ નસીબના શાહઝાદાઓ બેઠા.

પેલા બહાદુર ઉસ્તાદો દરેકના જમણા હાથ ઉપર બેઠા—અને બન્ને જણ પોત પોતાના રાજ્યનો હિસ્સો માગવા લાગ્યા.

બીજા સઘળા ઊંચી બુન્યાદના શખ્સોને બોલાવી—તે અયવાનમાં ડાબા જમણી બેસાડયા.

પેલા બન્ને વિદ્વાનો બોલ્યા-કે "ઓ સરફરાઝો અને બહાદુર શખ્સો!

આ મુબારક બુન્યાદના બન્ને નામદારો-કે જેઓ પોતાના બાપની સઘળી રાહ રસ્મ યાદ રાખે છે, તેઓમાંથી,

તમો પોતાના પાદશાહ તરીકે કોણને પસંદ કરો છો--આ બન્ને જવાનોમાંથી કોણને પરહેઝગાર સમજો છો?"

પેલા સઘળા દાનાઓ, બુઝોર્ગો અને ચાલાક દિલના અકલમંદો એ વાતથી અજબ થયા.

તે બન્ને જવાન શાહઝાદાઓ બે તખ્ત ઉપર બેઠા હતા—પેલા બન્ને બદબખ્ત વિદ્વાનોના બોલવાથી,

તે શેહરના લોકોએ અને લશ્કરે પણ જાણ્યું-કે "આ કામથી લડાઇ અને ઝઘડો બરપા થશે.

હમહ્ પાદ્શાહી શવદ્ બર્ દો નીમ
એરદ્મન્દ્ માનદ્ બરન્જો બબીમ
યકી અન્જુમન સર્ બર્ આવરદ્ રાસ્ત
હમાન્ગહ્ સખુન ગોફ્તો બરૂપાય ખાસ્ત
કે. મા પીશે દ્ નામવર્ શહ્રૂયાર્
ચે યારીમ ગોફ્તન્ કે આયદ્ બકાર્
બેસાઝીમ ફર્દા યકી અન્જુમન્
બગૂઈમ યક્ બા દેગર્ તન્ બતન્
વઝાન્ પસ ફેરેસ્તીમ યક્ યક્ પયામ
મગર્ શહ્રૂયારાન્ બેયાબન્દ્ કામ
બેરફ્તન્દ્ અઝ્ અયવાન્ ઝકાનો દેઝમ
દહાન્ પુર્ ઝે બાદો રવાન્ પુર્ ઝે ઘમ
બગોફ્તન્દ્ કીન્ કાર્ બા રન્જ ગશ્ત
ઝે દસ્તે જહાન્દીદહ્ અન્દર્ ગુઝશ્ત
બરાબર્ નદીદીમ હર્ગેઝ્ દો શાહ્
દો દસ્તૂરે બદ્ખાહ્ દર્ પીશગાહ્
બબૂદન્દ્ યક્ શબ્ પુર્ આઝન્ગ્ ચેહ્ર્
બદાન્ ગહ્ કે બર્ ઝદ્ સર્ અઝ્ કૂહ્ મેહ્ર્
બેરફ્તન્દ્ યક્સર્ બુઝોર્ગાને શહ્ર્
હરાન્ કસ કે શાન્ અઝ્ ખેરદ્ બૂદ્ બહ્ર્
પુર્ આવાઝ્ શુદ્ સન્દલી ચાર્ સૂય
સખુન રફ્ત હર્ગૂનહ્ બર્ આરઝૂય
યકીરા ઝે ગોદર્ન્ બગવ્ બૂદ્ રાય
દેગર્ સૂએ તલ્હન્દ્ બૂદ્ રહ્નુમાય
ઝબાન્હા ઝે ગોફ્તારહા શુદ્ સોતૂહ્
નગશ્તન્દ્ હમ રાય હર્ દો ગોરૂહ્
પરાગન્દહ્ ગશ્ત આન્ બુઝોર્ગ્ અન્જુમન્
સેપાહીઓ શહ્રી હમહ્ તન્ બતન્
યકી સૂએ તલ્હન્દ્ પયઘામ કર્દ્
ઝબાન્રા ઝે ગવ્ પુર્ ઝે દુશ્નામ કર્દ્
દેગર્ સૂએ ગાવ્ રફ્ત બા ગોર્ઝો તીઘ્
કે અઝ્ શાહ્ મન્ જાન્ નદારમ દેરીઘ્
પુર્ આશૂબ્ શુદ્ કેશ્વરે સન્દલી
બદાન્ નીક્ખાહીઓ આન્ યક્દીલી
ખેરદ્મન્દ્ ગૂયદ્ કે દર્ યક્ સરાય
ચુ ફર્માન્ દો ગર્દદ્ નમાનદ્ બજાય
પસ આગાહી આમદ્ બતલ્હન્દો ગવ્
કે હર્ બર્ઝનીરા યકી પીશરવ્
હમહ્ શહ્ર્ વયરાન્ કુનન્દ્ અઝ્ હવા
નબાયદ્ કે દારન્દ્ શાહાન્ રવા
બબૂદન્દ્ અઝાન્ આગહી પુર્ હેરાસ
હમી દાશતન્દી શબો રૂઝ્ પાસ
ચુનાન્ બુદ્ કે રૂઝી દો શાહે જવાન્
બે[illegible]તન્દ્ બી લશ્કરો પહ્લવાન્
ઝબાન્ બર્ કુશાદન્દ્ બર્ યક્ દેગર્
પુર્ આઝન્ગ્ રૂયો પુર્ અઝ્ જન્ગ્ સર્
ગવે નામબર્દાર્ શુદ્ પુર્ ખોરૂશ
અઝાન્ ગોફ્તહા અન્દર્ આમદ્ બજૂશ
બતલ્હન્દ્ ગોફ્ત અય બેરાદર્ મકુન્
કઝ્ અન્દાઝહ્ બુગ્ઝશ્ત મારા સખુન

સઘળી સલ્તનતના બે ટૂકડા થશે-અને ડાહ્યા પુરૂષો દુઃખ અને ધાસ્તીમાં આવી પડશે."

તે મજલેસમાંથી એક જણે પોતાનું સર ઉઠાવ્યું-તે તુરત ઉભો થઈ બોલ્યો,

કે "આપણે આ બે શાહઝાદાઓ સન્મુખ-છુટથી વાદવીવાદ કેવી રીતે કરી શકયે?

માટે આપણે આવતી કાલે એક આખી અંજુમન ભર્યે-અને એક ૯૩
બીજા સાથે છુટથી વાદવીવાદ કર્યે.

અને પછી બન્ને જણાઓ ઉપર આપણા પોતાના વિચાર મોકલી આપ્યે-કદાચ તેથી એ શાહઝાદાઓને સન્તોષ મળશે."

તેઓ તે અયવાનમાંથી બકબક કરતા અને ગમગીન બની ઘર ગયા-તેઓનાં મોઢાં હાય અફસોસથી ભરેલાં અને જીવ ગમ ભરેલા હતા.

તેઓ બોલવા લાગ્યા કે "આ કામ દુઃખ ભરેલું થઇ પડયું છે-અનુભવી શખ્સોના હાથથી બાહેર ગયું છે.

આપણે કદીબી બે પાદશાહ અને તેઓના બન્ને બદખાહ વઝીરો તેઓનાં તખ્ત આગળ આમણસામણ બેઠેલા જોયા નથી."

તેઓએ આખી રાત ગુસ્સા ભર્યા ચેહરાએજ પસાર કીધી-પછી જ્યારે આફતાબે પહાડ ઉપરથી પોતાનું સર બાહેર કાઢયું,

ત્યારે સઘળા તે શેહરના મોટાઓ અને તેઓમાં જે કોઇ ડહાપણ-વાળા હતા તેઓ આવ્યા.

ચો તરફથી સંદલી શેહર પોકાર ભર્યું બન્યું-અને સઘળાઓ પોત પોતાની મતલબના સખુનો દરેક રીતે બોલવા લાગ્યા.

તે સઘળા બહાદુર લોકોમાંથી એક ટોળો શાહઝાદા ગવ માટે વિચાર ધરાવતો હતો-જ્યારે બીજો તલ્હંદની હિમાયત કરતો હતો.

બોલતાં બોલતાં તેઓની ઝબાનો થાકી ગઈ-પણ બન્ને પક્ષ એકમત ઉપર આવી નહીં.

આથી તે લશ્કરી અને શેહરીઓની સઘળી મોટી મજલેસ વીખ- ૯૪
રાઇ ગઇ.

એક જણે ગવ માટે પોતાની ઝબાન ગાળગળોચ ભરી બનાવી તલ્હંદ તરફ પયગામ મોકલ્યો,

જ્યારે બીજો ગોર્ઝ અને તલવાર સાથે ગવ આગળ જઈ બોલ્યો-કે "હું તું પાદશાહ માટે મારો જીવ આપવામાં અફસોસ કરીશ નહીં."

આખો સંદલીનો મુલક તેઓની આવી ખયરખાહી અને એકસંપીના સબબે ગભરાટ ભર્યો બન્યો.

દાનેશમંદો કહે છે કે "એક મકાનમાં-જ્યારે બે જણના હોકમ ચાલતા થાય છે ત્યારે તે મકાન તુટી પડે છે."

ત્યાર બાદ તલ્હંદ અને ગવને ખબર મળી-કે "દરેક મોહલ્લાનો એકેકો સરદાર બન્યો છે.

અને જેમ ગમે છે તેમ શેહરને ખરાબ કરે છે-માટે તે બન્ને પાદ-શાહોને ઘટતું નથી કે તેમ થવા દીયે."

તેઓ તે ખબરથી ધાસ્તી ભરેલા થયા-અને પોતાની સંભાળ માટે રાત દિવસ ચોકી પહેરા રાખવા લાગ્યા.

એમ બન્યું કે એક દહાડો બન્ને જવાન શાહઝાદા-પોતાનાં લશ્કર અને પેહલવાનો વગર સાથે મળ્યા.

તેઓ ગુસ્સા ભર્યા ચેહરાએ અને લડાઈ ભર્યાં સરે-એક બીજા ઉપર ઝબાન ખોલી.

તે વાતચિત્તથી નામદાર ગવ ઉશ્કેરાઈ ગયો-અને શોર ભર્યો થયો. ૯૫

તેણે તલ્હંદને કહ્યું કે "ઓ ભાઈ! તું એમ ના કર-આપણ વચ્ચેની વાત તો હવે હદથી બાહેર ગઈ છે.

બેયારામો બરૂ ખીરહુ ચીઝી મગૂય
કે ફર્ઝાનગાન્ આન્ ન બીનન્દ રૂય
શાનીદી કે જમ્હુર્ તા ઝેન્દહુ બૂદ
વરા માય હમચૂન્ યકી બન્દહુ બૂદ
બમોર્દો બમાન્દમ અઝ્ ખારો ખોરૂદ
યકી ખુર્દરા ગાહુ નત્વાન્ સેપોરૂદ
જહાન્ પુર્ ઝે નીકી શુદ અઝ્ રાએ ઊય
નેયારસ્ત ઝોસ્તન્ કસી જાએ ઊય
બેરાદર્ વરા હમચુ જાન્ બૂદો તન્
બશાહી વરા ખાસ્તન્દ અન્જુમન્
અગર્ બૂદમી મન્ સઝાવારે ગાહુ
નકર્દી બમાય અન્દરૂન્ કસ નેગાહુ
બર્ આઇને શાહાને પીશીન્ રવીમ
ઝે ફર્ઝાનગાન્ નીકો બદ બેશનવીમ
મન્ અઝ્ તૂ બસાલો પેદર્ મેહુતરમ
તો ગૂઈ કે મન્ મેહુતરો બેહુતરમ
૯૬ મગૂ નાસઝા તખ્તે શાહી મજૂય
મકુન્ રૂએ કેશવર્ પુર્ અઝ્ ગોફ્તગૂય
ચુનીન્ દાદ તલ્હન્દ પાસોખ કે બસ
બઅફ્સૂન્ બુઝોર્ગી નજુસ્તસ્ત કસ
મન્ ઈન્ તાજો તખ્ત અઝ્ પેદર્ યાફ્તમ
ઝે તોખ્મી કે ઊ કેશ્ત બર્ યાફ્તમ
હમી પાદશાહીઓ ગન્જો સેપાહુ
અઝીન્ પસ બશમ્શીર્ દારમ નેગાહુ
ઝે જમ્હુરો અઝ્ માય ચન્દીન્ મગૂય
અગર્ તખ્ત ખાહી યકી રઝ્મ જૂય
સરાન્ શાન્ પુર્ અઝ્ જન્ગ્ બાઝ્ આમદન્દ
બશહુર્ અન્દરૂન્ રઝ્મ સાઝ્ આમદન્દ
સેપાહીઓ શહુરી હમહુ જન્ગ્ જૂય
બદર્ગાહે શાહાન્ નેહાદન્દ રૂય
ગોરૂહી બતલ્હન્દ કર્દન્દ રાય
ગોરૂહી બગવ્ બૂદ દેલ્ રહુનુમાય
બર્ આમદ ખોરૂશ અઝ્ દરે હર્દો શાહુ
પઈશ નબૂદ અન્દર્ આન્ શહુર્ રાહુ
નુખોસ્તીન્ બેયારાસ્ત તલ્હન્દ જન્ગ્
નબૂદશ બજન્ગ્ અઝ્ દેલીરી દેરન્ગ્
૯૭ દરે ગન્જહાએ પેદર્ બર્ કુશાદ
સેપહુરા હમહુ તર્કો જઉશન્ બેદાદ
હમહુ શહુર્ યક્સર્ બદૂ નીમ ગશ્ત
દેલે મર્દે બેખ્રદ પુર્ અઝ્ બીમ ગશ્ત
કે તા ચૂન્ બુવદ ગર્દેશે આસમાન્
કેરા બર્ કશદ ઝીન્ દો મેહુતર્ ઝમાન્
હમહુ કેશવર્ આગાહુ શુદ ઝીન્ દો શાહુ
દમાદમ બેયામદ ઝે હર્ સૂ સેપાહુ
બેપૂશીદ તલ્હન્દ જઉશન્ નુખોસ્ત
બખૂન્ રીખ્તન્ ચન્ગ્હારા બેશોસ્ત
બેપૂશીદ ગવ્ નીઝ્ ખફ્તાનો ખૂદ
હમી દાદ જાને પેદર્રા દોરૂદ
સરાન્ તીઝ્ અઝ્ જાય બર્ખાસ્તન્દ
હમહુ પોશ્તે પીલાન્ બેયારાસ્તન્દ

તું ધીરજ ધર અને એવું બેહુદુ કાંઇ પણ ના બોલ-કારણ અકલમંદો એ વાત પસંદ કરતા નથી.

તેં સાંભળ્યું તો હશે કે જમહુર જીવતો હતો ત્યાં સુધી-માય તેના એક તાબેદાર માફક રહેતો હતો.

તે મરી ગયો અને હું ખુવાર નાનું બાળક રહી ગયો-જેથી લોકો એક બાળકને તખ્ત સોંપી શકયા નહીં.

સઘળો દેશ જમહુરના રાજવહિવટથી એવો તો ખૂબી ભરેલો બન્યો હતો-કે કોઈ તેની જગ્યાએ તખ્તે બેસવાની હિમ્મત કરી શકતું નહીં હતું.

હવે તેનો ભાઇ તેનાજ જાન અને તન જેવો હતો-જેથી લોકોએ તેને પાદશાહ બનાવ્યો.

અગરજો તે વખતે હું તખ્તને લાયકનો હતે-તો કોઈ પણ શખ્સ માય તરફ ઝાંખીને જોતે પણ નહીં.

આપણે તો આગળા પાદશાહોની રાહ રસ્મ મૂજબજ ચાલતું જોઇયે-અને દાનાઓથી ભલાં બૂરાં માટે સાંભળવું જોઇયે.

હું તારા કરતાં ઉમ્મરમાં મોટો છું અને વળી વડા બાપનો બેટો છું-અને તું તો કહે છે કે 'હું મોટો અને ચઢિયાતો છું.'

પણ એવું નાલાયક ના બોલ અને આ શેહનશાહી તખ્તની આશા ના કર-અને સઘળો મુલક ચકચાર ભર્યો ના બનાવ."

તલહંદે તેને જવાબ દીધો કે "બસ કર-ફનફરેબથી કોઇયે મોટાઈ મેળવી નથી.

હું આ તાજ અને તખ્ત મારા બાપથી પામ્યો છું-અને તેણે જે બી રોપ્યાં હતાં તેનાંજ ફળ ચાખવા પામ્યો છું.

હવે પછીથી આ મારી પાદશાહી, તેમજ ખઝાનો અને લશકર હું મારી તલવારથીજ સંભાળેલી રાખીશ.

તું જમહુર અને માય માટે એટલું બધું ના બોલ્યા કર-જો તને તખ્તજ જોઈતું હોય તો તે લેવા લડાઈ કર."

એવી રીતે તેઓ લડાઈથી ભરેલાં સરે પાછા ફર્યા-અને લડાઇની તૈયારી કરવા માટે શેહરમાં આવ્યા.

બન્ને તરફના લશકરો અને રૈયતના લોકો લડવા માટે-તે શાહઝાદાઓની દરગાહ તરફ ચાલ્યા.

એક ટોળાએ તલહંદની તરફદારીનોજ વિચાર કીધો-જ્યારે બીજો એક ટોળો ગવનો ખરાં દિલથી રેહનુમા બન્યો હતો.

તે બન્ને પાદશાહોના દરવાઝામાંથી લડાઈના પોકાર નીકળ્યા-તે શેહરમાં પગ મુકવાની પણ જગ્યા બાકી રહી નહીં.

પહેલાં તલહંદેજ લડાઇની તૈયારી કીધી-કારણકે તેની બહાદુરી લડાઇમાં ઢીલ કરી શકી નહીં.

તેણે પોતાના બાપના ખઝાનાનો દરવાઝો ખોલ્યો-અને લશ્કરને લોઢાંની ટોપી, બખ્તર વગેરે સઘળો સામાન આપ્યો.

તમામ શેહર બે ભાગમાં વહેંચાઇ ગયું-આથી દાનેશમંદ લોકોનાં દિલમાં ધાસ્તી પેઠી,

કે "જોઇયે આસ્માનની ગંદેશ કેવી રીતની ફરે છે-ઝમાનો આ બન્ને સરદારોમાંથી કોણને પોતાની આગળ ખેંચે છે?"

આ બન્ને પાદશાહોનાં કામથી તમામ મુલક વાકેફ થયો-ચો તરફથી દમબદમ લશકર આવવા લાગ્યું.

પહેલાં તલહદે બખ્તર પેહેર્યું-અને લોહી રેડવા માટે તેણેજ પહેલાં હાથ ધોયા.

ત્યારે ગવે પણ બખ્તર અને લડાઈની ટોપી પહેરી-અને પોતાના બાપના જીવ ઉપર દોઆ કરવા લાગ્યો.

એ પ્રમાણે તેઓ ગુસ્સામાં આવી પોતાની જગ્યાથી આગળ વધ્યા-અને પોત પોતાના હાથીઓની પીઠ સણગારી.

નેહાદન્દ બરૂ ફુહએ પીલ ઝીન્
તો ગોકૂતી હમી જન્ગ જૂયદ ઝમીન્

હમહ્ શહૂરૂ પુરૂ જન્ગો હેન્દી દરાય
હમહ્ ગૂશ પુરૂ નાલએ કરૂરનાય

બલશકરગહ આમદ દો શાહે જવાન્
હમહ્ બરૂ કફે ખુદ નેહાદહ્ રવાન્

સેપહરૂ અન્દરાન્ રઝમગહ્ ખીરહ શુદ
ઝે ગર્દે સેપહ્ ચશ્મહા તીરહ્ શુદ

બરૂ આમદ ખોરૂશીદને ગાવદુમ
ઝે દૂ રૂયહ્ આવાઝે રૂઈનહ્ ખુમ

બેયારાસ્ત બા મયમનહ્ મયસરહ્
તો ગોકૂતી ઝમીન્ કૂહ્ શુદ ચકુસરહ્

દો લશકરૂ કશીદન્દ સફૂ બરૂ દો મીલ
દો શાહે સરફ્રાઝ બરૂ પોશ્તે પીલ

દેરફ્રૂશે દુરોખ્શાન્ બસરૂ બરૂ બપાય
ચકી પયકરશ બબ્રો દીગરૂ હોમાય

પેયાદહ્ બપીશ અન્દરૂન નીઝહ્દારૂ
સેપરૂદારો શાયેસ્તએ કારઝારૂ

નેગહ્ કરૂદ ગવ અન્દરાન્ દશ્તે જન્ગ
હવા દીદ ચૂન પોશ્તે જન્ગી પલન્ગ

હમહ્ કામ ખાકો હમહ્ દશ્ત ખૂન
બગરૂદ અન્દરૂન નીઝહ્ બુદ રહનમૂન

ઝે તલ્હન્દ હરૂચન્દ જાનશ બેસૂખ્ત
ખેરદ હમ લબે આરૂઝૂરા નદૂખ્ત

ગુઝીન્ કરૂદ મર્દી સખુનગૂય ગવ
કઝાન્ મેહતરાન્ ઊ બુદી પીશરવ

કે રવ પીશે તલ્હન્દો ઊરા બેગૂય
કે બીદાદ જન્ગે બેરાદરૂ મજૂય

કે હરૂ ખૂન કે આયદ બકીન્ રીખ્તહ્
તો બાશી બદાન્ ગીતી આવીખ્તહ્

ચકી ગૂશ બુકુશાય બરૂ પન્દે ગવ
બગોફ્તારે બદગૂય અઝ રહ્ મશવ

નબાયદ કે અઝ મન બદીન્ રૂઝગારૂ
નેકૂહેશ બુવદ દરૂ જહાન્ યાદગારૂ

કે ઈન્ કેશ્વરે હેન્દ વયરાન્ શવદ
કુનામે પલન્ગાનો શીરાન્ શવદ

બેપરૂહીઝ અઝીન્ રઝમો આવીખ્તન્
બબીદાદ બરૂ ખીરહ્ ખૂન રીખ્તન્

દેલે મન બદીન્ આશ્તી શાદ કુન્
ઝે દામે ખેરદ ગર્દન્ આઝાદ કુન્

બેપયમાય અઝીન્ મરૂઝ તા પીશે ચીન્
તોરા બાદ ચન્દાન્ કે ખાહી ઝમીન્

હમહ્ મેહરૂ બા જાન્ બરાબરૂ કુનીમ
તોરા બરૂ સરે પીશ અફૂસરૂ કુનીમ

બેબખ્શીમ શાહી બકેદારે ગન્જ
કે ઈન્ તખ્તો અફૂસરૂ નેયર્ઝદ બરન્જ

અગરૂ જન્ગો બીદાદ જૂઈ હમહ્
પરાગન્દને ગેરૂહ કર્દહ્ રમહ્

હાથીઓની પીઠ ઉપર અમારી મૂકવામાં આવી-તું કહે ગોયા ઝમીનજ લડાઇ કરવા માંગતી હતી.

તમામ શેહર ધાંટરડી અને હિંદી ઘંટથી ભરેલું બન્યું-સઘળાઓના કાન કરનાયના આવાઝથીજ ભરેલા થયા.

બન્ને જવાન પાદશાહો પોતાના જીવ હથેલી ઉપર મૂકી લશકરગાહમાં આવ્યા.

તે લડાઇગાહમાં આસ્માન પણ ગાભરૂં પડી ગયું-લશકરની ધૂળથી ૯૮
આંખો અંધારી બની.

બન્ને તરફથી રણશિંગડાના પોકાર અને મોટાં નગારાંના આવાઝ નીકળ્યા.

ડાબી જમણી તરફ લશકરની સફ ખેંચાઇ-તું કહે ગોયા સઘળી ઝમીન પહાડ જેવી બની ગઈ.

બન્ને લશકરે બે માઇલ સૂધી સફ ખેંચી-બેઉ સરફરાઝ પાદશાહો હાથીની પીઠ ઉપર સવાર થયા.

ઝળકતા ઝુંડા બન્નેનાં સર ઉપર ઉઠાવેલા હતા-એક ઝુંડા ઉપર બબ્ર જાનવરની સૂરત અને બીજા ઉપર હોમા પક્ષીની સૂરત ચીતારેલી હતી.

હરોલમાં લડાઇને લાયકના ભાલાદાર અને ઢાલ ધરાવનારા પેદલ સેપાહો હતા.

ગવે તે લડાઇનાં મયદાનમાં નઝર કીધી-તો તેને ત્યાંની હવા લડાયક ચિત્તાની પીઠ માફક રંગબેરંગી દેખાઈ.

સઘળાંનાં મોં ધૂળે ભરાયલાં અને મયદાન લોહીએ ભરાયલું હતું-અને ધૂળમાં તેઓના નેઝા રસ્તો દેખાડતા હતા.

પોતાના ભાઇ તલ્હંદ માટે તેનો જીવ ઘણો બળિયો-અને અકલે પણ તેની ઈચ્છાનું મોઢું બંધ કીધું નહીં.

આથી ગવે એક સારા સખુન બોલનાર મર્દને ચુંટી કાઢયો-કે જે સઘળા સરદારોમાં આગેવાન દરજ્જાનો હતો.

અને તેને કહ્યું કે "તું તલ્હંદ પાસે જા અને તેને કહે-કે 'આવી ૯૯
ઝુલ્માત ભરી લડાઈ તારા ભાઈ સાથ ના કર.

નહીં તો આ કીનામાં જેબી ખૂન રેડાશે-તેને માટે પેલી જેહાનમાં તુંજ ગુનેહગાર ઠરશે.

તું ગવની શીખામણ જરા સાંભળ-ગીબતખોરાઓના કહેવાથી આડે માર્ગે ના ઉતરી પડ.

એવું નહીં થાય કે આ વખતે જેહાનમાં મારે માથે કાંઈ બદનામી કાયમ રહી જાય.

કારણકે આ હિંદનો મુલક લડાઈથી વયરાન થશે-અને ચિત્તાઓ તેમજ સિંહોનું રહેઠાણ બનશે.

માટે આ લડાઈથી અને કાપાકાપીથી તેમજ ઝુલ્માતથી ફોકટનું લોહી રેડવાથી પાછો હઠ.

સુલેહ શાન્તિ એખ્તયાર કરી મારૂં દિલ ખુશહાલ કર-અને ડહાપણ વાપરી આ આફત દૂર કર.

અગરજો તારી ખાહેશ હોય તો આ મુલકથી તે ચીનની સરહદ સૂધીની તને ગમે એટલી ઝમીન તું લે.

તારી સઘળી મોહબતને હું મારા જીવ બરાબર ગણીશ-અને તને હું મારાં માથાંનું તાજ બનાવીશ.

જેમ એક બાપની દઉલત સરખે હિસ્સે વહેંચી લઇયે તેમ આપણે આ રાજ્ય વહેચી લઈશું-કે આ તખ્ત અને તાજ એટલી બધી રંજે કરીને હલકું નહીં પડે.

પણ જો તું લડાઇ અને ઝુલ્માત કરવા ઉપરજ સઘળો મંડયો હોય- ૧૦૦
તેમજ આ ભેગાં થયલાં લશકરને પરાગન્દે કરવાજ માગતો હોય,

બદીન્ ગીતી અન્દરૂ નેકૂહેશ બુવદ
હમીનશ બદાન્ સરૂ પેજૂહેશ બુવદ
મકુન્ અય બેરાદરૂ બબીદાદ રાય
કે બીદાદરા નીસ્ત બા દાદ પાય
ફેરેસ્તાદહુ ચૂન પીશે તહ્હન્દ શુદ
બપયધામે શાહુ અઝ દરે પન્દ શુદ
ચુનીન્ દાદ પાસોખ કે ઊરા બેગૂય
કે દર જન્ગ્ ચન્દીન્ બહાનહુ મજૂય
બેરાદરૂ નખાહમ તોરા મન્ ન દૂસ્ત
ન મધ્જી તો અઝ દૂદએ મા ન પૂસ્ત
હમી પાદ્શાહી તો વયરાન્ કુની
ચુ આહન્ગે જન્ગે દેલીરાન્ કુની
હમહુ બદ્સેગાલાન્ બનઝ્દે તો અન્દ
બબહુરામ ફ્રઝ ઊરૂમઝદે તો અન્દ
ગુનહુગારૂ હમ પીશે યઝદાન્ તોઈ
કે બદ નામો બદ ગઉહરો બદ ખોઈ
હરાન્ ખૂન્ કે રીઝી અઝીન્ પસ બકીન્
તો બાશી બનફ્રીન્ મરા આફરીન્
૧૦૧ વદીગરૂ કે ગોફ્તી બેબખ્શીમ તાજ
હમાન્ મર્ઝે બા અર્ઝો ઈન્ તખ્તે આજ
હરાન્ગહુ કે તો શહરૂયારી કુની
મરા મરૂઝ બખ્શીઓ યારી કુની
નખાહમ કે જાન્ બાશદ અન્દરૂ તનમ
અગરૂ ચશમ બરૂ તખ્તો તાજ અફ્ગનમ
કુનૂન બરૂ કશીદમ સેપહુરા રદહુ
હવા શુદ ચુ દીબા બઝરૂ આઝદહુ
ઝે બસ તીરો ઝૂબીનો નઉકે સનાન્
નદાનદ કુનૂન કસ રેકાબ્ અઝ અનાન્
બઆવરૂદગહુ બરૂ સરૂ અફૂશાન્ કુનીમ
હમહુ લશ્કરે ગવ ખોરૂશાન્ કુનીમ
બદાન્ સાન્ સેપાહુ અન્દરૂ આરમ બજન્ગ્
કે સીરૂ આયદ અઝ જન્ગ્ જન્ગી પલન્ગ્
બેયારીમ ગવરા કુનૂન બસ્તહુ દસ્ત
શેપાહશ બેબીનન્દ ગર્દે શેકસ્ત
ઝે તીઘમ સરાન્ શાન્ ચુ બીજાન્ શવન્દ
ચુનાન્ ખસ્તગાન્ ઝારો પીચાન્ શવન્દ
કે અઝ બન્દગાન્ નીઝ તા શહરૂયારૂ
નપૂશન્દ જઉશન્ ગહે કાર્ઝારૂ
૧૦૨ ચુ પાસોખ શનીદ આન્ ખેરદમન્દ મરૂદ
બેયામદ હમહુ યક બયક યાદ કરૂદ
ઘમી શુદ દેલે ગવ ચુ પાસોખ શનીદ
કે તહ્હન્દરા હીચ દાનેશ નદીદ
પુરૂ અન્દીશહુ ફર્ઝાનહુરા પીશ ખાન્દ
ઝે પાસોખ સુખુનહા ફેરાવાન્ બેરાન્દ
બદૂ ગોફ્ત કય મર્દે ફર્હન્ગ્ જૂય
યકી ચારએ કારૂ બા મન્ બેગૂય

તો આ દુન્યામાં તારી ઉપર લઆનત પડશે-તેમજ આ ગુનાહ માટે મીનોઇ જેહાનમાં તારી તપાસ ચાલશે.

માટે ઓ ભાઈ! તું આવા ઝુલ્માતનો વિચારજ ના કર-કારણકે ઇન્સાફ આગળ ઝુલ્માત ટકી શકતોજ નથી.' "

જ્યારે પેલો એલચી પાદશાહનો ડહાપણ ભરેલો પયગામ લઇ તહ્હંદની આગળ આવી કહ્યો,

ત્યારે તેણે એવો જવાબ દીધો કે "તેને કહે-કે લડાઈ વખતે તું એવાં બહાના ના કાઢ.

હું તને મારા ભાઈ કે દોસ્ત તરીકે ગણતોજ નથી-તું મારાં ખાનદાનથી ઉતરી આવેલો છેજ નહીં.

અગરજો તું આ બહાદુર લોકોની લડાઇની ઇચ્છા કરશે-તો આ શેહનશાહતનો તું નાસ કરી નાખશે.

તારી આગળ હાલ તારા પોતાનાજ દુશ્મનો ઉભેલા છે-અને લડાઇને દહાડે તેઓ તારા દાવાનો ફેસલો કરશે.*

પાક યઝદાનની નઝદીક પણ તુંજ ગુનેહગાર છે-કારણકે તું બૂરાં નામવાળો, બૂરી બુન્યાદનો અને બૂરી ખાસીયતનો છે.

એ પછી આ લડાઈમાં જેટલુંબી તું લોહી રેડશે-તે માટે તારી ઉપર લઆનત પડશે અને મારી તો વખાણજ થશે.

વળી તું જે કહે છે કે 'આપણે આ કીમતી મુલક તેમજ તાજ અને હાથીદાંતનું તખ્ત વહેંચી લઇયે.'

પણ જે વખતે કે તું આ મુલકનો ખરો પાદશાહ બને-તે વખતે તું મને તે અડધો મુલક આપજે અને મને મદદ કરજે.

પણ જો તેવાં તખ્તો તાજ ઉપર હું એક નઝર પણ નાખું-તો હું ચાહું છું કે મારાં તનમાં મારો જાન પણ ના રહેતો.

હવે તો મેં લશ્કરની સફ ગોઠવી તૈયાર રાખી છે-અને તેથી હવા પણ સોનેરી ભરત કામવાળાં રેશમી કપડાં જેવી બની રહી છે.

પુષ્કળ તીર, છુટ ભાલડી અને નેઝાની નોકથી હવે કોઇ લગામ કે રેકાબને પણ ઓળખશે નહીં (યાને કોઈ સવાર કાબૂમાં રહી શકશે નહીં).

અમો આ લડાઈગાહમાં માથાઓનોજ છટકાવ કરીશું-અને ગવનાં તમામ લશ્કરને રડતું બનાવીશું.

હું મારાં લશ્કરને એવી રીતે લડાઈમાં ઉતારીશ-કે લડાયક ચિત્તો પણ તેઓની લડાઈથી ધરાઈ જાય.

અમો ગવને હાથ બાંધીને લઇ આવીશું-અને તેનું લશ્કર શિકસ્તનીજ ધૂળ જોશે.

મારી તલવારથી તેઓના સરદારો જ્યારે જાન વગરના બનશે-ત્યારે તે લશ્કરીઓ એવા તો ઝખ્મી અને વળ ખાતા થશે,

કે એક નાનાંમાં નાનાં નોકરથી તે પાદશાહ સૂધી-કોઈ પણ શખ્સ લડાઇ કરવા માટે બખ્તર પેહેરશે નહીં."

જ્યારે પેલા દાના માણસે એવો જવાબ સાંભળ્યો-ત્યારે તેણે આવીને બોલે બોલ ગવને કહ્યો.

ગવનું દિલ આ જવાબ સાંભળી દિલગીર થયું-કારણકે તેણે તહ્હંદમાં કશી અકલ જોઈ નહીં.

તે અંદેશા ભરેલો બની પોતાના વિદ્વાન સલાહકારને તેડાવ્યો-અને તેના આવેલા જવાબ માટે લમ્બાણથી વાતો કીધી.

તેને કહ્યું કે "ઓ અકલ શોધનારા મર્દ!-મને આ કામનો કાંઈ ઉપાય બતાવ.

* "ઊમેઝ્દ" એ બૃહસ્પતિ સેતારાનું નામ છે અને તેને "કાઝીએ ફલક" યાને ફેસ્લો કરનાર કહેવામાં આવે છે. અને "બહરામ" (Mars) એ લડાઇનો ફરેસ્તો છે જેને અંગ્રેજીમાં God of war કહે છે.

હમહ્ દશ્ત ખૂનસ્તો બી તન્ સરસ્ત
રવાન્શ ગુઝર્ બર્ જહાન દાવરસ્ત
નબાયદ્ કઝીન્ જન્ગ્ ફર્જામે કાર્
બમા બાઝ્ ગર્દદ્ બદે રૂઝગાર્
બદ્ ગોફ્ત ફર્ઝાનહ્ કય શહ્‌રૂયાર્
નબાયદ્ તોરા પન્દે આમૂઝગાર્
ગર્ અઝ્ મન્ હમી બાઝ્ જૂઈ સખુન્
બજન્ગે બેરાદર્ દુરોશ્તી મકુન્
ફેરેસ્તાદઈ નીઝ્ નઝ્દીકે ઊય
સરફ્રાઝો બા દાનેશો ચર્બ્ ગૂય
બેબાયદ્ ફેરેસ્તાદો દાદન્ પયામ
મગર્ ગર્દદ્ ઊ અન્દરીન્ જન્ગ્ રામ
બદ્ દેહ્ હમહ્ ગન્જે ના બોર્દહ્ રન્જ
તો જાને બેરાદર્ ગુઝીન્ કુન્ ઝે ગન્જ
ચુ બાશદ્ તોરા તાજો અન્ગુશ્તરી
બદીનાર્ બા ઊ મકુન્ દાવરી
નેગહ્ કર્દમ અઝ્ ગર્દેશે આસમાન્
બઝૂદી સર્ આયદ્ મર્રા ઝમાન્
ઝે ગર્દન્દહ્ હફ્ત અખ્તર્ અન્દર્ સેપેહર્
ચકીરા નદીદમ બદ્ રાહે મેહર્
તબહ્ ગર્દદ્ ઊ હમ બરીન્ દશ્તે જન્ગ્
નબાયદ્ ગેરેફ્તન્ બદ્ કાર્ તન્ગ્
ઝે તૂ હર્ચે ખાહદ્ ઝે અસ્પો ઝે ગન્જ
બેદેહ્ તા ઝે જાનશ્ નબાશી બરન્જ
મગર્ મોહરે શાહીઓ તખ્તો કોલાહ્
બદાન્ તાત્ બદ્ દેલ્ નદાનદ્ સેપાહ્
તો ગર્ શહ્‌રૂયારીઓ નીક્ અખ્તરી
બકારે સેપહરી તો દાના તરી
ઝે ફર્ઝાનહ્ બેશ્નીદ્ શાહ્ ઈન્ સખુન્
દેગર્ બારહ્ રાએ નવ અફ્ગન્દ્ બુન્
ઝે દર્દે બેરાદર્ પુર્ અઝ્ આબ્ રૂય
ગુઝીન્ કર્દ્ નીક્ અખ્તરી ચર્બ્ ગૂય
બદ્ ગોફ્ત રવ સૂએ તલ્હન્દ્ શવ્
બેગૂયશ્ કે પુર્ દર્દો રન્જસ્ત ગવ્
અઝીન્ ગર્દેશે ચર્ખો ઈન્ કાર્ઝાર્
હમી ખાનદ્ અઝ્ દાદગર્ કેર્દગાર્
કે ગર્દાનદ્ અન્દર્ દેલત્ હુશો મેહર્
બેતાબી ઝે જન્ગે બેરાદર્ તો ચેહર્
ઝે ફર્ઝાનએ તૂ બનઝ્દીકે તોસ્ત
ફેરીબન્દએ જાને તારીકે તોસ્ત
અગર્ ચન્દ્ તુન્દીઓ જન્ગ્ આવરી
હમ અઝ્ ગર્દેશે ચર્ખ્ બર્ નુગ્ઝરી
બેપુરૂસ અઝ્ શુમારે દહો દૂઓ હફ્ત
કે ચૂન્ ખાહદ્ ઈન્ કારે બીદાદ્ રફ્ત
હમહ્ ગેર્દ્ બર્ ગેર્દે મા દુશ્મનસ્ત
જહાની પુર્ અઝ્ મર્દુમે રીમનસ્ત
હમ અઝ્ શાહે કશ્મીરો ફગ્ફૂરે ચીન્
કે તન્ગસ્ત અઝીશાન્ બમા બર્ ઝમીન્
નેહૂહીદહ્ બાશીમ અઝીન્ હર્દુ રૂય
હમ અઝ્ નામદારાને પરૂખાશજૂય

સઘળું મયદાન ખૂન ભરેલું અને સઘળાં માથાં ધડ વગરનાં બનશે-સઘળા જીવ પયદા કરનાર દાવર આગળ જશે.

એવું નહીં બનવું જોઇયે કે આ લડાઈથી શેવટે આપણી ઉપર બૂરો વખત આવી પડે."

પેલા દાનાએ તેને કહ્યું કે "ઓ પાદશાહ!-તને કોઈ શીખામણ દેનારાની નસીહતની કશી ઝરૂરજ નથી.

પણ જો તું મારી સલાહ પૂછતો હોય-તો ભાઈ સાથે લડવામાં સખ્તાઇ ના વાપર.

ફરી એક વખત તેની નઝદીક એક સરફરાઝ અકલવાળો અને શીરીન ઝબાનનો એલચી,

મોકલવો જોઇયે અને પયગામ પહોંચાડવો જોઇયે-તેથી કદાચને તે આ લડાઈ કરવામાં ઢીલ કરે.

તું આ વગર મેહનતે મેળવેલો સઘળો ખઝાનો તેને આપી દે-તું ૧૦૩
ખઝાના કરતાં પોતાના ભાઈનાં પ્રાણને વધુ સમજ.

જ્યારે આ તાજ અને મોહર જો તારાં હોય-તો ખઝાના માટે તેની સાથ ઝઘડો ના કર.

મેં આસ્માનની ચાલ તપાસી જોઈ છે-તેનો વખત જલ્દીથી પુરો થનાર છે.

આસ્માન ઉપર ફરતા સાતે ગ્રહોમાંથી-કોઈની પણ તેની ઉપર મેહરબાની દેખાતી નથી.

તે આ લડાઇનાં મયદાનમાંજ માર્યો જશે-તારે તેના ઉપર દબાણ કરવાની ઝરૂર નથી.

તે તારી પાસે ઘોડા કે ખજાના વગેરે જે કાંઇ માંગે તે-આપજે કે જેથી તું તેના જાન માટે દુ:ખી નહીં બને.

પાદશાહી મોહર, તખ્ત અને તાજ સિવાય સઘળું તેને આપજે-કે જેથી આપણું લશ્કર તને હીચકારો સમજે નહીં.

અગરજો તું પોતે પાદશાહ છે અને નેક નસીબવાળો છે-અને આસ્માનનાં કામથી વધારે ખબરદાર છે, તો એમજ કર."

જ્યારે તે શાહઝાદાએ પેલા દાનાથી આ વાત સાંભળી-ત્યારે બીજી મરતબે નવેસરથી સલાહ કરવાની કોશેશ કીધી.

તેણે પોતાના ભાઈનાં દુ:ખથી આસું ભરેલા ચેહરાએ-એક નેક સેતારેના નર્માસ ભર્યું બોલનારા શખ્સને ચુંટી કાઢયો.

તેને કહ્યું કે "તું તલ્હંદ પાસે જા-અને તેને કહે કે 'ગવ તારે ૧૦૪
માટે દર્દ અને રંજ ભરેલો થયો છે.

આ આસ્માનની ચાલથી તેમજ લડાઇથી-તે દાદગર ખોદાતાલા પાસે એવું માગે છે,

કે તે તારાં દિલમાં ડહાપણ અને મોહબત મૂકે-અને પોતાનાજ ભાઇ સાથ લડાઈ કરવાથી પાછો હઠે.

તારો સલાહકાર કે જે તારા સીઆહ જીવને ભમાવનારો છે અને જે તારી પાસેજ ઉભો છે, તેના ફરેબથી

અગર તું ગમે એટલો તુંદ બનશે અને લડાઈ કરશે-તોપણ તું આસ્માનની ગર્દેશથી છટકી શકવાનો નથી.

તું બારે રાશિ અને સાતે ગ્રહોની ચાલની પૂછપરછ કર-કે આ બેઈન્સાફી ભર્યાં કામનું પરિણામ શું આવશે?

આપણી આસપાસ સઘળા દુશ્મનો ફરી વળ્યા છે-તમામ જેહાન રીમન માણસોથી ભરેલી બની છે.

તેમજ કેશ્મીરના રાજા અને ફગફૂરે ચીન કે જેઓથી હમણાજ આપણા મુલક ઉપર ખરાબી પુગે છે, તેઓથી

આપણે ઠપકામાં પડીશું તે બન્ને તરફથી બીજા લડાયક નામદારો તરફથી પણ તાનાઝની સાંભળીશું.

કે ગૂયન્દ કઝ બહરે તખ્તો કોલાહ
ચેરા સાખ્ત તલ્હન્દો ગવ રઝમગાહ
૧૦૫ બગઉહર મગર હમ નેઝાદહ ન અન્દ
હમાન અઝ પેદર પાક ઝાદહ ન અન્દ
બગોફતારે નાપાક દેલ રહનમૂન
હમાન દસ્ત યાઝન્દ ઈશાન બખૂન
કે લશ્કર ગર આઈ બનઝદીકે મન
દેરખશાન કુની જાને તારીકે મન
કે દીનારો દીબાઓ અસ્પાનો ગન્જ
બબખ્શમ નખાહમ કે બાશી બરન્જ
હમ અઝ ગઉહરો કેશવરો મોહરો તાજ
બયાબી હમીન યારહો તખ્તે આજ
કે મેહતર બેરાદર તોરા નન્ગ નીસ્ત
મરા આરઝુ જોસ્તને જન્ગ નીસ્ત
અગર પન્દે મન યક બયક નશનવી
બફર્જામે કારત પશીમાન શવી
ફેરેસ્તાદહ આમદ ચુ આબે રવાન
બનઝદીકે તલ્હન્દે તીરહ રવાન
બગોફત આન ચે ઊ ગોફતો બેફઝૂદ નીઝ
કે શાહીઓ અઝ ગન્જો દીનારો ચીઝ
ચુ બશનીદ તલ્હન્દ ગોફતારે ઊય
બેરદમન્દીઓ રાએ બીદારે ઊય
૧૦૬ બઝાન કાસમાનરા દેગર બૂદ રાઝ
બગોફતે બેરાદર નેયામદ ફરાઝ
ચુનીન દાદ પાસોખ કે ગવરા બેગૂય
કે હરગેઝ મબાદા બજોઝ ચારહ જૂય
બુરીદહ ઝબાનત બશમ્શીરે બદ
તનત સૂખ્તહ બાતેશે હીરબદ
શનીદમ હમહ ખામ ગોફતારે તૂ
ન બીનમ જોઝ અઝ ચારહ બાઝારે તૂ
ચેગૂનહ દેહી ગન્જે શાહી બમન
તો ખુદ કીસ્તી ઝીન બુઝોરુગ અન્જુમન
તવાનાઇઓ ગન્જો શાહી મરાસ્ત
કે ખુરશીદ તા બુર્જે માહી મરાસ્ત
હમાના ઝમાનત ફરાઝ આમદહસ્ત
કત અન્દીશહાએ દરાઝ આમદહસ્ત
સેપાહ ઈસ્તાદહ ચુનીન બર દો મીલ
જહાની પુર અઝ અસ્પો મર્દસ્તો પીલ
ફરાઝ આર લશ્કર બેયારાય જન્ગ
બરઝમ આમદી ચીસ્ત ચન્દીન દેરન્ગ
ચુનાન બીની અઝ મન કુનૂન દસ્ત બોરૂદ
કે રૂઝત સેતારહ બેબાયદ શુમોરૂદ
૧૦૭ નદાની જોઝ અફસૂનો બન્દો ફેરીબ
ચુ દીદી કે આમદ બપીશત નેશીબ
અઝ અન્દીશહ દૂરી હમ અઝ તાજો તખ્ત
નખાનદ તોરા દાનેશી નીક બખ્ત
ફેરેસ્તાદહ આમદ સરી પુર ઝે બાદ
હમહ પાસોખે પાદશા કરદ યાદ
ચુનીન તા શબે તીરહ બેન્મૂદ ફ્રય
ફેરેસ્તાદહ આમદ હમી ઝીન બદૂય

તેઓ શું કહેશે કે 'તખ્ત અને તાજ માટે-તલ્હંદ અને ગવે લડાઇનું મયદાન શા માટે બનાવ્યું?

મગર બુન્યાદમાં શું તેઓ એકજ અઓલાદથી ઉતરેલા નથી-તેમજ બન્ને એકજ બાપના પાક ફરઝંદો નથી?

કે તે બન્ને નાપાક દિલના પોતાના સલાહકારોના કહેવા ઉપર અમલ કરી-તેઓ પોતાનુંજ લોહી રેડવા ઉપર એવી રીતે હાથ લમ્બાવે છે?'

માટે જો તું તારાં લશ્કરમાંથી મારી નઝદીક આવે-અને મારો સીઆહ જીવ ઝળકતો કરે,

તો પુષ્કળ દીનાર, રેશમી કપડાં, ઘોડા અને ખઝાનો વગેરે-હું તને આપું. હું એવું નથી ચાહતો કે તું કોઈબી રીતે દુ:ખમાં રહે.

તેમજ ગોહર, મુલક, મોહર અને તાજ-બાઝૂબંદ અને હાથીદાંતનું તખ્ત પણ તને મળશે.

વડા ભાઇ પાસે એ સઘળું લેવામાં તને કશું શર્માવા જેવું નથી-મારી ખાહેશ તારી સાથ લડાઈ કરવાની છેજ નહીં.

અગરજો તું મારી આ સલાહ નહીં માનશે-તો શેવટે તું પસ્તાશે."

પેલો એલચી વહેતાં પાણીની મિસાલ ઝડપથી સીઆહ જીવના તલ્હંદની નઝદીક આવ્યો.

અને જે કાંઈ તેણે કહ્યું હતું તે સઘળું કહ્યું અને વળી પાદશાહી, ખઝાનો, દીનાર અને માલમતા માટે વધુ ઉમેરો કરી કહ્યું.

જ્યારે તલ્હંદે તેની દાનેશમંદી અને તેના સારા વિચારની વાતો સાંભળી,

ત્યારે આસ્માનનો ભેદ બીજીજ રીતનો હોવાથી-પોતાના ભાઈનું કહ્યું માન્યું નહીં.

તેણે એવો જવાબ દીધો કે "ગવને કહેજે કે ફનફરેબ કરવા સિવાય કદી પણ તારો પેશો હોતોજ ના!

બૂરાઇની તલવારથી તારી ઝબાન કપાઇ જજો!-અને તારૂં શરીર આતશના પૂજારીઓના આતશમાં બળી જજો!

તારૂં બેહુદુ બોલવું સઘળું મેં સાંભળ્યું છે-ચારા અને ફરેબ સિવાય તારૂં બીજું કાંઇ પણ કામ હું જોતો નથી.

તું મને પાદશાહી ખઝાનો કેવી રીતે આપી શકશે-તું પોતે આ મોટી અન્જુમન વચ્ચે છેજ કોણ?

સઘળી શક્તિ, સઘળો ખઝાનો અને સઘળી પાદશાહી મારીજ છે-આકાશથી તે પાતાળ સૂધીનું સઘળું મારૂંજ છે.

ખચીત કે તારૂં મોત નઝદીક આવ્યું છે-કારણકે તારા લામ્બા વિચારો બાહેર આવ્યા છે.

બે માઇલ સૂધીનું મારૂં લશ્કર ઉભેલું છે-તમામ જેહાન ઘોડા, માણસ અને હાથીથીજ ભરેલી બની છે.

માટે તારાં લશ્કરને આગળ ચલાવ અને લડાઇની તૈયારી કર-જો તું લડાઈમાંજ આવ્યો છે તો એટલી બધી ઢીલ શા માટે કરે છે?

હવે તું મારૂં કૌવત એવી રીતનું જોશે-કે તારા દિવસને સેતારાની ગણત્રી કરવી પડશે.

તેં જ્યારે જોયું કે તારી પડતી આવી લાગી છે-ત્યારે તું ફરેબ, દગલબાઝી અને મકર સિવાય બીજું કશું જાણતોજ નથી.

તું તારી સમજ શક્તિથી તેમજ તખ્ત અને તાજથી દૂર થયો છે-કોઈ પણ ડાહ્યો માણસ તને ભાગ્યશાળી કહેશે નહીં."

પેલો એલચી આવું બેહુદુ સાંભળી લઇ તુરત પાછો આવ્યો-અને તે શાહઝાદાનો સઘળો જવાબ કહ્યો.

એમ કરતાં રાત પડી ત્યાં સૂધી-તે બન્ને લશ્કરો વચ્ચે એલચીઓ આવતા જતા રહ્યા.

ફેરૂદ આમદન્દ અન્દરાન્ રઝમગાહુ
યકી કન્દહુ કર્દન્દ પીશે સેપાહુ
તલાયહુ હમી ગશ્ત બરૂ ગેર્દે દશ્ત
બદીનગૂનહુ તા આન્ શબ્ અન્દરૂ ગુઝશ્ત
ચુ બરૂ ઝદ સરૂ અઝ બુર્જે શીરૂ આફ્તાબ્
ઝમીન્ શુદ બકેર્દારે દર્યાએ આબ્
યકી ચાદરૂ આવરૂદ ખુરૂશીદ ઝરૂદ
બેગુસ્તરૂદ બરૂ ગુમ્બદે લાજવરૂદ
બરૂ આમદ ખોરૂશીદને કરૂરનાય
હમ આવાઝે કુસ અઝ દો પર્દહુ સરાય
હેરફૂશે દો શાહે નવ્ આમદ પદીદ
સેપહુ મયમનહુ મયસરહુ બરૂ કશીદ
દો શાહે સરફ્રાઝ દરૂ કલ્બગાહુ
દો દસ્તૂરે ફર્ઝાનહુ બરૂ દસ્તે શાહુ
બફર્ઝાનએ ખીશ ફરૂમૂદ ગવ્
કે ગૂયદ બઆવાઝ અઝ પીશરવ્
કે બરૂપાય દારીદ યકસરૂ હેરફૂશ
કશીદહુ હમહુ તીઘહાએ બેનફૂશ
યકી અઝ યલાન્ પીશ મન્હીદ પાય
પેયાદહુ નબાયદ કે જુમ્બદ ઝે જાય
કે હરૂ કસ કે તીઝી કુનદ રૂઝે જન્ગ્
નબાશદ ખેરદમન્દ બા રાયો સન્ગ્
બબીનમ કે તલ્હન્દ બા ઈન્ સેપાહુ
ચેગૂનહુ ખરામદ બઆવરૂદગાહુ
નબાશદ જોઝ અઝ રાએ યઝદાને પાક
ઝે રખ્શન્દહુ ખુરૂશીદ તા તીરહુ ખાક
ચુનાનસ્તમ ઊમ્મીદ કઝ રૂઝગારૂ
બમા રઉશનાઈ દેહદ કેર્દેગારૂ
ઝે પન્દ આઝમૂદીમો ચન્દી ઝે મેહરૂ
બેગોફ્તીમો તલ્હન્દ નન્મૂદ ચેહરૂ
ગરૂ અયદૂન્ કે પીરૂઝ ગર્દદ સેપાહુ
મરા બરૂ દેહદ ગર્દેશે હુરો માહુ
મરીઝીદ ખૂન્ અઝ પયે ખાસ્તહુ
કે યાબીદ ખુદ ગન્જે આરાસ્તહુ
વગરૂ નામદારી બુવદ ઝીન્ સેપાહુ
કે અસ્પ્ અફ્ગનદ તીઝ બરૂ કલ્બગાહુ
ચુ તલ્હન્દરા યાબદ અન્દરૂ નબરૂદ
નબાયદ કે બરૂ વય કેશાનદ ઝે ગરૂદ
નેયાયેશ કુનાન્ પીશે પીલે ઝેયાન્
બબાયદ શુદન્ તન્ગ્ બસ્તહુ મેયાન્
ખોરૂશી બરૂ આમદ કે ફર્માન્ કુનીમ
ઝે રાએ તો આરાયેશે જાન્ કુનીમ
વઝાન્ રૂએ તલ્હન્દ પીશે સેપાહુ
ચુનીન્ ગોફ્ત કય પાસબાનાને ગાહુ
ગરૂઅયદૂન્ કે બાશીમ પીરૂઝગરૂ
દેહદ ગર્દેશે અખ્તરે નીકૂ બરૂ
શુમા તીઘહારા હમહુ બરૂ કશીદ
બયઝદાન્ પનાહીદો દુશ્મન્ કશીદ
ચુ ગીરીદ ગવ્રા નબાયદશ કોશ્ત
ન બા વય સખુન્ નીઝ ગોફ્તન્ દુરોશ્ત

પછી બન્ને ગમના સેપાહો નીચે ઉતરી તે લડાઈગાહમાં-પોત પોતાનાં લશ્કર આગળ એકેકી ચર ખોદી.

બન્ને લશ્કરની આસપાસ તલાયા ફરતા થયા-અને એમ કરતાં તે રાત પુરી થઇ.

જ્યારે સિંહ રાશિમાંથી આફતાબે પોતાનું સર બાહેર કાઢી-ઝમીનને પાણીના દર્યાની માફક બનાવી.

અને ખુરશીદે એક સોનેરી ચાદર લાવી-સીઆહ ગુમ્બઝ ઉપર પાંથરી,

ત્યારે બન્ને છાવણીમાંથી કરનાયના પોકારો અને નગારાંના આવાઝો નીકળ્યા.

પેલા બન્ને નવા પાદશાહોના ઝુંડા ઉડતા દેખાયા-બન્ને લશ્કરે ડાબા જમણી સફ ખેંચી.

લશ્કરના મધ્ય ભાગમાં બન્ને પાદશાહો ઉભા-અને તે પાદશાહોના ૧૦૮
હાથ ઉપર બન્ને વઝીરો ઉભા.

ગવે પોતાના ઉસ્તાદને કહ્યું-કે "લશ્કરના સરદારને મોટેથી કહે,

કે સઘળાઓ પોતાના ઝુંડા ઊંચા ધરી રાખે-અને દરેક જણ પોતાની બલ્લુ ફોલાદી તલવાર ખેંચેલી રાખે.

પેહલવાનોમાંથી કોઇ પણ પગલું આગળ નહીં ભરે-પેદલ લશ્કર પણ પોતાની જગ્યા છોડે નહીં.

કારણકે લડાઇને દહાડે જે કોઇ શખ્સ આકળો બને છે-તે ડહાપણ વાળો, વિચારવંત અને વઝનદાર માણસ ગણાતો નથી.

હું જોઉં છું કે તલ્હંદ પોતાનાં આ લશ્કર સાથ-કેવી રીતે લડાઈનાં મયદાનમાં આવે છે?

ઝળકતા ખોરશીદથી તે સીઆહ ખાક સૂધીની દરેક ચીઝો ઉપર-પાક યઝદાનના હોકમ સિવાય કોઇ બીજાનો હોકમ ચાલતો નથી.

મને એવી ઉમેદ છે કે આપણને ખોદાતાલા આ ઝમાનાથી રોશનીજ આપશે.

મેં તેને કેટલીક શીખામણો આપી જોઇ અને મોહબતની વાતો-કહેવાડી જોઇ પણ તલ્હંદે કશી દરકાર કીધી નહીં.

અગરજો હવડાં એમ બને કે આ લશ્કર ફતેહ પામે-અને આફતાબ તેમજ માહતાબ પોતાની ચાલનું ફળ મને આપે,

તો ખઝાનો મેળવવા ખાતેર કોઈ લોહી રેડતા ના-કારણકે તેવો ભેગો ૧૦૯
કીધેલો ખઝાનો તમો પોતેજ મેળવી શકશો.

વળી જો આ લશ્કરમાંથી કોઇ એવો નામદાર હોય-કે જે પોતાનો ઘોડો ડપટાવી ઝડપથી તેઓની કલ્બગાહમાં જઈ પુગે,

અને જો તલ્હંદ ત્યાંની લડાઈમાં સામો આવી જાય-તો તેને કાંઇ પણ નુકસાન કરવું નહીં જોઇયે.

હવે તમોને તમારી કમર તંગ બાંધીને ખોદાતાલાને યાદ કરતા કરતા પેલા મસ્ત હાથીઓની સામે ધસી જવું જોઇયે."

ત્યાં તુરત એક પોકાર ઉઠયો કે "અમો તારો હોકમ માથે ચઢાવીશું-અને તારાજ વિચારથી અમારા જાનને સણગારીશું."

પેલી તરફ તલ્હંદ પોતાનાં લશ્કરની નઝદીક-એમ બોલ્યો કે "ઓ મારા તખ્તના પાસબાનો!

અગરજો હવડાં આપણે ફતેહ પામ્યે-અને આપણા સારા સેતારાની ગર્દેશ આપણને ફળ આપે,

અને તમો સઘળા તલવાર ખેંચી-ખોદાની મદદ માગતા દુશ્મનોને કાપો,

તે વખતે જો તમો ગવને પકડો ત્યારે તેને મારતા ના-તેમજ તેને કશું સખ્તાઈ ભરેલું બોલતા પણ ના.

ભેગીરીદશ અઝ પોશ્તે આન્ પીલે મસ્ત
બપીરો મન્ આરીદ્ બસ્તહ્ હો દસ્ત
૧૧૦ હમાન્ગહ્ ખોરૂશીદને કરૂરનાય
બરૂ આમદ્ ઝે દહ્લીઝે પર્દહ્ સરાય
ઝે આવાઝે અસ્પાનો ગર્દે સરાન્
ગેરાઈદને ગોરૂઝહાએ ગરાન્
હમહ્ કૂહો દર્યા પુરૂ આવાઝ ગશ્ત
તો ગોફ્તી સેપહ્રે રવાન્ બાઝ ગશ્ત
ઝે બસ નઅરહો ચાક્ ચાકે તબરૂ
નદાનેસ્ત કસ પાય ગોફ્તી ઝે સરૂ
ઝે રખ્શાન્દહ્ પયકાનો પરૂરે ઓકાબ્
હમી દામન્ અન્દરૂ કશીદ્ આફ્તાબ્
ઝમીન્ શુદ્ બકેર્દારે દર્યાએ ખૂન્
સરો દસ્ત બુદ્ ઝીરૂ સન્ગ્ અન્દરૂન્
ચુ પીલે ઝેયાન્ શાહ્ઝાદહ્ દો શાહ્
બેરાન્દન્દ્ હરૂદ્ ઝે કલ્બે સેપાહ્
ખોરૂશી બરૂ આમદ્ ઝે તલ્હન્દો ગવ્
કે અઝ બાહે ઝૂબીને મન્ દૂરૂ શવ્
બજન્ગ્ અય બેરાદરૂ મકુન્ દસ્ત પીશ
નેગહ્દારૂ અઝ તીઘે મન્ જાને ખીશ
હમીન્ ઇન્ બદાન્ ગોફ્ત હમ આન્ બદીન્
ચુ દર્યાએ ખૂન્ શુદ્ સરાસરૂ ઝમીન્
૧૧૧ ચલાની કે બૂદન્દ્ ખન્જરૂ ગુઝારૂ
બેગશ્તન્દ્ પીરામુને કાર્ઝારૂ
ઝે ઝખ્મે દો શાહાને પર્ખાશજૂય
હમી ખૂનો મધ્ઝ અન્દરૂ આમદ્ બજૂય
બરીન્ ગૂનહ્ તા ખુરૂ ઝે ગુમ્બદ્ બેગશ્ત
ઝે અન્દાઝહ્ આવીઝેશ અન્દરૂ ગુઝશ્ત
ખોરૂશ આમદ્ અઝ દશ્તો આવાઝે ગવ્
કે અય જન્ગ્ સાઝાનો ગોર્દાને નવ્
હરાન્ કસ કે ખાહદ્ ઝે મા ઝીન્હારૂ
મદારીદ્ અઝૂ કીનએ કાર્ઝારૂ
બદાન્ તા બેરાદરૂ બેતર્સદ્ ઝે જન્ગ્
ચુ તન્હા બેમાનદ્ નદારદ્ દેરન્ગ્
બસી ખાસ્તન્દ્ અઝ ચલાન્ ઝીન્હારૂ
બસી કોશ્તહ્ શુદ્ દરૂ સફે કાર્ઝારૂ
પરાગન્દહ્ ગશ્તન્દ્ લશ્કરૂ હમહ્
રમહ્ બી શબાન્ શુદ્ શબાન્ બી રમહ્
ચુ તલ્હન્દ્ બરૂ પીલ તન્હા બેમાન્દ્
ગવ્ ઊરા બઆવાઝ ચન્દી બેખાન્દ્
કે રવ્ અય બેરાદરૂ બઅયવાને ખીશ
નેગહ્ કુન્ બઅયવાનો દીવાને ખીશ
૧૧૨ નેયાબી હમાના ઝે મન્ રન્જે તન્
ન ઝાન્ તીઘઝન્ નામદારૂ અન્જુમન્
હમહ્ ખૂબ્ કારી ઝે યઝદાન્ શેનાસ
વઝૂ દારૂ તા ઝેન્દહ્ બાશી સેપાસ
કે ઝેન્દહ્ બેરફ્તી તો અઝ દશ્તે જન્ગ્
ન હન્ગામે રાયસ્તો ફરૂઝે દેરન્ગ્
ચુ બેશ્નીદ્ તલ્હન્દ્ આવાઝે ઊય
શુદ્ અઝ નન્ગ્ પીચાનો પુરૂ આબ્ રૂય

પણ તેને પેલા મસ્ત હાથીની પીઠ ઉપરથી પકડી-બેઉ હાથ બાંધીને મારી નઝદીક લાવજો."

તેજ વખત તે છાવણીમાંથી કરનાયાના આવાજ નીકળ્યા.

ઘોડાઓના ખંખારથી અને સરદારોના ઘોડાઓની ધુળથી તેમજ ભારી ગોર્ઝોના ધપકારાથી,

તમામ પહાડ અને દર્યા ઘોઘાટ ભરેલા થયા-ગોયા ફરતા આસ્માને પણ પાછું ફરવા ચાહ્યું.

લડાઈના પુષ્કળ પોકારથી અને કુહાડીની અથડા અથડીથી-ગોયા તેઓ પોતાનાં માથાંને કે પગને પણ પિછાની શકયા નહીં.

તીરોના ઝળકતાં પયકાન અને ઓકાબના પીછથી-આફતાબ પણ પોતાની દામન ઘડી કરવા લાગ્યો.

ઝમીન લોહીના દર્યાની માફક બની-અને તેમાં માણસોનાં માથાં અને હાથ પગ નીચે પત્થરા પડયા હોય તેમ પડયા.

પેલા બન્ને શાહઝાદાઓ લશ્કરની કલ્બગાહમાંથી મસ્ત હાથીની માફક આગળ વધ્યા.

તલ્હંદ અને ગવે સામતા પોકાર કીધા-કે "મારા ભાલાના સપાટાથી દૂર થા.

ઓ ભાઇ! આ લડાઇમાં તું હાથ ના લમ્બાવ-મારી તલવાથી તું પોતાના જીવની સંભાળ કર."

એ પ્રમાણે તેઓ આમણ સામણ બોલવા લાગ્યા-તમામ ઝમીન લોહીની નદી જેવી બની.

બીજા ખંજર મારનાર પેહલવાનો હતા તેઓ લડાઇની આસપાસ ફરી વળ્યા.

બન્ને લડાયક શાહઝાદાઓના ઝખ્મથી-લોહી અને મગઝની ગોયા નદી વહેવા લાગી.

અને સાંજ પડી ત્યાં સુધી એવીજ રીતે લડાઈ ચાલવા લાગી-આ લડાઈ હદથી બાહેર નીકળી ગઇ.

પછી તે મયદાનમાંથી એક પોકાર ઉઠયો અને ગવનો સાદ સંભળાયો-કે "ઓ લડાઈ કરનારા બહાદુરો અને જવાન પેહલવાનો!

જે કોઇ કે આપણી પાસેથી જીવતદાન માગે-તેની ઉપર લડાઇનો કીનો ના લેતા.

તેમ કરવાથી મારો ભાઇ લડાઈથી ડરી જશે-અને જ્યારે તે એકલો પડી જશે ત્યારે અહીં ઉભોજ નહીં રહેશે."

આવું સાંભળી ઘણાક પેહલવાનોએ પનાહ માંગી-અને ઘણાક લડાઈની સફમાં માર્યા ગયા.

તલ્હંદનું તમામ લશ્કર વીખરાઈ ગયું-સઘળું લશ્કર સરદાર વગરનું અને સરદાર લશ્કર વગરનો બન્યો.

જ્યારે તલ્હંદ હાથીની પીઠ ઉપર બેઠેલો એકલો રહી ગયો-ત્યારે ગવે તેને કેટલાક પોકાર મારીને બોલાવ્યો,

અને કહ્યું કે "ઓ ભાઇ! તું પાછો પોતાના મેહલમાં જા-અને તારા મેહલોની અને દીવાનખાનાની સંભાળ રાખ.

તું જાણ કે હવે મારી તરફથી કે મારાં લશ્કરમાંના તલવારના મારનારા નામદાર લોકોથી તારાં શરીરને કશી પણ ઈજા પુગશે નહીં.

આ સઘળી ભલાઈ તું ખોદાતાલા તરફથીજ સમજજે-અને જીવતો રહે ત્યાં સુધી તે સાહેબનાજ શુકરાના કરતો રહેજે,

કે તું આ લડાઇનાં મયદાનમાંથી જીવતો ગયો છે-આ કાંઇ સલાહ આપવાનો કે ઢીલ કરવાનો વખત નથી."

જ્યારે તલ્હંદે તેનો એવો પોકાર સાંભળ્યો-ત્યારે શરમનો માર્યો પોતે મરોડાયો અને ચેહરો આંસુ ભરેલો બન્યો.

બમરૂવ્ આમદ્ અઝ્ દશ્તે આવરૂદ્ગાહ્
ફરાઝ્ આમદન્દશ્ ઝે હરસૂ સેપાહ્
દરે ગન્જ્ બુકુશાદો રૂઝી બેદાદ્
સેપાહી શુદ્ આબાદો બા કામો શાદ્
સઝાવારે ખેલ્અત હરાન્ કસ્ કે દીદ્
બેયારાસ્ત ઊરા ચુનાન્ ચૂન્ સઝીદ્
બદીનારૂ ચૂન્ લશ્કરૂ આબાદ્ ગશ્ત
દેલે જન્ગ્જૂ અઝ્ ઘમ આઝાદ્ ગશ્ત
પયામી ફેરેસ્તાદ્ નઝ્દીકે ગવ્
કે અય તખ્તરા ચૂન્ બપાલીઝ્ ખવ્
બઆતેશ્ બુવી નાગહાન્ સૂખ્તહ્
રવાન્ આઝર્દહ્ ચશ્મહા દૂખ્તહ્
બરૂ આની કે અઝ્ મન્ શુદી બી ગઝન્દ્
હેલતરા બઝુન્નારે અફ્સૂન્ મબન્દ્
દેલીરી કુનો જન્ગે શીરાન્ બેસીચ્
નબાયદ્ કે ગીરી અઝીન્ બાબ્ પીચ્
ચુ બેશ્નીદ્ ગવ્ આન્ પયામે દુરોશ્ત
રવાન્રા ઝે મેહ્રે બેરાદરૂ બેશોસ્ત
દેલશ્ ઝાન્ સુખુનહા શુદ્ અન્દૂહ્ગીન્
બફર્ઝાનહ્ ગોફ્ત ઈન્ શેગેફ્તી બેબીન્
બદૂ ગોફ્ત ફર્ઝાનહ્ અય શહ્રયારૂ
તોઈ અઝ્ પેદરૂ તખ્તરા યાદ્ગારૂ
ઝે દાનેશ્ પેઝૂહાન્ તો દાના તરી
હમ અઝ્ તાજ્દારાન્ તવાના તરી
મરા ઈન્ દુરોસ્તસ્ત ગોફ્તમ બશાહ્
ઝે ગર્દન્દહ્ ખુરશીદો રખ્શન્દહ્ માહ્
કે આન્ નામવરૂ તા નગરૂદદ્ હલાક્
નગરૂદદ્ ચુ મારૂ અન્દરીન્ તીરહ્ ખાક્
નેયાસાયદો બરૂ નગરૂદદ્ ઝે જન્ગ્
તોરા ચારહ્ દરૂ જન્ગ્ જોસ્તન્ દેરન્ગ્
બપાસોખ્ તો ઊરા દુરોશ્તી મગૂય
બપયવન્દો આઝર્મ ઊ રાહ્ જૂય
હમહ્ કૂશેશે ઊ બકારે બદીસ્ત
ચે સાઝદ્ કે આન્ બખ્શેશે યઝદીસ્ત
અગરૂ જન્ગ્ સાઝદ્ બેસાઝીમ જન્ગ્
કે ઊ બા શેતાબસ્તો મા બા દેરન્ગ્
સેપહ્બુદ્ ફેરેસ્તાદહ્રા પીશ્ ખાન્દ્
બખૂબી ફેરાવાન્ સુખુનહા બેરાન્દ્
બદૂ ગોફ્ત રવ્ બા બેરાદરૂ બેગૂય
કે ચન્દી દુરોશ્તીઓ તુન્દી મજૂય
દુરોશ્તી ન ઝીબાસ્ત અઝ્ શહ્રયારૂ
પેદરૂ નામવરૂ બૂદો તૂ નામદારૂ
મરા ઈન્ દુરોસ્તસ્ત કઝ્ પન્દે મન્
તો દૂરીઓ દૂરી ઝે પયવન્દે મન્
વલીકેન્ મરા ઝાન્ કે હસ્ત આરૂઝૂય
કે તૂ નામવરૂ બાશીઓ નીકૂખૂય
બગૂયમ હમહ્ આન્ ચે અન્દરૂ દેલસ્ત
સુખુનહા કે જાનમ બદાન્ માયેલસ્ત
તોરા સરૂ બેપીચીદ્ દસ્તૂરે બદ્
ઝે આસાનીઓ રાયો રાહે ખરદ્

તે લડાઈનાં મયદાનમાંથી મર્વ શેહર તરફ આવ્યો—જ્યાં તેની આગળ ચો તરફથી લશ્કર એકઠું થયું.

તેણે ખઝાનાનો દરવાઝો ખોલ્યો અને લશ્કરને પગાર કીધો—આથી તે લશ્કર આબાદ થયું અને પોતાની મુરાદ માફકનું અને ખુશહાલ બન્યું.

તેણે જે કોઇને કે સરપાવને લાયકના જોયા—તેઓને ઘટતી રીતે સરપાવ આપ્યો.

જ્યારે પૈસાથી તે લશ્કર આબાદ બન્યું—અને લડવૈયાઓનાં દિલ ગમથી મોકળાં થયાં,

ત્યારે તેણે ગવની નઝદીક એક પયગામ મોકલ્યો—કે "જેમ બાગમાં જંગલી બુટ્ટો હોય તેમ આ રાજ્યમાં તું છે (તને ઝમીનમાંથી ઉખેડવોજ જોઇયે).

એકાયક તું આતશમાં બળી મરજે—તારો આત્મા દુઃખી થશે અને તારી આંખો આંધળી થશે!

તું એમ સમજે છે કે મારા પંજામાંથી સલામત છટકી ગયો—પણ હવે મક્કરની જનોઈ ઉપર આધાર રાખતો ના. ૧૧૩

હવે હિમ્મત ધર અને સિંહોની લડાઇ માટે તૈયાર થા—તારે ત્યાંથી પાછું ફરવું નહીં જોઇયે."

જ્યારે ગવે તે સખ્ત પયગામ સાંભળ્યો—ત્યારે તેણે ભાઇની મોહબ્બતમાંથી પોતાના જીવને ધોઇ કાઢ્યો.

તે વાતથી તેનું દિલ ગમગીન બન્યું—અને પોતાના દાના સલાહકારને કહ્યું કે "હવે તું આ અજાયબી જો."

પેલા દાનાએ તેને કહ્યું કે "ઓ પાદશાહ!—તારા બાપ તરફથી આ તખ્ત ભોગવવાને તુંજ યાદગાર રહેલો છે.

બીજા દાનાઈ શોધનારાઓ કરતાં પણ તું વધારે દાના છે—તેમજ સઘળા પાદશાહો કરતાં તુંજ વધુ શક્તિમાન છે.

ફરતા ખુરશીદ અને ઝળકતા માહતાબની ચાલ ઉપરથી—તું પાદશાહને મેં જે કહ્યું હતું, તે મારૂં કહેવું બરાબરજ છે,

કે જ્યાં સુધી તે નામવર માર્યો નહીં જશે—અને સાપની પખે સીઆહ ખાકમાં નહીં પડશે,

ત્યાં સુધી તે લડાઈથી ધરાવાનો કે પાછો ફરવાનો નથી—માટે તારે તો લડાઈમાં ઢીલ કરવાનોજ એલાજ શોધવો જોઇયે.

આના જવાબમાં તું તેને કશું સખ્ત ના કહેવાડતો—તેની સાથે મેળાપ કરવા અને તેની દોસ્તી કરવાનોજ માર્ગ શોધજે.

તેની સઘળી કોશેશ તો ભૂંડાઈ કરવાનીજ છે—તો તે બીચારો શું કરે? કારણકે તે તો ખોદા તરફનીજ બક્ષેશ છે. ૧૧૪

અગરજો તે લડાઈજ કરશે તો આપણે પણ લડાઇજ કરીશું—કારણ તેને ઉતાવળ છે અને આપણ તો ઢીલ કર્યે છિયે."

આથી તે સરદારે પેલા એલચીને નઝદીક બોલાવ્યો—અને ઘણી ભલમણસાઈથી વાતો કીધી.

તેને કહ્યું કે "તું જા અને મારા ભાઇને કહે—કે એટલી બધી સખ્તાઈ ના વાપર અને તુંદી ના કર.

પાદશાહ તરફથી સખ્તાઇ વપરાય તે સારૂં નહીં—તારો બાપ નામદાર હતો અને તું પણ નામદાર છે.

હું સારી પખે જાણું છું કે તું મારી સલાહથી—દૂર રહે છે અને મારી સાથના સંબંધથી પણ તું દૂરજ નાસે છે,

તો પણ મારી તો એવીજ ખાહેશ છે—કે તું નેકનામ થાય અને સદગુણી બને.

જે મારાં દિલમાં છે તે તને કહું છું—જે વાત ઉપર મારો જીવ લાગી રહ્યો છે, તે તને કહું છું.

તારા ઉસ્તાદે તારૂં માથું ફેરવી મેલ્યું છે—સારા વિચાર અને અકલના રસ્તાથી તને ફેરવ્યો છે.

મગૂ આય બેશાહરૂ સખુન્ જોઝ બદાહ
કે ગીતી સરાસરૂ ફોસૂનસ્તો બાદ
૧૧૫ સુએ આશ્તી યાઝ્ તા હરૂચે હસ્ત
ઝે ગન્જો ઝે મર્દાને ખુઆવ પરસ્ત
ફેરેસ્તમ યકાયક હમહ પીશે તૂ
બેબીનદ રવાને બદઅન્દીશે તૂ
કે અન્દરૂ દેલે મન્ બજોઝ દાદ નીસ્ત
મબાદા કઝીન્ જાને તૂ શાદ નીસ્ત
બરીનસ્ત રાયમ કે દાદમ પયામ
અગરૂ બેશનવદ મેહતરે ખીશ કામ
વરૂઅયદૂન કે રાયત જોઝ અઝ જન્ગ્ નીસ્ત
બખૂબીઓ પયવન્દત આહન્ગ્ નીસ્ત
બેસાઝમ કુનૂન જન્ગ્રા લશ્કરી
કે બાયદ સેપાહે મરા કેશ્વરી
અઝીન્ મર્ઝે આબાદ મા બુગ્ઝરીમ
સેપહરા હમહ પીશે દર્યા બરીમ
યકી કન્દહ સાઝીમ ગેર્દે સેપાહ
બરીન્ જન્ગ્જૂયાન્ બેબન્દીમ રાહ
ઝે દર્યા બકન્દહ દરૂ આબ્ અફગનીમ
સરે જન્ગ્જૂયાન્ બતાબ્ અફગનીમ
બદાન્ તા હરાન્ કસ કે બીનદ શેકસ્ત
ઝે કન્દહ નબાશદ વરા રાહે જસ્ત
૧૧૬ ઝે મા હરૂકે પીરૂઝ ગર્દદ બજન્ગ્
નરીઝીમ ખૂન અન્દરીન્ જાએ તન્ગ્
સેપહરા હમહ દસ્તગીરૂ આવરીમ
મબાદા કે શમ્શીરો તીરૂ આવરીમ
ફેરેસ્તાદહ બરગશ્તો આમદ ચુ બાદ
બરૂ બરૂ સુખુનહાએ ગવ કરૂદ યાદ
ચુ તલ્હન્દ બેશનીદ પયઘામે ગવ.
ઝે લશ્કરૂ હરાન્ કસ કે બુદ પીશરવ
બેફરમૂદ તા પીશે ઊ ખાન્દન્દ
સઝાવારૂ બરૂ જાય બેન્શાન્દન્દ
હમહ પાસોખે ગવ બદીશાન્ બેગોફૂત
હમહ રાઝહા બરૂ કુશાદ અઝ નેહોફૂત
બલશ્કરૂ ચુનીન્ ગોફૂત કીન્ જન્ગે નવ
બદર્યા કે અન્દીશહ કર્દસ્ત ગવ
ચે બીનીદો ઈનરા ચે રાય આવરીમ
કે અન્દીશએ ઊ બજાય આવરીમ
અગરૂ બૂદ ખાહીદ બા મન્ યકી
ન પીચદ કસી સરૂ ઝે જન્ગ્ અન્દકી
અગરૂ જન્ગ્ જૂયમ ચે દર્યા ચે કૂહ
ચુ દરૂ જન્ગ્ લશ્કરૂ બુવદ હમગોરૂહ
૧૧૭ અગરૂ યારૂ બાશીદ બા મન્ બજન્ગ્
અઝ આવાઝે રૂબહ નતર્સદ પલન્ગ્
હરાન્ કસ કે જૂયન્દ નામે બુઝોરૂગ્
ઝે ગીતી બેયાબન્દ કામે બુઝોરૂગ્
જહાનજૂય અગરૂ કોશ્તહ આયદ બનામ
બેહ અઝ ઝેન્દહ દુશ્મન્ બદૂ શાદકામ
હરાન્ કસ કે દરૂ જન્ગ્ તન્દી કુનદ
હમી અઝ પયે સૂદમન્દી કુનદ

ઓ ભાઇ! ઇન્સાફની રાહે વાત કર-આ દુન્યા મકર અને ફરેબથી ભરેલી છે.

તું સલાહ કર કે જે કાંઈ ખઝાનો અને વફાદાર નોકરો મારી પાસે છે,

તે સર્વ તારે માટે મોકલું-કે તારો કીનાખોર આત્મા તે જોય. .

કે મારાં દિલમાં વાજબીપણું છે-ખોદા આ વાતથી તને નારાઝ નહીં કરે.

જે હું તને કહેવાડું છું તેવોજ મારો વિચાર છે-જો તું કબૂલ રાખે તો તારી ખાહેશ પુરી પડશે.

પણ જો તારો વિચાર લડવાનોજ હોય-અને ભલાઇ કરવાનો અને સગપણ જાળવવાનો ઇરાદો નહીં હોય,

તો હમણા હું લડાઈ માટે એવું લશ્કર તૈયાર કરૂં છું-કે તે મારાં લશ્કરને માટે એક આખો મુલક જોઇશે.

આપણે આ આબાદ મુલકમાંથી બાહેર નીકળી જઇયે-અને તમામ લશ્કરને દર્યાની નઝદીક લઈ જઇયે.

ત્યાં લશ્કરની આસપાસ આપણે એક ખાઇ ખોદીયે- અને લડવૈયાઓનો નાસવાનો માર્ગ બંધ કરીયે.

તે ખાઇને દર્યાનાં પાણીથી ભર્યે-અને પછી લડવૈયાઓનાં સર લડાઇ કરવા માટે ઉશ્કેરી મૂકિયે.

જેથી જે કોઈ સેપાહ પોતીકી હાર જોય-ત્યારે પેલી ખાઇને લીધે તેને નાસી જવાનો માર્ગ રહે નહીં.

વળી આપણામાંથી જે કોઈ કે લડાઇમાં ફતેહમંદ થાય-તો આ સાંકડી જગ્યામાં કોઇનું ખૂન રેડવું નહીં જોઇયે.

પણ તે હારી ગયલાં સઘળાં લશ્કરને આપણે પોતાના કબ્ઝામાં લેવાં-એવું નહીં બનવા દેવું કે આપણે તે ઉપર તલવાર કે તીરનો મારો ચલાવ્યે"

પેલો એલચી પાછો ફરી શેતાબી કરતો આવ્યો-તેની આગળ ગવે કહેલી સઘળી વાતો કહી.

જ્યારે તલ્હંદે ગવનો એવો પયગામ સાંભળ્યો-ત્યારે તેણે લશ્કરમાં જે કોઇ સરદારો હતા,

તેઓને ફર્માવ્યું જેથી તેઓ તેની નઝદીક આવ્યા-તેઓને ઘટતી જગ્યાએ બેસાડયા.

અને ગવ તરફથી આવેલો જવાબ સઘળો તેઓને કહ્યો-અને સઘળો છૂપો ભેદ તેઓ આગળ ખુલ્લો કીધો.

તેણે લશ્કરને એ પ્રમાણે કહ્યું કે "આ દર્યા આગળની નવી લડાઇનો જે ગવે વિચાર કીધો છે,

તે માટે તમો શું ધારો છો એ માટે આપણે કેવા ઠરાવ ઉપર આવ્યે-કે જેથી આપણે ગવનો વિચાર પુરો પાડયે?

અગરજો તમો સઘળા મારી સાથે મળેલા રહેશો-અને કોઇ પણ શખ્સ લડાઇ કરવાથી જરાબી માથું નહીં ફેરવશે,

અને જ્યારે લડાઇમાં સઘળું લશ્કર એકઠુંજ રહેશે-ત્યારે જો આપણે શું દર્યામાં લડાઈ કરીશું કે પહાડા ઉપર કરીશું તે સરખુંજ છે

જો તમો લડાઇમાં મારા મદદગાર રહેશો-તો કોહલીના અવાઝથી ચિત્તો વાઘ બીવાનો નથી.

આપણામાંથી જે લોકો કે મોટી કીર્તિ શોધશે તે લોકોજ આ દુન્યામાંથી પોતાની મોટામાં મોટી મુરાદ મેળવશે.

એક નામદારી ભરેલો શખ્સ કીર્તિ સાથે માર્યો જાય-તો તે પોતે જીવતાં જીવત હારી જઈ દુશ્મનને ખુશહાલ કરે તેનાં કરતાં વધારે સારૂં છે.

જે કોઈ કે લડવામાં શિતાબી વાપરશે-તે પોતાનાં ભલાંને માટેજ તેમ કરશે.

બેયાબન્દ અઝ મન્ બસી ખાસ્તહ
પરસ્તન્દ હો અસ્પે આરાસ્તહ
ઝે કશ્મીર તા પીશે દર્યાએ ચીન્
બહર્ શહ્ર્ મારા કુનન્દ આફરીન્
બેબખ્શમ્ હમહ શહ્ર્હા બા સેપાહ
બુ ફર્માન્ મરા ગર્દદો તાજો ગાહ
બપાસોખ્ હમહ મેહ્તરાન્ પીશે ઊય
ચકાયક્ નેહાદન્દ બર્ ખાક્ રૂય
કે મા નામ જૂઇમો તૂ શહ્ર્યાર્
બેબીની કુનૂન્ ગર્દેશે રૂઝગાર્
ઝે દર્ગાહે તલ્હન્દ બર્ શુદ ખોરૂશ
ઝે લશ્કર્ હમહ કેશ્વર્ આમદ બજૂશ
સેપહ્રા હમહ સૂએ દર્યા કશીદ
બઝાન્ સૂ સેપાહે ગવ આમદ પદીદ
બરાબર્ ફેરૂદ આમદન્દ આન્ દો શાહ
કે બૂદન્દ બા યક્ દેગર્ કીનહ્ખાહ
બગેરૂદ અન્દરૂન્ કન્દહા સાખ્તન્દ
ચુ શુદ ઝર્ફ આબ્ અન્દર્ અન્દાખ્તન્દ
દો લશ્કર્ બરાબર્ કશીદન્દ સફ
સવારાન્ હમહ બર્ લબ્ આવર્દહ કફ
બેયારાસ્તહ મયસરહ મયમનહ
કશીદન્દ નઝ્દીકે દર્યા બનહ
દો શાહે ગેરાન્માયહ પુર્ દર્દો કીન્
નેહાદન્દ બર્ પોશ્તે પીલાન્ દો ઝીન્
બકલ્બ્ અન્દરૂન્ સાખ્તહ જાએ ખીશ
બુદહ હર્ યકી લશ્કર્ આરાયે ખીશ
ઝમીન્ કાર્ શુદ આસમાન્ ચૂન્ બેનફ્શ
ઝે બસ નીઝહો પર્નેયાની દેરફ્શ
હવા શુદ ઝે ગર્દે સેપાહ આબ્નૂસ
ઝે નાલીદને બૂકો આવાએ કૂસ
તો ગોફ્તી કે દર્યા બેજૂશદ હમી
નહન્ગ્ અન્દરૂન્ ખૂન્ ખોરૂશદ હમી
ઝે ઝખ્મે તબરૂઝીનો ગૂપાલો તીઘ્
ઝે દર્યા બર્ આમદ યકી સુર્ખ્ મીઘ્
ચુ બર્ પીશે ખુર્શીદ દામન્ કશીદ
ચુનાન્ શુદ કે કસ રૂએ ગીતી નદીદ
તો ગોફ્તી હવા તીઘ્ બારદ હમી
બખાક્ અન્દરૂન્ લાલહ કારદ હમી
ઝે અફ્ગન્દહ ગીતી બરાન્ ગૂનહ ગશ્ત
કે કર્ગસ નેયારસ્ત બર્ સર્ ગુઝશ્ત
ગોરૂહી બકન્દહ દરૂન્ પુર્ ઝે ખૂન્
દેગર્ સર્ બુરીદહ ફેગન્દહ નેગૂન્
ઝે દર્યા હમી ખાસ્ત અઝ બાદ મઉજ્
સેપાહ અન્દર્ આમદ હમી ફઉજ્ ફઉજ્
હમહ દશ્ત મઘ્ઝો જેગર્ બૂદો દેલ્
હમહ નઅ્લે અસ્પાન્ ઝે ખૂન્ પુર્ ઝે ગેલ્
નેગહ કર્દ તલ્હન્દ અઝ પોશ્તે પીલ્
ઝમીન્ દીદ બર્સાને દર્યાએ નીલ્
હમાન્ બાદ બર્ સૂએ તલ્હન્દ ગશ્ત
બઆબો બનાન્ આરૂઝ્મન્દ ગશ્ત

તેઓ મારી પાસેથી પુષ્કળ ખઝાનો, ગોલામો અને સણુગારેલા ઘોડાઓ મેળવશે.

પછી કેશ્મીરથી ચીનના દર્યા સુધીનાં-દરેક શેહર આપણા તાબામાં આવશે.

તે સઘળાં શેહરો ઉપર જ્યારે મારો હોકમ ચાલશે અને ત્યાંનાં તાજો તખ્ત મારાં થશે ત્યારે તે શેહરો હું મારાં લશ્કરને બખ્શી દઇશ."

તેને જવાબ આપવા માટે સઘળા સરદારોએ તેની નઝદીક-ખાક ઉપર મોઢાં મૂકયાં.

તેઓ બોલ્યા કે "અમો તો કીર્ત્તિજ શોધનારા છિયે અને તુંજ અમારો પાદશાહ છે-તો હવે ઝમાનાનું ફરવું તુંજ જોશે."

પછી તલ્હંદની દરગાહમાંથી લડાઈના પોકારો નીકળ્યા-તેનાં લશ્કરથી તમામ મુલક જોશમાં આવ્યો.

તે પોતાનું તમામ લશ્કર દર્યા તરફ લઇ ગયો-પેલી તરફથી ગવનું ૧૧૮
લશ્કર પણ આવતું દેખાયું.

તે બન્ને પાદશાહો જેઓ એક બીજા ઉપર કીનો ચાહનારા હતા, તેઓએ આમણુ સામણુ છાવણી નાખી.

લશ્કરની આસપાસ ખાઈ ખોદી-અને જ્યારે તે ઊંડી ખોદાઈ રહી ત્યારે તેમાં પાણી દાખેલ કીધું.

બન્ને લશ્કરે સામા સામી સફ ખેંચી-સઘળા સવારો હોઠ ઉપર ફીણ લાવ્યા.

ડાબા જમણી સફ ગોઠવી-અને સર સામાન દર્યાની નઝદીક રાખ્યો.

પેલા દુ:ખ અને કીના ભરેલા બન્ને ઊંચી બુન્યાદના પાદશાહોએ-હાથીઓની પીઠ ઉપર બે અમારી મૂકી.

તેઓએ કલ્બગાહમાં પોત પોતાની જગ્યા લીધી-તેઓ બન્ને પોતાનાં લશ્કરના સરદાર બન્યા.

પુષ્કળ નેઝા અને રેશમી ઝુંડાએ કરી-ઝમીન ડામર જેવી કાળી બની અને આસ્માન ઘેરા રંગનું થયું.

લશ્કરની ધૂળથી હવા આબ્નૂસ જેવી થઇ ગઈ-રણશિંગડાંના પોકાર અને નગારાંના આવાઝથી,

તું કહે ગોયા દર્યો ઉછાળા મારે છે-અને મગરમચ્છ તેમાં ખૂન માટે બૂમ પાડે છે.

કુહાડી, ગોર્ઝ અને તલવારના પડતા ઝખ્મોએ કરી-તે દર્યામાંથી એક ૧૧૯
રાતું વાદળ ચઢી આવ્યું.

અને જ્યારે વાદળ આફતાબની સામે પથરાઈ ગયું-ત્યારે એવો દેખાવ થયો કે કોઇને ઝમીનની સપાટી દેખાઈજ નહીં.

એવું લાગતું હતું કે જાણે હવા તલવાર વરસાવે છે-અને મટોડાંમાં લાલાનાં ફૂલ ઉગાડે છે.

મૂએલાંની લોથના એવા તો ઊંચા ઢગલા થયા-કે તે ઉપરથી ગીદ પક્ષી પણ ઉડી શકતું નહીં હતું.

કેટલાક લોકો લોહીથી ભરેલા ખાડામાં પડેલા હતા-જ્યારે કેટલાક કપાયલે માથેના ઊંધા પડેલા હતા.

પવનને લીધે દર્યામાંથી મોજા ઉઠવા લાગ્યા-છતાં લશ્કર ટોળે ટોળું આવતુંજ રહ્યું.

આખે મયદાને ભેજાં, કલેજાં અને શરીરો પડેલાં હતાં-તમામ ઘોડાઓની નાલ લોહીથી ભરેલા કાદવમાં ખરડાયલી હતી.

તલ્હંદે હાથીની પીઠ ઉપરથી નેગાહ કીધી-તો તેને તે મયદાન નીલના દર્યા મિસાલ (લોહીથી ભરેલું) દેખાયું.

વળી પવન પણ તલ્હંદની સામેજ ફુંકવા લાગ્યો-જેથી તે ભૂખ અને તરસનો ખાહેશમંદ બન્યો.

ઝે બાદો ઝે ખુરૂશીદો શમ્શીરે તીઝ
ન આરામ દીદો ન રાહે ગુરીઝ
૧૨૦ બશાન્ ઝીને ઝરૂરીન્ બખોફ્તો બમોરૂદ
હમહુ કેશવરે હેન્દ ગવરા સેપોરૂદ
બબીશી નેહાદહુસ્ત મરૂદુમ દો ચશમ્
ઝે કમ્મી ખુવદ દેલ પુર્ અઝ દર્દો ખશમ્
ન આન્ માનદ અય પીરે દાના ન ઈન્
ઝે ગીતી હમહુ શાદમાની ગુઝીન્

અગર્ ચન્દ બેફ્ઝાયદ અઝ રન્જ ગન્જ
હમહુ ગન્જે ગીતી નેયર્ઝદ બરન્જ
ઝે કલ્બે સેપહુ ચૂન્ નેગહુ કરૂદ ગવ
નદીદ આન્ દેરફ્શે સેપહુદારે નવ
સવારી ફ્રેસ્તાદ તા પીશે પીલ
બેગરૂદદ બેજૂયદ હમી મીલ મીલ
બબીનદ કે આન્ લઅલો રખ્શાન્ દેરફ્શ
કજા બૂદ રૂએ સવારાન્ બેનફ્શ
કુજા શુદ કે બેન્શસ્ત જૂશે નબરૂદ
મગર્ ચશ્મે મન્ તીરહુ તર્ શુદ ઝે ગર્દ
સવાર્ આમદો સર્બસર્ બેન્ગરીદ
દેરફ્શે સરે નામદારાન્ નદીદ
હમહુ કલ્બ્ગહુ દીદ પુર્ ગોફ્તગૂય
સવારાને લશ્કર્ હમહુ શાહુ જૂય
૧૨૧ ફ્રેસ્તાદહુ બર્ ગશ્તો આમદ ચુ ગર્દ
સુખુનહા હમહુ પીશે ગવ્ યાદ કરૂદ
સેપહુબુદ ફ્રૂદ આમદ અઝ પોશ્તે પીલ
પેયાદહુ હમી રફ્ત ગેર્યાન દો મીલ
બેરાદર્ ચુ તલ્હન્દરા મોરૂદહુ દીદ
રોખે લશ્કર્ અઝ દર્દ પેઝ્મોરૂદહુ દીદ
સરાપાએ ઊ યક્ બયક્ બેન્ગરીદ
કે જાઈ બર્ પૂસ્ત ખસ્તહુ નદીદ
ખોરૂશાન્ હમી ગશ્ત શાહે બલન્દ
નેશસ્ત અઝ બરશ સૂગ્વારો નેઝન્દ
હમી ગોફ્ત ઝાર્ અય નબર્દે જવાન્
બેરફ્તી પુર્ અઝ દર્દો ખસ્તહુ રવાન્
તોરા ગર્દેશે અખ્તરે બદ બેકોશ્ત
વગરનહુ નઝદ બર્ તો બાદી દુરોશ્ત
બેપીચીદ ઝા મૂઝગારાન્ સરત
તો રફ્તીઓ મેસ્કીન્ દેલે માદરત
બખૂબી બસી રાન્દહુ અમ્ બા તો પન્દ
નેયામદ તોરા પન્દે મન્ સૂદમન્દ
ચુ ફર્ઝાનએ ગવ્ બદાન્ જા રસીદ
જહાનજૂય તલ્હન્દરા મોર્દહુ દીદ
૧૨૨ બેરાદરૂશ ગેર્યાન્ બરાન્ પહુન દશ્ત
ખોરૂશાશ હમી અઝ ફલક્ બર્ ગુઝશ્ત
ખોરૂશાન્ બેઘલ્તીદ દર્ પીશે ગવ્
હમી ગોફ્ત ઝાર્ અય જહાનદારે નવ્
વઝાન પસ બેયારારેત લબ્રા બપન્દ
બદ્ ગોફ્ત કય શહુર્યારે બલન્દ

તેની સામે ફુંકાતા પવનથી, આફતાબની ગર્મીથી અને તેઝી તલ-વારથી-તેને આરામ કે નાસવાનો માર્ગ જણાયો નહીં.

આથી તે સોનેરી અમારી ઉપરજ સૂઇ ગયો અને તુરત મરણ પામ્યો-તેણે હિંદનો તમામ મુલક ગવને સોંપી આપ્યો.

ઈન્સાન જાત લોભ ઉપરજ પોતાની બન્ને આંખો લગાડેલી રાખે છે-પોતાની પાસેની કોઈ ચીઝ ઓછી થવાથી તે દુઃખી અને ગુસ્સે થાય છે.

એ બુઢ્ઢા દાના શખ્સ! તારી પાસે રહેલી કે તારી પાસેથી જતી રહેલી ચીઝો એ કશું પણ કાયમ રહેવાનું નથી-આ જેહાનમાંથી તું તો ફકટ ખુશ ખુશહાલીજ એખ્તયાર કરી લે.

મેહનતથી ગમે એટલો ખઝાનો એકઠો થાય-પણ તે મેહનત આગળ આખી દુન્યાની દઉલત પણ નજીવી કહેવાય.

જ્યારે ગવે લશ્કરની કલ્બગાહમાંથી નઝર કીધી-અને તે જવાન સર-દારનો ઝુંડો જોયો નહીં,

ત્યારે સવારને મોકલ્યો જેથી તે તેના હાથી આગળ ફરે અને માઇલો તક તેની શોધ કરે.

તે તપાસ કરે કે "પેલો રાતો ઝળકતો ઝુંડો-કે જેનાથી સવારોના ચેહરા ફિક્કા પડી જતા હતા,

તે ક્યાં જતો રહ્યો? કારણકે લડાઈ ધીમી પડી ગઈ છે અથવા તો કદાચ મારી આંખ ધૂળને લીધે વધારે ઝાંખી પડી ગઈ છે."

પેલો સવાર આવ્યો અને બધે બધ જોયું-પણ નામદારોના સરદારનો ઝુંડો દેખાયો નહીં.

તમામ કલ્બગાહ ચર્ચા ભરેલી બનેલી અને સઘળા લશ્કરના સવારોને પોતાના પાદશાહને શોધતા જોયા.

તે કાસેદ પાછો ફર્યો અને ઝડપથી આવી-સઘળી વાત ગવને કહી.

સરદાર ગવ હાથીની પીઠ ઉપરથી નીચે ઉતર્યો-અને બે માઈલ સુધી પેયાદો બની રડતો રડતો ગયો.

ભાઇએ જ્યારે તલ્હંદને મૂએલો જોયો-અને તેનાં લશ્કરનો ચેહરો દુઃખથી કરમાયલો જોયો,

ત્યારે તેણે પગથી માથાં સૂધીનું તેનું સઘળું શરીર તપાસી જોયું-પણ કેથેથીબા તેની ચામડી ઝખ્મી થયલી જોઇ નહીં.

તે મોટો પાદશાહ રડવા લાગ્યો-તે તેની પાસે સોગ ભરેલો અને ગમગીન થયલો બેઠો.

તે રડતો રડતો બોલવા લાગ્યો કે "એ બહાદુર જવાન!-તું દુઃખ ભરેલો અને ઝખ્મી જીવે ચાલી ગયો.

તને બુરા સેતારાની ચાલે માર્યો છે નહીં તો તારી ઉપર સખ્ત પવનબી ફુંકાતે નહીં.

સલાહ આપનારાઓની સલાહ પ્રમાણે ચાલ્યો નહીં-તારી માનું જીવ-તર બાળીને દુન્યા છોડી ચાલી ગયો.

મેં તને ઘણી સારી શીખામણો કહી-પણ તને મારી શીખામણ ફાયદાવાળી લાગી નહીં."

જ્યારે ગવનો સલાહકાર ત્યાં આવી લાગ્યો-અને પાદશાહ તલ્હંદને મૂએલો જોયો,

તેમજ તેના ભાઇ ગવને તે બોહોળાં મયદાનમાં રડતો જોયો-કે જેનાં રૂદનના પોકાર આસ્માન કરતાં પણ ઉપર જતા હતા,

ત્યારે તે પણ પોકારતો ગવની નઝદીક ભોંય ઉપર લોટયો-અને બોલવા લાગ્યો કે "અફસોસ! એ જવાન પાદશાહ તારો અફસોસ!"

પછી તેણે ગવને શીખામણ દેવા માટે પોતાની ઝબાન ખોલી-તેને કહ્યું કે "એ મોટા મરતબાના પાદશાહ!

અઝીન્ ઝારીઓ સુગ્વારી ચે સૂદ
ચુનીન્ રફ્તો ઈન્ બૂદની કાર્ બૂદ
સેપાસ્ અઝ્ જહાન્ આફરીનત યકીસ્ત
કે તહમન્દ બર્ દસ્તે તો કોશ્તહ નીસ્ત
હમહ બૂદની ગોફ્તહ બૂદમ બશાહ
ઝે કયવાનો બહરામો ખુરશીદો માહ
કે ચન્દાન્ બેપીચદ બરઝમ ઈન્ જવાન્
કે બર્ ખીશતન્ બર્ સર્ આરદ ઝમાન્
કુનૂન્ કારે તહમન્દ ચૂન્ બાદ ગશ્ત
બનાદાનીઓ તીઝી અન્દર્ ગુઝશ્ત
સેપાહસ્ત ચન્દાન્ પુર્ અઝ્ દર્દો ખશમ
સરાસર્ હમહ બર્ તો દારન્દ ચશમ
બેયારામો મારા દેલ્ આરામ દેહ
બેરદરા બઆરામે દેલ્ કામ દેહ
કે ચૂન્ પાદશારા બેબીનદ સેપાહ
પુર્ અઝ્ દર્દો ગેર્યાન્ પેયાદહ બરાહ
બેકાહદશ નઝદે સેપાહ આબ્રૂય
ફેરૂમાયહ ગુસ્તાખ ગર્દદ બરૂય
બકેર્દારે જામી ગોલાબસ્ત શાહ
મબાદા કે અઝ્ બાદ ગર્દદ તબાહ
ઝે દાના બેરદમન્દ બેશનીદ પન્દ
બેરૂશી ઝે લશ્કર્ બર્ આમદ બલન્દ
કે અય નામદારાનો ગોર્દાને શાહ
મબાશીદ યક્ તન્ બદીન્ રઝમગાહ
કે આન લશ્કર્ અકૂનૂન્ જુદા નીસ્ત ઝીન્
હમહ સાખ્તન્ બાયદો આફરીન્
હમહ પાક્ દર્ ઝીન્હારે મનીદ
વઝાન્ પુર્ મનેશ યાદગારે મનીદ
અઝાન્ પસ હમહ મેહતરાનરા બેખાન્દ
બમેઝ્ગાન્ હમી ખૂને દેલ્ બર્ ફેશાન્દ
યકી તન્ગ્ તાબૂત કર્દશ ઝે આજ
ઝે ઝરૂરો ઝે પીરૂઝહો ચૂબે સાજ
બેપૂશીદ રૂયશ બચીની પરન્દ
શુદ આન્ નામવર્ નામબરદારે હન્દ
બદબ્રો બકીરો બકાફૂરો મુશ્ક
સરે તન્ગ્ તાબૂત કર્દન્દ ખુશ્ક
વઝાન્ જાયગહ તીઝ લશ્કર્ બેરાન્દ
બરાહો બમન્ઝેલ્ ફેરાવાન્ નમાન્દ
ચુ શાહાન્ ગુઝીદન્દ જાએ નબર્દ
ઝે માદર્ બેશુદ ખાબો આરામો ખર્દ
હમીશહ બરહ દીદહબાન દાશ્તી
બતલ્ખી હમહ રૂઝ બુગ્ઝાશ્તી
ચુ અઝ્ રાહ બર્ખાસ્ત ગર્દે સેપાહ
નેગહ કરદ બીનાદેલ્ અઝ્ દીદહગાહ
ઝે બાલા દેરફ્શે ગવ્ આમદ પદીદ
હમહ રૂએ કેશ્વર્ સેપહ ગુસ્તરીદ
હમી દીદહબાન બેન્ગરીદ અઝ્ દો મીલ્
કે બીનદ મગર્ તાજે તલ્હન્દો પીલ્
નેયામદ પદીદ અઝ્ મેયાને સેપાહ
સવારી બર્ અફ્ગન્દ અઝાન્ દીદહગાહ

આ રૂદન અને સોગ કરવાથી તને શું ફાયદો થનાર છે?–એવો બનાવ બનવાનોજ હતો અને બન્યો.

ખોદાતાલાના તને એજ શુક્રાના કરવાના છે–કે તલ્હંદ તારા હાથ ઉપર માર્યો ગયો નથી.

શનિશ્ચર અને મંગળ સેતારાની તેમજ આફતાબ અને માહતાબની ચાલથી–સઘળા બનનારા બનાવો મેં પાદશાહને કહ્યાજ હતા,

કે આ જવાન લડાઈમાં એટલો બધો ગુંતાશે–કે તે પોતે પોતાની ઉપરજ મોત લાવી મેલશે.

હવે તલ્હંદનું કામ બરબાદ થઇ ગયું છે–તે પોતાની નાદાની અને આકળાપણાંથી ગુઝર પામ્યો છે.

તેનું દુઃખ અને ગુસ્સા ભર્યું કેટલુંક લશ્કર છે–જે સઘળાઓ પોતાની આશા ઉમેદ તારી ઉપરજ રાખે છે.

માટે તું હવે જરા આસાયેશ લે અને અમોને પણ આરામ આપ–તારાં દિલના આરામ સાથ હવે ડહાપણનો પણ ઉપયોગ કર.

કારણકે જ્યારે લશ્કર પાદશાહને રસ્તા ઉપર પાઉં પેયાદો દુઃખ ૧૨૩
ભરેલો અને રડતો જોશે,

ત્યારે લશ્કરીઓની નઝદીક તારો મરતબો જળવાશે નહીં–અને હલકા માણસોનું ચઢી વાગશે.

પાદશાહ તો એક ગોલાબનાં પ્યાલાં જેવો છે–અને તેને તોફાની પવનથી નુકસાન થવું નહીં જોઇયે."

ગવે તે દાના ઉસ્તાદની શીખામણ સાંભળી–અને પછી લશ્કરમાંથી મનાદી પોકરાવી,

કે "ઓ પાદશાહના નામદારો અને પેહલવાનો!–કોઈ પણ આ મયદાનમાં થોભતા ના.

કારણકે હવે પેલું લશ્કર આપણાંથી જુદું નથી·હવે તો સઘળાં લશ્કરે સાથે મળીને કામ કરવું જોઇયે એકમેક ઉપર દોઆ સલામ ચાહવી જોઇયે.

તમો સઘળા મારીજ પનાહમાં આવ્યા છો–અને તમારાં લશ્કરમાંના મોટાં મનનાં લોકો મારીજ યાદગારી તરીકે છો."

ત્યાર પછી સઘળા સરદારોને બોલાવ્યા–અને પોતાની આંખમાંથી ગમગીનનાં આંસુ પાડવા લાગ્યો.

પછી હાથીદાંત, સોનું અને પીરોઝાનાં નંગો જડેલી એક સાગનાં લાકડાંની સાંકડાં મોંની શબપેટી બનાવવામાં આવી.

તેમાં તે શબ મેલી તેનું મોં ચીનાઈ રેશમી કપડાંથી ઢાંકયું–એવી રીતે તે હિંદનો નામ ઉઠાવનાર નામીચો સરદાર ચાલી ગયો.

સરસ, ડામર, કપૂર અને કસ્તુરીથી–તે સાંકડી શબપેટીનું મોં બંધ ૧૨૪
કરવામાં આવ્યું.

પછી ત્યાંથી સઘળાં લશ્કરને શેતાબ આગળ ચલાવ્યું–રસ્તામાં તેમજ ઉતારાની જગ્યામાં ઘણો વખત થોભ્યો નહીં.

હવે જ્યારથી પેલા બન્ને શાહઝાદાઓએ લડાઇની જગ્યા એખ્તયાર કીધી હતી–ત્યારથી તેઓની માદરની ઊંઘ, આરામ કે ખાવું પીવું જતું રહ્યું હતું.

તેણી હમેશે તેઓના રસ્તા ઉપર ચોકીબાન રાખતી હતી–અને સઘળા દિવસ સખ્તીમાંજ પસાર કરતી હતી.

હવે જ્યારે રાહમાંથી લશ્કરની ધૂળ ઉઠી–ત્યારે પેલા બાહોશ ચોકીબાને ચોકી ઉપરથી નઝર કીધી,

તો ઊંચાઈથી ગવનો ઝુંડો દેખાયો–અને ત્યાંની ઝમીન તે મુલકની સપાટીએ તમામ લશ્કર ફેલાઈ ગયલું માલૂમ પડયું.

પેલો ચોકીબાન બે માઈલ દૂરથી જોવા લાગ્યો–કે કદાચ તલ્હંદનું તાજ અને હાથી દેખાય,

પણ તે લશ્કરની વચ્ચે કાંઈ માલૂમ પડયું નહીં–આથી ચોકી ઉપરથી તેણે એક સવાર દોડાવી તેણીને ખબર કીધી,

કે લશકરૂ ગુઝરૂ કરૂદ અઝીન્ સૂએ કહુ
ગવો હરૂ કે બૂદન્દ બા ઊ ગોરૂહુ
ન તલ્હન્દ પયદા ન પીલો હેરકૂશ
ન આન્ નામ્દારાને ઝરૂરીનહુ કફૂશ
૧૨૫ ઝે મેઅ્ગાન્ ફેરૂરીખ્ત ખૂન્ માદરશ
બખૂન્ અન્દરૂન્ ઘરૂકહુ ગશતહુ બરશ
વઝાન્ પસ ચુ આમદ બદૂ આગહી
કે શુદ તીરહુ આન્ ફરૂરે શાહનશાહી
જહાન્જૂય તલ્હન્દ બરૂ ઝીન્ બેમોરૂદ
સરે ગાહે શાહીશ ગવરા સેપોરૂદ
બઅયવાને ઊ શુદ દવાન્ માદરશ
ફેરાવાન્ બદીવારૂ બરૂ ઝદ સરશ
હમહુ જામહુ બેદરીદો રોખશ બેકન્દ
બઅયવાનો ગન્જ આતેશ અન્દરૂ ફેગન્દ
હમહુ કાખો તખ્તે બુઝોર્ગી બેસૂખ્ત
વઝાન્ પસ બુલન્દ આતેશી બરૂ ફેરૂખ્ત
કે સૂઝદ તને ખુદ બઆઇને હેન્દ
વઝાન્ સૂગ પયદા કુનદ દીને હેન્દ
ચુ અઝ માદરૂ આગાહી આમદ બગવ
બરૂ અન્ગીખ્ત આન્ બારએ તીઝરવ
બેયામદ વરા તન્ગ્ દરૂ બરૂ ગેરેફ્ત
પુરૂ અઝ ખૂન્ મેઝહુ ખાહેશ અન્દરૂ ગેરેફ્ત
કે અય માદરે મેહરૂબાન્ ગૂશદારૂ
કે મા બી ગુનાહીમ અઝીન્ કાર્ઝારૂ
૧૨૬ ન મન્ કોશતમ ઊરા ન યારાને મન્
ન ગોર્દી અઝીન્ નામ્દારૂ અન્જુમન્
નેયારસ્ત દમ ઝદ બરૂ કસ દુરોશ્ત
વરા ગર્દેશે અખ્તરે બદ બેકોશ્ત
બદૂ ગોફ્ત માદરૂ કે અય બદકુનેશ
ઝે ચર્ખે બલન્દ આયદત સરૂઝનેશ
બેરાદરૂ કોશી અઝ પયે તાજો તખ્ત
નખાનદ તોરા નીકુદેલ નીકુબખ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અય મેહરૂબાન્
નશાયદ કે બરૂ મન્ શવી બદગુમાન્
બેયારામ તા મન્ તોરા રઝ્મગાહુ
નુમાયમ હમી કારે શાહો સેપાહુ
કે યારસ્ત શુદ પીશે ઊ રઝ્મજૂય
કેરા બૂદ દરૂ સરૂ ખુદ ઈન્ ગોફ્તગૂય
બદાદારૂ ફૂ માહો મેહરૂ આફરીદ
શબો રૂઝો ગર્દાન્ સેપેહરૂ આફરીદ

કઝીન્ પસ નબીનદ મરા મોહરો ગાહુ
ન અસ્પો ન ગોર્ઝો ન તીઘો કોલાહુ
મગરૂ કીન્ સોખન્ આશકારા કુનમ
ઝે તુન્દી દેલત પુરૂ મુદારા કુનમ
૧૨૭ કે ઊરા બદસ્તે કસી બરૂ ઝમાન્
નેયામદ બેબીની બરઉશન્ રવાન્
કે યાબદ બગીતી રહાઈ ઝે મરગ્
અગરૂ તન્ બેપૂશદ બપૂલાદો તરગ્

કે "પહાડની આ તરફથી આપણું લશ્કર પસાર થયું છે-ગવ અને તેની સાથ જેઓ ગયા હતા તે છ,

પણ તલ્હંદ, કે તેનો હાથી કે તેનો ઝુંડો કે તે સોનેરી જોડાવાળા નામદારો કોઈ દેખાતા નથી."

આથી તેની મા આંખમાંથી આંસુ વરસાવવા લાગી-જે આંસુમાં તેની છાતી ગર્ક થઈ ગઈ.

પછી જ્યારે તેણીને ખબર મળી-કે તે શેહનશાહી ઝળકાટ સીઆહ થયો છે.

દેશ જીતનારો તલ્હંદ પોતાની અમારીમાંજ મરણ પામી-પોતાનું પાદશાહી તખ્ત ગવને સોંપી ગયો છે,

ત્યારે તેની માદર દોડતી કે તેના મેહલમાં ગઈ-અને વારમ્વાર દીવાર ઉપર માથું ઝીંકવા લાગી.

તમામ કપડાં ફાડી નાખ્યાં અને મોઢું પીખી નાખ્યું-તેનું દીવાનખાનું અને ખઝાનો સળગાવી મૂકયો.

તેનો સઘળો મેહલ અને મોટાઈનું તખ્ત બાળી નાખ્યું-અને પછી એક મોટી ચેહ સળગાવી,

કે તેમાં હિંદુસ્તાનની સતી થવાની રીત પ્રમાણે પોતાનાં શરીરને આતશમાં બાળી નાખે-અને આ રીતની માહેતમદારીથી હિંદુ રસ્મને તાઝી કરે.

જ્યારે ગવને પોતાની માદરની એવી ખબર પડી-ત્યારે તેણે શેતાબ ચાલનો ઘોડો ડપતાવ્યો.

તે આવ્યો અને તેણીને મઝબૂત બગલમાં પકડી લીધી-અને આંસુ ભરી આંખે તેણીના કાલાવાલા કરવા લાગ્યો,

કે "ઓ મારી મેહરબાન માદર! તું મારૂં સાંભળ-કે અમો આ લડાઈથી તદ્દન બેગુનાહ છિયે.

મેં કે મારા સાથીઓએ કે આ મોટાં લશ્કરમાંના કોઈ પેહલવાને તેને માર્યો નથી.

કોઇ તેની સાથે ગુસ્સાથી બોલવાની હિંમત પણ કરી શકતો નહીં હતો-તેને તો તેના બૂરા ગ્રહોની ચાલે માર્યો છે."

તેની માએ તેને કહ્યું કે "ઓ બદ કરતૂકના બેટા!-બુલંદ આસ્માનથી તારી ઉપર લઅનત પડશે,

કે તેં તાજ અને તખ્તને માટે તારા ભાઇને માર્યો છે-હવે તને નેકબખ્ત લોકો ઉદાર દિલનો કહેશે નહીં."

ગવે તેણીને એવો જવાબ દીધો કે "ઓ મેહરબાન!-તારે મારી ઉપર એવો બૂરો શક લાવવો ઘટતો નથી.

તું ધીરજ ધર કે હું તને તે લડાઈગાહ, તેમજ પાદશાહ અને લશ્કરનાં કામની વિગત દેખાડીને સમજાઉં છું.

કોણ તેની સામે લડવા જવાની હિમ્મત ધરાવતું હતું-અને કોણનાં ભેજાંમાં આ ઝઘડાનો વિચાર હતો?

કસમ છે તે દાદારના કે જે સાહેબે આફતાબ અને માહતાબને રોશન કીધા-કસમ છે તે સાહેબના કે જેણે રાત અને દિવસને તેમજ ફરતા આસ્માનને પયદા કીધો,

કે હવે પછી મને મારી મોહર, તખ્ત, ઘોડા, ગોર્ઝ, તલવાર અને કોલાહ જોશે નહીં,

જ્યાં સુધી હું આ વાતનો પુરો ખુલાસો કરીશ નહીં-અને તારાં ગુસ્સા ભર્યા દિલને પાછું નર્માસ ઉપર લાવીશ નહીં,

કે તેનું મોત કોઇને હાથે નીપજ્યુંજ નથી. તું તારા રોશન જીવે જો,

કે દુન્યામાં મોતથી કોણ છૂટકારો મેળવે છે-પછી તે શખ્સ પોલાદ અને લોઢાંની ટોપીથી પોતાનું શરીર કાં નહીં ઢાંકી રાખતો હોય?

ચુ ઈન્ શમએ રખ્શાન્ ફેરૂ પેઝ્મોરદ
બમરદી કસી યકૂ નફસ્ શુરમોરદ
અગરૂ ચૂન નુમાયમ નગર્દી તો શમ
બદાદારે દારન્દહ્ કૂ રાસ્ત કામ

કે સૂઝમ બ આતેશ તને ખીશરા
કુનમ શાદ જાને બદ્અન્દીશરા
ચુ બેશનીદ માદરૂ સુખુનહાએ ગવ્
દેરીઘ્ આમદશ બુઝે̃ર્ં બાલાએ ગવ્
કે સૂઝદ બઆતેશ દેલીરી જવાન્
હોનરૂહા બેસૂદહ્ તનશરા રવાન્
બદ્દૂ ગોફૂત માદરૂ કે બેન્માય શાહ્
કે ચૂન મોરૂદ બરૂ પીલ્ તલ્હન્દ શાહ્
મગરૂ બરૂ મન્ ઈન્ આશકારા શવદ
બરૂ આતેશ દેલમ પુરૂ સુદારા શવદ
પુરૂ અઝ દરૂદ શુદ ગવ્ બઅયવાને ખીશ
જહાનદીદહ્ ફર્ઝાનહ્રા ખાન્દ પીશ
બેગોફૂત આન્ કે બા માદરશ રફૂતહ્ બૂદ
ઝે માદરૂ કે ચૂન્ આતેશ આશફૂતહ્ બૂદ
નેશસ્તન્દ હરૂદ્દૂ બહમ રાએઝન્
ગવો મર્દે ફર્ઝાનહ્ બી અન્જુમન્
બદ્દૂ ગોફૂત ફર્ઝાનહ્ અય નીકૂખૂય
નગર્દદ બમા રાસ્ત ઈન્ આરૂઝૂય
ઝે હરૂસૂ બેખાનીમ બરૂનાઓ પીરૂ
કુજા નામદારી બુવદ તીઝવીરૂ
ઝે કશ્મીરૂ વઝ દમ્બરો મર્ઘે̃ માય
અઝાન્ તીઝવીરાને જૂયન્દહ્ રાય
સવારાન્ ઝે હરૂસૂ બરૂ અફ્ગન્દ ગવ્
બજાઈ કે બુદ મૂબદે પીશરવ્
સરાસરૂ બદરૂગાહે શાહ્ આમદન્દ
બદાન્ નામવરૂ બારૂગાહ્ આમદન્દ
જહાનદારૂ બેન્શસ્ત બા મૂબદાન્
બુઝોર્ગાને દાનાઓ રઉશન્ રવાન્
સેફત કરૂદ ફર્ઝાનહ્ અઝ રઝ્મગાહ્
કે ચૂન્ રફૂત પયગારે શાહો સેપાહ્
ઝે દર્યાઓ અઝ કન્દહો આબ્ગીરૂ
યકાયકૂ બેગોફૂતન્દ બા તીઝવીરૂ

નખોફૂતન્દ ઈશાન્ યકી તીરહ્ શબ્
કે બરૂ યકૂ દેગરૂ બરૂ કુશાદન્દ લબ્
ઝે મયદાન્ ચુ બરૂખાસ્ત આવાએ કૂસ
જહાનદીદગાન્ ખાસ્તન્દ આબ્નૂસ
યકી તખ્ત કર્દન્દ અઝાન્ ચારૂ સૂય
દો મર્દે ગેરાનમાયએ નીકૂખૂય
બમાનન્દે આન્ કન્દહો રઝ્મગાહ્
બરૂય અન્દરૂ આવર્દહ્ રૂએ સેપાહ્
બરાન્ તખ્ત સદ ખાનહ્ કર્દહ્ નેગારૂ
ખરામીદને લશ્કરો શહ્રૂયારૂ
દો લશ્કરૂ તરાશીદ અઝ સાજો આજ
દો શાહે સરફ્રાઝ બા ફરૂરો તાજ



જ્યારે આ ઝળકતો ચેરાગ બુઝાઈ જવાની તૈયારી કરે છે-ત્યારે ગમે એટલી મર્દાનગીથી કોઈ શખ્સ પોતાનો એક શ્વાસ પણ ગણી શકતો નથી.

અગરજો આ લડાઈની સઘળી વિગત હું તને જ્યારે દેખાડીશ ત્યારે જો તું તેથી સન્તોષ નહીં પામશે-તો સંભાળ કરનાર દાદાર કે જે સાહેબ રાસ્તીનીજ ખાહેશ રાખનારો છે તેના સઉગન્દ લઈ કહું છું,

કે હું મારાં શરીરને આતશની ચેહમાં સળગાવી દઈશ-અને દુશ્મનોના જીવને તેથી ખુશહાલ કરીશ."

જ્યારે તેની માદરે ગવની વાત સાંભળી-ત્યારે તેણીને ગવના દબદબા અને બુલંદ કદનો અફસોસ આવ્યો,

કે આવો બહાદુર જવાન માણસ આતશમાં બળી મરશે-અને તેનો આત્મા પોતાના શરીરનું બેગુનાહપણું સાબેત કરશે."

આથી તેની માદર બોલી કે "તું મને સઘળું દેખાડી આપ-કે શાહઝાદો તલ્હંદ હાથી ઉપર કેવી રીતે મરણ પામ્યો?

જ્યાં સુધી એ વાત મારી આગળ ખુલ્લી થશે નહી-ત્યાં સુધી મારૂં શાન્તિ ભર્યું દિલ આતશ ઉપર બળ્યા કરશે."

એવું સાંભળી ગવ દર્દ ભરેલો પોતાના મેહલમાં ગયો-તેણે પોતાના અનુભવી ઉસ્તાદને નઝદીક બોલાવ્યો.

અને તેની મા કે જેણી આતશ મિસાલ ગુસ્સે થયલી હતી તેની ૧૨૮
સાથની વાતચિત તેને કહી સંભળાવી.

પછી ગવ અને પેલો દાના મર્દ બન્ને જણ બીજા લોકો વગર એકલા વિચાર ચલાવવા બેઠા.

પેલા દાના શખ્સે ગવને કહ્યું કે "એ નેક ખસ્લતના પાદશાહ!- આ ખાહેશ આપણાથીજ પુરી પડે તેમ જણાતું નથી,

માટે આપણે સઘળે ઠેકાણેથી જે કોઇ નામીચા અને બાહોશ વિચારના જવાન અને બુઢ્ઢા શખ્સો હોય તેઓને બોલાવી મંગાવ્યે.

કેશ્મીર, દમ્બર, મર્ગ અને માય શેહરોમાંથી-અકલ શોધનારા તિક્ષણ બુદ્ધિના શખ્સોને બોલાવવા જોઇયે."

આથી ગવે ચો તરફ સવારો દોડાવ્યા-અને જે જગ્યાએ કે આગેવાન દાના લોકો હતા,

તેઓ સઘળા તે નામવર પાદશાહની દરબારમાં તે નામીચી કચેરીમાં આવ્યા.

પાદશાહ પોતાના વઝીરો તેમજ પેલા દાનાઈ ભરેલા અને રોશન રવાનના બુઝોર્ગો સાથ બેઠો.

ત્યાં પેલા દાના શખ્સે લડાઈગાહનું સઘળું વર્ણન કીધું-કે પાદશાહો અને લશ્કરો કેવી રીતે લડયાં?

નદી આગળ લશ્કરો કેમ ગોઠવવામાં આવ્યાં, ખાઈ કેમ બનાવવામાં આવી અને તેમાં પાણી કેમ ભર્યું-તે સર્વ બીના વિગતે તે પ્રબળ બુદ્ધિના માણસોને એક છેડાથી બીજા છેડા સૂધી કહી.

તે સીઆહ રાત તેઓ ઊંઘાયા પણ નહીં-કારણકે તે બાબત ઉપરજ ૧૨૯
એક બીજા સાથ વાતો કર્યા કીધી.

જ્યારે સવારે મયદાનમાંથી નગારાંના આવાઝ નીકળ્યા-ત્યારે પેલા અનુભવી શખ્સોએ આબ્નૂસનું લાકડું મંગાવ્યું.

અને તેઓમાંના ઊંચી બુન્યાદના અને નેક ખસ્લતના બે દાનાઓએ એક ચોરસ પાટિયું તૈયાર કીધું.

તે ખાઈ અને લડાઇનાં મયદાન જેવું એક પાટિયું બનાવ્યું-અને તેમાં બન્ને બાજૂનાં લશ્કરને એકમેકની સામે ગોઠવ્યાં.

તે તખ્તા ઉપર લશ્કરો અને પાદશાહોને ચાલહાલ કરવા માટે સો ખાણાં પાડયાં.

હાથીદાંતમાંથી તેમજ સાજનાં લાકડાંમાંથી બે લશ્કરો કોતરાવ્યાં-અને દબદબા તથા તાજ સાથના બે સરફરાઝ પાદશાહો બનાવ્યા.

પેયાદહ્ બુદન્દ અન્દરૂ બા સવારૂ
દો સફ્ કર્દહ્ આવીગેરો કારઝારૂ
ઝે અસ્પાનો પીલાનો દસ્તૂરે શાહ્
શુબારેઝ્ કે અસ્પ અફ્ગન્દ બરૂ સેપાહ્
હમહ્ ગેરૂદ કર્દહ્ બરૂ આઇને જન્ગ્
યકી તીઝ્ જુમ્બાન્ હેગરૂ બા હેરન્ગ્
બેયારાસ્તહ્ શાહ્ કલ્બે સેપાહ્
ઝે યક્ દસ્ત ફર્ઝાનએ નીકૂખાહ્
૧૩૦ અબરૂ દસ્તે શાહ્ અઝ્ દો ફ્રયહ્ દો પીલ્
ઝે પીલાન્ શુદહ્ તખ્ત હમ્રન્ગે નીલ્
દો ઊશ્તુરૂ બરે પીલ્ કર્દહ્ બપાય
નેશાન્દહ્ બરીશાન્ દો પાકીઝહ્ રાય
બપહ્લૂએ ઊશ્તુરૂ દો અસ્પો દો મરૂદ
કે પર્ખાશ જૂયન્દ રૂઝે નબરૂદ
શુબારેઝ્ દો રોખ્ બરૂ દો રૂએ દો સફ્
ઝે ખૂને જેગરૂ બરૂ લબ્ આવરૂદહ્ કફ્
પેયાદહ્ બેરફ્તી ઝે પીશો ન પસ
કે ઊ બૂદ દરૂ જન્ગ્ ફર્યાદરસ
ચુ બુગ્ઝાશ્તી તા સરૂ આવરૂદગાહ્
નેશસ્તી ચુ ફર્ઝાનહ્ બરૂ દસ્તે શાહ્
હમાન્ મરૂદે ફર્ઝાનહ્ યક્ ખાનહ્ પીશ
નરફ્તી બજન્ગ્ અઝ્ બરે શાહે ખીશ
સે ખાનહ્ બેરફ્તી સરફ્રાઝ્ પીલ્
બેદીદી હમહ્ રઝ્મગાહ્ અઝ્ દો મીલ્

સે ખાનહ્ બેરફ્તી શુતોરૂ હમચુનાન્
બઆવરૂદગહ્ બરૂ દમાનો દનાન્
હમાન્ રફ્તને અસ્પ સેહ્ ખાનહ્ બૂદ
બેરફ્તન્ યકી ખાનહ્ બીગાનહ્ બૂદ
૧૩૧ બેરફ્તી ઝે હરૂસૂ રોખે કીનહ્ ખાહ્
હમી તાખ્તી ઊ હમહ્ રઝ્મગાહ્
હમી રાન્દ હરૂકસ બમયદાને ખીશ
બરફ્તન્ નકર્દી કસી કમ્મો બીશ
ચુ દીદી કસી શાહ્રા દરૂ નબરૂદ
બઆવાઝ્ ગોફ્તી કે અય શાહ્ બરૂદ

શાહ્ અઝ્ ખાનએ ખીશ બરૂતરૂ શદી
હમી તા બરૂ જાય તન્ગ્ આમદી
વઝાન્ પસ બેબસ્તન્દ બરૂ શાહ્ રાહ્
રોખો અસ્પો ફર્ઝીનો પીલો સેપાહ્
નેગહ્ કરૂદ શાહ્ અન્દરાન્ ચારૂ સૂય
સેપહ્ દીદ અફ્ગન્દહ્ ચીન્ દરૂ બરૂય
ઝે આબો ઝે કન્દહ્ બરૂ બસ્તહ્ રાહ્
ચપો રાસ્ત પીશો પસ અન્દરૂ સેપાહ્

શુદ અઝ્ રન્જ વઝ્ બસ્તગી શાહ્ માત
ચુનીન્ યાફ્ત અઝ્ ચર્ખે ગર્દાન્ બરાત

તે લશ્કરમાં સવારો સાથ પેયાદા પણ હતા-લડાઇ લડવા માટે બે સફ તેયાર કીધી.

ઘોડા, ઊંટ અને પાદશાહના વઝીરને-તેમજ જે લડવૈયા રૂખ (હાથી) કે લશ્કરની સફ ઉપર ઘોડાને મારે,

તે સઘળાં મોહરાંને લડાઇની ઢબ ઉપર ગોઠવ્યાં-એક તરફથી હલ્લો શુરૂ કરતો ત્યારે સામેવાળા તરફથી તેનો બચાવ કરતો રાખ્યો.

બન્ને પાદશાહો પોત પોતાનાં લશ્કરની કલ્બગાહમાં ઉભા-તેઓના એકેક હાથ ઉપર નેકખાહ વઝીરો રહ્યા.

પાદશાહના બન્ને હાથ ઉપર બેઉ બાજૂએથી બબે ઊંટને રાખ્યાં-તે ઊંટોથી પેલું પાટિયું પણ નીલને રંગનું બન્યું.

આ ઊંટોની પાસે બે શુતુર|| ઉભાં કીધાં-તેઓ ઉપર બે પાકીઝેહ વિચારના શખ્સોને બેસાડયા.

શુતુરની બન્ને બાજૂએ બે ઘોડા અને તેઓ ઉપર સવારી કરનારા બે શખ્સોને ગોઠવ્યા-કે જેઓ લડાઇને વખતે લડાઈ કરે.

બેઉ તરફ બન્ને સફને છેડે બે લડાયક રૂખને મૂકયા-જેઓએ જીગરના લોહીથી પોતાનાં મોં ઉપર કફ ચઢાવેલો રાખ્યો હતો.

પેયાદું આગળજ ચાલતું હતું પાછળ નહીં કારણકે લડાઈમાં તેજ યાદગાર હતું.

જ્યારે તે પેયાદું લડાઇગાહમાં દુશ્મનની સફને મથાળે સૂધી જઈ પુગતું-ત્યારે તે વઝીરના જેવું બનીને પાદશાહની નઝદીક બેસતું હતું.

તેમજ વઝીર પણ લડાઇને વખતે પોતાના પાદશાહની પાસેથી એક ઘર કરતાં વધુ આગળ જતો હતો નહીં.

સરફરાઝ ઊંટ ત્રણ ઘર ચાલતું હતું (યાને જેમ દામમાં ત્રીજે ઘરની સોટકી મારે તેમ ત્રીજે ઘરનું દુશ્મનનું મોહરૂં મારતું હતું)-અને બે માઇલ દૂરથી સઘળી લડાઈગાહ જોતું હતું.

શુતુર પણ એવીજ રીતે ત્રણ ખાણાં ચાલતું હતું (યાને ત્રીજે ઘરનું મોહરૂં મારતું હતું)-અને લડાઈગાહમાં દોડતું અને પોકાર કરતું હતું.

તેમજ ઘોડાની ચાલ પણ ત્રણજ ઘર હતી-પણ ચાલવામાં તે એક બીજા રંગનાં ઘરમાં ઉતરતો હતો (યાને અઢી ઘર ચાલતો હતો).

કીનો લેનારો રૂખ (હાથી) બધી તરફ દોડતો-અને આખાં મયદાનમાં હમ્લો કરતો હતો.

દરેક મોહરૂં પોત પોતાની નેમેલી જગ્યામાંજ ચાલતું હતું-કોઈ પણ મોહરૂં પોતાની ચાલમાં વધતું કે ઓછું જઈ શકતું હતું નહીં.

જ્યારે કોઇ મોહરૂં (યાને લડનાર) લડાઇની વચ્ચે પાદશાહને જોતું-તો મોટેથી બોલતું કે "એ પાદશાહ દૂર થઇ જા!" (એટલે કે પાદશાહ ઉપર "શેહ" લેવાતી),

ત્યારે પાદશાહ પોતાનાં ઘરથી આગળ વધતો હતો-તે એવી રીતે પોતે ઘેરાઇ જાય ત્યાં સૂધી ચાલ્યા કરતો હતો.

ત્યાર બાદ શેવટે રૂખ (હાથી), ઘોડા વઝીર, ઊંટ અને પેયાદાંએ-તે પાદશાહને ચાલવાનો માર્ગ બંધ કરી મૂકયો.

શાહે ચારો બાજૂએ નઝર કીધી-અને કરચલી વળેલાં કપાળે પોતાનાં લશ્કરને માર્યું ગયલું જોયું.

દર્યાનાં પાણીથી તેમજ પેલી ખોદેલી ચરથી પોતાનો ચાલવાનો માર્ગ બંધ થયલો જોયો-અને ડાબા જમણી તેમજ આગળ પાછળ દુશ્મનોનાં લશ્કરને જોયું.

આવાં દુઃખથી અને ઘેરાથી તે પાદશાહ માત થયો (યાને મરણ પામ્યો)-આસ્માનનાં ચક્રથી તે એવુંજ નસીબ લઇ આવ્યો હતો.

---

|| આ "શુતુર" નામનું એક વધારાનું મોહરૂં જે ફિર્દોસીએ જણાવ્યું છે, તે અસલ શેત્રંજમાં નહીં હતુ પણ અમીર તયમૂરની "શત્રન્જે કબીર"માં જણાયલું હતું.

કે શત્રન્જ તલ્હન્દ બુદ આરઝુંય
મર આન્ શાહે આઝાદએ નીકુખૂય
હમી કરદ માદર બબાઝી નેગાહ
પુર અઝ ખૂન્ દેલ અઝ દરદે તલ્હન્દ શાહ
નેશસ્તાહ શબો રૂઝ પુર દર્દો ખશમ
બશત્રન્જ બાઝી નેહાદહ દો ચશમ
હમહ કામો રાયશ બશત્રન્જ બૂદ
કે તલ્હન્દ જાનશ પુર અઝ રન્જ બૂદ
હમીશહ હમી રીખ્ત ખૂનીન્ સેરેશ્ક
બરાન્ દરદ શત્રન્જ બૂદશ પેઝેશ્ક
બરાન્ ગૂનહ બુદ ના ચશાનો ચમાન્
ચુનીન્ તા બરૂ આમદ બરૂ બરૂ ઝમાન્
ચુનીનસ્ત કારે જહાન્રા નેહાદ
ગહ ગાહ ધમ્ગીન્ બુવી ગાહ શાદ
સરૂ આમદ કુનૂન્ બર મન્ ઈન્ દાસ્તાન્
કે બેશનીદમ અઝ ગોફ્તએ બાસ્તાન્
હમીન્ તખ્તે શત્રન્જ અઝાન્ રૂઝગાર
બેમાન્દસ્ત બરૂ મર્દુમાન્ યાદગાર

તે નેક ખસ્લતના આઝાદ પાદશાહ ગવની-મકસદ તે શેત્રંજની
રમતથી તલ્હંદની લડાઇ સમજાવવાનીજ હતી.
તેની માદર આ રમતને ઘણાં ધ્યાનથી જોતી હતી-તેણીનું દિલ
તલ્હંદના ગમથી ખૂન ભરેલું રહેતું હતું.
રાત દહાડો દુઃખ અને ગુસ્સા ભરેલી બેઠી બેઠી-શેત્રંજની રમતને ૧૩૨
જોયા કરતી હતી.
તેણીની સઘળી મુરાદ અને વિચાર શેત્રંજમાંજ હતા-તેણીનો જીવ
તલ્હંદથી દુઃખ ભર્યો બન્યો હતો.
તેણી હમેશે આંખમાંથી લોહી ભર્યાં આંસુ વરસાવતી હતી-તે દર્દ
માટે તેણીને રાહત આપનાર શેત્રંજબાઝીજ હતી.
એવી રીતે તેણી મરી ગઇ ત્યાં સુધી ખાધા પીધા વગર રહી.

દુન્યાનાં સઘળાં કામોની બુન્યાદ એવીજ રીતની છે-તેનાથી તું કભી
ગમગીન બને છે તો કભી ખુશહાલ બને છે.
હવે મારી આ દાસ્તાન કે જે બાસ્તાન નામાના કહેવા ઉપરથી મેં
સાંભળી હતી, તે પુરી થઇ છે.
તે વખતથી શેત્રંજની રમતનું પાટિયું-દુન્યાના લોકો ઉપર યાદગાર
રહી ગયું છે.

---

## ફેરેસ્તાદને નૂશીરવાન્ બર્ઝૂય પેઝેશ્કરા બહેન્દૂસ્તાન્ બરાએ આવર્દને દારૂએ શેગેફ્ત્ વ ફેરેસ્તાદને બર્ઝૂ કેતાબે કલીલહ્ વ દમનહ્રા બનઝૂદે ઊ.

## નોશીરવાને બરઝૂય નામના વૈદને અજાયબ જેવી દવા લાવવા માટે હિંદુસ્તાન મોકલવો અને બરઝૂએ કલીલહ અને દમનહ નામની કેતાબ તેની નઝદીક મોકલવી.

નેગહ કુન કે શાદાને બર્ઝીન્ ચે ગોફ્ત
બદાન્ગહ કે બુકુશાદ રાઝ અઝ નેહોફ્ત
બગાહે શહન્શાહ નૂશીરવાન્
કે નામશ બેમાનાદ તા જાવેદાન્
કે હર દાનેશી મૂબેદી ખાસ્તી
કે દરગાહ અઝીશાન્ બેયારાસ્તી
બફર્માને ઊ બૂદ યકસર જેહાન્
બુઝોર્ગાનો કાર આઝ્મૂદહ મેહાન્
પેઝેશ્કો સખુનગૂયો કુન્દાવરાન્
ગુઝારન્દહો આઝ્મૂદહ સરાન્
અબર હર દેહી નામવર મેહતરી
કુલા બર સરી દાશ્તી અફસરી
પેઝેશ્કે સરાયન્દહ બરઝૂય બૂદ
બપીરી રસીદહ સખુનગૂય બૂદ
કે હર દાનેશી દાશ્તી બહરહી
બહર બહરહી દર જહાન્ શાહરહી
ચુનાન્ બુદ કે રૂઝી બહન્ગામે બાર
બેયામદ બરે નામવર શહરયાર

હવે તું બર્ઝીનના છોકરા શાદાન કે જેણે જે વખતે પોતાની છૂપી
વાત ઝાહેર કીધી તે વખત તેણે શું કહ્યું છે તે ઉપર ધ્યાન રાખ.
શેહન્શાહ નોશીરવાન કે જેનું નામ જાવેદાન સુધી જીવતું રહેજો,
તેના રાજઅમલમાં,
તે દરેક વિદ્યાના વિદ્વાનોને બોલાવતો-કારણકે તેઓથી તે પોતાની
દરબારને શોભાવતો હતો.
દેશના સઘળા લોકો તેમજ મોટાઓ અને અનુભવી સરદારો તેના ૧૩૩
હોકમમાં હતા.
વૈદો, વક્તાઓ, બહાદુર લોકો, હાઝેર જવાબ દેનારાઓ અને આઝ-
માયેશ પામેલા સરદાર લોકો તેના તાબામાં હતા.
દરેક ગામડાંનો એકેક નામીચો સરદાર હતો-કે જે પોતાને માથે
તાજ ધરાવતો હતો.
તેની દરબારમાં એક સુભાષિત બોલનારો બરઝૂય નામનો વૈદ હતો-
જે બૂઢાપાના વખતમાં પણ સારી રીતે બોલી જાણતો હતો.
તે દરેક એલમમાં પૂરો હતો-અને દરેક વિદ્યામાં પ્રખ્યાતી પામેલો
હતો.
એવું થયું કે તે એક દહાડે દરબારને વખતે-નામવર પાદશાહની
નઝદીક આવ્યો.

ચુનીન્ ગોફ્રૂત કય શાહે દાનેશ્ પઝીરૂ
પે જૂહન્દએ દાનેશો યાદ્ગીરૂ
મન્ એમરૂઝ દરૂ દફ્તરે હેન્દવાન્
હમી બેન્ગરીદમ બરઉશન્ રવાન્
નબેશ્તહ્ ચુનીન્ બૂદ દરૂ કૂહે હન્દ
ગેયાહીસ્ત રખ્શાન્ ચુ રૂમી પરન્દ
કે આન્રા ચુ ગેરૂદ આવરદ રહ્નુમાય
બેયામીઝદો દાનેશ્ આરદ બજાય
૧૩૪ ચુ બરૂ મોર્દેહ્ બેપ્રાગની બીગમાન્
સખુન્ ગૂય ગર્દદ હમ અન્દરૂ ઝમાન્
કુનૂન્ મન્ બદસ્તૂરીએ શાહ્રૂયારૂ
બેપયમાયમ્ ઈન્ રાહે દુશ્વારો ખારૂ
બસી દાનેશી રહ્નુમાય આવરમ્
મગરૂ કીન્ શેગેફ્તી બજાય આવરમ્
તને મોર્દહ્ ગરૂ ઝેન્દહ્ ગર્દદ રવાસ્ત
કે નૂશીરવાન્ બરૂ જહાન્ પાદ્શાસ્ત
બદ્ ગોફ્રૂત શાહ્ ઈન્ નશાયદ બુદન્
મગરૂ આઝ્મૂન્રા બેબાયદ શુદન્
બેબરૂ નામએ મન્ બરે રાએ હેન્દ
નેગરૂ તા કે બાશદ દેલારાએ હેન્દ
બહીન્ કારૂ બા ખીશતન્ યારૂ ખાહ્
હમી યારી અઝ્ બખ્તે બીદારૂ ખાહ્
અઝીન્ તૂ શેગેફ્તી શવી દરૂ જેહાન્
કઝીન્ ગોફ્તહ્ રમ્ઝી બુવદ દરૂ નેહાન્
બેબરૂ હરૂચે બાયદ બનઝદીકે રાય
કઝૂ બાયદત બીગુમાન્ રહ્નુમાય
દરે ગન્જ બુકુશાદ નૂશીરવાન્
ઝે રૂમી કે બુદ જામએ હેન્દવાન્
૧૩૫ ઝે દીનારો દીબાઓ ખઝ્ઝો હરીરૂ
ઝે મોહ્રો ઝે અફ્સરૂ ઝે મુશ્કો અબીરૂ
હમ અઝ્ યારહો ગઉહરે શાહ્વારૂ
હમ અઝ્ તઉક્ વઝ્ અફ્સરો ગૂશવારૂ
શુતોરૂવારૂ સીસદ બેયારાસ્ત શાહ્
ફેરેસ્તાદહ્ બરૂખાસ્ત અઝ્ પીશગાહ્
બેયામદ બરે રાયો નામહ્ બેદાદ
સરે બારૂહા પીશે ઊ બરૂ કુશાદ
ચુ બરૂ ખાન્દ આન્ નામએ શાહ્ રાય
ચુનીન્ ગોફ્રૂત કય મર્દ પાકીઝહ્ રાય
ઝે કેસ્રા મરા ગન્જે બખ્શીદહ્ નીસ્ત
તનો લશ્કરો ગન્જે શાહી યકીસ્ત
ઝે દાદો ઝે અવરન્ગો અઝ્ ફરૂરે શાહ્
વઝાન્ રઉશની બખ્તો આન્ દસ્તગાહ્
નબાશદ શેગેફ્ત અઝ્ જહાન્દારે પાક્
અગરૂ મોર્દગાન્રા બરૂ આરદ ઝે ખાક્
બરહ્મન્ બકૂહ્ અન્દરૂન્ હરૂકે હસ્ત
હમહ્ જુમ્લહ્ બાશદ તોરા ઝીરૂદસ્ત
બુત આરાય ફર્ખોન્દહ્ દસ્તૂરે મન્
હમાન્ ગન્જો પુરૂમાયહ્ ગન્જૂરે મન્
૧૩૬ બદો નીકે હેન્દુસેતાન્ પીશે તોસ્ત
બુઝોર્ગી મરૂ ઊરા કમો બીશે તોસ્ત

અને એ પ્રમાણે બોલ્યો કે "ઓ અકલ પસંદ, દાનાઈ શોધનારા અને યાદદાશ્ત શક્તિ ધરાવનાર પાદશાહ!

હું આજે મારા રોશન જીવે કરી હિંદીવાનોનું દફતર તપાસતો હતો,

જેમાં એમ લખેલું હતું કે હિંદના એક પહાડમાં-રૂમી રેશમી કપડાં જેવું ઝળકતું એક ઘાસ ઉગે છે,

કે જેને જો કોઇ જાણકાર વિદ્વાન લાવી ભેગું કરી-પોતાની વિદ્વત્તાથી મેળવણી કરી બનાવે,

અને તે દવા જો મૂવેલાં માણસ ઉપર મસળે-તો તુરતજ તે મૂવેલું બોલતું થઈ જાય.

તેથી હવે હું પાદશાહની પરવાનગીથી-તે તરફની ઘણી સખ્ત અને ખુવારી ભરી રાહ માપું.

અને ઘણા વિદ્વાન ભોમિયાને સાથે લઉં-તો કદાચ એ અજાયબી શોધી કાઢું.

અગરજો મૂવેલું શરીર જીવતું થાય તો તે વાજબી છે-કારણકે નોશીરવાન કુલ જેહાન ઉપર પાદશાહ છે."

પાદશાહે તેને કહ્યું કે "એ બની શકે એવું નથી-તોપણ તારે એક આઝમાયેશને માટે જવું જોઇયે.

તું રાયે હિંદની નઝદીક મારૂં નામુ લઇ જા-અને હિંદુસ્તાનની દિલ લોભાવનારી ચીઝો શું શું છે, તેની તપાસ કર.

એ કામ માટે તું પોતાની સાથ એક મદદગાર લઇ જા-તેમજ તારાં જાગૃત નસીબની પણ મદદ માંગતો રહે.

આથી તું દુન્યામાં પ્રખ્યાત થશે-કારણ એ વાતમાં કાંઈ ભરમ સમાયલો જણાય છે.

તને જે કાંઈ જોઇયે તે હિંદના રાયની નઝદીક લઈ જા-કારણકે વગર શકે તને તેનાથીજ ભોમિયાની મદદ મેળવવી પડશે."

પછી નોશીરવાને ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરાવ્યો-અને રૂમી રેશમી કપડાંમાંથી જે કાંઇ કે હિંદુઆંને લાયકનાં હતાં તેના,

અને દીનારનાં કસબી કપડાં, બાફ્તનાં વણેલાં કપડાં અને ચીનાઇ કપડાંનાં-મોહર, તાજ, કસ્તુરી અને અબીરનાં,

તેમજ બાઝૂબંદ અને પાદશાહોને લાયકનાં ગોહરોનાં-તેમજ સાંકળી, તાજ અને કાનમાં પેહેરવાનાં લોલકનાં,

એ સઘળાંનાં તે પાદશાહે ત્રણસો ઊંટ તૈયાર કરાવ્યાં-પછી બરઝૂ એલચી બનીને તે દરબારમાથી નીકળ્યો.

અને રાજાની નઝદીક આવી લાગી પેલું નામુ આપ્યું-અને પેલો સઘળો હદયો તેની આગળ ખુલ્લો કીધો.

જ્યારે રાયે પાદશાહનું નામુ વાંચ્યું-ત્યારે તે બોલ્યો કે "ઓ પાકીઝેહ વિચારના શખ્સ!

પાદશાહ નોશીરવાને મને ખઝાનો ભેટ કરવો નહીં જોઇયે-હું પોતે, મારૂં લશ્કર અને શેહનશાહી ખઝાનો સર્વ આપણે એકજ છિયે.

પાદશાહના ઇન્સાફથી, તેના દબદબાથી અને તેનાં ખોરેહથી-તેમજ તેના રોશન બખ્તની મદદથી અને તેના કૌવતથી,

તે જો મૂવેલાં માણસોને ખાકમાંથી ઉઠાડે-તો તે જેવા પાક પાદશાહથી અજબ થવાનું નહીંજ હોય.

તે પહાડ ઉપર જે કોઈ કે બ્રાહ્મણ છે-તેઓ સઘળા તારાજ તાબેદાર છે.

મૂર્તિનો પૂજારી મારો ભલો વઝીર-તેમજ મારો ખઝાનો અને મારો બુન્યાદી ખઝાન્ચી,

ભલું કે ભૂંડું હિંદુસ્તાન આખું તારી આગળ હાઝેર છે-માનવંતો તુંજ છે અને તેઓ તારા હાથ તળેના છે."

બેયારાસ્તન્દશ બનઝ્દીકે શાય
યકી નામવરૂ ચૂન બબાયેસ્ત જાય
ફેરેસ્તાદશ અફૂગન્દનો ખરૂદની
હમાન પૂશેશી નધઝો ગુસ્તરૂદની
હમહ શબ્ બેઝદ રાય બા મૂબદાન્
ખુઝોર્ગાને કન્નૂઝો હમ બેખ્રદાન્
ચુ બરૂ ઝદ સરૂ અઝ કૂહ રખ્શન્દહ ફરૂ
પદીદ આમદ આન્ શમએ ગીતી ફરૂઝ
પેઝેશકાને દાનન્દહુરા ખાન્દ શાય
કસી કૂ બદાનેશ બુદી રહનુમાય
બેફરૂમૂદ તા નઝદે દાના શવીદ
ઝે બરૂઝૂય યકૂ યકૂ સખુન્ બેશનવીદ
બેરફૂતન્દ હરૂ કસ કે દાના બુદન્દ
બકારે પેઝેશકી તવાના બુદન્દ
ચુ બરૂઝૂય બેન્હાદ સરૂ સૂએ કૂહ
બેરફૂતન્દ બા ઊ પેઝેશકાન્ ગોરૂહ
પેયાદહ હમહ કૂહસારાન્ બપાય
બેપયમૂદ બા દાનેશી રહનુમાય
ગેયાહા ઝે ખુશ્કો ઝે તરૂ બરૂ ગુઝીદ
ઝે પેઝ્મોર્દહો હરૂચે રખ્શન્દહ દીદ
ઝે હરૂગૂનઈ સૂદ અઝાન્ ખુશ્કો તરૂ
હમી બરૂ પરાગન્દ બરૂ મોર્દહ બરૂ
યકી મોર્દહ ઝેન્દહ નગશ્ત અઝ ગેયા
હમાના કે સુસ્ત આમદ ઈન કીમેયા
હમહ કોહ સેપોર્દન્દ યકયક બપાય
બરૂ અઝ રન્જ શાન્ હમ નેયામદ બજાય
બેદાનેસ્ત કાન્ કારે આન પાદશાસ્ત
કે ઝેન્દહો જાવીદો ફર્માન્ રવાસ્ત

હેઝશ ગશ્ત જૂશાન્ ઝે તશ્વીરે શાહ
હમ અઝ નામદારાન હમ અઝ રન્જે રાહ
વઝાન્ ખાસ્તહ નીઝ કાવરૂદહ બૂદ
ઝે ગોફૂતારે બીહૂદહ આઝરૂદહ બૂદ
ઝે કારે નબેશતહ બેશુદ તન્ગ્ દેલ
કે આન્ મર્દે બીદાનેશો સન્ગ્ દેલ
ચેરા ખીરહ બરૂ બાદ ચીઝી નેવેશ્ત
કે બારૂ આવરદ રન્જો ગોફૂતારે ઝેશ્ત
ચુનીન્ ગોફૂત અઝાન્ પસ બદાન્ બેખ્રદાન્
કે અય કારૂદીદહ સેતૂદહ રદાન્
કે દાનીદ દાના તરૂ અઝ ખીશતન્
કુજા સરૂ ફરાઝદ બહરૂ અન્જુમન
બપાસોખ શુદન્દ અન્જુમન હમ સોખન્
કે દાનન્દહ પીરીસ્ત ઈદરૂ કોહન્
બસાલો ખેરદ ઊ ઝે મા બરૂતરસ્ત
બદાનેશ ઝે હરૂ મેહતરી બેહતરસ્ત
ચુનીન્ ગોફૂત બરઝૂય બા હેન્દવાન્
કે અય નામદારાને રઉશન્ રવાન્
બરીન્ રન્જહા બરૂ ફેઝૂની કુનીદ
મરા સૂએ ઊ રહનમૂની કુનીદ

પછી પેલા નોશીરવાનના એલચી માટે રાજાની નઝદીકજ તેના દરજ્જાને છાજતી જગ્યા તૈયાર કીધી.

અને તેને માટે બિછાના અને ખોરાકની ચીઝો-તેમજ સુંદર લેબાસ અને ગલીચા મોકલ્યા.

તે એલચીએ આખી રાત ત્યાંના દાનાઓ, કનુજના બુઝોર્ગો તેમજ અકલમંદો સાથે મસ્લહત ચલાવી.

જ્યારે પહાડ ઉપરથી પ્રકાશતો દિવસ દેખાવા લાગ્યો-અને દુન્યાને રોશન કરનારો ચેરાગ (આફતાબ) ઝાહેર થયો,

ત્યારે રાજાએ હુશ્યાર વૈદોને તેમજ જે કોઇ કે અકલની રેહનુમાઇ કરનારા હતા, તેઓને બોલાવ્યા.

તેણે ફર્માવ્યું કે "તમો સઘળા પેલા દાના શખ્સની આગળ જાઓ-અને તે બરઝૂયની બધી વાત સાંભળો."

આથી જે કોઇ કે દાના હતા તેમજ વૈદક વિદ્યામાં પ્રવીણ હતા, તેઓ ગયા.

જ્યારે બરઝૂએ પેલા પહાડ તરફ ચાલવા માંડયું-ત્યારે તેની સાથે પેલો વૈદોનો ટોળો પણ ગયો.

તે એક અકલમંદ ભોમિયા સાથ પેયાદો બની સઘળી પહાડી જગ્યાએ ફરી વળ્યો.

અને ત્યાં જે કાંઈ સૂકો કે લીલો તેમજ કરમાયલો કે ખીલેલો ૧૩૭
ઝાડપાલો જોયો તે લીધો.

તે લીલા અને સૂકા ઝાડપાલાને જુદી જુદી રીતે વાટયો-અને મુરદાં ઉપર મસળ્યો.

પણ તે પાલાથી એકબી મૂવેલું જીવતું થયું નહીં-તું જાણ કે તે સઘળી યુક્તિઓ ફોકટજ ગઇ.

સઘળા જણાએ દરેક પહાડને પગે પગે ખુંદી નાખ્યો-તોપણ તેઓની મેહનતનું કશું ફળ મળ્યુંજ નહીં.

બરઝૂ પોતાનાં મનમાં સમજવા લાગ્યો કે મૂએલાને સજીવન કરનારો પાલો તો પાદશાહનો રાજઅમલ છે-જે જીવતો હોય, અમર રહે અને જેનો હોકમ સર્વ કોઇ કબૂલ રાખે.

તેનું દિલ પાદશાહ તરફની શર્મિંદગીથી તેમજ બીજા નામદાર લોકોની હસીથી અને વળી આવી સખ્ત રીતે કીધેલી મેહનતથી ઉકળવા લાગ્યું.

તેમજ જે ખઝાનો કે તે લાવ્યો હતો તેના વિચારથી-તેમજ પોતે કીધેલી બેહુદી વાતોથી તેનું દિલ દુઃખી થયું હતું.

પેલી કેતાબમાંનાં લખાણથી તે નાઉમેદ થયો-કે "તે કમ અકલ અને ઘાતકી શખ્સે,

શા માટે એવું બેહુદુ લખ્યું હશે-કે જેથી પરિણામમાં દુઃખ અને ઠપકાના ખરાબ શબ્દો મળે?"

પછી તેણે પેલા દાના લોકોને પૂછયું-કે "ઓ તારીફ લાયકના અનુભવી સરદારો!

તમો તમારાં કરતાં વધુ વિદ્વાન શખ્સ કે જે દરેક મજલેસમાં સર- ૧૩૮
ફરાઝ બનતો હોય, તેવા કોઈ શખ્સને પિછાનો છો?"

પેલા સઘળા દાનાઓએ એકે આવાઝે તેને જવાબ દીધો-કે "આગળા વખતનો એક બુઢ્ઢો વિદ્વાન શખ્સ છે,

જે ઉમરમાં તેમજ ડહાપણમાં અમારા કરતાં વધારે સરસ છે-અને દાનાઈમાં દરેક સરદાર કરતાં વધારે છે."

બરઝૂએ તે હિંદીવાનોને કહ્યું-કે "ઓ રોશન જીવના નામદારો!

મારે ખાતેર એટલી વધુ તકલીફ લેઓ-અને મને તે શખ્સ તરફ જવાનો રસ્તો દેખાડો.

**મગર્ કાન્ સખુન્ ગૂયો દાનાએ પીર્**
**બરીન્ કાર્ બાશદ્ મરા દસ્તગીર્**
**બેબારૂદન્દ્ બર્ઝૂયરા નઝ્દે ઊય**
**પુર્ અન્દીશહ્ દેલ્ લબ્ પુર્ અઝ્ ગોફ્તગૂય**
**ચુ નઝ્દીકે ઊ શુદ્ સખુનગૂય મર્દ્**
**હમહ્ રન્જહા પીશે ઊ યાદ્ કર્દ્**
**ઝે કારે નેવેશ્તહ્ કે આમદ્ પદીદ્**
**સુખુન્હા કે અઝ્ કાર્દાનાન્ શનીદ્**
**બર્ પીરે દાના સખુન્ બર્ કુશાદ્**
**ઝે હર્ દાનેશી પીશે ઊ કર્દ્ યાદ્**
૧૩૯ **કે મા અઝ્ નેવેશ્તહ્ હમીન્ યાફ્તીમ**
**બદીન્ આરઝૂ તીઝ્ બેશતાફ્તીમ**
**બેગૂયમ કુનૂન્ આન્ચે મારા રસીદ્**
**દેલે શાહ્ બાયદ્ કે દાનદ્ શનીદ્**
**ગેયા ચૂન્ સખુન્હાનો દાનેશ ચુ કૂહ્**
**કે બાશદ્ હમહ્ સાલહ્ દૂર્ અઝ્ ગોરૂહ્**
**તને મોર્દહ્ ચૂન્ મર્દે બી દાનેશસ્ત**
**કે નાદાન્ બહર્ જાય બી રામેશસ્ત**
**બદાનેશ બુવદ્ બીગુમાન્ ઝન્દહ્ મર્દ્**
**ખુનુક્ રન્જ બર્દાર્ પાયન્દહ્ મર્દ્**
**ચુ મર્દુમ ઝે નાદાની આયદ્ સોતૂહ્**
**ગેયા ચૂન્ કલીલહ્સ્તો દાનેશ ચુ કૂહ્**

**કેતાબી બદાનેશ નુમાયન્દહ્ રાહ્**
**બેયાબી ચુ જૂઈ તો અઝ્ ગન્જે શાહ્**
**ચુ બેશ્નીદ્ બર્ઝૂ અઝૂ શાદ્ ગશ્ત**
**હમહ્ રન્જ બર્ ચશ્મે ઊ બાદ્ ગશ્ત**
**બર્ આફ્રીન્ કર્દ શુદ્ નઝ્દે શાહ્**
**બકેર્દારે આતેશ બેપયમૂદ્ રાહ્**
**બેયામદ્ સેતાયેશ કુનાન્ પીશે રાય**
**કે તા હેન્દ્ બાશદ્ તો બાશી બજાય**
૧૪૦ **શનીદમ કેતાબીસ્ત ગુસ્તર્દહ્ કામ**
**કે આન્રા બતાઝી કલીલહ્સ્ત નામ**
**બમોહ્રસ્તો બા અર્જ દર્ ગન્જે શાહ્**
**બરાયો બદાનેશ નુમાયન્દહ્ રાહ્**
**બરન્જ આન્ ગેયા ઈન્ કલીલહ્સ્તો બસ**
**કુનૂન્ અય શાહે હેન્દ્ ફર્યાદ્ રસ**
**બગન્જૂર્ ફર્માન્ દેહદ્ તા ઝે ગન્જ**
**સેપારદ્ બમન્ ગર્ નદારદ્ બરન્જ**
**દેઝમ ગશ્ત અઝાન્ આરઝૂ જાને રાય**
**બેપીચીદ્ બર્ ખીશ્તન્ બર્ બજાય**
**બબર્ઝૂય ગોફ્ત ઈન્ કસ અઝ્ મા નજોસ્ત**
**ન અકૂનૂન્ ન અઝ્ રૂઝ્ગારે નુખોસ્ત**
**વલીકેન્ જહાન્દાર્ નૂશીરવાન્**
**અગર્ તન્ બેખાહદ્ ઝે મા યા રવાન્**
**નદારમ અઝૂ બાઝ્ ચીઝી કે હસ્ત**
**અગર્ સર્ ફરાઝસ્ત અગર્ ઝીર્દસ્ત**
**વલીકેન્ નખાની મગર્ પીશે મા**
**બદાન્ તા રવાને બદ્અન્દીશે મા**

કદાચ તે સુભાષિત બોલનારો બુઢ્ઢો દાના-આ મારાં કામમાં મારો મદદગાર થશે."

આથી તેઓ અંદેશા ભર્યાં દિલે અને ચકચાર ભર્યાં મોઢાંએ-બરઝૂને તેની આગળ લઇ ગયા.

જ્યારે બરઝૂ તેની આગળ ગયો-ત્યારે તેણે તેની આગળ પોતાની અહીં સૂધી આવવાની રન્જ સઘળી કહી સંભળાવી.

પછી જે લખાણ કે તેને મળ્યું હતું તે માટે-તેમજ વિદ્વાનોથી જે કાંઈ સાંભળ્યું હતું તે માટે કહ્યું.

પેલા બુઢ્ઢા દાનાએ પોતાની ઝબાન ખુલ્લી કરી-સઘળી દાનાઇની વાત તેને કહી સભળાવી,

કે "અમો પણ એવીજ રીતનું લખાણ મેળવવા પામ્યા હતા-અને અમો પણ તે મેળવવાની ખાહેશ ઉપર મંડી ગયા હતા.

હવે અમોને જે કાંઈ મળ્યું તે હું તને કહું છું-માટે તે તારાં ભલાં દિલે સાંભળવું અને જાણવું જોઇયે છે.

પેલો ઝાડપાલો વિદ્વાનની માફક સમજ અને વિદ્યા તે પહાડ માફક જાણ-કે જે વિદ્યા હમેશે ટોળાથી (સાધારણ લોકોથી) દૂર રહે છે.

મુર્દું તે વિદ્યા વગરના માણસ માફક ગણાય છે-કારણકે નાદાન દરેક જગ્યાએ ખુશહાલી વગરનો હોય છે.

બેશક કે અકલથીજ માણસ જીવતો રહેલો ગણાય છે-વિદ્યા માટે રંજ ઉઠાવનાર શખ્સજ હમેશે ભાગ્યશાળી ગણાય છે.

જ્યારે એક માણસ પોતાની નાદાનીને લીધે સંકડામણમાં આવી પડે-ત્યારે કલીલહની કેતાબ તે ઓસડના છોડવાની જગ્યા રાખે છે અને તેમાં લખેલું ડહાપણ પહાડની જગ્યા લે છે.

તે દાનાઇનો માર્ગ દેખાડનારી એક કેતાબ-જો તું અમારા રાજાના ખઝાનામાં શોધ કરશે, તો તે તને મળશે."

જ્યારે બરઝૂએ તેનાથી એવું સાંભળ્યું ત્યારે તે ખુશી થયો-અને તેની તમામ રંજ તેની નઝરમાં બિસાત વગરની થઈ ગઇ.

તેણે પેલા ઝઈફ શખ્સ ઉપર દુઆ કીધી અને રાજા આગળ જવા નીકળ્યો-તે વીજળીની ઝડપે માર્ગ કાપવા લાગ્યો.

અને રાજાની વખાણ કરતો કરતો તેની આગળ આવ્યો-કે "જ્યાં સૂધી આ હિંદનો મુલક છે, ત્યાં સૂધી તું કાયમ રહેજે!

મેં સાંભળ્યું છે કે મારાં મનની ઇચ્છા પુરી પાડે તેવી એક ચોપડી છે-જેનું નામ અરબી ભાષામાં 'કલીલહ' છે.

તે કેતાબ કે જે અકલ અને ડહાપણનો માર્ગ દેખાડનારી છે તે તારા પાદશાહી ખઝાનામાં મોહરબંધ સંભાળ સાથ રાખેલી છે.

ભેદી ભાષામાં પેલી જડીબુટી તે આ કલીલહ નામની કેતાબજ છે-માટે ઓ હિંદના રાજા! હવે તું મને મદદ કર.

જો તને કશી અડચણ નહીં હોય તો તારા ખઝાન્ચીને હોકમ કર કે ખઝાનામાંથી તે મને લાવી આપે."

આ માગણીથી રાજાનો જીવ દિલગીર થઇ ગયો-અને ત્યાં બેઠો બેઠોજ તે પોતા ઉપર મરોડાવા લાગ્યો.

તેણે બરઝૂને કહ્યું કે "હાલના વખતમાં કે આગળા વખતમાં પણ કોઇએ એવી માગણી મારી પાસ કીધી નથી,

તોપણ દેશનો નેગહબાન નોશીરવાન-જો મારી પાસેથી મારૂં તન કે જાન પણ માગે,

તો મારી પાસ જે કાંઈ નાની કે મોટી ચીઝ છે તે તેને આપવાની આનાકાની કરૂં નહીં.

પણ મારી હાઝરી સિવાય હું તને એ વાંચવા દઇશ નહીં-કે જેથી મારા શત્રુનો આત્મા,

નગૂયદ બહેલ્ કાન્ નબેશ્તસ્ત કસ
બેખાનો બેદાનો બેબીન પીશો પસ
બદૂ ગોફ્ત બરૂઝૂય કય શહરૂયારૂ
નદારમ્ ફેઝૂન ઝાન્ કે ગૂઈ તો કારૂ
કલીલહ્ બેયાવરૂદ દસ્તૂરે રાય
હમી બૂદ બરૂઝૂય બા રહનુમાય
હરાન્ દર કઝાન્ નામહ્ બરૂખાન્દી
હમહ્ રૂઝ બરૂ દેલ્ હમી રાન્દી
ઝમાનહ્ ફેઝૂન ઝાન્ કે બૂદીશ યાદ
ન બરૂ ખાન્દી નીઝ તા બામદાદ
ચુ જૂ નામહ્ રફ્તી બશાહે જેહાન્
દરી અઝ કલીલહ્ નેવેશ્તી નેહાન્
બદાન્ ચારહ્ તા નામએ હેન્દવાન્
બેયામદ બરે શાહે નૂશીરવાન્
હમી બૂદ શાદાન્ દેલો તનદુરોસ્ત
બદાનેશ હમી જાને રઉશન્ બેશોસ્ત
બદાન્ગૂનહ્ તા પાસોખે નામહ્ દીદ
કે દર્યાએ દાનેશ બરે મા રસીદ

ઝે અયવાન્ બેયામદ બનઝદીકે રાય
બદસ્તૂરીએ બાઝ ગશ્તન્ બજાય
ચુ બુકુશાદ લબ્ રાય બેન્વાખ્તશ
યકી ખેલઅતે હેન્દવી સાખ્તશ
દો યારહ્ બહા ગીરો દુ ગૂશવારૂ
યકી તઉકે પુરૂ ગઉહરે શાહ્વારૂ
હમાન્ શારએ હેન્દીઓ તીધે હન્દ
હમહ્ રૂએ આહન્ સરાસરૂ પરન્દ

બરૂ આમદ ઝે કન્નૂજ બરૂઝૂય શાદ
બસી દાનેશી બરૂ ગેરેફ્તહ્ બયાદ
ઝે રહ્ ચૂન રસીદ અન્દરાન્ બારૂગાહ્
નેયાયેશ કુનાન્ રફ્ત નઝદીકે શાહ્
બેગોફ્ત આન્ચે અઝ રાય દીદો શનીદ
બજાએ ગેયા દાનેશ આમદ પદીદ
બદૂ ગોફ્ત શાહ્ અય પસન્દીદહ્ મરૂદ
કલીલહ્ રવાને મરા ઝેન્દહ્ કરૂદ
તો અકૂનૂન ઝે ગન્જૂરૂ બેસ્તાન્ કલીદ
ઝે ચીઝી કે બાયદ બેબાયદ ગુઝીદ
બેયામદ ખેરદ યાફ્તહ્ સૂએ ગન્જ
બગન્જૂરૂ નન્મૂદ બેસ્યારૂ રન્જ
દેરમ બૂદો ગઉહરૂ બચપ્પો બરાસ્ત
બોઝ અઝ જામએ શાહ્ ચીઝી નખાસ્ત
ગેરાન્માયહ્ દસ્તી બેપૂશીદો રફ્ત
બદરૂગાહે કેસ્રા ખરામીદ તફ્ત
ચુ આમદ બનઝદીકે તખ્તશ ફરાઝ
બરૂ આફરીન કર્દો બોર્દશ નમાઝ
ચુનીન્ ગોફ્ત બરૂઝૂયરા શહરૂયારૂ
કે બીબદરહો ગઉહરે શાહ્વારૂ
ચેરા રફ્તી અય રન્જ દીદહ્ ઝે ગન્જ
કસીરા સઝદ ગન્જ કુ દીદ રન્જ

પોતાનાં મન સાથ એમ નહીં કહે કે એ તો કોઇએ નકલ ઉતારેલી છે—તું એને વાંચ, સમજ અને દરેક રીતે તપાસી જો."

બરઝૂએ તેને કહ્યું કે "ઓ પાદશાહ!—તું કહે છે તેથી વધુ મને ૧૪૧
એની સાથે કશું કામ નથી."

પછી રાજાનો વઝીર કલીલહ કેતાબ લાવ્યો—બરઝૂ તે વઝીરની સાથેનો સાથેજ રહેતો હતો.

તે ચોપડીમાંનાં દરેક પ્રકરણ જેમ જેમ તે વાંચતો—તેમ તેમ તે દરરોજ તેને મોઢે કરી લેતો હતો.

દરરોજ તે જેટલું તેને યાદ રહી શકે એટલુંજ વધારેમાં વધારે વાંચતો—અને બીજા દહાડા સુધી વધુ વાંચતોજ નહીં હતો.

જ્યારે તેની તરફથી ઇરાનના શાહ ઉપર નામુ જતું—ત્યારે કલીલહમાંનું એકેકું પ્રકરણ તેમાં ખાનગી રીતે તે લખતો હતો.

એ હિકમતથી પેલું હિંદીવાનોનું સમ્પૂર્ણ પુસ્તક—પાદશાહ નોશીરવાન પાસે આવી ગયું.

એ પ્રમાણે તે દાનાઈનાં પાણીથી પોતાના જીવને ધોતો હતો—અને ખુશ ખુશહાલ તેમજ તનદુરોસ્ત રહેતો હતો.

એવી રીતે જ્યાં સુધી કે તેનાં નામાનો જવાબ આવ્યો—કે પેલો દાનાઇનો દર્યા (કલીલહનું પુસ્તક) અમોને મળ્યું છે, ત્યાં સુધી તે મોકલ્યો જતો હતો.

પછી બરઝૂ તે મેહલમાંથી રાજાની આગળ આવ્યો—અને પોતાને વતન પાછું ફરવાની પર્વાનગી માંગી.

તેની એ માગણી સાંભળી રાયે તેને નવાઝ્યો—અને તેને માટે એક હિંદી સરપાવ તૈયાર કીધો.

બે ઘણાં કીમતી બાઝૂબંદ અને બે કાનમાં પેહેરવાનાં લોલક—પાદ- ૧૪૨
શાહને લાયકનાં ગોહરોથી મઢેલી એક સાંકળી,

તેમજ એક હિંદી પાઘડી અને એક હિંદી તલવાર—જેનાં લોખંડને એવું પાણી પાયલું હતું કે જેમ રેશમી કપડાં ઉપર ચીત્રી દેખાય છે તેમ તે તલવારનાં લોખંડ ઉપર તેઝ પાણીની ચીત્રી દેખાતી હતી, તે બરઝૂને ભેટ આપી.

પછી બરઝૂ ઘણીક વિદ્યા હાસેલ કરીને કનુજથી ખુશહાલ નીકળ્યો.

રસ્તાની સફર કરી જ્યારે તે શાહની દરબારમાં આવી પહોંચ્યો—ત્યારે પાદશાહની વખાણ કરતો તેની નઝદીક ગયો.

અને હિંદના રાયથી જે કાંઈ તેણે જોયું અને સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું—કે "ઝાડપાલાની જગ્યાએ તો અકલ નીકળી આવી."

પાદશાહે તેને કહ્યું કે "ઓ પસંદગી પામેલા શખ્સ!—કલીલહ કેતાબે મારાં રવાનને જીવતું બનાવ્યું છે.

માટે તું મારા ખજાન્ચી પાસ ખઝાનાની કુંચી લે—અને તેમાંથી જે કાંઈ તને પસંદ પડતું હોય તે લે."

પેલો ડહાપણવાળો શખ્સ પાદશાહના ખઝાના તરફ આવ્યો—પણ ખઝાન્ચીને ઘણી તકલીફ નહીં આપી.

ત્યાં ડાબા જમણા હાથ ઉપર પુષ્કળ દિરમ અને ગોહરો પડેલાં હતાં છતાં તેણે શાહી કપડાં સિવાય બીજું કશું લીધું નહીં.

તે કીમતી કપડાં પેહેરીને ગયો—અને નોશીરવાનની દરગાહમાં ખુશહાલ આવ્યો.

જ્યારે તે તેનાં તખ્તની નઝદીક આવ્યો—ત્યારે તેની ઉપર દુઆ કીધી ૧૪૩
અને તેને નમન કીધું.

પાદશાહે બરઝૂને કહ્યું—કે "પાદશાહોને લાયકનાં ગોહરો અને પૈસાની કોથળીઓ લીધા વગરજ,

ઓ મેહનતુ શખ્સ! તું તે ખઝાના આગળથી પાછો કાં આવ્યો?—જે કોઇયે કે મેહનત કીધી તેને ખઝાનો તો મળવોજ જોઇયે."

ચુનીન્ દાદ બરૂઝુય પાસોખ બશાહ
કે અય તાજે તૂ બરૂતરૂ અઝ મેહરો માહ
હરાન્ કસ કે ઊ પૂશેશે શાહ યાફૂત
બતાજો બતખ્તે કઈ રાહ યાફૂત
દેગરૂ આન્ કે બા જામએ શાહરૂયારૂ
બબીનદ મરા મર્દે નાસાઝગારૂ
દેલે બદસેગાલાન્ શવદ તારો તન્ગ્
બેમાનદ રોખે દોસ્ત બા આબો રન્ગ્
યકી આરૂઝુ ખાહમ અઝ શાહરૂયારૂ
કે માનદ ઝે મન્ દરૂ જહાન્ યાદગારૂ
કે બેન્વીસદ ઈન્ નામહ બુઝોરૂજમેહરૂ
કુશાયદ બરીન્ રન્જે બરૂઝુય ચેહરૂ
નુખોસ્તીન્ દરૂ અઝ મન્ કુનદ યાદગારૂ
બફર્માને પીરૂઝગરૂ શાહરૂયારૂ
૧૪૪ બદાન્ તા પસ અઝ મર્ગે મન્ દરૂ જેહાન્
ઝે દાનન્દહ રન્જમ નગર્દદ નેહાન્
બદૂ ગોફૂત શાહ ઈન્ બુઝોરૂગ્ આરૂઝુસ્ત
ન અન્દાઝએ મર્દે સાલારે ખૂસ્ત
વલીકેન્ બરન્જે તો અન્દરૂખરસ્ત
સખુન્ ગરૂ ચે અઝ પાયગાહ બરૂતરસ્ત
બબુઝોરૂજમેહરૂ આન્ ઝમાન્ શાહ ગોફૂત
કે ઈન્ આરૂઝુરા નબાયદ નેહોફૂત
નવીસન્દહ અઝ કેલ્ક ચૂન્ ખામહ કરૂદ
ઝે બરૂઝુય યકુ દરૂ સરે નામહ કરૂદ
નબેશતન્દએ નામએ ખુસરવી
નબુદ આન્ ઝમાન્ ખત બજોઝ પહલવી
હમી બૂદ બા અરૂજ દરૂ ગન્જે શાહ
બદૂ નાસઝા કસ નકર્દી નેગાહ
ચુનીન્ તા બતાઝી સખુન્ રાન્દન્દ
અઝાન્ પહલવાની હમી ખાન્દન્દ
ચુ હામૂન્ જહાન્ રઉશનો તાઝહ કરૂદ
ચુનીન્ નામહ બરૂ દીગરૂ અન્દાઝહ કરૂદ
દેલે મૂબેદાન્ દાશ્ત રાએ કેયાન્
બબસ્તહ બહરૂ દાનેશી બરૂ મેયાન્
૧૪૫ કલીલહ બતાઝી શુદ અઝ પહલવી
બદીનસાન્ કે અકૂનૂન્ હમી બેશનવી
બતાઝી હમી બૂદ તા ગાહે નસરૂ
બદાન્ ગહ કે શુદ દરૂ જહાન્ શાહ નસરૂ
ગરાનમાયહ બૂલફઝલ દસ્તૂરે ઊય
કે અન્દરૂ સખુન્ બૂદ ગન્જૂરે ઊય
બેફરૂમૂદ તા પારૂસીએ દરી
બગોફૂતન્દો કૂતાહ શુદ દાવરી
વઝાન્ પસ બદૂ રસ્મો રાય આમદશ
બરૂ બરૂ ખરદ રહનુમાય આમદશ
હમી ખાસ્તી આશકારો નેહાન્
કઝુ યાદગારી બુવદ દરૂ જેહાન્
ગુઝારન્દહરા પીશ બેન્શાન્દન્દ
હમહ નામહ બરૂ રૂદકી ખાન્દન્દ
બેપયવસ્ત ગૂયા પરાગન્દહરા
બેસોફૂવ ઈન્ ચુનીન્ દુરૂરે આગન્દહરા

બરઝૂએ પાદશાહને જવાબ દીધો-કે "એ આફતાબ અને માહતાબ કરતાં પણ બુલંદ તાજ ધરાવનાર પાદશાહ!

જે કોઇએ કે પાદશાહનાં કપડાં પેહેર્યાં-તેણે પાદશાહી તાજ અને તખ્તનો રસ્તો મેળવ્યો.

વળી બીજું એ કે જ્યારે મારા દુશ્મનો મને પાદશાહી લેબાસમાં જોશે,

ત્યારે મારા દુશ્મનોનાં દિલ સીઆહ અને તંગ બનશે-અને મારા દોસ્તોના ચેહરા ખુશહાલ રહેશે.

હવે હું પાદશાહ પાસ એક માગણી કરૂં છું-કે જેથી દુન્યામાં મારી યાદગારી રહી જાય,

કે બુઝોર્જમેહર જ્યારે એ કેતાબની નકલ ઉતારે-ત્યારે આ બરઝૂની મેહનતને પણ ધ્યાનમાં રાખે.

અને તું ફતેહમદ પાદશાહના હોકમથી પહેલા બાબમાં મારૂં વર્ણન કરે.

કે જેથી મારાં મોત પછી આ દુન્યામાં-વિદ્વાનોથી મારી મેહનત છૂપી નહીં રહે."

પાદશાહે તેને કહ્યું કે "આ માગણી ઘણી મોટી છે-વનસ્પતિ શાસ્ત્રીને આપવા લાયક નથી.

છતાં તારી મેહનતનાં પ્રમાણમાં દુરોસ્ત છે-જો કે આ વાત તારા મરતબા કરતાં વધારે ઊંચી છે."

પછી પાદશાહે બુઝોર્જમેહરને કહ્યું-કે "એની આ માગણી રદ કરવી નહીં જોઇયે."

તે ઉપરથી તે લખનારે જ્યારે બરૂની કલમ ઘડી-ત્યારે શુરૂઆતમાંજ એક પ્રકરણ બરઝૂ માટે લખ્યું.

તે વખતમાં પાદશાહી ચોપડીઓનું લખાણ પહલવી હુરૂફ સિવાય બીજાં કશાંમાં થતું હતું નહીં.

તે કેતાબ પાદશાહી ખઝાનામાં મોટી કકમાઈ સાથ રહેવા લાગી-નાલાયક માણસ તેની ઉપર નઝર વટિક કરતો હતો નહીં.

એમ કરતાં જ્યાં સુધી અરબી ભાષા વપરાસમાં આવી-ત્યાં સુધી તે પહલવીમાંજ વંચાતી હતી.

જ્યારે અરબેસ્તાનના વયરાન મુલકે સુધારો વધારો કીધો-ત્યારે આ પુસ્તકને બીજુંજ રૂપ આપ્યું.

(અરબેસ્તાનના) ડાહ્યા પુરૂષો ઇરાની જેવાજ વિચાર રાખતા હતા-અને તેટલા માટે દરેક એલ્મ હાસેલ કરવાને તૈયાર થતા હતા.

અને જેમ આજે તું સાંભળે છે તેમ-કલીલહ કેતાબનો પહલવી ભાષામાંથી અરબીમાં તરજુમો થયો.

એવી રીતે તે અરબી ભાષામાં નસ્રના વખત સુધી રહી હતી-પછી જે વખતે કે દુન્યામાં નસ્ર પોતે પાદશાહ થયો,

તે વખતે તેનો કાબેલ વઝીર અબૂલ ફઝલ હતો-જે તેના રાજઅમલમાં વિદ્યા એલ્મનો મોટો ભંડાર ધરાવતો હતો.

તેને હોકમ થયો કે શુદ્ધ ફાર્સી ભાષામાં તરજુમો કરે. અને અહીં બાબત ખત્મ થઈ.

ત્યાર પછી જ્યારે તેનો (સુલ્તાન મહમૂદનો) રાજઅમલ થયો-અને ડહાપણ તેનો રેહનુમા થવા લાગ્યો,

ત્યારે ઝાહેરમાં તેમજ ખાનગી રીતે તે એવુંજ ઇચ્છતો હતો-કે દુન્યામાં તેનું નામ યાદગાર રહી જાય.

માટે વાંચનારાઓને પોતાની હુઝૂરમાં બેસાડી-(અપંગ) શાએર રૂદકીની આગળ તે પુસ્તકનો થોડો થોડો ભાગ વાંચવા લાગ્યા.

તે ફાર્સી એબારતમાંથી કવિતાનાં મોતી વિંધવા લાગ્યો (એટલે તેણે કવિતા રચી).

બશાન્ કુ સખુન હાનહ આરાયેશસ્ત
ચુ અકલહુ બુવદ જાએ બખ્શાયેશસ્ત
હદીસે પરાગન્દહુ બેઆગનહ
ચુ પયવસ્તહુ શુદ મગ્ઝો જાન્ આગનહ
જહાનદારૂ તા જાવેદાન્ ઝન્દહુ બાદ
ઝમીનો ઝમાન્ પીશે ઊ બન્દહુ બાદ
દેલ્ અઝ શાહુ મહમૂદ ખુર્રમ શુદી
અગરૂ રાહે બદ ગઉહરાન્ કમ શુદી
અઝ અન્દીશહુ દેલરા મદારૂ ઈચ તન્ગ્
કે દૂરી તો અઝ રૂઝગારે દેરન્ગ્
ગહી દરૂ ફરાઝીઓ ગહુ દરૂ નેશીબ્
ગહી દરૂ નશાતી ગહી બા નેહીબ્
અઝીન્ દુ યકી નીઝ જાવીદ નીસ્ત
બબૂદન્ તોરા રાહે ઉમ્મીદ નીસ્ત

જે કોઈ કવિતા સમજે છે, તેને મનસે તો તે ખરેખરો વિદ્યાનો સણગાર છે-પણ જો બુઝબખ હોય અને તે નહીં સમજે તો તે આપણી દયાને લાયક છે.

કવિ એક વાતને એબારતમાંથી કવિતામાં રચીને તેને નવો જીવ આપે છે.

દેશની સંભાળ કરનાર મહમૂદ જાવેદાન સુધી જીવતો રહેજો!-ઝમીન ૧૪૬
અને ઝમાનો તેની નઝદીક બંદા હોજો!

અગરજો બૂરી ગુન્યાહના શખ્સોની આવજાવ તેની આગળ ઓછી હતે-તો પાદશાહ મહમૂદથી આપણાં દિલ કેવાં ખુશહાલ બનતે?

તોપણ તે વિચારથી તારાં દિલને ગમગીન ના બનાવ-કારણકે અત્રે લાંબો વખત થોભવાથી તું પણ દૂરજ થયલો છે.

કબી તું ચઢતીમાં તો કબી પડતીમાં છે-કબી તું ખુશહાલીમાં છે તો કબી ધાસ્તી સાથ રહે છે.

વળી તારી એ બન્ને હાલતમાંની એક પણ હમેશ રહેવાની નથી-અને તારી પોતાની પણ અત્રે થોભવાની કશી આશા નથી.

## ખેશમ્ ગેરેફ્તને નુશીરવાન્ બર્ બૂઝોર્જ્મેહ્ર્ વ બન્દ્ ફર્મૂદનશ્.

નેગહુ કુન્ કુનૂન્ કારે બૂઝોરૂજમેહરૂ
કે અઝ ખાકૂ બરૂ શુદ બગરદૂન સેપેહરૂ
હરાન્ કસ કે બોર્દશ બઅબ્રે બલન્દ
ફેરૂદ આવરીદશ બખાકે નેઝન્દ
બગીતી દરૂન તા કત આયદ જવાઝ
ગહી દરૂ નેશીબી ગહી દરૂ ફરાઝ
ચુ મરૂગ્ આયદ આન્ ખુદ ગહે રફ્તનસ્ત
અઝ હરૂચે ગૂઈ તો ના ગફ્તનસ્ત
ચુનાન્ શુદ કે કેસા બદાન્ રૂઝગારૂ
બેરફ્ત અઝ મદાઈન્ ઝે બહરે શેકારૂ
હમી તાખ્ત બરૂ ઘોર્મો આહુ બદશ્ત
પરાગન્દહુ શુદ ઘોર્મો ઊ માન્દહુ ગશ્ત
હમી રાન્દ બા શાહુ બૂઝોરૂજમેહરૂ
ઝે બહરે પરસ્તેશ હમ અઝ બહરે મેહરૂ
ઝે હામૂન્ અબરૂ મરૂધઝારી રસીદ
દેરખ્તો ગેયા દીદો હમ સાયહુ દીદ
ફેરૂદ આમદ અઝ બારગી શાહુ નરૂમ
બદાન્ તા કુનદ બરૂ ગેયાહુ ચશ્મ ગરૂમ
નદીદ અઝ પરસ્તન્દગાન્ હીચ કસ
યકી ખૂબ્રોખ્ માન્દહુ બા શાહો બસ
બેધફતીદ ચન્દી દરૂ આન્ મરૂધઝારૂ
નેહાદહુ સરશ મેહરૂબાન્ દરૂ કનારૂ
હમીશહુ બબાઝૂએ દાનન્દહુ બરૂ
યકી બન્દ બાઝૂ બુદી પુરૂ ગોહરૂ
ઝે બાઝૂશ બુગસેસ્ત આન્ બન્દે સખ્ત
બેયોફ્તાદ નઝદીકે બાલીન ઝે બખ્ત
ફેરૂદ આમદ અઝ અબ્રૂ મોર્ઘી સેયાહુ
બપરૂરીદ તા પીશે બાલીને શાહુ

## નોશીરવાનનું બૂઝોર્જમેહર ઉપર ગુસ્સે થવું અને તેને કયદ કરવો.

હવે તું બૂઝોર્જમેહર કે જે આ ખાકમાંથી ગોયા ફરતા આસ્માન ઉપર ચઢયો હતો, તેની હાલત જો.

જે કોઈ કે તેને બુલંદ આસ્માન ઉપર લઈ ગયો-તેણેજ તેને પાછો સીઆહ ખાકમાં નાખ્યો.

આ દુન્યામાં જ્યાં સુધી તારૂં મોત આવે ત્યાં સુધી-તું કબી પડતીમાં આવશે કે કબી ચઢતીમાં આવશે.

પછી જ્યારે મોત આવ્યું ત્યારે તો ચાલી જવાનોજ વખત છે-તે માટે તું જેબી કાંઈ કહેશે તે નકામું છે.

એમ બન્યું કે તે વખતમાં નોશીરવાન-મદાઇન શેહરમાંથી શેકાર માટે બાહેર ગયો.

અને શેકારનાં જંગલમાં મેંઢાં અને હરણ ઉપર દોડવા લાગ્યો-મેંઢાં ૧૪૭
વીખરાઇ ગયાં અને પાદશાહ પણ થાકી ગયો.

બૂઝોર્જમેહર પણ તેની ખિદમત કરવા માટે તેમજ તેની મેહરબાની મેળવવા માટે પાદશાહની સાથેજ ચાલતો હતો.

પાદશાહ તે જંગલમાંથી એક લીલોતરીવાળી જગ્યાએ આવી પહોંચ્યો-જ્યાં તેને ઝાડો, ઘાસચારો તેમજ છાયાવાળી જગ્યા માલૂમ પડી.

પાદશાહ ધીરે રહીને ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-કે તેમ કરી પેલી લીલોતરી ઉપર બેસી પોતાની આંખોને રાહત આપે.

નોકરોમાંથી બીજા કોઇ ત્યાં દેખાયા નહીં-બસ એક ખૂબસૂરત (બૂઝોર્જમેહર) ફકટ પાદશાહ સાથ રહેલો હતો.

પાદશાહ તે લીલોતરી ઉપર પેલા મેહરબાન બૂઝોર્જમેહરના ખોળામાં પોતાનું માથું મૂકીને થોડોક વખત લોટયો.

હવે તે દાના બૂઝોર્જમેહરની બાઝૂ ઉપર હમેશ એક ગોહરજડિત બાઝૂબંદ રહેતો હતો.

તે મઝબૂત બાંધેલો બાઝૂબંદ તેની બાઝૂ ઉપરથી તુટી ગયો-અને નસીબ સંજોગે તે પાદશાહનાં માથાં આગળ પડયો.

એવામાં આસ્માન ઉપરથી એક કાળું પક્ષી ઉતરી આવ્યું-અને પાદશાહનાં માથાંની નઝદીક સુધી તે ઉડયા કીધું.

નેગહ્ કરૂદ આન્ બન્દે બાઝૂ બેદીદ
સરે બન્દે આન્ ગઉહરાન્ બરૂ દરીદ
૧૪૮ ચુ બેદરીદ ગઉહરૂ ચકાચકુ બેખરૂદ
હમાન્ દુરૂરે ખૂશાબો યાકૂતે ઝરૂદ
બેખુર્દો કે બલીનો ઊ બરૂ પરીદ
હમાન્ગહ્ કે દીદારૂ શુદ ના પદીદ
હેબૂમ માન્દ અઝાન્ કારૂ બૂઝોરૂજમેહરૂ
ફેરૂ માન્દ અઝ કારે ગરૂદાન્ સેપેહરૂ
બેદાનેસ્ત કામદ બતન્ગી નેશીબ્
હમાન્ રૂઝે રન્જસ્તો ગાહે નેહીબ્
ચુ બીદારૂ શુદ શાહો ઊરા બેદીદ
કઝાન્ સાન્ હમી લબ્ બદન્દાન્ ગઝીદ
ગુમાની ચુનાન્ કરૂદ કૂરા બખાબ્
ખુરેશ કરૂદ બરૂ પર્વેશ બરૂ શેતાબ્

બદૂ ગોફ્ત કય સગ્ તોરા ઈન્ કે ગોફ્ત
કે પાલાયેશે તબ્અ બેતવાન્ નેહોફ્ત
ન મન્ ઊર્મોઝદમ વગરૂ બહ્મનમ
કે ખાકસ્ત વઝ બાદો આતેશ તનમ
જહાનદારૂ ચન્દી ઝબાન્ રન્જ કરૂદ
નદીદ ઈચ પાસોખ જોઝ અઝ બાદે સરૂદ
બેપેઝ્મોરૂદ બરૂ જાય બૂઝોરૂજમેહરૂ
કે શાહો કે કેર્દારે ગર્દાન્ સેપેહરૂ
૧૪૯ કે બસ ઝૂદ દીદ આન્ નેશાને નેશીબ્
ખેરદમન્દ ખામુશ બેમાન્દ અઝ નેહીબ્
હમહ્ ગેરૂદ બરૂ ગેર્દે આન્ મરૂઘઝારૂ
સેપહ્ બૂદો અન્દરૂ મેયાન્ શહ્રૂયારૂ
નેશસ્ત અઝ બરે અસ્પ્ કેસ્રા બખશમ
કે રહ્ તા દરે કાખ્ નુફૂશૂદ ચશમ
હમહ્ રહ્ કે દાના હમી લબ્ મકીદ
ફેરૂદ આમદ અઝ અસ્પો ચન્દી ઝકીદ
બેફરૂમૂદ તા રૂએ સેન્દાન્ કુનન્દ
બદાનન્દહ્ બરૂ કાખે ઝેન્દાન્ કુનન્દ
બદાન્ કાખ બેન્શસ્ત બૂઝોરૂજમેહરૂ
બેદીદ આન્ પુરૂ આઝન્ગ્ રૂએ સેપેહરૂ
યકી ખીશ બૂદશ દેલીરો જવાન્
પરસ્તન્દએ શાહ્ નૂશીરવાન્
શબો રૂઝ આન્ ખીશ દરૂ કાખ બૂદ
બગોફ્તારૂ બા શાહ્ ગુસ્તાખ બૂદ
બેપુર્સીદ યકુ રૂઝ બૂઝોરૂજમેહરૂ
કે પર્વર્દએ શાહે ખુરૂશીદ ચેહરૂ
કે ઊરા પરસ્તેશ હમી ચૂન્ કુની
બેયામૂઝ તા ફ્રૂશેશ અફ્ઝૂન કુની
૧૫૦ પરસ્તન્દહ્ ગોફ્ત અય સરે મૂબેદાન્
ચુનાન્ બુદ કે અમરૂઝ નૂશીરવાન્
નેગહ્ સૂએ મન્ બન્દહ્ ઝાન્ ગૂનહ્ કરૂદ
કે ગોફ્તમ સરૂ આમદ મરા ખાબો ખરૂદ
જહાનદારૂ ચૂન્ ગશ્ત બા મન્ દુરોશ્ત
મરા સુસ્ત શુદ આબ્દસ્તાન્ બમોશ્ત

તેણે નેગાહ કરી તે બાઝૂબંદ જોયો-તે ગોહરો પોચલી દોરીનો ગાંઠ તેણે પીખી નાખ્યો.

જ્યારે તે ગોહરો છૂટાં પાડી નાખ્યાં ત્યારે તે તેમજ નામીચાં મોતીઓ અને કીમતી યાકૂતો સઘળું તે પછી ગળી ગયું.

ગળી જઇને પાદશાહનાં માથાં આગળથી ઉડી ગયું-અને તુરતજ નઝર આગળથી ગુમ થઈ ગયું.

એ જોઈ બૂઝોર્જમેહર દિલગીર થયો-અને ફરતાં આસ્માનનાં કામથી નાચાર બન્યો.

તે સમજી ગયો કે "હવે પડતી નઝદીક આવી છે-તેમજ આફતના દિવસો અને ધાસ્તીનો વખત આવી લાગ્યો છે."

જ્યારે પાદશાહ જાગૃત થયો અને બૂઝોર્જમેહરને જોયો-કે તે એ પ્રમાણે પોતાના હોડો દાંતોમાં કરડતો હતો,

ત્યારે તેને એવો વેહમ આવ્યો કે તેના ઊંઘાઇ જવાથી-તે પોતાનો ખાવાનો વખત ચૂકવાથી અને ભૂખ લાગવાથી પાદશાહની ખિદમતમાંથી જમવા જવાની ઉતાવળમાં પડયો છે.

તેથી પાદશાહે તેને કહ્યુ કે "ઓ કુતરા! તને કોણે કહ્યું હતું-કે જીવનશક્તિની ઝરૂરતને છૂપાવે?

હું કાંઈ હોરમઝદ (યાને ખોદાય) કે બહમન ફરેશ્તો નથી-મારૂં શરીર પણ બીજાઓ માફક માટી, હવા, આતશ (અને પાણી)નું બનેલું છે."

એવી રીતે પાદશાહે પોતાની ઝબાન ગમે એટલી દુઃખવી-પણ બૂઝોર્જમેહર તરફથી તેણે સર્દ હાય સિવાય બીજો કાંઇ જવાબ સાંભળ્યો નહીં.

બૂઝોર્જમેહર પાદશાહથી તેમજ ફરતાં આસ્માનનાં કામથી ધાસ્તી ખાવા લાગ્યો,

કારણકે તેણે પોતાની પડતીની નિશાની ઘણી જલ્દીથી જોઈ લીધી-તે ડહાપણવાળો શખ્સ ધાસ્તીનો માર્યો મૂગોજ રહ્યો.

તે મયદાનની આસપાસ સઘળું-લશ્કર હતું અને પાદશાહ પોતે તેની વચમાં હતો.

નોશીરવાન ગુસ્સામાંનો ગુસ્સામાંજ ઘોડા ઉપર સવાર થયો-અને રાહમાંથી તે પોતાના મેહલને દરવાઝે ગયો ત્યાં સૂધી કોઈ ઉપર નઝર પણ કીધી નહીં.

આખે રસ્તે તે દાના માટેજ અજબ થતો રહ્યો. પછી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને કાંઇક બડબડયો.

તેણે હોકમ કીધો કે "તેને લૂહારની એરણ બેસવા આપે-અને તે વિદ્વાનને તેના ઓરડામાં કયદ કરે."

બૂઝોર્જમેહર તે મેહલમાં કયદ પડયો-તેણે આસ્માનનો ચેહરો કરચલી ભરેલો (ગુસ્સે થયલો) જોયો.

બૂઝોર્જમેહરનો એક બહાદુર અને જવાન ખેશી પાદશાહ નોશીરવાનની નોકરીમાં હતો.

તે ખેશી રાત દહાડો તે મેહલમાં રહેતો હતો-અને પાદશાહ સાથ છૂટથી વાતચિત્ત કરવાનો તેને વહેવાર હતો.

બૂઝોર્જમેહરે એક દહાડે પેલા આફતાબને ચેહરેના પાદશાહથી પર્વરેશ પામેલા શખ્સને પૂછયું,

કે "તું પાદશાહની ખિદમત કેવી રીતે બજાવે છે?-તે તું મારી પાસેથી શીખી લે કે જેથી તું તેની નોકરી સારી રીતે કરી શકે."

પેલો નોકર બોલ્યો કે "ઓ દાનાઓના સરદાર!-એવું બન્યું કે આજે નોશીરવાને,

મુજ બંદા તરફ એવી તો કરડી નઝર નાખી-કે હું તો સમજ્યો કે હવે મારૂં ખાવું પીવું અને ઊંઘવું પુરૂંજ થઇ ગયું (યાને મારૂં આવી બન્યું).

પાદશાહ જ્યારે મારી ઉપર ખફા થયો-ત્યારે મારા હાથમાંથી આફતાબો (પાણીનો ચમ્બુ) છૂટવા લાગ્યો.

ચુ અઝ ખૂન બેરૂત આબ્ ખુગ્જારદમ
હમી આબ્દસ્તાન્ બેયાઝારદમ
બદૂ દાનેશી ગોફ્ત આબ્ આરૂ બીઝ
ચુનાન્ હમ કે બરૂ દસ્તે શાહ્ આબ્ રીઝ
બેયાવરૂદ મર્દે જવાન્ આબે ગરૂમ
હમી રીખ્ત બરૂ દસ્તે દાનન્દહ્ નરૂમ
બદૂ ગોફ્ત કીન્ બારૂ બરૂ દસ્ત શૂય
તો બા આબ્જૂ હીચ તુન્દી મજૂય
ચુ લબ્રા બેયાલાયદ અઝ બૂએ ખશ
તો અઝ રીખ્તન્ આબ્દસ્તાન્ બેકશ
પરસ્તન્દહ્રા દેલ્ પુરૂ અન્દીશહ્ ગશ્ત
બરાન્ તા દેગરૂ બારહ્ બેન્હાદ તશ્ત
બગોફ્તારે દાના ફેરૂ રીખ્ત આબ્
ન નર્મો ન અઝ રીખ્તન્ પુરૂ શેતાબ્
બદૂ ગોફ્ત શાહ્ અય ફેઝાયન્દહ્ મેહરૂ
કે ગોફ્ત ઈન્ તોરા ગોફ્ત બૂઝોરૂજમેહરૂ
મરા અન્દરીન્ દાનેશ ઊ દાદ રાહ્
કે બીનદ હમી ઈન્ જહાન્દારૂ શાહ્
બદૂ ગોફ્ત રવ પીશે દાના બેગૂય
કઝાન્ નામવરૂ જાહો આન્ આબ્રૂય
ચેરા જોસ્તી અઝ બરૂતરી કમતરી
બબંદ ગઉહરે નાસઝા દાવરી
પરસ્તન્દહ્ બેશ્નીદો આમદ દવાન્
બરે કાખ શુદ તુન્દો ખસ્તહ્ રવાન્
ઝે શાહ્ આનચે બેશ્નીદ બા વય બેગોફ્ત
ચુનીન્ યાફ્ત જૂ પાસોખ અન્દરૂ નેહોફ્ત
કે જાએ મન્ અઝ જાએ શાહે જેહાન્
ફેરાવાન્ બેહસ્ત આશ્કારો નેહાન્
પરસ્તન્દહ્ બરૂ ગશ્તો પાસોખ બેબોરૂદ
ફેરાવાન્ બરહ્ ખાકરા બરૂ શુમોરૂદ
ઝે પાસોખ ફેરાવાન્ બરૂ આશોફ્ત શાહ્
વરા બન્દ ફરૂમૂદ તારીક ચાહ્
દેગરૂ બારૂ પુર્સીદ અઝાન્ પીશકારૂ
કે ચૂન્ રાનદ આન્ કમ ખેરદ રૂઝગારૂ
ફેરેસ્તાદહ્ આમદ પુરૂ અઝ આબ્ ચેહરૂ
બેગોફ્ત આન્ સુખુનહા બબૂઝોરૂજમેહરૂ
ચુનીન્ દાદ પાસોખ બદૂ નીકૂખાહ્
કે રૂઝે મન્ આસાન્ તરૂ અઝ રૂઝે શાહ્
ફેરેસ્તાદહ્ બરૂગશ્તો આમદ ચુ બાદ
હમહ્ પાસોખશ કરૂદ બરૂ શાહ્ યાદ
ઝે પાસોખ બરૂ આશોફ્તો શુદ ચૂન્ પલન્ગ્
ઝે આહન્ તનૂરી બેફરૂમૂદ તન્ગ્
ઝે પયકાનો અઝ મીખ ગેરૂદ અન્દરશ
હમ અઝ બન્દે આહન્ નેહોફ્તહ્ સરશ
નબુદ રૂઝશ આરામો શબ્ જાએ ખાબ્
તનશ પુરૂ ઝે સખ્તી દેલશ પુરૂ ઝે તાબ્
ચહારોમ ચુનીન્ ગોફ્ત બા પીશકારૂ
કે પયગામ બુગ્ઝારો પાસોખ બેયારૂ
બેગૂયશ કે ચૂન્ બીની અકૂનૂન તનત
કે અઝ મીખે તીઝસ્ત પીરાહનત

જ્યારે તેનો ગુસ્સો ઉતર્યો કે હું પાણી નામવા લાગ્યો–પણ તે ચમ્બુ તેના હાથને વાગ્યો."

તે દાનાએ તેને કહ્યું કે "ઉઠ પાણી લઇ આવ–અને જેમ પાદશાહના હાથ ઉપર તેં રેડયું હતું તેમ મારા હાથ ઉપર રેડ."

પેલો જવાન મર્દ ગરમ પાણી લાવ્યો–(અને જેમ તેને દેખાડયું તેમ) બૂઝોર્જમેહરના હાથ ઉપર ધીરે ધીરે નામવા લાગ્યો.

બૂઝોર્જમેહરે તેને કહ્યું કે "હવે જા, અને પાદશાહના હાથ મેં દેખાડયું તેમ ધોવાડજે–પાણીથી હાથ ધોવાડતી વખતે તું કાંઇ પણ ઉતાવળ કરતો ના.

જ્યારે તે પોતાનાં મોઢાં ઉપર ખુશબોય (સાબુ) લગાડે ત્યારે તું ચમ્બુમાંથી પાણી રેડવાનું મોકુફ રાખજે."

એ સાંભળી તે નોકરનું દિલ અંદેશા ભરેલું બન્યું–પછી જ્યારે ફરીથી તે હાથ ધોવાનું વાસણ પાદશાહ આગળ લઇ ગયો,

ત્યારે તે દાનાના કહેવા મૂજબ હાથ ધોવાડવા લાગ્યો–તે નહીં ઘણું ધીરેથી કે નહીં બણું ઝોરમાં પાણી નામતો હતો.

આથી પાદશાહે તેને કહ્યું કે "ઓ દયાળુ શખ્સ!–તને એમ કરવા ૧૫૧
કોણે કહ્યું?" તેણે જવાબ દીધો કે "બૂઝોર્જમેહરે.

મને આ વાતમાં તેણેજ ડહાપણનો રસ્તો દેખાડયો–કે જેવો માર્ગ દેશની સંભાળ કરનાર પાદશાહ હવડાં જુએ છે."

પાદશાહે તેને કહ્યું કે "તું તે દાના આગળ જા અને તેને કહે–કે આવો નામદારી ભર્યો દરજ્જો અને આબરૂ મેળવ્યાં છતાં,

બેઇન્યાફી અને નાલાયકીથી–તેં પોતાની ખરાબી શા માટે કીધી?"

પેલો નોકર તે સાંભળીને દોડતો કે આવ્યો–તે ઝખ્મી જીગરે ઉતાવળથી મેહલમાં ગયો.

અને પાદશાહ તરફથી જે કાંઈ તેણે સાંભળ્યું હતું તે તેને કહ્યું–અને તેની તરફથી તેને ભરમમાં એવો જવાબ મળ્યો,

કે "દેશના પાદશાહની જગ્મા કરતાં મારી જગ્યા–ઝાહેર રીતે કે છૂપી રીતે ઘણે દરજ્જે ભલી છે."

નોકર જવાબ લઈ પાછો ફર્યો–અને રસ્તામાં ઘણી ઉતાવળે દોડતો ગયો.

તેના જવાબથી પાદશાહ વધુ ગુસ્સે થયો–અને તેને અંધારી કોટડીમાં પુરવાનો હોકમ કીધો.

પછી ફરીથી પેલા નોકરને પાદશાહે પૂછ્યું–કે "પેલો બેવકૂફ હવે કેમ દહાડા કાઢે છે?"

તે નોકર આંસુ ભરેલા ચેહરાએ ત્યાં આવ્યો–અને પાદશાહે કહેલા ૧૫૨
સખુનો બૂઝોર્જમેહરને કહ્યા.

ત્યારે તે નેકખાહે તેને એવો જવાબ દીધો–કે "મારા દહાડા પાદશાહના દહાડા કરતાં વધારે સારા પસાર થાય છે."

તે નોકર પાછો ફર્યો અને શેતાબ આવ્યો–તેણે પાદશાહ આગળ તેનો સઘળો જવાબ કહ્યો.

તે જવાબથી પાદશાહ ચિત્તાની માફક ઉસકેરાઈ ગયો–અને તેને માટે લોખંડનું એક સાંકડું પિંજરૂં બનાવવાનો હોકમ કર્યો.

તેની અંદર ચો તરફથી ભાલા અને ખીલા લગાડેલા હતા–અને તેનું બારણું પણ લોખંડી પટાથી ઢાંકી દીધેલું હતું.

હવે બૂઝોર્જમેહરને દિવસે આરામ કે રાતે સૂવાની જગ્યા રહી નહીં–તેનું શરીર પીડાવા લાગ્યું અને દિલ બેકરાર બન્યું.

ચોથી વખત પાદશાહે નોકરને એવું કહ્યું–કે "તું આ મારો પયગામ તેને કહે અને તેનો પાછો જવાબ લાવ.

તું તેને કહે કે હવે જ્યારે તારાં શરીરનો પોશાક નોકદાર ખીલાનો બન્યો છે, ત્યારે તને કેમ લાગે છે?"

પરસ્તન્દહ્ આમદ્ બેદાદ્ આન્ પયામ
કે બેશનીદ્ અઝાન્ મેહ્તરે ખીશ્ કામ
શુનીન્ દાદ્ પાસોખ્ બમર્દે જવાન્
કે ફરૂમ બેહ્ અઝ્ ફરૂએ નૂશીરવાન્
૧૫૩ ચુ બરૂગશ્તો પાસોખ્ બેયાવરૂદ્ મરૂદ્
ઝે ગોફ્તારૂ શુદ્ શાહ્‌રા રૂય ઝરૂદ્
ઝે અયવાન્ યકી રાસ્તગૂઇ ગુઝીદ્
કે ગોફ્તારે દાના બેદાનદ્ શનીદ્
યકી બા ફેરેસ્તાદહ્ શમ્શીરૂ ઝન્
કે દેબૂખીમ બૂદ્ અન્દરાન્ અન્જુમન્
કે રવ્ મર્દે બદ્બખ્તે બદ્‌રા બેગૂય
કે ગરૂ પાસોખ્તરા બુવદ્ રન્ગો બૂય
વગરૂ નીસ્ત દેબૂખીમ બા તીઘે તીઝ્
નુમાયદ્ તોરા ગર્દેશે રસ્તખીઝ્
કે ગોફ્તી કે ઝેન્દાન્ બેહ્ અઝ્ તખ્તે શાહ્
હમ અઝ્ મીખો સન્દૂકો હમ બન્દો ચાહ્
ફેરેસ્તાદહ્ આમદ્ બરે ઊ દવાન્
બેગોફ્ત આન્ સુખુનહાએ નૂશીરવાન્
બદાન્ પાક્ દેલ્ ગોફ્ત બૂઝોરૂજમેહ્રૂ
કે નન્મૂદ્ હરૂગેઝ્ બમા બખ્ત ચેહ્રૂ
ન ઈન્ પાય દારદ્ બગર્દેશ ન આન્
સરૂ આયદ્ હમહ્ નીકો બદ્ બીગુમાન્
ચે બા ગન્જો તખ્તો ચે બા રન્જે સખ્ત
બેબન્દીમ હરૂગૂનહ્ નાચારૂ રખ્ત
૧૫૪ ઝે સખ્તી ગુઝરૂ કર્દન્ આસાન્ બુવદ્
દેલે તાજદારાન્ હેરાસાન્ બુવદ્
બેરફ્તન્દ દેબૂખીમ બાઝ્ આમદન્દ્
બરે શાહે ગર્દન્ ફરાઝ્ આમદન્દ્
શનીદહ્ બેગોફ્તન્દ્ બા શાહ્‌રયારૂ
બેતરૂસીદ્ શાહ્ અઝ્ બદે રૂઝગારૂ
બઅયવાનશ બોર્દન્દ્ અઝાન્ તન્ગ્ જાય
બદસ્તૂરીએ પાક્ દેલ્ રહ્નુમાય
બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત ચન્દી સેપેહ્રૂ
પુરૂ આઝન્ગ્ શુદ્ રૂએ બૂઝોરૂજમેહ્રૂ
દેલશ તન્ગ્ તરૂ ગશ્તો બારીક્ શુદ્
દુ ચશમશ ઝે અન્દીશહ્ તારીક્ શુદ્
ચુ બા ગન્જ રન્જશ બરાબરૂ નબૂદ્
બેફરૂસૂદ્ અઝાન્ દરૂદ્ વઝ્ ઘમ બેસૂદ્

પેલો નોકર આવ્યો અને જે પયગામ કે તે મગરૂર સરદારથી સાંભળ્યો હતો તે પુગાડયો.

બૂઝોર્જમેહરે તે જવાન મર્દને એવો જવાબ દીધો-કે "મારો વખત નોશારવાનના વખત કરતાં તો સારો છે."

જ્યારે તે શખ્સ પાછો ફર્યો અને એવો જવાબ લઇ આવ્યો-ત્યારે તેની વાતથી પાદશાહનો ચેહરો ફિકકો પડી ગયો.

તેણે મેહલમાંથી એક સાચુ બોલનાર શખ્સ કે જે દાનેશમંદની વાત સઘળી જાણી અને સમજી શકે તેને ચુટી કાઢયો.

તે કાસેદની સાથે એક તલવાર મારનારો-કે જે દરબારનો જલ્લાદ હતો તેને મોકલ્યો.

કે "તું જા, તે મૂજી બદબખ્તને કહે-કે જો તું મારા સવાલનો રૂડો જવાબ આપશે તો ઠીક છે.

અને નહીં તો કે આ જલ્લાદ તને પોતાની તેઝ તલવારથી રસ્તાખેઝની હાલત દેખાડશે.

તેં શા ઉપરથી કહ્યું કે પાદશાહનાં તખ્ત કરતાં આ બંદીખાનું તેમજ ખીલા, પેટી, બંદ અને ગાર ભલા છે?"

પેલો કાસેદ બૂઝોર્જમેહરની નઝદીક દોડતો કે આવ્યો-અને નોશીરવાનના સખુનો કહ્યા.

બૂઝોર્જમેહરે તે પાક દિલના શખસને કહ્યું-કે "નસીબ કદીબી આપણુને પોતાનો ચેહરો બતાવતું નથી.

તેની ગર્દેશ આગળ આ કે પેલું પાયદાર રહેશે નહી-સઘળું સારૂં કે માઠું બેશક કે વીતીજ જશે;

તો પછી શું ખઝાના કે તખ્તની સાથ કે શું સખ્ત મેહનત સાથ-કોઇ પણ હાલતમાં લાચારીએ આપણને અહીંથા ઉઠાંગરી કરવાનીજ છે.

રંજ કે સખ્તી ભરી હાલતમાંથી ગુઝરી જવાનું ઘણું સેહલું લાગે છે-તાજ ધરાવનાર પાદશાહોનાંજ દિલ જતી વખતે ધાસ્તી ભર્યાં બને છે."

પેલો દાનેશમંદ અને જલ્લાદ ગર્દનફરાઝ પાદશાહના નઝદીક પાછા આવ્યા.

અને જે સાંભળ્યું હતું તે પાદશાહને કહ્યું-હવે પાદશાહ ઝમાનાની બદીથી બીધો.

અને પેલા પાક દિલ રેહનુમાના હુકમથી-બૂઝોર્જમેહરને પેલી સાંકડી જગ્યામાંથી કાઢી પાછો પેલાં મકાનમાં લઇ જવામાં આવ્યો.

એ ઉપર પણ કેટલોક વખત નીકળી ગયો-બૂઝોર્જમેહરનો ચેહરો કરચલી ભરેલોજ રહ્યો.

તેનું શરીર વધારે તંગ બનીને તવાતું ચાલ્યું-તેની બન્ને આંખો ચિન્તાથી ઝાંખી પડી ગઈ.

જ્યારે તેની મેહનતના પ્રમાણમાં તેની કદર નહીં થઇ-ત્યારે તે દુઃખથી તે ઘસાતો ચાલ્યો અને ગમથી તવાવા લાગ્યો.

## આમદને ફેરેસ્તાદએ કયસર્ નઝ્દે નૂશીરવાન્ બા દુર્જે સર્બસ્તઃ વ રહાઈ યાફ્તને બૂઝોર્જ્મેહ્ર્ બગોફ્તને રાઝે આન્.

———:o:———

શુનાન્ બુદ્ કે કયસરૂ બદાન્ ચન્દ્ ગાહ્
રસૂલી ફેરેસ્તાદ્ નઝ્દીકે શાહ્

## કયસરના એલચીનું બંધ દાબડા સાથે નોશીરવાનની નઝદીક આવવું અને તેનો ભેદ ખુલ્લો કરવા માટે બૂઝોર્જમેહરનું છૂટકારો પામવું.

——:o:——

હવે એવું બન્યું કે તે બનાવ પછી થોડાજ વખતમાં રૂમના કયસરે-ઇરાનના શાહની નઝદીક એક એલચી મોકલ્યો.

આબા નામહો હદયહો બા નેસારૂ
ચકી દુર્જે કુફલી બરૂ ઉસ્તુવારૂ
કે અય શાહે ફુન્દાવરાનો રદાન્
ફેરાવાન્ તોરા પાકદેલ · મૂબદાન્
બદીન્ દુર્જે ઈન્ કુફલ નાબોર્દહ્ દસ્ત
નેહોફતહ્ બેગૂયન્દ ચીઝી કે હસ્ત
ફેરેસ્તીમ બાગ્ અરૂ બેગૂયન્દ રાસ્ત
જોઝ્ અઝ્ બાઝ્ ચીઝી કે આઇને માસ્ત

ગરૂ આયદૂન્ કે ઝીન્ દાનેશ નાગુઝીરૂ
બેમાનદ્ દેલે મૂબદે તીઝ્વીરૂ
નબાયદ્ કે ખાહદ્ ઝે મા બાઝ્ શાહ્
નરાનદ્ બદીન્ પાદશાહી સેપાહ્
બદીન્ ગૂનહ્ આમદ્ ઝે કયસરૂ પયામ
તો પાસોખ્ ગુઝારૂ આન્ચે આયદ્ત કામ
ફેરેસ્તાદહ્રા ગોફ્ત શાહે જેહાન્
કે ઈન્ હમ ઝે યઝ્દાન્ નબાશદ્ નેહાન્
મન્ અઝ્ ફરૂરે ઊ ઈન્ બજાય આવરમ
હમાન્ મર્દે પાકીઝહ્ રાય આવરમ
તો યક્ હફતહ્ ઈદરૂ બમય શાદ્ બાશ
બરામેશ દેલ્ આરાયો આઝાદ્ બાશ
વઝાન પસ બદાન્ દાસ્તાન્ ખીરહ્ માન્દ
બુઝોર્ગાનો ફર્ઝાનગાન્રા બેખાન્દ
નેગહ્ કરૂદ્ હરૂયક્ ઝે હરૂ બારઈ
કે સાઝદ્ મરૂ આન્ બન્દરા ચારઈ
બદાન્ દુર્જે કુફલે ચુનાન્ બી કલીદ્
નેગહ્ કરૂદ્ હરૂ મૂબેદી બેન્ગરીદ્
ઝે દાનેશ સરાસરૂ બયક્ સૂ શુદન્દ
બનાદાનીએ ખીશ ખુસ્તૂ શુદન્દ
ચુ ગશતન્દ આન્ અન્જુમન્ નાતવાન્
ધમી શુદ્ દેલે શાહ્ નૂશીરવાન્
હમી ગોફ્ત ઝીન્ રાઝે ગર્દાન્ સેપેહ્રૂ
બેયારદ્ બઅન્દીશહ્ બુઝોરૂજમેહ્રૂ
શહનશાહ્ ચૂન્ દીદ્ અઝ્ અન્દીશહ્ રન્જ
બેફરૂમૂદ્ તા જામહ્ દસ્તી ઝે ગન્જ
બેયાવરૂદ્ ગન્જૂરે અસ્પી ગુઝીન્
નેશસ્તે શહનશાહ્ કર્દન્દ ઝીન્
બનઝ્દીકે દાના ફેરેસ્તાદો ગોફ્ત
કે રન્જી કે દીદી બેબાયદ્ નેહોફ્ત
ચુનીન્ રાન્દ્ બરૂ સરૂ સેપહ્રે બલન્દ
કે આમદ્ ઝે મા બરૂ તો ચન્દી ગઝન્દ
ઝબાને તો મરૂઝે મરા કરૂદ્ તીઝ્
હમી બા તને ખીશ કર્દી સેતીઝ્
ચકી કારૂ પીશ આમદમ નાગુઝીરૂ
કઝાન્ ખીરહ્ ગર્દદ્ દેલે મર્દે પીરૂ
ચકી દુર્જે ઝરૂરીન્ સરશ બસ્તહ્ ખુશ્ક
નેહાદહ્ બરૂ કુફલો મોહ્રી ઝે મુશ્ક
ફેરેસ્તાદહ્ કયસરૂ સુએ મા ઝે રૂમ
ચકી મૂબદી નામબરૂદારે બૂમ

તેની સાથ એક નામુ, હદયો અને નેસાર કરવાની ચીઝો સાથ-એક દાબડો જેના ઉપર એક મઝબૂત તાળું લગાડેલું હતું તે પણ મોકલ્યો.

અને કહેવાડિયું કે "એ બહાદુરો અને સરદારોના પાદશાહ!-તારે ત્યાં પાક દિલના વઝીરો ઘણા છે.

તેઓ તાળું ખોલ્યા વગર આ દાબડામાં જે કાંઇ ચીઝ કે છુપાવેલી ૧૫૫
છે તે કહી આપશે.

જો તેઓ ખરેખરી ચીઝ કહી આપશે તો અમો તારી ખંડણી મોકલી આપીશું-અને તે ખંડણી સિવાય અમારા રેવાજ મૂજબની બીજી ચીઝો પણ મોકલીશું.

પણ જો આવી અગત્યની બુદ્ધિથી-તારા ચાલાક અકલના વઝીરનું દિલ લાચાર રહે,

તો પછી પાદશાહે મારી પાસથી ખંડણી માગવીજ નહીં-તેમજ અમારા મુલક ઉપર ચઢાઇ પણ લાવવી નહીં."

પેલા કાસેદે કહ્યું કે "એવી રીતનો કયસર તરફનો પયગામ છે-માટે તને જે વાજબી લાગે તે જવાબ દે."

દેશના પાદશાહે પેલા કાસેદને કહ્યું-કે "ખોદાતાલાના હોકમથી એ પણ છુપું રહેવાનું નથી.

તે સાહેબનાં ખેરેહની મદદથી હું એનો ખુલાસો કરીશ-તેમજ મારા પાકીઝેહ વિચારના માણસને તેડાવીશ.

તું એક હફતા સુધી અહીં ખુશી ખુશહાલી સાથે શોભ-ખુશી ખુરરમીથી તારાં દિલને સણગાર અને નચિન્ત રહે."

કાસેદના ગયા પછી પાદશાહ તે વાતથી અજબ રહ્યો-અને પોતાના મોટાઓ અને દાનાઓને બોલાવ્યા.

દરેક જણે દરેક રીતે વિચાર કીધો-કે તે મુશ્કેલીનો કશો ઉપાય હાથ લાગે.

તે દાબડા ઉપર અને કૂંચી વગરનાં તાળાં ઉપર-દરેક મોબેદે નઝર ૧૫૬
નાખી અને વિચાર કીધો,

પણ સઘળાઓ ડહાપણથી વેગળાજ ગયા-અને પોતાનાં અજ્ઞાનપણાંનો એકરાર કરવા લાગ્યા.

જ્યારે તે દાનાઓનું અંજુમન અશક્ત બન્યું-ત્યારે પાદશાહ નોશીરવાનનું દિલ ગમગીન થયું.

તે બોલવા લાગ્યો કે "આ ફરતા આકાશનો ભેદ-તો બૂઝોર્જમેહરજ પોતાની વિચાર શક્તિથી ઝાહેરમાં લાવશે."

વિચાર કરતાં કરતાં જ્યારે પાદશાહ થાકી ગયો-ત્યારે તેણે ફર્માવ્યું જેથી ખઝાનામાંથી એક કપડાંની જોડ,

અને એક ઉમદા ઘોડો ખઝાન્ચી લઇ આવ્યો-અને તે ઘોડા ઉપર શેહનશાહને બેસવા લાયકનું એક ઝીન બાંધવામાં આવ્યું.

અને તે બૂઝોર્જમેહરની નઝદીક મોકલી કહેવાડિયું-કે "જે રંજ કે તેં ખેંચી છે, તે હવે તારે ભૂલી જવી જોઇયે.

બુલંદ આસ્માને તારાં નસીબમાં એજ લખ્યું હતું-કે મારા હાથથી તારી ઉપર આટલી જફા પડે.

તારી ઝબાને અને ગુસ્સે બનાવ્યો-તેં પોતેજ પોતાનાં શરીર સાથ લડાઈ કીધી.

હવે સમજ કે મારી આગળ એક ઘણુંજ અગત્યનું કામ આવી પડયું છે-કે જેથી બુઢ્ઢા દાના શખ્સોનાં દિલ પણ આજેઝ થાય છે.

એક સોનેરી દાબડો જેનું ઢાંકણું બિલકુલ જડી દીધેલું છે-અને જેની ૧૫૭
ઉપર તાળું મારેલું છે અને કસ્તુરીની મોહર કીધી છે,

તે દાબડો કયસરે રૂમ દેશથી આપણી ઉપર મોકલ્યો છે-જે તે મુલકનો એક નામદાર દાના લઇને આવ્યો છે.

ફેરેસ્તાદહ્ ગૂયદ્ કે સાલારૂ ગોફ્રૂત
કે ઈન્ રાઝ પયદા કુનીદ્ અઝ નેહોફ્રૂત
કે ઈન્ દુરૂજરા ચીસ્ત અન્દરૂ મેયાન્
બેગૂઈદ્ ફર્ઝાનગાને કેયાન્
બદેલ્ ગોફ્રૂતમ ઈન્ રાઝે પૂશીદહ્ ચેહ્રૂ
નબીનદ્ મગરૂ જાને બૂઝોરૂજમેહ્રૂ
ચુ બેશનીદ્ બૂઝોરૂજમેહ્રૂ આન્ સોખન્
બશ્ તાઝહ્ શુદ્ દરૂગારે કોહુન્
ઝે ઝેન્દાન્ બેયામદ્ સરો તન્ બેશોસ્ત
બપીશે જહાન્ દાવરૂ આમદ્ નુખોસ્ત
હમી બૂદ્ તર્સાન્ અઝ આઝારે શાહ્
જહાન્દારૂ પુરૂ ખેશમ ઊ બીગુનાહ્
શબે તીરહો ફૂઝ બીદારૂ બૂદ્
બરાન્ સાન્ કે પયઘામે સાલારૂ બૂદ્
ચુ ખુરૂશીદ્ બેન્મૂદ્ તાજ અઝ ફરાઝ
૧૫૮ બેપૂશીદ્ રૂએ શબે દીરૂ બાઝ
ફેરૂઝન્દહ્ રખશન્દહ્ શુદ્ બરૂ સેપેહ્રૂ
બઅખ્તરૂ નેગહ્ કરૂદ્ બૂઝોરૂજમેહ્રૂ
બઆબે ખેરદ્ ચશ્મો દેલ્રા બેશોસ્ત
ઝે દાનન્દગાન્ ઉસ્તુવારી બેજોસ્ત
બદૂ ગોફ્રૂત બાઝારે મન્ ખીરહ્ ગશ્ત
દો ચશ્મમ્ બદાન્ રન્જહા તીરહ્ ગશ્ત
નેગહ્ કુન્ કે આન્ કીસ્ત કાયદ્ બરાહ્
બેગૂયો મતરૂસ ઈચ નામશ બેખાહ્
બરાહ્ આમદ્ અઝ ખાનહ્ બૂઝોરૂજમેહ્રૂ
હમી રફ્રૂત પૂયાન્ ઝની ખૂબ્ચેહ્રૂ
ખેરદ્મન્દે બીના બદાના બેગોફ્રૂત
સખુન્ હરૂચે બરૂ ચશ્મે ઊ બુદ્ નેહોફ્રૂત
ચુનીન્ ગોફ્રૂત પુર્સન્દહ્રા રાહ્ જૂય
કે બેપ્ર્જૂહ્ તા દારદ્ ઈન્ માહ્ શૂય
ઝને પાક્ દામન્ બપુર્સન્દહ્ ગોફ્રૂત
કે શૂયસ્તો હમ્ ફૂદક્ અન્દરૂ નેહોફ્રૂત
ચુ બેશનીદ્ દાનન્દહ્ ગોફ્રૂતારે ઝન્
બેજુમ્બીદ્ બરૂ ચર્મએ ગામ ઝન્
હમાન્ગહ્ ઝને દીગરૂ આમદ્ પદીદ્
૧૫૯ બેપુર્સીદ્ ચૂન્ તરૂજુમાનશ્ બેદીદ્
કે અય ઝન્ તોરા બચ્ચહો શૂય હસ્ત
વગરૂ યક્ તની બાદ્ દારી બદસ્ત
બદૂ ગોફ્રૂત શૂયસ્ત અગરૂ બચ્ચહ્ નીસ્ત
ચુ પાસોખ્ શનીદી બરે મન્ મઇસ્ત
હમાન્ગહ્ સે દીગરૂ ઝન્ આમદ્ બરાહ્
બેયામદ્ બરે ઊ હમાન્ નીકૂખાહ્
કે અય ખૂબ્રોખ્ કીસ્ત અમ્બાઝે તૂ
બદીન્ કશ્ ખરામીદનો નાઝે તૂ
મરા ગોફ્રૂત હરૂગેઝ્ નબૂદહ્સ્ત શૂય
નખાહમ્ કે બીનદ્ મરા શૂય રૂય
ચુ બેશનીદ્ બૂઝોરૂજમેહ્રૂ ઇન્ સખુન્
નેગરૂ તા ચે અન્દીશહ્ અફ્રૂગન્દ્ બુન્
બેયામદ્ દેઝમ્ રૂય તાઝાન્ બરાહ્
ચુ બોર્દન્દ્ દાનન્દહ્રા નઝ્દે શાહ્

તે કાસેદ કહે છે કે 'અમારા સરદારે કહેવાડિયું છે-કે એમાં છૂપાવેલો ભેદ તમો ખુલ્લો કરો,

કે આ દાબડામાં મૂકેલી ચીઝ શું છે?-તે તમો પ્રાદશાહના દાના લોકો કહો.'

મેં ધાર્યું કે આ છૂપો ભેદ-બૂઝોર્જમેહર સિવાય કોઇ બીજો બતાવી શકશે નહીં."

જ્યારે બૂઝોર્જમેહરે એવી વાત સાંભળી-ત્યારે તેને આગળો વખત યાદ આવ્યો.

તે બંદીખાનામાંથી બાહેર નીકળ્યો અને નાહ્યો-અને પહેલાં જેહાનના ઇન્સાફના ખાવંદની હુઝૂરમાં બંદગી કરવા પડયો.

પાદશાહે પુગાડેલા આઝારથી હજી તે ધાસ્તી ખાતો હતો-કારણકે પાદશાહ ગુસ્સા ભરેલો હતો ત્યારે તે તો બેગુનાહ હતો.

જેવી રીતે કે એક પયગામ લઇ જનારો જાગૃત હોય-તેમ તે અંધારી રાતે અને દિવસને વખતે જાગૃત રહેતો હતો.

જ્યારે ખોરશીદે બુલંદીથી પોતાનું તાજ બતાવ્યું-અને લામ્બી રાતનો ચેહરો ઢંકાઈ ગયો,

તે રોશન કરનારો આફતાબ આસ્માન ઉપર ઝળકતો થયો-ત્યારે બૂઝોર્જમેહર પોતાના ગ્રહોની ચાલ તપાસવા લાગ્યો.

પછી ડહાપણના પાણીએ કરી પોતાની આંખ અને દિલને ધોઈ કાઢી-વિદ્વાન શખ્સોમાંથી એક ઘણા બાહોશ શખ્સને શોધી કાઢયો.

અને તેને કહ્યું કે "મારૂં તેઝી ભર્યું બાઝાર મંદ પડી ગયું છે-મારી બન્ને આંખો પેલાં બંદીખાનાનાં દુ:ખથી સીઆહ થઈ ગઈ છે.

માટે રાહમાંથી કોઇ આવતું દેખાય તો તે કોણ છે તેની તપાસ રાખજે-તું પૂછજે અને કાંઈ પણ બીધા વગર તેનું નામ માગજે."

હવે બૂઝોર્જમેહર પોતાનાં ઘરમાંથી બાહેર પડયો-રાહમાં એક ખૂબસૂરત અઉરત ઝડપથી જતી હતી.

પેલા દેખતી આંખવાળા દાનેશમંદે દાના બૂઝોર્જમેહરને જે બાબત તેની આંખે દેખાતી હતી નહીં તે કહી.

ત્યારે બૂઝોર્જમેહરે પેલા સવાલ પૂછનારા દાનેશમંદને કહ્યું-કે "તું આ બાઇને પૂછ, કે એ કોઈ પોતાનો માટી ધરાવે છે?"

આથી તે પાક દામન અઉરતે પેલા સવાલ કરનારને જવાબ દીધો-કે "મારો માટી છે અને મારા પેટમાં બાળક પણ છે."

જ્યારે બૂઝોર્જમેહરે તે સ્ત્રીની વાત સાંભળી-ત્યારે તેઝ ચાલના ઘોડા ઉપર સવાર થઇ અગળ વધ્યો.

તેવામાંજ એક બીજી અઉરત આવી લાગી-અને જ્યારે તેણીને પેલા દુભાષિયાએ જોઈ ત્યારે પાછું પૂછ્યું,

કે "ઓ અઉરત! તારો માટી છે અને તારે ત્યાં કાંઈ બચ્ચાં છે-અથવા તો એ બન્ને વગરની કુમારીજ છે?"

તેણીએ જવાબ દીધો કે "મારો ધણી છે પણ મને બચ્ચાં નથી-હવે જ્યારે તેં મારો જવાબ સાંભળ્યો છે ત્યારે મારી આગળ ઉભો ના રહે."

વળી તેટલાંજ એક ત્રીજી અઉરત આવી લાગી-જેથી પેલોજ નેકખાહ તેણીની આગળ આવ્યો.

અને તેણીને પૂછ્યું કે "ઓ ખૂબસૂરત અઉરત! તારો ધણી કોણ છે?-કે જેને માટે આવી રીતે તું લાડ અને નખરાંથી જાય છે?"

તેણીએ કહ્યું કે "કોઇ પણ મારો ધણી થયલોજ નથી-અને હું ધણી કરવા માગતી પણ નથી."

જ્યારે બૂઝોર્જમેહરે એ સઘળી વાતો સાંભળી-ત્યારે હવે તું જો કે તે દાના શખ્સે તે ઉપરથી કેવા વિચાર દોડાવ્યા?

તે રાહમાંથી શિતાબી કરતો ગમગીન ચેહરે ત્યાં આવી લાગ્યો-જ્યારે બૂઝોર્જમેહરને પાદશાહની નઝદીક લઇ ગયા,

**બેફરમૂદ તા રફૂત નઝદીકે તખ્ત**
**હેલે શાહ કેઆ ગમી ગશત સખ્ત**
**કે દાનન્દહરા ચશમ બીના નદીદ**
**બસી બાદે સરદ અઝ જેગરૂ બરૂ કશીદ**
**હમી કરદ પૂજેશ બરાન્ કારૂ શાહ**
**કઝ દાશત આઝારૂ બરૂ બીગુનાહ**
**પસ અઝ રૂમો કયસરૂ ઝબાન બરૂ કુશાદ**
**હમી કરદ અઝાન્ દુર્જો આન્ કુફ્લ યાદ**
**બશાહે જહાન્ ગોફ્ત બૂઝોરૂજમેહરૂ**
**કે તાબાન્ બુવી તા બેતાબદ સેપેહરૂ**
**યકી અન્જુમન્ બાયદ અઝ બેખ્રદાન્**
**ફ઼ેરેસ્તાદએ કયસરો મૂબદાન્**
**નેહાદહ હમાન્ દુરૂજ દરૂ પીશે શાહ**
**ચુ પીશે બુઝોર્ગાને જૂયન્દહ રાહ**
**બનીરૂએ યઝદાન્ કે અન્દીશહ દાદ**
**રવાને મરા રાસ્તી પીશહ દાદ**
**બેગૂયમ બદુરૂજ અન્દરૂન હરૂચે હસ્ત**
**નસાયમ બરૂ આન કુફ્લો આન દુરૂજ દસ્ત**
**અગરૂ તીરહ શુદ ચશમ દેલ રઉશનસ્ત**
**રવાન્રા ઝે દાનેશ હમાન્ જઉશનસ્ત**
**ઝે ગોફ્તારે ઊ શાદ શુદ શહરૂયારૂ**
**દેલશ તાઝહ શુદ ચૂન ગુલ અન્દરૂ બહારૂ**
**અઝ અન્દીશહ શુદ શાહરા પોશ્ત રાસ્ત**
**ફ઼ેરેસ્તાદહો દુરૂજરા પીશ ખાસ્ત**
**હમહ મૂબદાનો રદાન્રા બેખાન્દ**
**બસી દાનેશી પીશે દાના નેશાન્દ**
**વઝાન્ પસ ફ઼ેરેસ્તાદહરા ગોફ્ત શાહ**
**કે પયઘામ બુગઝારો પાસોખ બેખાહ**
**ચુ બેશનીદ રૂમી ઝબાન્ બરૂ કુશાદ**
**સુખુન્હાએ કયસરૂ હમી કરદ યાદ**
**કે ગોફ્ત અઝ જહાન્દારે પીરૂઝ જન્ગ્**
**ખેરદ બાયદો દાનેશો નામો નન્ગ્**
**તોરા ફરૂરો બોરૂઝ અય જહાન્દારૂ હસ્ત**
**બુઝોર્ગીઓ દાનાઇઓ ઝૂરે દસ્ત**
**હમાન્ પુરૂ ખેરદ મૂબદે રાહ જૂય**
**ગવાનો દેલીરાને દરગાહ જૂય**
**હમહ પાક દરૂ બારૂગાહે તો અન્દ**
**વગરૂ દરૂ જહાન્ નીકખાહે તો અન્દ**
**મરૂ ઇન દુર્જે બા કુફ્લો મોહરો નેશાન્**
**બેબીનન્દ બીદારૂ દેલ સરૂકશાન્**
**બેગૂયન્દ રઉશન્ કે અન્દરૂ નેહોફ્ત**
**ચે ચીઝસ્ત કાન્ બા ખેરદ હસ્ત જોફ્ત**
**ફ઼ેરેસ્તીમ હમ ઝીન્ નેશાન્ બાઝો સાવ**
**કે ઈન્ મરૂઝ દારન્દ બા બાઝ તાવ**
**વગરૂ બાઝ માનન્દ અઝીન્ માયહ ચીઝ**
**મખાહીદ અઝ મર્ઝે મા બાઝ નીઝ**
**ચુ દાના ઝે ગૂયન્દહ ઝાન્ સાન્ શનીદ**
**ઝબાન્ બરૂ કુશાદ આફરીન્ ગુસ્તરીદ**
**કે હમવારહ શાહે જહાન્ શાહ બાદ**
**સખુનગૂયો બા બખ્ત હમરાહ બાદ**

ત્યારે તેણે ફરમાવ્યું જેથી તે તખ્તની નઝદીક ગયો—તેને જોઈ પાદ-
શાહ નોશીરવાનનું દિલ ઘણુંજ ગમગીન થયું.

કારણકે તેણે તે દાનાની આંખો દેખતી નહીં જોઇ—આથી તેણે જીગ-
રથી સર્દ હાય મારી.

પાદશાહ તે કામ કરવા માટે પસ્તાવો કરવા લાગ્યો—કારણકે તેણે
બેગુનાહ શખ્સને દુઃખ દીધું હતું.

પછી તેણે રૂમ દેશ અને ત્યાંના કયસર માટે વાત છેડી—પેલા દાબડા ૧૬૦
અને તેનાં તાળાં વિષે બોલવા લાગ્યો.

બૂઝોર્જમેહરે દેશના પાદશાહને કહ્યું—કે "જ્યાં સુધી આસ્માન ઝળ-
કતું રહે ત્યાં સૂધી તું પણ ઝળકતો રહેજે!

તારે દાનાઓને, કયસરના એલચીને અને બીજા વઝીરોને એકઠા
કરવા જોઇયે.

અને ત્યાં પાદશાહની હુઝૂરમાં તેમજ પેલા રાહ શોધનારા બુઝોર્ગોની
હુઝૂરમાં તે દાબડો મૂકવો જોઇયે.

પછી યઝદાન કે જેણે મને વિચાર શક્તિ તેમજ મારા આત્માને
સચ્ચાઇનો પેશો આપ્યો છે. તે સાહેબની મદદથી,

દાબડાંમાં જે કાંઈ છે તે હું કહીશ—હું પેલાં તાળાંને કે તે દાબડાને
હાથ લગાડીશ નહીં.

જો કે મારી આંખ ઝાંખી થઈ ગઈ છે તોપણ મારૂં દિલ રોશન છે—
અને મારા આત્માને જે દાનાઈનું બખ્તર હતું તેજ છે."

તેની આ વાતથી પાદશાહ ખુશહાલ થયો—અને જેમ બહારની
મોસમમાં ગોલાબ ખીલે તેમ તેનું દિલ ખીલ્યું.

હવે પાદશાહ અંદેશામાંથી મોકળો થયો—અને પેલા એલચીને બોલાવી
મંગાવ્યો અને તે દાબડો માગ્યો.

તેણે સઘળા વઝીરોને અને દાનાઓને બોલાવ્યા—અને જેઓ ઘણા
વિદ્વાન હતા તેઓને બૂઝોર્જમેહર આગળ બેસાડયા.

પછી પાદશાહે પેલા એલચીને કહ્યું—કે "તારો જે પયગામ હોય તે ૧૬૧
કહે અને તેનો જવાબ માગ."

જ્યારે રૂમીએ તે સાંભળ્યું ત્યારે તેણે પોતાની ઝબાન ખોલી—અને
કયસરના સખુનો કહેવા લાગ્યો,

કે "તેણે કહેવાડિયું છે કે લડાઇમાં ફતેહ મેળવનાર પાદશાહે તો
અકલ, ડહાપણ, કીર્ત્તિ અને નામના ધરાવવી જોઇયે.

ઓ દેશની સંભાળ કરનાર પાદશાહ! તારાંમાં ખોરેહ, દબદબો,
મોટાઈ, દાનાઇ અને હાથનું કૌવત છે,

તેમજ તારી પાસ રાહબર વિદ્વાન વઝીરો—અને દરબારમાં આવનારા
પેહલવાનો અને બહાદુર લોકો છે.

એ સઘળા તારીજ દરબારમાં રહે છે—અને જો દેશમાં બીજે કેથે
હોય તો તે પણ તારાજ નેકખાહો છે.

જો આ તાળું લગાડેલો મોહર છાપ કીધેલો દાબડો—ચાલાક દિલના
સરકશ લોકો જોય,

અને ખુલ્લે ખુલ્લું કહે કે તેમાં છુપાવેલી—અકલ પસંદ ચીઝ શું છે?

તો ખેરાજ આપવાની જેટલીબી શક્તિ કે આ મુલક ધરાવે છે તેટલી
ખંડણી અને કર અમો મોકલીશું.

પણ જો આ કીમતી ચીઝ પારખવામાં તેઓ લાચાર થઈ પડે—તો
પછી ફરીથી અમારા મુલકમાંથી તેઓએ ખંડણી માગવી નહીં."

જ્યારે બૂઝોર્જમેહરે પેલા એલચીથી એવી રીતનું સાંભળ્યું—ત્યારે તેણે ૧૬૨
પોતાની ઝબાન ખોલી અને પાદશાહ ઉપર દુઆ કીધી,

કે "દેશનો પાદશાહ પાદશાહ તરીકે હમેશે કાયમ રહેજો!—છટાદાર
બોલનાર થજો! અને નેક નસીબ સાથ હમેશે જોડાયલો રહેજો!

સેપાસ અઝ ખોદાવન્દે ખુરશીદો માહુ
રવાનરા બદાનેશ નમાયન્દહુ રાહુ
બેદાનદ હમહુ આશકારાઓ રાઝ
બદાનેશ મરા આઝો ઊ બી નેયાઝ
સે દુરરસ્ત રખશાન્ બદુરૂજ અન્દરૂન્
એલાફશ બુવદ ઝાન્ કે ગોફ્તમ ફેઝૂન્
યકી સોફ્તહો દીગરી નીમ સોફ્ત
યકી આન્ કે આહન્ નદીદસ્ત જોફ્ત
ચુ બેશનીદ દાનાએ રૂમી કલીદ
બેયાવર્દ નૂશીરવાન્ બેન્ગરીદ
નેહોફ્તહુ યકી હુક્કહુ બુદ દરૂ મેયાન્
બહુક્કહુ દરૂન પર્દએ પર્નેયાન્
સે ગઉહરૂ બદાન્ પર્દહુ અન્દરૂ નેહોફ્ત
ચુનાન્ હમ કે દાનાએ ઈરાન્ બેગોફ્ત
નુખોસ્તીન્ ઝે ગઉહરૂ યકી સોફ્તહુ બૂદ
દેગરૂ નીમ સોફ્તહુ સેવુમ ના બેસૂદ
૧૬૩ હમહુ મૂબેદાન્ આફરીન્ ખાન્દન્દ
બદાન્ દાનેશી ગઉહરૂ અફ્શાન્દન્દ
શહનશાહુ રોખસારહુ પુરૂ આબ્ કરૂદ
દહાનશ પુરૂ અઝ દુરૂરે ખૂશાબ્ કરૂદ
ઝે કારે ગુઝશ્તહુ દેલશ તન્ગ્ શુદ
બેપીચીદ રૂયશ પુરૂ આઝન્ગ્ શુદ
કે બા ઊ ચેરા કરૂદ ચન્દી જફા
અઝાન્ પસ કઝુ દીદ મેહુરો વફા
ચુ દાના રોખે શાહુ પેઝ્મોર્દહુ દીદ
રવાનશ બદરૂદ અન્દરૂ આઝોર્દહુ દીદ
બરૂ આવરૂદ ગૂયન્દહુ રાઝ અઝ નેહોફ્ત
ગુઝશ્તહુ હમહુ પીશે કેસ્રા બેગોફ્ત
અઝાન્ બન્દે બાઝૂઓ મોર્ઘે સેયાહુ
ઝે અન્દીશએ કેહ્તરો ખાબે શાહુ
બદૂ ગોફ્ત કીન્ બૂદની કારૂ બૂદ
નદારદ પશીમાનીઓ દરૂદ સૂદ
ચુ આયદ બદો નીકુ રાએ સેપેહરૂ
ચે શાહો ચે મૂબદ ચે બૂઝોરૂજમેહરૂ
ઝે તોખ્મી કે યઝદાન્ બરૂ અખ્તરૂ બેકેશ્ત
બેબાયદશ બરૂ તારકે મા નેવેશ્ત
૧૬૪ દેલે શાહુ નૂશીરવાન્ શાદ બાશ
હમીશહુ ઝે દર્દો ઘમ આઝાદ બાશ
અગરૂ ચન્દ બાશદ સરફ્રાઝ શાહુ
બદસ્તૂરૂ ગર્દદ દેલ આરાય ગાહુ
શેકારસ્ત કારે શહનશાહો રઝમ
વગરૂ શાદીઓ બખ્શેશો દાદો બઝમ

બેદાનદ કે શાહાન્ ચે કર્દન્દ પીશ
બેવર્ઝદ બરાન્ હમનેશાન્ રાએ ખીશ
અઝ આગન્દને ગન્જો રન્જે સેપાહુ
ઝે આઝારો ગોફ્તારો અઝ દાદખાહુ
દેલો જાને દસ્તૂરૂ બાશદ બરન્જ
ઝે અન્દીશએ કદખોદાઇઓ ગન્જ

ખુરશીદ અને માહતાબના સાહેબના તેમજ આત્માને દાનાઇનો માર્ગ દેખાડનાર સાહેબના શુક્રાના હોજો!

તેજ સાહેબ સઘળું ઝાહેર અને છુપું જાણે છે-દાનાઇનો લોભ હું ધરાવું છું. તે સાહેબ કશી પણ હાજત વગરનો છે.

આ દાબડાની અંદર ત્રણ આબદાર મોતી છે-તેમાં જો એથી વધુ હોય તો મારૂં કહેલું ખોટું ઠરે.

તેમાં એક મોતી વિંધેલું છે અને બીજું અડધું વિંધેલું છે-અને ત્રીજાં મોતીને હથિયાર લાગુંજ નથી (યાને વિંધ્યા વગરનું છે)."

જ્યારે રૂમી દાનાએ એવું સાંભળ્યું ત્યારે તે કૂચી-લાવ્યો અને નોશીરવાને તે ખોલી જોયો.

તેમાં એક દાબડી છુપાવેલી હતી-અને તે દાબડીમાં રેશમી કપડાંનું પડ હતું.

અને તે કપડાંનાં પડમાં જેવી રીતે પેલા ઈરાની દાનેશમંદ બૂઝોર્જ-મેહરે કહ્યું હતું તેમ ત્રણ મોતી છુપાવેલાં હતાં.

તે મોતીઓમાંનું એક મોતી વિંધેલું હતું-બીજું અડધું વિંધેલું હતું અને ત્રીજું વિંધ્યા વગરનુંજ હતું.

સઘળા મોબેદોએ આફરીન કીધી-તે અકલમંદ શખ્સ ઉપર ગોહરોનો નેસાર કીધો.

શેહનશાહ નોશીરવાનનો ચેહરો આંસુ ભર્યો બન્યો-તેણે તે વિદ્વાન મર્દનું મોં ઊંચાંમાં ઊંચાં મોતીઓથી ભરી કાઢયું.

પોતાની આગળી વર્તણુકથી તેનું દિલ દુઃખી થયું-તે ઘણો પસ્તાયો અને તેનો ચેહરો કરચલી ભરેલો થયો,

કે "તેની આવી રીતની મોહબ્બત અને વફાદારી છતાં મેં તેની ઉપર એટલી બધી જફાકારી શા માટે પાડી હશે?"

જ્યારે તે દાનાએ પાદશાહનો ચેહરો કરમાયલો જોયો-અને તેનો જીવ દર્દથી દુઃખી થયલો જોયો,

ત્યારે તે સુભાષિત બોલનારે પોતાનો છુપો ભેદ ખુલ્લો કીધો-અને નોશીરવાન આગળ સઘળો બનેલો બનાવ કહી સંભળાવ્યો.

પેલાં બાઝૂબંદ અને કાળાં પક્ષી માટે-તેમજ પોતાના હલકા વિચાર માટે અને પાદશાહના સૂવા માટે સઘળું કહ્યું.

તે બોલ્યો કે "એ બનાવ બનવાનોજ હતો-હવે પસ્તાવા અને અફસોસ કરવાથી કાંઇ ફાયદો થવાનો નથી.

જ્યારે આસ્માનને ભલું કે બૂરૂં કરવાનો વિચાર આવે છે-ત્યારે શું પાદશાહ કે શું વઝીર કે શું બૂઝોર્જમેહર કોઇને જોતો નથી.

જે બીજ કે યઝદાને સેતારાઓનાં ખેતરોમાં વાવેલું હશે-તે આપણે માથે વીત્યા વગર રહેવાનું નથી.

પાદશાહ નોશીરવાનનું દિલ હમેશે ખુશહાલ બનજો!-અને હમેશે તે દર્દ અને ગમથી મોકળું રહેજો!"

(હવે ફિર્દોસી કહે છે કે) અગર એક પાદશાહ ગમે એટલો સર-ફરાઝ હોય તોપણ તેનું તખ્ત તેના વઝીરથીજ શોભાયમાન બને છે.

શેહન્શાહનું કામ તો શેકાર કરવાનું અને લડાઇ કરવાનું હોય છે-અથવા તો ખુશહાલી ભોગવવાનું, બક્ષેશ કરવાનું, ઇન્સાફ કરવાનું અને ખુશીની મજલેસ ભરવાનું હોય છે.

તેણે જાણવું જોઇયે કે આગળા પાદશાહો શું શું કરી ગયા છે-અને તેઓનાંજ પગલા ઉપર પોતાના વિચારો બાંધવા જોઇયે.

ખઝાનો એકઠો કરવાનું કામ, લશ્કર નીભાવવાનું કામ, રૈયત ઉપરના ઝુલ્મની વાતનું કામ અને તે ઉપરના વાદવીવાદનું કામ કરવું જોઇયે.

વઝારત અને ખઝાનાની ચિન્તા વઝીરના દિલ અને મનને લાગેલી રહે છે.

## ગોફ્તાર્ દર્ તઉકીઆતે નૂશીરવાન્.

સુંનીન્ બૂદ તા ગાહે નૂશીરવાન્
હમ ઊ બૂદ શાહો હમ ઊ પહ્‌લવાન્
હમ ઊ બૂદ જન્ગીઓ મૂબદ હમ ઊ
હમ ઊ હીરૂબુદ બુદ સેપહ્‌બદ હમ ઊ
બહર્ જાય કારૂઆગહાન્ દાશ્તી
જહાન્‌રા બદસ્તૂર્ ગુઝાશ્તી
ક્રે બેસ્યારો અન્દક્ ક્રે કારે જેહાન્
બદો નીક્ અઝ્ કસ નકર્દી નેહાન્
ક્રે કારૂઆગહાન્ મૂબેદી નીક્‌ખાહ્
ચુનાન બુદ કે બર્દાશ્ત રૂઝી બશાહ્
કે ગાહી ગુનહ્ બુગ્ઝરાની હમી
બબદ્‌નામ આન્ કસ નખાની હમી
હમાન્‌રા દેગર્ બારહ્ આવીઝેશાસ્ત
ગુનહ્‌ગાર્ અગર્ ચન્દ બા પૂઝેશાસ્ત
બપાસોખ ચુનીન્ દાદ તઉકીએ શાહ્
કે આન્ કસ કે ખુસ્તૂ શવદ બર્ ગુનાહ્
ચુ બીમારે ઝારસ્તો મન્ ચૂન્ પેઝેશ્ક્
ક્રે દારૂ ગુરીઝાનો રીઝાન્ સેરેશ્ક્
બયક્ દારૂએ ઊ નગરૂદ દુરોસ્ત
રવાન્ અઝ્ પેઝેશ્કી નખાહીમ શોસ્ત
દેગર્ મૂબેદી ગોફ્ત અનૂશહ્ બુદી
ક્રે હર્ બદ બહર્ સૂ બગૂશહ્ બુદી
સેપહ્‌બુદ ક્રે ગોર્ગાન્ બેરફ્ત અઝ નેહોફ્ત
બબીશહ્ દર્ આમદ ઝમાની બેખોફ્ત
બુનહ્ બર્ દેગર્ ફીલો ઊ બર્‌હનહ્
હમ ઊ બાઝ્ ગર્દદ ક્રે બહ્‌રે બનહ્
બતઉકીએ પાસોખ ચુનાન્ દાદ બાઝ્
કે હસ્તમ્ અઝાન્ લશ્કરી બીનેયાઝ્
કુજા પાસબાની કુનદ બર્ સેપાહ્
ક્રે બદ ખીશતન્‌રા નદારદ નેગાહ્
દેગર્ ગોફ્ત અનૂશહ્ બુદી જાવેદાન્
નેશસ્તો ખુરો ખાબ્ બા મૂબેદાન્
યકી નામવર્ માલદાર્ ઈદરસ્ત
કે ગન્જશ ક્રે ગન્જે તો અફ્ઝૂન્ તરસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે આરી રવાસ્ત
કે આન્ અફ્સરે પાદશાહીએ માસ્ત
નેગહ્‌બાને ગન્જો રવાનશ મનમ્
બેફ્ઝાયમ કે આન્‌રા બઅફ્ઝૂન્ કુનમ્
દેગર્ ગોફ્ત કય શહ્‌રૂયારે બલન્દ
અનૂશહ્ બુદી વઝ્ બદી બી ગઝન્દ
અસીરાને રૂમી કે આવર્દહ્ અન્દ
બસી શીર્ ખાર્ અન્દરૂ બર્દહ્ અન્દ

## *નોશીરવાનનાં પોતાના હાકેમોને આપેલાં ફર્માનો.

નોશીરવાન પોતાના તમામ રાજઅમલમાં એજ રીતે ચાલતો હતો–તે પાદશાહ હતો અને વળી પેહલવાન પણ હતો.

તે લડાયક હતો અને વળી મોબેદ પણ હતો-તે હેરબુદ હતો અને વળી સેપહસાલાર પણ હતો.

તે દરેક જગ્યાએ જાસૂસો રાખતો હતો–સઘળો દેશનો વહિવટ વઝીરના હાથમાંજ નહીં છોડી દેતો હતો.

દેશના વહિવટનાં નાનાં કે મોટાં કામો માટેની સારી કે માઠી ખબરો કોઈ તેનાથી છૂપાવી શકતું હતું નહીં.

એવુ બન્યું કે એક દિવસે ખયરખાહ વઝીરોમાંના એકે પાદશાહને ૧૬૫
એમ પૂછ્યું,

કે "કોઈ વખત એક ગુનેહગારનો ગુનાહ તું માફ કરે છે-અને તેને સઝા કરી બદનામ નથી કરતો.

વળી તેજ ગુનેહગારને બીજી મરતબે તે ગમે એટલીબી ઓઝરખાહી અને પસ્તાવો કરે છે તે છતાં તું તેને એકદમ લટકાવી દીયે છે."

પાદશાહે લેખિત જવાબ એવો આપ્યો-કે "જે કોઇ કે ગુનાહનો એકરાર કરે છે (યાને વારમ્વાર ગુનાહ કરે છે),

તે એક દુઃખી દર્દી જેવો છે અને હું તેના તબીબ મિસાલ છું-તે દવાથી નાસતો ફરે છે અને આંસુ રેડતો જાય છે.

તે માત્ર દવાથી (શિક્ષાથી) સુધરે નહીં-તેનો જીવ દવાથી સારો કરી શકું નહીં."

બીજો વઝીર બોલ્યો કે "ખોદાના આશીષ તારી ઉપર ઉતરજો-અને દરેક જગ્યાએ હર કોઇ બદીથી બચતો રહેજે!

લશ્કરનો સેનાપતિ ગોર્ગાન શેહરમાંથી છૂપી રીતે ચાલી શું કામ ગયો?-અને મયદાનમાં આવી થોડો વખત વીસામો કેમ લીધો?

-અસબાબ બીજે ઠેકાણે મેલી પોતે એકલો આવ્યો અને વળી પાછો અસબાબ લેવા શું કામ આવ્યો?"

પાદશાહે લેખિત જવાબ એવો આપ્યો-કે "હું તે સરદારથી હાજત વગરનો છું,

કે જે આખાં લશ્કરની પાસબાની કરવાનો દાવો કરે-અને પોતાનેજ ૧૬૬
આફતમાંથી બચાવી નહીં શકે."

બીજો વઝીર બોલ્યો કે "તું હમેશ ખુશહાલ રહેજો!-અને તારૂં બેસવું ઉઠવું અને ખાવું પીવું દાનેશમંદો સાથજ હોજો!

અત્રે એક નામદારી ભરેલો દઉલતમંદ શખ્શ છે-કે જેનો ખઝાનો તારા ખઝાના કરતાં પણ વધુ છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "હા, વાજબી છે-કારણકે તે અમારી પાદશાહીનાં તાજ જેવો છે.

તેના ખઝાના અને જાનનો રખેવાળ હું છું-અને હું એજ કોશેશ કરૂં છું કે કોઇબી રીતે તેને વધારૂં."

બીજો વઝીર બોલ્યો કે "ઓ બુલંદ મરતબાના પાદશાહ!-તું ખુશહાલ રહેજે અને દરેક બદીથી સલામત રહેજે!

રૂમી કેદીઓ કે જે અત્રે લાવવામાં આવ્યા છે-તેઓમાં ઘણાક દૂધ પીતા નાના ગોલામો છે."

---

* વઝીરો અને બીજાઓએ નોશીરવાનને પૂછેલા સવાલો અને તેના નોશીરવાને આપેલા જવાબો લખી તેની ઉપર શાહના દસ્તખત લીધા હતા તે અસલ પહલવીમાંથી એનો તરજુમો અરબીમાં પછી ફારસીમાં પણ થયો થયો છે.

બતઉઝીઅ ગોફ્તંદ આન્ગે હસ્તન્દ ખોરૂદ
ઝે દસ્તે અસીરાન્ નબાયદ શુમોરૂદ
સુએ માદરાન્ શાન્ ફેરેસ્તીમ્ બાઝ
બદેહ્ શાહ વઝ ખાસ્તહ્ બીનેયાઝ
નેવેશ્તન્દ કઝ રૂમ સદ માયહ્વરૂ
હમી બાઝ ખરૂન્દ ખીશાન્ બઝરૂ
૧૬૭ અગરૂ બાઝ ખરૂન્દ ગોફ્ત અઝ હેરાઝ
બહરૂ નામદારી યકી બાદહ્ કાસ
ફરૂશીદો અફ્ઝુન મજૂઈદ નીઝ
કે મા બીનેયાઝીમ્ અઝીશાન્ બચીઝ
બશમ્શીરૂ ખાહમ અઝીશાન્ ગોહરૂ
હમાન્ બદ્રહો બર્દહો સીમો ઝરૂ
બગોફ્તન્દ કઝ માયહ્દારાને શહ્રૂ
દો બાઝારૂગાનન્દ કઝ શબ્ દો બહ્રૂ
યકીરા સરૂ અન્દરૂ નેયાયદ બખાબ્
અઝ આવાઝે મસ્તાનો ચન્ગો રોબાબ્
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ નીસ્ત રન્જ
જોઝ ઈશાન્ હરાન્ કસ કે દારન્દ ગન્જ
હમહ્ હમચુનાન્ શાદો ખુરરમ ઝેઈદ
બીઆઝારૂ બાશીદો બી ઘમ ઝેઈદ
નેવેશ્તન્દ ફ્રઝી કે નૂશહ્ બદી
હમીશહ્ ઝે તૂ દૂરૂ ચશ્મે બદી
બઅયવાન્ ચુનીન્ ગોફ્ત શાહે યમન્
કે નૂશીરવાન્ ચૂન્ કુશાયદ દહન્
હમહ્ મોર્દગાન્રા કુનદ પીશ યાદ
પુરૂ અઝ ઘમ શવદ ઝેન્દહ્રા જાને શાદ
૧૬૮ ચુનીન્ દાદ પાસોખ કે અઝ મોર્દહ્ યાદ
કુનદ હરૂકે દારદ ખરદ બા નેઝાદ
હરાન્ કસ કે અઝ મોર્દગાન્ દેલ્ બશોસ્ત
નબાશદ હમાન્ દૂસ્તી ઊ દુરોસ્ત
યકી ગોફ્ત કય શાહ્ કેહ્તરૂ પેસરૂ
નગર્દદ હમી ગેર્દે દાદે પેદરૂ
બેરીઝદ હમી બરૂ ઝમીની હેરમ
કે બાશદ ફરૂશન્દએ ઊ દેઝમ
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ નારવાસ્ત
બહાઓ ઝમીન્ હમ ફરૂશન્દહ્રાસ્ત
દેગરૂ ગોફ્ત કય શાહે બરૂતરૂ મનેશ
કે દૂરી ઝે બીદ્યારહો સર્ઝનેશ
દેલી દાશ્તી બીશતરૂ પુરૂ ઝે શરૂમ
ચેરા શુદ બદીન્ સાન્ બીઆઝર્મો ગરૂમ
ચુનીન્ દાદ પાસોખ કે દન્દાન્ નબૂદ
મકીદન્ જોઝ અઝ શીરૂ દર્માન્ નબૂદ
ચુ દન્દાન્ બરૂ આમદ બબાલીદ પોશ્ત
હમી ગુશ્ત જૂયમ ચુ ગશ્તમ દુરોશ્ત
યકી ગોફ્ત ગીરમ કે તૂ મેહ્તરી
બરાયો બદાનેશ ઝે મા બેહ્તરી
૧૬૯ ચેરા બરૂ ગુઝશ્તી ઝે શાહન્શહાન્
દો દીદહ્ બરાએ તો દારદ જહાન્
ચુનીન્ દાદ પાસોખ કે મારા ખરદ
ઝે દીદારે ઈશાન્ હમી બુગ્ઝરદ

પાદશાહે લખી આપીને તે જવાબ દીધો કે "તેઓમાં જે કાંઈ બચ્ચાં છે તેઓને કયદીઓમાં ગણવા નહીં જોઇયે.

તેઓને ખુશહાલ દિલે અને કોઇ પણ માલ ખઝાનાની હાજત વગર તેઓની માતાઓ આગળ મોકલી આપીશું."

બીજું લખાઈ આવ્યું કે "રૂમના કયદીઓમાંથી સો ધનવાન શખ્સોને-તેઓના ખેશીઓ ઝરના બદલામાં પાછા ખરીદી લેવા માગે છે."

જવાબ આવ્યો કે "અગરજો તેઓ ધાસ્તીના માર્યા તેઓને ખરીદવા ચાહતા હોય-તો દરેક નામદારને દારૂ પીવાના એક ગ્લાસની કીમતે

વેચી નાખજો અને કશું વધુ ના માગતા-કારણકે અમો તેઓની કાંઈ પણ ચીઝના હાજતમંદ નથી.

અમો તો તેઓ પાસેથી તલવારે કરીને ગોહરો તેમજ દીનારની થેલીઓ, ગોલામો અને સોનું રૂપું લઈશું."

વળી તેઓએ પૂછયું કે "શેહરના તવંગરોમાંના બે સોદાગરો છે કે જેઓ અડધી રાત વીત્યા છતાં,

છાકટોના તેમજ મોરચંગ અને રોબાબ વાજન્તરના આવાઝને લીધે તેઓમાંનો એક જણ પણ ઊંઘાતો નથી."

પાદશાહે એવો જવાબ દીધો કે "એમાં કશું ખરાબ નથી એઓ ઉપરાંત બીજા જે કોઈ કે પૈસાદાર હોય,

તેઓને કહો કે તમો સઘળા એજ પ્રમાણે ખુશી ખુશહાલી ભરી ઝિંદગી ગુઝારો-અને કોઈને ઈઝા પુગાડયા વગર બેફિક્ર જીવો."

એક દહાડો તેઓએ લખાને અર્ઝ કીધી કે "તું ખુશહાલ જીવતો રહેજે!-અને હમેશે તારી ઉપરથી ભૂંડાઈની નઝર દૂર થજો!

યમનનો પાદશાહ પોતાના મેહલની દરબારમાં એમ બોલ્યો-કે 'નોશીરવાન જ્યારે બોલવા લાગે છે,

ત્યારે પ્રથમ સઘળાં ગુઝર પામેલાંઓનાં ભલાં કામોની સ્તુતી કરે છે-અને તેથી જીવતાંઓનાં દિલ દુઃખાય છે."'

પાદશાહે જવાબ દીધો કે "ગુઝર પામેલાંઓનાં ભલાં કામની યાદ-તેજ શખ્સ કરે છે કે જે અકલ સાથ ઊંચી બુન્યાદ પણ ધરાવે છે.

પણ જે કોઇ કે ગુઝર પામેલાંઓની યાદ ભૂલી ગયું-તેવા શખ્સની દોસ્તી કરવી પણ ઠીક નહીં ગણાય."

એક વઝીરે કહ્યું કે "ઓ ગરીબ પર્વર પાદશાહ! જો છોકરો બાપની રાહ રસ્મ પ્રમાણે નહીં ચાલે,

અને કોઇની ઝમીન ઝબરીથી વેચાતી લે-કે જે ઝમીનનો વેચનાર (માલેક) પૈસાની તંગીને લીધે ચિન્તામાં હોય (તેનું શું કરવું)?"

પાદશાહે જવાબ આપ્યો કે "તે ઘણું અણુઘટતું કહેવાય-એવા સંજોગે ઝમીન અને વેચાણના પૈસા તે વેચનાર માલેકનાજ થાય."

બીજાએ કહ્યું કે "ઓ મોટાં મનના અને લોકોના ઠપકા અને તાનાઝ-નીથી દૂર થયલા પાદશાહ!

પ્રથમ તો તું ઘણો શર્મિલ હતો-અને હવે કાં એટલો બધો શર્મ વનાનો અને તેઝ બન્યો છે?"

પાદશાહે જવાબ દીધો કે "પહેલાં તો દાંત નહીં હતા-જેથી દૂધ ચૂસવા સિવાય બીજો ઇલાજજ નહીં હતો.

હવે જ્યારે મને દાંત આવ્યા ત્યારે મારી પીઠ મઝબૂત થઇ-અને જ્યારે હું મઝબૂત બન્યો ત્યારે હવે ગોશ્ત શોધું છું."

એકે કહ્યું કે "હું કબૂલ કરૂં છું કે તું મોટો સરદાર છે-અને વિચાર શક્તિમાં અને ડહાપણમાં અમો કરતાં ચઢિયાતો છે,

પણ તું બીજા શેહનશાહો કરતાં પણ કેમ ચઢિયાતો થઈ ગયો?-કારણકે સઘળી ખલક તારાજ વિચાર ઉપર પોતાની નઝર ઠેરવેલી રાખે છે."

પાદશાહે જવાબ દીધો કે "મારૂં ડહાપણ-આગળા શેહનશાહોની યાદને ભૂલાવે છે.

હુશો દાનેશો રાએ દસ્તૂરે માસ્ત
ઝમીન્ ગન્જો અન્દીશહ્ ગન્જૂરે માસ્ત
દેગરૂ ગોફ્તૂ બાઝે તો અય શહ્‍રૂયારૂ
ઓકાબી ગેરેફ્તસ્ત ફ્રુઝે શેકારૂ
ચુનીન્ ગોફ્તૂ દૂરા બેફૂબીહ્ પોશ્ત
કે બા મેહ્‍તરે ખુદ ચેરા શુદ દુરોશ્ત
બેયાવીઝ્ ઊરા બે દારે બલન્દ
બદાન્ તા બદૂ બાઝ્ ગર્દદ ગઝન્દ
કે તા કેહ્‍તરાન્ નીઝ્ દર્ કાર્ઝારૂ
ફેઝૂની નજૂયન્દ બર્ શહ્‍રૂયારૂ
દેગરૂ નામદારી બે કારૂઆગહાન્
ચુનીન્ ગોફ્તૂ કય શહ્‍રૂયારે જહાન્
બશબ્ગીરૂ બર્ઝીન્ બેશુદ બા સેપાહ્
સેતારહ્ શેનાસી બરૂ આમદ બે રાહ્
ચુનીન્ ગોફ્તૂ કય મર્દે ગર્દનફ્રાઝ્
ચુનીન્ લશ્કરે ગશ્નો ઈન્ ગૂનહ્ સાઝ્
ચુ બરૂકાશ્ત ઊ પોશ્ત બર્ શહ્‍રૂયારૂ
નબીનદ પસ ઊરા બદીન્ રૂઝગારૂ
બતઉકીઅ ગોફ્તા કે ગર્દાન સેપેહ્‍રૂ
કુશાદહ્‍સ્ત બા રાએ ઊ ચેહ્‍રે મેહ્‍રૂ
બબર્ઝીને સાલારો ગન્જો સેપાહ્
નગર્દદ તબહ્ અખ્તરે હુરો માહ્
દેગરૂ મૂબદી ગોફ્તૂ કય શહ્‍રૂયારૂ
ચુનીન્ બૂદ ફર્માન્ બયક્ રૂઝગારૂ
કે મર્દી ગુઝીનન્દ ફરૂરોખ નેઝાદ
કે દર્ પાદશાહી બેગર્દદ બદાદ
રસાનદ બદીન્ બારૂગાહ્ આગેહી
બે બેસ્યારો અન્દક્ બદી યા બેહી
ગોશસ્પે સરફ્રાઝ્ મર્દીસ્ત પીરૂ
સઝદ ગરૂ બુવદ દાદરા દસ્તગીરૂ
ચુનીન્ દાદ પાસોખ કે ઊરા બે આઝ્
કમરૂ બરૂ મેયાનસ્તો દૂરૂ અઝ્ નેયાઝ્
કસીરા ગુઝીનીદ કઝ્ રન્જે ખીશ
નપરૂહીઝદો બાશદરા ગન્જે ખીશ
જહાન્દીદહ્ મર્દી દુરોશ્તી દુરોસ્ત
કે ઊ કારે દર્વીશ સાઝદ નુખોસ્ત
ચકી ગોફ્તૂ સાલારે ખાલીગરાન્
હમી નાલદ અઝ્ શાહ્ વઝ્ મેહ્‍તરાન્
કે ચન્દાન્ કે ઊ ખુદ કુનદ આરૂઝૂય
બેસાઝમ નેહમ કાસહ્ બરૂ ચારૂ સૂય
નબૂયદ નેયાઝદ બરૂ નીઝ્ દસ્ત
બેલર્ઝદ બદૂ મર્દે ખુઝાવ પરસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અઝ્ પીશ ખરૂદ
મગરૂ આરૂઝૂ બાઝ્ ગર્દદ બદરૂદ
દેગરૂ ગોફ્તૂ હરૂ કસ નેકૂહેશ કુનદ
શહનશાહરા ચૂન પેઝૂહેશ કુનદ
કે બી લશ્કરે ગશ્ન્ બીરૂન શવદ
દેલે દુસ્તાન્ ઝ્ પુરૂ અઝ્ ખૂન શવદ
મગરૂ દુશ્મની બદસેગાલદ બદૂય
બયારહ્ બેયાયદ બેનાલદ બદૂય

હુશ્યારી, ડહાપણ અને વિચાર શક્તિ એજ અમારા વઝીરો છે-આ દેશની ઝમીન એજ અમારો ખઝાનો છેઅને અમારો વિચાર તેજ અમારો ખઝાન્ચી છે."

બીજાએ કહ્યું કે "એ શાહ! તારાં બાઝ પક્ષીએ-શિકારને દહાડે એક ઓકાબ પક્ષીને પકડયું છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "તેની પીઠ ઉપર ફટકા લગાવો-કે તેણે પોતાના સરદાર સાથ ગુસ્તાખી કેમ કીધી?

તેને બુલંદ ફાંસીએ લટકાવી દેઓ-કે જેથી તેણે કીધેલી ખરાબી તેનેજ પાછી પુગે.

અને તેથી બીજા નોકરો પણ લડાઈ વખતે-પોતાના પાદશાહ ઉપર સરસાઈ શોધે નહીં."

બીજા ખયરખાહ શખ્સોમાંથી એક નામદાર-એવું બોલ્યો કે "એ દેશના પાદશાહ!

બામદાદને વખતે સરદાર બર્ઝીન લશ્કર સાથ કુચ કરી ગયો-તે વખતે મને રાહમાંથી આવતો એક નુજૂમી મળ્યો.

અને તેણે મને એ પ્રમાણે કહ્યું કે "એ ગર્દનફરાઝ શખ્સ!-આવાં ભારી લશ્કર અને આવી રીતના અસબાબ સાથ,

જો એ (સરદાર બર્ઝીન) પાદશાહની સામે બંદ ઉઠાવે-તો પછી ૧૭૦
પાદશાહને કોઈ ઝાંખીને જોય નહીં."

પાદશાહે લખી આપીને તેને જવાબ વાળ્યો કે "મારી ઉપર ફરતો આસ્માન-માયાની નઝરે જોય છે.

સરદાર બર્ઝીન તેમજ તેનો ખઝાનો અને તેનું લશ્કર-મારા ચંદ્ર અને રવિના ગ્રહને નુકસાન પહોંચાડી શકશે નહીં."

બીજા એક વઝીરે કહ્યું કે "એ પાદશાહ!-એક વખતે તારૂં એવું ફર્માન આવ્યું હતું,

કે 'ઊંચી બુન્યાદનો એક એવો માણસ ચુંટી કાઢો-કે તે વાજબી રીતે મારી સઘળી સલ્તનતમાં ફરે,

અને થોડી કે ઘણી ભલાઈ કે ભૂંડાઈની ખબર તે આ દરબારમાં પુગાડે.'

માટે એવો એક સરફરાઝ ગોશસ્પ નામનો ઉમરે પુગેલો માણસ છે-જે ઈન્સાફનાં કામમાં મદદગાર બને તો તે વાજબીજ છે."

શાહે જવાબ દીધો કે "તેણે તો લોભનો-કમરબંદ કમરે બાંધેલો છે અને ખરી હાજતથી દૂર થયલો છે.

માટે કોઇ એવાં માણસને પસંદ કરો કે જે મેહનત કરવાથી-હઠે નહીં અને પોતે દઉલત દુન્યા ધરાવતો હોય.

તે એવો એક અનુભવી અને ખરેખરો મક્કમ મનનો માણસ હોય-કે જે ગરીબોની હાજતોને પહેલાં ધ્યાનમાં લે."

એકે કહ્યું કે "બાવરચીઓનો ઉપરી-પાદશાહની અને તેના સર ૧૭૧
દારોની ફર્યાદ કરે છે,

કે જેટલી વાની તેઓને ગમે છે-તે સઘળી તૈયાર કરી ટેબલ ઉપર ચો તરફ ગોઠવું છું,

તોપણ કોઇ તેને સુંઘતું કે હાથ લગાડતું નથી-અને તેથી તે વફાદાર નોકર ધ્રુજવા પડે છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "જોઇયે તે કરતાં વધુ ખાધાથી-ભૂખ મરી જઇને બીમારી આવે છે."

બીજો બોલ્યો કે "જે કોઇ શખ્સ કે જ્યારે પાદશાહને મળવા આવે છે, ત્યારે તે તેને પહેલાં ઠપકો આપે છે,

કે પાદશાહ મોટાં લશ્કર વગર એકલો બાહેર જાયે છે-જેથી તેના દોસ્તોનાં દિલ ખૂન ભર્યાં થાય છે,

કે કદાચ કોઇ દુશ્મન ઢોંગ કરી તેની પાસે રડતો આવી તેને હાનિ પુગાડે."

ચુનીન્ દાદ પાસોખ કે દાદો ખરદ
તને પાદશારા હમી પર્વરદ
અગર્ દાદગર્ ચન્દ બી કસ બુવદ
વરા રાસ્તી પાસબાન્ બસ બુવદ
દેગર્ ગોફ્ત કય બા ખેરદ ગશ્ત જોફ્ત
બમયદાન્ ખુરાસાન્ સાલાર્ ગોફ્ત
૧૭૨ કે ગર્શાસ્પરા બાઝ કરદ ઊ ઝે કાર્
નદાનમ ચે દીદ અન્દરાન્ શહરયાર્
ચુનીન્ દાદ પાસોખ કે ફર્માને મા
નવર્ઝીદો બેન્હોફ્ત પયમાને મા
બેફરમૂદમશ તા બઅર્ઝાનેયાન્
કુશાયદ દરે ગન્જે સૂદો ઝેયાન્
કસી કૂ દેહેશ કાસ્ત બાશદ બકાર્
બેપૂશદ હમહ ફરરએ શહરયાર્
દેગર્ ગોફ્ત બા હર્ કસી પાદશા
બુ ઓર્ગસ્તો બખશન્દહો પારસા
પરસ્તારે દીરીનહ મેહરક ચે કરદ
કે ફઝીશ અન્દક શુદો રૂએ ઝરદ
ચુનીન્ દાદ પાસોખ કે શુદ ઊ દુરોશ્ત
બરાન્ કર્દએ ખીશ બેન્હાદ પોશ્ત
બેયામદ બદરગાહો બેન્શસ્ત મસ્ત
હમીશહ જોઝ અઝ મય નબૂદશ બદસ્ત
ઝે કાર્આગહાન્ મૂબેદી ગોફ્ત શાહ
ચુ રાનદ સુએ જન્ગે કયસર્ સેપાહ
નખાહદ જોઝ ઈરાનેયાન્રા બજન્ગ્
જહાન્ શુદ બઈરાન્ દર્ અઝ રૂમ તન્ગ્
૧૭૩ ચુનીન્ દાદ પાસોખ કે આન્ દુશ્મની
તબઈસ્ત પર્ખાશ અહરીમની
દેગર્ બારહ બરદાશ્ત મર્દી કે શાહ
ઝે શાહાન્ દેગર્ ગૂનહ ખાહદ સેપાહ
કુદામસ્ત કૂ બાયદત રૂઝે જન્ગ્
ઝે શીરાને અસ્પ્ અફ્ગનો તીઝ ચન્ગ્
ચુનીન્ દાદ પાસોખ કે જન્ગી સવાર્
નબાયદ કે સીર્ આયદ અઝ કાર્ઝાર્
હમાન્ બઝ્મશ આયદ હમાન્ રઝ્મગાહ
બરખશન્દહ રૂઝો શબાને સેયાહ
નગર્દદ બહન્ગામ નીરૂશ કમ
ઝે બેસ્યારો અન્દક નબાશદ દેઝમ
દેગર્ ગોફ્ત કય શાહ નૂશીરવાન્
હમીશહ બેઝી શાદો બખ્તત જવાન્
બદર્ બર્ યકી મરદ બૂદ અઝ નસા
પરસ્તન્દહો કાર્દાન્ પારસા
દેરમ માન્દ બર્ વય ચુ સીસદ હઝાર્
બદીવાન્ ચુ કર્દન્દ બા ઊ શુમાર્
બેનાલીદો ગોફ્ત ઈન્ દેરમ ખુરદહ શુદ
રહો મૂબેદો કોહબુદ* આઝુરદહ શુદ

પાદશાહે એવો જવાબ દીધો કે "ઇન્સાફ અને અકલ-પાદશાહનાં તનની પાસબાની કરે છે.

અગર એક ઈન્સાફી પાદશાહ લશ્કર વગર ગમે એટલો એકલો હોય-તોપણ સચ્ચાઇ તેનો પુરતો નેગેહબાન છે."

બીજાએ કહ્યું કે "ઓ અકલમંદ પાદશાહ!-ખુરાસાનનો સરદાર મયદાનમાં બોલ્યો,

કે ગરશાસ્પને ઓહ્દા ઉપરથી તેણે ખસેડી મૂકયો-તે માટે હું જાણતો નથી કે પાદશાહની તેમાં શું મતલબ હતી?"

પાદશાહે જવાબ દીધો કે "તેણે મારૂં ફર્માન-નહીં એખ્તયાર કીધું અને મારો વચન છૂપો રાખ્યો.

મેં તેને કહ્યું હતું કે ખેરાત આપવા લાયક માણુસોને માટે-ખેરાત-ખાનું હમેશે ઉઘાડું રાખે.

જે કોઈ કે બખ્શેશ કરવાનાં કામમાં ઘટાડો કરે છે-તે શોહેનશાહી ખોરેહને ઝાંખું પાડે છે."

બીજો બોલ્યો કે "પાદશાહ દરેક જણ સાથ-મોટાજ છે તેમજ બક્ષેશનો કરનારો અને પરહેઝગાર છે,

તો લામ્બી નોકરીવાળા મેહરકે શું કીધું-કે તેનો પગાર ઘટી ગયો અને ચેહરો ફિકકો પડી ગયો?"

જવાબ દીધો કે "તે સખ્ત બન્યો-અને પોતે કીધેલી નોકરી ઉપર પાણી ફેરવ્યું.

તે દરબારમાં મસ્ત બની આવીને બેસવા લાગ્યો-હમેશ તેના હાથમાં મય સિવાય બીજું કશું રહેતુંજ નહીં હતું."

અનુભવી વઝીરોમાંથી એક બોલ્યો કે "પાદશાહ-જ્યારે કયસરની લડાઇ માટે લશ્કર લઇ જાય છે,

ત્યારે તે ઈરાનીઓ સિવાય કોઇને લડાઈમાં લઈ જતો નથી-જેથી રૂમ કરતાં ઈરાન ઉપર જેહાન વધુ તંગ બને છે."

પાદશાહે જવાબ દીધો કે "તેઓ ઈરાનીઓ સાથ સ્વભાવિક વેર રાખે છે અને એહરેમનની દુશ્મની ધરાવે છે."

બીજી મરતબે એક શખ્સ ઉઠી બોલ્યો કે "પાદશાહ-બીજા પાદશાહો કરતાં જુદીજ જાતનું લશ્કર માગે છે.

ઘોડેસવારોને નીચે નાખનારા અને તેઝ ચુંગાલ ધરાવનારા સિંહ જેવા બહાદુરોમાંથી તેવા કોણ લોકો છે કે જેવા તને લડાઇને દહાડે જોઇયે છે?"

પાદશાહે એવો જવાબ દીધો કે "તે લડાયક સવાર-કે જે લડવાથી ધરાવો નહીં જોઇયે.

તેને મનસે શું ખુશીની મજલેસ કે શું લડાઈનું મયદાન એક સરખું હોવું જોઇયે-પછી રોશન રોઝ હોય કે અંધારી રાતનો વખત હોય.

લડાઇને વખતે કૌવત ઘટી જવું નહીં જોઇયે-થોડાં કે ઘણાં લશ્કરથી તેને ગભરાવું નહીં જોઇયે."

બીજાએ કહ્યું કે "ઓ પાદશાહ નોશીરવાન!-તું હમેશે ખુશહાલ જીવતો રહેજે અને તારૂં નસીબ પણ ખીલેલું રહેજો!

આપણી દરગાહમાં 'નેસા' શેહરનો એક માણુસ હતો-જે વફાદાર અને અનુભવી પરહેઝગાર શખ્સ હતો,

તેની ઉપર જ્યારે કચેરીમાં તેનો હિસાબ કીધો ત્યારે ત્રણુ લાખ દિરમ બાકી નીકળ્યા.

ત્યારે તે માણુસ રડી પડયો અને બોલ્યો કે 'તે પૈસા તો ખર્ચાઇ ગયા છે-તે ઉપરથી વઝીરો અને દફતરીઓ ચીરડાઈ ગયા છે."'

---

* "કોહબૂદ"નો અર્થ "પહાડ ઉપર રહેનારો" કરીને થાય છે. કદીમ ઈરાનમાં એલ્મ હુનર શીખવા માટે મોટી મોટી પાઠશાળાઓ પહાડો ઉપર બાંધવામાં આવેલી હતી જ્યાં એકાંતમાં અભ્યાસ કરવામાં આવતો હતો.

ચુ આગાહ શુદ જાન સખુન શાહરૂયારૂ
કે મૂબેદ દેરમ ખાસ્ત અઝ કારૂદારૂ
બેફરૂમૂદ કચ ખુરૂદહુ મન્માય રન્જ
બેબખ્શીદ અન્દી હમ ઊરા ઝે ગન્જ
દેગરૂ ગોફ્‌ત જન્ગી સવારી બેખસ્ત
બદાન્ ખસ્તગી દીરૂ માન્દો બેરસ્ત
બપીશે સફે રૂમેયાન્ હમ્લહુ બોરૂદ
બેમોરૂદ ઊ વઝ ફ્રુદકાન્ માન્દ ખોરૂદ
બેફરૂમૂદ કાન્ ફ્રુદકાન્રા ચહારૂ
ઝે ગન્જે દેરમ દાદ બાયદ હઝારૂ
હરાન્ કસ કે શુદ કોશ્તહુ દરૂ કાર્ઝારૂ
વઝાન્ ખુરૂદ ફ્રુદક્રુ બુવદ યાદગારૂ
ચુ નામશ ઝે દફ્‌તરૂ બેખાનદ દબીરૂ
દેરમ પીશે ફ્રુદક્રુ બરદ નાગુઝીરૂ
ચુનીન્ હમ બસાલ અન્દરૂન ચારૂ બારૂ
દેરમ બાયદ અઝ ગન્જ દાદન્ હઝારૂ
દેગરૂ ગોફ્‌ત અનૂશહુ બુદી સાલો માહુ
બમરૂવ અન્દરૂન પહુલવાને સેપાહુ
ફ્રેરાવાન્ દેરમ ગેરૂદ કર્દો નખરૂદ
પરાગન્દહુ ગશ્તન્દ અઝાન્ મરૂઝ મરૂદ
ચુનીન્ દાદ પાસોખ કે આન્ ખાસ્તહુ
કે અઝ શહરૂ મર્દુમ કુનદ કાસ્તહુ
અઝાન્ કસ કે બેસ્તદ બદૂ બાઝ દેહુ
વઝાન્ પસ બમરૂવ અન્દરૂ આવાઝ દેહુ
બેફ્રર્માય દારી ઝદન્ બરૂ દરશ
બબીદારીએ લશ્કરો કેશ્વરશ
સેતમગારહુરા ઝેન્દહુ બરૂ દારૂ કુન્
દો પાયશ ઝબરૂ સરૂ નેગૂનસારૂ કુન્
બદાન્ તા કસ અઝ પહુલવાનાને મા
ન પીચદ દેલો જાન્ ઝે પયમાને મા
ચેરા બાયદ અઝ ખૂને દર્વીશ ગન્જ
કે ઊ શાદ બાશદ તનો જાન્ બરન્જ
દેગરૂ ગોફ્‌ત કય શાહે યઝદાન્ પરસ્ત
બદરૂ બરૂ બસી મરૂદુમે ઝીરૂદસ્ત
હમી દાદે શાહુરા સેતાયેશ કુનન્દ
જહાન્ આફરીન્રા નેયાયેશ કુનન્દ
ચુનીન્ દાદ પાસોખ કે યઝદાન્ સેપાસ
કે અઝ મા કસી નીસ્ત અન્દરૂ હેરાસ
ફ્રેઝૂન કરૂદ બાયદ બદીશાન્ નેગાહુ
અગરૂ બી ગુનાહન્દ અગરૂ બા ગુનાહુ
દેગરૂ ગોફ્‌ત કય શાહુ બા ફરૂરો હુશ
જહાન્ શુદ પુરૂ અઝ શાહીઓ નાઝો નૂશ

તવાન્ગરૂ દેગરૂ મરૂદુમે ઝીરૂદસ્ત
શબ્ આયદ શવદ સીરૂ ઝાવાઝે મસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અન્દરૂ જેહાન્
બમા શાદ બાદા કેહાનો મેહાન્
દેગરૂ ગોફ્‌ત કય શાહે બરૂતરૂ મનેશ
હમી આયબ્ જૂયત કુનદ સરૂઝનેશ

જ્યારે પાદશાહ તે વાતથી વાકેફ થયો-કે "વઝીરે એ તેહસીલદાર ૧૭૪
પાસથી ચઢેલા પૈસા માગ્યા,"

ત્યારે પાદશાહે હોકમ કીધો કે "ખવાઇ ગયા તે માટે કશી ચિન્તા કરવી નહીં-પણ તેને તેટલાજ બીજા આપણા ખઝાનામાંથી બક્ષેશ આપો."

બીજો બોલ્યો કે "એક જંગી સવાર ઝખમી થયો-તે ઘણાક દહાડા સુધી ઝખમી હાલતમાં રહીને મરણ પામ્યો.

તેણે રૂમીઓની સફ ઉપર હમ્લો કીધો-તેમાં તે મારો ગયો અને નાનાં બાળકો છોડી ગયો."

પાદશાહે હોકમ કીધો કે "તે ચારે બચ્ચાંઓને-આપણા ખઝાનામાંથી હઝાર દિરમ આપો.

બીજા પણ જે કોઈ કે લડાઈમાં મારા ગયા હોય-અને તેઓનાં પણ નાનાં બાળકો યાદગાર રહી ગયાં હોય,

અને જ્યારે તે મરનારનું નામ નવીસંદો દફતરમાંથી બોલે-ત્યારે એટલાજ દિરમ અવશ્ય તે બાળકોને પણ પુગાડવા જોઇયે.

એવીજ રીતે વરસમાં ચાર મરતબે-આપણા ખઝાનામાંથી હઝાર દિરમ તેઓને આપવા જોઇયે."

બીજો બોલ્યો કે "તું વર્ષો અને મહિનાઓ સુધી ખુશહાલ જીવતો રહેજે!-મર્વ શેહરમાં એક લશકરનો સરદાર છે,

જેણે ઘણાક પૈસા એકઠા કીધા છે પણ ખાધા નથી-તેના ઝુલમથી તે શેહરમાંનાં લોકો ચાલી ગયાં છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "તે ખઝાનો-કે જે માણસોને શેહર- ૧૭૫
માંથી ઘટાડી નાખે,

તે જે શખ્સ પાસેથી લીધો હોય તેનેજ પાછો આપો-ત્યાર પછી મર્વ શેહરમાં મનાદી ફેરવો.

અને તેના દરવાઝા ઉપર તેનાં લશકરની અને મુલકની જાણને માટે એક શૂળી ઉભી કરાવો.

તે ઉપર તે ઝુલમગારને જીવતો ફાંસીએ ચઢાવો-તેના બેઉ પગ ઉપર કરો અને માથું ઊંધું લટકાવો.

કે જેથી કરી આપણા પેહલવાનોમાંથી કોઈ-પોતાનું દિલ અને જાન આપણા હોકમથી ફેરવે નહીં.

ગરીબ માણસોનું લોહી રેડીને ખઝાનો શા માટે ભેગો કરવો જોઇયે?-કારણકે તે ખુશહાલ રહે અને પેલાનું તન અને જાન દુઃખમાં રહે તે કેમ બને?"

બીજો બોલ્યો કે "ઓ યઝદાનપરસ્ત પાદશાહ!-તું પાદશાહની દરગાહના ઘણાક નોકરો,

પાદશાહના ઇન્સાફની સ્તુતિ ગાય છે-અને જેહાનના પયદા કરનાર સાહેબની નિયાયેશ કરે છે."

પાદશાહે જવાબ દીધો કે "યઝદાનના શુકરાના-કે તેઓમાંનું કોઈ મારેથી ધાસ્તીમાં નથી.

તેઓ અગર ગુનેહગાર હોય કે બેગુનાહ હોય-તોપણ મારે તો તેઓ ઉપર ચાંપટીજ નઝર રાખવી જોઇયે."

બીજો બોલ્યો કે "ઓ ખોરેહ ધરાવનાર અને બાહોશ પાદશાહ!- ૧૭૬
સઘળો દેશ તારાથી ખુશહાલી ભરેલો, અયશ આરામ ભરેલો અને મયનૂશીવાળો બન્યો છે.

શું પૈસાવાળા કે શું નોકર ચાકર-જ્યાં રાત પડી કે મસ્ત લોકોના સુરોદથી ધરાયલા બને છે."

પાદશાહે જવાબ આપ્યો કે "મારા દેશમાં-મારેથી નાના અને મોટા ખુશહાલ હોજો!"

બીજાએ કહ્યું કે "ઓ મોટા મનના પાદશાહ!-તારી બદગૂઈ કરનારો શખ્સ તને ઠપકો આપે છે,

કે ચન્દીન્ ગેઞાફ્હુ બેબખ્શહ્ મે ગન્જ
ઝે ગેરૂહ્ આવરીદન્ નદીદહુસ્ત રન્જ
ચુનીન્ દાદ્ પાસોખ કે આન્ ખાસ્તહુ
કઝાન્ ગન્જે મા બાશહ્ આરાસ્તહુ
અગર્ બાઝ ગીરમ બઅર્ઝાનેયાન્
હમહુ સૂદ ફર્જામ ગરૂદદ્ ઝેયાન્
દેગર્ ગોફ્ત કય શહરૂયારે બલન્દ
કે હરૂગેઝ મબાદા બજાનત ગઝન્દ
જહુદાનો તર્સા તોરા દુશ્મનન્દ
દુ રૂયન્દો બા કીશે અહુરીમનન્દ
ચુનીન્ દાદ્ પાસોખ કે શાહે સુતોરૂગ્
આબી ઝીન્હારી નબાશદ્ બુઝોરૂગ્
૧૭૭ દેગર્ ગોફ્ત કય નામવર્ શહરૂયાર્
ઝે ગન્જે તો અફ્ઝૂન્ ઝે સીસદ્ હઝાર્
દેરમ દાદ્ મઝદૂરો દર્વીશરા
બસી બોરૂદહુ વીઝહુ તને ખીશરા
ચુનીન્ ગોફ્ત કીન્ હમ બફર્માને માસ્ત
બઅર્ઝાનેયાન્ ચીઝ બખ્શી સઝાસ્ત
દેગર્ ગોફ્ત કય શાહે નાદીદહુ રન્જ
ઝે બખ્શેશ ફેરાવાન્ તેહી માન્દ ગન્જ
ચુનીન્ દાદ્ પાસોખ કે દસ્તે ફરાખ
હમી મરૂદરા નવ કુનદ્ બર્ગો શાખ

જહાનદાર્ ચૂન્ ગશ્ત યઝદાન્ પરસ્ત
બદ્ બર્ કુશાયદ્ જહાન્ હરૂચે હસ્ત
જહાન્ તન્ગ્ દીદીમ બર્ તન્ગ્ ખૂય
મરા આગો ઝફ્તી નકરૂદ્ આરૂઝૂય
ચુનીન્ ગોફ્ત મૂબેદ્ કે અય શહરૂયાર્
કરાખાને સાલાર્ સીસદ્ હઝાર્
દેરમ બેસ્તદ્ અઝ્ બલ્ખ બામી બરન્જ
સેપોર્દો નેહાદીમ યકુસર્ બગન્જ
ચુનીન્ દાદ્ પાસોખ કે મારા દેરમ
નબાયદ્ કે ગર્દદ્ કસી ઝૂ દેઝમ
૧૭૮ અઝાન્ કસ કે બેસ્તદ્ હમાન્રા દેહીદ્
વગર્ નીઝશ અઝ્ ગન્જ બર્ સર્ નેહીદ્
કે દરૂદે દેલે મર્દુમે ઝીરૂદસ્ત
નખાહદ્ જહાનદારે યઝદાન્ પરસ્ત
પયે કાખે આબાદે ઊ બર્ કનીદ્
બગેલ બામે ઊરા તવાન્ગર્ કનીદ્
શવદ્ કાખ વયરાન્ વરા રન્જ સૂદ્
બેમાનદ્ પસ અઝ્ રન્જ નફ્રીનો દૂદ્
ઝે દીવાને મા નામે ઊ બેસ્તરીદ્
બદર્ બર્ ચુનૂ કસ બકસ મશ્મરીદ્
દેગર્ ગોફ્ત કય શાહે ફરૂરોખ નેઝાદ્
બસી ગીરી અઝ્ જમ્મો કાઊસ યાદ્
બપાસોખ ચુનીન્ ગોફ્ત નૂશીરવાન્
કે બાદા ઝે દાનેશ હમીશહ્ જવાન્
બદાન્ ગૂયમ ઈન્ તા પસે મર્ગે મન્
નગર્દદ્ નેહાન્ અફ્સરો તર્ગે મન્

કે પાદશાહ પોતાના ખઝાનામાંથી બહુ લખલૂટ ખર્ચ કરે છે-કારણ પૈસા પયદા કરવાની મેહનત તેણે કીધી નથી."

તેણે જવાબ દીધો કે "તે માલ કે જેથી અમારો ખઝાનો ભરપુર રહે છે,

તે જો હું હાજતમંદોને નહીં આપું-તો સઘળો નફો શેવટે નુકસાનીમાંજ ફેરવાઇ જાય."

બીજો બોલ્યો કે "એ મોટા પાદશાહ!-કદીબી તારા જીવને નુકસાન હોતું ના!

યાહુદીઓ તેમજ ખ્રીસ્ટીઓ તારા દુશ્મન છે-જેઓ બે મોઢેના (યાને ઢોંગી) અને એહરેમનની દીન પાળનારા છે (તેઓ તારાજ રાજમાં રહે છે)."

પાદશાહે જવાબ દીધો કે "એક બહાદુર પાદશાહ-તેઓને પનાહ આપ્યા વગર મોટો ગણાતો નથી."

બીજો બોલ્યો કે "એ નામવર પાદશાહ! તારા ખઝાનામાંથી ત્રણ કરોડથી વધારે

દિરમ ગરીબ મજૂરોને આપવામાં આવ્યા છે-ખસૂસ કરીને ઘણાકો પોતાનાં અંગત કામને માટે લઈ ગયા છે.

પાદશાહે જવાબ દીધો કે "તે પણ અમારાજ હોકમથી થયું છે-ગરીબ માણસોને ચીઝો આપવી લાયકજ છે."

બીજો બોલ્યો કે "એ સુખવાસી પાદશાહ!-તારી પુષ્કળ સખાવતોથી તો તારો ખઝાનો પણ ખાલી થવા માડયો છે, તેનું કેમ?"

પાદશાહે જવાબ દીધો કે "જે માણસ સખાવત માટે પોતાનો હાથ છૂટો રાખે છે, તે માણસ એક ઝાડ બરાબર છે, જે જેમ જેમ વધારે ફળ આપે તેમ તેમ તેને પાદડાં અને ડાંખળીઓ નવી નવી ફૂટે છે.

જ્યારે એક પાદશાહ યઝદાનપરસ્ત હોય છે-ત્યારે જેહાન જે કાંઈ બક્ષેશ કરવાની શક્તિ તેને હોય છે તેવી બક્ષેશ તે પાદશાહ ઉપર કરે છે.

મેં એક કંજુસ પાદશાહ ઉપરજ દુન્યા તંગ થયલી જોઈ છે-મારી ઈચ્છા લોભ કરવાની કે કોઇ ઉપર સખ્તાઈ વાપરવાની બનીજ નથી."

એક વઝીર બોલ્યો કે "એ શાહ!-સરદાર કરાખાને ત્રણ કરોડ

દિરમ બલ્ખ બામીમાથી ઝોર ઝુલ્મથી એકઠા કરી-અમોને મોકલ્યા છે જે અમોએ તે સઘળા ખઝાના ખાતે નાખ્યા છે, તેનું શું?"

પાદશાહે જવાબ દીધો કે "મને એવા પૈસા-નથી જોઇતા કે જે લેવાથી કોઇ દિલગીર થાય.

માટે જેની પાસેથી તે લીધા હોય તેનેજ તે પાછા આપો-તેમજ આપણા ખઝાનામાંથી તેની ઉપર કાંઇક વધારો પણ કરી આપો.

કારણકે એક યઝદાન પરસ્ત પાદશાહ પોતાની રૈયતનાં દિલ દુઃખી કરવા નથી ચહતો.

તેના (કરાખાનના) આબાદ મેહલને ખોદી નાખો-અને તેની અગાસીને માટીથી તવંગર બનાવો (યાને મટોડાંથી ઢાંકી નાખો).

તેનો મેહલ વયરાન થવાથી તેને દુઃખનોજ ફાયદો મળશે-અને તે પછી તેની ઉપર લોકો તરફની લઆનત અને હાય અફસોસ કાયમ રહી જશે.

આપણાં દફતરમાંથી તેનું નામ છેકી નાખો-આપણી નોકરીમાં તેના જેવા બીજા પણ કોઇ શખ્સને કાયમ રાખતા ના."

બીજો બોલ્યો કે "એ મુબારક બુન્યાદના શાહ!-તું પાદશાહો જમશીદ અન કાઊસનીજ ઘણી યાદ કર્યા કરે છે, તેનું કારણ શું?"

જવાબમાં નોશીરવાન બોલ્યો-કે "તું અકલથી હમેશે જવાન રહેજે!

એઓની યાદ હું એટલા માટેજ કરૂં છું કે મારાં મોત પછી-મારૂં તાજ અને કોલાહ ઢંકાઈ નહીં જાય (યાને હું સંભાળ રાખું છું કે તેઓની માફક મને બદનામી નહીં આવે)."

હેગરૂ ગોફૂત કય બહુમને સરફરાઝ
એરા શાહે ઈરાન્ બેપૂરસીદ રાઝ
ચુનીન્ દાદ પાસોખ્ કે ઊ અઝ ખરદ
બેપીચદ હમી વઝ હવા બરૂ ખરદ
ચકી ગોફૂત કય શાહે કેહુતરૂ નવાઝ
એરા ગશ્તી અફૂનૂન હમી દીરૂ સાઝ
ચુનીન્ દાદ પાસોખ્ કે બા બેખ્રદાન્
હમાનીમો હમ નીઝ બા મૂબદાન્
ચુ આવાઝે અહુરીમન્ આયદ બગૂશ
નમાનદ બદેલ્ રાયો બા મગ્ઝ હુશ
બેપુર્સીદ મૂબેદ ઝે શાહે ઝમીન્
સખુન્ રાન્દન્ અઝ પાદશાહીઓ દીન્
કે બી દીન્ જહાન્ બેહ કે બી પાદશાહ
ખેરદમન્દ બાશદ બરીન્ બરૂ ગવા
ચુનીન્ દાદ પાસોખ્ કે ગોફૂતમ હમીન્
શનીદ અઝ મન્ ઈન્ મરૂદુમે પાક દીન્
જહાન્દારૂ બી દીન્ જહાન્શા નદીદ
અગરૂ હરૂ કસી દીને દીગરૂ ગુઝીદ
ચકી બુત પરસ્તો દીગરૂ પાક દીન્
ચકી ગોફૂત નફ્રીન્ બેહ અઝ આફરીન્
ઝે ગોફૂતારૂ વયરાન નગર્દદ જેહાન્
બેગૂય આન્ ચે રાયત બુવદ દરૂ નેહાન્
ચુ બી દીન્ બુવદ પાદશા હમચુનીન્
નેયાયદ ઝે ગીતી બકસ આફરીન્
બુવદ દીનો શાહી ચુ તન્ બા રવાન્
બદીન્ હરૂદુઆન્ પાય દારદ જેહાન્
ચકી ગોફૂત કય શાહે ખુરૂરમ નેહાન્
સખુન્ રાન્દઈ ચન્દ પીશે મેહાન્
હરાન્ ગહ કે શુદ તખ્ત બી પાદશા
ખેરદમન્દીઓ દીન્ નદારદ બહા
ચકી આન્ કે ગોફૂતી ઝમાનહ મનમ
બદ્ નીકે ઊરા બહાનહ મનમ

કસી કૂ કુનદ આફરીન બરૂ જેહાન્
બમા બાઝ ગરૂદદ હોઇદશ નેહાન્
ચુનીન્ દાદ પાસોખ કે આરી રવાસ્ત
કે તાજે ઝમાનહ સરે પાદશાસ્ત
જહાન્ ચૂન તનો શહરૂયારાન્ સરન્દ
અઝીરા ચુનીન્ બરૂ સરાન્ અફૂસરન્દ
હેગરૂ ગોફૂત કય શાહે કેહુતરૂ નવાઝ
તોરા પાદશાહીઓ ઉમરે દરાઝ
બુવદ કૂઝે પન્જ અય ચરાઘે રવાન્
કે નામદ બરત મૂબેદે મૂબેદાન્
બેગોફૂતા બદીન્ નીસ્ત આઝારે મન્
કે ઊ હસ્ત મશઘૂલ દરૂ કારે મન્
ચકી ગોફૂત કય શાહે ખુરૂશીદ ફરૂ
કે ચૂન તૂ ઝમાનહ નેયારદ દેગરૂ
ચકી મરૂદ બીનીમ જૂયન્દહ દાદ
કે આયદ બદરૂગાહ દરૂ બામદાદ

બીજાએ પૂછ્યું કે "સરફરાઝ બહુમન વઝીરથી-તમો નામદાર ઈરાનના પાદશાહ શા માટે સલાહ નહીં લેતા?"

પાદશાહે જવાબ દીધો કે "તે હવે અકલની રાહથી-ફરે છે અને લોભથી ફાયદો મેળવે છે તેથી."

એકે કહ્યું કે "ઓ ગરીબોને નવાઝનાશ પાદશાહ!-હમણા હમણા ૧૭૯
તું ઘણો ધીરો શા માટે બનતો જાય છે?"

પાદશાહે જવાબ દીધો કે "અકલમંદો તેમજ મોબેદો સાથે તો હું જેવો હતો તેવોજ છું.

પણ જ્યારે એહરેમનનો આવાઝ કાનમાં પડે છે-ત્યારે દિલમાં અકલ અને મગજમાં હોશ રહેતો નથી."

એક વઝીરે દેશના પાદશાહને પાદશાહી અને દીન માટે પૂછ્યું,

કે "દીન ધર્મ વગરનો દેશ સારો કે પાદશાહ વગરનો દેશ સારો-તે ડાહ્યા પુરૂષો ખાતરી પૂર્વક કહી શકે?"

પાદશાહે જવાબ દીધો કે "ઓ પાક દીનના માણસો! હું જે કહું છું તે તમો સાંભળો.

દીન ધર્મ વગરનો પાદશાહ દેશમાં હકૂમત કરી શકે નહીં-જો કે રૈયત જુદી જુદી દીન પાળી શકે.

એક બુત પરસ્ત હોય છે ત્યારે બીજો પાક દીનવાળો હોય છે-એક બોલ્યો કે 'આફરીન કરતાં લઆનત ભલી,'

તો તેના એમ બોલવાથી કાંઈ દેશ વયરાન બનતો નથી- જે કાંઇ તારા મનના વિચાર હોય તેજ તું બોલ.

જો એજ પ્રમાણે એક પાદશાહ દીન વગરનો હોય-તો દેશમાંથી કોઇ પણ દોઆ કરે નહી.

પાદશાહી અને દીન એ બન્ને તન અને રવાનની માફક એકમેકને ૧૮૦
જોડાયલાં છે-એ બેઉથીજ દેશ કાયમ રહે છે."

એકે કહ્યું કે "ઓ ખુશહાલ મનવાળા પાદશાહ!-મોટાઓ આગળ તેં ઘણીક વાતો કહી છે,

કે જ્યારે તખ્ત પાદશાહ વગરનું થાય છે-ત્યારે કોઈની દાનેશમંદી અને દીનધર્મ કાંઇ પણ કીમત ધરાવતું નથી.

એક તો એ કે તું પાદશાહે ઝાહેર કીધું છે કે આ ઝમાનામાં મારો અમલ ચાલે છે-અને નેકી તેમજ બદી ડહાપણના ખઝાનામાં જણાય તે મારાથીજ સમજવી.

જે કોઈ કે દેશ ઉપર દુઆ કરે છે-તેની દુઆ છૂપી રીતે અમારી ઉપરજ ઉતરે છે."

પાદશાહે જવાબ દીધો કે "હા, બરાબર છે-કારણકે ઝમાનાનું તાજ તેજ પાદશાહનું સર છે.

દેશના લોકો તે શરીર મિસાલ છે-અને તેના પાદશાહો તેઓનાં સર મિસાલ છે-અને તેજ કારણસર તેઓ પોતાનાં સર ઉપર તાજ મુકે છે."

બીજો બોલ્યો કે "'ઓ ગરીબોને બક્ષેશ કરનાર પાદશાહ!-તારી પાદશાહી કાયમ રહેજો અને તારી ઉમર લાંબી હોજો!

ઓ અમારા જાનના રોશન ચેરાગ! આજ પાંચ દહાડા થયા વડો વઝીર તારી હુઝુરમાં આવ્યો નથી."

જવાબ દીધો કે "તેમાં મને કશી હાનિ નથી પુગતી-કારણ તે મારાજ કામમાં રોકાયલો છે."

એક બોલ્યો કે "ઓ ખુરશીદ જેવા નૂરમંદ પાદશાહ!-તારા જેવો ૧૮૧
બીજો પાદશાહ ઝમાનો પણ પયદા કરી શકશે નહીં.

અમો એક ઈન્સાફ માગનાર શખ્સને જોઈયે છિયે-કે જે દર બામદાદે આ દરબારમાં આવે છે.

હમી કશ્ બબીનીમ બાઝારે ઊય
નદાનીમ કસ્ ચીસ્ત આઝારે ઊય
ચુનીન્ દાદ પાસોખ કે અન્દરૂ હજીસ્
વરા દોઝદ બોરદહુસ્ત બીમરૂ જહીસ્
બદૂ દાદહુ આમ હમચુનાન્ મન્ ઝે ગન્જ
બદાન્ તા નબાશદ રવાનશ બરન્જ
મન્ અસ્ બહુરે આન્ દારમ્ ઊરા બદરૂ
કે ચૂન્ દોઝદ બીનદ શેનાસદ મગરૂ
દેગરૂ ગોફ્ત કય શાહે ફરૂરોખ્ નેઝાદ
ખોદાવન્દે બખશેશ ખોદાવન્દે દાદ
ઝે ગાહે કયૂમરૂસ તા ઈન્ ઝમાન્
ચુ તૂ શાહ નુરસ્પોરૂદ ગાહે કયાન્
બેગોફ્તા સેપાસમ્ બદીન્ અઝ્ ખોદાય
કે ચૂનાન્ બુવદ ચીઝ્ ફરાસ્ત રાય
ગુઝશ્તમ્ ઝે તઉકીએ નૂશીરવાન્
જહાન્ પીરો અન્દીશએ માં જવાન્
૧૮૨ મરા તબ્અ નેશ્ગોફ્ત અગરૂ તીઝ્ ગશ્ત
બપીરી ચુનીન્ આતેશ આમીઝ્ ગશ્ત
ઝે મેમ્બરૂ ચુ મહમૂદ ગૂયદ ખતીબ્
બદીને મોહમ્મદ ગેરાયદ સલીબ્
હમી ગોફ્તમ્ ઈન્ નામહરા ચન્દ ગાહ
નેહાન્ બુદ ઝે કયવાનો ખુરૂશીદો માહ
ચુ તાજે સખુન્ નામે મહમૂદ ગશ્ત
સેતાયેશ બઆફાક મઉજૂદ ગશ્ત
જહાન્ બેસ્તદ અઝ્ બુત પરસ્તાને હન્દ
બતીઘી કે દારદ ચુ વશ્શી પરન્દ
ઝમાનહ બનામે વય આબાદ બાદ
સેપહરૂ અઝ્ સરે તાજે વય શાદ બાદ

અમો તેની હાલત ઘણી ખરાબ થયલી જોઇયે છિયે-અમો નથી જાણુતા કે તેની ઉપર શું દુઃખ પડયું છે?"

જવાબ દીધો કે "અરબના મુલકમાં-ચોરો તેનો ઘણોક માલ ચોરી લઈ ગયા છે.

મેં મારા ખઝાનામાંથી તેને તેટલું પાછું આપ્યું છે-કે જેથી તેનો જીવ દુઃખી નહીં રહે.

હું તેને દરગાહ ઉપર એટલા માટે રાખું છું-કે જો તે ચોરને જોય તો કદાચ ઓળખી કાઢે."

બીજો બોલ્યો કે "ઓ મુબારક બુન્યાદના પાદશાહ!-બક્ષેશના સાહેબ અને ઈન્સાફના ખાવંદ!

પાદશાહ કયૂમર્સના વખતથી તે આજના વખત સુધી-તારા જેવો પાદશાહ આ કયાની તખ્ત ઉપર બેઠો નથી."

પાદશાહે જવાબ દીધો કે "એ માટે હું ખોદાના શુકરાના કરૂં છું-કે જે સાહેબ જેમ ચાહે છે તેમજ સઘળું થાય છે."

(હવે ફિર્દોસી કહે છે કે) નોશીરવાનના લેખિત વિચારો મેં પુરા કર્યા છે-દુન્યા તો જૂની છે, પણ મારા વિચારો નવા છે.

જો કે મારી કલ્પના શક્તિ તેઝ છે, છતાં મને ધીરજ રહેતી નથી-બૂઢાપામાં તેમાં આતશ સળગે છે.

ખુત્બો પઢનાર જ્યારે આસાન ઉપરથી શાહ મહમૂદનું નામ લે છે-ત્યારે ખ્રીસ્ટીઓનો ક્રૉસ જેવો પણ ઈસ્લામી દીનની અભિલાષા કરે છે.

આ નામુ કે શનિશ્ચર સેતારાથી તેમજ આફતાબ અને માહતાબથી પણ છુપું રહેલું હતું, તેનું બેયાન કેટલોક વખત થયાં કરવા માડયું છે.

જ્યારે મહમૂદનું નામ સખુનનુંજ તાજ બન્યું-ત્યારે આસ્માન ઉપર પણ તેનીજ તારીફ ગવાવા લાગી.

હિંદુસ્તાનના મૂર્તિપૂજકો પાસેથી તેણે પોતાની કુમાશદાર રેશમી કપડાં જેવી ઝળકતી તલવારે કરી તે દેશ જીતી લીધો.

ઝમાનો તેનાંજ નામથી આબાદ રહેજો!-અને આસ્માન તેનાં તાજની બુલંદીથી ખુશહાલ હોજો!

## પન્દ્ નામએ નૂશીરવાન્ બહોરમુઝ્દ્ પેસરે ખુદ્.

કુનૂન્ નામએ શાહ નૂશીરવાન્
બખાનો નેગહ કુન્ બરઉશન્ રવાન્
ચુનીન્ ગોફ્ત કીન્ નામએ દેલપસન્દ
હમહ હેકમતો દાનેશો રાઝો પન્દ
ઝે શાહે સરફ્રાઝ્ ખુરૂશીદ ચેહરૂ
મેહસ્તો ગેરાયાન્ બકામશ સેપેહરૂ
જહાનદારૂ બા દાદો નીકુ કનેશ
ફેશાનન્દએ ગન્જ બી સર્ઝનેશ
૧૮૩ ફેઝાયન્દએ નામો તખ્તે કોબાદ
ગુઝારન્દએ તાજો અઉરન્ગો દાદ
કે બા ફરૂરો બોર્ઝસ્તો ફરૂહન્ગો નામ
ઝે તાજે બુઝોર્ગી રસીદહ બકામ
સુએ હોરૂમુઝ્ આન્ પાક ફર્ઝન્દે મા
પેઝીરોફ્તહ અઝ્ દેલ હમહ પન્દે મા

## નોશીરવાનનું પોતાના છોકરા હોરમઝદ માટેનું નસીહત નામુ.

હવે તું પાદશાહ નોશીરવાનનું નામુ-વાંચ અને તારા રોશન જીવ સાથ તેની ઉપર નઝર નાખ.

તે નામામાં એ પ્રમાણે લખ્યું કે "આ સઘળી હિકમત, દાનાઇ, ભેદ ભરમ અને નસીહતથી ભરેલું દિલખુશ નામુ,

ખુરશીદને ચેહરાના સરફરાઝ પાદશાહ નોશીરવાન તરફથી-કે જે મોટો છે અને જેની મરજી પ્રમાણેજ આસ્માન ફરતો રહે છે.

જે દેશની સંભાળનો રાખનારો, ઈન્સાફી અને નેક કરણીનો છે-જે કોઈના પણ ઠપકાની ધાસ્તી રાખ્યા વગર ખઝાનો બક્ષેશ કરનારો છે.

જે પાદશાહ કોબાદનાં નામનો અને તેના રાજપાટનો વધારો કરનારો છે-તે રાજઅમલ ચલાવનારો અને ઇન્સાફનો આપનારો છે.

જે ખોરેહ સાથનો, દબદબાવાળો દાનેશમંદ અને કીર્ત્તિ ભરેલો છે-જે પોતાનાં મોટાઇનાં તાજથી મુરાદે પહોંચેલો છે,

તેની તરફથી મારા પાક બેટા હોરમઝ ઉપર-કે જેણે મારી સઘળી શીખામણો ખરાં દિલથી કબૂલ કીધી છે,

કે યઝદાન્ ખુદહ્ શાદો પીરૂઝ બખ્ત
હમીશહ્ જહાન્દારૂ બા તાજો તખ્ત
બમાહે ખુજસ્તહ્ બખોર્દાદ્ રૂઝ
બનીકૂ અખ્તરો ફાલે ગીતી ફેરૂઝ
નેહાદીમ બરૂ સરૂ તોરા તાજે ઝરૂ
ચુનાનમ કે મા યાફ્તીમ અઝ પેદરૂ
હમાન્ આફ્રીન્ નીઝ કર્દીમ યાદ
કે બરૂ તાજે મા કરૂદ્ ફરૂશોખ કોબાદ
તો બીદારૂ બાશો જહાન્દારૂ બાશ
ખેરદ્મન્દો શાદો બીઆઝારૂ બાશ
બદાનેશ ફેઝાયો બયઝદાન્ ગેરાય
કે ઊ યસ્ત જાને તોરા રહ્નુમાય
બપુર્સીદમ અઝ મર્દે નીકૂ સોખુન્
કસી કૂ બસાલો ખેરદ્ બુદ કોહુન્
કે અઝ મા બયઝદાન્ કે નઝ્દીકૂ તરૂ
કેશા નઝદે ઊ રાહે બારીકૂ તરૂ
ચુનીન્ દાદ્ પાસોખ કે દાનેશ ગુઝીન્
ચુ ખાહી કે બરૂ તૂ કુનદ્ આફ્રીન્
કે દાના ફોઝૂની નદારદ્ ઝે ખાકૂ
બદાનેશ પસન્દીદહ્ કુન્ જાને પાકૂ
બદાનેશ બુવદ્ શાહે ઝીબાએ તખ્ત
કે દાનન્દહ્ બાદીઆ પીરૂઝ બખ્ત
મબાદા કે બાશી તો પયમાન્ શેકન્
કે ખાકસ્ત પયમાન્ શેકન્રા કફન્
બબાદાફરહ્ બી ગુનાહાન્ મકૂશ
બગોફ્તારે બદ્ગૂય મસ્પારૂ ગૂશ
બહરૂ કારૂ ફર્માન્ મકુન્ જોઝ બદાદ્
કે અઝ દાદ્ બાશદ્ રવાને તો શાદ્
ઝબાન્રા મગર્દાન્ બગેરૂદે દોરૂઘ
ચુ ખાહી કે તખ્ત અઝ તો ગીરદ્ ફોરૂઘ
અગરૂ ઝીરૂદસ્તી શવદ્ ગન્જદારૂ
તો ઊરા અઝાન્ ગન્જ બી રન્જ દારૂ
કે ચીઝે કસાન્ દુશ્મને ગન્જે તોસ્ત
બદાન્ ગન્જ શવ્ શાદ્ કઝ રન્જે તોસ્ત
હમહ્ દરૂ પનાહે તો બાયદ્ નેશસ્ત
ઝબરૂદસ્ત બાશદ્ વગરૂ ઝીરૂદસ્ત
ચુ નીકી કુનદ્ કસ તો પાદાશ કુન્
વગરૂ બદ્ કુનદ્ નીઝ પર્ખાશ કુન્
વગરૂ ગર્દી અન્દરૂ જહાન્ અરૂજમન્દ્
ઝે રન્જે તન્ અન્દીશો દર્દો ગઝન્દ્
સરાએ સેપન્જસ્ત હરૂ ચૂન્ કે હસ્ત
બદૂ અન્દરૂ ઈમન્ નશાયદ્ નેશસ્ત
હોનરૂ જૂયો બા મર્દે દાના નેશીન્
ચુ ખાહી કે યાબી ઝે બખ્ત આફ્રીન્
બદાનેશ દો દસ્તે સેતીઝહ્ બેબન્દ્
ચુ ખાહી કે અઝ બદ્ નેયાબી ગઝન્દ્
ગેરામી કુન્ આન્રા કે દરૂ પીશે તૂ
સેપરૂ કરૂદ્ જાને બદ્અન્દીશે તૂ
બુઝોર્ગાનો બાઝારૂગાનાને શહરૂ
હમહ્ દાદ્ બાયદ્ કે યાબન્દ્ બહરૂ

તે બેટા ખોદાની મેહરબાનીથી ખુશહાલ અને ફતેહમંદ નસીબનો બનજે!–તે હમેશ તાજ અને તખ્ત સાથનો પાદશાહ હોજે!

મુબારક મહિનો (ફર્વર્દીન) અને ખોરદાદ રોઝ-સેતારાની રૂડી ચાલ અને નેક શુકન જોઇને,

અમોએ તારાં સર ઉપર જેમ અમો અમારા બાપ તરફથી તાજ પામ્યા હતા, તેમ આ સોનેરી તાજ મૂક્યું છે.

વળી જે દુઆ કે મુબારક કોબાદે અમારાં તાજ ઉપર કીધી હતી તેવીજ દુઆ અમોએ પણ આ તારાં તાજ ઉપર કીધી છે.

તું હુશ્યાર રહેજે અને દેશની સંભાળ રાખનારો બનજે-તું ડહાપણવાળો, સખી અને નિર્દોષ રહેજે!

દાનાઇનોજ વધારો કરનારો અને યઝદાનની ખાહેશ રાખનારો થજે-કારણકે તેજ સાહેબ તારા જીવનો રેહનુમા છે.

મેં એક નેક બોલનારો શખ્સ કે જે ઉમરમાં અને અકલમાં વધુ હતો તેને એમ પૂછ્યું,

કે 'આપણાંમાંથી યઝદાનની વધુ નઝદીક કોણ પુગે છે-કોણ તેની ૧૮૪
વધારે બારીક રાહની નઝદીક જાય છે?'

તેણે જવાબ દીધો કે 'જો તું ચાહતો હોય કે લોકો તારી ઉપર આફ્રીન કરે, તો તું ડહાપણ એખ્તયાર કર.

કારણકે દાના માણસ ખાકથી મોટાઈ નથી ધરાવતો-માટે તું તારા પાક જીવને દાનાઇથીજ પસંદ પડતો બનાવ.'

અકલથીજ એક પાદશાહ તખ્તને લાયકનો બને છે-તું હુશ્યાર અને ભાગ્યશાળી થજે!

એવું નહીં થાય કે તું વચન તોડનારો બને-કારણકે વચન તોડનારને માટીનુંજ કફન મળે છે.

બીન તકસીરવારને શિક્ષા કરવાની કોશેશ ના કરતો-અને બૂરૂં બોલનારની વાત ઉપર ધ્યાન ના આપતો.

દરેક કામમાં ઈન્સાફ સિવાય બીજો હોકમ ના ફરમાવતો-કારણકે ઇન્સાફથીજ તારો જીવ ખુશહાલ થશે.

જો તું એવું ચાહતો હોય કે તારીથી તારૂં તખ્ત રોશની પકડે-તો તારી ઝબાનને જૂઠાઈની આસપાસ ફેરવતોજ ના.

અગર કોઈ ગરીબ નોકર માલદાર બને-તો તેને તે ખઝાનાથી રંજ વગરનો રાખજે (યાને તે માટે તેને હયારાન ના કરતો).

કારણકે પારકાઓનો માલ એ તારા ખઝાનાનો દુશ્મન ગણાય છે-તું તેજ ખઝાના ઉપર ખુશહાલ થજે કે જે તારી ખરી મેહનતનો હોય.

અગર કોઇ ઝોરાવર હોય યા ગરીબ હોય-તેઓ સઘળા તારી પના- ૧૮૫
હમાં રહેવા જોઇયે.

જો તારી સાથ કોઈ નેકી કરે તો તું તેનો બદલો આપજે-અગર કોઈ બદી કરે તો તેને સઝા કરજે.

જ્યારે તું દેશમાં નામદારી મેળવે-ત્યારે તારા જીવને કોઈ નુકસાન નહીં કરે તેની ફિકર રાખ્યા કરજે.

આ ત્રણપાંચ દિવસની દુન્યા તો જેવી છે તેવીજ છે-તેની અંદર તારે નચિન્ત બની બેસવું નહીં જોઇયે.

જો તું ચાહે કે તારાં નસીબ તરફથી તું દુઆ મેળવે-તો હુનર શોધતો રહેજે અને દાના લોકો સાથ સંબંધ રાખજે.

જો તું ચાહતો હોય કે બદીથી નુકસાન નહીં પામે-તો લડાઈ ટંટાના બન્ને હાથ તું તારાં ડહાપણથી બાંધી રાખજે.

જે કોઇયે કે તારા દુશ્મનના જાનની ઢાલ તારી સામે ધરી હોય તેનેજ તું વહાલો ગણજે.

શેહરના મોટાઓ અને વેપારીઓને તારીથી ઈન્સાફનોજ હિસ્સો મળવો જોઇયે.

શુ બરૂ સરૂ નેહી તાજે શાહનશાહી
રહે બેહુતરી બાઝ જૂય અઝ મેહી
હમીશાહ ચકી દાનેશી પીશ દારૂ
વરા ચૂન રવાનો તને ખીશ દારૂ
૧૮૬ કસી કુ નદારદ હોનરૂ બા નેઝાદ
મકુન જુ બનીઝ અઝ કમો બીશ યાદ
મદેહુ મર્દે બી અરૂજરા સાઝે જન્ગ
કે ચૂન બાઝ જૂઈ નેયાયદ બચન્ગ
બદુશમન સેપારદ તોરા દુસ્ત દારૂ
દુ કારૂ આયદત પીશ દુશ્વારો ખારૂ
સેલીહે તો દરૂ કાર્ઝારૂ આવરદ
હમાન બરૂ તો ફ્ઝી બકારૂ આવરદ
બેબખ્શાય બરૂ મરૂદુમે મુસ્તમન્દ
ઝે બદ દૂરૂ બાશો બેતરૂસ અઝ ગઝન્દ
હમીશાહ નેહાને દેલે ખીશ જૂય
મકુન શાદીઓ દાદ હરૂગેઝ બરૂય
હમાન તીઝ નીકી બઅન્દાઝહ કુન
ઝે મર્દે જહાનદીદહ બેશનવ સખુન
બદીની ગેરાયો બદીન દારૂ ચશ્મ
કે અઝ દીન બુવદ મરૂદરા નન્ગો ખશ્મ
હઝીનહ બઅન્દાઝએ ગન્જ કુન
દેલ અઝ બીશીએ ગન્જ બી રન્જ કુન
બકેર્દારે શાહાને પીશીન નેગરૂ
નબાયદ કે બાશી જોઝ અઝ દાદગરૂ
૧૮૭ કે નફ્રીન બુવદ બહુરે બીદાદ શાહુ
તો જોઝ દાદ મરૂપન્દો નફ્રીન મખાહુ
કુજા આન સરો તાજે શાહનશાહાન
કુજા આન બુઝોર્ગાનો કારૂઆગહાન
અઝીશાન સખુન યાદગારસ્તો બસ
સરાએ સેપન્જી નમાનદ બકસ
ગેઝાફહ મફર્માય ખૂન રીખ્તન
વગરૂ જન્ગરા લશ્કરૂ અન્ગીખ્તન
નેગહ કુન બદીન નામએ પન્દમન્દ
દેલ અન્દરૂ સરાએ સેપન્જી મબન્દ
બદીન મરૂ તોરા નીકુઈ ખાસ્તમ
બદાનેશ દેલતરા બેયારાસ્તમ
બરાએ ખોદાવન્દે ખુરૂશીદો માહુ
બદ દૂરૂ કુન દીવરા દસ્તગાહુ
બરૂઝો શબ ઈન નામહરા પીશ દારૂ
ખેરદરા બદેલ દાવરે ખીશ દારૂ
અગરૂ યાદગારી કુની દરૂ જેહાન
ઝે નામત બુઝોર્ગી નગર્દદ નેહાન
ખોદાવન્દે ગીતી પનાહે તો બાદ
ઝમાનો ઝમીન નીકૂખાહે તો બાદ
૧૮૮ બકામે તો ગર્દન્દહ ચર્ખે બલન્દ
મબાદા ઝે તૂ કસ બગીતી નેઝન્દ
ન ઘમરા હમી બરૂ દેલત રાહુ બાદ
ન શાદીતરા દસ્ત કૂતાહુ બાદ
ઝમાનહ તોરા જાવેદાન બન્દહ બાદ
સરે બદસેગાલાનત અફગન્દહ બાદ

જ્યારે તું શેહન્શાહી તાજ સર ઉપર મૂકે-ત્યારે મોટાઈથી બેહતરીના માર્ગને જુદોજ પાડજે.

હમેશે એક દાના શખ્સને તારી આગળ રહેવા દેજે-અને તેને તું પોતાના જીવ અને તનની માફક સંભાળજે.

જે કોઇ ઊંચી બુન્યાદ સાથ હોનરો નહીં ધરાવતો હોય-તેવા શખ્સને તું થોડો ઘણો પણ યાદ ના કરતો.

નાલાયક મર્દને લડાઈનાં હથિયાર આપતો ના-કારણકે જ્યારે તે તું પાછાં લેવા માંગશે ત્યારે તે તારા હાથમાં આવશે નહીં.

તે સઘળાં પેલો તારો નાલાયક દોસ્ત તારાજ દુશ્મનને સોંપી દેશે-અને પછી તારી આગળ બે મુશ્કેલ અને ખુવારી ભર્યાં કામ આવી પડશે.

એક તો એ કે તારાંજ હથિયાર તારી સામે તે લડાઇમાં લઈ આવશે-અને બીજું એ કે તેજ હથિયાર તારી ઉપર એકુ દહાડો કામમાં લાવશે.

હાજતમંદ માણસો ઉપર બક્ષેશ કરજે-બદીથી દૂર રહેજે અને નુકસાનથી બીતો રહેજે.

તારો જીવ લેવાનાં છૂપાં કાવતરાં કોણ ચલાવે છે તેની શોધ કરતો રહેજે-તેને માટે સઝા કરવાને લોકોની હુઝૂરમાં આકળો બનતો ના.

તેમજ કોઇ સાથ ભલાઈ કરે તે પણ માફકસરજ કરજે-અનુભવી શખ્સોની વાતો સાંભળજે.

તું દીન ધર્મ પાળતો રહેજે અને દીન ધર્મથી ભલાંનીજ ઉમેદ રાખતો રહેજે-કારણકે દીન ધર્મ પાળવાથી માણસને શર્મ અને આસ્થા રહે છે.

તારા ખઝાનાના અંદાઝા ઉપરજ ખર્ચ પણ રાખજે-અને ખઝાનો વધારવાની રજથી તારા દિલને દૂરજ રાખજે.

આગળા પાદશાહોનાં કામો ઉપરજ ધ્યાન આપજે-ઈન્સાફી પાદશાહ સિવાય તારે બીજું કાંઈ બનવુંજ નહીં.

કારણકે એક ઝુલ્મી પાદશાહને ભાગે લઆનતજ હોય છે-તું ઇન્સાફ સિવાય બીજું કાંઈ પસંદ ના કરતો અને લોકોની લઆનત લેવા ના ચાહતો.

કયાં ગયા તે આગળા શેહન્શાહોનાં સર અને તાજ?-કયાં ગયા તે બુઝોર્ગો અને અનુભવી શખ્સો?

તે સઘળાઓમાંથી ફકટ તેઓની વાતોજ યાદગાર રહી ગઇ છે-આ મુસાફરખાનારૂપી દુન્યા કોઇનીબી સાથે રહેતી નથી.

વગર વાંકે કોઈનું ખૂન રેડવા કે લડાઇ માટે લશ્કર ચઢાવવાનો હોકમ ના આપતો.

તું આ મારાં નસીહતથી ભરેલાં નામા ઉપર નઝર કર-ત્રણપાંચ દિવસની મુસાફરખાનારૂપી દુન્યામાં તું દિલ બાંધતો ના.

આ નામામાં મેં તારે માટે નેકીજ ચાહી છે-અને દાનાઇથી તારાં દિલને સણગાર્યું છે.

ખુરશીદ અને માહતાબના પયદા કરનાર સાહેબને ખાતર-આ નામુ વાંચી એહરેમનનાં કૌવતને તું દૂરજ રાખજે.

રાત અને દહાડો એ મારાં નામાને તારી પાસેજ રહેવા દેજે-અને તારાં દિલમાં ડહાપણને પોતાના ઇન્સાફ કરનાર તરીકેજ રાખજે.

અગર તું દુન્યામાં યાદગારી રાખી જશે-તો તારાં નામ આગળથી મોટાઇ દૂર થશેજ નહીં.

દુન્યાના સાહેબની તને પનાહ હોજો!-ઝમાનો અને ઝમીન તારા નેકખાહ બનજો!

બુલંદ આસ્માન તારી મુરાદ માફક ફરતું થજો!-દેશમાં તારીથી કોઈ પણ શખ્સ દિલગીર ના બનતો!

ગમગીનીને તારાં દિલ ઉપર રસ્તોજ ના મળતો-તારી ખુશહાલીનો હાથ કદીબી ટુકો ના થતો!

હમેશે ઝમાનો તારો ગોલામ બનજો!-તારા દુશ્મનોનાં સર નીચે પડેલાં હોજો!

બચર્ખે નોહમ અખ્તરે બખ્તે તૂ
મહો મુશતરી સાયએ તખ્તે તૂ
ઝે તાજે તો રખ્શન્દહ્ બાદા જહાન્
બખેદ્મતગરી પીશે ગાહત શહાન્
ચુ બેન્વેશત બેરપોરૂદ આન્‌રા બગન્જ
હેરાસાન્ બુદ અન્દર્ સરાએ સેપન્જ
શહન્‌શાહ્ ફ્ર રાયો દાદો ખરદ
બેફ્રૂશદ કે બા શરૂમ ગેરૂદ આવરદ
દેલીરી બરઝ્મ અન્દરૂ ઝૂરે દસ્ત
હમાન્ પાક્ દીનીઓ યઝ્દાન્ પરસ્ત
બગીતી નેગર્ કીન્ હોનરૂહા કેરાસ્ત
ચુ દીદી સેતાયેશ મરૂરા સઝાસ્ત
બેજૂય આન્ કે ચૂન્ મુશતરી રઉંશનસ્ત
જહાનજૂયરા તીઘ્ બા જઉશનસ્ત
જહાન્ બેસ્તદ અઝ્ મર્દુમે બુત પરસ્ત
ઝે દીબાએ દીન્ બર્ દેલ્ આઝીન્ બેબસ્ત
ફુનૂન્ લાજરમ જૂદ મઉજૂદ ગશત
ચુ શાહે જહાન્‌ગીર્ મહ્મૂદ ગશત
અગર્ બઝ્મ જૂયદ હમી યા નબર્દ
જહાનબખ્શરા ઈન્ બુવદ કાર્ કર્દ

અબૂલ્‌કાસેમ આન્ શાહે પીરૂઝો રાદ
ઝમાનહ્ બદીદારે ઊ શાદ બાદ

તારાં નસીબનો સેતારો નવમાં આસ્માન ઉપર બેસજો !-માહતાબ અને બૃહસ્પતિ સેતારો તારાં તખ્તનો સાયો બનજો !

તારાં તાજથી દુન્યા ઝળકાટ ભરેલી બનજો !-બીજા પાદશાહો તારાં તખ્ત આગળ ખિદમત બજા લાવજો !"

જ્યારે એવી રીતનું નામુ લખાઈ રહ્યું ત્યારે તેને પોતાના ખઝાનામાં સોંપી આપ્યું-તે પાદશાહ આ મુસાફરખાનારૂપી દુન્યામાં ધાસ્તી ખાતો હતો.

શેહનશાહ તેજ કહેવાય કે જે કોશેશ કરીને ડહાપણ, ઇન્સાફ અને દાનાઈ નમ્રતા સાથ ભેગી કરે,

તેના હાથનું કૌવત લડાઇમાં બહાદુરી દેખાડે-તેમજ તે પાક દીનનો અને યઝદાનની પરસ્તેશ કરનારો હોય.

તું જો કે દુન્યામાં આવા હુનરો કોણ ધરાવે છે? જ્યારે તેવો પાદશાહ તને દેખાયો તો જાણ કે તેજ તારીફને લાયકનો છે.

જે પાદશાહ કે બૃહસ્પતિ સેતારા માફક રોશન છે અને જે દેશ જીતનાર પાદશાહ તલવાર અને બખ્તર ધરાવે છે તેનીજ શોધ કર.

જેણે બુત પરસ્તોના હાથમાંથી દેશની હકૂમત છીનવી લીધી છે-અને ૧૮૯
પોતાના આત્માને દીન ધર્મના રેશમી લેબાસથી સણગાર્યો છે.

જ્યારે સુલ્તાન મહમૂદ જેહાનને જીતનાર પાદશાહ થયો છે-ત્યારે શેવટ હવે એજ આવશે કે સખાવતનાં કામો હસ્તીમાં આવશે.

ખયર આફીયત ભરેલા સુલેહના વખતમાં તેમજ લડાઇના હંગામમાં-આ દેશની હકૂમત બખ્શનારા પાદશાહનું એજ કામ રહેશે (યાને સખાવત કર્યો જશે).

ઓ અબુલકાસેમ ફિર્દોસી! ફતેહમંદ અને ઈન્સાફી પાદશાહના-દીદારથી ઝમાનો હમેશે ખુશહાલ રહેજો !

---

# પુર્સેશે મૂબેદાન્ અઝ્ નૂશીરવાન્ વ પાસોખે આન્.

——:૦:——

યકી પીર્ બુદ પહ્લવાની સોખન્
બગોફ્તારો કેર્દાર્ ગશતહ્ કોહન્
ચુનીન્ ગૂયદ અઝ્ દફ્તરે પહ્લવાન્
કે પુર્સીદ મૂબેદ ઝે નૂશીરવાન્
કે આન્ ચીસ્ત કઝ્ કેર્દેગારે જેહાન્
બખાહદ પરસ્તન્દહ્ અન્દર્ નેહાન્
બદાન્ આરૂઝૂ નીઝ્ પાસોખ દેહદ
બપાસોખ્ વરા બખ્તે ફરૂરોખ્ નેહદ
યકી દસ્ત બર્દાશતહ્ બાસમાન્
હમી ખાહદ અઝ્ કેર્દેગારે ઝમાન્
નેયાયદ બખાહેશ હમી આરૂઝૂય
દો ચશમશ પુર્ આબસ્તો પુર્ ચીન્ બરૂય
બમૂબેદ ચુનીન્ ગોફ્ત પીરૂઝ શાહ્
કે ખાહેશ ઝે યઝ્દાન્ બઅન્દાઝહ્ ખાહ્
ચુ ખાહેશ ઝે અન્દાઝહ્ બીરૂન્ શવદ
અઝાન્ આરૂઝૂ દેલ પુર્ અઝ્ ખૂન્ શવદ
બેપુર્સીદ નીકી કેરા દર્ખરસ્ત
બનામે બુઝોર્ગી કે ઝીબા તરસ્ત

# વઝીરોના નોશીરવાનથી પૂછેલા સવાલો અને તેના જવાબો.

——:૦:——

એક પહલવી ભાષા જાણનાર બુઝોર્ગ શખ્સ હતો-જે સખુન બોલવામાં અને બીજાં કામકાજમાં અનુભવી બનેલો હતો,

તે પહલવી દફતરમાંથી એવી રીતની વાત કહે છે-કે એક વઝીરે નોશીરવાનને પૂછ્યું,

કે "એનુ શું કારણ કે એક બંદગી કરનાર જેહાનના પયદા કરનાર ખોદાતાલા પાસેથી પોતાનાં દિલમાં મુરાદ માગે છે,

તે મુરાદનો તે શખ્સ પાછો જવાબ પણ મેળવે છે અને વળી તે જવાબ સાથ તેને ભાગ્યશાળી બનાવે છે (યાને તેની મુરાદ ફળે છે)?

જ્યારે બીજો શખ્સ આસ્માન તરફ પોતાના હાથ ઉઠાવીને-તે ઝમાનાના સાહેબ પાસેથી મુરાદ માગે છે,

પણ તેની મુરાદ બર આવતીજ નથી-અને તેની આંખો આંસુ ભરેલી અને ભવાં કરચલીદારજ રહે છે?"

ફતેહમંદ પાદશાહ નોશીરવાને તે વઝીરને જવાબ દીધો-કે "તું ૧૯૦
પોતાની મુરાદ ખોદાતાલા પાસેથી અંદાઝાસર માગ.

કેમકે જ્યારે એક ખાહેશ હદથી બાહેર જાય છે-ત્યારે તે ખાહેશથી દિલ લોહી ભરેલું થાય છે (યાને તે બર આવતી નથી)."

ફરી પૂછ્યું કે "નેકી કોણને ઘટારત છે?-અને મોટાઇનાં નામને વધારે લાયક કોણ છે?"

ચુનીન્ દાદ પાસોખ કે હર કસ કે ગન્જ
બેયાબદ પરાગન્દહુ ના બોરૂદહુ રન્જ
નબખ્શદ નબાશદ સઝાવારે તખ્ત
ઝમાન્ તા ઝમાન્ તીરહુ ગર્દદશ બખ્ત
બગીતી ઝે બખ્શેશ બુવદ મરૂદ બેહુ
તો ગરૂ ગન્જ દારી બેબખ્શો મનેહુ
બેરહરા બેપુર્સીદ બુન્યાદ ચીસ્ત
બશાખો બબર્ગે બેરહ શાદ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે દાનાસ્ત શાદ
હેગરૂ આન્ કે શર્મશ બુવદ બા નેઝાદ
બેપુર્સીદ દાનેશ કેરા સૂદમન્દ
કુદામસ્ત બી દાનેશો પુરૂ ગઝન્દ
ચુનીન દાદ પાસોખ કે હરૂ કૂ ખરદ
બેપર્વરૂદ જાનશ હમી પર્વરૂદ
૧૯૧ ઝે બીશી બેરહ જાન્ બુવદ સૂદમન્દ
ઝે કમ્મીશ તીમારો દર્દો ગઝન્દ
બેપુર્સીદ દાનેશ બેહુ અઝ ફરૂરે શાહુ
કે ફરૂરો બુઝોર્ગીસ્ત ઝીબાએ ગાહુ
ચુનીન્ દાદ પાસોખ કે દાના બફરૂરૂ
બેગીરદ જહાન્ સરૂબસરૂ ઝીરે પરૂરૂ
બેરદ બાયદો ફરૂરો નામો નેઝાદ
બદીન્ ચારૂ ગીરદ સેપહુરૂ અઝ તો યાદ
ઝે શાહાન્ બેપુર્સીદ ઝીબાએ તખ્ત
કુદામસ્તો અઝ કીસ્ત નાશાદ બખ્ત
ચુનીન્ દાદ પાસોખ કે બારી નુખોસ્ત
બેબાયદ ઝે શાહે જહાન્દારૂ જોસ્ત
કે અઝ બખ્શેશો દાનેશો રસ્મો શાહુ
હેલશ પુરૂ ઝે બખ્શાયેશો દાદખાહુ
દોવુમ આન્ કસીરા દેહદ મેહુતરી
કે બાશદ સઝાવારૂ બરૂ બેહુતરી
સેવુમ આન્ કે અઝ નીકો બદ દરૂ નેહાન્
સુખુનહા બરૂ બરૂ નમાનદ નેહાન્
ચહારોમ કે દુશ્મન્ બેદાનદ ઝે દૂસ્ત
બીઆઝારી અઝ પાદશાહાન્ નેકૂસ્ત
૧૯૨ ચુ ફરૂરો બેરદ દારદો દીનો બખ્ત
સઝાવારે તાજસ્તો ઝીબાએ તખ્ત
વગરૂ ઝીન્ હોનરહા નેયાબી દરૂય
હમાના કે યાબીશ બી આબ્રૂય
બેમાનદ પસ અઝ મર્ગે ઊ નામે ઝેશ્ત
નેયાબદ બફર્જામ ખુરૂરમ બેહેશ્ત
બેપુર્સીદશ અઝ રાદે ખુર્દદ મનેશ
ઝે નીકીઓ અઝ મરૂદુમે બદ કનેશ
ચુનીન દાદ પાસોખ કે આઝો નેયાઝ
દો દીવન્દ બદ ગઉહરો દીરૂસાઝ
હરાન કસ કે બીશી કુનદ આરૂઝૂય
બદાન્ દીવ ઊ બાઝ ગર્દદ બખૂય
વગરૂ સેફલગી બરૂ ગુઝીદ ઊ ઝે ગન્જ
ગુઝીનદ બદાન્ ગન્જે આગન્દહુ રન્જ
ચુ બીચારહુ દીવી બુવદ પુરૂ નેયાઝ
કે હરૂદુ 'મયદુ ખૂ ઝેરાયન્દ બાઝ

જવાબ દીધો કે "જે કોઇને કે વગર મેહનતે એકઠો કીધેલો ખઝાનો મળી જાય,

અને તે જો બક્ષેશ નહીં કરે, તો તે મોટાઇને લાયકનો હોતો નથી–અને વખત જતાં જતાં તેનું નસીબ પણ સીઆહ બનતું જાય છે.

દુન્યામાં બક્ષેશથીજ એક માણુસ ભલું બને છે–અગરજો તારી પાસ ખઝાનો હોય તો બક્ષેશ કરજે તેને રાખી ના મૂકતો"

ફરી પૂછ્યું કે "અકલની બુન્યાદ શું ?–અકલની ડાળી અને પાતરાંથી ખુશહાલ કોણ રહે છે ?"

પાદશાહે એવો જવાબ દીધો કે "દાના માણુસ ખુશહાલ રહે છે–બીજો તે શખ્સ કે જે ઊંચી બુન્યાદ સાથે નમ્રતા ધરાવતો હોય."

ફરીથી પૂછ્યું કે "અકલ કોણને ફાયદો પુગાડે છે–અને વગર અકલનો અને નુકસાન ભરેલો શખ્સ કોણ છે ?"

તેણે એવો જવાબ દીધો કે "જે કોઈ શખ્સ કે અકલ–મેળવે છે તેજ પોતાના જીવનું પોષણ કરે છે.

દાનાઈના વધારાથીજ જીવ ફાયદેમંદ બને છે–અકલની કોતાહીથીજ દુઃખ દર્દ અને હાનિ પુગે છે."

ફરી પૂછ્યું કે "પાદશાહી ખોરેહ કે જે ખોરેહ અને બુઝોર્ગી તખ્તને ઝેબ આપનારાં છે તેનાં કરતાં પણ શું દાનાઈ વધારે ચઢતી છે ?"

તેણે જવાબ દીધો કે "એક દાના માણુસ પોતાનાં ખોરેહથી–તમામ જેહાન પોતાના કાબૂ હેઠળ લાવે છે.

તને દાનાઇ, ખોરેહ, કીર્ત્તિ અને ઊંચી બુન્યાદ જોઇયે–આ ચાર ચીઝથીજ આસ્માન તારી યાદ કરશે."

ફરી પૂછ્યું કે "પાદશાહોમાંથી તખ્તને ઝેબ આપનાર–કોણ છે અને અભાગ્યો કોણ છે ?"

તેણે જવાબ દીધો કે "પ્રથમ તો–દેશની સંભાળ કરનારા પાદશાહો-માંથી એવો શોધવો જોઇયે,

કે બક્ષેશ, ડહાપણ અને શાહ રસ્મથી–જેનું દિલ સખાવત ભર્યું હોય અને વળી તે ઇન્સાફી હોય.

બીજું. તેવા કોઇ શખ્સને પાદશાહી આપવી જોઇયે–કે જે ભલાઈ કરવાને લાયકનો હોય.

ત્રીજું. તેવા શખ્સને આપવી જોઇયે કે જેની આગળ દેશમાંની ભલી કે બૂરી વાતો છૂપી નહીં રહે.

ચોથું એ કે તે પોતાના દોસ્તોમાંથી દુશ્મનને પિછાની શકે–પાદશાહો માટે તો નિર્દોષતાજ ભલી છે.

જ્યારે એક પાદશાહ ખોરેહ, દાનાઈ, દીન ધર્મ અને બુલંદ બખ્ત ધરાવતો હોય–ત્યારેજ તે તાજને લાયક અને તખ્તને ઝેબ આપનારો થાય છે.

પણ જો તે પાદશાહમાં આવા ગુણો તું નહીં જોય–તો ખચીત કે તેને તું બેઆબરૂ થયલો જોશે.

તેનાં મરણ પછી તેનું બૂરું નામ કાયમ રહી જશે–અને શેવટે તે ખુશી ભરેલું બેહેશ્ત પણ નહીં મેળવશે."

હિમ્મત વગરના સખાવત કરનારા વિષે અને ભલાં તેમજ ભૂંડાં માણુસો કેવાં હોય તે વિષે સવાલ પૂછવામાં આવ્યો.

તેણે જવાબ દીધો કે "લોભ અને હાજત (ગરઝ)–એ બન્ને બદ બુન્યાદના અને ઘણો વખત ટકી રહેનાર દેવો છે.

જે કોઇ કે ઘણું મેળવવાની ખાહેશ રાખે–તે લોભના દેવની ખસલત ઉપર જાય.

અને જો ખઝાના માટે કમીનાપણું એખ્તયાર કરે છે–તો તે એકઠા કીધેલા ખઝાના માટેજ રંજ ખેંચે છે.

એક ગરજાઉ શખ્સ એક લાચાર બનેલા દેવ જેવો હોય છે–કારણકે તે બન્ને જણા એક સરખી ખાસીયત ઉપરજ ચાલે છે."

બેપુરસીદ્દ ગોફ્તાર્ અન્દસ્તો ચીસ્ત
કે બહુરી હમી જૂ બેબાયદ્દ ગેરીસ્ત
દેગર્ બહરહ્ તાજસ્તો ગન્જસ્તો નામ
અઝાન્ ગુસ્તમન્દીઓ જૂ શાદ્દકામ
ચુનીન્ દાદ્દ પાસોખ કે દાના સખુન્
બેબખ્શીદો અન્દીશહ્ અફગન્દ્દ બુન્
નુખોસ્તીન સખુન્ ગોફ્તને સૂદ્દમન્દ્દ
ખુશ આવાઝ ખાનદ્દ વરા બી ગઝન્દ્દ
દેગર્ આન્ કે પયમાન્ સખુન્ ખાની અશ
સખુનગૂયો બીદાર્ દેલ્ દાની અશ
કે ચન્દાન્ સરાયદ્દ કે આયદ્દ બકાર્
વઝૂ માનદ્દ અન્દર્ જહાન્ યાદ્દગાર્
સેદીગર્ સખુનગૂએ હન્ગામહ્ જૂય
બેમાનદ્દ હમહ્ સાલહ્ બા આબ્રૂય
ચહારોમ્ કે દાના દેલારાય ખાન્દ્દ
સરાયન્દહુરા મરૂદ્દ બા રાય ખાન્દ્દ
કે પયવસ્તહ્ ગૂયદ્દ સરાસર્ સોખન્
અગર્ નવ્ બુવદ્દ દાસ્તાન્ યા કોહન્
બપન્જુમ્ કે બાશદ્દ સખુનગૂએ ગરૂમ્
બશીરીન્ ઝબાન્ હમ્ બઆવાઝે નરૂમ્
સખુન્ ચુન્ યક્ અન્દર્ દેગર્ બાફ્તી
અઝ્ બીગુમાન્ કામે દેલ્ યાફ્તી
બદ્દ ગોફ્ત ચન્દીન્ કે આમૂખ્તી
રવાન્રા બદાનેશ બર્ અફ્રૂખ્તી
હમી પુર્સી અઝ્ નાસઝાયાન્ સખુન્
ચે ગૂઈ કે દાનેશ કે આયદ્દ બબુન્
ચુનીન્ ગોફ્ત કઝ્ હરકે આમૂખ્તમ
હમહ્ કામો જાને ખેરદ્દ તૂખ્તમ
બદાનેશ નેગર્ દૂર્ બાશ અઝ્ ગુનાહ્
કે દાનેશ ગેરામી તર્ અઝ્ તાજો ગાહ્
બદ્દ ગોફ્ત કસરા ઝે આમૂખ્તન્
સેતાયેશ નદીદીમો અફ્રૂખ્તન્
કે ગૂયદ્દ કસી કૂ બજાઈ રસીદ્દ
કે નીઝશ ઝે દાના નબાયદ્દ શનીદ્દ
ચુનીન્ દાદ્દ પાસોખ કે અઝ્ ગન્જ સીર્
કય આયદ્દ મગર્ ખાકશ આરદ્દ બઝીર્
દુરે દાનેશ અઝ્ ગન્જ નામી તરસ્ત
હમાન્ નઝ્દે દાના ગેરામી તરસ્ત
સખુન્ માનદ્દ અઝ્ મા હમી યાદ્દગાર્
તો બા ગન્જ દાનેશ બરાબર્ મદાર્
બદ્દ ગોફ્ત દાના શવદ્દ મર્દે પીર્
કે આમૂઝેશી બાશદો યાદ્દગીર્
ચુનીન્ દાદ્દ પાસોખ કે દાનાએ પીર્
ઝે દાનેશ જવાની બુવદ્દ નાગુઝીર્
બર્ અબ્લહ્ જવાની ગુઝીની રવાસ્ત
કે બી ગૂરો બી ખાકે ઊ બી નવાસ્ત

બેપુર્સીદ્દ કઝ્ બખ્તે શાહનશહાન્
નગર્દી હમી પાદ્દશાહે જહાન્

ફરી પૂછ્યું કે "બોલવું કેટલી પ્રકારનું છે અને તે શું છે-કે જેનાથી કેટલાક જણને અફસોસ કરવો પડે છે?

જ્યારે બીજા કેટલાકને ભાગે તેથી તાજ, ખઝાનો અને કીર્તિ મળે છે-પહેલાંથી જ્યારે હાજતમંદી ત્યારે બીજાંથી ખુશહાલી મળે છે?"

તેણે એવો જવાબ દીધો કે "દાના શખ્સે વિચાર વાણીના વર્ગો ૧૫૩
પાડેલા છે.

પ્રથમ ઉપયોગી ઉપદેશ હોવો જોઇયે-અને તે આપનાર મધુર આવાઝનો હોવો જોઇયે. સાંભળતાં કંટાળો લાવવો નહીં જોઇયે.

બીજું. વળી અંદાઝાસરનું ભાષણ હોવું જોઇયે-અને તે આપનારો સારો વક્તા અને ચપળ બુદ્ધિનો હોવો જોઇયે.

તેણે કામ જોગુંજ બોલવું જોઇયે-કે જેથી તેનીજ યાદગારી દુન્યામાં રહી જાય.

ત્રીજું. વખત જોઇને બોલનારો શખ્સ સઘળો વખત આબરૂ સાથેજ રહે છે.

ચોથું એ કે દાના માણસે દિલખુશ કરનારો, સુભાષિત બોલનારો અને વિચારવંત શખ્સ તેનેજ કહેલો છે,

કે જે હમેશ પુરેપુરૂ બોલતો હોય-પછી અગર તે નવી વાત હોય યા કે જૂની હોય.

પાંચમું એ કે તે સુંદર રીતે સખુન બોલનારો હોય-તેમજ શીરીન ઝબાનનો અને નર્મ આવાઝે બોલનારો હોય.

જ્યારે તું સખુનને એક બીજા સાથે કડી બંધ પોઈ દેશે (યાને એક પછી એક બોલ્યો જશે)-ત્યારેજ બેશક કે તું તારા દિલની મુરાદ પામશે."

ફરી પૂછ્યું કે "તું આટલું બધું શીખ્યો-અને પોતાના જીવને દાનાઇથી રોશન કીધો,

તે છતાં તું નાલાયક માણસો પાસેથી પણ વાતો જાણવા માગે છે- ૧૫૪
એ માટે તું શું કહે છે, તારી દાનાઇ શીખવાનો છેડો કયારે આવશે?"

પાદશાહે કહ્યું કે "ગમે તેવા માણસ પાસેથી હું શીખ્યો-પણ મારી મનની ખાહેશ પુરી કીધી છે અને અકલની વાતો હાસેલ કીધી છે.

તું પણ અકલ તરફ નેગાહ કર અને ગુનાહથી દૂર થા-કારણકે અકલ તાજ અને તખ્ત કરતાં પણ વધારે ચઢિયાતી છે."

ફરી પૂછ્યું કે "મેં કોઇને પણ શીખવાની બાબતમાં-તારીફ કરતો કે સંતોષ પામતો જોયો નથી,

કે તે કોઇ એમ કહે કે પેલો શખ્સ શીખવા મટે એવી હદે જઈ પુગ્યો છે-કે હવે તેને કોઈ દાના પાસેથી કશું સાંભળવાની ઝરૂર રહીજ નથી?"

પાદશાહે જવાબ દીધો કે "એક માણસ પોતે ખાકમાં દટાયા વગર પૈસાથી કયાં ધરાય છે, કે અકલથી ધરાય?

અકલનું ગોહર એક ખઝાના કરતાં પણ વધારે મશહૂર છે-તેમજ દાના શખ્સની નઝદીક વધારે વહાલું છે.

આપણાથી તો માત્ર સખુનોજ યાદગાર રહી જાય છે-તું તારી અકલને તારા ખઝાના સાથ ના સરખાવ (યાને તેને ચઢિયાતી ગણ)."

ફરી પૂછ્યુ કે "એક દાના શખ્સ કે જેણે પુખ્ત એલ્મ હાસેલ કર્યો હોય અને જે યાદદાસ્ત શક્તિ ધરાવનારો હોય, તે પણ બુઢ્ઢો માણસ બની શકે?"

પાદશાહે જવાબ દીધો કે "એક બુઢ્ઢો થયલો દાના-પોતાની દાનાઈનાં ઝોરથી અવશ્ય જવાનજ રહે છે.

બેવુકૂફ માણસનાં કરતાં (છછાંછળા) જવાનને વધારે પસંદ કરજે- ૧૫૫
કારણકે બેવુકૂફ માણસ તો કબરવાસી થાય તે આગળ પોતાની જીવતી ઝિંદગીમાંજ પોતા ઉપર મોત લાવે છે"

ફરી પૂછ્યું કે "પાદશાહોનાં નસીબને ઝોરે-કાંઇ તું દેશનો પાદશાહ નથી બન્યો,

કુનૂન્ નામ્ શાન્ બીશ્ યાદ્ આવરી
હમી અઝ્ જેગરૂ સરદ્ બાદ્ આવરી
ચુનીન્ દાદ્ પાસોખ્ કે દરૂ દેલ્ નબૂદ્
કે ઈન્ રસ્મરા ખુદ્ બેયારમ્ સેતૂદ્
બશમ્શીરે દાદ્ ઈન્ જહાન્ દાશ્તન્
ચુનીન્ રફ્તનો ખારૂ બુગ્ઝાશ્તન્
બદૂ ગોફ્ત બા હરૂ કસી પીશ્ અઝીન્
સખુન્ રાન્દી નામવરૂ બીશ્ અઝીન્
સખુન્ દારી અકૂનૂન્ નગૂઈ સોખુન્
ન અઝ્ નવ્ ન અઝ્ રૂઝગારે કોહુન્
ચુનીન્ દાદ્ પાસોખ્ કે ગોફ્તારૂ બસ્
બકેર્દારૂ જૂયમ્ હમી દસ્તરસ્
ચુનીન્ ગોફ્ત હન્ગામે પીશીન્ નમાઝ્
નબૂદી ચુનીન્ પીશે આતેશ્ દરાઝ્
શુમારા સેતાયેશ્ ફેઝૂનસ્ત અઝાન્
ખોરૂશો નેયાયેશ્ ફેઝૂનસ્ત અઝાન્
૧૯૬ ચુનીન્ દાદ્ પાસોખ્ કે યઝ્દાને પાક્
પરસ્તન્દહ્રા સરૂ બરૂ આરદ્ ઝે ખાક્
ફલક્રા ગેરાયન્દએ ઊ કુનદ્
જહાન્રા હમહ્ બન્દએ ઊ કુનદ્
ગરૂ ઈન્ બન્દહ્ ઊરા નદાનદ્ બહા
મબાદશ્ ઝે દર્દો ઝે સખ્તી રહા
બપુર્સીદ્ તા તૂ શુદી શહ્રૂયારૂ
સેપાસત ફેઝૂન ચીસ્ત અઝ્ કેર્દેગારૂ
કઝાન્ બરૂતરી રામેશ્ અફ્ઝૂન્ શુદસ્ત
દેલે બદ્સેગાલાન્ત પુરૂ ખૂન્ શુદસ્ત
ચુનીન્ દાદ્ પાસોખ્ કે અઝ્ કેર્દેગારૂ
સેપાસ આન્ કે ગશ્તીમ્ બેહ્ રૂઝગારૂ
કસી પીશે મન્ બરૂ ફેઝૂની નજોસ્ત
અઝ્ આઝારે મન્ દસ્તે બદ્રા બેશોસ્ત
ઝબૂન્ બૂદ્ બદ્ખાહ્ દરૂ જન્ગે મન્
ચુ ગૂપાલે મન્ દીદો આહન્ગે મન્
બદૂ ગોફ્ત દરૂ જન્ગે ખાવરૂ બુદી
ચુનાન્ તીઝ્ ચન્ગો દેલાવરૂ બુદી
ચુ દરૂ બાખ્તરૂ સાખ્તી કારે જન્ગ્
શેકીબાઈ આરાસ્તી બા દેરન્ગ્
૧૯૭ ચુવીન્ દાદ્ પાસોખ્ કે મર્દે જવાન્
ન અન્દીશદ્ અઝ્ દર્દો રન્જે રવાન્
હરૂ આનગહ્ કે સાલ્ અન્દરૂ આમદ્ બશસ્ત
બપીશે મોદારા બેબાયદ્ નેશસ્ત
સેપાસ અઝ્ જહાન્દારૂ પર્વર્દેગારૂ
કઝૂયસ્ત નીકો બદે રૂઝગારૂ
કે રૂઝે જવાની હોનરૂ દાશ્તમ્
બદો નીકુરા ખારૂ નુગ્ઝાશ્તમ્
કુનૂન્ રૂઝે પીરી બદાનન્દગી
બરાયો બગન્જો ફેશાનન્દગી
જહાન્ ઝીરે ફરૂહન્ગો આઇને માસ્ત
સેપહ્રે રવાન્ જઉશને કીને માસ્ત
બદૂ ગોફ્ત શાહાને પીશીન્ દરાઝ્
સખુન્ ખાસ્તન્દ્ આશ્કારાઓ રાઝ્

કે હાલ તેઓનાં નામ વારે ઘડિયે યાદ કર્યા કરે છે—અને તેઓ માટે જીગરથી સર્દ હાય કાઢ્યા કરે છે?”

તેણે જવાબ દીધો કે “મારાં દિલમાં એ નહીં હતું-કે આ રૂઢિની હું પોતે વખાણ ગાઉં.

કે ઈન્સાફની તલવારે દુન્યાને સંભાળવી—અને પછી તેને એમ ખુવાર છોડીને ચાલી જવું (એ રૂઢિની વખાણ હું કરતો નથી).”

ફરી પૂછ્યું કે “આગળ તો દરેક જણ સાથ—તું નામવર પાદશાહ ઘણો ઘણો વખત વાતો કરતો હતો,

પણ હવે તો તું અમોને હલકા ગણીને શું નવી વાત કે શું આગળા વખતની વાત કહેતોજ નથી તેનું શું?”

પાદશાહે જવાબ દીધો કે “વધારે બોલવાનું બંદ કરી—અમલ કરવા ઉપર મારી શક્તિનો ઉપયોગ કરૂં છું.”

ફરી પૂછ્યું કે “પહેલાં તો તું નેયાયેશ કરતી વખતે આતશ આગળ એટલો બધો વાર થોભતો નહીં હતો,

પણ હવે તો પહેલાં કરતાં તારી સેતાયેશ વધી ગઈ છે-તારા બંદગીના પોકારો અને નેયાયેશો વધી ગઈ છે, તેનું કારણ શું?”

પાદશાહે એવો જવાબ દીધો કે “પાક યઝદાન—પોતાની બંદગી કરનારનાં સરને આ નાચીઝ ખાક ઉપરથી ઊંચે ચઢાવે છે.

આસ્માનને તેની ખાહેશ મૂજબનું તેજ સાહેબ ફરતું બનાવે છે—અને સઘળી જેહાનને તેની તાબેદાર કરે છે.

તેથી જો આ બંદો તે સાહેબની કીમત નહીં પિછાને-તો દુઃખ અને સખ્તીથી તેનો છુટકારો હોતોજ ના!”

ફરી પૂછ્યું કે “તું પાદશાહ થયો ત્યારથી—ખોદાના વધુ શુક્રાના શા માટે કરે છે?

કારણકે તે મોટાઈથી તો તારી ખુશહાલી ઝેયાદા થયલી છે—અને તારા દુશ્મનોનાં દિલ ગમગીન બનેલાં છે (ત્યારે શા માટે વધુ શુક્ર ગુઝારી કરે છે)?”

પાદશાહે એવો જવાબ દીધો કે “ખોદાતાલાના-શુક્રાના એ માટે કરૂં છું કે મારો ઝમાનો ભલો થયો છે.

મારી સામે કોઇયે મોટાઇ શોધી નથી-તે સાહેબે મને ઈઝા પુગાડવાથી બૂરાઓના હાથ ધોઇ કાઢ્યા છે.

જ્યારે મારો ભારી ગોર્ઝ અને મારી હમ્લો કરવાની શક્તિ જોઇ-ત્યારે મારા દુશ્મનો મારી લડાઇમાં આજેઝ બન્યા.”

ફરી પૂઝ્યું કે “પૂર્વ ભણીની લડાઇમાં તો તું ઘણોજ તેઝ ચુંગાલનો અને દેલાવર હતો.

પણ જ્યારે તું પશ્ચિમ ભણીની લડાઇમાં ઉતર્યો—ત્યારે ધીરજ અને ઢીલ કરવા પડયો તેનું કારણ શું?”

પાદશાહે જવાબ દીવાબ દીધો કે “એક જવાન ઉમરનો શખ્સ—પોતાના જીવનાં દુઃખ અને રંજનો કાંઇ પણ અંદેશો કરતો નથી.

પણ જ્યારે તેની સાઠ વર્ષની ઉમર આવી લાગી—ત્યારે તો તેણે સુલેહ કરવા ઉપરજ મંડવું જોઇયે.

દુન્યાની સંભાળ રાખનારા પર્વર્દેગાર કે જેનાથીજ ઝમાનાની નેકી અને બદી પહોંચે છે, તે સાહેબના શુક્રાના કરૂં છું,

કે જવાનીના વખતમાં મેં કુશળતા ધરાવી—અને ભલાં કે બૂરાંને તુચ્છકારી કાઢ્યું નહીં,

તેથી હવે બૂઢાપાને વખતે અકલ, વિચાર, ખઝાના અને બક્ષેશ સાથ,

જેહાન મારીજ અકલ અને રાહ રીતિ હેઠળ ચાલે છે—અને ફરતું આસ્માન મારૂં કીનાને દહાડેનું બખ્તર થઈ પડયું છે.”

તેણે પૂછ્યું કે “ઘણા જૂના ઝમાનાના પાદશાહો—ઝાહેર અને છુપી બન્ને વાતોની ખાહેશ રાખતા હતા.

શુમારા સખુન્ કમતરો રાઝ બીશ
ફેઝુનીસ્ત અઝ નામદારાને પીશ
ચુનીન્ દાદ પાસોખ કે હર્ શહર્યારૂ
કે બાશદ વરા દીને પર્વર્દેગારૂ
નદારદ તને ખીશ દર્ રન્જો દરૂદ
જહાન્રા નેગહ્બાન્ હમ્ આન્ કસ કે કરૂદ
બેપુર્સીદ શાદાન્ દેલે શહર્યારૂ
પુર્ અન્દીશહ્ બીનમ બદીન્ રૂઝગારૂ
ચુનીન્ દાદ પાસોખ કે બીમે ગઝન્દ
બેદારદ બદેલ્ મર્દુમે હુશમન્દ
બદ્ ગોફ્ત શાહાને પીશીન્ ઝે બઝમ
નબોર્દન્દ જાન્રા બઅન્દુહો રઝમ
ચુનીન્ દાદ પાસોખ કે ઈશાન્ ઝે જામ
નકર્દન્દ હર્ગેઝ બદેલ્ યાદે નામ
મરા નામ્ બર્ જામ ચીરહ્ શુદહ્સ્ત
રવાનમ્ ઝમાન્રા પઝીરહ્ શુદહ્સ્ત
બેપુર્સીદ કાન્હા કે શાહાન્ બુદન્દ
તને ખીશરા નીકુખાહાન્ બુદન્દ
બદારૂઓ દર્માનો કારે પેઝેશ્ક
બદન્રા નેયાલૂદ બાયદ સેરેશ્ક
ચુનીન્ દાદ પાસોખ કે તન્ બી ઝમાન્
કે પીશ આયદ અઝ ગર્દેશે આસમાન્
બેબાયેસ્ત દારૂ નેયાયદ બકારૂ
નેગહ્દારદશ ગર્દેશે રૂઝગારૂ
ચુ હન્ગામએ રફ્તન્ આયદ ફરાઝ
ઝમાનહ્ નગર્દદ બપરહીઝ બાઝ
બદ્ ગોફ્ત ચન્દીન્ સેતાયેશ કુની
જહાન્આફરીન્રા નેયાયેશ કુની
ઝમાની નબાશી બદેલ્ શાદમાન્
પુર્ અન્દીશહ્ દારી હમીશહ્ રવાન્
ચુનીન્ દાદ પાસોખ કે અન્દીશહ્ નીસ્ત
દેલે શાહ્ બા ચર્ખે ગર્દૂન્ યકીસ્ત
બેતર્સમ કે હર્ ક નેયાયેશ કુનદ
હમી દીને મારા સેતાયેશ કુનદ
સેતાયેશ બેબાયદ ફેઝૂન્ ઝાન્ કે હસ્ત
બેજૂઈમ રાઝે દેલે ઝીર્દસ્ત
બદ્ ગોફ્ત શાદી ઝે ફર્ઝન્દ ચીસ્ત
હમાન્ આરૂઝુહા બપયવન્દ ચીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે હર્ ક જેહાન્
બફર્ઝન્દ માનદ નગર્દદ નેહાન્
ચુ ફર્ઝન્દ બાશદ બેયાયદ મઝેહ્
ઝે બહ્રે મઝેહ્ દૂર્ ગર્દદ બઝેહ્
વગર્ બુગ્ઝરદ કમ બુવદ દર્દે ઊય
કે ફર્ઝન્દ બીનદ રોખે ઝર્દે ઊય
બદ્ ગોફ્ત ગીતી તન્ આસાન્ કેરાસ્ત
ઝે કેર્દારે નીકી પશીમાન્ કેરાસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે યઝ્દાન્ પરસ્ત
બેગીરદ એનાને ઝમાન્રા બદસ્ત
ફેઝૂની નજૂયદ તન્ આસાન્ શવદ
ચુ બીશી સેગાલદ હેરાસાન્ શવદ

પણ તમારૂં બોલવાનું થોડું છે અને છૂપું ઘણું રાખો છો–તે વાત આગળા નામદારો કરતાં ઝેયાદા કહેવાય,"

પાદશાહે જવાબ દીધો કે "દરેક પાદશાહ–કે જેની પાસે પર્વરદેગારની આપેલી દીન હોય,

તે પોતાનું તન રંજ અને દુઃખમાં રાખતો નથી–કારણ જે સાહેબે દુન્યા બનાવી તેજ તેનો નેગેહબાન પણ છે."

ફરી પૂછ્યું કે "પાદશાહનું ખુશહાલી ભર્યું દિલ–આજ કાલ અંદેશા ૧૯૮
ભરેલું જોઉં છું તેનું કારણ શું?"

જવાબ દીધો કે "નુકસાનની ધાસ્તી–એક ડાહ્યો પુરૂષ પોતાનાં દિલમાં હમેશે રાખે છે."

ફરી બોલ્યો કે "આગળા પાદશાહો ખાનીપીની મજલેસમાંથી–પોતાના જીવને ગમમાં અને લડાઈની રંજમાં નહીં લઈ જતા હતા તે કેમ?"

પાદશાહે જવાબ દીધો કે "તેઓએ મયની જામ છોડી–પોતાનાં નામની યાદગારી રાખવાનો વિચાર પોતાનાં મનમાં કદી પણ કર્યો હતોજ નહીં.

પણ મારી કીર્ત્તિ તે મયની જામ ઉપર ગાલેબ થઇ છે–અને મારો જીવ ઝમાનાને એસ્તેકબાલ ગયો છે."

એકે પૂછ્યું કે "(આગળા) મોટાઓ જેઓ રાજકર્ત્તાઓ હતા–તેઓ પોતાનાં શરીરની સંભાળ લેનારા કેમ હતા?

પણ દવા એલાજ અથવા વૈદોને લગતી કાંઈ પણ ચીજ–શરીરને લગાડવી નહી જોઇયે."

જવાબ દીધો કે "શરીર કવખતે (મોતની આગળ) આસ્માનની ગર્દેશથી દુઃખ ભોગવે,

તો દવાનો ઉપયોગ ઝરૂર કરવોજ જોઇયે કે જેથી ઝમાનાની બૂરી ગર્દેશથી તેને બચાવી લીયે (એટલે કવખતનું મોત નહીં આવે).

જ્યારે ચાલી જવાનો વખત નઝદીકજ આવે છે–ત્યારે ગમે એટલી સંભાળ લેયા છતાં તે વખત વીતી જતો તથી."

તેણે કહ્યું કે "તું કેટલી બધી સેતાયેશ કરે છે–અને જેહાનને પય- ૧૯૯
દાના કરનાર સાહેબની નેયાયેશ કરે છે,

તોપણ તું જરાએ ખુશહાલ રહેતો નથી–અને હમેશે તારો જીવ અંદેશા ભરેલોજ રાખે છે તેનું શું કારણ?"

પાદશાહે જવાબ દીધો કે "કાંઈ ફિકર નહીં–પાદશાહનું દિલ તો ફરતાં આસ્માન જેવું છે.

મને એમ ફિકર લાગે છે કે મારી રૈયતમાંનો જે કોઈ બંદગી કરે છે–તે ખરૂં જોતાં તે મારી ધાસ્તીને લીધે બંદગી કરે છે.

માટે જેટલી સેતાયેશ હું કરૂં છું તેનાં કરતાં ઘણી વધારે મારે કરવી જોઇયે–જેથી મારી રૈયતનાં ભરમની વાતથી હું વાકેફ રહું."

એકે સવાલ કીધો કે "કોઇને ત્યાં ફર્ઝંદ હોય તેણે ખુશી શા માટે થવું જોઇયે–તથા લગ્નથી સગાઇ કરવામાં શું મતલબ સમાયલી છે?"

પાદશાહે જવાબ દીધો કે "જે કોઈ કે આ જેહાન પોતાના ફર્ઝંદ ઉપર છોડી જાય છે તેનું નામ ગુમ થતું નથી.

જ્યારે તેને ત્યાં ફર્ઝંદ હોય છે ત્યારે તેને આનંદ મળે છે–અને તે આનંદને લીધે તેનો ગુનાહ દૂર થાય છે.

પછી જ્યારે તે ગુઝર પામે છે અને તેનો ઝર્દ ગઈ ગયલો ચેહરો તેનું ફર્ઝંદ જોય છે, ત્યારે તેથી તેનું દુઃખ ઓછું થઈ જાય છે."

ફરી પૂછ્યું કે "દુન્યા કોણ સાથ સુખી છે?–અને નેકીનાં કામ કરીને પસ્તાવો કોણને લાગે છે?"

તેણે એવો જવાબ દીધો કે "યઝદાન પરસ્ત મર્દ–જે ઝમાનાની ૨૦૦
લગામને કાબૂમાં રાખે છે તેની સાથ,

જે કોઇ શખ્સ લોભ નથી કરતો તે સુખી હોય છે–જ્યારે તે લોભનો વિચાર કરે છે ત્યારે તે ધાસ્તીમાં આવી પડે છે."

હેમરૂ આન્ કે ગોફ્તી એ કેર્દારે નીકુ
નેહાને હેબો જાન્ બબાઝારે નીકુ

બગીતી ઝબૂન્ તરૂ કસ આન્રા શેનાસ
કે નીકી સેગાલીદ બા નાસેપાસ
બપુર્સીદ કાન્ કસ કે બદ કર્દ મોરૂદ
એ દીવાન્ જહાન્ નામે ઊરા સેતારૂદ
હમાન્ કસ કે નીકી કુનદ બુગઝરદ
ઝમાનહુ નફસરા હમી બેશમરદ
ચો બાયદ હમહુ નીકુઇહા સેતૂદ
ચુ મરૂગ્ આમદો નીકો બદરા દોરૂદ
ચુનીન્ દાદ પાસોખ કે કેર્દારે નીકુ
બેયાબદ બહરૂ જાય બાઝારે નીકુ
નમોરૂદ આન્ કે ઊ નીકુ કેર્દારૂ મોરૂદ
બેયાસૂદો જાન્રા બયઝદાન્ સેપોરૂદ
બઝાન્ કસ કે માનદ હમી નામે બદ
બઆઘાઝ બદ બૂદો ફર્જામ બદ
૨૦૧ નેયાસૂદ હરૂ કસ કઝુ બાઝ માન્દ
બઝુ દરૂ ઝમાનહુ બદ આવાઝ માન્દ
દેગરૂ ગોફ્ત બદ નીસ્ત બદ તરૂ ઝે મરૂગ્
અગરૂ બાશદ આન્રા ચે સાઝીમ બરૂગ્
ચુનીન્ દાદ પાસોખ કઝીન્ તીરહુ ખાકુ
અગરૂ બુગઝરી યાફ્તી જાએ પાકુ
હરાન્ કસ કે દરૂ બીમો અન્દુહુ ઝીસ્ત
બદાન્ ઝેન્દગાની બેબાયદ ગેરીસ્ત
અગરૂ શાહુ બાશી અગરૂ કેહતરી
ઝે બીમો ઝે દરૂદે જહાન્ બુગઝરી
બદૂ ગોફ્ત ઝીન્ હરૂદો બદ તરૂ કુદામ
કઝુઇમ પુરૂ દર્દ ના શાદકામ
ચુનીન્ દાદ પાસોખ કે હમ સન્ગે કુહ
શોદ અન્દુહુ મશમરૂ કે ગર્દદ ગોરૂહ
ચો બીમસ્ત અગરૂ બીમે અન્દુહુ નીસ્ત
બગીતી ચુ અન્દુહુ નરેતૂહુ નીસ્ત
બપુર્સીદ રસ્તન્ અઝીનહા બચીસ્ત
કે બરૂ કારે ગીતી બેબાયદ ગેરીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે દાનેશ બુવદ
કે દાનન્દહુ દાયમ બરામેશ બુવદ
૨૦૨ બપુર્સીદ કઝ મા કે બા ગન્જ તરૂ
ચુનીન્ ગોફ્ત કાન્ કસ કે બી રન્જ તરૂ
બપુરૂસીદ કાહુ કુદામસ્ત ઝેશ્ત
કે અઝ અરૂજ દૂરસ્તો દૂરૂ અઝ બેહેશ્ત
ચુનીન્ દાદ પાસોખ કે ઝન્રા કે શરૂમ
નબાશદ સેરેશ્તો ન આવાએ નરૂમ
ઝે મર્દાન્ બતરૂ આન્ કે નાદાન્ બુવદ
હમહુ ઝેન્દગાનીશ ઝેન્દાન્ બુવદ
બદૂ ગોફ્ત મરૂદુમ કે નરેતૂહુ તરૂ
ચુનીન્ ગોફ્ત કાન્ કુ બી અન્દુહુ તરૂ
શવદ પીરો યઝદાન્ તને પુરૂ ગુનાહુ
ઝે બદહા દેહે ખીશ કર્દહુ સેયાહુ

વળી બીજું તેં પૂછ્યું કે 'ભલાં કામ કરીને કોણ પસ્તાય છે?'-તેનું જાણવું એ કે માણુસનાં દિલની ભલી ઈચ્છા નેકીના બાઝારમાં દેખાડવી જોઇયે (યાને જરૂર હોય ત્યાંજ ભલાઇ કરવી જોઇયે).

દુન્યામાં વધારે ખુવાર તે શખ્સને સમજજે-કે જે નગુણા સાથે નેકી કરે."

ફરી પૂછ્યું કે "જે કોઇ શખ્સ કે બૂરાઈ કરીને મરણ પામ્યો-અને દુન્યાએ તેનું નામ પોતાનાં દફતરમાંથી છેકી નાખ્યું,

તેમજ જે કોઈ માણસ કે નેકી કરે છે તે પણ મરણ પામે છે-અને ઝમાનો તેના દમેદમની ગણત્રી કરે છે,

તો જ્યારે મોત આવ્યું અને ભલાની કે ભૂંડાની એક સરખી રીતેજ કાપણી કરે છે-ત્યારે સઘળી નેકીનીજ વખાણ શા માટે ગાવી જોઈયે?"

પાદશાહે એવો જવાબ દીધો કે "નેક કામ-દરેક જગ્યાએ નેક તોશો હાસેલ કરે છે.

જે કોઇ નેક કરણીનો માણસ મરણ પામ્યો તે મૂવેલો ગણાતોજ નથી-તેણે તો પોતાનો જાન પાક યઝદાનને સોંપીને ફકટ આસાયેશ લીધી છે.

તેમજ જે કોઈની પાછળ કે ભૂંડું નામ રહી જાય છે-તે શરૂઆતમાંજ બૂરો હતો અને શેવટે પણ બૂરોજ રહ્યો.

જે કોઈ તરફથી આ દુન્યામાં બૂરાઈ રહી ગઈ અને જેની પાછળ બૂરૂં બોલાયું તે કદીએ આસાયેશ મેળવતો નથી."

બીજાએ પૂછ્યું કે "મોત કરતાં વધારે ખરાબ બીજું કાંઈ બૂરૂં નથી-અને અગર હોય તો તેનો શું ઉપાય કર્યે?"

જવાબ દીધો કે "આ સીઆહ ખાક ઉપરથી-જો તું ગુઝર પામ્યો તો એમજ સમજ કે તને પાક જગ્યા મળી.

જે કોઈ કે ધાસ્તી અને ગમમાં જીવતો રહ્યો-તો તારે તેની તેવી ઝિંદગાની ઉપર રડવું જોઇયે.

અગર તું એક પાદશાહ હોય યા નોકર હોય-તોપણ તું આ ફાની દુન્યાની ધાસ્તી અને દુઃખથી દૂરજ રહે."

તેણે પૂછ્યું કે "આ બેઉમાંથી વધારે બૂરૂં કયું છે-કે જેનાથી આપણે દુઃખ ભરેલા અને નામુરાદ બન્યે છિયે?"

પાદશાહે જવાબ દીધો કે "માણુસને સંતાપ જ્યારે વધી જાય, ત્યારે તે પહાડ જેટલો ભારી લાગે છે

અગરજો ગમની ધાસ્તી નહીં હોય તો પછી બીક શાની છે?-આ દુન્યામાં ગમના જેવો જંગી બીજો કોઈજ નથી."

ફરી પૂછ્યું કે "એ સઘળાંથી કેમ કરીને છુટી શકાય?-કારણકે દુન્યાનાં કમ ઉપર તો આપણને અફસોસ કરવો પડે છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "જો અક્કલ હોય તો છુટી શકાય-કારણકે અકલમંદ માણુસ હમેશે ખુશાહલીમાંજ રહે છે."

ફરી પૂછ્યું કે "આપણામાંથી કોણ શખ્સ વગારે ધનવાન છે?"-એવો જવાબ દીધો કે "તે શખ્સ કે જે ઘણી રંજથી દૂર હોય"

ફરી પૂછ્યું કે "બૂરામાં બૂરી અયબ કઈ છે-કે જે માનપાનથી અને બેહેશ્તથી દૂર રહે છે?"

એવો જવાબ દીધો કે "અઉરતોમાં તે કે જે અઉરતને શરમિંદપણાની-ખાસીયતજ નહીં હોય અને જે મર્યાદાથી બોલવું કરે નહીં.

અને મરદોમાંથી તે શખ્સ વધારે બૂડો હોય કે જે નાદાન હોય-તેની તમામ ઝિંદગાની કયદખાના જેવી હોય છે."

ફરી પૂછ્યું કે "કયો માણુસ વધારે બહાદુર હોય છે?"-જવાબ દીધો કે "જે કોઈ ગમથી વધુ મોકળો હોય તે.

જે કોઇયે કે પોતાનું શરીર બૂરાઇ કરીને સીઆહ બનાવ્યું-તે શખ્સનું રવાન ગુનાહ ભરેલાં શરીરે પાક યઝદાનની નઝદીક જાય છે."

બહૂ ગોફૂત મરૂદુમ કુદામસ્ત શાસ્ત
કે જાનો ખેરદ બરૂ હેલે ઊ ગવાસ્ત
ચુનીન્ ગોફૂત કાન્ ફૂ બસૂદો સેયાન્
ખેરૂશદ ન બન્દદ બદીશ મેયાન્
બપુર્સીદ મરૂદુમ કે નીકૂ તરસ્ત
કે ઊ બરૂ સરે મરૂદુમાન્ અફૂસરસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે ચૂન બોરૂદબારૂ
બુવદ મરૂદુમ અફૂસરૂ નેયાયદ બકારૂ
ન આન્ કજ પયે સૂદમન્દી બુવદ
વગરૂ નીઝ રાએ બલન્દી બુવદ
ચુ શાદી કે પાદાશે શાદી નજોસ્ત
બબખ્શીદો તારીકી અઝ દેલ બશોસ્ત

સેદીગરૂ ચુ ફૂશાઇએ યઝદી
કે અઝ જાને પાકૂ આયદો બખ્રદી
બદૂ ગોફૂત દરૂ દેલ હેરાસ અઝ ચે બીશ
ચુનીન્ ગોફૂત કઝ રન્જે કેર્દારે ખીશ
બદૂ ગોફૂત બખ્શેશ કુદામસ્ત બેહુ
કે બખ્શન્દહુ ગર્દદ સરફ્રાઝો મેહુ
ચુનીન્ દાદ પાસોખ કઝ અઝનિયાન્
મદારીદ બાઝ ઈંચ સૂદો ઝેયાન્
બપુર્સીદ મૂબેદ ઝે કારે જેહાન્
સખુન્ બરૂ કુશાય આશકારો નેહાન્
કે આઇન્ ગુઝીનમ અઝૂ ગરૂ પસન્દ
અગરૂ ગર્દશે કારે ના સૂદમન્દ
ચુનીન્ દાદ પાસોખ કઝીન્ ચર્ખે પીરૂ
અગરૂ હસ્ત બા દાનેશો યાદગીરૂ
ખુઝોર્ગસ્તો દાનન્દહો બરૂતરસ્ત
કે બરૂ દાવરાને જહાન્ દાવરસ્ત
બદ આઈન્ મશવ દૂરૂ બાશ અઝ ગઝન્દ
મબીન્ ઈંચ અઝૂ સૂદો ના સૂદમન્દ
બદો નીકૂ અઝાન્ દાન્ કેશ અમ્બાઝ નીસ્ત
બકારીશ ફર્જામો આઘાઝ નીસ્ત
ચુ ગૂયદ બબાશ આન્ચે ખાહદ બુદસ્ત
હમ ઊ બૂદ તા બૂદ તા હસ્ત હસ્ત

બપુર્સીદ કઝ દરૂદ બરૂ કીસ્ત રન્જ
કે તન્ ચૂન્ સરાયસ્ત જાન્રા સેપન્જ

ચુનીન્ દાદ પાસોખ કે ઇન્ ગરૂદ પૂસ્ત
બુવદ રન્જહુ ચન્દાન્ કે મધઝ અન્દરૂસ્ત

ચુ પાલૂદ અઝાન્ જાન્ નદારદ ખરદ
નેયાયદ હમાન્ તન્ ચુ જાન્ બુગઝરદ
બપુર્સીદ મૂબેદ ઝે પરહીઝો ગોફૂત
કે આઝો નેયાઝ અઝ કે બેતવાન્ નેહોફૂત
ચુનીન્ દાદ પાસોખ કે આઝો નેયાઝ
સઝદ ગરૂ બેદારદ ખેરદમન્દ શાઝ
તો અઝ આઝ બાશી હમીશહુ બરન્જ
કે હમવારહુ સીરી નેયાબી ઝે ગન્જ

ફરી પૂછ્યું કે "કયો માણુસ સાચ્ચો હોય છે-કે જેની ગવાહી તેનો જીવ અને દિલ આપતાં હોય?"

તેણે જવાબ દીધો કે "તે શખ્સ કે જે નફા અને નુકસાનમાં-પોતાની ખંત ચાલુ રાખે છે અને ભૂંડાઈ ઉપર પોતાની કમર બાંધતોજ નથી."

ફરી પૂછ્યું કે "વધારે નેક માણુસ કયો છે-કે જે માણુસોનાં સર ઉપર તાજ જેવો છે?"

એવો જવાબ દીધો કે "જ્યારે માણુસમાં સહનશીલતા હોય ત્યારે તેને તાજની ઝરૂર હોતી નથી.

બીજું એ કે તાજ ધરાવનાર તે માણુસ નથી હોતો કે જે પોતાનાજ ફાયદા ૨૦૩
પાછળ મંડયો હોય-અથવા જે મોટાઇ મેળવવાનોજ વિચાર ધરાવતો હોય.

પણ તે શખ્સ કે જે સખી મદની માફક સખાવતના બદલાની આશા કરતો નહીં હશે-અને બક્ષેશ કરીને પોતાનાં દિલમાંનો અંધકાર ધોઇ નાખતો હશે, તે નેક માણુસ કહેવાશે.

ત્રીજું એ કે જો પાક મનથી અને સારી સમજથી ખોદાઈ કામ કરવાની કોશેશ કરતો હશે, તે ઉત્તમ માણુસ કહેવાશે."

તેણે પૂછ્યું કે "માણુસનાં દિલમાં ઘણી ધાસ્તી શાથી ઉપજે છે?"-પાદશાહે જવાબ દીધો કે "પોતાની કરણી માટેના દુઃખોથી."

તેણે પૂછ્યું કે "બક્ષેશ કઇ ભલી છે-કે જેથી બક્ષેશ કરનારો સરફરાઝ અને મોટો થાય છે?"

એવો જવાબ દીધો કે "તમો હાજતમંદોને સારૂં માઠું આવવાથી હાથ નહીં ખાંચો તેજ બક્ષેશ ભલી."

વઝીરે આ જેહાનનાં કામ માટે પૂછ્યું કે-"તું એની ઝાહેર તેમજ છૂપી વાત અમોને કહે,

કે જો આસ્માની ચક્રર મને લાભકારક નહીં નીવડે-તો મારે પસંદ પડતી કોઈ બીજી લાભકારક રીત હું એખ્તયાર કરી શકું કે નહીં?"

પાદશાહે એવો જવાબ કે "આ પુરાણો આસ્માન બાહોશ અને અનુભવ ધરાવનારો છે.

ઘણો મોટો છે, માહિતગાર છે અને વળી સર્વથી શ્રેષ્ઠ છે-અને દાદગર દાવરના નેમી આપેલા ઇન્સાફ પ્રમાણે ચાલનાર છે.

તારે અધર્મી નહી બનવું અને કોઇને દુઃખ દેવું નહીં-લાભ કે ગયર ૨૦૪
લાભની આસા આસ્માનથી રાખવી નહીં.

નેકી બદી જે કાંઇ તારી ઉપર આવે તે તેનાથીજ આવતી જાણજે, કે જેનો કોઇ ભાગિયો નથી-જેનાં કામનો પ્રારંભ અને અંત જણાયલો નથી.

જેમ તે (ખુદા) કહે છે તેમ થોભી જા. જે તે ઇચ્છે તેજ થાય છે-દુન્યા જ્યારથી હસ્તીમાં આવી ત્યારથી તે છે અને જ્યાં સૂધી દુન્યા રહેશે ત્યાં સૂધી તે રહેશે."

વળી પૂછવામાં આવ્યું કે "શરીરનાં દુઃખથી કોણને ખમવું પડે છે?-કારણકે શરીર તો આત્માને રહેવા માટે ત્રણપાંચ દિવસના ઉતારાની જગ્યા મિસાલ છે."

પાદશાહે જવાબ દીધો કે "આ માટીની ચામડીને જ્યાં સૂધી તેમાં ગર ભરેલો છે (એટલે જ્યાં સૂધી તેમાં આત્મા ભરાયલો છે) ત્યાં સૂધી તેને દુઃખ વેઠવાનું છે.

જ્યારે આત્મા કાયામાંથી નીકળી ગયો કે તેને કાંઈ સુદ્ધી રહેતી નથી-આત્મા એક વખત નીકળી ગયો કે પાછી તેને કાયા મળતી નથી."

વળી વઝીરે પરહેઝ રહેવા માટે પૂછ્યું અને બોલ્યો-કે "લોભ અને હાજત કોણ છૂપાવી રાખી શકે છે?"

પાદશાહે એવો જવાબ દીધો કે "લોભ અને હાજત અકલમંદ માણુસને ઘટે છે કે છૂપાં રાખી શકે.

કારણકે તું હમેશે લોભથી દુઃખમાંજ રહેશે-અને માલ ખઝાનાથી પણ તું કદી ધરાવાનો નથી."

બેપુર્સીદ્ કઝ્ શહ્રૂયારાને પીશ
બહૂશો બરાયો બઆઇનો કીશ
૨૦૫ કેશ દાની અય શહ્રૂયારે ઝમીન્
પસ અઝ્ મરગ્ બરૂ કય કુનીમ આફરીન્
ચુનીન્ દાદ પાસોખ કે આન્ પાદશા
કે બાશદ પરસ્તન્દહો પારૂસા
ઝે દાદારે દારન્દહ્ દારદ સેપાસ
નબાશદ કસ અઝ્ રન્જે ઊ દરૂ હેરાસ
પુરૂ ઉમ્મીદ દારદ દેલે નીકૂ મરૂદ
દેલે બદ કુનેશરા પુરૂ અઝ્ બીમે દરૂદ
સેપહ્રરા બેયારાયદ અઝ્ ગન્જે ખીશ
સુએ બદસેગાલ્ અફૂગનદ રન્જે ખીશ
સખુન્ પુર્સદ અઝ્ બેખ્રદાને જેહાન્
બદો નીકૂ દારદ ઝે દુશ્મન્ નેહાન્
બેપુર્સીદ કારે પરસ્તેશ બચીસ્ત
બનીકીએ યઝ્દાન્ ગેરાયન્દહ્ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે બારીક જૂય
રવાન્ અન્દરૂ આરદ બબારીકૂ મૂય
નુખોસ્ત આન્ કે દાનદ કે હસ્તો યકીસ્ત
તોરા ઝીન્ નેશાન્ રહ્નુમા અન્દકીસ્ત
વઝૂ દારદ અઝ્ કારે નીકી સેપાસ
બદૂ બાશદ ઈમન વઝૂ દરૂ હેરાસ
૨૦૬ હેરાસે તો આન્ગહ કે જૂઈ ગઝન્દ
વઝૂ ઈમની ચૂન ખુવી સૂદમન્દ
અગરૂ નીકૂ દીન્ બાશીઓ રાહ જૂય
બુવદ નઝદે હરૂકસ તોરા આબ્રૂય
વગરૂ બદ કુનેશ બાશીઓ બદ તનહ્
બદૂઝખ ફેરેસ્તદ રવાનત બનહ્
મબાશ ઈચ્ ગુસ્તાખ બા ઈન્ જેહાન્
કુ ઊ રાઝે ખુદ દારદ અન્દરૂ નેહાન્
ગેરાયન્દહ્ બાશી બકેર્દારે દીન્
નબાશી બરન્જ અઝ્ પયે બેહ્ ગુઝીન્
ખેરદરા કુની બરૂ દેલ આમૂઝગારૂ
બેકૂશી કે નફ્રીબદત રૂઝગારૂ
હમાન્ નીઝ યારે ગુનહ્ગારૂ મરૂદ
નબાશી બઆઝારો નન્ગો નબરૂદ
ઘમે ઈન્ જહાન્ અઝ્ પયે આન્ જેહાન્
બેબાયદ કે દારી બદેલ્ દરૂ નેહાન્
નેશસ્તનત્ હમવારહ્ બા બેખ્રદાન્
ગેરાયન્દએ રામેશે જાવદાન્
કે ઈન્ રામેશ અન્દરૂ જહાન્ બુગ્ઝરદ
હોશ ઈન્રા બરામેશ હમી નુશમરદ
૨૦૭ ગેરાયન્દહ્ બાદી બફર્હન્ગો રાય
બયઝ્દાન્ ખેરદ બાયદત રહ્નુમાય
ઝે અન્દાઝહ્ બરૂ નુગ્ઝરાની સોખન્
કે તૂ નવ નેગારીઓ ગીતી કોહન્
નગર્દાનદત રામેશે રૂઝ મસ્ત
નબાશદત બા મરૂદુમે બદ નેશસ્ત
બેપીચી દેલ્ અઝ્ હરૂચે ના બૂદનીસ્ત
બેબખ્શાય ઊરા કે બખ્શૂદનીસ્ત

ફરી પૂછ્યું કે "આગળા પાદશાહોમાંથી-ડહાપણમાં, વિચાર શક્તિમાં, રીત રેવાજમાં અને દીન ધર્મમાં,

એ દેશના પાદશાહ! તું કોણને એવો જાણે છે!-કે જેના મૂવા પછી અમો તેની ઉપર દુઆ કર્યે?"

એવો જવાબ દીધો કે "તે પાદશાહ-કે જે ખોદાની પરસ્તેશ કરનારો અને પરહેઝગાર હોય,

તેમજ જે જેહાનની સંભાળ રાખનાર દાદારના શુક્ર કરતો હોય-જેના દુઃખથી કોઈ ધાસ્તીમાં નહીં રહેતું હોય,

જે નેક માણસોનાં દિલ ઉમેદ ભરેલાં રાખતાં હોય-અને જેનાથી બૂરી કરણીના શખ્સોનાં દિલ દુઃખ અને ધાસ્તી ભરેલાં રહેતાં હોય,

જે પોતાનાં લશ્કરને તેના ખઝાનાથી સણગારેલું રાખતો હોય-અને પોતાના દુશ્મનો પાછળજ સખત મેહનત લેતો હોય,

જે જેહાનના દાનાઓથી ડહાપણ એખ્તયાર કરે-અને ભલું કે ભૂંડું મધળું પોતાના દુશ્મનોથી છૂપાવેલું રાખે (તેવા પાદશાહ ઉપર દોઆ કરવી જોઇયે)."

ફરી પૂછ્યું કે "બંદગી કરવાનું કામ શા માટે છે-અને યઝદાનની નેકીની ખાહેશ કરનારો કોણ શખ્સ છે?"

પાદશાહે એવો જવાબ દીધો કે "ખોદા શેનાસીના શક્તિ ધરાવનારો માણસ તેની શોધમાં પોતાના આત્માને બાલ જેટલો બારીક બનાવે છે.

પહેલું એ કે તે એમ જાણે કે તે સાહેબ છે અને વળી હરીફ વગરનો છે-અને તારી રેહનુમાઈ કરનારો તેના જેવો બીજો કોઈજ નથી.

નેકીનાં કામો કરવા માટે તે તેનાજ શુક્રાના કરે-તે સાહેબથીજ નચિન્ત રહે અને તેનાથીજ બીતો પણ રહે.

જે વખતે કે તું કોઇને ઇઝા પુગાડે તે વખતે તું ધાસ્તી કરે-અને જ્યારે તું ફાયદાકારક કામો કરે ત્યારે તે સાહેબથી નચિન્ત રહે.

અગરજો તું ભલી દીનનો અને નેકીનો માર્ગ શોધનારો બનશે-તો દરેક જણ આગળ તને આબરૂ મળશે.

પણ જો તું ભૂંડાં કરતુકનો અને ભૂંડી ખાસીયતનો થશે-તો તારૂં રવાન તારો અસબાબ દોઝખમાં મોકલશે.

તું આ દુન્યા ઉપર કાંઇ પણ મુસ્તાક ના બનતો-કારણકે તે પોતાનો ભેદ છૂપોજ રાખે છે.

દીનનાં કામો કરવા ઉપરજ તારી ખાહેશ રાખજે-એટલે તને ભલાં કામો કરવા માટે મેહનત પડશે નહીં.

તારાં દિલ ઉપર ડહાપણનેજ ઉસ્તાદ બનાવજે-સંભાળજે કે ઝમાનો તને ફરેબ નહીં દીયે.

તેમજ તું કોઇ ગુનેહગાર શખસનો આફતના વખતમાં કે કીર્તિના વખતમાં સાથી પણ ના બનતો.

આ જેહાનનો ગમ પેલી દુન્યાના ફાયદા માટે-તને પોતાનાં દિલમાં છૂપાવીજ રાખવો ઘટે છે.

તને હમેશે અકલમંદો સાથે બેસવુ જોઇયે અને હમેશાની ખુશહાલીનીજ ખાહેશ કરવી જોઇયે.

કારણકે આ ખુશહાલી તો આ દુન્યામાંજ પસાર થઈ જાય છે-અકલમંદ માણસ તેને ખુશહાલી તરીકે ગણતોજ નથી.

તું દાનાઇ અને અકલનીજ ખાહેશ કરનારો થજે-યઝદાનના માર્ગ તરફ જવા માટે અકલજ તારો રેહનુમા બનવો જોઇયે છે.

અંદાઝા કરતાં તું વધારે સખુનો ના બોલતો-કારણકે તું નવો બોલનારો અને દુન્યા તો જૂની પૂરાણી છે.

આ ઝમાનાની ખુશહાલી તને મસ્ત બનાવી નહીં દીયે તે સંભાળજે-તને ભૂંડા માણસો સાથે બેસવું નહીં જોઇયે.

જે કાંઈ ચીઝ કે બનવા જોગ નહીં હોય તેનાથી તારૂં દિલ ફેરવજે-અને જેની ઉપર બક્ષેશ કરવી ઘટે તેની ઉપર બક્ષેશ કરજે.

નદારી હેરીસ્ આન્ચે દારી જે દુસ્ત
અગર દીદહ્ ખાહદ અગર મગ્ઝો પૂસ્ત
અગર દુસ્ત બા દુસ્ત ગીરદ શુમાર
નબાયદ કે બાશદ સેયાન્જી બકાર
સુ. બા મર્દે બદખાહ્ બાશદ નેશસ્ત
સુનાન કુન કે નુ઼ંશાયદ ઊ બર તો દસ્ત
સુ જૂયદ કસી રાહે બાયેસ્તગી
હોનર બાયદો શર્મો આહેસ્તગી
નબાયદ ઝબાન અઝ હોનર ચીરહ્ તર
દોરૂથ અઝ હોનર નુશમોરદ દાદગર
નદારદ કસીરા બુઝોર્ગી બચીઝ
ન ખારી બનાચીઝ આરદ બનીઝ
અગર બદગુમાની કુશાયદ ઝબાન
તો તીઝી મકુન ઈચ બા બદ ગુમાન
વઝાન પસ કે સુસ્તી ગુમાની બરદ
વઝ અન્દાઝહ્ ગોફતારે ઊ બુગ્ઝરદ
તો પાસોખ મરૂરા બઅન્દાઝહ્ ગૂય
સુખુનહાએ ચરુબ આવરો તાઝહ્ ગૂય
બઆઝરમ અગર બેફગની સૂએ ખીશ
પશીમાની આયદ જે ગોફતારે પીશ
સુ બીકાર બાશી મશવ રામશી
નકારીસ્ત બીકારી અર બાહશી
બહર કાર કૂશા બેબાયદ શુદન
બદાનેશ નેયૂશા બેબાયદ બુદન
બકારી નેયાઝી કે ફર્જામે ઊય
પશીમાનીઓ તુન્દી આયદ બરૂય
બેબખ્શાય અઝ દરદ બર મુસ્તમન્દ
મેયાવર હેલશ સૂએ દર્દો ગઝન્દ
ખેરદમન્દ કૂ દેલ કુનદ બોરદબાર
નબાશદ બચશ્મે જહાનદાર ખાર
બેદાનદ કે ચન્દરેત બા ઊ હોનર
બઅન્દાઝહ્ આરદ બહર કાર સર
કે અફઝૂની અઝ દુસ્ત બેસ્તાયદશ
બલન્દીઓ કમ્બી બેયફઝાયદશ
હમાન મર્દે ઈઝદ નદારદ બરન્જ
અગર ચન્દ ગર્દદ પરાગન્દહ્ ગન્જ
પરસ્તેશ કુનદ પીશહો રાસ્તી
બેપીચદ જે બીરાહીઓ કાસ્તી
બદીન નર્દો ઈન શાખહા યાફૂત દસ્ત
હોનરમન્દ દીનીઓ યઝદપરસ્ત
હમીનસ્ત રાયો હમીનસ્ત રાહ
બયઝદાન ગેરાયો બયઝદાન પનાહ
અગર દાદગર બાશી અય શહરયાર
નેકૂ માનદ અઝ તૂ હમીન યાદગાર
સુનાન હમ કે અઝ શાહ નૂશીરવાન
કે ઊ ખાક શુદ નામ દારદ જવાન
શુદ અન્દર નેહાન નામે ઊ આશકાર
અઝ માન્દહ્ ગોફતારે ઊ યાદગાર
બકેર્દારે નીકૂ બુવદ બી ગમાન
સુનીન નામે ઊ ઝેન્દહ્ દર હર ઝમાન

તારી પાસ જે કાંઈ હોય તે દોસ્તોને આપવાની આનાકાની કરતો ના-પછી જો તે તારી આંખ માગે કે તારૂં ભેજું અને ચામડી પણ માગે તો આપજે.

જ્યારે એક દોસ્ત પોતાના દોસ્ત સાથ કોઇ બાબતનો વિચાર ચલાવે-ત્યારે કોઈ ત્રીજા શખ્સને તે કામમાં લેવો જોઇયે નહીં.

જ્યારે તને દુશ્મન સાથ બેસવું થાય-ત્યારે સંભાળજે કે તે તારી ઉપર ગાલેબ નહીં આવી જાય.

જ્યારે કોઈ શખ્સ લાયકાતનો માર્ગ શોધતો હોય-ત્યારે તેનામાં હુનર, કીર્ત્તિ અને ધીરજ હોવી જોઇયે.

પોતાના હોનરો કરતાં પોતાની ઝબાનને વધારે તેઝ રાખવી જોઈતી નથી-એક ઈન્સાફી માણસ જૂઠાણાંને હોનર તરીકે ગણતોજ નથી.

કોઇને પોતાની પાસની ચીઝોથી મોટાઇ મળતી નથી-તેમજ કોઈ પાસ કોઇ ચીઝો નહીં હોવાથી તે હલકો પણ ગણાતો નથી.

અગરજો એક બદ વિચારનો શખ્સ પોતાની ઝબાન ગમે તે બોલવા ૨૦૮
ઉપર ખોલે-તો તેવા બદ વિચારના શખ્સ સાથ તું આકળો ના પડી જતો.

પણ પછી કે જ્યારે તેના વિચારો સુસ્તી પકડે (યાને ધીરો પડે)-અથવા તો તેની વાત હદથી બાહેર નીકળી જાય,

ત્યારે તેને તું તે બાબતનો અંદાઝાથી જવાબ આપજે-મીઠાસદાર અને સારા સખુનો બોલજે.

જો તું તેને સલાહ સંપજથી તારી તરફ ખેંચશે-તો તેને આગળી વાતોથી પશેમાન થવું પડશે.

જ્યારે તું બેકાર બનેલો હોય ત્યારે ખુશહાલી ના કરતો-કેમકે જો તું ડાહ્યો હશે તો સમજશે કે બેકારી કાંઇ પણ કામ લાગતી નથી.

દરેક કામમાં કોશેશ કરવી જોઇયે-અને હમેશે અકલનીજ વાતો સાંભળતા રહેવું જોઇયે.

તું એવાં કામમાં ના લાગતો કે જેનું શેવટ-પશેમાની અને ગુસ્સો ઉત્પન્ન કરે.

હાજતમંદો ઉપર તું દિલસોઝીથી રેહમ કરજે-તેનાં દિલને દુ:ખ અને ઈઝા ભર્યું ના બનાવતો.

જે અકલમંદ માણસ કે પોતાનાં દિલને સહનશીલતાવાળું કરે છે-તે ખોદાતાલાની નઝરમાં ખુવાર ગણાતો નથી.

પોતામાં કેટલી લાયકાત છે તે જાણીને-અંદાઝાથીજ કોઇ કામ માથે લેવું જોઇયે.

કારણકે વફાદાર દોસ્તની ઉન્નતિથી તેની વખાણ થાય છે-અને ચઢતી ૨૦૯
પડતીમાંજ તેનો વધારો હોય છે.

તેમજ ખોદાનો લાલ ગમે એટલો ખઝાનો પરાગંદેહ થઇ જાય તોપણ તે કશો ગમ કરતો નથી.

તે તો ખોદાની પરસ્તેશનો અને સચ્ચાઇનોજ ધંધો કરે છે-આડે માર્ગેથી અને જૂઠાણાંથી તે દૂરજ રહે છે.

એજ સીડી અને એજ ડાંખળીઓ ઉપર ચઢી-હુનર ભરેલા દીનદાર શખ્સો અને યઝદાનની પરસ્તેશ કરનારા મર્દો પોતાની મુરાદે પુગ્યા છે.

એજ વિચાર નેક છે અને એજ માર્ગ ભલો છે-તું પાક યઝદાનનીજ ખાહેશ કર અને યઝદાનની પનાહ લે."

(હવે ફિર્દોસી કહે છે કે) ઓ પાદશાહ (મહમૂદ)! જો તું પણ ઈન્સાફી થશે-તો તારી નેકનામી પણ યાદગાર રહી જશે,

જેવી કે પાદશાહ નોશીરવાન તરફથી રહી ગઈ છે-જો કે તે તો ખાકમાં મળી ગયો છે પણ તેનું નામ જીવતું રહી ગયું છે.

તે તો ખાકમાં ઢંકાઈ ગયો છે પણ તેનું નામ પ્રખ્યાતીમાં આવી ગયું છે-તેની સઘળી વાતો યાદગાર રહી ગઈ છે.

બેશક કે તેનાં ભલાં કામોને લીધે એવી રીતે દરેક ઝમાનામાં તેનું નામ જીવતુંજ રહેશે.

બુવદ્ તા બજાયસ્ત ચર્ખો ઝમીન્
અબરૂ જાનશ અઝ્ બેઝદાન્ આફરીન્

જ્યાં સુધી આ આસ્માન અને ઝમીન કાયમ છે ત્યાં સુધી દાનેશ-મંદો તરફની દોઆ તેના જાન ઉપર કાયમ રહેશે.

## બેસીચીદને નૂશીરવાન્ બજન્ગે કયસરે રૂમ્.

૨૧૦ ચુનીન્ ગૂયદ્ અઝ્ નામએ બાસ્તાન્
ઝે ગોફ્તારે આન્ દાનેશી રાસ્તાન્
ચુ આગાહી આમદ્ બઆબાદ્ બૂમ
બનઝદે જહાનદારૂ કેસ્રા ઝે રૂમ
કે તૂ ઝેન્દહ્ બાદી કે કયસરૂ બેમોરદ્
ઝમાનો ઝમીન્ દીગરીરા સેપોરદ્
પુરૂ અન્દીશહ્ શુદ્ જાને કેસ્રા ઝે મરગ્
શુદશ લઅલ્ રોખસારહ્ ચૂન્ ઝરદ્ બરગ્
ગુઝીન્ કરદ્ અઝ્ ઈરાન્ ફેરેસ્તાદઈ
જહાનદીદહ્ મર્દીઓ આઝાદઈ
ફેરેસ્તાદ્ નઝદીકે ફર્ઝન્દે ઊય
બદાન્ સબ્ઝ શાખે બરૂમન્દે ઊય
સખુન્ ગોફ્ત બા ઊ બચર્બી બસી
કઝીન્ બદ્ રહાઈ નેયાબદ્ કસી
યકી નામહ્ બેન્વેશ્ત પુરૂ સૂગો દરદ્
પુરૂ અઝ્ આબ્ દીદહ્ દો રોખ્સારહ્ ઝરદ્
કે યઝદાન્ તોરા ઝેન્દગાની દેહાદ્
પસ અઝ્ મર્ગે ઊ મેહરૂબાની દેહાદ્
નઝાયદ્ જોઝ્ અઝ્ મરગ્રા જાનવરૂ
સરાએ સેપન્જસ્તો મા બરૂ ગુઝરૂ
૨૧૧ અગરૂ તાજ સાઈમ અગરૂ ખૂદો તરગ્
રહાઈ નેયાબીમ અઝ્ ચન્ગે મરગ્
ચે કયસરૂ ચે ખાકાન્ ચુ આમદ્ ઝમાન્
બખાકૂ અન્દરૂ આરદ્ સરશ નાગહાન્
ઝે કયસરૂ તોરા મોઝ્દ્ બેસ્યારૂ બાદ્
મસીહા રવાને વરા યારૂ બાદ્
શનીદમ કે બરૂ નામવરૂ તખ્તે ઊય
નેશસ્તી બેયારાસ્તી બખ્તે ઊય
ઝે મા હરચે બાયદ્ બનીરૂ બેખાહ્
ઝે અસ્પો સેલીહો ઝે ગન્જો સેપાહ્
ફેરેસ્તાદહ્ અઝ્ પીશે કેસ્રા બેરફ્ત
બનઝદીકે કયસરૂ ખરામીદ્ તફ્ત
ચુ આમદ્ બદરગહ્ કુશાદન્દ્ રાહ્
ફેરેસ્તાદએ શાહ્ શુદ્ પીશે ગાહ્
ચુ કયસરૂ નેગહ્ કર્દ અન્વાન્ બેદીદ્
ઝે બીશીએ કેસ્રા દેલશ બરૂ દમીદ્
જવાન્ બીરહ્ સરૂ બૂદો હમ નવ નેશસ્ત
ફેરેસ્તાદહ્રા તીઝ્ બેન્મૂદ્ દસ્ત
બેપુર્સીદ્ ના કામ પુર્સીદની
નેગહ્ કર્દની સુસ્તો બદ્ દીદની

## નોશીરવાને કયસરે રૂમની લડાઈ માટે તૈયારી કરવી.

પેલા રાસ્ત લોકોના દાનેશવર મર્દની વાતો ઉપરથી-લખાયલાં બાસ્તાન નામામાં એ પ્રમાણે કહે છે,

કે જ્યારે રૂમના મુલકમાંથી આબાદ મુલક ઇરાનમાં પાદશાહ નોશીર-વાનની નઝદીક ખબર આવી,

કે "તું પાદશાહ હમેશે જીવતો રહેજો! રૂમનો કયસર મરણ પામ્યો છે-તેણે પોતાનો વખત અને મુલક બીજાને સોંપી આપ્યો છે."

કયસરનાં મોતથી નોશીરવાનનો જીવ અંદેશા ભરેલો થયો-અને તેનો લાલ ચેહરો ફિક્કાં પાદડાંની માફક બન્યો.

તેણે ઈરાનમાંથી એક અનુભવી અને મરતબાવાળો એલચી ચુંટી કાઢયો.

અને તેને કયસરનો છોકરો કે જે તેનીજ લીલી અને ફળદ્રુપ ડાળી હતી તેની આગળ મોકલ્યો.

તેની પાસ તેણે કેટલાક નર્માસ ભર્યા સખુનો કહેવાડયા-કે "એ મોતની આફતથી કોઈ છુટકારો પામતું નથી."

વળી તેણે આંસુ ભરી આંખોએ અને ઝર્દ થયલા ગાલોએ એક સોગ અને દુઃખ ભરેલું નામુ લખાવ્યું.

કે "પાક યઝદાન તને લામ્બી ઝિંદગાની બક્ષે-અને કયસરનાં મોત પછી તારી ઉપર મેહરબાની રાખે.

જીવ ધરાવનારા મોતને માટેજ જન્મે છે-આ દુન્યા તો એક ત્રણપાંચ દિવસનું મુસાફરખાનું છે અને આપણે તેના મુસાફરો છિયે.

અગરજો આપણે તાજ પેહેર્યે કે અગર બખ્તર અને લોઢાંની કોલાહ પેહેર્યે-તોપણ મોતની ચુંગાલમાંથી છુટકારો પામવાના નથી.

જ્યારે મોત આવે છે ત્યારે શું કયસરના કે શું ખાકાનનાં સરને તે અચાનક ખાકમાંજ નાખે છે.

કયસર તરફથી મળેલાં રાજ માટે તને મારા તરફની મુબારકબાદી હોજો!-કયસરનાં રવાનનો તેનો પયગમ્બર મસીહા મદદગાર થજો!

મેં સાંભળ્યું છે કે તેનાં નામીચાં તખ્ત ઉપર-તું બેઠો છે અને તેનાં બુલંદ બખ્તને તેં પાધરું મણગર્યું છે.

માટે અમારી પાસેથી મદદ માટે ઘોડા, હથિયાર, ખઝાનો અને લશ્કર જે કાંઇ જોઇયે તે તું માંગજે."

પેલો એલચી નોશીરવાન આગળથી કયસરની નઝદીક શિતાબી કરતો ગયો.

જ્યારે તે દરગાહ આગળ આવ્યો ત્યારે તેઓએ તેને રસ્તો આપ્યો-પાદશાહનો એલચી તેનાં તખ્ત આગળ ગયો.

જ્યારે કયસરે તેની ઉપર નેગાહ કીધી અને પેલું નામુ જોયું-ત્યારે નોશીરવાનની મોટાઇથી તેનું દિલ જોશમાં આવ્યું.

તે જવાન્યો આકળા સ્વભાવનો હતો અને વળી નવોજ ગાદીએ આવ્યો હતો-તેથી ઈરાનના એલચીને તુરત હાથ દેખાડી ઉભો રાખ્યો.

ઢચુપચુ મને તેની ખબર પૂછી-અને ધિક્કાર સાથ તેની તરફ જોવા લાગ્યો.

ચકી જાય દુરશ ફેરૂદ આવરીદ
બદાન્ નામએ પાદ્દશા નન્ગરીદ
બયક્ હફ્તહ્ હર્ કસ્ કે બુદ રાએઝન્
બમઝ્દીકે કયસર્ શુદન્દ અન્જુમન્
ચુનીન્ ગોફ્ત કયસર્ અબા રાએઝન્
કે ઈન્ પાસોખે નામહ્રા રાએ ઝન્
ચુનાન્ ચૂન્ તો દાની કે બાયદ નેવેશ્ત
નવીસો પદીદાર્ કુન્ ખૂબો ઝેશ્ત
ચુનીન્ ગોફ્ત મૂબેદ કે મન્ કેહ્તરમ
ઝે ફર્માને શાહે જહાન્ નુગ્ઝરમ
હમહ્ ઉસ્કુફ્ફો મૂબેદો રાએઝન્
બયક્સૂ શુદન્દ અન્દરાન્ અન્જુમન્
નેવેશ્તન્દ પસ્ પાસોખે નામહ્ ઝૂદ
બદાન્ સાન્ કે કયસર્ બેફર્મૂદહ્ બૂદ
નુખોસ્ત અઝ્ જહાન્ આફરીન્ યાદ કરદ
ખેરદ્રા બરાન્ યાદ બુન્યાદ કરદ
સઝા બુદ ઝે શાહ્ હમચુનીન્ નામહ્ બૂદ
ન બર્ કામે બાયેસ્તહ્ ખુદકામહ્ બૂદ
ખુદી ઝાન્ કે કયસર્ જવાનસ્તો નવ
બગઊહર્ બદીન્ મર્ઝે મા પીશરવ
યક્ એમસાલ્ બા મર્દે બર્ના મકાવ
બબીશીએ અન્વાનો હમ બાઝો સાવ
બહર્ પાયમર્દીઓ ખુદકામઈ
નેવેશ્તસ્ત બર્ નાસઝા નામઈ
બઅન્વાન્ ઝે કયસર્ સરફૂરાઝે રૂમ
કે કોહ્સારૂહા પીશે ઊ હમચુ મૂમ
ફ્રેરેસ્તાદએ શાહે ઈરાન્ રસીદ
બગૂયદ ઝે મા પીશે શાહ્ હરચે દીદ
ઝે અન્દૂહો શાદી સખુન્ હરચે ગોફ્ત
ઘમો શાદમાની નમાનદ નેહોફ્ત
બેશુદ કયસરો તાઝહ્ શુદ કયસરી
કે સર્ બર્ ફરાઝદ ઝે હર્ મેહ્તરી
નદારદ ઝે શાહાન્ કસીરા બકસ
ચે કેહ્તર્ ચે અઝ્ શાહે ફર્યાદરસ
ચુ કેર્તાસ રૂમી બેયારાસ્તન્દ
બદર્ બર્ ફ્રેરેસ્તાદહ્રા ખાસ્તન્દ
ચુ બેશ્નીદ દાના કે શુદ રાએ રાસ્ત
બેયામદ બદર્ પાસોખે નામહ્ ખાસ્ત
વરા નાસઝા ખેલ્અતી સાખ્તન્દ
ઝે બીગાનહ્ અયવાન્ બેપર્દાખ્તન્દ
બદ્ ગોફ્ત કયસર્ ન મન્ ચાકરમ
ન અઝ્ ચીનો હયતાલેયાન્ કમતરમ
ઝે મેહ્તર્ સબુક્ દાશ્તન્ નાસઝાસ્ત
અગર્ શાહે તૂ બર્ જહાન્ પાદ્દશાસ્ત
બુઝોર્ગ્ આન્ કે ઊરા બસી દુશ્મનસ્ત
મરા દુશ્મનો દૂસ્ત બર્ દામનસ્ત
ચે દારી તો અઝ્ મન્ બુઝોર્ગી દેરીગ્
હમી આફ્તાબ્ અન્દર્ આરી બમીગ્
ચુ કાર્ આયદમ શાહ્રૂયારમ તોઈ
હમાન્ અઝ્ પેદર્ યાદ્ગારમ તોઈ

એક દુરની જગ્યા ઉપર તેને ઉતારો આપ્યો-અને પેલાં પાદશાહનાં ૨૧૨
નામા ઉપર નઝર પણ નહીં નાખી.

એક હફતા પછી જે કોઈ કે તેના સલાહકારો હતા-તેઓ કયસરની નઝદીક એકઠા થયા.

કયસરે પોતાના સલાહકારને કહ્યું-કે "આ નામાનો જવાબ લખવાની મસ્લહત કર.

જે પ્રમાણે લખવું જોઇયે તે પ્રમાણે જેમ તું જાણતો હોય તેમ લખ અને સારૂં માઠું તેની અંદર દર્શાવ."

વડો વઝીર બોલ્યો કે "હું તારોજ નોકર છું-દેશના પાદશાહનાં ફર્માનથી હું ફરતો નથી."

સઘળા પાદરીઓ, વઝીરો, અને સલાહકારો-તે અન્જુમનમાં વિચાર ચલાવવા માટે ભેગા થયા.

તેઓએ પછી જેમ કયસરે ફર્માવ્યું હતું તેમ શેતાબ તે નામાનો જવાબ લખ્યો.

પહેલાં દુન્યાને પયદા કરનાર સાહેબને યાદ કીધો-અને તે યાદ કર્યા બાદ ડહાપણનો પાયો નાખ્યો,

કે "ખુદ પાદશાહ તરફથી તો એવુંજ નામુ ઘટારત હતું-પણ મારા જેવા આપએખ્તયાર પાદશાહની મરજી માફકનું નહીં હતું.

તું કયસરને ધિક્કારે છે કારણકે તે જવાન છે અને તુરતનો તખ્ત ઉપર આવેલો છે-પણ બુન્યાદમાં તો તે અમારા દેશમાં અમારો વડો છે.

તારા મોટા અનુભવથી અને ખંડણી લેવાની માગણીથી-આ જવાન ૨૧૩
સાથ એક વર્ષ ચીથરાં ફારતો ના.

તારી મતલબને માટે તું દરેકને મદદ કરવા નીકળી પડે છે-નાલાયકી ભરી રીતે તેં નામુ મોકલ્યું છે.

પ્રથમ કયસર તરફથી જે રૂમનો વડો છે-કે જે પોતાના બળવાન હાથે પહાડોને મીણ મિસાલ નર્મ બનાવે છે.

ઈરાનના શાહનો એલચી અહીં આવ્યો છે-તે શાહ આગળ અમારી તરફથી જે કાંઈ જોયું છે તે કહેશે.

ગમ અને ખુશહાલી માટે જે કાંઈ સખુનો કહ્યા છે-તે ગમ અને ખુશહાલી છૂપી રહેતી નથી.

એક કયસર મરી ગયો અને બીજો કયસર નવો થયો-કે જે દરેક પાદશાહોનાં કરતાં પણ તે પોતાનું સર ઊંચું ચઢાવે છે.

પાદશાહોમાંથી તે કોઇને કાંઈ ગણકારતોજ નથી-પછી તે પાદશાહ શું નાનો હોય કે શું ફર્યાદ સાંભળનારો મોટો પાદશાહ હોય."

જ્યારે તે રૂમી નામુ લખાઈ તૈયાર થયું-ત્યારે ઈરાની એલચીને દરવાઝા આગળ બોલાવ્યો.

જ્યારે તે દાનાએ સાંભળ્યું કે "તેઓ વિચાર બરાબર ચલાવી ચૂકયા છે"-ત્યારે દરબારમાં આવી પોતાનાં નામાનો જવાબ માગ્યો.

પેલા એલચી માટે તેઓએ એક નાલાયક પોશાક તૈયાર કીધો-અને પારકા લોકોથી તે મકાન ખાલી કીધું.

પછી કયસરે તેને કહ્યું કે "હું કાંઈ નોશીરવાનનો ચાકર નથી-અને ૨૧૪
ચીન તેમજ હયતાલી લોકો કરતાં કાંઈ હું ઉતરતો નથી.

અગર તારો શાહ દેશ ઉપર મોટો પાદશાહ છે-તોપણ બીજા પાદશાહોમાંથી કોઇને હલકા ગણવા એ સઝાવાર નથી.

મોટો પાદશાહ તેજ કે જેના દુશ્મનો ઘણા હોય-મારા દુશ્મનો તેમજ દોસ્તો મારી દામન ઉપર લટકે છે (યાને હું કોઇનેજ ગણકારતો નથી).

તું મારી મોટાઇને શા માટે એમ છૂપાવી રાખે છે-અને રોશન આફતાબને શા માટે વાદળમાં ઢાંકે છે?

જ્યારે મને કામ પડશે ત્યારે તુંજ મારો પાદશાહ છે-તેમજ બાપ પછીથી તુંજ મારો યાદગાર છે.

સખુન્ હરૂચે દીદી બખૂબી બેગૂય
વઝીન્ પાસોખે નામહ્ ગ્રેશ્તી મજૂય
તનશરા બખેલ્અત બેયારાસ્તન્દ
બદરૂ બારએ મરૂઝબાન્ ખાસ્તન્દ
ફેરેસ્તાદહ્ બરૂગશ્તો આમદ દમાન્
બમન્ઝેલ્ ઝમાની નગ્નેસ્તી ઝમાન્
બેયામદ બનઝદીકે કેસ્રા રસીદ
બેગોફૂત આન્ કુજા રફૂતો દીદો શનીદ
ઝે ગોફૂતારે ઊ તન્ગ્ દેલ્ ગશ્ત્ શાહ્
બદ્ ગોફૂત બરૂ ખુર્દી અઝ્ રન્જે રાહ્
૨૧૫ શનીદમ્ કે હરૂ કૂ હવા પર્વરદ
ન અન્દીશદ અઝ્ કારૂ કયફરૂ બરદ
ગરૂ ઊ દુસ્તો દુશ્મન્ નદાનદ હમી
ચુનીન્ રાઝે દેલ્ બરૂ તો ખાનદ હમી
ગુમાનમ્ કે મારા હમ્ ઊ દુસ્ત્ નીસ્ત
વગરૂ ખૂને ઊરા પયો પૂસ્ત્ નીસ્ત
બયઝદાને પાકો બખુરૂશીદો માહ્
બઆઝરૂ ગોશસ્પો બતખ્તો કોલાહ્
કે ગરૂ નીઝ યકુતન્ ઝે રૂમી નેઝાદ
બેમાનમ્ કે બાશદ અબરૂ તખ્ત્ શાદ
નયમ્ અઝ્ નેઝાદે દેલાવરૂ કોબાદ
મકુન્ પીશે મર્દાન્ ઝે મન્ નીઝ યાદ
કુનમ્ ઝીન્ સેપસ્ રૂમરા નામ્ શૂમ્
બરૂ અન્ગીઝમ્ આતેશ્ ઝે આબાદ બૂમ્
દેગરૂ હરૂચે દરૂ પાદશાહીએ ઊસ્ત્
ઝે ગન્જો ગોહરૂ પુરૂ કુનદ ગાવ્ પૂસ્ત્
નશાયદ સરે તીધે મારા નેયામ્
મગરૂ દેલ્ ઝે રૂમી રસાનમ્ બકામ્
હમી સરૂ ફરાઝદ કે મન્ કયસરમ્
ગરૂ અઝ્ નામ્દારાન્ યકી મેહ્તરૂમ્
૨૧૬ બેફરૂમૂદ તા બરૂ દરશ્ કરૂરનાય
દમીદન્દ બા સેન્જે હેન્દી દરાય્
હમાન્ કૂસ બરૂ કૂહએ ઝન્દહ્ પીલ્
બેબસ્તો શુદ અઝ્ ગરૂદ ગીતી ચુ નીલ્
સેપાહી ગુઝશ્ત્ અઝ્ મદાઈન્ બદશ્ત્
કે દર્યાએ સબ્ઝ્ અન્દરૂ ખીરહ્ ગશ્ત્
ઝે નાલીદને બૂકો રન્ગે દેરફૂશ્
ઝે જૂશે સવારાને ઝરૂરીનહ્ કફૂશ્
સેતારહ્ તો ગોફૂતી બઆબ્ અન્દરસ્ત્
સેપહ્રે રવન્દહ્ બખાબ્ અન્દરસ્ત

જે કાંઈ સખુનો તેં સાંભળ્યા છે તે ખૂબી સાથ તેને કહેજે—અને આ નામાના જવાબથી તું કાંઈ બૂરાઇ ના શોધતો."

પછી તેનાં તનને પેલા સરપાવથી સણગાર્યું—અને દરવાઝા ઉપરથી તે એલચી સરદારનો ઘોડો મંગાવ્યો.

એલચી પાછો ફર્યો અને દોડતો આવ્યો-તે રસ્તામાં કેથે જરાએ થોભ્યો નહીં.

તે ઇરાન આવ્યો અને નોશીરવાનની નઝદીક ગયો-તેણે જે થયું હતું, જોયું હતું અને સાંભળ્યું હતું તે સઘળું કહ્યું.

તેની વાતથી પાદશાહનું દિલ તંગ બન્યું—અને પેલા એલચીને કહ્યું કે "તને આ મુસાફરીની મેહનતનું ફળ આવુંજ મળ્યું છે.

મેં સાંભળ્યું છે કે જે કોઇ કે લોભનીજ પર્વરેશી કરે છે-તે શેવટનાં કામનો કાંઇ પણ વિચાર રાખતો નથી અને અને સઝા પામે છે.

અગરજો તે દોસ્ત અને દુશ્મનને ઓળખતો નથી—અને એવી રીતે પોતાનાં દિલનો ભેદ તારી આગળ કહે છે,

તો હું ધારૂં છું કે તે આપણો પણ દોસ્ત નથી—અથવા તો તેનાં લોહીની બુન્યાદ ઊંચી નથી (યાને તે બે બુન્યાદ છે).

પાક યઝદાનના, આફતાબ અને માહતાબના- આઝર ગોશસ્પ આતશના અને તખ્ત તથા કોલાહના સઉગંદ લઈ કહું છું,

કે અગર રૂમી અઉલાદના એક પણ શખ્સને-તખ્ત ઉપર ખુશહાલ બેસવા દઉં,

તો હું બહાદુર કોબાદની બુન્યાદનો નહી-અને બહાદુર લોકો આગળ મારી યાદ પણ ના હોતી!

હવે પછી રૂમનું નામ નાબૂદ કરીશ-અને તેના આબાદ મુલકમાં આગ લગાડીશ.

બીજું જે કાંઈ તેની પાદશાહીમાં છે-શું ખઝાનો કે ગોહરો તેમાંથી બળદનાં ચામડાં ભરપુર બનશે.

જ્યાં સૂધી રૂમીઓમાંથી મારૂં દિલ ધરાશે નહીં—ત્યાં સુધી આપણી તલવારની નોક પાછી મેયાન થઈ શકશે નહીં.

તે મગરૂરી કરે છે કે 'હું કયસર છું—અને મારા નામદારોમાંનો એક સરદાર છું.'"

એટલું કહી તેણે ફર્માવ્યું જેથી તેની દરબાર આગળ હિંદી ઘંટના પોકારો સાથ રણશિંગડાં ફુંકાવા લાગ્યાં.

તેમજ મસ્ત હાથીની પીઠ ઉપર નગારાં-બંધાયાં અને તમામ દેશ નીલના દર્યા જેવો બન્યો.

મદાઈન શેહરથી એક ભારી લશકર મયદાનમાં ચાલવા લાગ્યું-જેથી દર્યાએ સબ્ઝ પણ ગાભરો પડી ગયો.

કરનાયના પોકારોથી અને ઝુંડાઓનાં જાતજાતનાં રંગોથી-તેમજ સોનેરી જોડાવાળા સવારોના જોશથી.

તું કહે ગોયા સેતારા પાણીની અંદર પડયા હતા-અને ફરતો આસ્માન પણ ખાબમાં પડયો હતો.

## ગેરેફ્તને નૂશીરવાન્ દેઝે સકીલા વ સરગુઝશ્તે કફ્શગર્ બા નૂશીરવાન્.

——:o:——

ચુ આગાહી આમદ બકયસર્ કે શાહ્
કે પુર્ ખેશ્મ અઝ્ ઈરાન્ બેશુદ બા સેપાહ્
બેયામદ કે અમ્મૂરેયહ્ તા હલબ્
જહાન્ શુદ પુર્ અઝ્ બાન્ગો શૂરો જલબ્
સવારાને ઈરાન્ ચુ સીસદ હઝાર્
હલબ્રા ગેરેફ્તન્દ ચફ્સર્ હેસાર્
સેપાહ્ અન્દર્ આમદ કે હર્ સૂ બજન્ગ્
નબુદ જન્ગે ઈશાન્ ફેરાવાન્ દેરન્ગ્
બેયારાસ્ત બર્ હર્ સુએ મન્જનીક્
કે ગોર્દાને રૂમ આન્ કે બુદ જાસલીક્
હેસારે સકીલા બેપર્દાખ્તન્દ
કઝાન્ સૂ હમી તાખ્તન્ સાખ્તન્દ
હલબ્ શુદ બકેર્દારે દર્યાએ ખૂન
બઝેન્હાર્ શુદ લશ્કરે બાતરૂન્
બી અન્દાઝહ્ કુશ્તન્દ અઝીશાન્ બતીર્
બરઝમ અન્દરૂન્ ચન્દ શુદ દસ્તગીર્
બદ્ હફ્તહ્ અઝ્ રૂમેયાન્ સી હઝાર્
ગેરેફ્તન્દો બોર્દન્દ ઝી શહ્રયાર્
બપીશે સેપહ્ કન્દઈ સાખ્તન્દ
બશબ્ગીર્ આબ્ અન્દર્ અન્દાખ્તન્દ
બકન્દહ્ બેબસ્તન્દ બર્ શાહ્ રાહ્
ફેરૂ માન્દ અઝ્ જન્ગ્ શાહો સેપાહ્
સેપહ્દાર્ રૂઝી દેહાન્રા બેખાન્દ
વઝાન્ જન્ગ્ ચન્દી સુખુનહા બેરાન્દ
કે ઈન્ કાર્ બા રન્જે બેસ્યાર્ ગશ્ત
કે બર્ આબો કન્દહ્ નશાયદ ગુઝશ્ત
સેપહ્રા દેરમ બાયદો દસ્તગાહ્
હમાન્ અસ્પો ખફ્તાનો રૂમી કોલાહ્
સુએ ગન્જ રફ્તન્દ રૂઝી દેહાન્
દબીરાનો ગન્જૂરે શાહે જેહાન્
અઝ્ અન્દાઝએ લશ્કરે શહ્રયાર્
કમ આમદ દેરમ તન્ગ્ સીસદ હઝાર્
બેયામદ બરે શાહ્ મૂબદ ચુ ગરદ
બગન્જ આન્ ચે કમ બુદ દેરમ યાદ કરદ
દેઝમ કરદ શાહ્ અન્દરાન્ કાર્ ચેહ્ર
બેફર્મૂદ તા રફ્ત બુઝોર્જમેહ્ર
બદ્ ગોફ્ત અગર્ ગન્જ બાશદ તેહી
ચે બાયદ મરા તખ્તે શાહનશાહી
બેરવ હમ કુનૂન સાર્વાન્રા બેખાહ્
હયૂનાને બુખ્તી બર્ અફ્ગન્ બરાહ્
સદ અઝ્ ગન્જે માઝન્દરાન્ બાર્ કુન્
વઝ્ બીશતર્ બારે દીનાર્ કુન્
બશાહે જહાન્ ગોફ્ત બુઝોર્જમેહ્ર
કે અય શાહે બા દાદો બા રાયો મેહ્ર

## નોશીરવાને સકીલાનો કિલ્લો જીતવો અને નોશીરવાન સાથની એક મોચીની હકીકત.

——:o:——

જ્યારે કયસરને પાદશાહ માટેની ખબર પડી-કે "તે ગુસ્સા ભરેલો ઈરાનથી લશ્કર સાથે ઉપડયો છ,"

ત્યારે તે અમ્મૂરીઆથી હલબ (aleppo) સૂધી આવ્યો-સઘળો દેશ પોકાર, શોર અને ઘોંઘાટ ભરેલો બન્યો.

ત્રણ લાખ ઈરાની સવારોએ-અલપ્પોના કિલ્લાને ઘેરી લીધો.

ચારે બાજૂની ઈરાની સવારો લડવા લાગ્યા-લડવામાં તેઓએ ઢીલ કીધી નહીં.

ઇરાની લશ્કરમાંના રૂમી યંત્ર શાસ્ત્રીઓએ-દરેક બાજૂએ યંત્રો ગોઠવી દીધાં.

હવે રૂમીઓને તે સકીલાનો કિલ્લો છોડી દેવો પડયો-કારણકે ઈરાની- ૨૧૭
ઓએ તે ઉપર ધસારો લઈ જવા માડયો હતો.

હલબ શેહર લોહીના દર્યા જેવું બન્યું-રૂમી વઝીર બાત્રુનાં લશ્કરે પનાહ માંગી

તેઓમાંથી પુષ્કળ સવારોને તીરથી માર્યા-અને લડાઇમાં ઘણાકો કયદ પકડાયા.

બે હફતામાં રૂમીઓમાંથી ત્રીસ હઝાર સવારો-પકડયા અને તેઓને પાદશાહ આગળ લઇ ગયા.

આથી રૂમીઓએ ઈરાની લશ્કરની આસપાસ એક ખાઈ ખોદી કાઢી-અને સવાર પડતાં તેમાં પાણી ભરી દીધું.

આ ખાઈથી ઈરાની પાદશાહનો માર્ગ બંધ કરી દીધો-જેથી લડાઈ કરવાથી પાદશાહ અને લશ્કર બન્ને આજેઝ થયાં.

આથી પાદશાહે લશ્કરના પગાર કરનારા અમલદારોને બોલાવી મંગાવ્યા-અને લડાઇ માટેની કેટલીક વાતો ચલાવી.

કે આ કામ ઘણું મુશ્કેલ થઈ પડયું છે-કારણકે આપણાથી પાણી અને ખાઈ ઉપર જઇ શકાતું નથી.

લશ્કરને ચઢેલો પગાર અને બીજી મદદ આપવી જોઇયે-તેમજ ઘોડા, બખ્તર અને રૂમી કોલાહ આપવી જોઇયે"

પગાર કરનારા અમલદારો, મુન્શીઓ અને દેશના પાદશાહનો ખઝાન્ચી ખઝાનાની તીજોરી તરફ ગયા.

પણ તેઓને ગણત્રી કરતાં પાદશાહનાં લશ્કરનાં પ્રમાણ કરતાં-ત્રીસ ૨૧૮
લાખ દિરમ કમતી જણાયા.

વરો વઝીર શિતાબી કરતો પાદશાહની નઝદીક આવ્યો-અને ખઝાનામાં જે કાંઈ પૈસા કમી હતા તે માટે કહ્યું.

પાદશાહે તે કામ માટે પોતાનો ચેહરો દિલગીર કીધો-તેણે ફર્માવ્યું જેથી બુઝોર્જમેહર તેની આગળ ગયો.

પાદશાહે તેને કહ્યું કે "અગર આપણો ખઝાનો ખાલી હોય-તો મને આ શેહનશાહી તખ્ત શા માટે જોઇયે?

માટે તું હમણાજ જા અને ઊંટના સારવાનને બોલાવ-અને મસ્ત ઊંટોને રાહમાં દોડાવ.

માઝન્દરાનના ખઝાનામાંથી સો ઊંટનો બોજો ભર-તેમાં સૌથી વધારે ભાગ દીનારનો લાધજે."

બુઝોર્જમેહરે દેશના પાદશાહને કહ્યું-કે "ઓ ઈન્સાફી, ડહાપણવાળા અને માયાળુ પાદશાહ!

ચુએ ગન્જે ઈરાન્ દરાઝસ્ત રાહ્
તેહી દસ્તો બી કાર્ માનદ્ સેપાહ્
બદીન્ શાહ્‌રહા ગેર્દે મા દર્ કસસ્ત
કે સદ્ યક્ ઝે માલશ સેપાહ્‌રા બસસ્ત
ઝે બાઝાર્‌ગાનાનો દેહ્‌કાન્ દેરમ
અગર્ વામ ખાહી નગર્દદ્ દેઝમ
૨૧૯ બદાન્ કાર્ શુદ્ શાહ્ હમદાસ્તાન્
કે દાનાએ ઈરાન્ બેઝદ્ દાસ્તાન્
ફેરેસ્તાદઈ જોસ્ત બુઝોર્જમેહ્ર્
ખેરદ્‌મન્દો શાદાન્ દેલો ખૂબ્ ચેહ્ર્
બદુ ગોફ્ત અઝ ઈદર્ દો અસ્પહ્ બેરવ્
ગુઝીન્ કુન્ યકી નામબર્દાર્ ગવ્
ઝે બાઝાર્‌ગાનાનો દેહ્‌કાને શહ્ર્
કસીરા કુજા બાશદ્ અઝ નામ બહ્ર્
ઝે બહ્રે સેપહ્ ઈન્ દેરમ વામ ખાહ્
બઝૂદી બેફર્માયદ્ અઝ ગન્જ શાહ્
બેયામદ્ ફેરેસ્તાદએ ખુશ સોખુન્
કે દર્ સાલ નવ્ બુદ્ બદાનેશ કોહુન્
પયરબર્ બઅન્દીશહ્ બારીક્ બૂદ્
બેયામદ્ બશહ્રી કે નઝ્દીક્ બૂદ્
દેરમ ખાસ્ત વામ અઝ પયે શહ્‌રયાર્
બર્ અન્જુમન્ શુદ્ બસી માયહ્ દાર્
યકી કફ્‌શગર્ બૂદ્ મૂઝહ્ ફરૂશ
બગોફ્તારે ઊ પહ્ન્ બુક્‌શાદ્ ગૂશ
દેરમ ચન્દ્ બાયદ્ બદુ ગોફ્ત મર્દ્
દેલાવર્ શુમારે દેરમ યાદ્ કર્દ્
૨૨૦ ચુનીન્ ગોફ્ત કય પુર્ ખેરદ્ માયહ્‌દાર્,
ચેહલ મર્ દેરમ હર્ મરી સદ્ હઝાર્
બદુ કફ્‌શગર્ ગોફ્ત કીન્ મન દેહમ
સેપાસી ઝે ગન્જૂર્ બર્ સર્ નેહમ
બેયાવર્દ્ કપ્પાનો સન્ગો દેરમ
નબુદ્ હીચ દફ્તર્ બકારો કલમ
ચુ બાઝાર્‌ગાન્‌રા દેરમ સુખ્તહ્ શુદ્
ફેરેસ્તાદહ્‌રા કાર્ પર્દુખ્તહ્ શુદ્
બદુ કફ્‌શગર્ ગોફ્ત કય ખૂબ્ ચેહ્ર્
નરન્જી બેગૂઈ બબૂઝોર્જમેહ્ર્
કે અન્દર્ ઝમાનહ્ મરા ફર્ઝંદીસ્ત
કે આઝારે ઊ બર્ દેલમ ખાર્ નીસ્ત
બેગૂઈ મગર્ શહ્‌રયારે જેહાન્
મરા શાદ્ ગર્દાનદ્ અન્દર્ નેહાન્
કે ઊરા સેપારમ બફર્‌હન્ગેયાન્
કે દારદ્ સરે માયહો હન્ગે આન્
ફેરેસ્તાદહ્ ગોફ્ત ઈન્ નદારમ બરન્જ
કે કૂતાહ્ કર્દી મરા રાહે ગન્જ
બેયામદ્ બરે શાહે ઈરાન્ બશબ્
વઝાન્ કફ્‌શગર્ નીઝ બુક્‌શાદ્ લબ્
૨૨૧ બરે શાહ્ શુદ્ શાદ્ બુઝોર્જમેહ્ર્
બરાન્ ખાસ્તહ્ શાહ્ બુક્‌શાદ્ ચેહ્ર્
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ કે યઝ્દાન્ સેપાસ
કે બૂદમ હમહ્ સાલહ્ યઝ્દાન્ શેનાસ

ઈરાનના ખઝાના તરફ જવાનો માર્ગ બહુ લામ્બો છે–તેટલામાં તો લશ્કર ખાલી હાથનું અને બેકાર બની જશે.

આપણી આસપાસનાં આ શેહરોમાં કોઈ કોઈ એવા પડેલા છે–કે તેના માલમાંથી સોમાંનો એકજ ભાગ આપણાં લશ્કર માટે બસ થશે.'

અગર તું વેપારીઓ અને ઝમીનદારો પાસેથી નાણું–ઉછીનું માગશે, તો તેથી કોઈ દિલગીર થશે નહીં (પણ ખુશીથી આપશે)."

તે ઈરાનના દાના બૂઝોર્જમેહરે જે સલાહ આપી તે સાથ પાદશાહ મળતો થયો.

પછી બૂઝોર્જમેહરે એક અકલમંદ, ખુશહાલ દિલનો અને ખૂબસૂરત એલચી શોધી કાઢયો.

તેને કહ્યું કે "તું અહીંથી દોડતો કે જા–તારી સાથે એક નામ ઉઠાવનારો પેહલવાન લે.

શેહરના સઉદાગરો અને ઝમીનદારોમાંથી–જે કોઈ કે વખણાયલો હોય,

તેની પાસેથી લશ્કરને માટે આટલા દિરમ ઉછીના લાવ–જે જલ્દીથી પાદશાહ પોતાના ખઝાનામાંથી પાછા ફર્માવશે."

પેલો અચ્છું બોલનારો એલચી કે જે–ઉમરમાં નાનો પણ અકલમાં બુઢ્ઢો હતો, તે નીકળ્યો.

તે કાસેદ ઊંડો વિચાર કરનારો હતો–જેથી જે શેહર કે નઝદીક હતું ત્યાંજ આવ્યો.

તેણે પાદશાહ માટે ઉછીના પૈસા માગ્યા–ઘણાક પૈસાવાળા તેની આગળ એકઠા થયા.

જેમાં એક જોડા વેચનાર મોચી પણ હતો–જે તેની વાત ધ્યાનથી સાંભળવા લાગ્યો.

પછી તે શખ્સે પેલાને પૂછયું કે "પૈસા કેટલા જોઇયે છે?"–પેલા બહાદુર મર્દે તે પૈસાનો શુમાર તેને કહ્યો.

તેણે એ પ્રમાણે કહ્યું કે "ઓ ડહાપણ ભરેલા તવંગર શખ્સ!–મને ગણત્રીમાં ચાળીસ લાખ દિરમ જોઇયે છે."

પેલા મોચીએ તેને કહ્યું કે "એ આખી રકમ હું ધીરૂં છું–અને વળી પાદશાહના ખઝાન્ચીનો ઉપકારી થઈશ."

પછી તે મોટું તરાઝૂ, કાટલાં અને દિરમ લઈ આવ્યો–તેની પાસ હિસાબ કેતાબ કે ખડિયો કલમ જેવું કશું હતુંજ નહીં.

જ્યારે એક વેપારીની માફક પેલા પૈસા ટોળાઈ રહ્યા–અને તે કાસેદનું કામ સઘળું પુરૂં થયું,

ત્યારે પેલા મોચીએ તેને કહ્યું કે "ઓ ખૂબસૂરત મર્દ!–જો તને કાંઈ અડચણ નહીં હોય તો એટલું બૂઝોર્જમેહરને કહેજે,

કે 'હાલમાં મારે ત્યાં એક છોકરો છે–કે જેને માટેની મને મોટી ફિક્ર છે.

તેને માટે તું ભલામણ કરજે કે કદાચ દેશનો પાદશાહ–મારાં દિલમાં ખુશહાલી ફેલાવે,

કે હું તેને પાદશાહના વિદ્વાન માણસોને સોંપી આપું–કે જેથી તે લોકોની દાનાઇની પુંજી અને હુશ્યારી હાસેલ કરે."

પેલા એલચીએ કહ્યું કે "એમાં શું તસ્દી છે?–કારણકે તેં આ ખઝાનો મેળવવા માટેનો મારો માર્ગ કોતાહ કરી નાખ્યો છે."

હવે તે રાતના ઇરાનના પાદશાહ તરફ પાછો ફર્યો–અને બૂઝોર્જમેહરને પેલા મોચી માટેની વાત પણ કહી.

બૂઝોર્જમેહર ખુશી થતો પાદશાહ પાસે ગયો–પાદશાહ તે ખઝાનો જોઈ ખુશી થયો.

પછી તે એમ બોલ્યો કે "યઝદાનના શુકાના!–કે હું હમેશાં યઝદાનનીજ પિછાન કરનારો રહ્યો છું.

કે દર્ કેશ્વરે મા ચકી મૂઝહ દૂઝ
બદીનગૂનહ શાદસ્તો ગીતી ફેરૂઝ
કે ચન્દીન્ નેહાદહ દેરમ બાશદશ્
મબાદા કે અઝ્ મા સેતમ્ બાશદશ્
નેગર્ તા ચે દારદ્ કુનૂન્ આરૂઝૂય
બેમાનદ્ બરે મા હમીન્ રાયો ખૂય
ચુ વામશ્ બેતૂઝી દેરમ સદ્ હઝાર્
બેદેહ તા બેદારદ્ ઝે મા યાદગાર્
બશાહે જહાન્ ગોફૂત બૂઝોરૂજમેહર્
કે અય શાહે નીકુ અખ્તરે ખૂબ્ ચેહર્
મબાદા કે બીદાદગર્ શહરૂયાર્
બુવદ્ શાદ્ બર્ તખ્તો બેહ્ રૂઝગાર્
હમહ ઝીરૂદસ્તાન્ તવાન્ગર્ શુદન્દ
જહાન્જૂય બા તખ્તો અફૂસર્ શુદન્દ
ચકી આરૂઝૂ કરદ્ મૂઝહ ફ્રૂશ્
અગર્ શાહ દારદ્ બગોફૂતાર્ ગૂશ્
ફેરેસ્તાદહ ગૂયદ્ કે આન્ મરદ્ ગોફૂત
કે શાહે જહાન્ બા ખેરદ્ બાદ્ જોફૂત
ચકી પૂર્ દારમ્ રસીદહ બજાય
બફરહન્ગ્ જૂયદ્ હમી રહનુમાય
અગર્ શાહ બાશદ્ બદીન્ દસ્તગીર્
કે ઈન્ પાક્ ફર્ઝન્દ્ ગર્દદ્ દબીર્
ઝે યઝદાન્ બેખાહમ હમી જાને શાહ
કે જાવીદ બાદા સઝાવારે ગાહ
બદૂ ગોફૂત શાહ અય ખેરદમન્દ્ મરદ્
ચેરા દીવ્ ચશ્મે તોરા ખીરહ કરદ્
બેરવ્ હમ ચુનાન્ બાઝ્ ગર્દાન્ શોતુર્
મબાદા કઝૂ સીમ્ ખાહીમો દુર્
ચુ બાઝારગાન્ બચ્ચહ ગર્દદ્ દબીર્
હોનરૂમન્દો બા દાનેશો યાદગીર્
ચુ ફર્ઝન્દે મા બર્ નેશીનદ્ બતખ્ત
દબીરી બેબાયદશ્ પીરૂઝબખ્ત
હોનર્ યાબદ્ અઝ્ મર્દે મૂઝહ ફ્રૂશ્
સેપારદ્ બદૂ ચશ્મે બીનાઓ ગૂશ્
બદસ્તે ખેરદમન્દ્ મર્દે નેઝાદ્
નમાનદ્ જોઝ્ અઝ્ હસ્રતો સરદ્ બાદ્
શવદ્ પીશે ઊ ખારો મરદુમ શેનાસ્
ચુ પાસોખ્ દેહદ્ ઝૂ નયાબદ્ સેપાસ્
બમા બર્ પસ અઝ્ મરગ્ નફ્રીન્ બુવદ્
ચુ આઇને ઈન્ રૂઝગાર્ ઈન્ બુવદ્
નખાહીમ રૂઝી જોઝ્ અઝ્ ગન્જે દાદ્
દેરમ ઝૂ મખાહો મકુન્ રન્જ યાદ્
હમ અકૂનૂન શુતોર્ બાઝ્ ગર્દાન્ ઝે શાહ
દેરમ હરગેઝ્ અઝ્ મૂઝહ દૂઝાન્ મખાહ
ફેરેસ્તાદહ બરગશ્તો શુદ્ બા દેરમ
દેલે કફ્શગર્ ઝાન્ દેરમ પુર્ ઝે ઘમ
શબ્ આમદ્ ઘમી શુદ્ ઝે ગોફૂતાર્ શાહ
ખેરૂશે જરસ ખાસ્ત અઝ્ બારગાહ
તલાયહ બર્ અફૂગન્દ્ બર્ ગેર્દે દશ્ત
હમહ શબ્ હમી ગેર્દે લશ્કર્ બેગશ્ત

કેમકે મારા મુલકમાં એક મોચી-એવી રીતનો ખુશહાલ અને દુન્યાને રોશન કરનારો છે.

કે જેની પાસે એટલા બધા એકઠા કીધેલા દિરમ છે-એવું કદી ના બનતું કે મારી તરફથી તેને કાંઈ દુઃખ પુગે.

પણ તું જો કે રૂપ્યા ધીરવામાં તેની કોઈ બીજી ધારણા છે કે?-મોચી તરીકેની કોઈ ખસ્લત કે ચતુરાઇ તે આપણને દેખાડવા આવે છે?

જ્યારે તું તેનું કર્ઝ પાછું ફેરવે ત્યારે તેને એક લાખ દિરમ-વધુ આપજે કે તે મારી તરફથી યાદગારી તરીકે રાખે."

બૂઝોર્જમેહરે દેશના પાદશાહને કહ્યું-કે "ઓ નેક સેતારેના ખૂબસૂરત શાહ!

એવું ના બનતું કે એક ઝુલ્મગાર પાદશાહ તખ્ત ઉપર બેસી ખુશહાલી ભોગવે અને ભાગ્યશાળી થાય.

તારા સઘળા નોકરો પણ તવંગર, ઉત્સાહી, ભાગ્યશાળી અને તાજદાર બન્યા છે

અગરજો પાદશાહ તેની વાત ઉપર ધ્યાન આપે-તો તે મોચીએ એક ખાહેશ કીધી છે.

આ કાસેદ કહે છે કે તે મોચીએ એવું કહેવાડિયું છે કે 'દેશનો ૨૨૨
પાદશાહ ડહાપણનોજ સાથી બનજો!'

મારો એક ઉમરે પુગેલો છોકરો છે-જે વિદ્યા શીખવા માટે કોઈ રેહનુમા શોધે છે.

જો પાદશાહ એ વાતમાં મારો મદદગાર થાય-કે આ મારો ભલો છોકરો મુન્શી બને,

તો હું યઝદાન પાસે પાદશાહના જાન માટે દોઆ માગીશ-કે 'આ તખ્તને લાયકનો પાદશાહ હમેશે કાયમ રહેજો!'"

પાદશાહે તેને જવાબ દીધો કે "ઓ દાનેશમંદ મર્દ!-નાપાક એહરેમને તારી પણ આંખ કેમ આંધળી કરી નાખી?

તું જા, અને આ ઊંટો એમના એમ પાછાં ફેરવી દે-કારણકે તેની પાસથી રૂપાં નાણું કે બીજાં કાંઈ ગોહરો આપણે માગ્યે એવું કદીબી ના બનતું!

જો વેપારીનો છોકરો લખનારો-હુનરમંદ, અકલ સાથનો અને યાદદાશ્ત શક્તિવાળો બને,

અને જ્યારે મારો છોકરો તખ્ત ઉપર બેસે-અને તેને કોઇ ભાગ્યશાળી મુન્શીની અગત પડે,

ત્યારે જો તે પેલા મોચીથી તાલીમ મેળવે-અને તેને તે (શાહજાદો) પોતાની રોશન આંખો અને કાનો સોંપે (યાને તેના કહ્યા મુજબ ચાલે),

તો પછી ખાન્દાની દાનેશમંદ મર્દના હાથમાં-ગમગીની અને હાય અફસોસ સિવાય બીજું કશુજ રહે નહીં.

બુન્યાદની કદર જાણનારાઓ તેની આગળ ધિક્કારમાં આવી જશે- ૨૨૩
તે જે જવાબ આપશે તેમાં ગુણ કે પાડ જેવું કાંઈ હશેજ નહીં.

જો મારા વખતમાં એવી ચાલ નીકળે-તો મારાં મરણ પછી મારી ઉપર લઆનત પડે.

માટે ઈન્સાફની રીતે મેળવેલા ખઝાના સિવાય આપણને બીજા પૈસા જોઇતાજ નથી-તું તેની પાસના પૈસા ના લે અને એ માટે કાંઇ ફિક્ર ના રાખ.

તુરતજ તેનાં ઊંટો રાહમાંથી પાછાં ફેરવી દે-જોડા સીવનારાઓ પાસના પૈસા તું કદીબી ના લે."

પેલો કાસેદ પાછો ફર્યો અને તે પૈસા લઇ ગયો-તે દિરમથી મોચીનું દિલ ગમ ભરેલું બન્યું.

હવે રાત પડી અને તે વાતથી પાદશાહ દિલગીર થયો-છાવણીમાંથી ઘંટના આવાઝ નીકળવા લાગ્યા.

મયદાનની આસપાસ તલાયા મૂકયા-તેઓ આખી રાત લશ્કરની આસપાસ ફરવા લાગ્યા.

## આમદને ફેરેસ્તાદગાને કયસર્ નઝ્દે નૂશીરવાન્ બા પૂઝેશ્ વ નેસાર્.

——:o:——

ઝે માહી ચુ ખુરૂશીદ બેન્મૂદ તાજ
બરૂ અફૂગન્દ ખેલ્અત ઝમીન્રા ઝે આજ
તલાયહ્ ચુ ગશત્ અઝ્ લબે કન્દહ્ બાઝ્
બેયામદ બરે શાહે ગર્દન્ફરાઝ્
કે પયઘમ્બરે કયસરૂ આમદ બશાહ્
પુરૂ અઝ્ દર્દો પૂઝેશ કુનાન્ અઝ્ ગુનાહ્
૨૨૪ ફેરેસ્તાદહ્ આમદ હમાન્ગહ્ દમાન્
નેયાયેશ કુનાન્ પીશે નૂશીરવાન્
ચુ રૂમી સરે તાજે કેસ્રા બદીદ
યકી બાદ સરદ અઝ્ જેગરૂ બરૂકશીદ
બદેલ્ ગોફ્ત ઈનત સઝાવારે શાહ્
બશાહીઓ મર્દીઓ ચન્દીન્ સેપાહ્
બઝાન્ ફયલસૂફાને રૂમી ચેહેલ્
ઝબાન્ પુરૂ ઝે ગોફ્તારો પુરૂ બાદ દેલ્
ઝે દીનારૂ બા હરૂ યકી સી હઝારૂ
નેસારૂ આવરીદહ્ બરે શહરૂયારૂ
ચુ દીદન્દ તાઝહ્ રોખે શહરૂયારૂ
બેરફૂતન્દ ગેર્યાનો પીચાન્ ચુ મારૂ
શહનશાહ્ ચૂન દીદ બે·વાખ્ત શાન્
બઆઇન્ યકી પાયગહ્ સાખ્ત શાન્
સખુન ગોફ્ત ગૂયન્દએ પીશરવ.
કે અય શાહ્ કયસરૂ જવાનસ્તો નવ
પેદરૂ મોર્દહો ના સેપોર્દહ્ જેહાન્
નદાનદ હમી આશકારો નેહાન્
હમહ્ સરૂબસરૂ બાઝ્દારે તો ઈમ
પરસ્તારો દરૂ ઝીન્હારે તો ઈમ
૨૨૫ તોરા રૂમ ઇરાનો ઇરાન્ ચુ રૂમ
જુદાઇ ચેરા બાયદ ઇન્ મર્ઝો બૂમ
ખેરદ દરૂ ઝમાનહ્ શહનશાહ્રાસ્ત
વઝ્ દાશ્ત કયસરૂ હમી પોશત્ રાસ્ત
ચે ખાકાને ચીની ચે દરૂ હેન્દ શાહ્
બદૂયન્દ શાદાનો ઝીબાએ ગાહ્
અગરૂ કૂદકી ના રસીદહ્ બજાય
સખુન્ ગોફ્ત બી દાનેશો રહ્નુમાય
નદારદ શહનશાહ્ અઝ્ કીનો દરૂદ
કે શાદસ્ત અઝ્ ગુમ્બદે લાજ્વરૂદ
હમહ્ બાઝે રૂમ આન્ચે બૂદ અઝ્ નુખોસ્ત
સેપારીમો અહ્દી બેબાયદ દુરોસ્ત
બેખન્દીદ નૂશીરવાન્ ઝાન્ સખુન્
કે મર્દે ફેરેસ્તાદહ્ અફૂગન્દ બુન
બદૂ ગોફ્ત અગરૂ નામવરૂ કૂદકસ્ત
ખેરદ બા સખુન્ નઝ્દે ઊ અન્દકસ્ત

## કયસરના એલચીઓનું માફી પત્ર અને હદયા સાથ નોશીરવાનની નઝદીક આવવું.

——:•:——

જ્યારે મીન રાશિમાંથી ખોરશીદે પોતાનું તાજ બતાવ્યું-અને ઝમીનને હાથીદાંતનો સરપાવ પેહેરાવ્યો,

અને જ્યારે તલાયા ખાઇને કિનારેથી ચોકી કરી પાછા ફર્યા-ત્યારે એક જણ ગર્દનફરાઝ પાદશાહની નઝદીક આવ્યો,

કે "કયસરનો એલચી દર્દ ભરેલો અને ગુનાહની માફી માગતો પાદશાહની આગળ આવ્યો છે."

તેવામાં તે એલચી નમન કરતો નોશીરવાનની નઝદીક તુરતજ આવ્યો.

જ્યારે તે રૂમીએ નોશીરવાનનું તાજદાર સર જોયું-ત્યારે તેણે પોતાના જીગરથી એક સર્દ હાય મારી.

અને પોતાનાં મન સાથ બોલવા લાગ્યો કે "આવી પાદશાહી, આવી બહાદુરી અને આટલાં મોટાં લશ્કર સાથ એજ પાદશાહ થવાને લાયક છે."

બીજા રૂમી ફીલસૂફોમાંથી વાતોથી ભરપુર ઝબાનના અને અફસોસ ભર્યાં દિલના ચાળીસ જણાઓ,

જે દરેક જણ ત્રીસ ત્રીસ હઝાર દીનાર સાથે લઇને-પાદશાહ માટે વધાવો લાવ્યા હતા,

તેઓએ જ્યારે પાદશાહનો ખીલતો ચેહરો જોયો-ત્યારે તેઓ રડતા અને સાપની માફક વળ ખાતા આગળ આવ્યા.

શેહન્શાહે જ્યારે તેઓને જોયા ત્યારે તેઓને નવાઝયા-અને રીત રેવાજ પ્રમાણે તેઓને માન મરતબો આપ્યો.

તેઓમાંના આગેવાન બોલનારાએ સખુનો બોલવા માંડયા-કે "ઓ પાદશાહ! અમારો કયસર જવાન અને નવોસવો છે.

બાપ મરી ગયો છે અને એને દુન્યાનો અનુભવ નથી-તેથી ઝાહેર કે છુપું કાંઈ પણ સમજતો નથી.

અમો તો સઘળા તારાજ ખંડણી ભરનારા લોકો છિયે-તારાજ ગોલામ અને તારીજ પનાહમાં રહેલા છિયે.

તારે મનથી તો રૂમ ઈરાન જેવું અને ઇરાન રૂમ જેવુંજ છે-તો આ મુલક સાથ તને જુદાઈ શા માટે રાખવી જોઇયે?

હાલના ઝમાનામાં ડહાપણ તુંજ શેહનશાહને છે-અને નોશીરવાનથીજ અમારો કયસર પોતાનો મોસ્બો જાળવતો હતો.

શું ખાકાને ચીન કે શુ હિંદુસ્તાનનો રાજા-તેનાજીજ ખુશહાલ અને તખ્તને ઝેબ આપનારા રહેલા છે.

અગર કાચી ઉમરના એક બાળકે-અકલ વગરની અને કોઈની સલાહ લીધા વગરની બેહુદી વાતો કીધી,

તો પાદશાહે તેનાથી કીનો અને દુઃખ ધરાવવું નહીં જોઇયે-કારણકે નોશીરવાનથી તો આ ઘેરા રંગનું આકાશ પણ ખુશહાલ રહે છે.

રૂમનું આગળનું ખેરાજ કે જે કાંઇ ચઢેલું છે-તે અમો આપીને પાછો નવેસરથી સારી રીતનો કોલકરાર કરીશું."

નોશીરવાન, તે એલચીએ કહેલી વાતો સાભળી હસી પડયો.

અને પેલાને જવાબ દીધો કે "અગરજો કયસર બચ્ચું છે-અને ડહાપણની વાતો તેનામાં થોડીજ છે,

**ચે કયસરૂ ચે આન્ બી બેહૂદ બાતરૂન્**
**ઝબાનશ રવાનરા ગેરેફતહૂ ઝબૂન્**

**હમહ હુશમન્દાને એસ્કન્દરી**
**ગેરેફતન્દ પીરૂઝીઓ બરૂતરી**
**કસી કુ બેગર્દદ ઝે ફર્માને મા**
**બેપીચદ દેલ અઝ્ રાયો પયમાને મા**
**ઝે આબાદ બૂમશ બરૂ આરીમ્ ખાક્**
**ઝે ગન્જો ઝે લશકરૂ નદારીમ્ બાક્**
**ફેરેસ્તાદગાન્ ખાક્ દાદન્દ બૂસ**
**ચુનાન્ ચૂન્ બુવદ મરૂદુમે ચાપ્લૂસ**
**કે અય શાહે પીરૂઝે બરૂતરૂ મનેશ**
**ઝે કારે ગુઝશ્તહ મકુન્ સરૂઝનેશ**
**હમહ સરૂઅસર ખાકે રન્જે તો ઈમ**
**હમહ પાસ્બાનાને ગન્જે તો ઈમ**
**ચુ ખુશ્નૂદ ગર્દદ ઝે મા શહરૂયારૂ**
**નબાશીમ્ ના કામો બદ રૂઝ્ગારૂ**
**ઝે રન્જી કે ઈદરૂ શહન્શાહ બેરૂદ**
**હમહ રૂમેયાન્ આન્ નદારન્દ ખોરૂદ**
**ઝે દીનારૂ પુરૂ કર્દહ દેહ ચર્મે ગાવ**
**બગન્જ આવરીમ્ અઝ્ દરે બાઝો સાવ**
**બકમ્મીઓ બીશીશ ફર્માન્ તોરાસ્ત**
**પઝીરદ ઝે મા ગરૂચે આન્ ના સઝાસ્ત**
**ચુનીન દાદ પાસોખ કે અઝ્ કારે ગન્જ**
**સઝાવારે દસ્તૂરૂ બાશદ બરન્જ**
**હમહ રૂમેયાન્ પીશે મૂબદ શુદન્દ**
**ખોરૂશાનો બા અખ્તરે બદ શુદન્દ**
**ફેરાવાન્ ઝે હરૂ દરૂ સખુન્ રાન્દન્દ**
**હમહ રાઝે કયસરૂ બરૂ ઊ ખાન્દન્દ**
**ઝે દીનારૂ ગોફ્તન્દ વઝ્ ગાવ પૂસ્ત**
**ઝે કારી કે આરામે રૂમ અન્દરૂસ્ત**
**ચુનીન્ ગોફ્ત મૂબદ અગરૂ ઝરૂ દેહીદ**
**ઝે દીબા ચે માયહ બરૂ બરૂ નેહીદ**
**બહન્ગામે બરૂ ગશ્તને શહરૂયારૂ**
**ઝે દીબાએ ઝરૂબફ્ત બાયદ હઝારૂ**
**કે ખેલ્અત બુવદ શાહરા હરૂઝમાન્**
**ચે બા કેહતરાનો ચે બા મેહતરાન્**
**બરીન્ બરૂ નેહાદન્દો ગશ્તન્દ બાઝ્**
**હમહ પાક્ બોર્દન્દ પીશશ નમાઝ્**
**બેબુદ શાહ ચન્દી બરાન્ રઝ્મગાહ**
**ચુ આસૂદહ શુદ શહરૂયારો સેપાહ**
**ઝે લશકરૂ યકી મરૂદ બુગ્ઝીદહ ગોરૂદ**
**કે દાનદ શુમારે નેવેશ્તો સેતોરૂદ**
**બપયમાન્ બેદાનદ હેરમ ખાસ્તન્**
**ચુ જન્ગ્ આવરદ લશકરૂ આરાસ્તન્**
**સેપાહી બદૂ દાદ તા બાઝે રૂમ**
**બેખાહદ સેપારદ બઆબાદ બૂમ**
**વઝાન્ જા બેયામદ સુએ તયસફૂન**
**સેપાહી પસે પોશ્તો પીશ અન્દરૂન**

તો બાત્રુ વઝીર પણ કયસર જેવોજ બેહુદ દેખાય છે-તેના બોલો તો ગોયા જીવને ધિક્કારનારા છે (એટલે તેના બેહુદા બોલોથી લડાઇ જાગી કીમતી જીવોની ખુવારી થઇ).

સિકંદરી દફર ચલાવનારા તેના ડાહ્યા માણસો કીર્તિ અને વડાઈ નીજ ધુંઇમાં આવેલા જણાય છે.

પણ જે કોઇ મારાં ફર્માનથી ફરે છે-અને અમારા વિચાર અને ૨૨૬
વચનથી પોતાનું દિલ ફેરવે છે,

તેના આબાદ મુલકને ધૂળધાણી કરી નાખ્યે છિયે-અમો તેના ખઝાના કે લશ્કરની કાંઈ પણ બીક રાખતા નથી."

પેલા એલચીઓ જેમ ચાપ્લૂસીખોર માણસો કરે તેમ તેઓ નોશીરવાન આગળની ખાક ચૂમી બોલ્યા,

કે "એ મોટાં મનના ફતેહમંદી ભરેલા પાદશાહ !-બની ગયલાં કામ માટે હવે ઠપકો ના આપ.

અમો સઘળા તારી ઉઠાવેલી રંજની ખાક બરાબરના છિયે-અમો સઘળા તારાજ ખઝાનાના પાસબાન છિયે.

જો તું પાદશાહ અમારીથી ખુશહાલ થશે-તો અમો ના મુરાદ અને બૂરા ઝમાનાના નહીં બનીશું.

તું શેહનશાહે અહીં આવવાની જે મેહનત ઉઠાવી છે-તેને રૂમીઓ તુચ્છ સમજતા નથી.

દીનારથી ભરેલાં બળદના દશ ચામડાં-ખેરાજ અને ખંડણી તરીકે અમો તારા ખઝાનામાં પુગાડીશું.

તેમાં વધારો ઘટાડો કરવા માટે તું મુખ્તયાર છે-જો કે એ નજીવી ચીઝ છે, તોપણ તે અમારી તરફથી પાદશાહ કબૂલ રાખશે."

પાદશાહે એવો જવાબ આપ્યો કે "ખઝાના માટેનું કામ-વઝીરને લાયકનું કંટાળા ભરેલું હોય છે."

આથી સઘળા રૂમીઓ પોકારતા અને પોતાનાં બૂરાં નસીબ સાથ ૨૨૭
વડા વઝીર આગળ ગયા.

તેઓએ દરેક બાબદની પુષ્કળ વાતો ચલાવી-અને કયસરનો તમામ ભેદ તેને કહ્યો.

દીનાર આપવા માટે અને તે બળદનાં ચામડાં ભરી આપવા માટે-તેમજ જે કામમાં કે રૂમની સલામતી હતી તે માટે કહ્યું.

વઝીર બોલ્યો કે "અગર તમો સોનું આપવા માગો છો-તો તેની ઉપર વધારા તરીકે રેશમી કપડાંનાં થાન કેટલાં આપશો?

પાદશાહને અહીંથી પાછું ફરતી વખતે-સોનેરી ભરતનાં રેશમી કપડાંમાંથી એક હઝાર તાકા જોઇશે.

કારણકે દર વખત પાદશાહ પાસ તે શું નાનાં કે મોટાને સરપાવ માટે હોવાં જોઇયે."

તેઓએ તે સઘળું કબૂલ કીધું અને પાછા ફર્યા-સઘળાઓએ તેને નમન કર્યું.

તે લડાઇગાહમાં પાદશાહ થોડોક વખત થોભ્યો-જ્યારે પાદશાહ પોતે તેમજ લશ્કર આસૂદા થયું,

ત્યારે લશ્કરમાંથી એક એવા શખ્સને ચુંટી કાઢયો-કે જે હિસાબ કેતાબ સારી રીતે જાણતો હોય,

જે થયલા કોલકરાર પ્રમાણે પૈસા માંગી જાણતો હોય-અને જ્યારે આવી લાગે ત્યારે લશ્કરની ગોઠવણ પણ કરી જાણતો હોય,

તેને લશ્કર સોંપી આપ્યું કે રૂમનું ખેરાજ લઇ આબાદ મુલક ૨૨૮
(ઈરાનમાં) પહોંચતું કરે.

પછી ત્યાંથી તે તયસફૂન તરફ ચાલ્યો-તેની આગળ અને પાછળ લશ્કર ચાલતું હતું.

હમહ્ યકુસર્ આબાદ અઝ્ સીમો ઝર્
બસીમીન્ સેતામો બઝરીન્ કમર્
ઝે બસ પર્નેયાની હેરકુશે સરાન્
તો ગોફતી હવા શુદ હમહ્ પર્નેયાન્
દરો દશ્ત્ ગોફતી કે ઝરીન્ શુદસ્ત
કમરહા ઝે ગઉહર્ ચુ પર્વીન્ શુદસ્ત
ચુ નઝ્દીકે શહર્ અન્દર્ આમદ ઝે રાહ્
પઝીરહ્ શુદન્દશ ફેરાવાન્ સેપાહ્
હમહ્ પીશે કેસ્રા પેયાદહ્ શુદન્દ
કમર્ બસ્તહો દેલ્ કુશાદહ્ શુદન્દ
હરાન્ કસ કે પયમૂદ બા શાહ્ રાહ્
પેયાદહ્ બેશુદ તા દરે બારૂગાહ્
હમહ્ મેહ્તરાન્ ખાન્દન્દ આફરીન્
બરાન્ શાહે બીદારો બા દાદો દીન્
હરાન્ કૂ બુદ અઝ્ મેહ્તરાન્ નામદાર્
બરૂ કરદ યાકૂતો ગઉહર્ નેસાર્
૨૨૯ ચુ તન્ગ્ અન્દર્ આમદ બજાએ નેશસ્ત
બહર્ મેહ્તરી શાહ્ બેન્મૂદ દસ્ત
બેરફતન્દ ગોર્દાન્ બઆરામે ખીશ
બર્ અફ્રાખ્તહ્ દર્ જહાન્ નામે ખીશ

સઘળાઓ સોના રૂપાથી તેમજ રૂપેરી લગામ અને સોનેરી કમરબંદથી આબાદ થયા હતા.

સરદારોના પુષ્કળ રેશમી ઝુંડાઓથી-તું કહે ગોયા હવા પણ સઘળી રેશમી કપડાં માફક બની ગઈ હતી.

ગોયા પહાડની ખીણ અને મયદાન સોનેરી થયાં હતાં-સવારોની કમર ઉપરનાં કમરબંદો ગોહરોથી ગોયા પર્વીન સેતારા માફકના બન્યા હતા.

જ્યારે પાદશાહ સફરમાંથી શેહરની નઝદીક આવ્યો-ત્યારે ઘણાક સેપાહો તેને એસ્તેકબાલ લેવા ગયા.

સઘળાઓ નોશીરવાનની નઝદીક પેયાદા થયા-તેઓ બાંધેલા કમરબંદે અને ખુશહાલ દિલે ત્યાં આવ્યા.

જે કોઇયે કે પાદશાહની સાથે સફર કરી હતી-તેઓ પણ દરબારના દરવાઝા સુધી પેયાદા ગયા.

જ્યાં સઘળા મોટાઓએ તે બાહોશ, ઈન્સાફી અને દીનચુસ્ત પાદશાહ ઉપર દુઆ કીધી.

વળી જે કોઇ કે તે સરદારોમાંથી વધુ નામદાર હતા-તેઓએ તેના ઉપર યાકુત અને ગોહરોનો નેસાર કીધો.

જ્યારે તે પોતાની બેઠકની છેક નઝદીક આવ્યો-ત્યારે પાદશાહે સઘળા સરદારોને પાછા ફરવા માટે હોકમ કીધો.

આથી સઘળા પેહલવાનો પોત પોતાને રહેઠાણે ગયા-તેઓએ દુન્યામાં પોતાનું નામ ઉઠાવ્યું હતું.

## ગુઝીદને નૂશીરવાન્ હોર્મુઝ્દરા બરાએ વલીઅહ્દ્ કર્દને ખીશ્.

જહાનજૂય દેહકાને આમૂઝગાર્
ચે ગોફ્ત અન્દરીન્ ગર્દેશે રૂઝગાર્
કે જાનો દેલ્ અન્દર્ સેપન્જી સરાય
ન બન્દદ ખેરદ યાફતહ્ નીકુરાય
કે રૂઝી ફરાઝસ્તો રૂઝી નેશીબ્
ગહી બા ખરામીમો ગહ્ બા નેહીબ્
સરન્જામ બેસ્તર્ બુવદ તીરહ્ ખાક્
યકીરા ફરાઝો યકીરા મગાક્
નેશાની નદારીમ અઝાન્ રફતગાન્
કે બીદારો શાદન્દ અગર્ ખફતગાન્
બદીન્ ગીતી અર્ ચન્દ શાન્ બર્ગ્ નીસ્ત
હમાન્ બેહ્ કે આવીઝેશે મર્ગ્ નીસ્ત
અગર્ સદ બુવદ સાલ્ અગર્ બીસ્તો પન્જ
યકી શુદ ચુ યાદ આયદ આન્ રૂઝે રન્જ

ચે આન્ કસ કે અન્દર્ ખરામસ્તો નાઝ્
ચે આન્ કસ કે દર્ દસ્તે રન્જો નેયાઝ્

૨૩૦ કસીરા નદીદમ બમર્ગ્ આર્ઝૂય
ઝે બીરાહો અઝ્ મર્દુમે નીકુખૂય
ચે દીની ચે અહ્રીમને બુત પરસ્ત
ઝે મર્ગ્ અન્દ બર્ સર્ નેહાદહ્ દો દસ્ત

## નોશીરવાને પોતાનો વારસ કરવા માટે હોરમઝદને પસંદ કરવો.

જેહાનના અનુભવી ઉસ્તાદ દાનેશ્વર દેહકાને-આ ઝમાનાની ગર્દેશ માટે શું કહ્યુ છે?

કે નેક વિચારનો દાનેશમંદ શખ્સ પોતાનો જાન અને દિલ આ મુસાફરખાનારૂપી દુન્યામાં લગાડતોજ નથી.

કે જ્યાં એક દહાડો ચઢતી છે તો બીજે દિવસે પડતી છે-જ્યાં આપણે કબી નાઝ નખરાંથી ચાલ્યે છિયે તો કબી ધાસ્તીમાં આવી પડિયે છિયે.

શેવટે તો સીઆહ ખાકનું બિછાનુંજ છે-એકને માટે ચઢતી તો બીજા માટે પડતીજ છે.

પછી તે ગુઝર પામેલાઓની આપણે કશીબી નિશાન ધરાવતા નથી-કે તેઓ જાગે છે, ખુશહાલ રહેલા છે કે ઊંઘાએલા છે.

આ દુન્યામાં જો તેઓને કશો લાભ નથી-તો તેજ માર્ગ બેહતર છે કે મોત સાથે બાથ ભીડવી નહીં.

ગમે સો વર્ષની ઉમર હોય કે ગમે પચીસ વર્ષની હોય-પણ જ્યારે તે દુઃખનો (મોતનો) દહાડો યાદ આવે છે ત્યારે બન્નેની ઉમર એક સરખીજ થાય છે.

શું તે કોઇ કે જે મોજ મઝાહમાં રહે છે-તેમજ શું તે કોઈ કે જે દુઃખ અને ગરીબાઈના હાથમાં સપડાયલો હોય છે (તે બન્ને મોત વખતે સરખાજ છે).

શું ગુમરાહ કે શું નેક ખસ્લતના માણસમાંથી-કોઇને પણ મેં મોતની ખાહેશ કરતો જોયો નથી.

શું દીનદાર મર્દ કે શું બુતપરસ્તી કરનાર એહરેમન શખ્સ-સઘળા મોત આગળ લાચાર બનેલા છે.

ચુ સાલત શુદ આય પીરૂ બરૂ શસ્તો યકૂ
મયો જામો આરામ શુદ બી નમકૂ
બજાહે પસીચીદને મરૂગ્ મય
ચુ પીરાહને શઅરૂ બાશદ બદય
ફુસોર્દહ તન્ અન્દરૂ મયાને ગુનાહ
રવાન્ સૂએ ફેરૂદૂસ ગુમ કર્દહ રાહ
ઝે યારાન્ બસી માન્દો બસ દરૂ ગુઝશ્ત
તો બા જામ હમ્વારહ માન્દહ બદશ્ત
બઆગાઝ્ અગર્ કારે ખુદ નન્ગરી
બફર્જામ નાચાર્ કયફર્ બરી
ઝે બદ કર્દન્ આયદ બહાસેલ્ ઝેયાન્
અગર્ બદ કુની ઘમ બરી અઝ્ જેહાન્
મશવ્ શાદમાન્ અરૂ બદી કર્દઈ
કે આઝોર્દહ ગર્દી ગર્ આઝર્દઈ
બઆખેર્ તોરા રફતન્ આયદ બેદાન્
અગર્ યન્દ ઇદર્ બુવી સાલેયાન્
બેયકૂઝાય નીકી તો તા ઈદરી
કે ગર્દી અઝાન્ શાદ યૂન્ બુગ્ઝરી
ઝે ગોફ્તારો કેર્દારે ઇન્ રૂઝગાર્
ઝ મા માનદ અન્દર્ જહાન્ યાદગાર્
ઝમાન્ ખાહમ અઝ્ કેર્દેગારે ઝમાન્
કે યન્દાન્ બેમાનદ દેલમ શાદમાન્
કે ઇન્ દાસ્તાનહાએ યન્દી સોખુન્
ગુઝશ્તહ બરૂ સાલો ગશ્તહ કોહુન્
ઝે ગાહે કયૂમર્સ તા યઝ્દગેર્દ
બનઝ્મે મન્ આયદ પરાગન્દહ ગેર્દ
બેપયવન્દમો બાગ્ બી ખવ્ કુનમ
સુખુનહાએ શાહનશાહાન્ નવ્ કુનમ
હમાના કે દેલરા નદારમ બરન્જ
અગર્ બુગ્ઝરમ ઝીન્ સરાએ સેપન્જ
ચે ગૂયદ કુનૂન મોઈ રઉશન્ રવાન્
ઝે રાએ જહાનદારે નૂશીરવાન્
ચે સાલ્ અન્દર્ આમદ બહફ્તાદો યાર્
પુર્ અન્દીશએ મર્ગ શુદ શાહરૂયાર્
જહાનરા હમી કદખોદાઇ બેજોસ્ત
કે પીરાહને દાદ પૂશદ નુખોસ્ત
દેગર્ કૂ બદર્વીશ બર્ મેહ્રૂબાન્
બુવદ રાદો બી રન્જો રઉશન્ રવાન્
પેસર્ બૂદ ઊરા ગેરાનમાયહ શશ
હમહ રાદો બીના દેલો શાહ ફશ
બમર્દીઓ પર્હીઝો ફર્હન્ગો રાય
જવાનાને બા દાનેશો દેલકુશાય
અઝીશાન્ ખેરદમન્દો મેહ્તર્ બસાલ્
ગેરાનમાયહ હોરમુઝદ બુદ બી હમાલ્
સરફ્રાઝો બા દાનેશો ખૂબ્ ચેહર્
બર્ આઝાદગાન્ બર્ બેગુસ્તર્દહ મેહર્
બેફર્મૂદ કેસા બકારૂઆગેહાન્
કે જૂયન્દ રાઝે વય અન્દર્ નેહાન્
નેગહ દાશ્તન્દી બરૂ ઝો બશબ્
અગર્ દાસ્તાનરા કુશાદી ડુ લબ્

(ફિરદોસી કહે છે કે) ઓ બુઢા મર્દ! જ્યારે તને એકસઠ વર્ષ થયાં-ત્યારે મય, જામ અને અયશ આરામ મઝાહ વગરનું થઇ પડ્યું.

મોતની તૈયારી કરતી વખતે મયની મોજ મઝાહ કરવી-એ ગોયા હય મહિનાની સર્દ રૂતુમાં બારીક કુમાશનાં ઝીણાં કપડાં પેહેરવા જેવું છે.

તારૂં શરીર ગુનાહની અંદર બંધાઈ ગયલું છે-અને તારાં રવાને બેહેસ્ત તરફનો માર્ગ ગુમ કીધો છે.

તારા દોસ્તોમાંના ઘણાક રહેલા છે અને ઘણાક ગુઝરી ગયા છે-તું હમેશે હાથમાં મયની જામ સાથ મયદાનમાં પડી રહેલો છે.

શુરૂઆતમાંજ અગર તું પોતાનું કામ સંભાળશે નહીં-તો શેવટે લાચારીએ તને તેનો બદલો ખમવો પડશે.

બૂરૂં કરવાથી તેના બદલામાં નુકસાનજ મળે છે-જો તું બદી કરશે તો દુન્યામાંથી ગમજ લઇ જશે.

જો તેં બદી કીધી હોય તો તું ખુશહાલ ના થતો-કારણકે જો તેં કોઇને દુઃખ દીધું હશે તો તું પણ દુઃખીજ થશે.

તું યાદ રાખજે કે અગર તું આ દુન્યામાં ગમે એટલાં વર્ષ રહેશે તોપણ શેવટે તને જવુંજ પડશે.

માટે તું અહીં છે તેટલાં નેકી કરી લે-કે જ્યારે તું અહીંથી જાય ૨૩૧
ત્યારે ખુશહાલ થાય.

આ ઝમાનાની વાતો અને કામોજ આપણાંથી આ દુન્યામાં યાદગાર રહી જશે.

ઝમાનાના સાહેબ પાસેથી હું એટલીજ ધીલ માગું છું-કે મારૂં દિલ એટલોજ વખત ખુશહાલ રહે,

કે આ દાસ્તાનો અને આ સઘળી તવારીખી વાતો-જેના ઉપર ઝમાના વીતી ગયા છે અને જે જૂની પણ થઈ ગઈ છે,

તે કયૂમર્સના વખતથી તે યઝદગેર્દ સુધીની-વેર વીખેર પડેલી બાબતો મારી બયતબાઝીમાં સિલસેલાબંદ આવી જાય.

હું તે સઘળું બરાબર ગોઠવીને તવારીખરૂપી બાગને કાંટા કચરાથી સાફ કરૂં-અને આગળા શેહનશાહોની તવારીખ પાછી તાઝી કરૂં.

અને ત્યાર પછીજ જો હું આ મુસાફરખાનારૂપી દુન્યામાંથી ચાલી જાઉં-તો ખચીત કે મારૂં દિલ જરા પણ ગમગીન બનશે નહી.

હવે પેલો રોશન રવાનનો દાનેશવર દેહકાન-નોશીરવાનના વિચાર માટે શું કહે છે, તે સાંભળ?

જ્યારે ચુમ્મોતેર વર્ષની ઉમર થઇ-ત્યારે પાદશાહ મોતને માટે અંદેશા ભરેલો થયો.

તે પોતાના દેશનો વહિવટ ચલાવવા માટે એક એવા માલેકની શોધ કરવા લાગ્યો-કે જે શખ્સ પ્રથમ તો ઈન્સાફનોજ જબ્બો પેહેરતો હોય.

બીજું તો એ કે તે દર્વીશો ઉપર મેહરબાન-હોય, સખાવત કરનારો ૨૩૨
હોય, નિર્દોશ હોય અને રોશન જીવનો હોય.

તેના ઊંચી બુન્યાદના છ છોકરાઓ હતા-જે સઘળા સખી, ચાલાક દિલના અને પાદશાહનેજ મળતા હતા.

તેઓ મર્દાનગી, પાકી, દાનાઇ અને વિચાર શક્તિ ધરાવનારા-ડહાપણવાળા અને ઉમંગી જવાનો હતા.

તેઓમાંથી દાનાઇવાળો અને હરીફ વગરનો બુન્યાદી હોર્મઝદ ઉમરમાં વડો હતો.

તે સરફરાજ, અકલ સાથનો અને ખૂબસુરત હતો-અને મરતબાવાળા માણસો ઉપર મેહરબાની કરનારો હતો.

નોશીરવાને અનુભવી દાનાઓને ફર્માવ્યું-કે "તમો છૂપી રીતે તેની ખાનગી બાબતો શોધી કાઢો."

આથી રાત દહાડો જેબી કાંઇ તે શાહઝાદો બોલતો તે વાતો પેલાઓ ધ્યાનમાં રાખતા હતા.

કે કારી કે કર્દી બદી યા બેહી
રસીદી બશાહે જહાન્ આગેહી
બબૂઝોરૂજમેહ્રૂ આન્ ઝમાન્ શાહ્ ગોફ્ત
કે રાઝી હમી દાશ્તમ્ દરૂ નેહોફ્ત
કે હફ્તાદ્દ ચૂન્ સાલેયાન્ બરૂગુઝશ્ત
સરે મૂએ મુશ્કીન્ ચુ કાફૂરૂ ગશ્ત
૨૩૩ ચુ મન્ બુગ્ઝરમ ઝીન્ સેપન્જી સરાય
જહાન્રા બેબાયદ્દ યકી કદખોદાય
કે બખ્શાયેશ્ આરદ્દ બદર્વીશ બરૂ
બબીગાનહો મરૂહુમે ખીશ બરૂ
બેબખ્શદ્દ બેપરૂહીઝદ્દ અઝ્ મેહ્રે ગન્જ
ન બન્દદ્દ દેલ્ અન્દરૂ સરાએ સેપન્જ
હમીશહ્ બનીકી બુવદ્દ રાએ ઊય
અબરૂ ગાહે શાહાન્ બુવદ્દ જાએ ઊય
સેપાસમ્ ઝે યઝ્દાન્ કે ફર્ઝન્દ હસ્ત
ખેરદ્દમન્દો દાનાઓ યઝદ્દ પરસ્ત
વઝીરાન્ બહોરૂમુઝ્દ નાઝાન્ તરમ્
બરાયો બહુશશ ફરાઝાન્ તરમ્
ઝે બખ્શાયેશો બખ્શેશો રાસ્તી
નબીનમ્ હમી દરૂ દેલશ કાસ્તી
કુનૂન્ મૂબેદાનો રદાન્રા બેખાહ્
કસી કૂ કુનદ્દ સૂએ દાનેશ નેગાહ્
બદાનેશ વરા આઝ્માયેશ કુનીદ્દ
હોનરૂ બરૂ હોનરૂ બરૂ ફેઝાયેશ કુનીદ્દ

જે કાંઈ તે સારૂં યા નરસું કામ કરતો-તેની ખબર દેશના પાદશાહને પહોંચતી હતી.

પછી પાદશાહે એક વખતે બૂઝોર્જમેહરને કહ્યું-કે "હું મારા દિલમાં એક ભેદ રાખું છું.

જયારે સિત્તેરથી ઉપર વર્ષ પસાર થઈ ગયાં છે-ત્યારે કસ્તુરીનાં જેવા બાલવાળું માથું કપુર જેવું સફેદ બની ગયું છે.

તેથી જ્યારે હું આ ત્રણપાંચ દિવસની દુન્યામાંથી ગુઝરી જાઉં-ત્યારે દેશનો વહિવટ ચલાવવા માટે એક માલેક હોવો જોઈયે.

કે જે ગરીબ માણસો ઉપર તેમજ શું બેગાનાઓ ઉપર કે શું પોતીકાઓ ઉપર મેહરબાની રાખે.

જે બક્ષેશ કરે અને ખઝાનાની મોહબતથી દુરજ રહે-(યાને ખઝાનો એકઠો નહીં કરે)-અને આ મુસાફરખાનારૂપી દુન્યામાં દિલ લગાડે નહી.

હમેશે જેના વિચારો નેકીનાજ હોય-જેની જગ્યા પાદશાહોનાં તખ્ત ઉપરજ હોય.

હું યઝદાનના શુકરાના કરૂં છું, કે મારે ત્યાં અકલમંદ, દાના અને ખુદા પરસ્ત બેટાઓ છે

તેઓમાંથી હોરમઝદ ઉપર મારો પ્યાર વધારે છે-તેના વિચાર અને અકલ ઉપર હું વધુ મુસ્તાક છું.

બક્ષેશ, સખાવત અને રાસ્તી માટે-હું તેનાં દિલમાં કશું ઓછું જોતો નથી.

તેથી હવે તું વઝીરોને સરદારોને અને જે કોઇ કે દાનાઈ તરફ નેગાહ કરતા હોય તેઓને બોલાવ.

તમો સઘળાઓ તેની દાનાઈની પરીક્ષા કરો-અને તેનામાં જે હોનરો હોય તે ઉપર બીજા હોનરોનો વધારો કરો."

## પુર્સેશે મૂબેદાન્ અઝ્ હોરમુઝદ્ વ પાસોખ્ દાદને ઊ મૂબેદાન્‌રા.

શુદન્દ અન્દરાન્ મૂબેદાન્ અન્જુમન્
કે હરૂ દરૂ પેઝૂહન્દહો રાએઝન્
૨૩૪ જહાનજૂય હોરૂમુઝ્દરા ખાન્દન્દ
બરે નામદારાન્શ બેન્શાન્દન્દ
નુખોસ્તીન્ સખુન્ ગોફ્ત બૂઝોરૂજમેહ્રૂ
કે અય શાહે નીકુઅખ્તરો ખૂબ્ચેહ્રૂ
ચે દાની કઝ્ જાને પાકો ખરદ્દ
શવદ્દ રઉશનો કાલબુદ્દ બરૂ ખરદ્દ
ચુનીન્ દાદ્દ પાસોખ કે દાનેશ બેહસ્ત
કે દાનન્દહ્ બરૂ મેહ્તરાન્ બરૂ મેહસ્ત
બદાનેશ બુવદ્દ મરૂદરા ઇમની
બેબન્દદ્દ ઝે બદ્દ દસ્તે અહ્રીમની
દેગરૂ બોરૂદબારીઓ બખ્શાયેશસ્ત
કે તન્રા બદ્દ નામો આરાયેશસ્ત
બેપુર્સીદ્દ કઝ્ નીકુઈ સૂદમન્દ
કુદામસ્તો મરૂદ અઝ્ ચે ગર્દદ્દ બલન્દ
ચુનીન્ દાદ્દ પાસોખ્ કે આન્ કઝ્ નુખોસ્ત
બનીકો બદ્દ આઝર્મે હરૂ કસ બેજોસ્ત

## વઝીરોએ હોરમઝદને સવાલ કરવા અને તેણે વઝીરોને પાછા જવાબ આપવા.

તે ઉપરથી ત્યાં વઝીરોનું તેમજ દરેક ઠેકાણેના દાનાઓ અને વિદ્વાનોનું એક અંજુમન એકઠું થયું.

દેશ જીતનાર હોરમઝદને બોલાવ્યો-અને તેને નામદારોની નઝદીક બેસાડયો.

પહેલાં બૂઝોર્જમેહર બોલ્યો-કે "ઓ નેક સેતારેના અને ખુબસુરત શાહઝાદા!

એવી કઇ ચીઝને તું પિછાને છે કે જેનાથી પવિત્ર જાન અને અકલ-રોશન થાય છે અને શરીર ફાયદો મેળવે છે?"

તેણે જવાબ દીધો કે "અકલજ ભલી છે-કારણકે અકલમંદ સઘળા સરદારો ઉપર પણ સરદાર છે.

અકલથીજ માણસને નચિન્તાઈ હોય છે-અકલથીજ એહરેમનના હાથ બદી કરવાથી બાંધી રાખે છે.

બીજું સહનશીલતા અને મેહરબાની છે-કે જેનાથી શરીરને કીર્તિ અને આસાયેશ છે."

ફરી પૂછ્યું કે "નેકીઓમાંથી કઈ નેકી ભલી છે અને એક માણસ શાથી મોટા દરજ્જાનો થાય છે?"

તેણે એવો જવાબ દીધો કે "તેથી કે જેણે શુરૂઆતથીજ-ભલા કે બૂંડા દરેકની માયા મેહરબાની મેળવી.

કે બા શાહ નૂશીન્ બસર્ બોરૂદહ અમ
તોરા નીઝ્ દર્ બર્ બપર્વર્દેહ અમ
બદાન્ રન્જ પાદાશ બન્દ આમદહ્ અસ્ત
પસ અઝ્ બન્દ બીમે ગઝન્દ આમદહ્ અસ્ત
દેલે બી ગુનહ્ પુર્ ધમ અઝ્ શહર્યાર્
બયઝદાન્ નુમાયમ બરૂઝે શુમાર્
ચુ મૂબેદ સુએ ખાનહ્ શુદ દર્ ઝમાન્
ઝે કારૂઆગહાન્ રફ્ત ગર્દી દમાન્
શનીદહ્ યકાયક્ બહોરમુઝ્ બગોફ્ત
દેલે શાહ બા રાયે બદ ગશ્ત જોફ્ત
અઝ્ ઈઝદગોશસ્પ આન્ ઝમાન શુદ દુરોશ્ત
બઝેન્દાન્ ફેરેસ્તાદો ઉરા બકોશ્ત
સુખુનહાએ મૂબેદ ફેરાવાન્ શનીદ
બદ્ બર્ નકર્દ ઈચ ગૂનહ્ પદીદ
હમી રાન્દ અન્દીશહ્ બર્ ખૂબો ઝેશ્ત
સુએ ચારએ કોશતને ઝર્ દુહેશ્ત
બફર્મૂદ તા ઝહ્ર્ ખાલીગરશ
નેહાની બયામીખ્ત અન્દર્ ખરશ
ચુ મૂબેદ બયામદ બહન્ગામે બાર્
બપુર્સીદને નામવર્ શહર્યાર્
બદ્ ગોફ્ત હોરમુઝ્ અઝ્ ઈદર્ મરવ
કે ખાલીગરી યાફ્તસ્તીમ નવ
ચુ બન્શસ્ત મૂબેદ નેહાદન્દ ખાન્
ઝે મૂબેદ બયાલૂદ રન્ગે રોખાન્
બદાનેસ્ત કાન્ ખાન્ ઝમાને વયસ્ત
હમાન્ રાસ્તી દર્ ગમાને વયસ્ત
ખુરેશહા ચુ બોરદન્દ ખાલીગરાન્
હમી ખુર્દ શાહ અઝ્ કરાન્ તા કરાન્
ચુ આન્ કાસએ ઝહ્ર્ પીશ આવરીદ
નેગહ્ કર્દ મૂબેદ બદ્ બન્ગરીદ
બદાન્ બદગુમાન્ શુદ દેલે પાકે ઉય
કે ઝહ્રઅસ્ત દર્ કાસહ્ તર્યાકે ઉય
ચુ હોરમુઝ્ નેગહ્ કર્દ લબરા બબસ્ત
બદાન્ કાસએ ઝહ્ર્ યાઝીદ દસ્ત
બદાન્ સાન્ કે શાહાન્ નવાઝેશ કુનન્દ
બદાન્ બન્દગાન્ નીઝ્ નાઝેશ કુનન્દ
બયાઝીદ દસ્તે ગેરામી બખાન્
અઝાન્ કાસહ્ બર્દાશ્ત મગ્ઝ્ ઉસ્તખાન્
બમૂબેદ ચુનીન્ ગોફ્ત કય પાક્ મગ્ઝ્
તોરા કર્દમ ઈન્ લુકમએ ખૂબો નગ્ઝ્
દહન્ બાઝ્ કુન તા ખુરી ઝીન્ ખરેશ
વઝાન્ પસ ચુનીન બાયદત પર્વરેશ
બદ્ ગોફ્ત મૂબેદ બજાનો સરત
કે જાવીદ બાદા સરો અફસરત
કઝીન્ તૂશહ્ ખુર્દન નફર્માઈ અમ
બસીરી રસીદન્ બયફ્ઝાઈ અમ
બદ્ ગોફ્ત હોરમુઝ્ બખુર્શીદો માહ
બપાકી રવાને જહાનદાર્ શાહ
કે બેસ્તાની ઈન તૂશહ્ ઝન્ગુશ્તે મન
બહીન આરૂઝ્ 'નશ્કની પુશ્તે મન

મેં પાદશાહ નોશીરવાન સાથે સઘળો વખત કાઢયો છે—અને તને પણ મારા ખોળામાં લઈ ઉછેર્યો છે,

તો તે મેહનતનો બદલો આ કયદખાનું મળ્યું છે—અને કયદ પડયા પછી જાનની પણ ધાસ્તી આવી પડી છે.

પાદશાહથી ગમ ભર્યું બનેલું આ મારૂં નિર્દોષ દિલ—કયામતને—દહાડે હું ખોદાતાલાને બતાવીશ."

જ્યારે વડો વઝીર ઘર તરફ ગયો કે તુરતજ—જાસૂસોમાંનો એક જણ દોડતો કે ગયો,

અને સઘળું સાંભળેલું હોરમઝદને કહ્યું—આથી પાદશાહનું દિલ બૂરા વિચારથી ભરેલું બન્યું.

તે ઇઝદગોશસ્પ ઉપર તુરતજ ગુસ્સે થયો—અને બંદીખાનામાં કોઇને મોકલી તેને મરાવી નાખ્યો.

તેણે વઝીર તરફની નસીહતની વાતો ઘણીક સાંભળી—પણ પાદશાહે પોતાના કોઈ પણ રીતના વિચારો જણાવ્યા નહીં.

તે ઝર્દુશ્તને મારી નાખવાની યુક્તિ માટે—સારો માઠો વિચાર ચલાવવા લાગ્યો.

પછી તેણે ફર્માવ્યું જેથી તેના બાવરચીએ તેના ખાણાંમાં છૂપું ૨૬૬
ઝેહર ભેળ્યું.

જ્યારે દરબારને વખતે વડો વઝીર નામવર પાદશાહની ખબર પૂછવાને માટે આવ્યો,

ત્યારે હોરમઝદે તેને કહ્યું કે "આજે અહીંથી જતો ના—કારણકે એક નવો બાવરચી આવ્યો છે."

જ્યારે વઝીર બેઠો ત્યારે ખાણું મૂકવામાં આવ્યું—પણ વઝીરના ચેહરાનો રંગ ફિકકો પડી ગયો.

તે સમજી ગયો કે આ ખાણું તેનું મોત છે—તો પણ તેના વિચારમાં સઘળી સચ્ચાઇજ છે.

જ્યારે બાવરચીઓએ ખાણું લાવી હાઝેર કર્યું—ત્યારે પાદશાહ સઘળી તરફથી ખાવા લાગ્યો.

જ્યારે પેલું ઝેહરનું પ્યાલું લાવવામાં આવ્યું—ત્યારે વઝીરે નેગાહ કરી તેને તપાસ્યું.

તેની ઉપર તેનું પાક અંતઃકરણ શકમંદ બન્યું—કે તેને (મારી નાખવાના) એલાજ તરીકે આ પ્યાલાંમાં ઝેહર ભેળેલું છે.

જ્યારે હોરમઝદે તે જોયું ત્યારે મૂગે મોઢે—તે ઝેહરવાલાં પ્યાલાં ઉપર હાથ લમ્બાવ્યો.

અને જેમ કે પાદશાહો કોઇ ઉપર નવાઝેશ કરે—અને જે નવાઝેશ ચાકરો ખુશી થઇને લે,

તેમ પોતે પોતાનો મોટાઈવાળો હાથ પેલી વાણી ઉપર લમ્બાવી—તે ૨૬૭
પ્યાલાંમાંથી ધુરવાળું હાડકું કાઢી,

વઝીરને કહ્યું કે "ઓ ચાલાક ભેજાંના શખ્સ!—આ ધુરવાળો ઉમદા બૂક મેં તારે માટેજ બનાવ્યો છે,

માટે તારૂં મોઢું ઉઘાડ કે તું આ વાણીમાંનો બૂક ખાય—હવે પછી પણ એવીજ રીતના ખોરાકથી તને પર્વરેશ થવું જોઇયે."

વઝીરે તેને કહ્યું કે "તારૂં સર અને તાજ હમેશે રહેજો! તારા જાનના અને સરના કસમથી કહું છું,

કે તું મને આ બૂક ખાવાનો હોકમ ના કર—મારૂં પેટ ભરાઇ ગયું છે તેમાં વધારો ના કર."

હોરમઝદે તેને કહ્યું કે "ખોરશીદ અને માહતાબના કસમથી—અને દેશની સંભાળ કરનારા પાદશાહનાં રવાનનાં કસમથી કહું છું,

કે તું મારે હાથનો આ બૂક લે—આ મારી ઇચ્છાને નિરાશ ના કર."

બહુ ગોફૂત મૂબેદ કે ફર્માને શાહ
બેયામદ નમાનદ મરા રાયો રાહ
બેખુર્દો જે ખાન્ ઝારો પીચાન બેરફૂત
હમી રાન્દ તા ખાનએ ખીશ તફૂત
અઝાન્ ખુર્દને ઝહર બા કસ નગોફૂત
યકી જામહ અફૂગન્દો નાલાન્ બેખોફૂત
૨૬૮ બેફરૂમૂદ તા પાએ ઝહર આવરન્દ
જે ગન્જે કોહુન્ યા જે શહર આવરન્દ
બહાન્ ઝહર તર્યાક નામદ બકાર
જે હોરમુઝ બયઝદાન્ બેનાલીદ ઝાર
યકી ઉસ્તુવારી ફેરેસ્તાદ શાહ
બદાન્ તા કુનદ કારે મૂબેદ નેગાહ
કે આન્ ઝહર શુદ બર તનશ કારગાર
ગર અન્દીશએ મા નેયામદ બબાર
ફેરેસ્તાદહ્‌રા ચશ્મે મૂબેદ બેદીદ
સેરેશ્કશ જે મેઝ્ગાન બરોખ બર ચકીદ
બદુ ગોફૂત રવ પીશે હોરમુઝ બેગૂય
કે બખ્તત બબરગશ્તન આવરદ રૂય
સરન્જામ ઝન્દીશએ નાબકાર
શવી દર જહાન્ કૂરો બીચારહ વાર
બતૂ યાફૂતહ દુશ્મનાન્ કામે દેલ
રવાનત અઝીન્ બદ બેમાનદ ખજેલ
નેયાબી બગીતી દરન્ બસ દેરન્ગ
પસ અઝ તૂ બનામે તો બર માન્દહ નન્ગ
બદીન્ દાવરી પીશે દાવર શવીમ
બજાઈ કે હરદુ બરાબર શવીમ
૨૬૯ અઝીન્ પસ તો ઈમન્ મખોસ્પ અઝ બદી
કે પાદાશ પીશ આયદત ઈઝદી
તો પદરૂદ બાશ અય બદ અન્દીશ મરદ.
બદ આયદ બરૂયત જે બદ કાર કરદ
ચુ બેશનીદ ગેર્યાન્ બેરફૂત ઉસ્તુવાર
બેયાવરદ પાસોખ બરે શહરયાર
સેપહબુદ પશીમાન્ શુદ અઝ કારે ઊય
બેપીચીદ અઝાન્ રાસ્ત ગોફૂતારે ઊય
મરાન્ દરદરા રાહે ચારહ નદીદ
બસી બાદે સરદ અઝ જેગર બર કશીદ
બેમોરદ આન્ ઝમાન્ મૂએદે મૂબદાન્
બશ્ ઝારો ગેર્યાન્ હમહ બેખ્રદાન્
ચુનીનસ્ત ગયહાને પુર દર્દો રન્જ
ચે નાઝી બનામો ચે નાઝી બગન્જ
કે ઈન્ રૂઝગારે ખુશી બુગ્ઝરદ
નફસ મર્દે દાના હમી બેશમરદ
ચુ શુદ કારે મૂબેદ બઝારી બસર
હમહ કેશવર અઝ દરદ ઝીરો ઝબર
જહાનદાર ખૂનરીઝ ના સાઝગાર
નકરદ ઇચ યાદ અઝ બદે રૂઝગાર
૨૭૦ મેયાન્ તન્ગ ખૂન રીખ્તનરા બેબસ્ત
બબહરામે આઝર મેહાન્ યાખ્ત દસ્ત
ચુ શબ્ તીરહ તર શુદ મરા બેખાન્દ
બનઝદીકે ગાહશ બઝાનૂ નેશાન્દ

વઝીર બોલ્યો કે "શાહનો હોકમ થયો છે-તો પછી મારે માટે કશો વિચાર કે રસ્તો બાકી રહયોજ નથી."

પછી તેણે તે બૂક ખાધો અને ખાણાં ઉપરથી રડતો અને મરોડાતો ગયો-તે પોતાનાં ઘર સૂધી શેતાબ ચાલ્યો ગયો.

તેણે આ ઝેહર ખાવા માટે કોઇને કહ્યું નહીં-તેણે એક કપડું પાથર્યું અને પોકારતો સૂતો

પછી તેણે હોકમ કીધો કે "મારા પૂરાણા ખઝાનામાંથી યા શેહેરમાંથી કયેથી પણ પાવઝેહર (ઝેહરનો ઉતાર) લાવો."

પણ તે ઝેહર ઉપર પેલું તર્યાક કામ નહીં આવ્યું-તે ખોદાતાલા આગળ હોરમઝદને માટે રડી ફર્યાદ કરવા લાગ્યો.

પછી પાદશાહે એક વિશ્વાસુ માણુસને મોકલ્યો-કે પેલા વઝીરની શી હાલત થઇ છે તે જોય,

કે તે ઝેહર તેનાં શરીરમાં પયવસ્ત થયું છે-યા મારી ઉમીદ બર આવી નથી.

પેલા વઝીરની નઝર તે કાસેદ ઉપર પડી-તેજ વખત તેની આંખોમાંથી આંસુ નીકળવા લાગ્યાં.

વઝીરે તેને કહ્યુ કે "તું હોરમઝદ પાસે જા અને તેને કહે-કે હવે તારૂં બખ્ત બરગશ્તે થવા આવ્યું છે.

આવા બૂરા વિચારોથી શેવટે-તું દુન્યામાં આંધળો અને લાચાર બનશે.

દુશ્મનો તારા ઉપર ગાલેબ થયા છે-આ બદીથી તારૂં રવાન તે દુન્યામાં શર્મિંદુ રહેશે.

હવે તું આ દુન્યામાં ઘણી ઢીલ કરવા નહીં પામશે-તારી પછી તારાં નામ ઉપર હમેશનો કલંક રહી જશે.

પેલી દુન્યામાં કે જ્યાં આપણ બન્ને સરખા દરજ્જાના ગણાઈશું-ત્યાં આ ફર્યાદ માટે આપણે ઇન્સાફ કરનાર દાવર આગળ જઈશું.

એવી બૂરાઇ પાછી હવે તું નચિન્ત ના સૂતો-કારણ કે ખોદા તરફની શિક્ષા જલ્દીથી તારી આગળ આવશે.

ઓ બૂરા વિચારના શખ્સ! તને છેલ્લી સલામ!-બૂરાં કામો કર્યાથી તારી ઉપર બૂરાઈજ આવશે."

જ્યારે પેલા વિશ્વાસુ માણુસે એવું સાંભળ્યું ત્યારે તે રડતો ગયો-અને પાદશાહની નઝદીક તેનો જવાબ લાવ્યો.

હવે પાદશાહ તે વઝીરનાં કામથી પશેમાન થયો-તેની સાચી વાતથી તે દુઃખી થવા લાગ્યો.

તે દુઃખના એલાજનો માર્ગ તેણે જોયો નહીં-જેથી તેણે પોતાના જીગરથી પુષ્કળ સર્દ હાય ખેંચી.

તે વડો વઝીર તુરતજ મરણ પામ્યો-તેની ઉપર સઘળા અકલમંદ શખ્સો રડયા અને પોકાર્યા.

આ દર્દ અને રંજ ભરેલી દુન્યા એવીજ રીતની છે-તું તારી કીર્ત્તિ અને તારા ખઝાના ઉપર શા માટે લાડ કરે છે?

કારણકે એ સઘળી ખુશહાલીનો વખત તો પસાર થઇ જશે-અકલમંદ શખ્સ તો પોતાની દરેક પળની ગણત્રી રાખે છે.

જ્યારે વડા વઝીરનું કામ એવી રીતે ખુવારીથી પુરૂં થયું-અને સઘળો દેશ તેનાં દર્દથી ઉથલપાથલ બન્યો,

ત્યારે તે ઘાતકી નાલાયક પાદશાહે-ઝમાનાની બૂરાઇનો જરા પણ વિચાર કીધા વગર,

પાછી ખૂન રેડવા ઉપરજ કમર તંગ બાંધી-અને આઝર મેહાનના છોકરા બેહરામ ઉપર હાથ લમ્બાવ્યો.

જ્યારે રાત વધારે અંધારી થઈ ત્યારે તેને બોલાવ્યો-અને પોતાનાં તખ્ત આગળ ઘુંટણુ મડિયે બેસાડયો.

બદ્ બોહૂત ખાહી કે ઇમન્ શવી
ન બીની બે મન્ બેસ્તીઓ બદ્ ખવી
ચુ ખુર્હેશીદ્ બર્ ચર્ખ રઉશન્ શવદ્
સરે કુહ્ ચૂન્ પોશ્તે જઉશન્ શવદ્
તો બા નામદારાને ઇરાન્ બેયાય
હમી બાશ બર્ પીશે તખ્તમ બપાય
બે સીમાહ્ બર્ઝીનત પુર્સમ સખુન્
ચુ પાસોખ ગુઝારી તો દેલ બદ્ મકુન્
બેપુર્સમ કે ઇન્ દુસ્તદારે તો ચીસ્ત
બદ્અસ્ત અર્ પરસ્તન્દએ ઇઝદીસ્ત
તો પાસોખ ચુનીન્ દેહ્ કે ઇન્ બદ્ તનસ્ત
બદ્અન્દીશો અઝ્ તોખ્મે અહ્રીમનસ્ત
વઝાન્ પસ બે મન્ હર્ચે ખાહી બેખાહ્
પરસ્તન્દહો મોહ્રો તખ્તો કોલાહ્
બદ્ ચોહૂત બહ્રામ અયદૂન્ કુનમ
વઝીન્ બદ્ કે ગોફ્તી સદ્ અફ્ઝૂન્ કુનમ
બસીમાહ્ બર્ઝીન્ કે બુદ્ અઝ્ મેહાન્
ગુઝીને પેદર્શ આન્ ચરાઘે ઝમાન્
હમી સાખ્ત તા ચારએ ચૂન્ કુનદ્
કે પીરાહને મેહ્ર્ બીરૂન્ કુનદ્
ચુ પયદા શુદ્ આન્ ચાદરે આજ ગૂન્
ખુર્ અઝ્ બખ્શે દુ પયકર્ આમદ્ બેરૂન્
જહાન્દાર્ બેન્શસ્ત બર્ તખ્તે આજ
બેયાવીખ્તન્દ્ આન્ બહા ગીર્ તાજ
બુઝોર્ગાને ઇરાન્ બરાન્ બાર્ગાહ્
શુદન્દ્ અન્જુમન્ બર્ દો રૂયહ્ સેપાહ્
બે દર્ પર્દેહ્ બર્દાશ્ત સાલારે બાર્
બેરફ્તન્દ્ ચફ્સર્ બરે શહ્ર્યાર્
ચુ બહ્રામે આઝર્ મેહાન્ પીશરવ
ચુ સીમાહ્ બર્ઝીનો ગોર્દાને ગવ
નેશસ્તન્દ્ હર્ યક્ અબર્ જાએ ખીશ
ગોરૂહી બેબુદન્દ્ બર્ પાએ પીશ
બબહ્રામે આઝર્ મેહાન્ ગોફ્ત શાહ્
કે સીમાહ્ બર્ઝીન્ બરીન્ બાર્ગાહ્
સઝાવારે ગન્જસ્ત અગર્ મર્દે રન્જ
કે બદ્ખાહ્ ઝીબા નબાશદ્ બગન્જ
બેદાનેસ્ત બહ્રામે આઝર્ મેહાન્
કે ઈન્ પુર્સેશે શહ્ર્યારે જેહાન્
ચેગૂનહ્સ્તો આનરા પયો બીખ ચીસ્ત
કઝાન્ બીખ મારા બેબાયદ્ ગેરીસ્ત
સરન્જામ બોઝ્ દખ્મએ બી કફન્
નેયાબમ અઝીન્ મેહ્તરે અન્જુમન્
ચુનીન્ ગોફ્ત બહ્રામ કય શાહ્ શાહ્
બે સીમાહ્ બર્ઝીન્ તો નીકી મખાહ્
કે વયરાનીએ શહ્રે ઈરાન્ અઝૂસ્ત
કે નહ્ મગ્ઝ બાદશ બતન્ દર્ ન પૂસ્ત
નગૂયદ્ સખુન્ બોઝ્ હમહ્ બદ્તરી
બદાન્ બદ્તરી બર્ કુનદ્ દાવરી
ચુ સીમાહ્બર્ઝીન્ શનીદ્ ઇન્ સોખુન્
બદ્ ગોફ્ત કય નીકૂ યારે કોહુન્

તેને કહ્યું કે "જો તું નચિન્ત રહેવા માગતો હોય—અને મારી તરફથી કાંઈ પણ બૂરાઇ અને ખરાબી જોવા નહીં ચાહતો હોય,

જ્યારે આસ્માન ઉપર ખોરશીદ રોશન થાય—અને પહાડની ટોચ બખ્તરની પીઠ માફક ઝળકતી બને,

ત્યારે તું ઇરાનના નામદારો સાથ અહીં આવજે—અને મારાં તખ્ત આગળ ઉભો રહેજે.

હું તને સીમાહબર્ઝીન માટે સવાલ પૂછીશ—પણ જ્યારે તું તેનો જવાબ દે ત્યારે કચવાતો ના.

હું પૂછીશ કે 'આ તારો દોસ્તદાર કેવો છે ?—તે બૂરો છે યા ખુદાની પરસ્તેશ કરનારો છે ?'

તું એવો જવાબ આપ જે કે 'તે બૂરાં તનનો છે—બદ વિચારનો અને એહરેમનની અઉલાદનો છે.'

ત્યાર પછી તું જે કાંઈ ચાહે તે મારી પાસ માગજે—ગોલામ, મોહર, તખ્ત અને કોલાહ ગમે તે માગજે."

બેહરામે તેને જવાબ દીધો કે "હું એ પ્રમાણે કરીશ—જે બૂરાઇ કે તેં મને કરવા કહી છે તેથી સો ઘણી વધારે કરીશ."

સીમાહબર્ઝીન મોટાં માણુસોમાંનો એક હતો—તે તેના બાપનો ૨૭૧
વહાલો અને દેશના ચેરાગ મિસાલ હતો.

તે એવી યુક્તિ કરવા તૈયાર થયો—કે જેથી દયા અને વફાદારીનો જલ્વો બદનમાં રાખેજ નહીં.

જ્યારે હાથીદાંતનાં રંગની ચાદર ઝાહેર થઈ—અને મિથુન રાશિમાંથી ખુરશીદ બાહેર આવ્યો,

ત્યારે પાદશાહ હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો—જેનાં સર ઉપર કીમતી તાજ લટકાવવામાં આવ્યું.

તે દરબારમાં ઇરાનના મોટાઓ ભેગા થયા—પાદશાહની બન્ને બાજુએ લશ્કરી સેપાહો સફબંદ ઉભા.

દરબારના વડા અમલદારે દરબારનો પરદો ઉઠાવી નાખ્યો—અને સઘળાઓ શાહની નઝદીક આવ્યા.

જેવા કે સરદાર આઝરમેહાનનો બેટો બેહરામ તેમજ સીમાહબર્ઝીન અને બીજા બહાદુર પેહલવાનો આવ્યા.

દરેક જણ પોતપોતાની જગ્યા ઉપર બેઠા—નોકર વર્ગ સઘળો પાદશાહ આગળ ઉભો રહ્યો.

પાદશાહે આઝરમેહાનના છોકરા બેહરામને પૂછ્યું—કે "આ દરબારમાંનો સીમાહબર્ઝીન,

ખઝાનાને લાયકનો છે યા રંજ ભોગવવા લાયકનો શખ્સ છે ?—કારણકે બૂરૂં ચાહનારો શખ્સ ખઝાનાને લાયક હોતોજ નથી."

આઝર મેહાનનો બેહરામ સમજી ગયો—કે "દેશના પાદશાહનો આ ૨૭૨
સવાલ,

કેવી રીતનો છે અને તેના પાયા અને જડ કેવી છે—કે જે જડથી આપણુને અફસોસ કરવો પડશે ?

શેવટે વગર કફનનાં દખ્માં સિવાય—આ અંજુમનના સરદારથી હું કાંઈ પણ મેળવવા પામીશ નહીં."

પછી બેહરામ બોલ્યો કે "ઓ સખી શાહ !—તું સીમાહબર્ઝીન નથી નેકીની આશા ના રાખતો.

કારણકે ઈરાન શેહરની બરબાદી તેનાથીજ છે—તેનાં શરીરમાં ભેજા કરે ને ભેજું કે ચામડી કાંઈ પણ રહેતુંજ ના !

તે બૂરાઈ સિવાય બીજા કાંઈ પણ સખુનો બોલતો નથી—અને તે બૂરાઈ ઉપરજ મોટાઇ કરે છે."

જ્યારે સીમાહબર્ઝીને આવા સખુનો સાંભળ્યા—ત્યારે તેને કહ્યું કે "ઓ મારા પૂરાણા ભલા મિત્ર !

બબદ બરૂ તને મન્ ગવાહી મદેહ
ચુનીન્ દીવરા આશનાઇ મદેહ
ચે દીદી કે મન્ તા તો યારે મની
કે ગોફ્તારો કેર્દારે અહ્રીમની
બદ્ગોફ્ત બહ્રામે આઝરૂ મેહાન્
કે તોખ્મી પરાગન્દી અન્દરૂ જેહાન્
૨૭૩ કે આન્ બરૂ નુખોસ્તીન્ નખાહદ દોરૂદ
વઝ આતેશ નેયાબી મગરૂ તીરહ દુદ
કે કેસ્રા મરાઓ તોરા પીશ ખાન્દ
બરે તખ્તે શાહી બઝાનૂ નેશાન્દ
અબા મૂબેદે મૂબેદાન્ બુરૂઝમેહરૂ
ચુ ઈઝદગોશસ્પ આન્ મહે ખૂબ ચેહરૂ
બપુર્સીદ કીન્ તખ્તે શાહનશાહી
કેરા ઝીબદો ડીસ્ત બા ફરૂરહી
બકેહતરૂ દેહમ યા બમેહતરૂ પેસરૂ
કે બાશદ બશાહી સઝાવારૂ તરૂ
હમહ ચકુસરૂ અઝ જાય બરૂખાસ્તીમ
ઝબાન્રા બપાસોખ્ બેયારાસ્તીમ
કે ઈન્ તોરૂકૂ ઝાદહ સઝાવારૂ નીસ્ત
કસ ઊરા બશાહી ખરીદારૂ નીસ્ત
કે ખાકાન્ નેઝાદસ્તો બદ ગઉહરસ્ત
બબાલાઓ દીદારૂ ચૂન્ માદરસ્ત
તો ગોફ્તી કે હોરૂમુઝ બશાહી સઝાસ્ત
કુનૂન્ ઝીન્ સેપસ મરૂ તોરા ઈન્ જઝાસ્ત
ગવાહી મન્ અઝ બહરે ઈન્ દાદમત
ચુનીન્ લબ્ બદુશનામ બુકુશાદમત
૨૭૪ ઝે તશ્વીરૂ હોરૂમુઝ ફેરૂ પેઝમુરીદ
કે આન્ રાસ્ત ગોફ્તારે મૂબેદ શનીદ
બઝેન્દાન્ ફેરેસ્તાદ શાન્ તીરહ શબ્
વઝીશાન્ દો શબ્ નીઝ નુકુશાદ લબ્
સેઉમ શબ્ ચુ બરૂઝદ સરૂ અઝ કૂહ માહ
ઝે સીમાહ બર્ઝીન્ બેપર્દાખ્ત શાહ
બઝેન્દાને હોઝદાન્ મફરા બેકોશ્ત
નબૂદશ જોઝ અઝ રન્જો નફ્રીન્ બમોશ્ત
ચુ બહરામે આઝરૂ મેહાન્ આન્ શનીદ
કે આન્ પાકૂ દેલ મરૂદ શુદ નાપદીદ
પયામી ફેરેસ્તાદ નઝદીકે શાહ
કે અય તાજે તૂ બરૂતરૂ અઝ ચર્ખે માહ
તો દાની કે મન્ ચન્દ કૂશીદહ અમ
કે તા રાઝહાએ તો પૂશીદહ અમ
બપીશે પેદરૂત આન્ સરફ્રાઝ શાહ
નબૂદમ તોરા જોઝ હમહ નીકૂખાહ
યકી પન્દ ગૂયમ ચુ ખાની મરા
બરે તખ્તે શાહી નેશાની મરા
તોરા સૂદમન્દીસ્ત અઝીન્ પન્દે મન્
બઝેન્દાન્ મમાન્ યકઝમાન્ બન્દે મન્
૨૭૫ બઈરાન્ અઝાન્ સૂદમન્દી બુવદ
ખેરદમન્દરા બી ગઝન્દી બુવદ
પયામશ ચુ નઝદીકે હોરૂમુઝ રસીદ
યકી રાઝ દારૂ અઝ મેયાન્ બરૂ ગુઝીદ

બૂરાઇ કરવા માટેની ગવાહી તું મારે માટે ના આપ–અને આવી રીતની એહરેમનની આશનાઇ ના કર.

જ્યારથી તું મારો દોસ્ત બન્યો છે, ત્યારથી મારા બોલવા ચાલવામાંથી કે કામકાજમાંથી એહરેમન જેવું તેં શું જોયું છે ?"

ત્યારે આઝરમેહાનનો બેહરામ બોલ્યો–કે "તેં દુન્યામાં એક એવું બી વાવ્યું છે,

કે તેનું ફળ તું લેરોજ નહીં–આતશમાંથી કાળા ધૂમાડા સિવાય બીજું કાંઇ મળે નહીં.

કારણકે જ્યારે નોશીરવાને મને અને તને નઝદીક બોલાવ્યા–અને પાદશાહી તખ્ત આગળ ઘુટંણુભરિયે બેસાડયા,

સાથે વડો વઝીર બુર્ઝમેહર–તેમજ ખૂબસૂરત ઈઝદ ગોશસ્પ હતા,

ત્યારે પાદશાહે પૂછયું કે 'આ શેહેનશાહી તખ્ત–કોણને લાયકનું છે અને કોણ દબદબા અને ખોરેહ સાથનો છે ?

તે હું નાના છોકરાને આપું કે મોટા છોકરાને આપું–પાદશાહી કરવાને વધારે લાયક કોણ છે ?'

ત્યારે અમો સઘળા ઉભા થયા–અને જવાબ દેવા લાગ્યા,

કે 'આ તુર્કઝાદો (હોરમઝદ) લાયક નથી–અને તેને પાદશાહ તરીકે કોઈ પસંદ કરવાનું પણ નથી,

કારણ કે તે તુર્કી ખાકાનની બુન્યાદનો અને બદ નસલનો છે–તે કદમાં અને ચેહરામાં પોતાની માના જેવોજ છે.'

તે વખતે તુંજ બોલ્યો હતો કે 'હોરમઝદજ પાદશાહીને લાયકનો છે'–અને હવે ત્યાર પછીજ તને તેનો આ બદલો મળ્યો છે.

એ માટેજ મેં આ શાહેદી પુરી છે અને તને બૂરૂં બોલવા માટે મેં એવી રીતે ઝબાન ખોલી છે."

તે વઝીરની સાચી વાત સાંભળી–હોરમઝદ શર્મના માર્યો ફિકકો પડી ગયો.

તેણે તેઓ બન્નેને અંધારી રાતે કયદખાને પુર્યા–અને બે રાત સુધી તેઓ માટે કશું પણ બોલ્યો નહીં.

ત્રીજી રાતે જ્યારે પહાડ ઉપરથી માહતાબે પોતાનું સર બાહેર કાઢયું–ત્યારે પાદશાહ સીમાહબર્ઝીનનાં કામથી પરવારી ગયો.

કયદીઓનાં કયદખાનામાંજ તેને કતલ કરાવ્યો–તેના હાથમાં રંજ અને લઆનત સિવાય બીજું કાંઈ રહ્યું નહીં.

જ્યારે આઝરમેહાનના બેહરામે તે સાંભળ્યું–કે તે પાક દિલનો મર્દ જેહાનમાંથી ગુમ થઈ ગયો,

ત્યારે તેણે પાદશાહની નઝદીક એક પયગામ મોકલ્યો–કે "ઓ માહતાબવાળાં આસ્માન કરતાં પણ બુલંદ તાજ ધરાવનારા પાદશાહ !

તું જાણે છે કે મેં તારે ખાતેર કેટલી રંજ ખેંચી છે–અને તારા ભેદો છુપા રાખ્યા છે ?

તારા બાપ સરફરાઝ પાદશાહની હુઝૂરમાં–હું તારો સઘળો નેકખાહજ બનેલો હતો.

માટે જો તું મને હવડાં બોલાવી તારાં પાદશાહી તખ્ત પાસે બેસાડે, તો તને એક શીખામણની વાત કહું.

મારી શીખામણથી તને ફાયદોજ છે–માટે કયદખાનામાં મારા હાથ ઉપરની બેડી જરા વખત પણ રહેવા ના દે.

ઈરાનને તેથી ફાયદો પુગશે–અને દાનેશમંદ લોકોને પણ નચિન્તાઇ મળશે."

જ્યારે હોરમઝ આગળ તેનો પયગામ પહોંચ્યો–ત્યારે તેણે એક વિશ્વાસુ માણસને ચુંટી કાઢયો,

કે બહુરામરા નઝદે શાહ આવરદ
બદાન્ નામવર્ બારૂગાહ આવરદ
શબે તીરહ બહુરામરા પીશ ખાન્દ
બરે તખ્તે શાહી બઝાનૂ નેશાન્દ
બદૂ ગોફ્ત બર્ ગૂય કાન્ પન્દ ચીસ્ત
કે મારા બદાન્ રૂઝગારે બેહીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે દર્ ગન્જે શાહ
યકી સાદહ સન્દૂકે દીદમ સેયાહ
નેહાદહ બસન્દૂક દર્ હોક્કઈ
બહોક્કહ દરૂન્ પારૂસી રોક્કઈ
નેવેશતસ્ત બર્ પર્નેયાની સફીદ
બદાન્ બાશદ ઇરાનેયાનરા ઉમીદ
બખતતે પેદરૂત આન્ જહાનદાર્ શાહ
તોરા અન્દરાન્ કરૂદ બાયદ નેગાહ
ચુ હોરમુઝ શનીદ આન્ ફેરેસ્તાદ કસ
બનઝદીકે ગન્જૂરે ફર્યાદ રસ
કે દર્ ગન્જહાએ કોહુન્ બાઝ જૂય
યકી સાદહ સન્દૂકો મોહૂરી બરૂય
બરાન્ મોહરૂ બર્ નામે નૂશીરવાન્
કે જાવીદ બાદા રવાનશ જવાન્
હમ અકૂનૂન શબે તીરહ નઝદે મન્ આર્
ફેરાવાન્ બજુસ્તન્ મબર્ રૂઝગાર્
શેતાબીદ ગન્જૂરો સન્દૂક જોસ્ત
બેયાવરૂદ પૂયાન્ બમોહૂરે દુરોસ્ત
જહાનદાર્ સન્દૂકરા દર્ કુશાદ
ફેરાવાન્ ઝે નૂશીરવાન્ કરૂદ યાદ
બસન્દૂક દર્ હોક્કહ બા મોહર્ દીદ
શેતાબીદો આન્ પર્નેયાન્ બર્ કશીદ
નેગહ કરૂદ પસ ખતતે નૂશીરવાન્
નેવેશતહ બરાન્ હોક્કએ પર્નેયાન્
કે હોરમુઝ બદહ સાલ બર્ સર્ દો સાલ
યકી શહરૂયારી બુવદ બી હમાલ
વઝાન્ પસ પુર્ આશૂબ્ ગર્દદ જેહાન્
શવદ નામો આવાઝે ઊ દર્ નેહાન્
પદીદ આયદ અઝ હર્ સુઈ દુશ્મની
યકી બદ નેઝાદી ચુ અહરીમની
પરાગન્દહ ગર્દદ ઝે હર્ સૂ સેપાહ
ફેરૂદ અફ્ગનદ દુશ્મન્ ઊરા ઝે ગાહ
દુ ચશમશ કુનદ કૂર્ ખીશે ઝનશ
વઝાન્ પસ બર્ આરન્દ હુશ અઝ તનશ
બખતતે પેદર્ હોરમુઝ આન્ નામહ દીદ
હેરાસાન્ શુદો પર્નેયાન્ બર્ દરીદ
દો ચશમશ પુર્ અઝ ખૂન શુદો રૂએ ઝરૂદ
બબહુરામ્ ગોફ્ત અય જફા પીશહ મરૂદ
ચે જોસ્તી બદીન્ રોક્કહ અન્દર્ હમી
બખાહી રોબૂદન્ ઝે મન્ સર્ હમી
બદૂ ગોફ્ત બહુરામ અય તોર્ક ઝાદ
બખૂન રીખ્તન્ તા નબાશી તો શાદ
તો ખાકાન્ નેઝાદી ન અઝ કય કોબાદ
કે કેઆ તોરા તાજ બર્ સર્ નેહાદ

કે "બેહરામને પાદશાહની નઝદીક લાવે-અને આ નામીચી દરબારમાં ઉભો કરે.

સીઆહ રાતે બેહરામને પોતાની નઝદીક બોલાવ્યો-અને પાદશાહી તખ્ત આગળ ઘુંટણમરિયે બેસાડયો.

અને તેને કહ્યું કે "બોલ તે શીખામણ શું છે-કે જેમાં મારી ભલાઇ સમાયલી છે?"

તેણે એવો જવાબ દીધો કે "પાદશાહના ખઝાનામાં-મેં એક કાળા રંગની સાદી પેટી જોઈ છે.

તે પેટીમાં એક દાબડો મૂકેલો છે-જે દાબડામાં ફાર્સી ભાષામાં લખેલો એક કાગઝ છે.

તે સફેદ રેશમી કપડાં ઉપર લખેલો છે-જેની ઉપર ઈરાનીઓની સઘળી આશા લટકેલી છે.

તે તારા બાપ દેશના પાદશાહનાં કાગઝ માટે-તારે તપાસ કરવી જોઇયે."

જ્યારે હોરમઝદે તે સાંભળ્યું ત્યારે એક શખ્સને પોતાનાં મદદગાર ખઝાન્ચીની આગળ મોકલ્યો,

કે "આગળા ખઝાનામાં એક સાદી પેટી છે અને જે ઉપર મોહર ૨૭૬
કરેલી છે, તે શોધી કાઢ.

તે મોહર ઉપર નોશીરવાન કે જેનું રવાન હમેશે જવાન રહેજો! તેનું નામ કોતરેલું છે,

તે અત્યારે અંધારી રાતે મારી આગળ લાવ-તેને શોધવામાં ઘણો વખત ના લગાડતો."

આથી તે ખઝાન્ચી દોડયો અને પેલી પેટી શોધી કાઢી-અને બરાબર મોહર સાથ તે દોડતો કે લઇ આવ્યો.

પાદશાહે તે પેટી ખોલી-તેણે નોશીરવાનનાં નામની ઘણીક યાદ કીધી.

પેટીમાં મોહર સાથનો એક દાબડો જોયો-તેણે ઉતાવળ કરીને તે લખાણવાળું રેશમી કપડું બાહેર કાઢ્યું.

પછી તેણે નોશીરવાનનાં લખાણ ઉપર નઝર કીધી-જે તે રેશમી કપડાંવાળાં કાગઝ ઉપર લખેલું હતું,

કે "હોરમઝ બાર વર્ષ સૂધી-એક હરીફ વગરનો પાદશાહ થશે.

ત્યાર પછી સઘળો દેશ તેને માટે પોકાર ભર્યો બનશે-અને તેનું નામ અને કીર્ત્તિ ગુમ થઈ જશે.

ચો તરફથી દુશ્મનો ઝાહેર થશે-જેમાં એક એહરેમનની માફકનો બૂરી બુન્યાદનો હશે.

લશ્કર ચો તરફથી વીખરાઈ જશે-તે દુશ્મન તેને તખ્ત ઉપરથી નીચે ૨૭૭
નાખશે.

તેની બાયડીનોજ સગો તેની બન્ને આંખો આંધળી કરશે-અને ત્યાર પછી તેજ તેને મારી નાખશે."

બાપના હાથનું લખેલું તે નામુ જ્યારે હોરમઝે જોયું-ત્યારે તે બીધો અને પેલું કાગઝ ફાડી નાખ્યું.

તેની બેહુ આંખો આંસુથી ભરેલી બની અને ચેહરો ફિક્કો પડી ગયો-તેણે બેહરામને કહ્યું કે "ઓ ઝુલ્મગાર શખ્સ!

તું આ કાગઝ વંચાવવામાં શું મતલબ રાખતો હતો?-હું ધારૂંચ કે તુંજ મારૂં સર લેવા ચાહે છે."

બેહરામે તેને કહ્યું કે "ઓ તુર્કી અઉલાદના શાહ!-તું લોહી રેડવા વગર ખુશહાલ થતોજ નથી.

તું ખાકાનની બુન્યાદનો છે. તું કાંઇ શાહ કોબાદની અઉલાદનો નથી-કે નોશીરવાને તારાં માથાં ઉપર તાજ મેલ્યું."

બેહાનેસ્ત હોરમુઝ્દ કે ઊ દસ્ત ચૂન
બેયાબદ્ કુનદ્ શાહરા સર્ નેગૂન
શનીદ્ આન્ સુખુનહાએ નાકામરા
બઝેન્દાન્ ફેરેસ્તાદ્ બહ્રામરા
દેગર શબ્ ચુ બર્ ઝદ્ સર્ અઝ્ કૂહ માહ
બઝેન્દાન્ દેહ્ આગાહ્ કર્દશ તબાહ
૨૭૮ નમાન્દ આન્ ઝમાન્ બર્ દરશ બેખ઼દી
હમાન્ રેહનુમાઇયે હમ મૂબદી
ઝે ખૂએ બદ્ આયદ્ હમહ્ બદતરી
નેગર્ તા સુએ ખૂએ બદ્ નચવી

હોરમઝ સમજી ગયો કે "જ્યારેબી એનો દાવ-ફાવશે ત્યારે એ શાહને ઊંધે મસ્તક પછાડશે."

તેથી તે કડવા સખુન સાંભળી લીધા-અને બેહરામને પાછો બંદી-ખાને મોકલ્યો.

બીજી રીતે જ્યારે પહાડ ઉપરથી માહતાબે પોતાનું સર બાહેર કાઢયું-ત્યારે બેહરામને બંદીખાનામાંજ જલ્લાદે મારી નાખ્યો.

તે વખત પછી તેની દરબારમાં કોઈ પણ દાનેશમંદ તેમજ કોઇ સલાહકાર કે કોઈ વઝીર રહ્યોજ નહીં.

બૂરી ખાસીયતથી સઘળી ખરાબીજ નીપજે છે-માટે તું ધ્યાન રાખજે કે જેથી તું બદ ખસ્લત તરફ ખાહેશ કરે નહીં.

---

## બરગશતને હોરમુઝદ્ અઝ્ સેતમ્ગારી બદાદ્ ગુસ્તરી.

—:o:—

વઝાન્ પસ નબુદ્ ઝેન્દગાનીશ ખશ
ઝે તીમાર્ ઝદ્ બર્ દેલે ખીશ તશ
ઝે સાલી બએસ્તખર્ બૂદી દો માહ
કે ફૂતાહ્ બૂદી શબાને સેયાહ્
કે શહરી ખુનુક બૂદો રઉશન્ હવા
અઝાનજા ગુઝશતન્ નદીદી રવા
સે મહ્ બા હરીફાન્ બુદી બેસ્ફેહાન્
હવાએ ખુશો જાયગાહે મેહાન્
ઝમેસ્તાન્ બુદી જાએ ઊ તયસફૂન
અબા લશકરો મૂબેદે રહનમૂન
બહારાન્ બુદી ઊ બઅર્વન્દ દશત.
બરીનગૂનહ્ ચન્દી બર્ ઊ બર્ ગુઝશત
વઝાન્ રોફકહ્ બૂદી દેલશ દર્ હેરાસ
નેયાયેશ કુનાન્ બૂદ દર્ શબ્ સે પાસ
ન ખૂન્ રીખ્ત અઝાન્ પસ ન બીદાદ્ કરૂદ
ન અઝ્ બદ્ રવાનશ હમી યાદ કરૂદ
૨૭૯ ચુ પેન્હાન્ શુદી ચાદરે લાજવરૂદ
પદીદ્ આમદી કૂહે યાકૂતે ઝરૂદ
મનાદીગરી બર્ કશીદી ખોરૂશ
કે અય નામદારાને બા ફરૂરો હુશ
અગર્ કેશતમન્દી બુવદ્ કૂફતહ્
વઝાન્ રન્જ કારન્દહ્ આશૂફતહ્
વગર્ અસ્પ દર્ કેશતઝારી શવદ્
કસી નીઝ બર્ મીવહ્ દારી શવદ્
દુમે અસ્પો ગૂશશ બેબાયદ્ બુરીદ્
સરે દોઝદ્ બર્ દાર્ બાયદ્ કશીદ્
બદ્ માહ ગર્દાન્ બુદી દર્ જેહાન્
બદો નીક અઝ્ વય નબૂદી નેહાન્
બહર્ કેશ્વરી દાદ્ કરૂદી ચુનીન્
ઝે દેહકાન્ હમી યાફતી આફરીન્
પેસર્ બૂદ ઊરા ગેરામી યકી
કે અઝ્ માહ પયદા નબૂદ અન્દકી

## હોરમઝદનું સિતમ ગુઝારવાથી દૂર રહી ઈન્સાફ કરવા તરફ પાછું ફરવું.

—:o:—

ત્યાર પછી તેની ઝિંદગી સુખી રહી નહીં-તેણે પોતાને હાથે પોતાનાં દિલ ઉપર ગમખારીનો આતશ નાખ્યો.

તે વર્ષના બે મહિના કે જેમાં સીઆહ રાત ટુંકી થતી હતી તે વખતે એસ્તખ્ર શેહરમાં રહેતો હતો.

કારણકે તે શેહર થંડક આપનારૂં અને ખુશનુમા હવાવાળું હતું-ત્યાંથી કોઈ પણ શખ્સ પાછું ફરવાનું પસંદ કરતોજ નહીં હતો.

તે ત્રણ મહિના પોતાના સાથીઓ સાથ એસ્ફહાનમાં રહેતો હતો-જે ખુશ હવાવાળું અને સરદાર લોકોનાં રહેઠાણવાળું શેહર હતું.

સર્દીના દહાડામાં તે લશ્કર અને પોતાના સલાહકાર વઝીર સાથ તયસફૂનમાં રહેતો હતો.

વસંત રૂતુમાં તે અર્વંદનાં મયદાનમાં રહેતો હતો-એમ કેટલોક વખત તેણે વીતાવ્યો.

પેલાં કાગઝની તેનાં દિલમાં ધાસ્તી હતી-જેથી તે એક રાતમાં ત્રણ પોહોર બંદગી કરતો હતો.

ત્યાર પછી તેણે નહીં કોઇનું ખૂન રેડયું કે નહીં ઝુલમ કીધો-તેના આત્માએ બદીનો વિચાર પણ કીધો નહીં.

જ્યારે લાજવર્દી ચાદર છુપાઇ જતી-અને સોનેરી યાકૂતનો પહાડ (આફતાબ) ઝાહેર થતો,

ત્યારે એક દાંડી પીટનારો પોકાર કરતો-કે "ઓ દબદબા અને અકલ સાથના નામદારો!

જો કોઈનું ખેતર ખુંદાઇ જાય-અને તે દુઃખથી ખેતી કરનારનું દિલ દુઃખાય,

અથવા કોઇ ઘોડો ખેતરમાં પેસી જાય-અથવા કોઇ શખ્સ મેવાનાં ઝાડો ઉપર ચઢી જાય,

તો પેલા ઘોડાની પૂછડી અને તેના કાન કાપી લેવામાં આવશે-અને પેલા ચોરનું સર શૂળીએ ચઢાવવામાં આવશે."

વર્ષના બે મહિના પોતાના મુલકમાં પાદશાહ ફરતો રહેતો હતો-જેથી કાંઈ પણ સારૂં કે માઠું તેનીથી છુપું રહેતું નહીં હતું.

દરેક મુલકમાં તે એવી રીતનો ઇનસાફ કરતો હતો-કે ગામડિયાઓ સઘળા તેનીજ તારીફ કરતા હતા.

તેનો એક પ્યારો બેટો હતો-કે જે માહતાબથી જરા પણ ઉતરતો નહીં હતો.

મરૂરા પેદરૂ કરૂદ પરૂવીઝ નામ
મહશ ખાન્દી ખુસ્રવે શાહકામ
નબૂદી જુદા યકૂ ઝમાન્ અઝ પેદરૂ
પેદરૂ નીઝ નશગીફૂતી અઝ પેસરૂ
ચુનાન્ બુદ કે અસ્પી ઝે આખુરૂ બેજસ્ત
કે બુદ શાહ પર્વીઝરા બરૂ નેશસ્ત
સુએ કેશ્તમન્દ આમદ અસ્પે જવાન્
નેગહબાને ઊ અઝ પસ અન્દરૂ દમાન્
બેયામદ ખોદાવન્દે આન્ કેશ્તઝારૂ
બપીશે નેગહબાન્ બેનાલીદ ઝારૂ
ખોદાવન્દે કેશ્તહ બેગોફૂત અસ્પે કીસ્ત
કે બરૂ ગૂશો દુમશ બેબાયદ ગેરીસ્ત
નેગહબાનશ ગોફૂત અસ્પે પર્વીઝ શાહ
કે દારદ હમી કેહતરૂ આનરા નેગાહ
ખોદાવન્દે કેશ્તહ બરે શાહરૂયારૂ
શુદહ ગોફૂત અઝ અસ્પ વઝ કેશ્તઝારૂ
બદ્દ ગોફૂત હોરૂમુઝ બરફૂતન્ બેફૂશ
બેબુરૂ દરૂ ઝમાન્ અસ્પરા દુમો ગૂશ
ઝેયાની કે આમદ બદાન્ કેશ્તમન્દ
શુમારશ બેબાયદ ગેરેફૂતન્ કે ચન્દ
ઝે ખુસ્રવ ઝેયાન્ બાઝ બાયદ સેતદ
અગરૂ સદ ઝેયાનસ્ત સદ બારૂ સદ
દેરમહાએ ગન્જી બરાન્ કેશ્તઝારૂ
બેરીઝન્દ પીશે ખોદાવન્દે કારૂ
ચુ બેશનીદ પર્વીઝ પૂઝેશગરાન્
બરૂ અન્ગીખ્ત અઝ હરૂ સુઇ મેહતરાન્
કે બાશન્દ ખાહેશ કુનાન્ પીશે શાહ
નબુરૂરદ દુમો ગૂશે અસ્પે સેયાહ
બરૂ આશોફૂત અઝાન્ અસ્પે ઊ શાહરૂયારૂ
જહાનદીદગાનરા હમહ કરૂદ ખારૂ
નેગહબાન્ શુદ અઝ બીમે હોરૂમુઝ દવાન્
બદાન્ કેશ્તહ નઝદીકે અસ્પે જવાન્
બખન્જરૂ જુદા કરૂદ અઝુ ગૂશો દુમ
બદાન્ કેશ્તઝારી કે બેન્હાદ સુમ
હમાન્ નીઝ તાવાન્ બફર્માને શાહ
રસાનીદ ખુસ્રવ બદાન્ દાદખાહ
વઝાન્ પસ બનખ્ચીરૂ શુદ શાહરૂયારૂ
બેયાવરૂદ હરૂ કસ ફેરાવાન્ શેકારૂ
સેપહબુદ નેઝાદીએ કુન્દાવરી
રઝી દીદ દરૂ રાહ બારૂ આવરી
સરાસરૂ હમહ રઝ પુરૂ અઝ ખુરૂરહ દીદ
બેફરૂમૂદ તા કેહતરશ દરૂ દવીદ
અઝાન્ ખૂશાએ ચન્દ બુબ્રીદો બોરૂદ
બઆયવાનો ખાલીગરશરા સેપોરૂદ
બેયામદ ખોદાવન્દે રઝ દરૂ ઝમાન્
બદાન મરૂદ ગોફૂત અય બદે બદ નેહાન્
નેગહબાને ઈન્ રઝ નબૂદી બરન્જ
ન દીનારૂ દાદી બહારા ન ગન્જ
ચેરા રન્જે ના બોર્દહ કર્દી તબાહ
બેનાલમ કુનૂન અઝ તો દરૂ પીશે શાહ

બાપે તેનું નામ "પર્વીઝ" પાડયું હતું-પણ કોઇ વખત પોતે તેને "ભાગ્યશાળી ખુસ્રવ" કરીને પણ બોલાવતો હતો.

બાપથી તે થોડો વખત પણ જુદો પડતો હતો નહીં-અને બાપ પણ છોકરાથી સબૂરી પકડતો હતો નહીં.

૨૮૦ એમ બન્યું કે શાહઝાદા પર્વીઝનો સવારીનો ઘોડો તબેલામાંથી છૂટી ગયો.

તે જવાન ઘોડો એક ખેતરમાં પેઠો-તેની પાછળ તેનો રખેવાળ દોડતો હતો.

પેલાં ખેતરનો ધણી આવ્યો-અને તે ઘોડાવાળા આગળ સખ્ત ફર્યાદ કરવા લાગ્યો.

તે ખેતરનો માલેક બોલ્યો કે "આ ઘોડો કોણનો છે?-કારણકે હવે તેના કાન અને પૂછડી માટે અફસોસ કરવો પડશે."

તે ઘોડાના રખેવાળે કહ્યું કે "શાહઝાદા પર્વીઝનો આ ઘોડો છે-કે જે ઘોડાની આ ચાકર સંભાળ રાખે છે."

પેલા ખેતરના માલેકે પાદશાહની નઝદીક જઇને તે ઘોડા માટે તેમજ પેલાં ખેતર માટે ફર્યાદ કીધી.

હોરમઝે તેને કહ્યું કે "તું તુરત દોડી જા-અને એકદમ તે ઘોડાની પૂછડી અને કાન કાપી લે.

અને તે ખેતરમાં કેટલું નુકસાન થયું છે-તેની ગણત્રી કરીને,

ખુસ્રવ પાસેથી તેનું નુકસાન ભરી લેવું જોઇયે-અગરજો તે નુકસાન સો દિરમનું થયું હોય, તો એક હઝાર

દિરમનો ખઝાનો તે ખેતરમાં પેલા ખેડુત આગળ લઈ જઈ નાખે."

૨૮૧ જ્યારે પર્વીઝે એ સાંભળ્યું ત્યારે તેણે માફી માંગવા માટે ચો તરફથી સરદારોને સમજાવ્યા,

કે તેઓ માફી માગવા માટે પાદશાહ આગળ જાય-કે તે અસ્પે સીઆહની પૂછડી અને કાન કાપી નાખે નહીં.

પાદશાહ તેના ઘોડા ઉપર ગુસ્સે થયો-અને પેલા સઘળા અનુભવી સરદારોને તુચ્છકારી કાઢયા.

પેલો રખેવાળ પાદશાહ હોરમઝની ધાસ્તીથી તે ખેતરમાં પેલા જવાન ઘોડાની નઝદીક દોડતો કે ગયો.

અને જે ખેતરમાં કે તે ઘોડાએ પોતાનાં પગલાં મૂકયાં હતાં-ત્યાંજ પોતાનાં ખંજરે કરી તે ઘોડાના કાન અને પૂછડી કાપી નાખી.

તેમજ પાદશાહના હોકમ મૂજબનો બદલો-શાહઝાદા ખુસ્રવે પેલા ફર્યાદ કરનાર ખેડુતને પુગાડયો.

તે બનાવ પછી એક દહાડે પાદશાહ શિકાર માટે ગયો-અને દરેક જણ પુષ્કળ શિકાર હાથમાં લાવ્યું.

એક બુન્યાદી અને બહાદુર સરદારે-રસ્તામાં એક દરાખનો ખીલેલો માંડવો જોયો.

સઘળો વેલો દરાખના ઝુમખાથી ભરેલો જોયો-તે સરદારે હોકમ કીધો જેથી તેનો નોકર દોડયો,

અને તે વેલામાંથી કેટલાક ઝુમખા કાપ્યા અને મેહલમાં લઇ જઈ તેના બાવરચીને સોંપ્યા.

૨૮૨ તેજ વખત પેલા દરાખના માંડવાનો માલેક આવ્યો-અને તે શખ્સને કહેવા લાગ્યો કે "ઓ બદ બુન્યાદના બૂરા શખ્સ!

તેં મેહનત કરીને આ દરાખ નથી ઉગાડી-અને વળી તેની કીમતના દીનાર કે પૈસા પણ આપ્યા નથી.

તેં મેહનત કર્યા વગર શા માટે મારી દરાખ ખરાબ કીધી?-હમણા હું તારે માટે પાદશાહ આગળ ફર્યાદ કરૂં છું."

સવારે દેલાવર્ કે બીમે ઝેયાન્
બબુરીદ કમર્ બાઝ્ કરદ અઝ્ મેયાન્
બદ્ દાદ પુર્માયહ્ ઝરીન્ કમર્
બહર્ મોહ્રહી દર્ નેશાન્દહ્ ગોહર્
ખોદાવન્દે રઝ્ ચૂન્ કમર્ દીદ ગોફ્ત
કે કેર્દારે બદ્ ચન્દ બાયદ નેહોફ્ત
તો બા શહ્રયાર્ આશ્નાઈ મકુન્
ખરન્દહ્ નદારી બહાઈ મકુન્
સેપાસી નેહમ બર્ તો બર્ ઝીન્ કમર્
તો બી જાની અર્ બેશ્નવદ દાદગર્
ચહી મરદ બુદ હોર્મુઝે શહ્રયાર્
બપીરૂઝી અન્દર્ શુદહ્ નામદાર્
બમર્દી સેતૂદહ્ બહર્ અન્જુમન્
ગહે રઝ્મ હર્ગેઝ્ નદીદી શેકન્
૨૮૩ કે હમ દાદ દેહ્ બૂદો હમ દાદખાહ્
કોલાહે કઈ બર્ કશીદહ્ બમાહ્
નકર્દી બશહ્રે મદાઇન્ દેરન્ગ્
દેલાવર્ શહી બૂદ બા નામો નન્ગ્
બહારો તમૂઝો ઝમેસ્તાનો તીર્
નેયાસૂદ હર્ગેઝ્ ચહ્ શીર્ ગીર્
હમી ગશ્ત ગેર્દે જહાન્ સર્ બસર્
હમી જોસ્ત બા પાદશાહી હોનર્

પેલા બહાદુર સવારે પોતાને નુકસાન થવાની ધાસ્તીથી-તુરત કમર ઉપરથી કમરબંદ છોડી નાખ્યો.

અને તે કીમતી સોનેરી કમરબંદ જેના દરેક બંદમાં મોતી જડેલાં હતાં, તે તેને આપ્યો.

જ્યારે પેલા દરાખના માંડવાના માલેકે તે સોનેરી કમરબંદ જોયો ત્યારે બોલ્યો-કે "ભૂંડી ચાલ કયાં સૂધી છુપાવી રાખશે?

તું શાહઝાદાની દોસ્તી ના રાખ-દરાખ ખરીદ કરનારો નથી. તું ભાવ શું કામ કરવા માગે છે?

દરાખના કીમતમાં તું આ કમરબંદ મને આપે છે તેનો હું ઉપકાર માનું છું-પણ જ્યારે પાદશાહને કાને આ વાત આવશે ત્યારે તને સોસવું પડશે."

પાદશાહ હોરમઝ એક ભલો માણસ હતો-જે ફતેહમંદીમાં નામદાર થયલો હતો.

તે દરેક અંજુમનમાં બહાદુરી માટે વખણાયલો હતો-લડાઇને વખતે કદીબી તે હાર જોતો નહીં હતો.

કારણકે તે ઇન્સાફનો કરનારો અને ઈન્સાફને ચાહનારો પણ હતો-જેણે પાદશાહી કોલાહ માહતાબ સૂધી ચઢાવી હતી.

મદાઇન શેહરમાં તે ઘણો વખત રહેતો નહીં હતો-તે ઈઝ્ઝત અને આબરૂ સાથનો એક દિલાવર પાદશાહ હતો.

તે સિંહ પકડનારો પેહલવાન શું વસંત રૂતુમાં કે શું ગર્મી, કે સર્દી, કે શું વર્ષાદની રૂતુમાં નિરાંતે બેસતોજ નહીં હતો.

તે પોતાની સલ્તનતમાં હમેશે ફરતો રહેતો હતો-અને પોતાનાં રાજપાટ સાથ હુનર પણ શોધતો હતો.

## ગેર્દ આમદને લશ્કર્ અઝ્ હર્ કેશ્વર્ બજન્ગે હોર્મુઝ્ વ સેગાલેશ્ કર્દને ઊ બા વઝીરાન્.

ચુ દહ્ સાલ શુદ પાદશાહીશ રાસ્ત
ઝે હર્ કેશ્વર્ આવાએ બદ્ખાહ્ ખાસ્ત
બેયામદ ઝે રાહે હરી સાવહ્ શાહ્
અબા કૂસો પીલાનો ગન્જો સેપાહ્
અગર્ લશ્કરે સાવહ્ ગીરી શુમાર્
બર્ ચાર્ સદ બાર્ બેશ્મર્ હઝાર્
ઝે પીલાને જન્ગી હઝારો દોવીસ્ત
તો ગોફ્તી મગર્ બર્ ઝમીન્ રાહ્ નીસ્ત
ઝે દશ્તે હરી તા લબે મર્વ રૂદ
સેપહ્ બૂદ આગન્દહ્ ચૂન્ તારો પૂદ
અઝીન્ રૂએ તા મર્વ લશ્કર્ કશીદ
શુદ અઝ્ ગર્દે લશ્કર્ ઝમીન્ નાપદીદ
૨૮૪ બહોર્મુઝ્ યકી નામહ્ બેન્વેશ્ત શાહ્
કે નઝ્દીકે ખુદ ખાન્ ઝે હર્ સૂ સેપાહ્
પુલો રાહે ઈન્ લશ્કર્ આબાદ કુન
અલફ્ સાઝો અઝ્ તીઘે મા યાદ કુન
બદીન્ પાદશાહી બેખાહમ ગુઝશ્ત
બદર્યા સેપાહસ્તો બર્ કૂહો દશ્ત

## હોરમઝ સામે લડાઈ કરવા ચો તરફથી લશ્કરનું ભેગું થવું અને તેણે પોતાના વઝીરો સાથ વિચાર ચલાવવો.

જ્યારે તેની પાદશાહીને પુરાં દશ વર્ષ થયાં-ત્યારે દરેક મુલકમાંથી દુશ્મનોના પોકારો નીકળ્યા.

હેરાતને રસ્તેથી પાદશાહ સાવેહ-નગારાં હાથી, ખઝાના અને લશ્કર સાથ ચઢી આવ્યો.

અગરજો તું સાવેહનાં લશ્કરની ગણત્રી કરે-તો તે ચાર લાખ માણસ હતું.

બારસો લડાયક હાથીઓ હતા-તું કહે ગોયા ઝમીન ઉપર ચાલવાનો રસ્તોજ નહીં હતો.

હેરાતનાં મયદાનથી તે મર્વની નદીના કિનારા સૂધી-વાણા અને તાણાની માફક લશ્કર ગુંઠાયલું હતું.

અહીંથી મર્વ સૂધી તેણે લશ્કર ખેંચ્યું-લશ્કરની ધૂળથી ઝમીન પણ ઢંકાઈ ગઈ.

પાદશાહ સાવેએ હોરમઝ ઉપર એક નામુ લખ્યું-કે "તું ચો તરફથી પોતાની નઝદીક તારૂં લશ્કર બોલાવ.

પુલ તેમજ મારાં લશ્કરને પસાર થવાનો માર્ગ સરખો કરાવી મૂક-ઘાસચારો તૈયાર રાખ અને અમારી તલવારની યાદ તાઝી કર.

આ પાદશાહીમાંથી હું પસાર થવા ચાહું છું-મારૂં લશ્કર દર્યા ઉપર તેમજ પહાડ અને મયદાનોમાં પથરાયલું છે."

ચુ બર્ ખાન્દ્ આન્ નામેહરા શહ્‌રયાર્
બેપેઝ્મોરદ્ અઝાન્ લશ્કરે બી શુમાર્
વઝાન્ સૂએ કયસર્ બેયામદ્ ઝે રૂમ
ઝે લશ્કર્ બઝીર્ અન્દર્ આવર્દહ્ બૂમ
સેપહ્ બૂદ અઝ રૂમેયાન્ સદ હઝાર્
સવારાને જન્ગ્આવરો નામદાર્
ઝે શહ્‌રી કે બેગ્રેફ્ત નૂશીરવાન્
કે અઝ નામે ઊ બૂદ કયસર્ નવાન્
બેયામદ્ ઝે હર્ કેશ્વરી લશ્કરી
બપીશ અન્દરૂન્ નામવર્ મેહ્તરી
સેપાહી બેયામદ્ ઝે રાહે ખઝર્
કઝીશાન્ સેયહ્ શુદ હમહ્ બૂમો બર્
જહાન્દીદઈ ગોરૂદ દર્ પીશ બૂદ
અબા ગન્જો બા લશ્કરે ખીશ બૂદ
અઝ અર્મીનેયહ્ તા દરે અર્દબીલ
સેપાહી પુરાકન્દહ્ શુદ ખીલ ખીલ
ઝે દશ્તે સવારાને નીઝહ્ ગુઝાર્
સેપાહી બેયામદ્ ફેઝૂન્ અઝ શુમાર્
ચુ અબ્બાસો ચૂન્ અમર્ શાન્ પીશરવ
સવારાનો ગર્દન્ફરાઝાને નવ
ઝે તારાજ વયરાન્ શુદ આન્ બૂમો રોસ્ત
કે હોરમુઝ હમી બાઝે ઈશાન્ બેજોસ્ત
બેયામદ્ સેપહ્ તા બરૂદે ફોરાત
નમાન્દ અન્દરાન્ બૂમ જાએ નબાત
ચુ તારીક શુદ રૂઝ્ગારે બેહી
અઝીશાન્ બહોરમુઝ રસીદ આગેહી
ચુ બેશ્નીદ ગોફ્તારે કાર્આગહાન્
બેપેઝ્મોરદ્ શાદાબે શાહે જહાન્
પશીમાન્ શુદ અઝ કોશ્તને મૂબદાન્
ઝે દર્ગાહ્ ગુમ ગશ્તને બેખ્રદાન્
નદીદ ઊ હમી મર્દુમે રાએ સાઝ
રસીદશ બતદ્બીર્ સાઝાન્ નેયાઝ
ફેરેસ્તાદો ઇરાનેયાન્રા બેખાન્દ
સરાસર્ હમહ્ કાખ મર્દુમ નેશાન્દ
બર્આવર્દ રાઝી કે બૂદ અઝ નેહોફ્ત
બદાન્ નામદારાને ઈરાન્ બેગોફ્ત
કે ચન્દી સેપહ્ સર્ બઈરાન્ નેહાદ
કે કસ દર્ જહાન્ આન્ નદારદ બયાદ
હમહ્ મર્ઝબાનાન્ ફરાઝ આમદન્દ
ઝે હર્ ગૂનહ્ અન્દીશહા દર્ ઝદન્દ
બેગોફ્તન્દ કય શાહે બા રાયો હૂશ
યકી અન્દરીન્ કાર્ બુકુશાય ગૂશ
ખેરદમન્દ શાહીઓ મા કમતરીમ
હમી ખીશતન્ મૂબેદી નશમરીમ
હમી મૂબેદાનો દબીરાને ખીશ
બેકોશ્તીઓ ગશ્તી ઝે આઇનો કીશ
બર્ અન્દીશ તા ચારએ કાર્ ચીસ્ત
બરો બૂમે મારા નેગહ્દાર્ કીસ્ત
ચુનીન્ ગોફ્ત મૂબેદ કે બૂદશ વઝીર્
કે અય શાહે દાનાઓ દાનેશ પઝીર્

જ્યારે પાદશાહે તે નામુ વાંચ્યું-ત્યારે તેનાં બેશુમાર લશ્કરથી તે ફગલાઇ ગયો.

પેલી તરફથી કયસર પણ રૂમથી ચઢી આવ્યો તેણે પોતાનાં લશ્કરથી મુલક ઝેર કરવા માંડયા.

રૂમીઓમાંથી લડાયક સવારો અને નામદાર લોકોનું એક લાખ માણસોનું લશ્કર હતું.

જે શેહરો કે નોશીરવાન કે જેનાં નામથી કયસર ધ્રુજતો હતો, તેણે જીતી લીધાં હતાં,

તે દરેક શેહરોમાંથી એકેકું લશ્કર બાહેર પડયું-જેની હરોલમાં એકેકો નામદાર સરદાર હતો.

ખઝરના માર્ગમાંથી પણ એક લશ્કર આવ્યું-કે જેઓથી તમામ સર ઝમીન સીઆહ બની.

એક અનુભવી પેહલવાન પોતાના ખઝાના અને લશ્કર સાથે તેની હરોલમાં હતો.

આર્મીન્યાના મુલકથી તે અર્દબીલ સુધી-ટોળે ટોળાં લશ્કરથી રસ્તા ૨૮૫
ભરાઈ ગયલા હતા.

નેઝા મારનારા અરબ સવારોમાંથી-ગણત્રી વગરનું એક લશ્કર આવ્યું.

અબ્બાસ અને અમ્ર જેવા તેઓના સરદારો હતા-તેઓ બહાદુર સવારો અને નવા ગરદનફરાઝ પેહલવાનો હતા.

તે મુલક અને ઝમીન કે જેઓની મેહસૂલ હોરમઝ લેતો હતો, તે લૂટથી વયરાન થઈ.

ફોરાત (યુફ્રેટીસ) નદી સુધી લશ્કર આવ્યું-તે મુલકમાં ઘાસચારાની પણ જગો બાકી રહી નહીં.

જ્યારે તેનો ભલો દિવસ સીઆહ થયો-ત્યારે હોરમઝને તે સઘળાઓની ખબર પડી.

જ્યારે તેણે જાસૂસોની એવી વાતો સાંભળી-ત્યારે દેશના પાદશાહનો ખીલેલો ચેહરો કુમલાઇ ગયો.

તે પોતાના વઝીરોને મારી નાખવા માટે તેમજ તેની દરબારમાંથી અકલમંદો ગુમ થવા માટે પશેમાન થયો.

તે સલાહકાર માણસ તરીકે કોઇને પણ જોવા લાગ્યો નહીં-હવે તેને સલાહકારોની ઝરૂર પડી.

તેણે સઘળે ઠેકાણે કાસેદો મોકલ્યા અને ઈરાનીઓને બોલાવ્યા-તે સઘળાઓને પોતાના મેહલમાં બેસાડયા.

પછી જે કાંઇ છૂપો ભેદ હતો તે ઇરાનના નામદારોને કહ્યો, ૨૮૬

કે "આટલું બધું લશ્કર ઇરાન ઉપર ચઢી આવ્યું છે-કે આગળ તેવું લશ્કર ચઢી આવેલાની યાદ દુન્યામાં કોઇને હશે નહીં.

સઘળા હાકેમો આપણી નઝદીક આવી લાગ્યા છે-અને તેઓએ દરેક રીતના વિચારો કરી મૂકયા છે."

તેઓએ જવાબ દીધો કે "ઓ દાનાઈ અને હોશ સાથના પાદશાહ!-આ અમારી વાત તું ધ્યાનથી સાંભળી લે,

તું પોતે એક દાનેશમંદ પાદશાહ છે અને અમો તો તારા નોકરો છિયે-અમો પોતે કાંઇ સલાહકારોને લાયકના પોતાને સમજતા નથી.

તેં પોતાના સઘળા વઝીરોને અને મુન્શીઓને-મારી નાખ્યા અને તું સઘળા આગળા રેવાજોથી અને દીન ધર્મથી ફરી ગયો.

હવે તુંજ વિચાર કર કે આ મુશ્કેલ કામનો ચારો શું છે-આપણી સર ઝમીનનો બચાવનારો કોણ છે?"

પછી જે મોબેદ કે તેનો વઝીર હતો તે બોલ્યો-કે "ઓ દાનાઓના અને દાનાઇ પસંદ કરનારાઓના પાદશાહ!

સેપાહે ખઝરૂ ગરૂ બેયાયદ બજન્ગ્
નેયાબન્દ જન્ગી ઝમાની દેરન્ગ્
અબા રૂમેયાન્ દાસ્તાનહા ઝનીમ
ઝે કીન્ બીખ્ અઝીન્ તાઝેયાન્ બરૂ કનીમ
૨૮૭ તોરા સાવહ્ શાહસ્ત નઝદીક્ તરૂ
વઝ્ કારે મા નીઝ તારીક્ તરૂ
ઝે રાહે ખોરાસાન્ બુવદ રન્જે મા
કે વયરાન્ કુનદ કેશ્વરો ગન્જે મા
ચુ તુરૂક્ અન્દરૂ આયદ ઝે જયહુન બજન્ગ્
નબાયદ બદીન્ કારૂ કર્દન્ દેરન્ગ્
બમૂબેદ ચુનીન્ ગોફ્ત જૂયન્દહ્ રાહ્
કે અકૂનૂન્ ચે સાઝીમ બા સાવહ્ શાહ્
બદુ ગોફ્ત મૂબેદ કે લશ્કરૂ બેસાઝ
કે ખુસ્રવ બલશ્કરૂ બુવદ સરૂફરાઝ
અરઝરા બેખાન્ તા બેયારદ શુમારૂ
કે ચન્દસ્ત મરૂદુમ કે આયદ બકારૂ
અરઝ બા જરીદહ્ બનઝદીકે શાહ્
બેયામદ બેયાવરૂદ મરૂરે સેપાહ્
શુમારે સેપાહશ ચુ શુદ સદ હઝારૂ
પેયાદહ્ બસી દરૂ મેયાને સવારૂ
બદુ ગોફ્ત મૂબેદ કે બા ઈન્ સેપાહ્
સઝદ ગરૂ બેશૂરીમ બા સાવહ્ શાહ્
મગરૂ મરૂદુમી જૂઇઓ રાસ્તી
બેરૂન્ અફ્ગની કઝીઓ કાસ્તી
૨૮૮ રહાની સરે કેહતરાન્રા ઝે બદ
ચુનાન્ કઝ રહે પાદશાહાન્ સઝદ
શનીદસ્તી આન્ દાસ્તાને બુઝોરૂગ્
કે અર્જાસ્પે રદ આન્ ગવે પીરૂ ગોરૂગ્
બગુશ્તાસ્પો લોહ્રાસ્પ્ અઝ બહ્રે દીન્
ચે બદ કરૂદ ખુદ બા સવારાને ચીન
ચે આમદ ઝે તીમારૂ બરૂ શહ્રે બલ્ખ
કે શુદ ઝેન્દગાની બરાન્ બૂમ તલ્ખ
ચુનીન્ તા ફુશાદહ્ શુદ એસ્ફન્દેયારૂ
હમી કરૂદ હરૂગૂનએ કાર્ઝારૂ
અગરૂ નશ્નવદ પન્દે શાહે ઝમીન્
બસી રન્જ બીનદ ઝે તુર્કાને ચીન્
ઝે ખુસ્રવ બસાલ્ અરૂ ચે મન્ મેહતરમ
અઝ્ મન્ બઅન્દીશહ્ બરૂ નુગ્ઝરમ
બમૂબેદ ચુનીન્ ગોફ્ત પસ શહ્રૂયારૂ
કે કયસરૂ નજૂયદ ઝે મા કાર્ઝારૂ
હમાન્ શહ્રૂહારા કે બેગ્રેફ્ત શાહ્
સેપારમ બદુ બાઝ ગર્દદ ઝે રાહ્
ફેરેસ્તાદઈ જોસ્ત ગોર્દો દબીરૂ
ખેરદમન્દો દાનાઓ હમ યાદગીરૂ
૨૮૯ બકયસરૂ ફેરેસ્તાદ કઝ રૂમ શહ્રૂ
નખાહમ તોરા બાદ અઝાન્ બૂમ બહ્રૂ
તો હમ પાય દરૂ મર્ઝે ઈરાન્ મનેહ્
ચુ ખાહી કે મેહ્ બાશીઓ રૂઝ બેહ્
ફેરેસ્તાદહ્ ચૂન્ નઝદે કયસરૂ રસીદ
બેગોફ્ત આન્ ચે અઝ શાહે ઈરાન્ શનીદ

જો ખઝરનું લશ્કર લડાઈમાં આવશે-તો તેઓ લડાઈમાં ઘણોક વખત ટકી શકવાના નથી.

રૂમીઓને આપણ સમજાવી લઈશું-અને આ અરબોની તો જડમૂળ ઉખેડી નાખીશું.

હવે સાવેહ શાહજ તારી વધારે નઝદીક આવી ગયો છે-માટે તેનાંજ કામની આપણને વધુ ધાસ્તી છે.

આપણી મુશ્કેલી ખોરાસાનના માર્ગથીજ છે-કારણકે તે આપણો મુલક અને ખઝાનો વયરાન કરશે.

જો તુર્કીઓ જયહૂન નદી પસાર કરીને આવશે-તો પછી આપણાથી લડાઈનાં કામમાં ઢીલ કરાશે નહીં."

ત્યારે માર્ગ શોધનાર પાદશાહે તે વઝીરને પૂછ્યું-કે "હવે આપણે પાદશાહ સાવેહ સાથ શું કર્યે?"

વઝીરે તેને કહ્યું કે "લશ્કર તૈયાર કર-કારણકે એક પાદશાહ પોતાનાં લશ્કરથી સરફરાઝ થાય છે.

લશ્કરી દફતર રાખનારને તેડાવ કે તે લશ્કરી માણુસોની ટીપ લઈ આવે-લડવા લાયકનાં માણુસો કેટલાં છે તે જણાઈ આવે?"

આથી દફતરી દફતર લઈ પાદશાહ પાસે-આવ્યો અને સિપાહોની ટીપ રજૂ કીધી.

જ્યારે તેનાં લશ્કરની ગણત્રી એક લાખની થઈ-કે જેમાં સવારો દરમેયાન પેદલ લશ્કર વધુ હતું,

ત્યારે તે વઝીરે પાદશાહને કહ્યું કે આટલાં લશ્કર સાથ-આપણે સાવેહ શાહ સાથે ટક્કર ઝીલીશું.

પણ હવે તું ભલમનસાઇ અને સચ્ચાઇજ એખ્તયાર કર-અપ્રાણિક-પણું અને જૂઠાણું છોડી દે.

અને પાદશાહોની રીત રૈવાજ મૂજબ રૈયતનાં સરને આફતથી બચાવ.

તેં પેલી મહાભારત વાત સાંભળી તો હશે-કે પેલા બુઢ્ઢા વરૂની મિસાલના બહાદુર સરદાર અર્જાસ્પે,

આપણી દીનને માટે ગુશ્તાસ્પ અને લોહરાસ્પ સાથે પોતાના તુર્કી સવારો સાથ શું શું ખરાબી કરી હતી?

અને બલ્ખ શેહર ઉપર શું શું આફત આવી પડી હતી-કે ત્યાંના રહેવાસીઓની ઝિંદગી કડવી ઝેહર જેવી થઇ હતી.

અને એજ પ્રમાણે તેણે જ્યાં સુધી અસ્ફંદિયાર છૂટો થયો-ત્યાં સુધી દરેક રીતની લડાઇ ચાલુજ રાખી હતી.

માટે જો દેશનો પાદશાહ આ મારી સલાહ નહીં માનશે-તો તે ચીનના તુર્કીઓથી ઘણી રંજ જોશે.

જો કે ઉમરમાં હું પાદશાહ કરતાં વડો છું-તોપણ વિચાર શક્તિમાં હું તેનાથી આગળ વધી શકતો નથી."

પછી પાદશાહે વઝીરને એમ કહ્યું-કે "કયસર આપણી સાથ લડાઇ નહીં કરશે.

તેનાં જે શેહરો કે શાહ નોશીરવાને લીધાં છે-તે હું તેને પાછાં સોંપી દેઉં કે જેથી તે રસ્તામાંથીજ પાછા ફરશે."

પછી તેણે એક બહાદુર મુન્શીગરી જાણનારો, ડહાપણવાળો, દાના અને યાદદાસ્ત શક્તિ ધરાવનારો એલચી શોધી કાઢયો.

અને કયસરને કહેવાડિયું કે "રૂમનાં શેહરોમાંથી જે અમોએ લીધાં છે તે મને જોઈતાંજ નથી. તે મુલકોમાંનો સઘળો હિસ્સો તારોજ હોજો!

માટે તું પણ જો ચાહતો હોય કે મોટો અને ભલા દહાડાનો થાય-તો ઇરાન ઝમીનમાં હવે પગ ના મૂકતો."

પેલો એલચી જ્યારે કયસરની નઝદીક પહોંચ્યો-અને ઇરાનના શાહથી જે કાંઇ સાંભળ્યું હતું તે તેને કહ્યું,

કે રહૂ બાઝ ગશ્ત આન્ ઝમાન્ શાહે રૂમ
નેયાઝોરૂદ ખાકૂ અન્દરાન્ મર્ઝો બૂમ
ચુ કયસરૂ બેરફ્‌ત આન્ ઝમાન્ શાહરૂયારૂ
ગેરેફ્‌ત અઝ ખઝરૂ નીઝ દરૂ પીશ કારૂ
સેપાહી કે ઈરાનેયાન્ બરૂ ગુઝીદ
કે અઝ ગરૂદ શાન્ રૂઝ શુદ નાપદીદ
ફેરેસ્તાદ શાન્ સૂએ મર્ઝે ખઝરૂ
કે આતેશ ઝનન્દ અન્દરાન્ બૂમો બરૂ
સેપહ્‌દારૂ શાન્ પીશ ખરૂરાદ બૂદ
કે બા ફરૂરો અવરંગો બા દાદ બૂદ
ચુ આમદ બઆર્મીનેયહ્ દરૂ સેપાહ
સેપાહે ખઝરૂ બરૂ ગેરેફ્‌તન્દ રાહ
અઝીશાન્ ફેરાવાન્ બેકોશ્તન્દ નીઝ
ગેરેફ્‌તન્દ અઝ મરૂઝ બેસ્યારૂ ચીઝ
અરબ્ ચૂન્ શનીદન્દ બસ્તહ્ શદન્દ
બેરફ્‌તન્દ અઝાન્ જાયગહ્ કામદન્દ
ચુ આગાહી આમદ બનઝ્દીકે શાહ
કે ખરૂરાદ પીરૂઝ શુદ બા સેપાહ
બજોઝ કીનએ સાવહ્ શાહરા નમાન્દ
બેરહરા બઅન્દીશહ્ અન્દરૂ નેશાન્દ

ત્યારે રૂમનો પાદશાહ તુરતજ રાહમાંથી પાછો ફર્યો-તેણે ઈરાન સર ઝમીનની ખાકને પણ દુઃખ દીધું નહીં.

જ્યારે કયસર પાછો ફર્યો ત્યારે તેજ વખત પાદશાહે ખઝરનું કામ પણ હાથ ધર્યું.

તેણે ઈરાનીઓમાંથી એક લશ્કર ચુંટી કાઢ્યું-કે જેઓની ધૂળથી દહાડો પણ ઢંકાઇ ગયો.

તેઓને ખઝરના મુલક તરફ મોકલ્યા-કે તે મુલકમાં આગ સળગાવી દે.

તેઓનો સરદાર ખરરાદ નામનો હરોલમાં ચાલતો હતો-કે જે દબદબા, દમામ અને ઇન્સાફ સાથનો હતો.

જ્યારે આર્મીન્યામાં લશ્કર આવ્યું-અને ખઝરનાં લશ્કરે તેઓનો રસ્તો રોકયો,

ત્યારે ઈરાનીઓએ તેઓમાંથી ઘણાકોને માર્યા-અને તે મુલકમાંથી પુષ્કળ ચીઝો લૂટી લીધી.

જ્યારે અરબોએ એ ખાનાખરાબી સાંભળી, ત્યારે સ્થિર થઇ ગયા- ૨૯૦
અને જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા ગયા.

જ્યારે પાદશાહની નઝદીક વધાઇ આવી-કે "ખરરાદ લશ્કર સાથે ફતેહમંદ થયો છે,"

ત્યારે હવે સાવેહ શાહની લડાઈ સિવાય તેને માટે કશું બાકી રહ્યું નહીં-તેણે પોતાનાં ડહાપણને વિચાર શક્તિ ચલાવવામાં કામે લગાડયું.

## આગાહી યાફ્‌તને હોરમુઝ અઝ બહ્‌રામ્ ચૂબીનહ્ વ ખાસ્તનશ્.

ચકી બન્દહ્ બુદ શાહરા શાદકામ
ખેરદમન્દો બીદારૂ નસ્તૂહ્ નામ
બશાહે જહાન્ ગોફ્‌ત અનૂશહ્ બદી
હમીશહ્ કે તો દૂર્ દસ્તે બદી
પેદરૂમ આન્ ખેરદમન્દ મેહ્‌રાન્ સતાદ
બપીરી બસી ચીઝ દારદ બયાદ
બકુન્જી નેશસ્તસ્ત બા ઝન્દવોસ્ત
વઝ ઉમ્મીદે ગીતી શુદહ્ પીરો સોસ્ત
બદીન્ રૂઝગારાન્ બરે ઊ શુદમ
ચકી રૂઝો ચકૂ શબ્ બરે ઊ બુદમ
હમી ગોફ્‌તમ ઊરા મન્ અઝ સાવહ્ શાહ
કે પીલાને જંગીઓ ચન્દાન્ સેપાહ
ચુનીન્ દાદ પાસોખ કે આમદ સોખુન્
અઝાન્ ગોફ્‌તએ રૂઝગારે કોહુન્
બેપુર્સીદમ અઝ પીરૂ મેહ્‌રાન્ સતાદ
કઝાન્ રૂઝગારાન્ ચે દારી બયાદ
ચુનીન્ દાદ પાસોખ કે શાહે જેહાન્
અગરૂ પુર્સદમ બાઝ ગૂયમ નેહાન્
શાહનશાહ્ ફરૂમૂદ તા દરૂ ઝમાન્
બેશુદ નઝદે ઊ નામદારી દવાન્
તને પીરૂ અઝાન્ કાખ બદાશ્તન્દ
બમહૂદ અન્દરૂન તીઝ બુગ્ઝાશ્તન્દ

## હોરમઝનું બેહરામ ચોબીને માટે વાકેફ થવું અને તેને પોતાની આગળ બોલાવવો.

પાદશાહનો એક નસ્તુહ નામનો મુરાદ પામેલો, દાનેશમંદ અને ચાલાક નોકર હતો.

તેણે દેશના પાદશાહને કહ્યું કે "તું ખુશહાલ હોજો-અને હમેશે બૂરાઇના હાથ તારીથી દૂરજ રહેજો !

મારો અકલમંદ બાપ મેહરાન સતાદ-બુઢાપામાં ઘણીક વાતો યાદ રાખે છે.

તે ઝંદ અવસ્તાની કેતાબ લઈ એક ખૂણામાં બંદગી કરતો બેઠેલો છે-અને હવે દુન્યાની ઉમેદોથી બુઢ્ઢો અને સુસ્ત થયો છે.

આ છેલ્લા દહાડાઓમાં હું તેની નઝદીક ગયો હતો-અને એક દહાડો એક રાત તેની આગળ રહ્યો હતો.

તેની આગળ હું સાવેહ શાહની, તેના લડાયક હાથી અને આટલાં મોટાં લશ્કરની વાતો કરવા લાગ્યો.

ત્યારે તે બોલ્યો કે 'આગળા વખતની કહેલી વાતો હવે થવા માંડી છે.'

મેં મારા બુઢ્ઢા મેહરાન સતાદને પૂછ્યું-કે 'તે વખતની શીશી વાતો ૨૯૧
તને યાદ છે ?'

ત્યારે તેણે એવો જવાબ દીધો કે 'દેશનો પાદશાહ-અગરજો અને બોલાવી પૂછશે તો સઘળી છૂપી વાત હું ખુલ્લી કરીશ.'"

આથી શેહનશાહે ફર્માવ્યું જેથી તેજ વખત-એક નામદાર દોડતો કે તેની નઝદીક ગયો.

અને તે બુઢ્ઢાને તેનાં ઘરમાંથી ઊંચકીને-તુરત એક પાલકીમાં બેસાડવામાં આવ્યો.

ચુ આમદ બરે શાહ મેહેં કોહુન
હેલી પુર ગે દાનેશ સરી પુર સોખુન
બપુર્સીદ હોરમુઝ ગે મેહેરાન સતાદ
કે અઝ રુઝગારાન ચે દારી બયાદ
ચુનીન્ દાદ પાસોખ બદુ મેહેં પીર
કે અય શાહે ગૂયન્દહો યાદગીર
બદાન્ગહ કુજા માદરતરા ઝે ચીન્
ફેરેસ્તાદ ખાકાન્ બઈરાન્ ઝમીન્
બેખાહન્દગી મન્ બુદમ પીશરવ
સદો શસ્ત મરદ અઝ દેલીરાને ગવ
પેદરૂત આન્ શહન્શાહ બા દાદ રાસ્ત
ઝે ખાકાન્ પરસ્તારઝાદહ નખાસ્ત
૨૯૨ મરા ગોફ્ત જોઝ દુખ્તે ખાતૂન્ મખાહ
નઝીબદ પરસ્તાર હમ જોફ્તે શાહ
બેરફ્તીમ નઝદીકે ખાકાને ચીન્
બશાહી બરુ ખાન્દીમ આફરીન્
વરા પન્જ દુખ્તર બુદ અન્દર નેહાન્
હમહ ખૂબો ઝીબાએ તખ્તે શેહાન્
બેરફ્તન્ તઝરૂવો બદીદન્ બહાર
સરાસર પુર અઝ બૂયો રન્ગો નેગાર
મરા દર શબેસ્તાન્ ફેરેસ્તાદ શાહ
બેરફ્તમ દરાન્ નામવર પીશગાહ
રોખે દોખ્તરાન્રા બેયારાસ્તન્દ
સરે ઝોલ્ફ બર ગુલ બેપીરાસ્તન્દ
મગર માદરત બર સર અફસર નદાશ્ત
હમાન્ યારહો તઉકો ઝીવર નદાશ્ત
નેશસ્તહ સર અફગન્દહ બી ગોફ્તગૂય
ઝે શરમ આસ્તીન્રા ગેરેફ્તહ બરુય
અઝીશાન્ જોઝ ઊ દુખ્તે ખાતૂન નબૂદ
બપીરાયહો રન્ગો અફસૂન નબૂદ
કે ખાતૂને ચીની ઝે ફગફૂર બૂદ
બગઉહર ઝે કેર્દારે બદ દૂર બૂદ
૨૯૩ હમી માદરશરા જેગર ઝાન્ બેખસ્ત
કે ફર્ઝન્દ જાઈ બુવદ દૂર દસ્ત
દેઝમ બૂદ અઝાન્ દુખ્તરે પારૂસા
ગુસી કરદન્ અઝ ખાનએ પાદશા
મન્ ઊરા ગુઝીન્ કર્દમ અઝ દુખ્તરાન્
નેગહદાશતમ ચશ્મ અઝ દીગરાન્
મરા ગોફ્ત ખાકાન્ કે દીગર ગુઝીન્
કે હર પન્જ ખૂબન્દો બા આફરીન્
મરા પાસોખ ઈન્ બૂદ કીન્ બાયદમ
ચુ દીગર ગુઝીનમ ગઝન્દ આયદમ
ફેરેસ્તાદ પસ મૂબેદાન્રા બેખાન્દ
બરે તખ્તે શાહી બઝાનૂ નેશાન્દ
બપુર્સેશ ગેરેફ્ત અખ્તરે દુખ્તરશ
કે તા ચૂન બુવદ દર ઝમાન્ અખ્તરશ
સેતારહ શુમાર ગોફ્ત જોઝ નીકવી
ન બીનીઓ જોઝ રાસ્તી નશનવી
અઝીન્ દુખ્તો અઝ શાહે ઈરાનેયાન્
યકી મેહતર આયદ ચુ શીરે ઝેયાન્

જ્યારે તે દાનાઇથી ભરેલાં દિલનો અને વાતોથીજ ભરેલાં માથાંનો પીર મહં પાદશાહની આગળ આવ્યો,

ત્યારે હોરમઝે મેહરાન સતાદને પૂછ્યું-કે "આગળા વખતની શું વાતો તું જાણે છે?"

તે પીર મહેં તેને એવો જવાબ દીધો-કે "ઓ સુભાષિત બોલનારા અને યાદદાશ્ત શક્તિવાળા પાદશાહ!

જે વખતે કે તારી માદરને ચીનમાંથી-ખાકાને ઇરાન ઝમીન મોકલી,

તે વખતે તેણીની માગણી કરવામાં હુંજ હરોલમાં હતો-મારી સાથે બીજા એકસો સાઠ બહાદુર પેહલવાનો હતા.

તારા બાપ તે ઇન્સાફી શેહનશાહે-ખાકાન પાસેથી બાંદીની જણેલી છોકરી નહીં માગી હતી.

તેણે મને કહ્યું હતું કે 'પાદશાહની પરણી અઉરતની છોકરી સિવાય બીજી ના માગતો-લોંડીઝાદી પાદશાહની અઉરત થાય તે શોભા ભરેલું નહીં.'

અમો ખાકાને ચીનની નઝદીક ગયા-અને પાદશાહ તરીકેની તેની ઉપર દુઆ કીધી.

તેનાં ઘરમાં તેની પાંચ છોકરીઓ હતી-જેઓ સઘળી ખૂબસૂરત અને પાદશાહોનાં તખ્તને લાયકની હતી.

તેણીઓ ચાલવામાં રાની મરઘા જેવી અને જોવામાં બહારની મોસમ જેવી હતી-તેણીઓ સઘળી શાન શઉકત ભરેલી હતી.

ખાકાને મને પોતાનાં ઝનાનખાનામાં મોકલ્યો-હું તે નામીચાં અયવાનમાં ગયો.

તે છોકરીઓના ચેહરા સણગારેલાં હતા-ગોલાબ જેવા ચેહરા ઉપર ઝુલફાં સરખાં કરી મૂકેલાં હતાં.

ફકત તારી માદરનાં સર ઉપર તાજ નહીં હતું-તેમજ બાંગડી, સાંકળી વગેરે કાંઇ પણ ઘરેણાં નહીં હતાં.

તેણી માથું નીચું નમાવીને મૂગી બેઠી હતી-અને શરમાઇને મોં ઉપર કપડું આડું પકડેલું હતું.

તે છોકરીઓમાંથી તેણી સિવાય પરણેલી બીબીની બેટી બીજી કોઇજ નહીં હતી-તેણીએ કોઈ પણ જાતનાં ઘરેણાં કે સણગાર સજ્યો નહીં હતો.

કારણકે તેણીજ ચીનની રાણી ફગફૂરની અઉલાદની હતી-તેણી પોતાની ઊંચી બુન્યાદ લીધે દરેક બૂરાં કામોથી દૂરજ હતી.

તેની માતાનું જીગર એ માટે ઝખ્મી થતું હતું-કે તેણીનું ફર્ઝંદ તેણીથી દૂર દરાઝ જઈ પડશે.

તે પાક છોકરીને પાદશાહનાં ઘરમાંથી રવાના કરવા માટે તેણી ગમગીન હતી.

મેં બીજી છોકરીઓમાંથી તેણીનેજ પસંદ કીધી-અને બીજીઓથી નઝર ફેરવીજ નાખી.

ખાકાને મને કહ્યું કે 'બીજી પસંદ કર-કારણકે એ પાંચે જણીઓ ખૂબસૂરત અને તારીફને લાયકની છે.'

મારો એજ જવાબ હતો કે એજ મને જોઇયે છે-જો હું બીજી પસંદ કરૂં તો મને નુકસાન થાય.

પછી માણસ મોકલી તેણે દાના લોકોને બોલાવી મંગાવ્યા-અને પાદશાહી તખ્ત આગળ ધુંટણમરિયે બેસાડયા.

અને પોતાની છોકરીના ગ્રહ દશા માટે પૂછવા માંડયું-કે 'હવડાં તેણીના ગ્રહો કેવા છે?'

નુજૂમીએ કહ્યું કે 'નેકી સિવાય બીજું કાંઈ તું એનાથી જોશે નહીં અને રાસ્તી સિવાય બીજું કાંઈ સાંભળશે નહીં.

આ બેટી અને ઈરાની લોકોના પાદશાહથી-એક મસ્ત સિંહની મિસાલનો સરદાર પયદા થશે.

બબાલા બુલન્દો બબાઝુ કોતબ્રુ
બમર્દી શુ શીરો બબખ્શેશ શુ અબ્રૂ
સેયહ્ ચશ્મો પુર્ ખેશ્મો ના બોરૂદબારૂ
પેદર્ બુગઝરદ્ ઊ બુવદ્ શહ્રૂયારૂ
ફેરાવાન્ ઝે ગન્જે પેદર્ બર્ ખુરદ
પયે ફ્રુગારાન્ બબદ્ નુશ્મુરદ્
અઝાન્ પસ્ યકી શાહ્ ખીઝદ્ બુઝોરૂગ્
ઝે તુર્કાન્ બેયારદ્ સેપાહી સુતોરૂગ્
બેસાઝદ્ કે ઈરાનો શહ્રે યમન્
સરાસર્ બેગીરદ્ બદાન્ અન્જુમન્
અઝ્ શાહે ઈરાન્ શવદ્ દરૂદમન્દ્
બેતર્સદ્ ઝે પીરૂઝ બખ્તે બલન્દ્
યકી કેહ્તરી બાશદશ્ દૂર્ દસ્ત
સવારી સરફ્રાઝો ખુસ્રવપરસ્ત
બબાલા દરાઝો બઅન્દામ્ ખુશ્ક
બગેર્દે સરશ્ જઅદ્ મૂઈ શુ મુશ્ક
કવી ઉસ્તુખાનહાઓ બીની બુઝોરૂગ્
સેયહ્ ચર્દહ્ ગોર્દી દેલીરો સુતોરૂગ્
જહાન્જૂય ચૂબીનહ્ દારદ્ લકબ્
હમ્ અઝ્ પહ્લવાનાન્શ બાશદ્ નસબ્
કે આન્ મર્દે ચાબુક્ બઅન્દક્ સેપાહ્
ઝે જાઈ બેયાયદ્ બનઝદીકે શાહ્
મરીન્ તુર્કરા નાગહાન્ બેશ્કનદ્
હમહ્ લશ્કરશરા બહમ્ બર્ ઝનદ્
ચુ બેશ્નીદ્ ગોફ્તે સેતારહ્ શુમર્
ઝે ખાકાન્ નદીદમ્ કસી શાદ્ તર્
બનૂશીરવાન્ દાદ્ પસ્ દુખ્તરશ્
કે અઝ્ દોખ્તરાન્ ઊ બુદી અફસરશ્
પઝીરોફ્તમ્ ઊરા મન્ અઝ્ બહ્રે શાહ્
ચુ ઇન્ કર્દહ્ શુદ્ બાઝ્ ગશ્તમ્ બરાહ્
બેયાવરદ્ ચન્દાન્ ગોહરહા ઝે ગન્જ
કે મા યાફ્તીમ અઝ્ કશીદનશ્ રન્જ
હમાન્ તા લબે રૂદે જયહુન બેરાન્દ્
જહાન્બીને ખુદરા બકશ્તી નેશાન્દ્
ઝે જયહુન દેલી પુર્ ઝે ઘમ્ બાઝ્ ગશ્ત
ઝે ફર્ઝન્દ્ બા દર્દ અમ્બાઝ્ ગશ્ત
કુનૂન્ આન્ચે દીદમ્ બેગોફ્તમ્ હમહ્
બપીશે તો અય શહ્રૂયારે રમહ્
અઝીન્ કેશ્વર્ ઈન્ મર્દરા બાઝ્ જૂય
બપૂયન્દહ્ શાયદ્ કે ગૂઈ બેપૂય
કે પીરૂઝીએ શાહ્ દર્ દસ્તે ઊસ્ત
બદુશ્મન્ મગૂ ઇન્ સખુન્ ગર્ બદૂસ્ત
બેગોફ્તીનો જાનશ્ બર્ આમદ્ ઝે તન્
બર્ ઝારો ગેર્યાન્ શુદન્દ્ અન્જુમન્
શાહન્શાહ્ અઝ્ દર્ શેગેફ્તી બમાન્દ્
બમોઝ્ગાન્ હમી ખૂને દેલ્ બર્ ફેશાન્દ્
બઈરાનેયાન્ ગોફ્ત મેહરાન સતાદ્
હમી દાશ્ત ઇન્ દાસ્તાનહા બયાદ્
ચુ બા મા યકાયક્ બેગોફ્ત ઇન્ બેમોર્દ્
પસન્દીદહ્ જાનશ્ બયઝદાન સેપોર્દ્

તે કદમાં બુલંદ અને ઝોરાવર બાજૂનો તેમજ મર્દાનગીમાં સિંહ જેવો અને બખ્શેશ કરવામાં વરસતાં વાદળ જેવો થશે.

૨૫૪ કાળી આંખવાળો, ગુસ્સા ભરેલો અને કોઇનો સખુન સાંભળી નહીં શકે તેવો થશે-બાપના ગુઝરી જવા બાદ તેજ ઈરાનનો પાદશાહ બનશે.

બાપના ખઝાનાથી તે મોટું સુખ ભોગવશે-અને પોતાની ઝિંદગીમાં તે દુઃખ નહીં જોશે.

ત્યાર પછી એક મોટો પાદશાહ ઉભો થશે-જે તુર્કીઓમાંથી એક ભારી લશ્કર લાવશે.

અને કોશેશ કરશે કે ઇરાન અને યમન શેહર તે લશ્કર વડે જીતી લીયે.

તેનાથી ઇરાનનો પાદશાહ દર્દમંદ થશે-અને પોતાનાં બુલંદ નસીબ માટે ધાસ્તી ખાશે.

પણ તેનો એક વફાદાર અને સરફરાઝ થયલો સવાર નોકર દૂર દરાઝ રાહ ઉપર રહેતો હશે.

તે કદમાં લામ્બો અને શરીરે પાતળો હશે-તેનાં માથાં ઉપર ગુંછળાંવાળા કાળા બાલ હશે.

તે મઝબૂત હાડકાંનો અને લામ્બા નાખનો હશે-તે સામળા રંગનો એક બહાદુર અને ઝબરો પેહલવાન હશે.

તે ઉમંગી શખ્સની ઓળખ 'ચોબીને' હશે-વળી તે પેહલવાનથી બુન્યાદ ધરાવતો હશે.

કારણકે તે ચાલાક મર્દ થોડાંજ લશ્કર સાથ-કોઇ જગ્યાએથી પાદશાહની નઝદીક આવી લાગશે.

૨૫૫ અને એકાએક પેલા તુર્કીને શિકસ્ત આપશે તેમજ તેનાં લશ્કરને પણ ખુવાર કરશે.'

જ્યારે નુજૂમીનું એવું કહેલું સાંભળ્યું-ત્યારે ખાકાન કરતાં મેં વધુ ખુશહાલ થયલો બીજા કોઇને જોયો નહીં.

પછી તેણે નોશીરવાનને બેટી આપી-કારણ તેણીજ સઘળી છોકરીઓમાં તેનાં તાજ મિસાલની હતી.

મેં તેણીને પાદશાહને માટે કબૂલ કીધી-જ્યારે એ સઘળું થઇ રહ્યું, ત્યારે હું પાછો ફર્યો.

ખાકાન પોતાના ખઝાનામાંથી એટલાં બધાં ગોહરો લાવ્યો-કે જેને ઊંચકતાં ઊંચકતાં અમો થાકી ગયા.

એ પ્રમાણે તે જયહૂન નદીના કિનારા સૂધી આવ્યો-જ્યાં તેણે પોતાની બેટીને કિશ્તીમાં બેસાડી.

અને જયહૂન નદી આગળથી તે ગમ ભરલાં દિલે પાછો ફર્યો-તે પોતાની બેટીની જુદાઈથી દુઃખી બન્યો.

હવે ઓ રૈયત લોકોના પાદશાહ! જે કાંઇ મેં જોયું હતું, તે સઘળું તારી આગળ કહ્યું છે.

આ મુલકમાંથી મેં જે કહ્યો તે શખ્સને શોધી કાઢ-કોઇ લાયક કાસેદને તું ફર્માવ કે તે ઝડપથી જાય.

કારણકે પાદશાહની ફતેહ તેનાજ હાથમાં છે-તારા દોસ્ત કે દુશ્મન કોઇ આગળ પણ એ વાત કરતો ના."

૨૫૬ તે એટલું બોલ્યો અને તુરત તેનો જીવ તેનાં શરીરમાંથી નીકળી ગયો-તેના ઉપર સઘળી અંજુમન રડતી અને પોકારતી બની.

શેહનશાહ પણ એ બનાવથી અજબ થયો-અને પોતાનાં બદન ઉપર આંખોમાંથી આંસુ વરસાવવા લાગ્યો.

તેણે ઈરાનીઓને કહ્યું કે "મેહરાન સતાદ આ વાતો સારી રવેશે યાદ રાખતો.

તેણે જ્યારે આ સઘળી વાત આપણી આગળ કહી ત્યાર પછીજ તે મરણ પામ્યો-અને પોતાનો ભલો જીવ પાક યઝદાનને સોંપ્યો.

શેપાસમ કે યઝદાન્ ફઝીન્ મેહેર પીરૂ
બરૂઆમદ ચુનીન્ ગોફ્તએ નાગુઝીરૂ
અગરૂ સાઅતી દીરૂ આવર્દમી
બઝુરદીઓ બેસ્યારૂ ઘમ ખર્દમી
નેશાન્ જોસ્ત બાયદ કે હરૂ કેશ્વરી
અગરૂ મેહતરી બાશદ અરૂ કેહતરી
બજૂઇદો ઈન્‌રા બજાય આવરીદ
હમહ રન્જહા ઝીરે પાય આવરીદ
યકી કેહતરી નામબરદારૂ બૂદ
કે બરૂ આખુરે અસ્પ સાલારૂ બૂદ
ફ્રુજા ઝાદ ફ્રરૂરેખ બુદી નામે ઊય
હમહ શાદીએ શાહ બુદ કામે ઊય
૨૫૭ બેયામદ બરે શાહો ગોફ્ત ઈન્ નશાન્
કે દાદ ઈન્ સેતૂદહ બગર્દનકશાન્
કે બહરામ ચૂબીનહ પૂરે ગોશસ્પ
સવારી સરફ્રાઝો પીચન્દહ અસ્પ
બજાન્દીશએ મન્ નખાહદ ગુઝશ્ત
વગરૂ બુગ્ઝરદ બાદ માનદ બદસ્ત
કે દાદી બદ્ બર્દઓ અરદબીલ
યકી મરઝબાન્ ગશ્ત બા કૂસો ખીલ
હયૂની તગાવરૂ બરૂ અફગન્દ શાહ
બબહરામ તા સરૂ નખારદ બરાહ
સુએ બારગાહ આયદ અઝ અર્દબીલ
બેયારદ હમાન્ લશકરો કૂસો પીલ
ફેરેસ્તાદહ બહરામરા મોઝદ બોરૂદ
સુખુનહાએ મેહરાન બફ્ બરૂ શુમોરદ

હું યઝદાનના શુકરાના કરૂં છું કે આ બુઢા મહેરી-એ પ્રમાણેનું ભવિષ્ય જાહેર થયું.

જો એક ઘડી વધુ વાર લગાડી હતે-તો તે મરી જતે અને આપણને ઘણો ગમ ખાવો પડતે.

હવે શું નાનાં કે મોટા દરેક જણે દરેક મુલકમાં તેની તપાસ કરવી જોઇયે.

તમો શોધખોળ ચલાવો અને આ કામ સરન્જામ પુગાડો-અને તેથી કરીને સઘળી આફત દૂર કરો."

પાદશાહનો એક નામ ઉઠાવનાર નોકર હતો-કે જે ઘોડાના તબીલાનો ઉપરી હતો.

તેનું નામ "ફરોખઝાદ" હતું-તેની ખાહેશ સઘળી પાદશાહની ખુશહાલીજ શોધવાની હતી.

તે પાદશાહ આગળ આવીને બોલ્યો કે "જે નિશાની-કે પેલા વખાણ પામેલા બુઝોર્ગ મેહેરે આ પેહલવાન માટે આપી છે,

તે ગોશસ્પના છોકરા બેહરામ ચોબીન જે ઘોડાને જોલાન દેનારો એક સરફરાઝ સવાર છે તેનાં કરતાં,

કોઇ બીજો મારા વિચારમાં પસાર થઇ શકશે નહીં-અને જો કોઈ બીજો પસાર થઈ ગયો, તો તે સઘળું ફોકટ સમજવું.

તે તે શખ્સ છે, કે જેને તેં બર્દઅ અને અર્દબીલ શેહેરો સોંપી આપ્યાં છે-અને જે નગારાં અને લશ્કર સાથનો એક હાકેમ થયો છે."

આથી પાદશાહે શેતાબ ચાલની સાંઢણી દોડાવી-બેહરામને કહેવા દિધું કે "તે રસ્તા વચ્ચે માથું ધવડવા પણ ખોટી નહીં રહે,

અને અર્દબીલથી આ દરબાર તરફ આવે-સાથે લશ્કર, નગારાં અને હાથી પણ લઇ આવે."

પેલા કાસેદે જઇ બેહરામને સઘળી વધાઈ આપી-અને મેહરાનના સખુનો તેની આગળ કહી સંભળાવ્યા.

---

## આમદને બહ્‌રામ્ ચૂબીનહ્ નઝ્‌દે હોરમુઝ્‌દ્ વ સેપહ્‌સાલારીએ નામ્‌ઝદ્ શુદનશ્.

——:o:——

જહાનજૂય પૂયાન્ કે બર્દઅ બેરાન્દ
કે ગોર્દાને લશકરૂ કસીરા નખાન્દ
ચુ બહરામ તન્ગ્ અન્દરૂ આમદ કે રાહ
બેફરૂમૂદ તા બારૂ દાદન્દ શાહ
જહાનદીદહ રૂએ શહન્‌શાહ દીદ
બશાન્ નામદારૂ આફ્રરીન્ ગુસ્તરીદ
૨૫૮ નેગહ કરૂદ શાહ અન્દરૂ યકઝમાન્
નબોર્દશ બરૂ જોઝ બનીકી ગમાન્
નેશાનહાએ મેહરાન્ સતાદ અન્દરૂય
બેદીદો બેખન્દીદો શુદ તાઝહ રૂય
વઝાન્ પસ બેપુર્સીદો બેન્વાખ્તશ
યકી નામવરૂ જાયગહ સાખ્તશ
શબે તીરહ ચૂન ચાદરે મુશ્ક બૂય
બેયફગન્દો બેન્મૂદ ખુરશીદ રૂય

## બેહરામ ચોબીનેહનું હોરમઝની નઝદીક આવવું અને તેનું સેનાપતિ તરીકે મુકરર થવું.

——:o:——

તે ઉમંગી શખ્સ બરદઅમાંથી દોડતો ચાલ્યો-તેણે લશકરના પેહલવાનોમાંથી કોઇને સાથે લીધા નહીં.

જ્યારે બેહરામ માર્ગમાંથી છેક નઝદીક આવ્યો-ત્યારે પાદશાહે ફર્માવ્યું જેથી તેને દરબારમાં દાખેલ દીધો.

જ્યારે અનુભવી બેહરામે શેહનશાહનો ચેહરો જોયો-ત્યારે તે નામદાર ઉપર દુઆ કીધી.

પાદશાહે થોડાક વખત તેને તપાસી જોયો-અને તેને માટે નેકીના વિચાર સિવાય બીજો કશો વિચાર બાંધ્યો નહીં.

મેહરાન સતાદે કહેલી સઘળી નિશાનીઓ તેનામાં-જોઇ તે હસ્યો અને ખીલેલા ચેહરાનો બન્યો.

ત્યાર પછી તેની ખબર આફીયત પૂછી તેને નવાઝયો તેને માટે એક લાયક બેઠક બનાવી.

જ્યારે સીઆહ રાતે કસ્તુરીની ખુશબોવાળી ચાદર-ફેંકી દીધી અને ખુરશીદે પોતાનો ચેહરો દેખાડયો,

ચુ સઉગન્દ શુદ ખુર્દેહ બરૂખાસ્તન્દ
સુએ ખાબ્ગહ રફ્તન આરાસ્તન્દ
ચુ બર્ જદ સર્ અઝ કુહ્ જર્દ આફ્તાબ્
સરે તાજ્દારાન્ બરૂ આમદ ઝે ખાબ્
યકી ખેલ્અત આરાસ્ત પુરૂમાયહ્ શાહ્
ઝે જરૂરીનો સીમીનો અસ્પો કોલાહ્
ઝે જરૂરીન્ કમરૂહાએ ગઉહરૂ નેગારૂ
ચે અઝ્ યારહો તઉકો અઝ્ ગૂશ્વારૂ
ચે અસ્પાને તાઝી બઝરૂરીન્ સેતામ
ચે શમ્શીરે હેન્દી બઝરૂરીન્ નેયામ
બનઝદીકે ખાકાન્ ફેરેસ્તાદ શાહ્
દો મન્ઝેલ્ હમી રાન્દ બા ઊ બરાહ્

૩૯૫ સેદીગરૂ બેપયમૂદ રાહે દરાઝ્
દોઆદશ ફેરેસ્તાદો બરૂગશ્ત બાઝ્
ચુ આગાહી આમદ સુએ પહ્લવાન્
અઝાન્ ખેલ્અતે શાહ્રૂયારે જહાન્
ઝે ખાકાને ચીની કે અઝ્ નઝ્દે શાહ્
ચુનાન્ શાદ બરૂગશ્તો આમદ બરાહ્
પઝીરહ્ શુદશ પહ્લવાને સવારૂ
વઝ્ ઈરાન્ હરાન્ કસ કે બુદ નામદારૂ
અલફ્ સાખ્ત જાઇ કે ઊ બરૂ ગુઝશ્ત
બશહ્રો દેહો મન્ઝેલો કુહો દશ્ત
હમી તાખ્ત પૂઝેશ કુનાન્ પીશે ઊય
પુરૂ અઝ્ શરૂમ જાને બદ અન્દીશે ઊય
ચુ પરૂમૂદહ્રા દીદ કરૂદ આફરીન્
અઝૂ સરૂ બેપીચીદ ખાકાને ચીન્
નપેઝરોફ્ત અઝૂ હરૂચે આવર્દહ્ બૂદ
અલફ્ બૂદ અગરૂ બદરહો બર્દહ્ બૂદ
હમી રાન્દ બહ્રામ બા વય બરાહ્
નકરૂદ ઈચ્ ખાકાન્ બદ્ દરૂ નેગાહ્
બદીન્ગૂનહ્ બા ઊ સે મન્ઝેલ્ બેરાન્દ
કે યક્ રૂઝ્ પરૂમૂદહ્ ઊરા નખાન્દ

૩૯૬ ચહારોમ ફેરેસ્તાદ ખાકાન્ કસી
કે બરૂ ગરૂદ ચૂન્ રન્જ દીદી બસી
ચુ બેશ્નીદ બહ્રામ બરૂગશ્ત અઝૂય
બતુન્દી સુએ બલ્ખ બેન્હાદ રૂય
હમી બૂદ દરૂ બલ્ખ ચન્દી દેઝમ
ઝે કર્દહ્ પશીમાનો દેલ્ પુરૂ ઝે ધમ
જહાન્દારૂ અઝૂ હમ ન ખુશ્નૂદ બૂદ
ઝે તીઝી રવાનશ પુરૂ અઝ્ દુદ બૂદ
ઝે આઝારે ખાકાને ચીની નુખોસ્ત
કે બહ્રામ અઝ્ આઝરૂમ ઊ દેલ્ બેશોસ્ત
દેગરૂ આન્ કે ચીઝી કે ફર્માન્ નબૂદ
બબર્દાશ્તન્ ખુદ દેલીરી નમૂદ

જ્યારે એ પ્રમાણેના તેણે સહગંદ લીધા ત્યારે તેઓ ઉઠયા-અને સુવાની જગ્યા તરફ ગયા.

જ્યારે પહાડમાંથી સોનેરી આફતાબે પોતાનું સર બાહેર કાઢયું-અને તાજદાર પાદશાહોનાં સર ખાબમાંથી જાગૃત થયાં,

ત્યારે બુન્યાદી પાદશાહે સોના રૂપાંની ચીઝો, ઘોડાઓ અને કોલાહ સાથનો એક સરપાવ તૈયાર કીધો.

ગોહર જડિત સોનેરી કમરબંદો-શું બાંગડી, સાંકળી અને કાનની બાલીઓ,

શું સોનેરી લગામ સાથના અરબી ઘોડાઓ-શું સોનેરી મેયાન સાથની હિંદી તલવારો,

એ સઘળું પાદશાહે ખાકાનની નઝદીક મોકલ્યું-અને રાહમાં તેની સાથે બે મંઝલ સુધી ગયો.

ત્રીજી લાંબી મંઝલ પણ તેણે કાપી-પછી પાદશાહ તેને દુઆ સલામ કરી પાછો ફર્યો.

જ્યારે પેહલવાન બેહરામને દેશના પાદશાહ તરફથી મળેલા સરપાવની ખબર મળી,

કે "ખાકાને ચીન પાદશાહ આગળથી-એવી રીતે ખુશહાલ પાછો ફરી આવી લાગ્યો છે,"

ત્યારે તે લશ્કરનો પેહલવાન ઈરાનીઓમાંથી જે કોઇ કે નામદારો હતા, તેઓને લઇ તેને એસ્તેકબાલ ગયો.

શેહરો, ગામડાંઓ, મંઝેલો, પહાડો અને મયદાનો કે જ્યાંથી તે પસાર થવાનો હતો, ત્યાં સઘળે ખોરાક પાણીનો બંદોબસ્ત રાખ્યો.

અને પોતે ઓઝરખાહી કરતો તેની સામે ગયો-તેનો બદઅંદેશ જીવ શર્મિંદગીથી ભરેલો હતો.

જ્યારે તેણે પરમૂદેહને જોયો ત્યારે તેની ઉપર દુઆ કીધી-પણ ખાકાને ચીને બેહરામ આગળથી મોઢું ફેરવી લીધું.

અને તે જે કાંઇ ભેટ તરીકે દીનારની કોથળીઓ, ગોલામો તેમજ ખોરાકની ચીઝો લાવ્યો હતો, તે સ્વીકારી નહીં.

બેહરામ તેની સાથ રાહમાં ચાલવા લાગ્યો-તોપણ ખાકાને તેની ઉપર જરાબી નઝર નહીં કીધી.

એ પ્રમાણે તેની સાથે ત્રણ મંઝલ તે ચાલ્યો-પણ પરમૂદેહે તેની સાથે એક દિવસ પણ વાત કીધી નહીં.

ચોથે દહાડે ખાકાને એક જણને મોકલ્યો-અને તેને કહેવાડિયું કે "તેં ઘણી તકલીફ લીધી છે માટે હવે પાછો ફર."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તેની આગળથી તે પાછો ફર્યો-અને ગુસ્સામાં બલ્ખ શેહર તરફ ચાલવા માંડિયું.

તે પોતાનાં કીધેલાં કામોથી પશેમાન બની ગમ ભર્યાં દિલ સાથ બલ્ખ શેહરમાં થોડુંક વેર રહેવા લાગ્યો.

પાદશાહ પણ તેનાથી ખુશી નહીં હતો-તેની હુલ્લડાઈથી તેનો જીવ ગુસ્સા ભરેલો હતો.

પહેલું કારણ તો એ કે બેહરામે પોતાનાં દિલમાંથી શર્મ ધોઇ નાખીને ખાકાને ચીનને દુઃખ દીધું હતું.

બીજું એ કે જે ચીઝનો તેને હોકમ નહીં હતો તે ચીઝો લેવા ઉપર તેણે પોતાની બહાદુરી દેખાડી.

## નામએ સર્ઝનેશે હોર્મુઝ્ બબહ્રામ્ ચૂબીનહ્ વ ફ્રેરેસ્તાદને દૂક્દાન્ વ પમ્બહ્ વ જામએ ઝનાન્ નઝ્દે ઊ.

——:o:——

ચકી નામહુ બેન્વેશ્ત પસ શહુર્યારૂ
બબહુરામ કચ દીવે નાસાઝગારૂ
હોનરૂહા કે ચઝદાન્ ન બીની હમી
બચર્ખે ફલકૂ બરૂ નેશીની હમી
નેયામદ હમી ચાદત્ અઝ રન્જે મન્
સેપાહે મનો કૂશેશો ગન્જે મન્
રહે પહુલવાનાન્ નસાઝી હમી
સરત્ બાસમાન્ બરૂ ફ્રશાઝી હમી
કે ફર્માને મન્ સરૂ બેપીચીદઈ
દેગરૂ ચૂનહુ કારી પસીચીદઈ
કુનૂન્ બેલ્અત આમદ સઝાવારે તૂ
પસન્દીદહો દરૂખરે કારે તૂ
ચુ બેન્હાદ બરૂ નામહુ બરૂ મોહુરે શાહુ
બેફરૂમૂદ તા દૂકૂદાની સેયાહુ
બેયારન્દ બા દૂકો પમ્બહુ દરૂચ
નેહાદહુ બસી નાસઝા રન્ગો બૂચ
હમ અઝ શઅરૂ પીરાહની લાજવરૂદ
ચકી સુરૂખ શુલ્વારો મકુનાએ ઝરૂદ
ફ્રેરેસ્તાદએ નાસઝા બરૂ ગઝીદ
કે આન્ બેલ્અતે નાસઝારા સઝીદ
બદૂ ગોફૂત ઇન્ નઝ્દે બહુરામ બરૂ
બેગૂ કચ સબુકૂ માચએ બદ ગોહરૂ
તો ખાકાને ચીન્રા બેબન્દી હમી
ગઝન્દે બુઝોર્ગાન્ પસન્દી હમી
કે તખ્તી કે હસ્તી ફ્રેરૂદ આરમત્
અઝીન્ પસ બકસ નીઝ નુશ્મારમત્
ફ્રેરેસ્તાદહુ બા બેલ્અત્ આમદ ચુ બાદ
શનીદહુ સુખુનહા હમહુ કરૂદ યાદ

## હોરમઝનું બેહરામ ચોબીને ઉપર ઠપકા ભરેલું નામુ અને તેની નઝદીક રેંટિઓ, રૂ અને અઉરત લોકોનો પોશાક મોકલી આપવો.

——:o:——

પછી પાદશાહે બેહરામ ઉપર એક નામુ લખાવ્યું, કે "એ નાલાયક એહરેમન!

તું સઘળી કીર્ત્તિ ખોદાતાલા તરફથીજ મળે છે એમ સમજતો નથી-અને ફરતાં આસ્માને ચઢી બેસવાની હુલ્લડાઈ કરે છે.

તને મારી મુશ્કેલીની, મારાં લશ્કરની, મારી દરેક રીતની હેજગારીની અને મારા ખઝાનાની યાદ આવીજ નહીં?

તું પેહલવાનોને છાજતી રીત ભાત એખ્તયાર કરતોજ નથી-તું પોતાનું સર આસ્માન સાથે લગાડવા ચાહે છે.

મારાં ફર્માનથી તેં પોતાનું સર ફેરવ્યું છે-અને જુદી રીતેજ કામ ૩૯૭
કરવા માંડયું છે.

હવે તારાં કામને લાયકનો પસંદ પડતો અને તને ઘટતો સરપાવ મોકલી આપ્યો છે."

જ્યારે તે નામા ઉપર પાદશાહની મોહર થઇ-ત્યારે તેણે ફર્માવ્યું કે "એક કાળો રેંટિયો,

તેના તરાક (લોઢાંની ચાતરી) અને રૂ સાથ લાવે"-જેમાં ન છાજતો રંગ અને વાસ મેલેલો હતો.

વળી એક કાળું ઉનનું પેહરણ-એક લાલ ઈઝાર અને પીળો બુરકો પણ મંગાવ્યો.

પછી તે નાલાયક સરપાવ લઇ જવાને લાયકનોજ એક બેઅકલ ગામનો કાસેદ શોધી કાઢયો.

તેને કહ્યું કે "આં બેહરામની નઝદીક લઇ જા-તેને કહેજે કે 'એ છાલકા મગઝના બદબુન્યાદ શખ્સ!

તું ચીનના ખાકાનને કયદ કરવાનું સમજે છે-અને મોટાં માણસોને દુઃખી કરવાનું પસંદ કરે છે.

જે મોટે દરજ્જે મેં તને પુગાડયો છે તે ઉપરથી હું તને નીચે ઉતારૂં છું-હવે પછી હું તને એક તુચ્છ જેટલો પણ ગણીશ નહીં.'"

પેલો કાસેદ સરપાવ સાથે શેતાબ આવ્યો-અને તેણે સાંભળેલા સઘળા સખુન કહી સંભળાવ્યા.

## પૂશીદને બહ્રામ્ ચૂબીનહ્ જામએ ઝનાન્ વ ખુદ્રા દર્ હમાન્ જામહ્ બસર્દારાને લશ્કર્ નમૂદન્.

ચુ બહુરામ બા નામહુ બેલ્અત્ બેદીદ
શેકીબાઇઓ ખામોશી બરૂ ગુઝીદ
હમી ગોફૂત ઈનસ્ત પાદાશે મન્
ચુનીનસ્ત અઝીન્ શાહે પખાંશે મન્

## બેહરામ ચોબીને અઉરતોનો પોશાક પેહેરવો અને તેજ પોશાકમાં પોતે લશ્કરના સરદારોને દેખાવ દેવો.

જ્યારે બેહરામે તે નામા સાથ પેલો સરપાવ જેયો-ત્યારે તેણે ધીરજ ૩૯૮
અને ખામોશી એખ્તયાર કીધી.

તે બોલવા લાગ્યો કે "આ મારા લડાયક પાદશાહ તરફથી મારી ભલાઇનો બદલો આવી રીતનો મળ્યો છે.

ચુનીન્ બદ્ કે અન્દીશએ શાહુ નીસ્ત
જોઝ અઝ નાસઝા ગોફ્તે બદ્ખાહુ નીસ્ત
જહાન્દારૂ બરૂ બન્દગાન્ પાદ્શાસ્ત
અગરૂ મરૂ મરા ખારૂ ગીરદ્ રવાસ્ત
ગુમાની નબોર્દમ કે નઝદીકે શાહુ
બદ્ અન્દીશગાન્ નીઝ યાબન્દ રાહુ
૪૦૧ અઝાન્ પસ કે બા ખારૂમાયહુ સેપાહુ
બતીઝી બેરફ્તમ ઝે દરૂગાહે શાહુ
હમહુ દીદહુ અન્દ આન્ચે મન્ કર્દહુ અમ
ઘમો રન્જો સખ્તી કે મન્ બાર્દહુ અમ
ચુ પાદાશે ઈન્ રન્જ ખારી બુવદ્
કે અઝ બખ્ત નાસાઝગારી બુવદ્
બયઝદાન્ બેનાલમ ઝે ગર્દાન્ સેપેહુરૂ
કે અઝ મન્ ચુનીન્ પાકુ બુગ્સેસ્ત મેહુરૂ
ઝે દાદારે નીકી દેહેશ યાદ્ કરૂદ્
બપૂશીદ્ પસ જામએ સુર્ખો ઝરૂદ્
બપીશ અન્દરૂન્ દુફ્દાની સેયાહુ
નેહાદો હરાન્ચશ ફેરેસ્તાદ્ શાહુ
બફરૂમૂદ્ તા હરૂકે બૂદ્ અઝ મેહાન્
અઝાન્ નામદારાને શાહે જેહાન્
ઝે લશ્કરૂ બેરફ્તન્દ નઝદીકે ઊય
પુરૂ અન્દીશહુ શુદ્ જાને તારીકે ઊય
ચુ રફ્તન્દો દીદન્દ પીરો જવાન્
બરાન્ગૂનહુ બરૂ પૂશેશે પહુલવાન્
બેમાન્દન્દ અઝાન્કારૂ હરૂ કસ શેગેફ્ત
દેલે હરૂ કસ અન્દીશએ બરૂ ગેરેફ્ત
૪૦૨ ચુનીન્ ગોફ્ત પસ પહુલવાન્ બા સેપાહુ
કે ખેલ્અત બદીન્ સાન્ ફેરેસ્તાદહુ શાહુ
શનીદન્દો દીદન્દ કેર્દારે મન્
બઝૂબીન્ ઝદન્ જન્ગો પયકારે મન્
ઝે તખ્તે કેયાન્ શાહુ બુદ્ નાઊમીદ્
જહાન્ તીરહુ ચૂન્ બુદ્ ઝે મન્ શુદ્ સફીદ્
બપૂશીદમ ઇન્ ખેલ્અતે નાપસન્દ
બફર્માને આન્ શહુરૂયારે બલન્દ
જહાનદારૂ શાહુસ્તો મા બન્દહુ ઈમ
દેલો જાન્ બમેહુરે વય આગદહુ ઈમ
ચે બીનીદ્ બીનન્દગાન્ અન્દરીન્
ચે ગૂયમ અબા શહુરૂયારે ઝમીન્
બપાસોખ કુશાદન્દ યફ્સરૂ જવાન્
કે અય નામવરૂ પુરૂ હોનરૂ પહુલવાન્
ચુ અર્જે તો ઈનસ્ત નઝદીકે શાહુ
સગાનન્દ બરૂ બારૂગાહશ સેપાહુ
નગરૂ તા ચે ગોફ્ત આન્ ખેરદ્મન્દ પીરૂ
બરય ચૂન્ દેલશ તન્ગ્ શુદ્ ઝરૂદ્શીરૂ
કે બીઝારમ અઝ મૂબેદો તખ્તે શાહ્
ચુ નીકો બદે મન્ નદારદ્ નેગાહ્
૪૦૩ કસી કુ તોરા નીસ્ત આઝરૂમ જૂય
ચે જૂઈ ચે ખાહી અઝૂ આબ્રૂય
ચુનીન્ ગોફ્ત બહુરામ કીન્ ખુદ્ મગૂય
કે અઝ શાહુ ગીરદ્ સેપહુ આબ્રૂય

આટલી બધી બૂરાઈ પાદશાહના વિચારમાંથી નીકળેલી નથી–પણ દુશમનોના નાલાયક બોલવા સિવાય બીજું કાંઇજ નથી.

દેશનો નેગેહબાન સઘળા બંદાઓનો પાદશાહ છે–તેથી અગર તે મને તુચ્છકારી કાઢે તો તે વાજબી છે.

મેં એવો વિચાર તો નહીંજ કરેલો કે છેક પાદશાહની નઝદીક સુધી દુશમનો પુગી શકશે

જ્યારે કે હું થોડાં જેવાં લશ્કર સાથે શિતાબી કરતો પાદશાહની દરબારમાંથી બાહેર પડયો, તે વખત પછી

મેં જે કાંઇ બનાવ્યું અને જે જે આફતો, રંજ અને સખ્તી કે મેં વેઠી, તે સઘળાઓએ જોયલી છે.

તે સઘળી મેહનતનો બદલો જ્યારે આવી રીતની ખુવારીજ હોય–તો સમજવું કે નસીબથીજ આવો નાલાયક બદલો હોય છે.

હું ફરતા અસમાનની ચાલ માટે પાક યઝદાન આગળ પોકાર કરૂં છું કે તેણે એવી રીતે મારી તરફથી સઘળી મોહબ્બત તોડી નાખી છે.”

એવી રીતે તેણે નેકી પહોંચાડનારા ખોદાને યાદ કર્યાં–બાદ પેલો રાતો અને પીળો પોશાક પેહેર્યો.

પેલો કાળો રેંટિયો અને બીજું જે કાંઈ પાદશાહે મોકલ્યું હતું તે પોતાની આગળ મૂક્યું.

પછી તેણે હોકમ કાઢયો જેથી મોટાઓમાંથી તેમજ દેશના પાદશાહના નામદારોમાંથી જે કોઇ કે હતા,

તેઓ લશ્કરમાંથી તેની નઝદીક ગયા–બેહરામનો સીઆહ જીવ અંદેશા ભર્યો બનેલો હતો.

જ્યારે તેઓ ગયા અને બુઢ્ઢા તેમજ જવાનોએ તે પેહલવાનનો એવો લેબાસ જોયો,

ત્યારે દરેક જણ તે કામથી અજબ રહ્યા–અને દરેકનું દિલ વિચારવંત બન્યું.

પછી પેહલવાન બેહરામે તે લશ્કરીઓને એ પ્રમાણે કહ્યું–કે “પાદશાહેજ આવો સરપાવ મારે માટે મોકલ્યો છે.

તમોએ મારાં કામો સાંભળ્યાં અને જોયાં તો હશે–મારી નેઝા મારવાની લડાઇ અને બીજી લડાઇઓ તમોએ જોઈ હશે.

પાદશાહ પોતાનાં કયાની તખ્તથી નાઉમેદ થયો હતો–તેની દુન્યા જે સીઆહ થઈ હતી તે મારીથી પાછી રોશન થઇ છે,

ત્યારે આ નાલાયક સરપાવ તે બુલંદ શાહના ફર્માનથીજ મેં પેહેર્યો છે.

દેશનાં સંભાળનાર પોતે પાદશાહ છે અને આપણે તો તેના બંદા છિયે–અને તેનીજ મોહબ્બતમાં આપણાં દિલ અને જાન ભરેલા છે.

માટે તમો સઘળું આ નઝરે જોનારાઓ એ કામ માટે શું કહો છો–હવે હું દેશના પાદશાહને શું જવાબ દઉં ?”

સઘળાઓએ જવાબ આપવા માટે પોતાની ઝબાન ખોલી બોલ્યા–કે “ઓ હુનર ભરેલા નામીચા પેહલવાન !

જ્યારે તારીજ કીમત પાદશાહ આગળ આવી રીતની થઈ છે–ત્યારે તેની દરબાર ઉપરનું સઘળું લશ્કર કુતરા મિસાલજ ગણાવું જોઇયે.

તું જો કે પેલો અકલમંદ પીર મર્દ કે જેનું દિલ રય શેહરમાં અર્દશીરથી તંગ બન્યું હતું, ત્યારે તેણે શું કહ્યું હતું ?

કે ‘જ્યારે તે મારાં ભલાં અને બૂરાં કામની તપાસ રાખતો નથી, ત્યારે હું વડા વઝીરથી તેમજ પાદશાહનાં તખ્ત આગળ ઉભું રહેવાથી બેઝાર થયો છું.’

જે કોઇ કે તારી શર્મ રાખતો નથી–તો તેનાથી તું શું આશા કરે છે અને શું આબરૂ ચાહે છે ?”

બેહરામે કહ્યું કે “આવું આપણને નહીં બોલવું ઘટે–કારણકે લશ્કર તો પાદશાહથીજ આબરૂ મેળવે છે.

હમહ્ સરૂબરૂ બન્દગાને વઈમ
દેહન્દસ્તો દારન્દગાને વઈમ
ચુનીન્ આફૂત પાસોખ અઝ્ ઈરાનેયાન્
કે મા ખુદ ન બન્દીમ અઝીન્ પસ મેયાન્
બઈરાન્ કસ ઊરા નખાનીમ શાહ્
ન બહ્રામરા પહ્લવાને સેપાહ્
બગોફ્તન્દો અઝ્ પીશ બીરૂન શુદન્દ
ઝે કાખે હમાયૂન બહામૂન શુદન્દ
સેપહ્બુદ સેપહ્રા હમહ્ દાદ પન્દ
હમી દાશ્ત બા પન્દ લબ્રા બબન્દ

આપણે સઘળા તેના ગોલામો છિયે-તે આપણુને રોઝી આપનારો છે અને આપણે તેના તાબેદારો છિયે."

ત્યારે ઇરાનીઓ તરફથી તેને એવો જવાબ મળ્યો-કે "હવે પછી અમો લડાઇ માટે કમર બાંધવાના નથી.

ઇરાનમાં અમો કોઇ પણ તેને પાદશાહ તરીકે ગણીશું નહીં-તેમજ બેહરામને તેનાં લશ્કરનો સરદાર પણ કહીશું નહીં."

એમ બોલી તેઓ બેહરામ આગળથી બાહેર ગયા-મુબારક મેહલ-માંથી મયદાન તરફ ગયા.

તોપણ સરદાર બેહરામ તે લશ્કરને સઘળી શીખામણજ આપવા લાગ્યો-અને તે નસીહત સાથ કાંઈ પણ બૂરૂં બોલવાથી પોતાના હોઠ બંદજ રાખવા લાગ્યો.

---

## રફ્તને બહ્રામ્ ચૂબીનહ્ બનખ્ચીર્ગાહ્ વ દીદને ઝની દર્ કાખ્ વ આગાહી દાદન્ મર્રા અઝ્ પીશ્ આમદની.

———:o:———

ચુનીન્ તા દો હફ્તહ્ બર્ બર્ ગુઝશ્ત
સેપહ્દાર્ ઝયવાન્ બેયામદ બદશ્ત
યકી બીશહ્ પીશ આમદશ પુર્ દેરખ્ત
સઝાવારે મય ખારએ નીકૂબખ્ત
યકી ગૂર્ દીદ અન્દરાન્ મર્ગઝાર્
કઝાન્ ખૂબ્ તર્ કસ નબીનદ નેગાર્
પસ અન્દર્ હમી રાન્દ બહ્રામ નર્મ
બર્ બારગીરા નકર્દ ઈચ ગર્મ
બદાન્ બીશહ્ બુદ જાય નખ્ચીર્ગાહ્
બપીશ અન્દર્ આમદ યકી તન્ગ્ રાહ્
ઝે તન્ગી ચુ ગૂરે ઝેયાન્ બર્ ગુઝશ્ત
પદીદ આમદ આન્ જાય બાઘી બદશ્ત
ગોરાઝીદ બહ્રામ્ ચૂન બેન્ગરીદ
યકી કાખે પુર્માયહ્ આમદ પદીદ
બદાન્ કાખ બહ્રામ બેન્હાદ રૂય
હમાન્ ગૂર્ પીશ અન્દરાન્ રાહ્જૂય
હમી રાન્દ તા પીશે આન્ કાખ અસ્પ
પસે પોશ્તે ઊ બૂદ ઈઝદ્ગોશસ્પ
એનાને તગાવર્ બદૂ દાદો ગોફ્ત
કે બા તૂ હમીશહ્ ખેરદ બાદ જોફ્ત
પેયાદહ્ બદેહ્લીઝે કાખ અન્દરૂન્
હમી રફ્ત બહ્રામ બી રહ્નમૂન
ઝમાની હમી બૂદ ઈઝદ્ગોશસ્પ
ગેરેફ્તહ્ બદસ્ત આન્ ગેરાન્માયહ્ અસ્પ
યલાન્સીનહ્ આમદ પસે ઊ દવાન્
બર્ અસ્પે તગાવર્ બેબસ્તહ્ મેયાન્
બદૂ ગોફ્ત ઈઝદ્ગોશસ્પે દલીર્
બકાખ અન્દરૂન્ રાન્ તો અય નર્રે શીર્

## બેહરામ ચોબીનેનું શેકારગાહમાં જવું અને એક મેહલમાં એક અઉરતને જોવી અને હવે પછી શું બનાવ બનશે તેની આગાહી આપવી.

———:o:———

જ્યારે એ વાત ઉપર બે હફતા પસાર થયા-ત્યારે સરદાર બેહરામ પોતાનો મેહલ છોડી જંગલ તરફ આવ્યો.

ઝાડોથી ભરેલું એક જંગલ તેને દેખાયું-જે આ નેકબખ્ત મય પીનારને લાયકનુંજ હતું.

તે જંગલમાં એક ગોરખર જોયું-કે જેના કરતાં વધારે સારા ચીતારનું ગોરખર કોઈ જોરો નહીં.

બેહરામ તેની પાછળ ધીરે ધીરે ચાલવા લાગ્યો-તેણે તેની ઉપર ૪૦૪
પોતાના ઘોડાને જરાબી દોડાવ્યો નહીં.

તે જંગલમાં શેકારની જગ્યા હતી-આગળ ચાલતાં એક સાંકડી જગ્યા આવી.

જ્યારે તે મસ્ત ગોરખર પેલી સાંકડી જગ્યામાંથી પસાર થઈ ગયું-ત્યારે તે જગ્યાએ જંગલમાં એક બાગ નઝર આવ્યો.

જ્યારે બેહરામે તે જોયો ત્યારે ખુશહાલી સાથ આગળ જોયો-તો એક ભપકાદાર મેહલ દેખાયો.

બેહરામે તે મેહલ તરફ ચાલુ મૂક્યું-પેલુંજ ગોરખર આગળ આગળ તેને રસ્તો દેખાડતું હતું.

તેણે તે મેહલ સુધી ઘોડો ચલાવ્યા કીધો-તેની પીઠ પાછળ ઇઝદ-ગોશસ્પ ચાલતો હતો.

તેને પોતાના ઘોડાની લગામ આપી કહ્યું-કે "હમેશે અકલ તારી સાથ જોડાયલીજ રહેજો!"

પછી બેહરામ ભોમિયા વગર પેયાદો તે મેહલના કમ્પાઉન્ડમાં ચાલવા લાગ્યો.

ઈઝદગોશસ્પ તે નામીચો ઘોડો પકડીને થોડોક વખત ઉભો હતો.

એટલે યલાનસીનેહ કમર બાંધીને દોડતા ઘોડા ઉપર સવાર થઈ તેની પાછળ આવી લાગ્યો.

બહાદુર ઇઝદગોશસ્પે તેને કહ્યું-કે "ઓ નર સિંહ જેવા પેહલવાન! ૪૦૫
તું આ મેહલમાં જા,

બબીન્ તા કુજા રફૂત સાલારે મા
સેપહબુદ ચશે દસ્ત બદાઁરે મા
ચલાન્સીનહુ દર્ કાખ બેન્હાદ રૂય
હેમી પુર્ કે અન્દીશહુ સાલાર્ જૂય
યકી કાખે અયવાને ફર્ખેન્દહુ દીદ
કઝીનસાન્ બઈરાન્ નદીદો શનીદ
બાયક્ દસ્તે અયવાન્ યકી તાક્ દીદ
કે દીદહુ બલન્દીએ ઊ નાપદીદ
નેહાદહ બતાક્ અન્દરૂન્ તખ્તે ઝર્
નેશાન્દહુ બહર્ પાયએ દર્ ગોહર્
બરાન્ તખ્ત ફર્શી કે દીબાએ રૂમ
હમહુ પયકરશ ગઉહરો ઝરૂશ બૂમ
નેશસ્તહુ બરૂ બર્ ઝની તાજદાર્
બબાલાએ સરૂવો બરોખ ચૂન્ બહાર્
ફેરૂ હેશ્તહુ બર્ સર્ દો મુશ્કીન્ કમન્દ
કે કર્દી બદાન્ પુર્ હેલાન્રા બબન્દ
૩૯૯ કે દીદારે ઊ મુશ્તરી તીરહુ બૂદ
ખેરદ પીશે રૂયશ હમાન્ ખીરહુ બૂદ
બસાને સુતૂની બસીમ આઝદહુ
રોખશ રશ્કે ખુરૂશીદે તાબાન શદહુ
બરે તખ્તે ઝરૂરીન્ યકી ઝીરૂગાહુ
નેશસ્તહુ બરૂ પહુલવાને સેપાહુ
ફેરાવાન્ પરસ્તન્દહુ બર્ ગેરૂદે તખ્ત
બુતાને પરી રૂય ફર્ખેન્દહુ બખ્ત
ચુ આન્ ઝન્ ચલાન્સીનહુરા દીદ ગોફૂત
પરસ્તન્દઈરા કે અય ખૂબ્ જોફૂત
બેરવ્ તીઝ આન્ શીરૂદેલ્રા બગૂય
કે ઇદર્ તોરા આમદન્ નીસ્ત રૂય
હમી બાશ નઝદીકે યારાને ખીશ
વય અકૂનૂન્ બેયાયદ હમી રવ્ તો પીશ
બદીન્ સાન્ પયામશ કે બહુરામ દેહ્
દેલશરા બબરૂગશતન્ આરામ દેહ્
હમાન્ગહુ ફેરેસ્તાદગાન્રા બરાહુ
અઝ અયવાન્ બર્ અફૂગન્દ નઝદે સેપાહુ
કે તા અસ્પે ગોર્દાન્ બઆખુર્ બરન્દ
અઝ અફૂગન્દનીહા હમહુ બેશમરન્દ
૪૦૦ દરે બાધ્ ગુફ્શાદ પાલીઝબાન્
બફર્માને આન્ તાઝહુ રોખ મીઝબાન્
બેયામદ યકી મર્દે મેહુતર્ પરસ્ત
બબાધ્ અઝ પયે બાઝો બર્સમ બદસ્ત
નેહાદન્દ ખાન્ ગેરૂદે બાધ્ અન્દરૂન્
ખુરેશ સાખ્તન્દ અઝ ગુમાની ફેઝૂન
ચુ નાન્ ખુર્દહુ શુદ અસ્પે ગર્દનકશાન્
બેબોર્દન્દ પૂયાન્ બજાએ નશાન્
અઝાન્ ઝન્ ચુ બરૂગશ્ત બહુરામ ગોફૂત
કે તાજે તોરા મુશ્તરી બાદ જોફૂત
બદૂ ગોફૂત પીરૂઝગર્ બાશ ઝન
હમીશહુ શેકીબા દેલો રાયઝન્
કે સાલારે તૂરાનો ઈરાન્ તોઈ
શહનશાહે ગોર્દાનો શીરાન્ તોઈ

અને જો કે આપણો સરદાર, સેપહસાલાર પેહલવાન અને મદદગાર ક્યાં ગયો છે?"

ચલાનસીનેહ વિચાર કરતો કરતો અને પોતાના સરદારને શોધતો મેહલ તરફ ગયો.

તેણે એક સુંદર મેહલ અને અયવાન જોયો-કે જેવો ઈરાનમાં કોઈએ જોયો કે સાંભળ્યો પણ નહીં હતો.

મેહલના એક હાથ તરફ એક મેહરાબ જોયો-જેની ઊંચાઇ નઝરે દેખી શકાતી નહીં હતી.

તે મેહરાબમાં એક સોનેરી તખ્ત મૂકેલું હતું-જેના દરેક પાયામાં ગોહરો જડેલાં હતાં.

તે તખ્ત ઉપર રૂમનું રેશમી કપડું બિછાવેલું હતું-જેની સઘળી જગ્યા સોનેરી હતી અને તે ઉપર મોતીના ચીતાર ભરેલા હતા.

તેના ઉપર એક તાજદાર અઉરત બેઠેલી હતી-જેણી કદમાં સરોવર મિસાલ હતી અને ચેહરામાં બહારની મોસમ જેવી ખીલેલી હતી.

તેણીનાં સર ઉપર કસ્તુરીની કમંદ જેવાં બે ઝુલ્ફાં લટકેલાં હતાં-કે જે કમંદે કરી તેણી બહાદુર લોકોને કયદ કરતી હતી.

તેણીના દીદાર આગળ બૃહસ્પતિ સેતારો પણ ઝાંખો દેખાતો હતો-તેણીના ચેહરા આગળ અકલ પણ દીવાની થતી હતી.

તેણી રૂપાંથી મઢી લીધેલાં એક થાંભલા મિસાલ હતી-તેણીના ચેહરાએ ઝળકતા ખુરશેદને પણ અદેખાઇ ઉપજાવેલી.

તખ્ત આગળ એક સોનેરી કુરસી મૂકેલી હતી-તેના ઉપર ઈરાની લશ્કરનો સેપહસાલાર બેઠેલો હતો.

ઘણાક ગોલામો અને ભાગ્યશાળી ખૂબસૂરત બાંદીઓ તખ્તની આસપાસ ઉભેલી હતી.

જ્યારે પેલી અઉરતે ચલાનસીનેહને જોયો ત્યારે એક લોંડીને કહ્યું કે "ઓ ખૂબસૂરત અઉરત!

તું જલ્દી જઈ પેલા શેર દિલ મર્દને કહે-કે 'તને અહીં આવવાનું કામ નથી

તું તારા સાથીઓની નઝદીકજ થોભી જા-તે (તારો સરદાર) હમણા આવી લાગશે તું ચાલતો થા'

એ પ્રમાણેનો પયગામ તું તેને બેહરામ તરફથી પુગાડ-અને તેને પાછો ફરવા માટે સમજાવજે."

તેજ વખત મેહલમાંથી કાસેદોને લશ્કરની નઝદીક મોકલ્યા.

કે પેહલવાનોના ઘોડાઓને તબેલામાં લઇ જઇને બાંધે-અને તે ઉપરનો ઝીન વગેરેના સામાનનો હિસાબ રાખે.

પછી બાગબાને તે ખીલતા ચેહરાની મેઝબાન અઉરતના ફર્માનથી બાગનો દરવાઝો ખોલી નાખ્યો.

તે બાગમાં બાજ ધરવા માટે હાથમાં બર્સમ લઇને એક વફાદાર શખ્સ આવ્યો.

બાગની અંદર ફરતા ખાણાંના ખુમચા મૂકી દીધા-ધારવા કરતાં પણ વધારે પકવાનો તૈયાર કીધાં હતાં.

જ્યારે ખાણું ખવાઈ રહ્યું ત્યારે પેહલવાનોના ઘોડા-ઠેરવેલી જગ્યાએ લઇ ગયા.

બેહરામ જ્યારે પેલી અઉરત આગળથી પાછો ફર્યો ત્યારે બોલ્યો-કે "તારાં તાજનો સાથી બૃહસ્પતિ સેતારો હોજો!"

પેલી અઉરતે બેહરામને કહ્યું કે "તું હમેશે ફતેહમંદ, ધીરજવંતો અને વિચાર ચલાવનાર હોજે!

કારણકે તુંજ તુરાન અને ઈરાનનો સરદાર છે-તેમજ પેહલવાનો અને બહાદુરોનો શેહનશાહ પણ તુંજ છે.

બેરવ્ તખ્તો દીહીમે ઈરાન્ તોરાસ્ત
જહાન્ અઝ્ તો દારદ્ હમી પોશ્ત રાસ્ત
બેરવ્ ઇન્ જહાનરા બખન્જરૂ બેગીરૂ
બે ખાકે સેયહ્ તા બઅખ્તરૂ બેગીરૂ
નેહાની બેગોફ્તન્દ્ બેસ્યારૂ ચીઝ્
બેઝ્ આન્ હરૂદો તન્ કસ નદાનેસ્ત નીઝ્
ચુ બહ્રામ અઝાન્ ગુલ્શન્ આમદ્ બેરૂન્
તો ગોફ્તી હમી બારદ્ અઝ્ ચશ્મ ખૂન્
મનેશ દીગરો ગોફ્તો પાસોખ દેગરૂ
તો ગોફ્તી બપર્વીન્ બરૂ આવરૂદ સરૂ
બેયામદ્ હમઅન્દરૂ ઝમાન્ નરૂરહ્ ગૂરૂ
સેપહ્બુદ્ પસ અન્દરૂ હમી રાન્દ્ બૂરૂ
ચુનીન્ તા અઝાન્ બીશહ્ આમદ્ બેરૂન્
હમી બૂદ બહ્રામરા રહ્નમૂન્
બશહ્રૂ અન્દરૂ આમદ્ ઝે નખ્ચીરૂગાહ્
અઝાન્ કારૂ નુફ્રુશાદ્ લબ્ બરૂ સેપાહ્
નેગહ્ કરૂદ ખર્રાદે બર્ઝીન્ બરૂય
ચુનીન્ ગોફ્ત કય મેહ્તરે રાસ્તગૂય
બનખ્ચીરૂગહ્ ઈન્ શેગેફ્તી ચે બૂદ
કે ઇન્ કસ નદીદો ન હરૂગેઝ્ શેનૂદ
વરા પહ્લવાન્ હીચ્ પાસોખ નદાદ્
દેઝમ ગશ્તો સરૂ સૂએ અયવાન્ નેહાદ્
દેગરૂ કસ નેયારસ્ત ગોફ્તન્ બરૂય
કે ઇન્ કારે ખુદ્ ચીસ્તો ઇન્ રન્ગો બૂય

તું જા, ઈરાનનું તખ્ત અને તાજ તારૂંજ છે-સઘળો દેશ તારીજ ઉપર ભરોસો રાખે છે.

જા અને આ દેશ તારી તલવારે કરી સીઆહ ખાકથી તે સેતારા સુધી હાથ કરી લે."

ત્યાર બાદ તેઓએ બીજી ઘણીક બાબતની છૂપી વાતો કીધી-જે તે બન્ને જણ સિવાય બીજા કોઇયે જાણી નહીં.

જ્યારે બેહરામ તે બાગમાંથી બાહેર આવ્યો-ત્યારે તું કહે ગોયા ૪૦૧
તેની આંખોમાંથી ખૂનજ વરસતું હતું.

તેનાં મનના વિચાર કાંઇ જુદાજ થઇ ગયા હતા તેની વાતચિત્ત બદલાઈ ગઈ હતી-ગોયા તેણે પર્વીન સેતારા ઉપર પોતાનું સર ચઢાવ્યું હતું.

તેજ વખત પેલું નર ગોરખર પણ દેખાયું-તે સરદારે તેની પછાડી ઘોડો દપટાવ્યો.

તે ગોરખર બેહરામનો ભોમિયો બન્યું-અને એ પ્રમાણે તે જંગલમાંથી બાહેર આવ્યો.

તે પેલાં શેકારગાહમાંથી શેહરમાં આવ્યો-તેણે તે બાબતની લશ્કર આગળ કશી વાત કીધી નહીં.

ખરરાદે બર્ઝીને તેની ઉપર નેગાહ કરી-પૂછ્યું કે "ઓ રાસ્ત બોલનારા સરદાર!

શિકારગાહમાં એવી તે શું અજાયબી હતી-કે જેવી કોઇયે કદી જોઈ કે સાંભળી પણ નથી?"

બેહરામે તેને કશો જવાબ દીધો નહીં-તે દિલગીર બન્યો અને પોતાના મેહલ તરફ ચાલ્યો.

બીજો કોઈ શખ્સ તેને પૂછી શકયો નહીં-કે "તેમી એ બાબત શું છે અને એ બનાવ શું બન્યો?"

---

## ગેરેફ્તને બહ્રામ્ આઇને પાદ્શાહી વ ગુરીખ્તને ખર્રાદે બર્ઝીન્ વ ઇઝિદ્ગોશસ્પ્ અઝ્.

## બેહરામે પાદશાહી રીતભાત ધારણ કરવી અને ખરરાદે બર્ઝીન અને ઇઝિદગોશસ્પનું તેની આગળથી નાસી જવું.

દેગરૂ રૂઝ્ ચૂન્ સીમગૂન્ ગશ્ત રાહ્
પદીદ આમદ્ આન્ ઝરૂદ રખ્શાન્ ચરાહ્
બેગુસ્તરૂદ ફર્શી ઝે દીબાએ ચીન્
કે ગોફ્તી મગરૂ આસમાન્ શુદ્ ઝમીન્
હમહ્ કાખ કુર્સીએ ઝરૂરીન્ નેહાદ્
ઝે દીબાએ ઝરૂબફ્ત બાલીન્ નેહાદ્
નેહાદન્દ્ ઝરૂરીન્ યકી ઝીરૂગાહ્
નેશસ્ત અઝ્ બરશ પહ્લવાને સેપાહ્
નેશસ્તી બેયારાસ્ત શાહન્શાહી
નેહાદહ્ બસરૂ બરૂ કોલાહે મેહી
નેગહ્ કરૂદ કારશ દબીરે બુઝોરૂગ્
બેદાનેસ્ત કૂ શુદ્ દેલીરો સુતોરૂગ્
ચુ નઝ્દીકે ખર્રાદે બર્ઝીન્ રસીદ્
બેગોફ્ત આનચે દાનેસ્તો દીદો શનીદ્
ચુ ખર્રાદે બર્ઝીન્ શનીદ્ આન્ સોખુન્
બેદાનેસ્ત કાન્ રન્જહા શુદ્ કોહુન્

બીજે દિવસે જ્યારે મયદાન રૂપેરી બન્યું-અને પેલો સોનેરી ઝળકતો ચેરાગ ઝાહેર થયો,

ત્યારે બેહરામે એક ચીનાઇ રેશમી ગલીચો પંથરાવ્યો-તેથી ગોયા ૪૦૨
ત્યાંની જગ્યા આસ્માન જેવી શોભાયમાન બની.

આખા મેહલમાં સોનેરી કુરસીઓ મૂકવામાં આવી-કસબી વણાટનાં રેશમી કપડાંનો તકયો ગોઠવ્યો.

ત્યાં એક સોનેરી કુરસી મૂકી-તેની ઉપર લશ્કરનો પેહલવાન બેહરામ બેઠો.

તેણે એક શેહન્શાહી બેઠક તૈયાર કીધી-અને મોટાઇનું તાજ પોતાનાં સર ઉપર મૂકયું.

વડા મુન્શીએ તેનું એ કામ જોયું-તે સમજી ગયો કે તે દિલાવર અને મોટો બની ગયો છે (યાને પાદશાહથી ફરી બેઠો છે).

જ્યારે તે ખરરાદે બર્ઝીન આગળ ગયો-ત્યારે જે કાંઇ જાણ્યું, જોયું અને સાંભળ્યું હતું, તે કહ્યું.

ખરરાદે બર્ઝીને જ્યારે એવી વાત સાંભળી-ત્યારે તે સમજી ગયો કે આપણી મુશ્કેલીઓ વધુ લમ્બાઈ.

ચુનીન્ ગોફ્તત પસ્ અય ગેરામી હબીરૂ
તો કારી ચુનીન્ બરૂ હેલ્ આસાન્ મગીરૂ
શહન્શાહે મા ખીરહ્ સરૂ શુદ બદાન્
કે ખેલ્અત ફેરેસ્તાદશ અઝ્ ફ્રુદાન્
નદાનેસ્ત ફીન્ શીરે પર્ખાશખરૂ
ઝે ફર્માનશ પીચદ્ બદીનગૂનહ સરૂ
નબાયદ્ ફ્રુશાદન્ બદીન્ કારૂ લબ્
બરે શાહ બાયદ્ શુદન્ નીમ શબ્
કે બહ્રામરા હેલ્ પુરૂ અઝ્ તાજ ગશ્ત
હમાન્ તખ્ત ઝીરૂ અન્દરશ આજ ગશ્ત
ઝદન્દ અન્દરાન્ કારૂ હરૂગૂનહ રાય
હમી ચારહ અઝ્ રફ્તન્ આમદ બજાય
ચુ રન્ગે ગુરીઝ્ અન્દરૂ આમીખ્તન્દ
શબે તીરહ અઝ્ બલ્ખ્ ગુરીખ્તન્દ
સેપહબુદ ચુ આગહ શુદ અઝ્ કારૂ શાન્
ઝે રઉશાન્ રવાનહાએ બીદારૂ શાન્
ચલાન્સીનહરા ગોફ્તત બા સદ્ સવારૂ
બેતાઝ્ અઝ્ પયે ઈન્ દો નાહુશયારૂ
૪૦૮ ચલાન્સીનહ અન્દરૂ દબીરે બુઝોરૂગ્
રસીદો બરૂ આશોફ્તત બરૂ સાને ગોરૂગ્
અઝૂ ચીઝ્ બેસ્તદ્ હમહ હરૂચે દાશ્ત
બબન્દે ગેરાનશ ઝે રહ બાઝ્ કાશ્ત
બનઝ્દીકે બહ્રામ બોર્દશ ઝે રાહ
બદાન્ તા કુનદ્ બીગુનાહરા તબાહ
બદ્દ પહ્લવાન્ ગોફ્તત કય દીવસાઝ્
ચેરા રફ્તી અઝ્ નઝ્દે મન્ બીજવાઝ્
ચુનીન્ દાદ પાસોખ કે અય પહ્લવાન્
મરા કરૂદ ખરૂરાદે બર્ઝીન્ નવાન્
હમી ગોફ્તત ઇદરૂ બુદન્ રૂય નીસ્ત
દેરન્ગે તો જોઝ્ કામે બદગૂય નીસ્ત
ચુ બહ્રામે ચલ્ પહ્લવાને સેપાહ
બશાહી નેશીનદ્ દરૂ ઈન્ બારૂગાહ
મરાઓ તોરા બીમે કશ્તન્ બુવદ્
અઝ્ ઇદરૂ મગરૂ બાઝ્ ગશ્તન્ બુવદ્
બદ્દ ગોફ્તત બહ્રામ શાયદ્ બદન્
બનીકો બબદ્ રાય બાયદ્ ઝદન્
ઝેયાની કે બૂદશ હમહ બાઝ્ દાદ
હમ અઝ્ ગન્જે ખીશશ ચકી સાઝ્ દાદ
૪૦૯ વઝાન્ પસ્ બદ્દ ગોફ્તત રવ્ કારે ખીશ
બઅર્ઝી નેગહદારો ગુરીઝ્ પીશ

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ મોબાહાર મુન્શી!–એ વાતને તું નજીવી જેવી ના સમજતો.

આપણો શેહન્શાહ આ કામમાં બેવુકુફ બન્યો–કે તેણે બેહરામને માટે ચાતરી કાંટવાનો સરપાવ મોકલી આપ્યો.

તેણે એમ તો નહીંજ જાણેલું કે આ લડાયક સિંહ-તેનાં ફરમાનથી એવી રીતે પોતાનું સર ફેરવશે.

હવે તે બાબતમાં ચૂપકીદી એખ્તયાર કરવી જોઇયે-અને અડધી રાત પડે કે પાદશાહ આગળ નાસી જવું જોઇયે.

અને કહેવું જોઇયે કે બેહરામ પાદશાહ બન્યો છે-તેમજ તે હાથીદાંતના તખ્ત ઉપર બેઠો છે."

તે બાબતની તેઓએ દરેક રીતની મસ્લહત કરી–અને શેવટે જવાના એલાજ ઉપર તેઓ આવ્યા.

જ્યારે નાસવાનોજ ખેયાલ મઝબૂત થયો–ત્યારે તેઓ અંધારી રાતે બલ્ખથી નાસી ગયા.

જ્યારે સરદાર બેહરામ તેઓનાં કામથી તેમજ તેઓના ચાલાક રોશન જીવથી વાકેફ થયો,

ત્યારે તેણે યલાનસીનેહને કહ્યું કે "તું સો સવાર લઈ–આ બન્ને કમ અકલોની પછાડી દોડ."

આથી યલાનસીનેહ વડા મુન્શીની આગળ આવી લાગ્યો–અને વરૂની મિસાલ છેડાયો.

અને જે કાંઈ તેની પાસે હતું તે સઘળું છીનવી લીધું–અને તેને ભારી બંદમાં બાંધી રસ્તામાંથીજ પાછો ફેરવ્યો.

તે તેને માર્ગમાંથી બેહરામ આગળ લઈ આવ્યો કે જેથી તે બીન તકસીરવારને મારી નાખે.

પેહલવાન બેહરામે તેને કહ્યું કે "ઓ એહરેમનનાં કામ કરનાર!–મારી રજા વગર તું મારી આગળથી શા માટે નાસી ગયો?"

તેણે જવાબ આપ્યો કે "ઓ પેહલવાન!–મને ખરરાદે બર્ઝીને પોતાની સાથે ઘસડયો.

તેણે મને કહ્યું કે અહીં રહેવું સલાહ ભર્યું નથી–તારૂં અહીં થોભવું એ દુશ્મનની મુરાદ બર લાવવા સિવાય બીજું કાંઇ નથી.

જ્યારે તે લશ્કરનો પેહલવાન બહાદુર બેહરામ-પાદશાહ બની આ દરબારમાં બેસે,

ત્યારે તો મને અને તને માર્યા જવાની ધાસ્તી રહે છે–માટે અહીંથી પાછા ફરવામાંજ ભલાઇ છે."

બેહરામે તેને કહ્યુ કે "વાજબી છે સારાં કે માઠાંનો વિચાર ચલાવવોજ જોઇયે."

પછી તેને જે નુકસાન થયું હતું તે સઘળું પાછું અપાવ્યું–વળી પોતાના ખઝાનામાંથી પણ થોડોક સરસામાન આપ્યો.

પછી તેને કહ્યું કે "જા, પોતાનું કામ સંભાળથી તપાસ અને હવે નાસી ના જતો."

## આગાહી યાફ્તને હોરમુઝ્ અઝ્ કારે બહ્રામ્ ચૂબીનહ્ વ ફેરેસ્તા-દને બહ્રામ્ સલએ ખન્જર્ નઝ્દે હોરમુઝ્ શાહ્.

——:o:——

વઝાન્ રૂય ખરૂરાદે બર્ઝીન્ નેહાન્
હમી તાખ્ત તા નઝ્દે શાહે જેહાન્
હમહ્ ગોફ્તનીહા બદૂ બાઝ ગોફ્ત
હમહ્ રાઝહા બરૂ કુશાદ અઝ નેહોફ્ત
ચુનીન્ તા અઝાન્ બીશહો મરૂઘઝારૂ
યકાયક્ હમહ્ ગોફ્ત બા શહ્રયારૂ
અઝાન્ રફ્તને ગૂરો આન્ રાહે તન્ગ્
અઝ આરામે બહ્રામો ચન્દાન્ દેરન્ગ્
વઝાન્ કાખો આન્ તખ્તે ગઉહરૂ નેગારૂ
પરસ્તન્દગાનો ઝને તાજદારૂ
યકાયક્ બેગોફ્ત આન્ કુજા દીદહ્ બૂદ
દેગરૂ હરૂચે ઝાન્ કારૂ બેશનીદહ્ બૂદ
અઝાન્ તાજવરૂ માન્દ અન્દરૂ શેગેફ્ત
સખુન્ હરૂચે બેશનીદ દરૂ દેલ ગેરેફ્ત
ચુ ગોફ્તારે મૂબેદ બયાદ આમદશ
ઝે દેલ બરૂ યકી સરૂદ બાદ આમદશ
હમાન્ નીઝ ગોફ્તારે આન્ ફાલ ગૂય
કે ગોફ્ત ઊ બેપીચદ ઝે તખ્તે તો રૂય
સબુક્ મૂબેદે મૂબેદાન્રા બેખાન્દ
બરાન્ જાય ખરૂરાદે બર્ઝીન્ નેશાન્દ
બખરૂરાદે બર્ઝીન્ ચુનીન્ ગોફ્ત શાહ્
કે બુક્શાય તા તૂ ચે દીદી બરાહ્
બફરૂમાને ઊ પસ ઝબાન્ બરૂ કુશાદ
સુખુન્હા યકાયક્ હમહ્ કરૂદ યાદ
બદૂ ગોફ્ત શાહ્ ઇન્ ચે શાયદ બદન્
હમહ્ દાસ્તાન્હા બેબાયદ ઝદન્
કે દરૂ બીશહ્ ગૂરી બુવદ રહ્નુમાય
મેયાને બેયાબાન્ બેબીની સરાય
બબરૂ તખ્તે ઝરૂરીન્ ઝની તાજદારૂ
પરસ્તારૂ પીશ અન્દરૂન્ શાહ્વારૂ
બકેર્દારે ખાબસ્ત ઈન્ દાસ્તાન્
કે યાદ આયદ અઝ્ ગોફ્તએ બાસ્તાન્
ચુનીન્ ગોફ્ત મૂબેદ બશાહે જેહાન્
કે આન્ ગૂરૂ દીવી બુદ અન્દરૂ નેહાન્
કે બહ્રામરા ખાન્દ અઝ રાસ્તી
પદીદ આમદ અન્દરૂ દેલશ કાસ્તી
હમાન્ કાખ જાદૂસેતાની શેનાસ
બરાન્ તખ્ત ઝન્ જાદુઈ નાસેપાસ
કે બહ્રામરા ઝૂ સુતોર્ગી ફેઝૂદ
ચુનાન્ તાજો તખ્તે બુઝોર્ગી નમૂદ
ચુ બરૂગશ્ત અઝ્ પુરૂ મનેશ ગશ્તો મસ્ત
ચુનાન્ દાન્ કે હરૂગેઝ નેયાયદ બદસ્ત

## હોરમઝનું બેહરામ ચોબીનેનાં કામથી વાકેફ થવું અને બેહરામે ખંજર ભરેલી પેટી પાદશાહ હોરમઝની નઝદીક મોકલવી.

——:o:——

હવે આ તરફથી ખરરાદે બર્ઝીન છૂપો-દેશના પાદશાહની નઝદીક દોડતો કે આવી લાગ્યો.

તેણે બેહરામની સઘળી વાતો ખુલ્લી કરી તેને કહી-અને સઘળા છૂપા ભેદો પણ ખુલ્લા કીધા.

એવી રીતે તેણે પેલાં જંગલમાં બનેલા બનાવથી તે હવડાં સુધીનું-સઘળું પાદશાહને કહ્યું.

તેમજ પેલાં ગોરખરનાં જવા માટે અને પેલી તંગ રાહ માટે-બેહરામના ત્યાં આરામ કરવા માટે અને ત્યાં કેટલોક વખત થોભવા માટે,

પેલા મેહલ અને પેલા ગોહર જડિત તખ્ત માટે-પેલા ગોલામો અને પેલી તાંજદાર અઉરત માટે,

જે કાંઈ જોયું હતું અને બીજું જે કાંઈ તે બાબતમાં સાંભળ્યું હતું, તે સઘળું પાદશાહને કહ્યું.

તેથી પાદશાહ અજબ રહ્યો-જે કાંઇ સાંભળ્યું હતું તે પોતાનાં દિલમાંજ રાખ્યું.

જ્યારે તેને ખરરાદે બર્ઝીનની વાત યાદ આવી-ત્યારે તેણે દિલમાંથી એક સર્દ હાય ખેંચી.

તેમજ પેલા નુજૂમીની વાત પણ તેને યાદ આવી-કે જેણે કહ્યું હતું કે "તે બેહરામ તારાં તખ્તથી મોઢું ફેરવશે."

તેણે તુરત વડા વઝીરને બોલાવ્યો-અને ત્યાંજ ખરરાદે બર્ઝીનને ૪૧૦
બેસાડયો.

પાદશાહે ખરરાદે બર્ઝીનને કહ્યું-કે "તેં માર્ગમા શું શું જોયું તે કહે?"

તેના હોકમથી તેણે પોતાની ઝબાન ખોલી-અને સઘળી હકીકત પાછી કહી સંભળાવી.

પાદશાહે વઝીરને કહ્યું કે "એ શું હશે-તે તારે વિગતવાર મને કહેવું જોઇયે.

કે જંગલમાં એક ગોરખર રેહનુમા થાય-વળી જંગલની વચ્ચે એક મકાન દેખાય,

સોનેરી તખ્ત ઉપર એક તાજદાર સ્ત્રી બેઠેલી હોય-તેણીની આગળ પાદશાહોને લાયકની બાંદીઓ ઉભેલી હોય.

એ સઘળી વાતો એક સ્વપ્ના જેવી છે-કે જેવી આપણે આગળા લોકોથી સાંભળતા હતા."

વડા વઝીરે દેશના પાદશાહને કહ્યું-કે "પેલું ગોરખોર તે એક છૂપી રીતનો દેવ હતો,

કે જેણે બેહરામને સચ્ચાઈથી ફેરવ્યો-જેથી તેનાં દિલમાં અપ્રમાણિકપણું પ્રગટી નીકળ્યું.

પેલો મેહલ તે જાદુગરનું રહેઠાણ સમજ-તખ્ત ઉપર બેઠેલી અઉરત તે નાપાક જાદુગર સમજ.

કે જેનાથી બેહરામની મોટાઈ વધી-અને એ પ્રમાણે મોટાઈનું તાજ ૪૧૧
અને તખ્ત તેણે ધારણ કીધું.

જ્યારે તે ત્યાંથી પાછો ફર્યો ત્યારે તે મોટાં મનનો અને મસ્ત બની ગયો-તોપણ તું જાણ કે કદી પણ તેના હાથમાં કોઈ ચીઝ આવનાર નથી.

બહેલ દાયહ અઝ દુકુકાને તો બૂદ
રહે દીવે જાદૂ બરાન્ બરૂ ફેઝૂદ
નબાયેસ્ત આન્ ખેલઅતે નાસઝા
ફેરેસ્તાદ નઝદીકે આન્ પુરૂ જફા
કે ઈરાનેયાન્ ઝાન્ બેપીચીદહ્ અન્દ
ઉમીદ અઝ શાહન્શાહ બુરીદહ્ અન્દ
કુનૂન્ ચારઈ કુન્ કે તા આન્ સેપાહ
ઝે બલ્ખ આવરી સૂએ ઈન બારૂગાહ
પશીમાન્ શુદ અઝ કર્દે ખુદ શહરૂયારૂ
વઝાન્ પઝ્બહો જામએ પુરૂ નેગારૂ
ઝે ખરૂરાદ બર્ઝીન બેપુર્સીદ શાહ
કે ગોફતન્દ અઝાન્ ઝન્ બદાન્ જા સેપાહ
બહોરૂમુઝ ચુનીન્ ગોફત કય શહરૂયારૂ
સેપહ યકસરહ્ ઝાન્ ઝને તાજદારૂ
હમી ગોફત કાન્ બખ્તે બહરામ બૂદ
કે બસ ખૂબો ફર્ખોન્દહ્ પહરામ બૂદ
૪૧૨ ચુ બેશ્નીદ અઝ ઈન્ સખુન્ શહરૂયારૂ
બેતર્સીદ સખ્ત અઝ બદે રૂઝગારૂ
બરીન્ બરૂ નેયામદ બસી રૂઝગારૂ
કે આમદ કસ અઝ પહલવાને સવારૂ
યકી સન્દુક અઝ ખન્જરૂ અમ્બાશ્તહ્
યકાયક સરે તીઘ બરૂકાશ્તહ્
બેયાવર્દ બેન્હાદ દરૂ પીશે શાહ
હમી કરૂદ શાહ અન્દરૂ આહન નેગાહ
બેફરૂમૂદ તા તીઘહા બેશ્કનન્દ
બદાન્ સન્દુકએ નાબેકારૂ અફગનન્દ
ફેરેસ્તાદ નઝદીકે બહરામ બાઝ
બેદીદ આન્ સરે તીઘહાએ દરાઝ
બદ્ નીમહ્ કર્દહ્ નેહાદહ્ બજાય
પુરૂ અન્દશાહ્ શુદ મર્દે બરૂગશ્તહ્ રાય
ફેરેસ્તાદો ઈરાનેયાન્રા બેખાન્દ
હમહ્ ગેરૂદે આન્ સન્દુક અન્દરૂ નેશાન્દ
ચુનીન્ ગોફત કીન્ હદયએ શહરૂયારૂ
બેબીનીદો ઈન્રા મદારીદ ખારૂ
હમી ગૂયદ ઈન્ લશ્કરે બી બહા
સરે યકતન્ અઝ મા નેયાબદ રહા
૪૧૩ પુરૂ અન્દીશાહ શુદ લશ્કરૂ અઝ કારે શાહ
ઝે ગોફતારે આન્ પહલવાને સેપાહ
કે યક રૂઝ માન્ હદયએ શહરૂયારૂ
બુવદ દૂક બા જામએ પુરૂ નેગારૂ
શેકસ્તહ્ દેગરૂ બારૂ ખન્જરૂ બુવદ
ઝે ઝખ્મો ઝે દુશ્નામ બદતરૂ બુવદ
ચુનીન્ શાહ બરૂ ગાહ હરૂગેઝ મબાદ
ન આન્ કસ કે ગીરદ અઝૂ નીઝ યાદ
અગરૂ નીઝ બહરામે પૂરે ગોશસ્પ
બરાન્ ખાકે દરૂગાહ બુગ્ઝારદ અસ્પ
ઝે બહરામ નહ્ મગ્ઝ બાદો ન પૂસ્ત
ન આન્ કમ બહારા કે બહરામ અઝૂસ્ત
સેપહબુદ ચુ ગોફતારે ઈરાન્ શનીદ
દેલે લશ્કરૂ અઝ તાજવરૂ ખસ્તહ્ દીદ

એકતો તેનાં દિલમાં તારા મોકલેલા ચરખાનો દાગ હતો-જેની ઉપર પેલા જાદુગર દેવની જાદુઇયે વધારો કર્યો.

તારે તે ઝુલ્મગાર શખ્સ ઉપર એવો નાલાયક સરપાવ મોકલવો નહીંજ જોઇતો હતો.

કારણકે તેથી ઇરાનીઓ ફરી ગયા છે-અને તું શેહન્શાહથી તેઓએ ભલાઈની આશા ઉમેદ છોડી દીધી છે.

હવે તો કાંઈ એવી યુક્તિ કર કે જેથી ત્યાંનું લશ્કર-બલ્ખમાંથી તું આ દરબાર તરફ પાછું લાવી શકે."

હરેજ પાદશાહ પોતે મોકલેલા ? અને પેલા શોભાયમાન કપડાંના સરપાવ માટે પસ્તાવો કરવા લાગ્યો.

પાદશાહે ખરરાદ બર્ઝીનને પૂછ્યું-કે "તે અઉરત માટે ત્યાં આપણું લશ્કર શું બોલ્યું?"

તેણે હોરમઝને જવાબ દીધો કે "ઓ પાદશાહ!-તમામ લશ્કર તે તાજદાર અઉરતને માટે,

બોલવા લાગ્યું કે તે અઉરત બેહરામનું નસીબ હતું-કે જે ઘણુંજ સુંદર મુબારક અને સણગારેલું હતું."

જ્યારે પાદશાહે તેના આ સખુનો સાંભળ્યા-ત્યારે તે ઝમાનાની બદીથી ઘણોજ બીધો.

હવે એ બાબત ઉપર ઘણોક વખત નહીં વીત્યો-કે બહાદુર પેહલવાન બેહરામ તરફથી એક શખ્સ ત્યાં આવ્યો.

તે તલવારોથી ભરેલી એક લાકડાંની પેટી-જે સઘળી તલવારોનાં માથાં ફેરવી નાખેલાં હતાં,

તે લાવ્યો અને પાદશાહની નઝદીક મૂકી-પાદશાહે તે લોઢાંની તલવારો ઉપર નઝર કીધી.

પછી તેણે ફર્માવ્યું કે "તલવારો તોડી નાખો-અને તે નાચીઝ પેટીમાં પાછી નાખો."

પછી તે બેહરામની નઝદીક પાછી મોકલી આપી-જેણે તે લાંબી તલવારો જોઇ,

કે તેના બબ્બે કકડા કરીને તેમાંજ પાછી ભરેલી હતી-આથી તે ઊંધી અકલનો શખ્સ અંદેશા ભરેલો બન્યો.

પછી તેણે કોઇને મોકલીને ઇરાનીઓને બોલાવ્યા-અને સઘળાઓને પેલી પેટીની આસપાસ બેસાડયા.

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "આ પાદશાહ તરફનો હદયો-જુઓ તમો એ હદયાને હલકો ના ગણતા.

પાદશાહ એવી મતલબનું કહે છે કે આ કીમતી લશ્કરમાંથી-એક માણસ પણ પોતાનું સર અમારીથી બચાવી શકવાનો નથી."

તે લશ્કર પાદશાહનાં આવાં કામથી તેમજ લશ્કરના પેહલવાનની વાતથી અંદેશા ભર્યું બન્યું.

તેઓ બોલ્યા કે "એક દહાડો પાદશાહ તરફનો આપણો હદયો-કાંટવાની ચાતરી અને અઉરત લોકોનાં શોભાયમાન કપડાં હોય છે.

જ્યારે બીજી વખતે ભાગેલી તલવારો હોય છે-કે જે એક કારી ઝખ્મ કરતાં તેમજ એક ગાળ દેવા કરતાં પણ વધુ બૂરૂં હોય છે.

એવો એક પાદશાહ ઈરાની તખ્ત ઉપર કદી પણ ના હોતો!-તેમજ જે કોઇ કે એવા પાદશાહની યાદ કરે તે પણ ના હોતો!

અગરજો ગુશસ્પનો બેટો બેહરામ પણ-તે પાદશાહની દરગાહની ખાક ઉપર પોતાનો ઘોડો લઇ જાય (યાને પોતે પાછો ત્યાં જાય),

તો બેહરામનું નહીં માસ રહેશે કે નહીં ચામડું રહેશે-તેમજ જેનાથી કે બેહરામ પયદા થયો છે, તે કમીના શખ્સને પણ કાંઈ રહેતું ના!"

સરદાર બેહરામે જ્યારે તેઓની વાત સાંભળી-અને પાદશાહથી તે લશ્કરનું દિલ ઝખ્મી થયલું જોયું,

બલશ્કર્ ચુનીન્ ગોફ્ત્ પસ્ પહ્લવાન્
કે બીદાર્ બાશીદો રઉશન્ રવાન્
કે ખર્રાદે બર્ઝીન્ બરે શહ્રયાર્
સુખુનહાય પૂશીદહ્ કર્દહ્ આશ્કાર્
કુનૂન્ ચકુબયક્ ચારએ જાન્ કુનીદ્
હમહ્ બા મન્ એમરૂઝ પયમાન્ કુનીદ્
મગર્ કસ્ ફેરેસ્તમ્ ઝે લશ્કર્ બરાહ્
કે દારન્દ્ મારા ઝે લશ્કર્ નેગાહ્

વગર્ નહ્ મરા રૂઝ બરૂગશ્તહ્ ગીર્
સેપહ્રા યકાયક્ હમહ્ કશ્તહ્ ગીર્
બગોફ્ત્ ઇનો ખુદ્ સાઝે દીગર્ ગેરેફ્ત્
નેગહ્ કુન્ કુનૂન્ તા બમાની શેગેફ્ત્
પરાગન્દ્ બર્ ગેર્દે કેશ્વર્ સવાર્
બદાન્ તા મગર્ નામએ શહ્રયાર્
નેયાયદ્ બનઝ્દીકે ઈરાનેયાન્
નબન્દન્દ્ પયકારે ઊરા મેયાન્
બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત્ યક્ રૂઝગાર્
નખાન્દ્ ઇચ્ કસ્ નામએ શહ્રયાર્

ત્યારે તેણે લશ્કરને એ પ્રમાણે કહ્યું-કે "તમો હુશ્યાર અને સાવધ બનો,
કારણકે ખર્રાદે બર્ઝીને પાદશાહ આગળ-છૂપી વાતો ખુલ્લી કીધી છે.

હવે તમો સઘળાઓ પોતાના જાનનો એલાજ કરો-અને આજને આજ તમો સઘળાઓ મારી સાથ વફાદાર રહેવાનો કોલ કરાર કરો,
કે હું આપણાં લશ્કરમાંથી કોઈક શખ્સને રસ્તામાં ચોકી કરવા માટે ૪૧૪
મોકલી આપું-કે તેઓ દુશ્મનનાં લશ્કરથી આપણને બચાવી રાખે (યાને તેઓના આવ્યાની ખબર આપે).
નહીં તો મારો દહાડો બરગશ્તે સમજવો-અને સઘળું લશ્કર પણ કપાઇ ગયલુંજ જાણવું."
તે એમ બોલ્યો અને પોતે કાંઇ બીજીજ યુક્તિ રચી-તે હવે તું જો કે જેથી તું અજબ રહેશે.
તેણે તે મુલકની આસપાસ સઘળે પોતાના સવારો છોડી મૂકયા-કે જેથી કદાચને પાદશાહ તરફનું કાંઇ નામુ,
ઇરાનીઓની પાસે આવી નહીં શકે-અને તેઓ પાછા તેનીજ સામે લડવા માટે કમર બાંધી શકે નહીં.
એ ઉપર પણ કેટલોક વખત નીકળી ગયો-અને પાદશાહ તરફનું નામુ કોઈના કાંઇ વાંચવામાં આવ્યુંજ નહીં.

## સેગાલેશ્ નમૂદને બહ્રામ્ બા બુઝોર્ગાને લશ્કર્ દર્ પાદ્શાહીએ ખુદ્ વ પન્દ્ દાદને ગોર્દેયહ્ ખાહરે બહ્રામ્ ઊરા.

અઝાન્ પસ ગેરાન્માયગાન્રા બખાન્દ્
બસી રાઝ્હા પીશે ઈશાન બરાન્દ્
ચુ હમદાન્ ગોશસ્પો દબીરે બુઝોરુગ્
ચલાન્સીનહ્ આન્ નામદારે સુતોરુગ્
ચુ બહ્રામ્ ગોરૂહે સેયાવુશ નેઝાદ્
ચુ કુન્દાગોશસ્પ્ આન્ ખેરદ્મન્દ્ રાદ્
હમી રાયઝદ્ બા ચુનીન્ મેહ્તરાન્
કે બૂદન્દ્ શીરાને જન્ગ્ આવરાન્
ચુનીન્ ગોફ્ત્ પસ્ પહ્લવાને સેપાહ્
બરાન્ લશ્કરે તીઝ ગુમ કર્દહ્ રાહ્
કે અય નામદારાને ગર્દન્ફરાઝ્
બરાએ શુમા હર્ કસીરા નેયાઝ્
ઝે મા મેહ્તર્ આઝોર્દહ્ શુદ્ બીગુનાહ્
ચુનીન્ સર્ બપીચીદ્ અઝ્ આઇનો રાહ્
ચે સાઝીદો દરમાને ઇન્ કાર્ ચીસ્ત
નબાયદ્ કે બર્ કર્દહ્ બાયદ્ ગેરીસ્ત
હરાન્ કસ્ કે પૂશીદ્ દર્દ્ અઝ્ પેઝેશ્ક્
ઝે મેઝ્ગાન્ ફેરૂ રીખ્ત ખૂનીન્ સેરેશ્ક્
ઝે દાનન્દગાન્ ગર્ બપૂશીમ્ રાઝ્
શવદ્ કારે આસાન્ બમા બર્ દરાઝ્

## બેહરામે પોતાની પાદશાહી માટે લશ્કરના બુઝોર્ગો સાથ વિચાર ચલાવવો અને બેહરામની બેહેન ગોર્દીયહે તેને શીખામણ આપવી.

ત્યાર બાદ બેહરામે ઊંચી બુન્યાદના શખ્સોને બોલાવી મંગાવ્યા-અને તેઓ આગળ ઘણીક ખાનગી વાતો ચલાવી.
જેવા કે હમદાન ગુશસ્પ અને વડો મુન્શી ઇઝદગોશસ્પ-તેમજ પેલો બહાદુર નામદાર ચલાનસીનેહ,
જેવો કે સિયાવક્ષની બુન્યાદનો પેહલવાન બેહરામ-જેવા કે અકલમંદ જવાન કુંદાગોશસ્પ,
એવા એવા સરદારો કે જેઓ લડાયક સિંહો હતા તેઓ સાથ તેણે મસ્લહત ચલાવી.
પછી તે લશ્કરના પેહલવાને પેલાં ગુમરાહ બનેલાં હુલ્લડ લશ્કરને ૪૧૫
એ પ્રમાણે કહ્યું,
કે "ઓ મારા ગરદનફરાઝ નામદારો!-તમારી સારી સલાહની તો દરેકને ઝરૂર પડે છે.
આપણાથી પાદશાહ વગર કારણે ગુસ્સે થયો છે-અને તેણે એ પ્રમાણે સઘળી રાહ રસમોથી સર ફેરવ્યું છે.
તમો શું કરવા માગો છો અને આ કામનો ઉપાય શું છે?-એવું નહીં બનવું જોઇયે કે આપણી સઘળી મેહનત ફોકટ જાય.
જે કોઇ કે તબીબ આગળ પોતાનું દુ:ખ છૂપાવે છે-તે પોતાની આંખમાંથી લોહીઆર આંસુ રેડે છે.
જો હું અકલમંદો આગળથી મારો ભેદ છૂપો રાખું-તો મારા ઉપરનું સેહલું કામ પણ મુશ્કેલ થઈ પડે.

ફુનૂન્ દરૂદ્મન્દમ મન્ અન્દરૂ નેહાન્
બગૂયમ બદાનન્દગાને જેહાન્
શુમા યકસરૂ અઝ્ કારૂહા આગેહીદ્
બરીન્ બરૂ કે ગૂયમ ગવાહી દેહીદ્
બેરફ્તીમ અઝ્ ઈરાન્ ચુનીન્ ફીનહુખાહ
બદીન્ માયહુ લશ્કરૂ બફર્માને શાહ
અઝાન્ બીશ દુશ્મન્ ન બીનદ્ કસી
વગરૂ ચન્દ માનદ્ બગીતી બસી
૪૧૬ ચુ પરૂમૂદએ તુરૂક બા સાવહુ શાહુ
અગરૂ સૂએ ઈરાન્ કશીદી સેપાહુ
નઅર્ઝીદ્ ઈરાન્ બયકુ મોહરહુ મૂમ
વઝાન્ પસ હમી દાશ્ત આહન્ગે રૂમ
બપરૂમૂદહો સાવહુ શાહુ આન્ રસીદ્
કે કસ દરૂ જહાન્ ઇન્ શેગેફ્તી નદીદ્
અગરૂચેહુ ફેરાવાન્ કશીદીમ રન્જ
ન શાન્ પીલ માન્દીમ અઝાન્ પસ ન ગન્જ
બનવ્વી યકી ગન્જ બેન્હાદ શાહુ
તવાન્ગરૂ શુદ્ આશોફ્તહુ શુદ્ બરૂ સેપાહુ
ફુનૂન્ ચારહુ ઈન્ દામરા ચૂન્ ફુનમ
કે આસાન્ સરૂ અઝ્ બન્દ બીરૂન્ ફુનમ
શહન્શાહુરા કારૂહા સાખ્તહુસ્ત
વઝીન્ કારૂ બી રન્જ પર્દાખ્તહુસ્ત
શુમા હરૂ કસી ચારએ જાન્ ફુનીદ્
બદીન્ ખસ્તગી તા ચે દરૂમાન્ ફુનીદ્
મન્ અઝ્ રાઝ્ પરૂદુખ્ત કર્દમ દેલમ
ઝે તીમારૂ જાન્રા હમી બુગ્સેલમ
શુમા ચારહા હરૂચે દાનીદ્ ગૂઈદ્
ઝે હરૂ નીકો બદ્ બાઝ્ રાનીદ્ ગૂઈદ્
૪૧૭ સેપહુરા બદાન્ ગોફ્તહા આઝ્મૂદ્
કે દરૂ દેલ ઝે લશ્કરૂ વરા બીમ બૂદ્
પસે પર્દએ નામવરૂ પહુલવાન્
યકી ખાહરશ બૂદ્ રઉશન્ રવાન્
ખેરદ્મન્દરા ગોરૂદેયહુ નામ બૂદ્
પરી રોખ દેલારામે બહુરામ બૂદ્
ચુ અઝ્ પર્દહુ ગોફ્તે બેરાદરૂ શનીદ્
બરૂઆશોફ્તો અઝ્ કીન્ દેલશ બરૂદમીદ્
બદાન્ અન્જુમન્ શુદ્ દેલે પુરૂ સોખુન્
ઝબાન્ પુરૂ ઝે ગોફ્તારૂહાએ કોહુન્
બેરાદરૂ ચુ આવાઝે ખાહરૂ શનીદ્
ઝે ગોફ્તારો પાસોખ ફેરૂ આરમીદ્
ચુનીન્ હમ ઝે ગોફ્તારે ઈરાનેયાન્
બેમાન્દન્દ યકસરૂ ઝે બીમે ઝેયાન્
ચુનીન્ ગોફ્ત પસ ગોરૂદેયહુ બા સેપાહુ
કે અય નામદારાને જૂયન્દહુ રાહુ
ઝે ગોફ્તારૂ ખામોશ ચેરા માન્દઇદ્
ચુનીન્ અઝ્ જેગરૂ જૂશ બેન્શાન્દઇદ્
અઝ્ ઈરાન્ સરાયન્દો જન્ગ્આવરાન્
ખેરદ્મન્દો બીદારૂદેલ મેહુતરાન
૪૧૮ ચે બીનીદ્ યકસરૂ બકારૂ અન્દરૂન
ચે બાઝી નેહીદ્ અન્દરીન્ દશ્તે ખૂન્

હવે અંદરખાનેથી હું દુઃખી બન્યો છું-તેથી તમો દેશના દાના લોકોને તે દુઃખ કહું છું,

તમો સઘળાઓ દરેક કામોથી વાકેફ છો-અને હું જે કહું છું તે ઉપર તમો સાક્ષી પણ આપો છો,

કે આપણે પાદશાહના હોકમથી આટલું થોડું લશ્કર લઈ ઈરાનથી એવી રીતે લડવા નીકળ્યા.

દુન્યામાં કોઇ ગમે એટલો લામ્બો વખત જીવે-તોપણ આપણે જોયું તેથી વધુ દુશ્મનનું લશ્કર તે જોશે નહીં.

અગર સાવેહ શાહ સાથ પરમૂદેહ જેવો તુર્કી ઈરાન ઉપર લશ્કર લઈ ચઢાઇ કરતે,

તો ઈરાન એક મીનના કકડા જેટલી કીમતનું પણ નહીં ગણાતે-ત્યાર બાદ તેતો ત્યાંથી રૂમ ઉપર પણ ચઢાઇ કરવાનો વિચાર ધરાવતો હતો.

પણ પરમૂદેહ અને સાવેહ શાહ ઉપર તો એવી આફત પડી-કે દુન્યામાં કોઇયે એવી અજાયબી તો જોઇ હશેજ નહીં.

જો કે આપણને ઘણીજ મેહનત પડી-તોપણ આપણે તેઓના હાથી કે ખઝાનો બચવા દીધો નહીં.

પાદશાહે તો એક નવોજ ખઝાનો પોતાના ખઝાનામાં મૂકયો-અને જ્યારે ખઝાનાથી તે તવંગર થયો ત્યારે લશ્કર ઉપર ગુસ્સે થયો.

હવે તેણે નાખેલા આ ફાંડાનો ઈલાજ હું શું કરૂં-કે આ બંધમાંથી હું સેહલાઇથી મારૂં સર બાહેર કાઢી શકું ?

શેહન્શાહનું કામ તો સઘળી રીતે તૈયાર છે-અને એ કામથી નચિન્ત અને ફારેગ બેઠેલો છે.

તમો દરેક જણ પોત પોતાના જીવનો એલાજ શોધી રાખો-આવી ઝખ્મી હાલતમાં તમો શું ઈલાજ કરો છો ?

મેં સઘળા ભેદથી મારૂં દિલ તમો આગળ ખાલી કીધું છે-કેમકે ગમગીનીથી મારા જાનને હું તોડી નાખું છું.

તમો એનો જે કાંઇ સારો કે માઠો ઉપાય જાણતા હોવો તે તુરત કહી દેઓ."

એવી રીતનું કહીને તેણે લશ્કરને અઝમાવી જોયું-કારણકે તેને લશ્કરની ઘણી ધાસ્તી હતી.

હવે તે નામવર પેહલવાનના ઘરમાં-તેની એક ચાલાક જીવની બેહેન હતી.

તે અકલમંદનું નામ "ગોર્દીયેહ" હતું-તે પરીચેહર બેહરામની ઘણી વહાલી હતી.

તેણીએ જ્યારે પરદા પાછળથી પોતાના ભાઇની આવી વાતો સાંભળી-ત્યારે તેણી ગુસ્સે થઈ ગઇ અને કીનાથી તેનું દિલ જોશમાં આવ્યું.

તેણી બોલવાની હિમ્મત કરીને તે સભામાં આવી-તેણીની ઝબાન આગળી પૂરાણી વાતોથી ભરેલી હતી.

ભાઇએ જ્યારે બેહેનનો સાદ સાંભળ્યો-ત્યારે તે વાતચિત્ત કરતો મૂગોજ રહી ગયો.

એજ પ્રમાણે ઇરાનીઓ પણ નુકસાન થવાની ધાસ્તીથી વાત કરતા તદ્દન અટકી ગયા.

પછી ગોર્દીયેહ તે લશ્કરને એ પ્રમાણે કહેવા લાગી-કે "ઓ રાહ શોધનારા નામદારો !

તમો બોલતા બોલતા શા માટે અટકી ગયા ?-અને તમારા જીગરના જોશને દાબી દીધો ?

તમો ઈરાનના વખાણનારા અને લડાયકો છો-તેમજ ડણાપણવાળા, હુશ્યાર અને સરદારો છો.

એ બાબતમાં તમો સઘળાને શું દીસે છે ?-તમો આ લોહીનાં મયદાનમાં શું બાઝી ખેલો છો ?"

ચુનીન્ ગોફ્તૂ ઇઝદગોશસ્પે સવારૂ
કે અય અઝ્ ગેશાન્‌માયગાન્ યાદગારૂ
ઝબાન્‌હાએ મા ગરૂ શવદ તીઘે તીઝ
ઝે દર્યાએ રાએ તો ગીરદ ગુરીઝ
હમહૂ કારૂહાએ શુમા ઈઝદીસ્ત
ઝે મર્દીઓ અઝ્ દાનેશો બેહ્રદીસ્ત
નેયાગાને મા પહ્લવાનાન્ બુદન્દ
ઝે તોખ્મે બુઝોર્ગાનો શાહાન્ બુદન્દ
નબાયદ કે રાહે પલન્ગ્ આવરીમ
કે બા હરૂ કસી રાએ જન્ગ્ આવરીમ
મજૂઈદ અઝીન્ પસ કસ અઝ્ મન્ સખુન્
કઝીન્ બારહ્ અમ દાનેશ આમદ બબુન્
અગરૂ જન્ગ્ સાઝીદ યારી કુનીમ
બપીશે સવારાન્ સવારી કુનીમ
ચુ ખુશનૂદ બાશદ ઝે મન્ પહ્‌લવાન્
બરૂઆનમ કે જાવીદ માનમ જવાન્
ચુ બહ્‌રામ બેશનીદ ગોફ્તારે ઊય
મેયાન્‌જી હમી દીદ બાઝારે ઊય
વઝાન્ પસ યલાન્‌સીનહ્‌રા દીદો ગોફ્ત
કે અકૂનૂન્ ચે દારી તો અન્દરૂ નેહોફ્ત
યલાન્‌સીનહ્ ગોફ્ત અય સેપહ્‌દારે ગોરૂદ
હરાન્‌કસ કે ઊ રાહે યઝ્દાન્ સેપોરૂદ
ખેરદમન્દ નામીઓ દાના બુવદ
બહરૂ આરૂઝૂ બરૂ તવાના બુવદ
ચું પીરૂઝીઓ ફરૂરહી યાબદ ઊ
બસૂએ બદી હીચ નેશતાબદ ઊ
કે આન્ આફરીન્ બાઝ્ નફ્રીન્ શવદ
વઝૂ ચર્ખે ગર્દન્દહ્ પુરૂ કીન્ શવદ
ચુ યઝ્દાન્ તોરા ફરૂરહી દાદો બખ્ત
હમાન્ લશ્કરો મર્દીઓ ગન્જો તખ્ત
અઝૂ ગરૂ પઝીરી બઅફૂઝૂન્ શવદ
દેલ્ અઝ્ નાસેપાસી પુરૂ આઝ્ ખૂન્ શવદ
વઝાન્ પસ બબહ્‌રામે બહ્‌રામ ગોફ્ત
કે અય બા ખેરદ યારો બા રાય જોફ્ત
ચેગૂઈ કઝીન્ જોસ્તને તખ્તો ગન્જ
બુઝોર્ગીસ્ત ફર્જામ અગરૂ દર્દો રન્જ
બેખન્દીદ બહ્‌રામ અઝીન્ દાવરી
વઝાન્ પસ બરૂ અન્દાખ્ત અન્ગુશ્તરી
બદ્ગૂ ગોફ્ત ચન્દાન્ કે ઇન્ દરૂ હવા
બેમાનદ શવદ બન્દઈ પાદશા
બુઝોર્ગસ્ત આન્‌રા મપેન્દારૂ ખોરૂદ
કે દીહીમ્‌રા ખુરૂદ નત્વાન્ શુમોરૂદ
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ બઇઝદગોશસ્પ
કે અય તીઘ્‌ઝન્ શીરે તાઝન્દહ્ અસ્પ
ચે બીની ચે ગૂઈ તો દરૂ કારે મા
બુવદ તખ્તે શાહી સઝાવારે મા
ચુનીન્ ગોફ્ત ઈઝદગોશસ્પે સવારૂ
કે અય દરૂ જહાન્ અઝ્ યલાન્ યાદગારૂ
યકી મૂબેદી દાસ્તાન્ ઝદ બરય
કે હરૂ કસ કે દાના બુવદ નીકૂપય

ત્યારે સવાર ઈઝદગોશસ્પ બોલ્યો-કે "ઓ ઊંચી બુન્યાદની અઉસ-તોમાંની યાદગાર અઉરત!

અમારી ઝબાન અગર ગમે એટલી તેઝી તલવાર બને-તોપણ તારા વિચારના સાગર આગળથી તે નાસી જવાનુંજ પસંદ કરે છે.

તમો લોકોનાં સઘળાં કામો ખુદાઇજ છે-તેમજ બહાદુરી ભર્યાં, દાનાઇ ભર્યાં અને ડહાપણ ભર્યાંજ છે.

અમારા નેયાગાનો પેહલવાનો હતા-તેઓ બુઝોર્ગો અને પાદશાહોનાં તોખ્મથી હતા.

આપણને ઘટારત નથી કે આપણે ચિત્તાની રાહ એખ્તયાર કર્યે-અને દરેક જણ સાથે લડાઇનોજ વિચાર કર્યે.

હવે એ બાબતમાં મને ફરીથી કોઈ કશું પૂછતું ના-કારણ એ વાતમાં મારી અકલ પુરી થઇ ગઈ છે.

અગરજો તમો લડાઇ કરશો તો અમો તમોને મદદ કરીશું-અને લશ્કરની હરોલમાં ઉભા રહીશું.

જો મારીથી પેહલવાન ખુશીજ થશે-તો હું તો પોતાને હમેશ જવાન રહેલોજ સમજીશ."

જ્યારે બેહરામે તેની વાત સાંભળી-ત્યારે તે તેનું બાઝાર મધ્યમ જોવા લાગ્યો.

પછી યલાનસીનેહ તરફ જોઈ બોલ્યો-કે "હવે તું શું વિચાર ૪૧૯
ધરાવે છે?"

યલાનસીનેહે કહ્યું કે "ઓ બહાદુર સરદાર!-જે કોઇ કે પાક યઝદાનનો રસ્તો પકડે છે,

તેજ શખ્સ અકલમંદ, મશહૂર અને દાના બને છે-તેમજ તેની દરેક મુરાદ હાસેલ થાય છે.

જ્યારે તે ફતેહમંદી અને ખોરેહ મેળવે છે-ત્યારે તે જરાબી બદી તરફ જતો નથી.

કારણ તેમ કીધાથી તેણે મેળવેલી વાખવાખી પાછી લેયાનતમાં ફેરવાઈ જાય છે-અને ફરતો આસ્માન તેનાથી કીના ભર્યો બને છે.

જ્યારે ખોદાતાલાએ તને ખોરેહ, બુલંદ નસીબ તેમજ લશ્કર, મર્દાનગી, ગંજ ખઝાનો અને તખ્ત સઘળું બક્ષેશ કર્યું છે,

ત્યારે જો તું તે સઘળું ખોદાતાલા તરફથી મળેલું સમજશે તો તેમાં વધારોજ થશે-પણ જો તું અસંતોષ બનશે તો તારૂં દિલ દુઃખી થશે."

ત્યાર બાદ બેહરામના બેટા બેહરામને પૂછ્યું-કે "ઓ અકલ અને ડહાપણના સાથી!

તું આ પાદશાહી તખ્ત અને ખઝાનો હાથ કરવા માટે શું વિચાર ધરાવે છે?-એનું શેવટ મોટાઈજ છે કે દુઃખ અને રંજ છે?"

બેહરામ તેની આવી મોટાઇ ઉપર હસી પડયો-અને પછી તેણે એક વીટી ઊંચે ઉછાળી,

અને બોલ્યો કે "આ વીટી જેટલો વખત હવામાં-અધર રહે છે, ૪૨૦
તેટલોજ વખત એક ચાકર પાદશાહ થઇ શકે છે.

પાદશાહ મોટો હોય છે તેને તું હલકો ના સમજ-કારણકે એક પાદશાહનાં તાજને તુચ્છ ગણવું ઘટારત નથી."

ત્યાર પછી તેણે ઈઝદગોશસ્પને કહ્યું-કે "ઓ તલવારના મારનારા અને ઘોડો દપટાવનાર સિંહ મર્દ!

તને શું માલૂમ પડે છે આ મારાં કામ માટે તું શું કહે છે?-શું પાદશાહી તખ્ત મારે લાયક છે?"

સવાર ઇઝદગોશસ્પે કહ્યું-કે "ઓ દુન્યામાં પેહલવાનોમાંથી યાદગાર રહેલા શખ્સ!

એ બાબત ઉપર રયના એક મોબેદે એક વાત કહી છે-કે 'જે કોઈ કે નેક કદમનો દાના હોય,

અગરૂ પાદ્દશાહી કુનદ યકઝમાન
રવાનશ બેપરૂરદ સુએ આસમાન
બેહ અઝ બન્દહ બૂદન બસાલે દરાઝ
બગન્જે જહાનદારૂ બા ઈન નેયાઝ
ચુનીન ગોફ્તુ પસ બા દબીરે બુઝોરૂગ
કે બુફ્રશાએ લબ્‌રા તો અય પીરૂ ગોરૂગ
દબીરે બુઝોરૂગ આન ઝમાન લબ બેબસ્ત
બઅન્દીશહ અન્દીશહ અન્દરૂ નેશસ્ત
૪૨૧ બઝાન પસ ચુનીન ગોફ્ત બહરામરા
કે હરૂ કસ કે જૂયા બુવદ કામરા
ચુ દરૂખરૂ બેજૂયદ બેયાબદ હમાન
દરાઝસ્ત યાઝન્દહ દસ્તે ઝમાન
ઝે ચીઝી કે બખ્શેશ કુનદ દાદગરૂ
ચુનાન દાન કે કૂશેશ નેયાબદ ગુઝરૂ
બહમદાન ગોશસ્પ આન ઝમાન ગોફ્ત બાઝ
કે અય ગશ્તહ અન્દરૂ નેશીબો ફરાઝ
સખુન હરૂચે ગૂઈ બરૂએ કસાન
શવદ બાદ્દો કેર્દારે આન ના રસાન
બેગૂય આનચે દારી બકારૂ અન્દરૂન
બનીકો બદ્દ ફઝગારૂ આઝમૂન
ચુનીન ગોફ્ત હમદાન ગોશસ્પે સવારૂ
કે અય નઝદે પુરૂમાયગાન યાદગારૂ
ઝે ના આમદહ બદ ચે તર્સી હમી
ઝે દીહીમે શાહી ચે પર્સી હમી
બેકુન કારો કર્દહ બયઝદાન સેપારૂ
બખુરૂમા ચે યાઝી ચુ તર્સી ઝે ખારૂ
તન આસાન નગર્દદ સરે અન્જુમન
હમહ બીમે જાન બાશદો રન્જે તન
૪૨૨ ઝે ગોફ્તારૂ શાન ખાહરે પહલવાન
હમી બૂદ પીચાનો તીરહ રવાન
બદાન દાવરી ઈચ ગુફ્રશાદ લબ
ઝે બરૂગશ્તને શીદ તા નીમ શબ
બદ્દ ગોફ્ત બહરામ કય નીક ઝન
ચે બીની ઝે ગોફ્તારે ઇન અન્જુમન
વરા ગોર્દેયહ ઈચ પાસોખ નદાદ
ન અઝ રાએ આન મેહતરાન બૂદ શાદ
ચુનીન ગોફ્ત પસ બા દબીરે બુઝોરૂગ
કે અય મર્દે બદસાઝ ચૂન પીરૂ ગોરૂગ
ગુમાનત ચુનીનસ્ત કીન તાજો તખ્ત
સેપાહો ફેઝૂનીઓ નીકૂયે બખ્ત
બગીતી કસીરા નબૂદ આરૂઝૂ
અઝાન નામદારાને આઝાદહ ખૂ
અગરૂ શાહી આસાન તરૂ અઝ બન્દગીસ્ત
બદીન દાનેશે તો બેબાયદ ગેરીસ્ત
બરૂ આઇને શાહાને પીશીન રવીમ
સુખુનહાએ આન બરૂતરાન બેશનવીમ
ચુનીન દાદ પાસોખ મરૂરા દબીરૂ
કે ગરૂ રાએ મન નીસ્તત જાયગીરૂ
૪૨૩ હમાન ગૂયો આન કુન કે રાય આયદત
બદાન રવ કે દેલ રહનુમાય આયદત

અને તે જો થોડાક વખતની પાદશાહી કરે—અને તે જો ગુજર પામે,

તો પાદશાહની દઉલત ઉપર આધાર રાખવા કરતાં—અને તેના ઝિંદગી સૂધી નોકર બની રહેવા કરતાં વધારે સારૂં છે."

પછી તેણે વડા મુન્શીને કહ્યું—કે "ઓ બુઢા વરૂ! હવે તું કાંઈ મોં ખોલીને બોલ."

પણ વડો મુન્શી તે વખત ચૂપજ રહ્યો—અને વિચાર કરવામાં ગુંતાઈ ગયો.

ત્યાર પછી તેણે બેહરામને એમ કહ્યું—કે "જે કોઈ શખ્સ કે કોઇ ચીઝની આશા કરતો હોય,

તે આશા ઉમેદ જો પોતાને લાયકની માગે તો તે તેને મળે છે—ઝમાનો તેને મદદ આપવા પોતાનો હાથ લમ્બાવે છે.

જે ચીઝની કે દાદગર દાવર બક્ષેશ કરે છે-તે માટે તું જાણ કે તેથી વધુ મેળવવાની આપણી કોશેશ ફાવતીજ નથી."

પછી બેહરામે હમ્દાન ગોશસ્પને કહ્યું—કે "ઓ દુન્યાની ચઢતી પડતીનો અનુભવ મેળવેલા શખ્સ!

લોકો આગળ જે કાંઈ તું બોલે-તે ફોકટ કહેવાશે અને તે અમલમાં આવવાનું નથી.

માટે ઝમાનાનું ભલું બૂરૂં અઝમાવેલું જે કાંઈ કામ લાગે તેવું તું જાણતો હોય તે કહે."

સવાર હમ્દાન ગુશસ્પે તેને કહ્યું-કે "ઓ મોટાઓની નઝદીક યાદગાર રહેલા શખ્સ!

નહીં આવેલી આફતથી તું શા માટે બીહે છે?-અને પાદશાહી તાજ મેળવવા માટેની પૂછપરછ શાની કરે છે?

તું તારૂં કામ કર અને જે કાંઈ તેં ભલાઇ કીધેલી છે તે પાક યઝદાનને સોંપ-જો તું કાંટાથી બીહ જશે તો પછી ખજૂર કેમ પાડશે?

જે સરદાર હોય છે તેને નચિન્તાઈ નથી હોતી-તેને તો હમેશ જીવની ધાસ્તી અને શરીરને કષ્ટી હોય છે."

તે સઘળાઓની વાત સાંભળીને પેહલવાન બેહરામની બેહેન-દુ:ખી થવા લાગી અને ગમગીન બની.

સૂરજ અસ્ત પામ્યો ત્યારથી તે મધરાત સૂધી તે તકરાર ઉપર તેણી કાંઈજ બોલી નહી.

પછી બેહરામે તેને પૂછયું કે "ઓ ભલી અઉરત!-આ સઘળી અંજુમનની વાતોથી તું શું સાર કાઢે છે?"

ગોરદિયહે તેને કાંઈ પણ જવાબ નહીં આપ્યો-તેણી તે સરદારોના વિચારથી ખુશી નહીં હતી.

પછી બેહરામે વડા મુન્શીને કહ્યું-કે "ઓ બુઢ્ઢાં વરૂની માફકનાં બૂરાં કામ કરનાર!

તું એમ સમજે છે કે આ તાજ અને તખ્ત-તેમજ લશ્કર, મોટાઈ અને નસીબનાં કૌવતની

ખાહેશ દુન્યામાં પેલા બુલંદ ખાસીયતના નામદારોમાંથી કોઇને હતીજ નહીં?

જો નોકરી કરવા કરતાં પાદશાહી કરવી વધારે સેહલી છે-તો તારી એવી અકલ ઉપર અફસોસ કરવો જોઇયે.

અમે તો આગળા પાદશાહોની રીત રેવાજ પ્રમાણેજ ચાલીશું-અને બુલંદ દરજ્જાના શખ્સોનીજ વાતો સાંભળીશું."

મુન્શીએ તેને જવાબ આપ્યો-કે "અગર મારો વિચાર તને માફક નથી આવતો,

તો તને જે વાજબી લાગે તે બોલ અને કર-તારૂં દિલ જે તને રસ્તો દેખાડે તે ઉપરજ ચાલ."

હમાન્ આહરમ નીજ઼્ બહરામરા
સુનીન્ ગોફ્તે આન્ મેહ્ ખુદકામરા
ન બીહુસ્તે ઈન્ દાનેશો રાએ તૂ
બકજ્ઞી ખરામદ હમી પાએ તૂ
બસી બુદ કે બીકારૂ બુદ તખ્તે શાહ
નકરદ અન્દરૂ હીચ્ કેહુતરૂ નેગાહ
જહાન્રા બમર્દી નેગહ દાશ્તન્દ
ચકી ચશ્મ બરૂ તખ્ત નુગ્માશ્તન્દ
નબૂદન્દ ચાઝાન્ બતખ્તે કેયાન્
હમાન્ બન્દગીરા કમરૂ બરૂ મેયાન્
બેબસ્તન્દો જીશાન્ બેહી ખાસ્તન્દ
હમહ દેલ બફર્માન્ બેયારાસ્તન્દ
ન બીગાનહ અજ઼ તખ્તો અફસરૂ બુદન્દ
સઝાએ બુઝોર્ગી બગઉહરૂ બુદન્દ
કે કાઊસ શાહ અન્દરૂ આયમ નુબોસ્ત
ફુજા રાઝે યજ઼્દાન્ હમી બાઝ જોસ્ત
કે બરૂ આસમાન્ અખ્તરાન્ બેશમરદ
ખમે ચર્ખે ગર્દન્દહરા બેસ્પરદ
કે ખારીઓ ઝારી બસારી ફેતાદ
કે અન્દીશએ કજ઼ીઓ અજ઼ બદ નેહાદ
ચુ ગૂદર્ઝો ચૂન રોસ્તમે પહલવાન્
નકર્દન્દ રન્જહ બદીન્ બરૂ રવાન્
વઝાન્ પસ કે ઊ શુદ બહામાવરાન્
બેબસ્તન્દ પાયશ બબન્દે ગરાન્
કસ આહન્ગે આન્ તખ્તે શાહી નકરદ
જોઝ અજ઼ ગરૂમ તીમારે ઈશાન્ નખરદ
ચુ ગોફ્તન્દ બા રોસ્તમ ઈરાનેયાન્
કે હસ્તી તો ઝીબાએ તખ્તે કેયાન્
ચકી બાન્ગ્ બરૂ ઝદ બરાન્ કસ કે ગોફ્ત
કે બા હખ્મએ તન્ગ્ બાહી તો જોફ્ત
મરા તખ્તે ઝરૂ બાયદો બસ્તહ શાહ
મબાદ આન્ બુઝોર્ગી મબાદ આન્ કોલાહ
ગુઝીન્ કરદ અજ઼ ઇરાન્ દહો દુ હઝારૂ
જહાન્ગીરૂ બરૂ ગુસ્તુવાન્વરૂ સવારૂ
રહા કરદ અઝાન્ બન્દ કાઊસરા
હમાન્ ગીવો ગૂદર્ઝો હમ તૂસરા
હમાન્ નીજ઼ પીરૂઝ ચૂન કશ્તહ શુદ
બરૂ ઈરાનેયાન્ કારૂ બરૂગશ્તહ શુદ
દેલાવરૂ શુદ અજ઼ કારે ઊ ખુશનવાજ઼
બઆરામ બેન્શસ્ત બરૂ તખ્તે નાઝ
કે ફર્ઝન્દે કારન્ બેશુદ સૂફરાય
કે આવરદ ગાહે મેહી બાઝ જાય
કે પીરૂઝીએ ઊ ચુ આમદ નશાન્
અજ઼ ઈરાન્ બેરફ્તન્દ ગર્દનકશાન્
કે બરૂ વય બશાહી કુનન્દ આફરીન્
શવદ કેહુતરી શહરૂયારે ઝમીન્
બઈરાનેયાન્ ગોફ્ત ઈન્ નાસઝાસ્ત
બુઝોર્ગીઓ તાજ અઝદરે પાદશાસ્ત
કોબાદ અરૂચે ખુર્દસ્ત ગર્દદ બુઝોરૂગ્
નેયારીમ દરૂ બીશએ શીરૂ ગોરૂગ્

હવે પેલી તેની બહેને પણ તે આપ એખ્તયાર મહ્ બેહરામને એ પ્રમાણે કહ્યું,

કે "આ તારી અકલ અને વિચાર સારા નથી-તું આડા માર્ગ ઉપર ચાલે છે.

ઘણી વખત એમ બન્યું છે કે પાદશાહી તખ્ત ખાલી પડયું-પણ કોઈબી નોકરે તે મેળવવાનો કદી પણ વિચાર કીધો નહીં.

તેઓએ બહાદુરીથી મુલકને સંભાળી રાખ્યો-અને તખ્ત ઉપર જરાબી નજર નાખી નહીં.

તેઓ પાદશાહી તખ્તના તલબગાર હતાજ નહીં-પણ તાબેદારી માટેનો કમરબંદ કમર ઉપર બાંધેલોજ રાખ્યો.

એમ કમર બાંધીને તેઓએ ભલાઈજ ચાહી-અને તાબેદારી માટેજ તેઓ તત્પર રહ્યા.

તખ્ત અને તાજથી તેઓ કાંઇ અજાણ નહીં હતા (યાને તેઓ પણ તેને લાયકજ હતા)-તેઓ પોતાની ઊંચી બુન્યાદે કરી મોટાઇનેજ લાયક હતા.

પહેલાં હું પાદશાહ કાઊસ કે જેણે ખોદાઇ ભેદ શોધવા માગ્યો હતો તેનો દાખલો આપું છું,

તેનો વિચાર કે આસ્માન ઉપરના સેતારાની ગણત્રી કરે-અને ફરતાં આસ્માનના વાંકને કચડી નાખે.

પણ તેના એવા ખોટા વિચાર અને બૂરી દેયાનતે કરી-ખુવારી અને ૪૨૪
ઝારીથી સારી નામનાં શેહરમાં પડયો હતો,

તે વખતે ગૂદર્ઝ જેવાએ કે પેહલવાન રૂસ્તમ જેવાએ-ઇરાનનું તખ્ત લેવા ઉપર પોતાનો જીવ રંજીદા કીધો નહીં.

પછી ફરી જ્યારે તે હામાવરાન ગયો-અને ત્યાં ભારી બેડીઓમાં ગિરેફતાર થયો,

તે વખતે પણ કોઇયે પાદશાહી તખ્તનેઃ વિચાર નહીં કીધો-સામો તેઓએ તેઓ માટે ઘણોજ ગમ ખાધો.

જ્યારે ઈરાનીઓએ રૂસ્તમને કહ્યું-કે 'કયાની તખ્તને ઝેબ આપવા લાયક તુંજ છે,'

ત્યારે જે શખ્સ એમ બોલ્યો તે ઉપર રૂસ્તમે એક પોકાર માર્યો-કે 'તું તો તંગ દખ્માનેજ સાથી બનજે.

મારો પાદશાહ કયદમાં સબડે અને હું તેનું તખ્ત લઉં-એવી મોટાઇ અને એવી કોલાહ કોઇને હોતીજ ના!'

પછી તેણે ઇરાનીઓમાંથી ઘોડાનાં બખ્તર સાથના દેશ જીતનારા બાર હઝાર સવારો ચુંટી કાઢયા.

અને પેલાં બંદીખાનામાંથી તેણે કાઊસને તેમજ ગીવ, ગૂદર્ઝ અને તૂસને છોડાવ્યા.

તેમજ જ્યારે પીરોઝ માર્યો ગયો-અને ઇરાનીઓ ઉપર કામ બરગશ્તે થયું,

અને તે કામથી ખુશ નવાઝ હિમ્મતવાન બન્યો-અને લાડકાં તખ્ત ૪૨૫
ઉપર આરામથી બેઠો,

ત્યારે કારનના બેટાઓમાંથી સૂફરાય ત્યાં ગયો-કે જેણે તે મોટાઇનું તખ્ત પાછું ઠેકાણા ઉપર લાવી મૂકયું.

અને જ્યારે તેની ફતેહની વધાઈ ત્યાં આવી-ત્યારે ઇરાનના બહાદુર લોકો તેની આગળ ગયા,

કે તેને પાદશાહ તરીકે કબૂલ કરે-અને એક નોકર દેશનો પાદશાહ બને.

તે વખતે તેણે ઇરાનીઓને કહ્યું કે 'આ અણઘટતું છે-બુઝોર્ગી અને તાજ તો પાદશાહનેજ માટે છે.

જો કે કોબાદ હમણા નાનો છે પણ તે મોટો થશે-સિંહનાં જંગલમાં આપણે વરૂને દાખેલ કરીશું નહીં.

ચુ ખાહી કે શાહી કુની બી નેઝાદ
હમી દુદહરા દાદ ખાહી બબાદ
કોબાદ આન્ ઝમાન્ ચૂન્ બમર્દી રસીદ
સરે સુફરાય અઝ દરે તાજ દીદ
બગોફતારે બદ ગઉહરાનશ બેકોશ્ત
કે ઊ બૂદ દર્ પાદશાહીશ પોશ્ત
ચુ લશ્કર્ બર્ આશોફ્ત બર્ કય કોબાદ
નેશાન્દન્દ જામાસ્પ બર્ તખ્તે દાદ
૪૨૬ વઝાન્ પસ બેબસ્તન્દ પાએ કોબાદ
દેલાવર્ સવારી ગવી કય નેઝાદ
બઝર્મેહર્ દાદશ યકી બદ ગોહર્
કે કીને પેદર્ બાઝ જૂયદ મગર્
નેગહ્ કર્દ ઝર્મેહર્ કસરા નદીદ
કે બા તાજ બર્ તખ્તે શાહી સઝીદ
અઝૂ બન્દ બર્દાશ્ત તા કારે ખીશ
બેજૂયદ કુનદ તીઝ બાઝારે ખીશ
કસ અઝ બન્દગાન્ તખ્તે શાહી નજોસ્ત
વગર્ બન્દ બૂદી નેઝાદશ દુરોસ્ત
ઝે તુર્કાન્ યકી નામે ઊ સાવહ્ શાહ્
બેયામદ કે જૂયદ નેગીનો કોલાહ્
ચુનાન્ ખાસ્ત રઉશન્ જહાન્ આફરીન્
કે ઊ નીસ્ત ગર્દદ બઈરાન્ ઝમીન્
બફરૂરે જહાન્દાર્ બર્ દસ્તે તૂ
ચુ આમદ ચુનીન્ કાર્ અઝ શસ્તે તૂ
તોરા આરૂઝૂ કર્દ શાહન્શેહી
ચુનાન્ દાન્ કે ગર્દી તો અઝ જાન્ તેહી
હમી બર્ જહાનદ ચલાન્સીનહ્ અસ્પ
કે તા મન્ ઝે બહ્રામે પૂરે ગોશસ્પ
૪૨૭ બનવ્ દર્ જહાન્ શહ્રૂયારી કુનમ.
તને ખીશરા યાદગારી કુનમ
ખેરદમન્દ શાહી ચુ નઉશીરવાન્
બહોરમુઝ્ બુદી રૂઝે પીરી જવાન્
બુઝોર્ગાને કેશ્વર્ વરા યાવરન્દ
ચે યાવર્ હમહ્ બન્દહો કેહ્તરન્દ
બઈરાન્ સવારસ્ત સીસદ હઝાર્
હમહ્ પહ્લવાનો હમહ્ નામદાર્
હમહ્ યક્ બયક્ શાહ્રા બન્દહ્ અન્દ
બફર્માનો રાયશ સર્ અફ્ગન્દહ્ અન્દ
શહન્શાહે ગીતી તોરા બર્ ગઝીદ
ચુનાન્ કઝ રહે નામદારાન્ સઝીદ
નેયાગાન્તરા હમચુનીન્ નામ દાદ
બહર્ જાય બર્ દુશ્મનાન્ કામ દાદ
તો પાદાશે ઈન્ નીકુઇ બદ કુની
ચુનાન્ દાન્ કે બદ બા તને ખદ કુની
મઝન્ અય બેરાદર્ તો ઈન્ રાએ બદ
કઝીન્ રાએ બદ મર્ તોરા બદ રસદ
મકુન્ આઝરા બર્ ખેરદ પાદશા
કે દાના નખાનદ તોરા પારૂસા
૪૨૮ અગર્ મન્ ઝનમ પન્દે મર્દાન્ દેહમ
બબેસ્યાર્ સાલ અઝ બેરાદર્ કેહમ

ખાન્દાની હોયા વગર જો તું પાદશાહી કરવાની ઈચ્છા કરશે–તો તું તારાં પોતાનાં સઘળાં ખાન્દાનને બરબાદ કરી નાખશે.'

જ્યારે કોબાદ મોટો થયો–અને સૂફરાયનું સર તાજને લાયકનું બન્યું છે એમ ધાર્યું,

ત્યારે તેણે બૂરાઓની સમજાવતથી સૂફરાય કે જે તેના રાજ્યનો મોટો મદદગાર હતો, તેને મારી નખાવ્યો.

જ્યારે લશ્કર પાદશાહ કોબાદ ઉપર ગુસ્સે થયું–ત્યારે તે ઇન્સાફી તખ્ત ઉપર જામાસ્પને બેસાડયો.

અને પછી દેલાવર પાદશાહી ખાન્દાનના બહાદુર સવાર કોબાદના હાથ પગ બાંધીને,

તેને એક બદખુન્યાદ ઈરાનીએ (સૂફરાયના છોકરા) ઝરમેહરને સ્વાધીન કર્યો–કે જેથી તે પોતાના બાપનો કીનો તેની ઉપર લે.

પણ ઝરમેહરે નઝર પહોંચાડી જોયું કે પાદશાહી તાજને લાયકનો ત્યાં કોઇ નથી,

ત્યારે તેના બંદ ખોલી નાખ્યા કે જેથી તે પોતાનું કામ-સંભાળે અને પોતાનાં બાઝારને પાછું તેઝી ભરેલું કરે.

એવી રીતે પાદશાહના નોકરોમાંથી પછી તે ગમે એવો ઊંચી બુન્યાદનો હતાં તોપણ કોઇયે પાદશાહી તખ્ત લેવાનો વિચાર કર્યો હતોજ નહીં.

છેલ્લે તુર્કીઓમાંથી એક સાવેહ શાહ નામનો પાદશાહ આવ્યો કે તે ઇરાનનો નગીનો અને કોલાહ મેળવે,

પણ રોશન જેહાનના પયદા કરનાર સાહેબની એવીજ મરજી થઈ કે તે ઇરાન ઝમીનમાંજ નીસ્ત નાબૂદ થઈ જાય.

અને જ્યારે પાદશાહ (હોરમઝ)નાં ખોરેહની મદદથી આ કામ તારે હાથે અને તારીજ કમંદના ફાંદાએ બર આવ્યું,

ત્યારે તને પાદશાહી કરવાની ખાહેશ થઈ આવી–પણ તું યાદ રાખજે એમાંજ તું જીવથી જશે.

ચલાનસીનેહ તો પોતાનો ઘોડો એમ કૂદાવે છે-કે 'હું ગોશસ્પના બેટા બેહરામથી

આ દેશમાં નવેસરથી પાદશાહી સ્થાપું–અને તેમ કરીને મારી યાદગારી છોડી જોઉં,'

પણ તું જાણ કે નોશીરવાન જેવો દાનેશમંદ પાદશાહ–પોતાના બૂઢાપાના વખતમાં હોરમઝનેજ જોઇ ખુશહાલ રહેતો હતો.

સઘળા દેશના મોટાઓ હોરમઝનાજ મદદગાર છે–મદદગાર તો શું પણ સઘળા તેના બંદા અને નોકર છે.

હાલ ઇરાનમાં ત્રણ લાખ સવારો છે–જે સઘળા પેહલવાનો અને નામદારો છે.

તેઓ સઘળા પાદશાહનાજ તાબેદાર છે-તેઓ તેનાં ફર્માન અને વિચાર ઉપર પોતાનાં સર ઝોંકાવેલાં રાખે છે.

દેશના શેહન્શાહે નામદારોને ઘટે તેવી રીતે તને ચુંટી કાઢયો.

અને એવી રીતે તારા નેયાગાનોને તેણે નામવરી આપી–હરેક જગ્યાએ દુશ્મનો ઉપર તને ફાવતો કીધો.

તે નેકીના બદલામાં તું આવી બૂરાઈ કરે છે-તું યાદ રાખજે કે એ બદી તું તારી પોતાની સાથેજ કરે છે.

ઓ ભાઈ! તું આવો બૂરો વિચાર ના કર–કારણકે આ બૂરા વિચારથી તને હાનિ પહોંચશે.

લોભને અકલ ઉપર સરદાર ના બનાવ–કારણકે પરહેઝગાર લોકો તને દાના નહીં કહેશે.

ભાઇ કરતાં હું ઘણાં વર્ષ નાની છું–અને જો કે એક સ્ત્રી છતાં મર્દ લોકો જેવી તને શીખામણ આપું છું.

મહેલ્ કારૂ કર્દે નેયાગાન્ બબાદ
મબાદા કે પન્દે મન્ આયદત યાદ
હમહ્ અન્જુમન્ માન્દ અઝ્ દર્ શેગેફ્ત
સેપહ્દાર્ લબ્રા બદન્દાન્ ગેરેફ્ત
બેદાનેસ્ત કુ રાસ્ત ગૂયદ હમી
બોઝ અઝ્ રાહે ખૂબી નજૂયદ હમી
ચલાનસીનહ્ ગોફ્ત અય ગેશનમાયહ્ ઝન્
તો બર્ અન્જુમન્ રાએ શાહાન્ મઝન્
કે હોર્મુઝ બરીન ચન્દ ગહ્ બુગ્ઝરદ
ઝે તખ્તે મેહી પહ્લવાન્ બર્ ખરદ
ચુ હોર્મુઝ ચુનીન્ બાશદ અન્દર્ હુનર્
બેરાદર્તરા શાહે ઈરાન્ શુમર્
બતાજે કઈ ગર્ નેયાઝદ હમી
ચેરા ખેલ્અત અઝ્ દૂક્ સાઝદ હમી

ચકી પહ્લવાન્ શીર્ મર્દી ચુનીન્
કે અઝ્ બીમે તીઘશ બેલર્ઝદ ઝમીન્
અગર્ માન્દી તીઘે ઊ દર્ નેયામ
ન હોર્મુઝ બેમાન્દી ન ઇરાનો શામ
બદૂ દૂકો પમ્બહ્ ફેરેસ્તદ નેસાર્
તોફૂ બર્ ચુનીન્ બીવફા શહ્રયાર્
સખુન્ બસ્ કુન્ અઝ્ હોર્મુઝે તુર્ક્ ઝાદ
કે અન્દર્ ઝમાનહ્ મબાદ આન્ નેઝાદ
ગર્ અઝ્ કયકોબાદ અન્દર્ આરી શુમાર્
બરીન્ તોખ્મહ્ બર્ સાલેયાન્ શુદ હઝાર્
કે બા તાજ બૂદન્દ બર્ તખ્તે ઝર્
સર્ આમદ કુનૂન નામે ઈશાન્ મબર્
ઝે પર્વીઝે ખુસ્રવ મયન્દીશ નીઝ
કઝૂ યાદ કર્દન નેયર્ઝદ પેશીઝ
બદર્ગાહે ઊ હર્કે મેહ્તર્ બુવદ
બનઝ્દે બેરાદર્ત કેહ્તર્ બુવદ
ચુ બહ્રામ ગૂયદ બદાન્ મેહ્તરાન્
બેબન્દન્દ પાયશ બબન્દે ગરાન્
બદૂ ગોર્દેયહ્ ગોફ્ત દીવે સેયાહ્
હમી દામ સાઝદ શુમારા બરાહ્
મકુન્ બર્ તનો જાન્ ખેયાનો સેતમ
હમી અઝ્ તો બીનમ હમહ્ બાદો દમ
પેદર્ મર્ઝબાન્ બૂદ મારા બરય
તો અફ્ગન્દી ઈન્ જોસ્તને તખ્તે પય
ચુ બહ્રામરા દેલ્ બજૂશ આવરી
તબારે મરા દર્ ખોરૂશ આવરી
શવદ રન્જે ઈન્ તોખ્મએ મા બબાદ
બગોફ્તારે તૂ કેહ્તરે બદ નેઝાદ
કુનૂન રાહ્બર્ બાશ બહ્રામરા
પુર્ આશૂબ્ કુન્ રૂઝે આરામરા
બગોફ્ત ઇનો ગેર્યાન્ સુએ ખાનહ્ શુદ
બદેલ્ બા બેરાદર્ ચુ બીગાનહ્ શુદ
હમી ગોફ્ત હર્ કસ કે ઇન્ પાક્ ઝન્
સખુનગૂયો રઉશન દેલો રાયઝન્

આપણા નેયાગાનનાં કીધેલાં કામો બરબાદ ના કર—એવું ના બનવું કે આ મારી નસીહત તને પાછળથી યાદ કરવી પડે."

તમામ અંજુમન તેનાથી અજબ રહી ગઇ—અને સરદાર બેહરામે પણ પોતાના હોઠને દાંતમાં પકડયા.

તેણે જાણ્યું કે "તેણી સાચું બોલે છે—અને ખૂબી ભર્યા માર્ગ સિવાય બીજું કાંઈજ શોધતી નથી".

હવે ચલાનસીનેહ બોલ્યો કે "ઓ ઊંચા ખાન્દાનની અઉરત!—તું આ અંજુમન સામે પાદશાહી વિચારો ના દોડાવ.

કેટલુંક થયું આ દાનેશમંદ પેહલવાન (બેહરામ) હોરમઝ કરતાં પાદશાહી તખ્તને વધારે લાયક છે.

જ્યારે હોરમઝ હુનરમંદીમાં એવોજ છે—ત્યારે તારા ભાઇનેજ તું ઇરાનનો પાદશાહ ગણ.

જો તે પાદશાહી તાજ માટેની ખાહેશ નહીં રાખે—તો પાદશાહ તેને માટે રેંટિયાનો સરપાવ શું કામ મોકલે છે? (એટલે તેણે તેવો સરપાવ મોકલ્યો તેથી તે તેનું રાજ લેવા તૈયાર થયો).

એવો એક શેરમર્દ પેહલવાન— જેની તલવારની ધાસ્તીથી ઝમીન પણ ધ્રુજે,

તેની તલવાર અગરજો મેયાનમાંજ ધંકાયલી રહેતે—તો હવડાં નહીં હોરમઝ કાયમ રહેતે કે નહીં ઇરાન અને સીર્યાનો મુલક રહેતે.

તેવા શખ્સ માટે રેંટિયો કાંટલો અને રૂ સઉગાત મોકલે?—એવા ૪૨૯
બેવફા પાદશાહ ઉપર ધિક્કાર હોજો!

આ તુર્કી વંશના હોરમઝ માટેની વાત હવે બંધ કર—દુન્યામાં તેની અઉલાદ રહેતીજ ના!

જો તું કયકોબાદથી તેનાં વંશની ગણત્રી કરતી હોય—તો એ વંશ થયાને તો હઝારો વર્ષ વીતી ગયાં.

કે જેઓ સોનેરી તખ્ત ઉપર તાજ પેહેરી બેસતા હતા—હવે તે વખત વીતી ગયો તેઓનું નામ ના દે.

તું ખુસરૂ પર્વીઝ માટેનો પણ વિચાર ના કર—કારણકે તેનાં નામની યાદ એક કોડીભાર પણ કીમતી નથી.

તેની દરબારના જે કોઇ સરદારો છે—તે તારા ભાઇની નઝદીક ચાકર જેવા છે.

જ્યારે બેહરામ તે સરદારોને કહેશે ત્યારે તુરતજ તેઓ તેના પગમાં બેડી ઠોકી દેશે"

ત્યારે ગોરદિયહે કહ્યું કે "સીઆહ દેવ તમો લોકોની રાહમાં પોતાની જાલ પાંથરે છે.

તું પોતાનાં તન અને જાન ઉપર સિતમ ના કર—હું આ સઘળું તોફાન તારીજ તરફથી જોઉં છું.

અમારો બાપ તો રયનો હાકેમ હતો—પણ તેંજ આ તખ્ત લેવાની પહેલ કાઢી છે.

તું જ્યારે બેહરામને ઉસકેરે છે—ત્યારે તેમ કરી તું મારાં ખાન્દાનનો ૪૩૦
નાશ કરે છે.

તું એક બદબુન્યાદ ચાકરની આવી વાતથી મારાં ખાન્દાને બજાવેલી સેવા સઘળી બરબાદ થઈ જશે.

જા, હવે તુંજ બેહરામનો ભોમિયો બન—અને એના શાન્તિના દિવસને આફત ભરેલો બનાવ."

તેણી એટલું બોલી અને રડતી ઘર તરફ ચાલી—અને પોતાને મનથી પોતાના ભાઈ સાથ એક પારકી સ્ત્રી જેવી બની ગઇ.

દરેક જણ બોલવા લાગ્યો કે "આ પાક અઉરત—સુભાષિત બોલનારી, ચાલાક મનની અને વિચારવંત સ્ત્રી છે.

તો ગૂઈ કે ગોફ્તારશ અઝ્ હફ્તરસ્ત
બહાનેશ્ ઝે જામારેપ્ નામી તરસ્ત
ચુ બહુરામરા આન્ નેયામદ્ પસન્દ
હમી બુદ ઝે ગોફ્તારે ખાહરૂ નેઝન્દ
દેલે તીરહુ ઝન્દીશએ દીરૂયાબ
હમી તખ્તે શાહી નમૂદશ બખાબ
ચુનીન્ ગોફ્ત પસ ઈન્ સરાએ સેપન્જ
નેયાબન્દ જૂયન્દગાન્ જોઝ બરન્જ
બેફરમૂદ તા ખાન્ બેયારાસ્તન્દ
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તન્દ
૪૩૧ બરામેશગરી ગોફ્ત કેમરૂઝ રૂદ
બેયારાય બા પહુલવાની સોરૂદ
નખાહમ્ જોઝ અઝ્ નામએ હફ્ત ખાન્
બરીન્ મય ગુસારીમ લખ્તી બખાન્
કે ચૂન્ શુદ બરૂઈન્ દેઝ્ એસ્ફન્દેયારૂ
ચે બાઝી નમૂદ અન્દરાન્ કાર્ઝારૂ
બેખુર્દન્દ બા યાદે ઊ ચન્દ મય
કે આબાદ બાદા બરો બૂમે રય
કઝાન્ બૂમ ખીઝદ સેપહબદ ચુ તૂ
ફેરાવાન આફરીનાદ ઈઝદ ચુ તૂ
પરાગન્દહ ગશ્તન્દો શબ્ તીરહ શુદ
સરે મય ગુસારાન્ ઝે મય ખીરહ શુદ

તું જ્હે ગોયા તેની વાતો સઘળી તવારીખરૂપી છે-અને દાનાઈમાં જામાસ્પ હકીમ કરતાં પણ વધારે નામદાર છે."

જ્યારે બેહરામને તે પસંદ નહીં આવ્યું-ત્યારે પોતાની બેહેનની વાતથી દિલગીર થવા લાગ્યો.

લાંબા વખતના અંદેશાથી તેનું સીઆહ દિલ-સ્વપ્નામાં તેને પાદશાહી તખ્તજ દેખાડવા લાગ્યું.

પછી તે બોલ્યો કે "આ મુસાફરખાનારૂપી દુન્યા-તે મેળવવા ચાહનારાઓને રંજ ખેંચ્યા વગર હાથ લાગતી નથી."

પછી તેણે ફરમાવ્યું જેથી ખાણાંનો સુફરો તેયાર કીધો-અને ત્યાં મય, વાજન્તર અને રાંમેશગરોને બોલાવી મંગાવી.

બેહરામે એક રામેશગરને કહ્યું કે "આજે પેહલવાની રાગરાગણીનાં ગાયન ગા.

હું હફતખાનનાં દાસ્તાન સિવાય કાંઇ બીજું ગાયન સમજવા માંગતો નથી-એ બાબત ઉપરજ આપણે આજે મયનૂશી કર્યે તું કાંઇ ગા,

કે જ્યારે અસફંદિયાર રૂઇનદેઝમાં ગયો-ત્યારે તેણે તે લડાઈમાં શું યુક્તિ કામે લગાડી?"

તેઓએ તે બાબત ઉપરજ કેટલીક સલામતીઓ લીધી-અને બોલ્યા કે "રયની સર ઝમીન આબાદ રહેજો!

કે જે મુલકમાંથી તારા જેવો સરદાર પયદા થાય છે-ખોદાતાલા તારા જેવા ઘણાક સરદાર પયદા કરજો!"

પછી રાત અંધારી થવાથી મય પીનારાઓનાં સર મયથી ચકચૂર બન્યાં અને તેઓ વીખરાઈ ગયા.

## નામએ બહ્રામ્ ચૂબીનહ્ બખાકાન્ વ સેક્કહ્ બનામે ખુસ્રવ્ પર્વીઝ્ ઝદન્ વ ફેરેસ્તાદને આન્ નઝ્દે હોર્મુઝ્ શાહ્.

## બેહરામ ચોબીનેનું ખાકાન ઉપરનું નામુ અને તેણે ખુસરૂ પર્વીઝને નામના સિક્કા પડાવી તે પાદશાહ હોરમઝની નઝદીક મોકલવા.

ચુ બરૂ ઝદ સનાન્ આફતાબે બલન્દ
શબે તીરહ ગશ્ત અઝ્ દુરોખ્શશ નેઝન્દ
સેપહ્દારૂ બહુરામ ગોર્દે સુતોરુગ્
બેફરમૂદ તા શુદ દબીરે બુઝોરુગ્
બખાકાન્ યકી નામહ અર્ઝન્ગ્ વારૂ
નબેશ્તન્દ પુરૂ બૂયો રન્ગો નેગારૂ
બપૂઝેશ કઝાન્ કર્દહ હસ્તમ બદરૂદ
દેલી પુરૂ પશીમાનીઓ બાદે સરૂદ
૪૩૨ અઝીન્ પસ બરો બૂમો મર્ઝે તોરા
નેયાઝારમ અઝ્ બહુરે અર્ઝે તોરા
અગરૂ બરૂ જહાન્ પાક્ મેહુતરૂ શવમ
તોરા હમચુ કેહુતરૂ બેરાદરૂ શવમ
તો બાયદ કે દેલરા બેશૂઈ ઝે કીન્
નદાની જુદા બૂમે ઇરાન્ ઝે ચીન્
બદેલ કારહાએ ગુઝશ્તહ મગીરૂ
કે યઝદાન્ ઝે બન્દહુસ્ત પૂઝેશ પઝીરૂ

જ્યારે બુલંદ આફતાબે નેઝો ઉગામ્યો-અને તેના ઝળકાટથી સીઆહ રાત ઊંધી પડી,

ત્યારે બહાદુર પેહલવાન સરદાર બેહરામે-હોકમ કાધો જેથી વડો મુન્શી ત્યાં હાઝેર થયો.

તેણે ખાકાન ઉપર માનીના ચીતારખાના માફક ખુશ્નુમા અને રોનક ભર્યું એક નામુ લખ્યું.

ઓઝરખાહીથી લખ્યું કે "હું મારાં કીધેલાં કામોથી દિલગીર છું-મારૂં દિલ પશેમાની અને સર્દ હાય ભરેલું બન્યું છે.

હવે પછી તારી સર ઝમીનને-તારી મોટાઇને સબબે કશી પણ હાનિ પુગાડીશ નહીં.

અગરજો હું તમામ દેશ ઉપર વડો થઇશ-તોપણ તારો તો એક નાનાં ભાઈ જેવોજ થઇ રહીશ.

હવે તને ઘટે છે કે તું કીનાથી તારૂં દિલ ધોઇ નાખે-અને ચીનથી ઈરાનના મુલકને જુદો નહીં ગણે.

જુની ગયલી વાતોને હવે તું તારાં દિલમાં ના રાખ-કારણકે ખોદાતાલા પણ પોતાના બંદાની માફીનો કબૂલ કરનારો છે.

હઝારૂ આફ્રીન્ બાદ્ બરૂ ખૂએ તૂ
બરાન્ તીઘો દસ્તે જહાનજૂએ તૂ
ફેરાવાન્ અઝીન્ દર સુખુન્હા બેગફ્રુત
ફ્રેસ્તાદશુ માન્દશુ અઝ દરૂ શેગફ્રુત
ફ્રેસ્તાદશુ બેસ્પરૂદ રૂએ ઝમીન્
પયામ્ આવરીદશ બખાકાને ચીન્
ઝે ખાકાન્ જવાબ્ આમદશ ખુશ કનેશ
કે ખાનમ તોરા નીઝ નીકૂ મનેશ
ફ્રેસ્તાદ બહ્રામરા ખાસ્તશુ
વઝાન્ ખાસ્તશુ શુદ દેલ આરાસ્તશુ
ચુ પર્દુખ્તશુ શુદ બાન્ દેગરૂ સાઝ કરૂદ
દરે ગન્જે ગેરૂદ આમદશુ બાઝ કરૂદ
સેપહૂરા દેરમ દાદો અસ્પો રેહી
નેહાની હમી જુસ્ત જાએ મેહી
ઝે લશ્કરૂ યકી પહ્લવાન્ બરૂ ગઝીદ
કે સાલારે બૂમે ખુરાસાન્ સઝીદ
ખુરાસાન્ બદૂ દાદ બા લશ્કરી
નેશાપૂરો બા બલ્ખો મર્વો હરી
પુરૂ અન્દીશશુ અઝ બલ્ખ્ શુદ સૂએ રય
બખુર્દાદ ફ્રુર્ખોન્દશુ અઝ માહે દય
હમી કરૂદ અન્દીશશુ અઝ બીશો કમ
બેફ્રરમૂદ પસ તા સરાએ દેરમ
બેસાઝન્દો આરાયેશે નવ કુનન્દ
દેરમ મોહૂરૂ બરૂ નામે ખુસ્રવ કુનન્દ
ઝે બાઝારૂગાન્ આન્ કે બુદ પાક મગઝ
સખુનગૂયો અન્દરૂખરે કારે નગઝ
બમોહૂરૂ આન્ દેરમહા બબદરશુ દરૂન્
બેયાવરૂહો ગોફ્રુત આન્ચે અઝ તયસફૂન્
બેયાબીદ અઝીન્ માયશુ દીબાએ રૂમ
કે પયકરૂ બરીશમ બુવદ ઝરૂશ બૂમ
બેખરૂરીદ તા આન્ દેરમ નઝદે શાહ
બરન્દો કુનદ મોહૂરે ઊરા નેગાહ

તારી નેક ખસ્લત ઉપર તેમજ તું દેશ જીતનારની તલવાર અને હાથના કોવત ઉપર હઝારો આફરીન હોજો!"

તે નામામાં એવી ઘણી વાતો લખાવી-કાસેદ પણ તે જોઇ અજબ રહ્યો.

પેલા એલચીએ રાહ કાપવા માડી-અને બેહરામનો પયગામ ખાકાને ચીન પાસે લાવ્યો.

ખાકાનથી પાછો તેને ખુશી કરનારો જવાબ મળ્યો-કે "હું પણ તને ભલા વિચારનોજ શખ્સ ગણું છું."

વળી તેણે બેહરામ માટે માલ અસબાબ પણ મોકલી આપ્યો-જે હદયાથી તેનું દિલ ખુશહાલ બન્યું.

જ્યારે તે એક કામથી ફારેગ થયો ત્યારે બીજાં કામની તૈયારી કીધી-તેણે પોતાની પાસ એકઠા થયલા ખઝાનાનો દરવાઝો ખુલ્લો કીધો.

અને લશ્કરને પૈસા, ઘોડા અને નોકર આપ્યા-છુપી રીતે તો તે ૪૩૩
મોટાઇનીજ જગ્યા શોધવા લાગ્યો.

પછી ખુરાસાનની હાકમી કરવાને લાયકનો એક પેહલવાન પોતાનાં લશ્કરમાંથી ચુંટી કાઢયો.

અને તેને એક લશ્કર સાથે ખુરાસાન, નેશાપૂર, બલ્ખ, મર્વ અને હેરાત હવાલે કીધાં.

અને પોતે દય મહિનાના મુબારક ખુરદાદ રોઝે-અંદેશા ભરેલો બલ્ખમાંથી રય શેહર તરફ ચાલ્યો.

ત્યાં તે વધતો ઓછો વિચાર કરવા લાગ્યો-અને પછી હોકમ કીધો કે "એક ટંકશાલ,

ઉભી કરે અને તે નવીજ ઢપની બનાવી-ત્યાં ખુસરૂ પર્વીઝને નામના સિક્કા પાડે."

પછી વેપારીઓમાંથી જે કોઇ કે ચાલાક હતા-તેમજ સુભાષિત બોલનારા અને સારાં કામ કરવાને લાયકના હતા,

તેઓને પેલા નવા સિક્કાના દિરમોથી ભરેલી કોથળીઓ આપી એમ કહ્યું કે "તયસફૂનથી

તમો આ દિરમની કીમતનું રૂમી રેશમી કાપડ-કે જેની ઉપર રેશમનું ભરત કામ હોય અને ભાંય સુનેરી હોય, તે ખરીદ કરો.

આજ દિરમ આપી ખરીદજો કે જેથી એ દિરમ પાદશાહની નઝર આગળ જાય અને તે આ સિક્કાને જોય."

## નામએ બહ્રામ્ નઝ્દે હોર્મુઝ્ વ ગુરીખને ખ઼ુસ્રવ્ અઝ્ પીશે પેદર્.

ફ્રેસ્તાદઈ જોસ્ત બા રાયો હુશ
દેલાવરૂ બસાને ખોજસ્તશુ સોરૂશ
યકી નામશુ બેન્વેશ્ત પુરૂ બાદો દમ
સખુન્ ગોફ્રુત હરૂગૂનશુ અઝ બીશો કમ
ઝે પરૂમૂદહો લશ્કરે સાવશુ શાહ
ઝે રઝમી કે ઊ કર્દશુ બુદ બા સેપાહ
વઝાન્ ખેલઅતી કામદ ઊરા ઝે શાહ
ઝે મેફૂનાઓ આન્ દૂફૂદાને સેયાહ
ચુનીન્ ગોફ્રુત અઝાન્ પસ કે હરૂગેઝ બખાબ્
નબીની મરા શસ્ત બરૂ કશ ઝે આબ્

## બેહરામનું હોરમઝ ઉપરનું નામુ અને ખુસરૂનું તેના બાપ આગળથી નાસી જવું.

પછી બેહરામે મુબારક સરોશની મિસાલનો બહાદુર-વિચારવંત અને ૪૩૪
હોશ્યાર એક એલચી શોધી કાઢયો.

અને એક ગરૂરી ભરેલું નામુ લખ્યું-જેમાં વધતી ઓછી ઘણીક વાતો લખી.

તેણે પરમૂદેહ માટે અને સાવેહ શાહનાં લશ્કર માટે-તેમજ જે લડાઈ કે તેણે લશ્કર સાથ કીધી હતી તે માટે,

તેમજ પાદશાહ તરફથી તેને માટે અઉરતોનો બુર્ખો અને સીઆહ રેંટિયાનો સરપાવ આવ્યો હતો, તે માટે લખ્યું.

ત્યાર બાદ એમ લખ્યું કે "તારા સ્વપ્નામાં પણ મને તારા હાથમાં આવેલો તું જોશે નહીં, માટે દર્યામાંથી તારી જાળને બાહેર કાઢ.

હરાન્ ગહ્ કે ખુસ્રવ નેશીનદ્ બતખ્ત
પેસરૂત આન્ ગેરાન્‌માયઓ નીકૂબખ્ત
બફર્માને ઊ કુહ્ હામૂન્ કુનમ
બેયાબાન્ ઝે દુશ્મન્ ચુ જયહૂન્ કુનમ
અગરૂ કુદકસ્ત ઊ બશાહી સઝાસ્ત
વફા દારદ્ ઊ ચૂન્ તોઇ બી વફાસ્ત
પઝીરેફૂતમ ઊરા બશાહનશાહી
અઝીન્ પસ નબાશમ જોઝ ઊરા રહી
હમી ખાસ્ત તા બરૂ પેસરૂ શહરૂયારૂ
સરૂ આરદ્ મગરૂ બી ગુનહ્ ફ્રઝગારૂ
૪૩૫ પેદરૂ ગર્દદ્ આઝોર્દહ્ ઝ્ હરૂ જેહાન્
સેતાનદ્ રવાનશ ચકી હરૂ નેહાન્
કે બહ્‌રામરા તર્સ પર્વીઝ બૂદ
કે બર્નાઓ શાહે દેલાવીઝ બૂદ
હમહ્ યાદ કરૂદ ઈન્ બનામહ્ દરૂન્
ફેરેસ્તાદહ્ આમદ સુએ તયસફૂન્
બબાઝારૂગાન્ ગોફ્રત મીખે દેરમ
ચુ હોરૂમુઝ બેબીનદ્ બેપીચદ્ ઝે ઘમ
ચુ ખુસ્રવ નબાશદ્ વરા યારો પુશ્ત
બેબીનદ્ ઝે મન્ રૂઝગારે દુરોશ્ત
ચુ આઝરૂમહા બરૂ ઝમીન્ બરૂ ઝનીમ
હમહ્ બીખે સાસાન્ ઝે બુન્ બરૂ કનીમ
ન ઇન્ તોખ્મહ્‌રા કરૂદ યઝદાન્ ઝમીન્
કે આમદ્ કે બરૂખીઝદ્ ઈન્ આફરીન્
બેયામદ્ ફેરેસ્તાદએ નીકૂપય
બબગ્દાદ્ બા નામદારાને રય
ચુ નામહ્ બનઝદીકે હોરૂમુઝ રસીદ્
રૌખશ ગશ્ત અઝાન્ નામહ્ ચૂન્ શમ્બલીદ્
પસ આગાહી આમદ ઝે મીખે દેરમ
યકાયક બરાન્ ઘમ બરૂ અફ્ઝૂદ ઘમ
૪૩૬ બેપીચીદો શુદ્ બરૂ પેસરૂ બદગમાન્
બેગોફૂત ઇન્ બઆઇન્ ગોશસ્પ આન્ ઝમાન્
કે ખુસ્રવ બમર્દી બજાઈ રસીદ્
કે અઝ મા હમી સરૂ બેખાહદ્ કશીદ્
દેરમરા હમી મીખ સાઝદ્ બનીઝ
સબુક દાશ્તન્ બીશ્તરૂ ઝીન્ ચે ચીઝ
બપાસોખ ચુનીન્ ગોફૂત આઈન્ ગોશસ્પ
કે બી તૂ મબીનાદ્ મયદાનો અસ્પ
અગરૂ ચન્દ્ પર્વીઝ ફર્ઝન્દે તોસ્ત
બદીન્ કારૂ ઝીબદ્ કે દરૂ બન્દે તોસ્ત
ચુનીન્ ગોફૂત હોરૂમુઝ કે મન્ નાગહાન્
મરીન્ શૂખરા ગુમ કુનમ અઝ જહાન્
ચુનીન્ ગોફૂત બા નામવરૂ નામજૂય
કે બી તૂ મબીનાદ્ કસ કામે ઊય
નેહાની યકી મરૂદરા ખાન્દન્દ્
શબે તીરહ્ બા શાહ્ બેન્શાન્દન્દ્
બદ્ ગોફૂત હોરૂમુઝ કે ફર્માન્ ગુઝીન્
ઝે ખુસ્રવ બેપર્દાઝ રૂએ ઝમીન્
ચુનીન્ દાદ્ પાસોખ કે અયદૂન્ કુનમ
બઅફૂસૂન્ ઝે દેલ મેહરૂ બીરૂન્ કુનમ

જે વખતે કે તારો બેટો પેલો નેકબખ્ત ઊંચી બુન્યાદનો ખુસરૂ તખ્ત ઉપર બેસશે,

તે વખતે તેના હોકમથી પહાડોને મયદાન બનાવીશ-અને દુશ્મનોથી ભરેલાં મયદાનને જયહૂન નદી માફક (લોહી ભરેલાં) કરીશ.

જોકે તે હજી છોકરવન છે તોપણ પાદશાહી કરવાને લાયક છે-તે વફાદારી ધરાવે છે જ્યારે તું બેવફા થયો છે.

મેં તેને પાદશાહ તરીકે કબૂલ રાખ્યો છે-હવે પછી હું તેના સિવાય બીજા કોઇનો પણ નોકર થઇશ નહીં."

એમ કરી તે એવું ચાહતો હતો કે પાદશાહ કવખતેજ પોતાના નિર્દોષ બેટાનું મોત લાવી મૂકે.

બાપ તે બેટાથી દુઃખી થાય-અને છૂપા છૂપ તેનો જીવ લે.

કારણકે બેહરામને પર્વીઝની બીક હતી-કે જે જવાન અને બહાદુર શાહઝાદો હતો.

આ સઘળું તે નામામાં લખ્યું-કાસેદ તે લઇને તયસફૂન આવવા નીકળ્યો.

બેહરામે પેલા વેપારીઓને કહ્યું કે "આ સિક્કા ઉપરનો છાપ-જ્યારે હોરમઝ જોશે ત્યારે તે ગમથી દુઃખી થશે (અને ખુસરૂને મારી નખાવશે).

જ્યારે ખુસરૂ તેમજ કોઈ તેનો મદદગાર અને પોશ્ત પનાહ નહીં રહેશે-ત્યારેજ હોરમઝ મારી તરફથી સખ્તી ભરેલો વખત જોશે.

એમ જ્યારે આપણે આંખમાંથી શર્મ કાઢી નાખીશું-ત્યારેજ સાસાનનાં તોખ્મની સઘળી જડ બુન્યાદ ઉખેડી કાઢીશું.

ખોદાતાલાએ આ દુન્યા કાંઇ એજ ખાન્દાનને માટે પયદા નથી કીધી-હવે વખત આવી પુગ્યો છે, કે તે ખાન્દાન ઉપરથી ખોદાના આશીષ ઉતરી જાય.

તે શુભ પગલેનો એલચી રયના નામદારો સાથ બગદાદ આવી પહોંચ્યો.

જ્યારે તે નામુ હોરમઝની નઝદીક પહોંચ્યું-ત્યારે તે નામાથી તેનો ચેહરો મેથીનાં ફૂલ મિસાલ ફિક્કો થયો.

પછી પેલા દિરમ ઉપરના છાપની ખબર પડી-ત્યારે યકાયક તેના ગમ ઉપર ગમ વધ્યો.

તે પોતા ઉપર પેચ ખાવા લાગ્યો અને બેટા ઉપર બદગુમાન થયો-તુરત તેણે આઈન ગુશસ્પને એમ કહ્યું,

કે "ખુસરૂ મર્દાનગીમાં એવે દરજ્જે પહોંચ્યો છે-કે તે આપણાથી પોતાનું સર ફેરવવા માગે છે.

વળી પોતાને નામના સિક્કા પણ પડાવે છે-એથી તે વધુ હલકું લગાડવાનું બીજું શું હશે?"

આઇન ગુશસ્પે જવાબ આપ્યો-કે "તારા વગર કોઈ મયદાન કે ઘોડો જોતુંજ ના!

અગર પર્વીઝ તારો ગમે એવોબી બેટો છે-તોપણ આવાં કામ માટે તારાં બંદીખાનાને લાયક છે."

હોરમઝ બોલ્યો કે "હું એ નાલાયકને એકદમ દુન્યામાંથીજ ગુમ કરી નાખીશ."

પેલા નામજોએ નામદાર હોરમઝને કહ્યું-કે "તારા વગર કોઈ પણ શખ્સ પોતાની મુરાદે પુગતુંજ ના!"

પછી છૂપી રીતે તેઓએ એક માણસને તેડાવ્યો-અને અંધારી રાતે તેને પાદશાહ આગળ બેસાડયો.

હોરમઝે તેને કહ્યું કે "તું મારો હોકમ બજા લાવ-અને ખુસરૂથી આ દુન્યા ખાલી કર."

તે શખ્સે જવાબ આપ્યો કે "હું એમજ કરીશ-અને ચારો કરવા માટે મારાં દિલમાંથી મોહબ્બતને દૂર કરીશ.

કુનૂન્ ઝહૂરૂ ફર્માયદ્ અઝ ગન્જે શાહ
ચુ ઊ મસ્ત્ ગર્દદ્ શબાને સેયાહ
કુનમ્ ઝહૂરૂ બા મય બજામ્ અન્દરૂન્
અઝાન્ બેહ કુજા દસ્ત્ યાઝમ્ બખૂન્
નબુદ્ ખુસ્રવ્ આગહ્ ઝે કારે ગઝન્દ્
નેશસ્તહ્ બઆરામગહ્ અરૂજમન્દ્
બુતે દેલનવાઝો મયે ખુશગુવારૂ
પરસ્તીદો આગહ્ નબૂદ્ ઊ ઝે કારૂ
અઝીન્ સાખ્તન્ હાજેબ્ આગાહ્ શુદ્
બરૂ કામો આરામ્ કૂતાહ્ શુદ્
બેયામદ્ દમાન્ પીશે ખુસ્રવ્ બેગોફત્
હમહ્ રાઝહા બરૂ કુશાદ્ અઝ નેહોફત્
ચુ બેશ્નીદ્ ખુસ્રવ્ કે શાહે જેહાન્
હમી કોશતને ઊ સેગાલદ્ નેહાન્
શબે તીરહ્ અઝ તયસફૂન્ દરૂ કશીદ્
તો ગોફ્તી કે ગશ્ત્ અઝ જહાન્ નાપદીદ્
નદાદ્ આન્ સરે પુરૂ બહા રાયગાન્
હમી તાખ્ત્ તા આઝરૂ આબાદગાન્
ચુ આગાહી આમદ્ બહરૂ મેહ્તરી
કે બુદ્ મરૂઝબાન્ બરૂ સરે કેશ્વરી
કે ખુસ્રવ્ બેયાઝોરૂદ્ અઝ શહરૂયારૂ
બેરફતસ્ત્ બા ખારૂ માયહ્ સવારૂ
બેપુર્સેશ બેરફતન્દ્ ગર્દનકશાન્
બજાઈ કે બૂદ્ અઝ ગેરામી નશાન્
ચુ બાદાનો પીરૂઝો ચૂન્ પીલ્ ઝૂરૂ
કે બા સહ્મે ઊ શીરૂ બૂદી ચુ ગૂરૂ
ઝે ગોર્ગાન્ ચુ એસ્તાએ યઝદાન્ પરસ્ત
ઝે ઓમ્માન્ ચુ ખન્જેસ્તો ચૂન્ પીલ્ મસ્ત
ઝે કેર્માન્ ચુ પીરૂઝ ગોર્દો સવારૂ
ઝે શીરાઝ ચૂન્ સામો એસ્ફન્દેયારૂ
યકાયક્ બખુસ્રવ્ નેહાદન્દ્ રૂય
સેપાહો સેપહ્બુદ્ હમહ્ શાહ્ જૂય
હમી ગોફ્ત હરૂ કસ કે અય પૂરે શાહ
તોરા ઝીબદ્ ઇન્ તાજો તખ્તો કોલાહ
અઝ ઇરાનો અઝ દશ્તે નીઝહ્ વરાન્
ઝે ખન્જરૂ ગુઝારાનો જન્ગી સરાન્
બેયાયન્દ્ ચન્દાન્ કે ખાહી બરત્
બુવદ્ ફરૂરે તૂ રહ્બરે લશ્કરત્
નેગરૂ તા નદારી હેરાસ અઝ ગઝન્દ્
બેઝી શાદો ખન્દાન્ દેલો અરૂજમન્દ્
ઝમાની બનખ્ચીરૂ તાઝીમ અસ્પ્
ઝમાની નવાન્ પીશે આઝરૂગોશસ્પ્
બકેર્દારે નીકાન્ સેતાયેશ કુનીમ
ચુ આતેશ પરસ્તાન્ નેયાયેશ કુનીમ
ગરૂ અઝ શહ્રે ઈરાન્ ચુ સીસદ્ હઝારૂ
ગઝન્દે તોરા બરૂ નેશીનદ્ સવારૂ
હમહ્ પીશે તૂ તન્ બકોશ્તન્ દેહીમ
સેપાસી બરાન્ કોશ્તગાન્ બરૂ નેહીમ
બદીશાન્ ચુનીન્ ગોફ્ત ખુસ્રવ્ કે મન્
પુરૂ અઝ બીમ્ અઝ શાહો આન્ અન્જુમન્

પાદશાહ પોતાના ખઝાનામાંથી મને ઝેહર મંગાવી આપે-તો પછી ૪૩૭
જ્યારે સીઆહ રાતે તે મસ્ત થશે,

ત્યારે તેની મયની જામમાં ઝેહર ભેળીશ-કારણકે હું તેનું લોહી રેડવા માટે હાથ લમ્બાઉં તેનાં કરતાં આ ઉપાય ભલો છે."

હવે ખુસરૂ પોતે પોતાની ઉપર આવી પડનારી આફતથી વાકેફ નહીં હતો-તે કીમતી શાહઝાદો પોતાની આગળની જગ્યાએ બેઠેલો હતો

દિલ બેહલાવનારી નાઝનીન અને લેહઝતદાર મયનો-પરસ્તાર બન્યો હતો અને એ કામ માટે કશું જાણુતો હતો નહીં.

હવે આ બનાવથી પાદશાહનો કારભારી વાકેફ થયો-અને તેની ઉપર અયશ આરમ કોતાહ થઇ ગયો.

તે દોડતો કે ખુસરૂની નઝદીક આવ્યો અને ખાનગી રીતે તે ભેદ સઘળો ખુલ્લો કીધો.

જ્યારે ખુસરૂએ સાંભળ્યું કે "દેશનો પાદશાહ-તેને છૂપી રીતે મારી નાખવાનો વિચાર કરે છે,"

ત્યારે તે અંધારી રાતે તયસફૂનથી ચાલી ગયો-તું કહે ગોયા તે દુન્યામાંથીજ ગુમ થઈ ગયો.

એવી રીતે તેણે પોતાનું કીમતી સર મુફતમાં ખોહ્યું નહીં-તે આઝર આબાદગાન સુધી દોડવા લાગ્યો.

જ્યારે દરેક સરદારો કે જેઓ મુલકે મુલકના હાકેમો હતા તેઓને ખબર પડી,

કે "ખુસરૂ પાદશાહથી દુઃખી થઇને થોડાક સવારો સાથે ચાલી ૪૩૮
ગયો છે,"

ત્યારે તે બહાદુર સરદારો જ્યાં તે પ્યારા શાહઝાદાની નિશાન માલૂમ પડી ત્યાં તેની મુલાકાતે ગયા.

જેવાકે બાદાન, પીરોઝ અને પીલઝોર-કે જેની ધાસ્તીથી સિંહ ગોર-ખરની માફક નર્મ બની જતો હતો.

ગોર્ગાનથી એસ્તાય જેવો યઝદાન પરસ્ત-ઉમ્માનથી ખન્જેસ્ત અને પીલમસ્ત જેવાઓ,

કેર્માનથી બહાદુર સવાર પીરોઝ-અને શીરાઝથી સામ અને અસ્ફંદિ-યાર જેવાઓ.

એ સઘળાઓ ખુસરૂ તરફ ચાલવા લાગ્યા-તેઓનું સઘળું લશ્કર અને સરદારો સઘળા આ શાહઝાદાનેજ શોધનારા બન્યા.

દરેક જણ બોલવા લાગ્યો, કે "એ પાદશાહના બેટા!-આ તાજ, તખ્ત અને કોલાહ તનેજ ઝેબ આપે છે.

ઇરાનમાંથી અને અરબેસ્તાનમાંથી-તલવારના મારનારા અને લડાયક સરદારોમાંથી,

જેટલા તું ચાહે એટલા તારી નઝદીક આવશે-તારૂં ખોદાઈ નૂર તારાં લશ્કરનો રેહબર બનશે.

તારે હવે નુકસાન થવાની ધાસ્તી રાખવાની કાંઇજ અગત નથી-તું ખુશહાલ અને હસતે જીવે સારી રીતે ઝિંદગી ગુઝાર.

આપણે થોડોક વખત શેકાર કરીશું-અને થોડોક વખત આઝરગોશસ્પ ૪૩૯
આતશ આગળ જઈ ફર્યાદ ગુઝારીશું.

ત્યાં નેક લોકોની માફકની સેતાયેશ કરીશું-અને આતશની જાળવણી કરનારા મોબેદો માફક નેયાયેશ કરીશું.

અગર ઇરાન શેહરમાંથી ત્રણ લાખ માણસનું લશ્કર-તને હાનિ પુગા-ડવા માટે સવાર થશે,

તો અમો સઘળા તારી સામે પોતાનાં તન મરવા આપીશું-અને તેમ કપાઈ પોતા ઉપર ઉપકાર થયલો સમજીશું."

ખુસરૂએ તેઓને કહ્યું કે "હું-પાદશાહ અને તે તરફની અંજુમનથી ધાસ્તી ભરેલો છું.

મગર્ પીરી આઝર્ગોશસ્પ્ અય સરાન્
બયાઇદો સઉગન્દહાએ ગરાન્
ખુરીદો મરા યકુસર્ ઈમન્ કનીદ્
કે પયમાને મન્ ઝીન્ સેપસ્ નેશ્કનીદ્
બેબાશમ બદીન્ મર્ઝ બા ઇમની
નતર્સમ ઝે તીમારે અહ્રીમની
ચહાન્ ચૂન્ શનીદન્દ્ ગોફતારે ઊય
હમહ્ સૂએ આઝર્ નેહાદન્દ્ રૂય
બેખુર્દન્દ્ સઉગન્દ્ અઝાન્ સાન્ કે ખાસ્ત
કે મેહ્રે તો બા દીદહ્ દારીમ રાસ્ત
૪૪૦ ચુ ઈમન્ શુદ્ અઝ્ નામદારાન્ નેહાન્
બહર્સૂ ફેરેસ્તાદ્ કાર્આગેહાન્
કે તા અઝ્ ગુરીઝેશ ચે ગૂયદ્ પેદર્
મગર્ ચારએ નવ બેસાઝદ્ દેગર્
ચુ બેશ્નીદ્ હોર્મુઝ્ કે ખુસ્રવ બેરફ્ત
હમઅન્દર્ ઝમાન્ કસ ફેરેસ્તાદ્ તફ્ત
કે ગોસ્તહમો બન્દૂયરા કર્દહ્ બન્દ્
બઝેન્દાન્ કશીદન્દ્ નાસૂદમન્દ્
કે ઇન્ હર્દ્ ખાલાને ખુસ્રવ બુદન્દ્
બમર્દાનગી દર્ જહાન્ નવ બુદન્દ્
જોઝ્ ઈન્ હર્કે બૂદન્દ્ ખીશાને ઊય
બઝેન્દાન્ કશીદન્દ્ બી ગોફ્તગૂય

માટે ઓ સરદારો! જો તમો આઝરગોશસ્પ કેબ્લા આગળ-આવો અને સખ્ત સઉગન્દ,

ખાઓ અને મને સઘળો નચિન્ત બનાવો-કે હવે પછી મને આપેલું વચન તમો તોડશો નહીં,

તો હું આ ઝમીન ઉપર નચિન્ત બની રહું-અને એહરેમનની આફતથી પણ નહીં બીહું."

તે પેહલવાનોએ જ્યારે તેની એવી વાત સાંભળી-ત્યારે સઘળાઓ આઝરગોશસ્પના કેબ્લા તરફ ચાલ્યા.

અને જેવા તે શાહઝાદાએ માગ્યા તેવા સઉગન્દ તેઓએ લીધા-કે "તારી તરફની વફાદારીને અમો પોતાની આંખોને જોડે બરાબર રાખીશું."

જ્યારે તે નામદારોથી પોતે નચિન્ત થયો ત્યારે છૂપી રીતે-ચો તરફ જાસૂસો મોકલ્યા,

કે "તેના નાસવા માટે તેનો બાપ શું કહે છે-કદાચને તે વળી બીજો નવો ચારો તો નહીં કરતો હોય?"

હવે જ્યારે હોરમઝે સાંભળ્યું કે "ખુસરૂ ચાલી ગયો"-ત્યારે તેજ વખત માણસોને શેતાબીથી મોકલી આપ્યાં

કે જેઓ ગોસ્તહમ અને બંદૂયને કયદ પકડીને-વગર ફોકટના બંધીખાનામાં ખેંચી ગયા.

કારણકે આ બેહુ જણા ખુસરૂના મામા થતા હતા-અને આખા દેશમાં મર્દાનગીમાં વખણાયલા હતા.

એ સિવાય બીજા જે કોઇ કે તેના ખેશીઓ હતા-તેઓને પણ ગુપચુપ બંધીખાનામાં ખેંચી ગયા.

## ફેરેસ્તાદને હોર્મુઝ્ આઈન્ ગોશસ્પ્રા બા લશ્કર્ બજન્ગે બહ્રામ્ વ કોશ્તહ્ શુદને આઈન્ ગોશસ્પ્ બદસ્તે હમ્સાયએ ખુદ્.

બઆઈન્ ગોશસ્પ્ આન્ઝમાન્ શાહ્ ગોફ્ત
કે અઝ્ રાય દૂરીમો બા દર્દ્ જોફ્ત
ચુ ઊ શુદ્ ચે સાઝીમ બહ્રામરા
ચુનાન્ બન્દએ ખુર્દો ખુદ્કામરા
શુદ્ આઇન્ ગોશસ્પ્ અન્દરીન્ રાહ્ જૂય
કે આન્ રાયરા ચૂન્ દેહદ્ રન્ગો બૂય
બદ્ ગોફ્ત અય શાહે ગર્દન્ફરાઝ્
સુખુનહાએ ચૂબીન્ ઝે મન્ શુદ્ દરાઝ્
૪૪૧ હમી ખૂને મન્ જૂયદ્ અન્દર્ નેહાન્
નુખોસ્તીન્ ઝે મન્ ગશ્ત તીરહ્ રવાન્
મરા નઝ્દે ઊ પાય કર્દહ્ બબન્દ્
ફેરેસ્તી મગર્ બાશદત સૂદમન્દ્
બદ્ ગોફ્ત શાહ્ ઈન્ ન કારે મનસ્ત
કે ઈન્ કારે બદ્ ગઉહરે અહ્રીમનસ્ત
સેપાહી ફેરેસ્તમ તો સાલાર્ બાશ
બરઝમ અન્દરૂન્ દસ્ત 'બર્દાર્ બાશ

## હોરમઝે આઈનિ ગોશસ્પને લશ્કર સાથ બેહરામની લડાઈ માટે મોકલવો અને આઈનિ ગોશસ્પનું પોતાના સાથીના હાથ ઉપર માર્યું જવું.

પછી પાદશાહે આઈનિ ગોશસ્પને કહ્યું-કે "આપણે ડહાપણથી દૂર પડયા છિયે અને દુઃખનાજ સાથી બન્યા છિયે.

જ્યારે ખુસરૂ જતો રહ્યો છે ત્યારે આપણે બેહરામ જેવા આપ એખ્તયાર બનેલા અને કમીના ગોલામનો શું ઉપાય કર્યે?"

આઇન ગોશસ્પ એ વાતનો વિચાર કરવા પડયો-કે "એ બાબતનો નીકાલ કેવી રીતે કરવો?"

પછી તે બોલ્યો કે "ઓ ગર્દનફરાઝ પાદશાહ!-ચોબીનની તકરાર મારેજ લીધે વધી પડી છે.

તે પોતાનાં દિલમાં મનેજ મારી નાખવાની ખાહેશ ધરાવે છે-મારીથીજ તે પહેલાં ઝખ્મી જીવનો થયો છે,

માટે મારા પગમાં બેડી નાખી તેની નઝદીક-મોકલી દે કદાચ તેમ કરવાથી તને ફાયદોજ થશે."

પાદશાહે તેને કહ્યું કે "એવું કામ કરવાનું બદ બુન્યાદ એહરેમનને લાયકનું છે, એ કામ મારૂં નથી.

હું એક લશ્કર મોકલવા માગું છું તેનો તું સરદાર બનજે-અને લડાઇમાં બહાદુરી દેખાડજે.

ત્રુખોસ્તીન્ ફેરેસ્તશ ચકી રહ્નનમૂન્
બદાન્ તા ચે બીનદ્ બસરૂશ અન્દરૂન્
અગરૂ મેહ્નતરી જૂયદો તાજો તખ્ત
ઓપીચદ્ બફર્જામ અઝ્ રૂએ બખ્ત
વગરૂ હમચુનાન્ વીઅહ્ન કેહ્નતરૂ બુવદ્
બફર્જામશ આન્ રાય બેહ્નતરૂ બુવદ્
કે ગીતી ચકી બહ્નરહ્ન ઊરા દેહીમ
કોલાહે ચલાનશ બસરૂ બરૂ નેહીમ
બગીતી ચુ બહ્નરામે જન્ગી કમસ્ત
મરા ચાકરસ્ત અરૂચે ચૂન રોસ્તમસ્ત
મરા ચકુસરૂ અઝ્ કારશ આગાહ્ન કુન્
હેરન્ગી મરવ્ રાહ્ન કૂતાહ્ન કુન્
હમી સાખ્ત આઇન્ ગોશસ્પ્ ઈન્ સખુન્
કુજા શાહે ફર્ઝાનહ્ન અફ્ગન્દ્ બુન્
ચકી મરૂદ્ બુદ્ બસ્તહ્ન અઝ્ શહ્નરે ઊય
બઝેન્દાને શાહ્ન અન્દરૂન્ ચારહ્ન જૂય
ચુ બેશનીદ્ કાઈન્ ગોશસ્પે સવારૂ
હમી રફૂત ખાહદ્ સુએ કાર્ઝારૂ
કસીરા કે ઝેન્દાન્ બનઝદીકે ઊય
ફેરેસ્તાદ્ કચ ગોહેં પચકારૂ જૂય
કે શહ્નરત ચકી બસ્તહ્ન ઝેન્દાની અમ
બગઉહરૂ હમાના કે બુદ્ દાની અમ
મરા ગરૂ બખાહી તો અઝ્ શહ્નરૂયારૂ
દવાન્ બા તો આયમ્ દરીન્ કાર્ઝારૂ
બપીશે તો બા જાન્ બેકૂશમ બજન્ગ્
ચુ યાબમ્ રહાઈ કે ઝેન્દાને તન્ગ્
ફેરેસ્તાદ્ આઈન્ ગોશસ્પ્ આન્ ઝમાન્
કસીરા બરે શાહે ગીતી દવાન્
કે હમશહ્નરીએ મન્ બબન્દ્ અન્દરસ્ત
બઝેન્દાન્ બબીમો ગઝન્દ્ અન્દરસ્ત
બમન્ બખ્શદ્ ઊરા જહાન્દારૂ શાહ્ન
હમ અકૂનૂન હમી બા મન્ આયદ્ બરાહ્ન
બદૂ ગોફૂત શાહ્ન આન્ બદે નાબેકારૂ
બપીશે તો દરૂ કચ કુનદ્ કાર્ઝારૂ
ચકી મર્દે ખૂનરીઝો બી કારો દોઝદ્
બખાહી કે મન્ ચશ્મ દારી બમોઝદ્
વલીકેન્ કુનૂન ઝીન સખુન્ ચારહ્ન નીસ્ત
વગરૂ ઝૂ બતરૂ મર્દે પત્યારહ્ન નીસ્ત
બદૂ દાદ્ મર્દે બદ્ આમીઝરા
ચુનાન્ બદ્ કુનેશ દોઝદ્ ખૂનરીઝરા
બેયાવરૂદ્ આઈન્ ગોશસ્પ્ આન્ સેપાહ્ન
હમી રાન્દ્ ચૂન્ બાદ્ લશ્કરૂ બરાહ્ન
બદીન્ગૂનહ્ન બરૂ તા બહમ્દાન્ રસીદ્
બજાઈ કે લશ્કરૂ ફેરૂદ્ આવરીદ્
બેપુર્સીદ્ તા ઝાન્ ગેરાન્માયહ્ન શહ્નરૂ
કે દારદ્ હમી અખ્તરો ફાલ્ બહ્નરૂ
બદૂ હરૂ કસી ગોફૂત અખ્તરૂ શેનાસ
બનઝદે તો આયદ્ પઝીરદ્ સેપાસ
ચકી પીરૂ અઝાન્ શહ્નરૂ બુદ્ નામજૂય
ગોરાઝાન્ બેયામદ્ બનઝદીકે ઊય

પહેલાં એક કાસેદને તેની આગળ મોકલી આપજે-કે તે જોય કે તેનાં માથામાં શું વિચાર ભરેલા છે?

અગરજો તે સરદારી, તાજ અને તખ્ત માગતો હશે-તો શેવટે તેવું નસીબ તેની તરફથી ફરીજ જશે.

પણ જો તે પહેલાંની માફક વફાદાર નોકર તરીકેજ રહેશે-તો તે વિચાર તેને શેવટે ફાયદાકારકજ થઈ પડશે.

આપણે તેને આ મુલકમાંથી એક હિસ્સો આપીશું-અને જેહાન પેહલવાનની કોલાહ તેનાં સર ઉપર મૂકીશું.

દુન્યામાં લડાયક બેહરામ જેવા ઘણાજ થોડા હોય છે-તે ગમે એવો રૂસ્તમ પેહલવાન જેવો ઝોરાવર હોય, પણ મારો તો તે નોકરજ છે.

મને તેનાં તમામ કામોથી જલ્દીથી વાકેફ કરજે-ધીમો ધીમો ના જતો પણ રસ્તો જલ્દીથી કાપજે."

તે દાના પાદશાહે જે સલાહ આપી તે પ્રમાણે બજાવવા આઈન ૪૪૨
ગોશસ્પ તૈયારી કરવા લાગ્યો.

હવે તેનાં શેહરનો એક મર્દ જે પાદશાહનાં બંદીખાનામાં છુટવાનો ચારો શોધતો કયદ પડેલો હતો,

તેણે જ્યારે સાંભળ્યું કે "સવાર આઈન ગોશસ્પ-લડાઈ તરફ જવા ચાહે છે,"

ત્યારે તેણે બંદીખાનામાંથી કોઈને તેની નઝદીક-મોકલી કહેવાડિયું, કે "ઓ લડાયક પેહલવાન!

હું તારાંજ શેહરનો એક કયદી છું-તું પોતે મારી બુન્યાદને તો પિછાને છે.

જો તું મને પાદશાહ પાસેથી માગી લે-તો હું આ લડાઇમાં તારી સાથ આઉં.

જો હું આ તંગ બંદીખાનામાંથી છુટકારો પામું-તો તારી આગળ રહી લડાઇમાં જીવતોડ કોશેશ કરૂં."

તેજ વખત આઈન ગોશસ્પે એક જણને દેશના પાદશાહ આગળ દોડતો કે મોકલી કહેવાડિયું,

કે "મારો એક ગામવાસી કયદમાં છે-જે તારાં બંદીખાનામાં ધાસ્તી અને નુકસાનમાં રહેલો છે,

તેને જો દેશનો રખેવાળ પાદશાહ મને બક્ષે-તો તે હમણા મારી સાથ આવવા તૈયાર છે."

પાદશાહે તેને કહેવાડિયું કે "તે નાપેકાર બૂરો શખ્સ-તારી તરફથી ૪૪૩
તે શું લડાઈ કરવાનો હતો?

તું મારી પાસે એક ખૂની, બેકાર અને ચોર શખ્સને માંગી લીયે છે અને તેનેથી ભલાઇની આશા રાખે છે.

જોકે તેના કરતાં વધુ આફતકારક બૂરો શખ્સ બીજો કોઇ નથી-તોપણ હાલ તારો સખુન રાખ્યા વગર છુટકો નથી."

એમ કહી તેણે તે બદી ભરેલા બૂરાં કામ કરનાર ખૂની ચોરને તેને સ્વાધીન કીધો.

આઇન ગોશસ્પે તે લશ્કરીને સાથે લીધો-અને લશ્કર પવનની મિસાલ રસ્તામાં ચાલવા લાગ્યું.

એવી રીતે હમ્દાન સુધી જઇ પહોંચ્યા-અને એક ઠેકાણે લશ્કરને છાવણી નખાવી.

તે વખણાયલાં શેહરમાં પૂછપરછ ચલાવી-કે "કોઈ સેતારાની ચાલ અને ભવિષ્ય જાણવાનો હોનર ધરાવે છે?"

દરેક જણે તેને કહ્યું કે "નુજૂમી-તારી આગળ આવશે અને તારો ઉપકાર કબૂલ કરશે."

તે શેહરમાં એક નામદાર બુઢો હતો-તે દોડતો કે તેની નઝદીક આવી બોલ્યો,

કે યકુ પીરહુ ઝન્ માયહુદારૂ ઇદરસ્ત
કે ગૂઇ મગરૂ દીદએ અખ્તરસ્ત
૪૪૪ સખુન્ હરૂએ ગૂયદ નબાશદ જોઝ આન્
બેગૂયદ હમહુ બૂદની બીગુમાન્
ચુ બેશનીદ ગોફ્તારશ આઈન્ ગોશસ્પ
હમઅન્દરૂ ઝમાન્ કસ ફેરેસ્તાદો અસ્પ
ચુ આમદ બેપુર્સીદશ અઝ કારે શાહ
વઝાન્ કુ બેયાવરૂદ લશ્કરૂ બરાહ
અઝાન્ પસ બદૂ ગોફ્ત દરૂ ગૂશે મન્
યકી લબ્ બેજુમ્બાન્ કે તા હુશે મન્
બબેસ્તરૂ બરૂ આયદ ઝે તીરહુ તનમ્
વગરૂ ખસ્તહુ અઝ ખન્જરે દુશ્મનમ્
હમી ગોફ્ત બા પીરહુ ઝન્ રાઝે ખીશ
નેહાન્ કર્દહુ અઝ હરૂ કસ આવાઝે ખીશ
મેયાન્ અન્દરૂન્ મરૂદ ફૂરા ઝે શાહુ
રહાનીદ બા ઊ બેયામદ બરાહુ
બપીરી ઝને ફાલ ઝન્ બરૂ ગુઝશ્ત
બમેહુતરૂ નેગહુ કર્દો અન્દરૂ ગુઝશ્ત
બદૂ પીરહુ ઝન્ ગોફ્ત કીન્ મરૂદ કીસ્ત
કે અઝ ઝખ્મે ઊ બરૂ તો બાયદ ગેરીસ્ત
પસન્દીદહુ હુશે તો બરૂ દસ્તે ઊસ્ત
કે નહુ મગ્ઝ બાદશ બગીતી ન પૂસ્ત
૪૪૫ ચુ બેશનીદ આઈન્ ગોશસ્પ ઈન્ સોખુન્
બયાદ આમદશ ગોફ્તહાએ કોહુન્
કે અઝ ગોફ્તે અખ્તરૂ શેનાસાન્ શનીદ
હમી કરૂદ બરૂ ખીશતન્ નાપદીદ
કે હુશે તો બરૂ દસ્તે હમસાયઈ
યકી બી તબારીઓ બી માયઈ
બરૂ આયદ બરાહે દરાઝ અન્દરૂન્
તો યારી કુની ઊ બેરીઝદ ખૂન્
વરા હદયહુ દાદો ગુસી કરૂદ ઝૂદ
વઝ અન્દીશહા ખુર્દો ખાબશ નબૂદ
યકી નામહુ બેન્વેશ્ત નઝદીકે શાહુ
કે ઈન્રા કે બરૂકાશ્તમ મન્ ઝે રાહુ
નબાયેસ્ત કર્દન્ ઝે ઝેન્દાન્ રહા
કે ઈન્ બદતરૂ અઝ બચ્ચએ અઝ્દહા
હમી ગોફ્ત શાહુ ઇન્ સખુન્ બા રહી
રહીરા નબુદ ફરૂરે શાહન્શાહી
ચુ આયદ બેફર્માય તા દરૂ ઝમાન્
બેબુરૂરદ બખન્જરૂ સરશ બદગમાન્
નબેશ્તો નેહાદ અઝ બરશ મોહુરે ખીશ
ચુ શુદ ખુશ્ક હમસાયહુરા ખાન્દ પીશ
૪૪૬ ફેરાવાન્શ બેસ્તૂદો બખ્શૂદ ચીઝ
બસી પુરૂ મનેશ આફરીન્ ખાન્દ નીઝ
બદૂ ગોફ્ત ઇન્ નામહુરા દરૂ નેહાન્
બેબરૂ ઝૂદ નઝદીકે શાહે જેહાન્
ચુ પાસોખ કુનદ ઝૂદ પીશે મન્ આરૂ
નેગરૂ તા નબાશી બરે શહુરૂયારૂ
અઝૂ બેસ્તદ આન્ નામહુ મર્દે જવાન્
ઝે રફ્તન્ પુરૂ અન્દીશહુ બૂદશ રવાન્

કે "અહીં એક સારૂં જ્ઞાન ધરાવનારી બુઢ્ઢી અઉરત છે—જેણી ગોયા સેતારાઓની આંખ જેવીજ છે.

જે કાંઇ તેણી કહે છે તે સિવાય બીજું કશું થતુંજ નથી-બેશક કે તેણી સઘળો બનવાનો બનાવ બરાબર કહેશે"

જ્યારે આઇન ગોશસ્પે એવી વાત સાભળી—ત્યારે તુરત તેણી માટે એક જણને ઘોડો આપી મોકલ્યો.

જ્યારે તેણી આવી ત્યારે તેને પાદશાહ માટે-તેમજ જે લશ્કર તે સાથે લઇ આવ્યો હતો તેને માટે પૂછ્યું,

અને પછી તેણીને કહ્યું કે "મારા કાનમાં-તું અરૂસેથી કહે કે મારો જીવ,

આ સીઆહ શરીરમાંથી બિછાના ઉપરથી નીકળશે અથવા મારા દુશ્મનનાં ખંજરથી ઝખ્મી થઇને નીકળશે?"

તે એ પ્રમાણે પોતાના ભેદની વાત સઘળા લોકોની અરૂસે પેલી બુઢ્ઢી અઉરતને પૂછવા લાગ્યો.

એવામાં પેલોજ માણસ જેને પાદશાહ પાસેથી છોડવીને પોતા સાથે લાવ્યો હતો,

તે પેલી બુઢ્ઢી ફાલ જોનારી અઉરત પાસેથી પસાર થઈ ગયો-તેણે પોતાના સરદાર તરફ જોયું અને પછી જતો રહ્યો.

પેલી બુઢ્ઢી સ્ત્રીએ આઈન ગોશસ્પને પૂછ્યું કે "આ માણસ કોણ છે?— કારણકે એનેજ હાથના ઝખ્મથી તને રડવું પડશે.

તારો પસંદગી પામેલો જાન એનાજ હાથ ઉપર છે—એવો માણસ દુન્યામાં કાયમ રહેતોજ ના!"

જ્યારે આઈન ગોશસ્પે આવી વાત સાંભળી—ત્યારે તેને અગાઉ સાંભળેલી વાતો યાદ આવી,

કે જે તેણે નુજૂમીઓથી સાંભળી હતી-અને જે પોતે ભૂલી જવા આવ્યો હતો,

કે "તારૂં મોત એક નીચ ખાન્દાનના અને કંગાલ સાથીના હાથ ઉપરજ છે.

વળી તે મોત દૂરદરાઝ રાહમાં આવશે-તું તો તેને મદદ કરશે પણ તે તારૂં ખૂન કરશે."

પછી પેલી બુઢ્ઢી સ્ત્રીને હદયો આપી તુરત રવાના કીધી-તે ફિક્ર ચિન્તાથી તેનું ખાવું પીવું કે ઊંઘાવાનું જતુંજ રહ્યું.

તેણે પાદશાહ ઉપર એક નામુ લખ્યું-તેમાં લખ્યું કે "આ માણસ જેને મેં રસ્તેથી પાછો ફેરવ્યો છે,

તેને બંદીખાનામાંથી છૂટતો કરવો જોઇતોજ નથી—કારણકે એ માણસ એક અઝદહાનાં બચ્ચાં કરતાં પણ વધુ બૂરો છે.

પાદશાહ તો એ વાત પોતાના ચાકરને કહેવા લાગ્યોજ હતો—પણ તે સમજવા માટે તે નોકરમાં કાંઈ પાદશાહી ઝગઝાટ હતો નહી.

જ્યારે તે આવે ત્યારે તેજ વખત તું ફર્માવજે-કે જલ્લાદ તેનું સર તલવારથી છાંટી નાખે."

એમ લખી તેની ઉપર પોતાની મોહર કીધી—જ્યારે તે મોહર સૂકાઈ ત્યારે પેલા પોતાના ગામવાસી સાથીને પાસે તેડયો.

તેની ઘણી તારીફ કીધી અને બક્ષેશ પણ આપી—તેમજ ઘણી મોટાં મનની દુઆ પણ દીધી.

પછી તેને કહ્યું કે "આ નામાને છૂપુ રાખી-શેતાબ દેશના પાદશાહ આગળ લઈ જા.

જ્યારે પાદશાહ જે જવાબ દે, તે લઈ શેતાબ મારી નઝદીક આવજે— સંભાળજે પાદશાહ આગળ ઘણો વખત થોભતો ના."

પેલા જવાન મર્દે તેની પાસેથી તે નામુ લીધું—પણ તે લઈ જવા માટે તેનો જીવ અંદેશા ભરેલો બન્યો.

હમી ગોફ્તુ ક્રેન્દાનો બન્દે ગરાન્
કશીદમ્ બસી ના ચમાનો ચરાન્
રેહાનીદ યઝદાન્ અઝાન્ સખ્તી અમ્
અઝાન્ ગર્મી તીમારો બદૂબખ્તી અમ્
કુનૂન્ બાઝ ગર્દમ સુએ તયસફૂન્
બજૂશ આયદ અન્દરૂ તનમ મગ્ઝો ખૂન
ઝમાની હમી બૂદ બરૂ રહ નેઝન્દ
પસ અઝ નામએ શાહ બુફ્રશાદ બન્દ
ચુ આન્ નામએ પહલવાન્રા બેખાન્દ
ઝે કારે જહાન્ દરૂ શેગેફ્તી બેમાન્દ
કે ઈન્ મર્દે હમસાયહ જાનમ બેખાસ્ત
હમી ગોફ્ત ઇન્ મેહતરીરા સઝાસ્ત
બખૂનમ કુનૂન્ ખુદ શેતાબ્ આમદશ
મગર્ યાદ અઝીન્ બદ બખાબ્ આમદશ
બેબીનદ કુનૂન્ રાહે ખૂન રીખ્તન્
બેયાસાયદ અઝ રન્જો આવીખ્તન્
પુર્ અન્દીશએ દેલ્ ઝે રહ બાઝ ગશ્ત
ચુનાન્ શુદ કે બા બાદ અમ્બાઝ ગશ્ત
ચુ નઝદીકે આન્ નામવર્ શુદ ઝે રાહ
કસીરા નદીદ અન્દરાન્ બારૂગાહ
નેશસ્તહ બખયમહ દરૂ આઇન્ ગોશસ્પ
ન કેહતર્ બરે ઊ ન શમ્શીરો અસ્પ
દેલશ પુર્ ઝે અન્દીશએ શહરૂયારૂ
બદાન્ તા ચે પીશ આરદશ રૂઝગારૂ
ચુ હમસાયહ આમદ બખયમહ દરૂન
બેદાનેસ્ત કૂ દસ્ત યાઝદ બખૂન
બશમ્શીરૂ ઝદ દસ્ત ખૂન્રીઝ મરૂદ
જહાન્જૂય ચન્દી બરૂ લાબહ કરૂદ
હમી ગોફ્ત કય મર્દે ગુમ કર્દહ રાહ
ન મન્ ખાસ્તમ રફ્તહ જાનત ઝે શાહ
ચુનીન્ દાદ પાસોખ કે ગર્ ખાસ્તી
ચે કર્દમ કે બદ કર્દન્ આરાસ્તી
બેઝદ ગર્દને મેહતરે નામદારૂ
સર્ આમદ બરૂ બઝ્મો હમ કાર્ઝારૂ
ઝે ખયમહ બરૂ આવરૂદ પુર્ ખૂન્ સરશ
કે આગહ નબુદ ઝાન્ સખુન લશ્કરશ
મબાદા કે તન્હા બુવદ નામજૂય
બવીઝહ કે દારદ સુએ જન્ગ્ રૂય
ચુ અઝ ખૂને આન્ કોશ્તહ બદનામ શુદ
હમી તાખ્ત તા પીશે બહરામ શુદ
બદૂ ગોફ્ત ઈનક્ સરે દુશ્મનત
કે ઊ બદસેગાલીદહ બુદ બરૂ તનત
ચુ બા લશ્કરૂ આમદ હમી પીશે તૂ
નબૂદ આગહ અઝ રાએ કમ બીશે તૂ
બેપુર્સીદ બહરામ કીન્ મરૂદ કીસ્ત
બરીન્ સર્ બગીતી કે ખાહદ ગેરીસ્ત
બદૂ ગોફ્ત આઈન્ ગોશસ્પે સવારૂ
કે આમદ બજન્ગ્ અઝ દરે શહરૂયારૂ
બદૂ ગોફ્ત બહરામ કીન્ પારૂસા
બદાન્ રફ્તહ બૂદ અઝ દરે પાદશા

તે બોલવા લાગ્યો કે "મેં પણીક મોજમઝાહના ભોગે બંદીખાનું અને ભારી બંદ ભોગવ્યા છે.

હવે જ્યારે યઝદાને મને તે સખ્તી, આફત, દુઃખ અને બૂરાં નસીબથી છોડવ્યો છે,

ત્યારે હું તયસફૂન તરફ પાછો ફરૂં-તો તેથી મારાં શરીરમાં મારૂં મગઝ અને લોહી ઉકળી આવે છે."

તે થોડોક વખત રસ્તામાં ગમગીન બની થોભી ગયો-પછી પાદશાહને માટેનું તે નામુ ઉખેડયું.

જ્યારે તેણે તે પેહલવાનનું નામુ વાંચ્યું-ત્યારે દુન્યાનાં કામથી અજબ રહ્યો,

કે "એજ મારા પડોસીએ મને જીવતદાન અપાવ્યું-એજ બોલવા લાગ્યો હતો કે એ તો સરદારીને લાયકનો છે.

અને તેજ હવે મારાં લોહીનો તલબગાર બન્યો છે-કદાચ એને મારી ૪૪૭
બૂરાઇ સ્વપ્નામાં યાદ આવી હશે.

હવે એ ખૂન કરવાનોજ રસ્તો જોશે-અને તોજ એ દુઃખથી અને લડાઈથી આસાયેશ લેશે."

એવી રીતનાં વિચાર ભર્યાં દિલે તે રાહમાંથી પાછો ફર્યો-તું કહે ગોયા પવનનોજ સાથી બની ગયો.

જ્યારે માર્ગમાંથી તે નામવરની નઝદીક આવ્યો-ત્યારે તેની દરબારમાં કોઈ બીજાને જોયા નહીં.

આઇન ગોશસ્પ એકલો તમ્બુમાં બેઠેલો હતો-તેની આગળ કોઇ નોકર કે તેની તલવાર કે તેનો ઘોડો કાંઈ પણ હતું નહીં.

તેનું દિલ પાદશાહનાજ વિચારથી ભરપુર હતું-કે જોઇયે ઝમાનો તેને આગળ શું દેખાડે છે?

જ્યારે પેલો તેનો પડોશી પાછો તમ્બુમાં આવી લાગ્યો-ત્યારે આઈનગોશસ્પ પામી ગયો કે તે મારાં લોહીમાંજ હાથ ખરડશે.

તેવામાં તે ખૂનીએ તલવાર ઉપર હાથ નાખ્યો-આઇન ગોશસ્પે તેની ઘણી આજેજી કીધી.

તે બોલવા લાગ્યો કે "એ ગુમરાહ શખ્સ!-શું મેં તને પાદશાહ પાસેથી જીતદાન નથી અપાવ્યું?"

તેણે જવાબ દીધો કે "અગરજો તેં મને જીવતદાન અપાવ્યું-તો પછી મેં એવું તે શું કીધું કે તું આવી બૂરાઈ કરવા તૈયાર થયો?"

એમ કહી તે નામદાર સરદારની ગર્દન છાંટી નાખી-અને તેની ઉપર ૪૪૮
ખુશીની મજલેસ અને લડાઇ એ બન્નેનો અંત આવ્યો.

પછી પોતે તેનું લોહીથી ગગડતું માથું તમ્બુમાંથી બાહેર લાવ્યો-કારણકે આ વાતથી તેનું લશ્કર ખબરદાર નહીં હતું.

એવું કદી ના બનતું કે એક સરદાર તેમાં ખાસ કરીને જે લડાઇ ઉપર જતો હોય, તે પોતે કેથે એકલોજ રહે.

જ્યારે તે આ ખૂન કરીને બદનામ થયો-ત્યારે તે બેહરામ આગળ ગયો, ત્યાં સૂધી દોડવા લાગ્યો.

તેણે બેહરામને કહ્યું કે "લે, આ તારા દુશ્મનનું માથું-કે જે તારાં શરીરનો દુશ્મન બન્યો હતો.

જ્યારે તે લશ્કર લઇ તારી આગળ આવતો હતો-ત્યારે તે તારા કમ ઝેયાદા વિચારથી વાકેફ ન હતો."

બેહરામે તેને પૂછ્યું કે "આ કોણનું માથું છે?-આ સર ઉપર દુન્યામાં કોણને રડવું પડશે?"

તેણે કહ્યું કે "એ સવાર આઇન ગોશસ્પનું માથું છે-કે જે ઇરાની પાદશાહની દરબારમાંથી તારી સામે લડવા આવતો હતો."

બેહરામે તેને કહ્યું કે "આ પહરેઝગાર શખ્સ-પાદશાહની દરબારમાંથી એટલાજ માટે નીકળ્યો હતો,

કે બા શાહ્ મારા દેહ્દ આશ્તી
બખાબ્ અન્દરૂન્ સરૂશ બહીશ્તી
૪૪૯ તો પાદાશ યાબી હમ અકૂનૂન્ ઝે મન્
કે બર્ તુ બેગેર્યદ્ બઝાર્ અન્જુમન્
બેફરૂમૂદ દારી ઝદન્ બર્ દરશ
નઝારેહ્ બર્ કેશ્વરો લશ્કરશ
નેયૂન્ બખ્તરા ઝેન્દેહ્ બર્ દાર્ કરૂદ
દેલે મર્દે બદ્કાર્ બીદાર્ કરૂદ
સવારાન્ કે આઈન્ ગોશસ્પે સવાર્
બેયાવર્દેહ્ બૂદ અઝ દરે શહ્રયાર્
ચુ કારે સેપહ્બુદ બફર્જામ શુદ
ઝે મરદુમ બસી નઝદે બહ્રામ શુદ
ગોરૂહી સુએ ખુસ્રવ આમદ ઝે રાહ્
તની ચન્દ રફૂતન્દ નઝદીકે શાહ્
ચુનાન્ શુદ કે અઝ બી શબાની રમહ્
પરાગન્દહ્ ગર્દદ બરૂઝે દમહ્

કે પાદશાહની સાથે મને સુલેહ કરાવે–તેવા શખ્સનું સર તેં ગફલતીમાં કાપી લીધું છે.

માટે એનો બદલો તું હમણાજ મારી તરફથી મેળવશે–કે જેથી સઘળી અંજુમન તારી ઉપર ઝારી કરી રડશે."

પછી તેણે દરવાઝા ઉપર એક શૂળી ઉભી કરવા ફર્માવ્યું–તે દેશના અને લશ્કરના લોકો તેને જોવા લાગ્યાં.

તે ઊંધે નસીબનાને જીવતો ફાંસીએ ચઢાવ્યો–અને એમ કરી બૂરી કરણીનાં લોકોનાં દિલને જાગૃત બનાવ્યાં.

જે સવારો કે બહાદુર આઇન ગોશસ્પ પાદશાહની દરબારમાંથી લાવ્યો હતો,

તેઓમાંથી ઘણાક જણા જ્યારે તેઓના સરદાર માર્યા ગયા, ત્યારે બેહરામની નઝદીક ગયા.

એક ટોળકી રસ્તામાંથી ખુસરૂની નઝદીક ગઈ–અને કેટલાક જણ પાદશાહ તરફ પાછા ફર્યા.

જેમ બરફના તોફાનને દિવસે ભરવાડ વગરનો ટોળો વીખરાઇ જાય તેમ તે લશ્કર વીખરાઇ ગયું.

## અન્દૂહ્ગીન્ શુદને હોર્મુઝ્ વ બસ્તને દર્બાર્ બઈરાનેયાન્ વ કૂર્ કર્દને બન્દૂય વ ગોસ્તહમ્ ઊરા.

## હોરમઝે ગમગીન બની ઇરાનીઓ માટે દરબાર બંધ કરવી અને બન્દૂય અને ગોસ્તહમે તેને આંધળો બનાવવો.

——:o:——

ચુ આગાહી આમદ સુએ શહ્રયાર્
ઝે આઈન્ ગોશસ્પ આન્ ગવે નામદાર્
ઝે અન્દૂહ્ દર્બાર્ દાદન્ બેબસ્ત
નહીદશ કસી નીઝ બા મય બદસ્ત
બર્ આમદ ઝે આરામો અઝ ખુર્દો ખાબ્
હમી બૂદ બા દીદગાન્ પુર્ ઝે આબ્
૪૫૦ બદર્ બર્ સખુન્ રફૂત ચન્દી ઝે શાહ્
વઝાન્ હેશ્તને પર્દેહ્ અઝ બારગાહ્
યકી ગોફૂત બહ્રામ શુદ જન્ગ્જૂય
બતખ્તે બુઝોર્ગી નેહાદહ્સ્ત રૂય
દેગર્ ગોફૂત ખુસ્રવ ઝે આઝારે શાહ્
હમી સૂએ ઈરાન્ ગુઝારદ સેપાહ્
બેમાન્દન્દ અઝાન્ કાર્ ગોર્દાન્ શેગેફૂત
વઝાન્ હર્ કસી રાએ દીગર્ ગેરેફૂત
ચુ અઝ તયસફૂન બર્ શુદ અઝ ગોફૂતગૂય
અઝાન્ પાદ્શાહી બેશુદ રન્ગો બૂય
સરે બન્દગાન્ શુદ પુર્ અઝ દર્દો કીન્
ગુઝીદન્દ નફ્રીન્ અબર્ આફરીન્
સેપાહ્ અન્દકી શુદ બદર્ગાહ્ બર્
જહાન્ તન્ગ્ શુદ બર્ દેલે શાહ્ બર્
બબન્દૂયો ગોસ્તહ્મ શુદ આગહી
કે તીરહ્ શુદ આન્ ફર્રે શાહન્શહી
હમહ્ બસ્તગાન્ બન્દ બર્દાશતન્દ
યકીરા બદાન્ કાર્, બુગ્માશ્તન્દ

જ્યારે પેલા નામદાર પેહલવાન આઇનિ ગોશસ્પની ખબર પાદશાહને પડી,

ત્યારે ગમગીનીથી તેણે પોતાની દરબારના દરવાઝા બંધ કીધા–ત્યાર બાદ કોઇયે તેને હાથમાં મયની જામ સાથ જોયોજ નહીં.

તેણે ખાવું પીવું અને અયશ આરામ પણ છોડી દીધો–અને આંસુ ભરી આંખ્યો સાથ તે રહેવા લાગ્યો.

દરબારની બાહેર પાદશાહ માટે તેમજ દરબાર બંધ કરવા માટે ઘણીક વાતો થવા લાગી.

એક બોલ્યો કે "બેહરામ લડાયક બન્યો છે–અને આ આપણું મોટાઈનું તખ્ત જીતવા માટે નીકળી ચૂકયો છે."

બીજો બોલ્યો કે "ખુસરૂ પાદશાહનાં દુ:ખથી-ઈરાન તરફ લશ્કર લઇ આવે છે."

એવી એવી વાતોથી પેહલવાનો અજબ થયા–દરેક જણ પોત પોતાની અટકળ કરવા લાગ્યું.

જ્યારે તયસફૂનમાંથી એવી વાતો બાહેર પડી–ત્યારે તે ઇરાનની પાદશાહતનો દબદબો ઘટી ગયો.

રૈયતનાં સર દુ:ખ અને કીના ભરેલાં બન્યાં–તેઓએ તેની ઉપર દોઆ કરવાને બદલે લઅનત પસંદ કીધી.

દરબાર ઉપરનું લશ્કર કમી થઈ ગયું–પાદશાહનાં દિલ ઉપર જેહાન તંગ બની.

હવે બંદૂય અને ગોસ્તહમને ખબર મળી–કે તે શેહન્શાહી ઝળકાટ ઝાંખો પડી ગયો છે.

ત્યારે તમામ કયદીઓએ બેડી કાઢી નાખી-અને તેમાંના એક જણને તે કામ માટે મોકલ્યો,

**કે આન્ આગહી બાઝ્ જૂયદ કે ચીસ્ત**
**ઝે જન્ગ્ આવરાન્ બર્ દરે શાહ્ કીસ્ત**
**ઝે કારે ઝમાનહ્ ચુ આગહ્ શુદન્દ**
**ઝે ફર્માન્ બેગશ્તન્દો બી રહ્ શુદન્દ**
**શેકસ્તન્દ ઝેન્દાનો બર્ શુદ ખોરૂશ**
**બરાન્ સાન્ કે હામૂન્ બર્ આમદ બજૂશ**
**બશહ્ર્ અન્દરૂન્ હરકે બુદ લશ્કરી**
**બેમાન્દન્દ બીચારહ્ અઝ્ હર્ દરી**
**હમી રફ્તૂ ગોસ્તહ્મો બન્દૂય પીશ**
**ઝેરેહ્દાર્ બા લશ્કરો સાઝે ખીશ**
**ચકાયક્ બદીદહ્ બેબસ્તન્દ શરૂમ**
**સવારાન્ બદરગાહ્ રફ્તન્દ ગરૂમ**
**ઝે બાઝાર્ પીશે સેપાહ્ આમદન્દ**
**દેલાવર્ બદરગાહે શાહ્ આમદન્દ**
**પસઆનગહ્ ચુનીન્ ગોફ્ત ગોસ્તહ્મે ગોરૂદ**
**બલશ્કર્ કે ઈન્ ખાર્ નત્વાન્ શુમોરૂદ**
**કે ગર્ ગશ્ત ખાહીદ બા મા યકી**
**મજૂઈદ આઝર્મે શાહ્ અન્દકી**
**અગર્ બસ્ત ખાહીદ યક્ યક્ મેયાન્**
**બકીને બુઝોર્ગાને ઈરાનેયાન્**
**કે હોરમુઝ બેકોશતસ્ત બર્ બીગુનાહ્**
**અઝીન્ પસ મર્ રા નખાનીદ શાહ્**
**બબાદાફ્રહ્ આન્ બેયાઝીમ દસ્ત**
**બક્ બર્ કુનીમ આબે ઈરાન્ કબસ્ત**
**શુમારા બુવીમ અન્દરીન્ પીશરવ**
**નેશાનીમ બર્ ગાહે ઊ શાહે નવ**
**વગર્ ઈચ સુસ્તી કુનીદ અન્દરીન્**
**શુમારા સેપારીમ ઈરાન્ ઝમીન્**
**યકી ગૂશઈ બસ કુનીમ અઝ્ જહાન્**
**બયક્સૂ ખરામીમ બા હમરહાન્**
**બગોફ્તારે ગોસ્તહ્મ યક્સર્ સેપાહ્**
**ગેરેફ્તન્દ નફ્રીન્ બઆરામે શાહ્**
**કે હોરમુઝ મબાદા ચુનીન્ તાજ્વર્**
**કે ઊ દસ્ત યાઝદ બખૂને પેસર્**
**બગોફ્તાર્ ચૂન્ શૂખ શુદ લશ્કરશ**
**હમાનગહ્ ઝદન્દ આતેશ અન્દર્ દરશ**
**શુદન્દ અન્દર્ અયવાને શાહન્શાહી**
**બનઝ્દીકે આન્ શાહે બા ફ્રરહી**
**ચુ તાજ્ અઝ્ સરે શાહ્ બર્દાશતન્દ**
**ઝે તખ્તશ નેગૂન્સાર્ બુગ્ઝાશતન્દ**
**નેહાદન્દ પસ દાગ્ બર્ ચશ્મે શાહ્**
**શુદ આન્ શમ્એ રખ્શાન્ હમાનગહ્ સેયાહ્**
**વરા હમચુનાન્ ઝેન્દહ્ બુગ્ઝાશતન્દ**
**બગન્જ્ આન્ચે બુદ ખાર્ બર્દાશતન્દ**
**ચુનીનસ્ત કેર્દારે ચર્ખે બલન્દ**
**દેલ્ અન્દર્ સરાએ સેપન્જી મબન્દ**
**ગહી ગન્જ યાબીમ અઝ્ ગાહ્ રન્જ**
**પસ અઝ્ હરદુ રફ્તન્ ઝે જાએ સેપન્જ**

કે "તે વાતની ખબર કાઢે કે એ શું બનાવ બન્યો છે?—અને લડાચકોમાંથી પાદશાહના દરવાઝા ઉપર કોણ કોણ છે?"

જ્યારે તેઓ ઝમાનાનાં કામથી વાકેફ થયા—ત્યારે તેઓએ પાદશાહનાં ૪૫૧
ફર્માનથી સર ફેરવી આડે માર્ગે ઉતરી પડયા.

તેઓએ કયદખાના ભાંજી નાખ્યાં અને શોર ઉઠાવ્યો—જેથી સઘળું મયદાન જોશમાં આવ્યું.

શેહરમાં જે કાંઇ લશ્કર હતું—તે પણ દરેક તરેહથી લાચાર બન્યું.

બંદૂય અને ગોસ્તમ કડીવાળાં બખ્તર પેહેરેલાં લશ્કર અને પોતાના સઘળા અસ્બાબ સાથ આગળ ચાલવા લાગ્યા.

સઘળાઓએ પોતાની આંખમાંથી શર્મ કાઢી નાખી—તે સવારો ચિતાબી કરતા દરગાહ તરફ ધસી ગયા.

તેઓ બાઝારમાં રહીને પાદશાહનાં લશ્કર સામે આવી લાગ્યા—અને હિમ્મત ધરી પાદશાહની દરગાહમાં ઘુસ્યા.

પછી પેહલવાન ગોસ્તહમે સઘળાં લશ્કરને કહ્યું કે "આ બાબત તમોએ હલકી સમજવી નહીં જોઇયે

કારણકે જો તમો અમારી સાથ મળતા થવા માગતા હોવ—તો હવે તમો પાદશાહની બિલ્કુલ શર્મ ના રાખો.

અંગરજો તમો સઘળા ઈરાની બુઝોર્ગોના કીના ઉપર કમર બાંધવા માગતા હોવ,

કે જેઓને હોરમઝે વગર ગુનાહે કતલ કીધા છે—તો હવે પછી તમો હોરમઝને પાદશાહ તરીકે ગણતા ના.

તેને શિક્ષા કરવા માટે આપણે હાથ લમ્બાવ્યે—અને આ ઈરાનનું ૪૫૨
પાણી તેની ઉપર કડવું ઝેહર જેવું બનાવ્યે.

એ કામમાં અમો તમારા આગેવાન થઈશું—અને આપણે તેનાં તખ્ત ઉપર નવા પાદશાહ (ખુસરૂ)ને બેસાડીશું.

જો તમો આ કામમાં જરા પણ સુસ્તી કરશો—તો ઇરાન ઝમીનનો મુલક તમોને સોંપી દઈશું,

અને અમો આ, જેહાનમાંનું બસ એક ખૂણુંજ એખ્તયાર કરીશું—અને પોતાના સાથીઓ સાથ એક તરફ નીકળી જઇશું."

ગોસ્તહમના બોલવાથી તમામ લશ્કરે—પાદશાહના એવા એકાંતવાસ ઉપર લઆનત નાખી,

કે "હોરમઝ જેવો પાદશાહ હોતોજ ના!—કે જે પોતાના બેટાના ખૂન માટે હાથ લમ્બાવે છે."

એવી વાતોથી જ્યારે તેનું લશ્કર નફત બની ગયું—ત્યારે તુરત પાદશાહની દરબારમાં આગ લગાડી દીધી.

તેઓ શેહન્શાહી મેહલમાં તે ખોરેહ સાથના પાદશાહની નઝદીક ગયા.

જ્યારે તેઓએ પાદશાહનાં સર ઉપરથી તાજ ઊંચકી લીધું—ત્યારે તેને તખ્ત ઉપરથી ઊંધે મસ્તક નીચે નાખ્યો.

પછી તે પાદશાહની આંખ ઉપર ડામ મૂકયા—તે ઝળકતો ચેરાગ તેજ વખતે સીઆહ થયો (યાને પાદશાહ આંધળો બન્યો).

તેને તેવીજ હાલતમાં જીવતો છોડી ગયા—અને જે કાંઈ તેનો ખઝાનો ૪૫૩
હતો તે લૂટી ગયા.

બુલંદ આસ્માનનાં કામો એવીજ રીતનાં હોય છે—તું આ મુસાફરખાનારૂપી દુન્યામાં દિલ ના લગાડ.

આપણે તેનાથી કઈ ખઝાનો મેળવ્યે છિયે કે કઈ દુઃખી થઇયે છિયે—અને એ બન્ને મેળવ્યા પછી પણ આ ત્રણપાંચ દિવસની દુન્યામાંથી ચાલીજ જવાનું છે.

અગર્ સદ્ બુવદ્ સાલ અગર્ સદ્ હઝાર્
ગુઝશ્ત આન્ સખુન્ કામદ્ અન્દર્ શુમાર્

કસી કૂ ખરીદારે નીકી શવદ્
ન ગૂયદ્ બદી તા બદી નશ્નવદ્

આપણી ઝિંદગી સો વર્ષની હોય કે લાખ વર્ષની હોય-બલ્કે જે પણ અંકનો હેસાબ થઈ શકે તેટલી ઝિંદગી હોય, તોપણ તે બાબતનો વિચાર રખાયજ નહીં (દુન્યા છોડવી જરૂરજ છે).

જે કોઇ શખ્સ કે નેકીનોજ ખરીદાર બને છે-તે ખરાબી ભર્યું બોલતો નથી અને તેથી ખરાબ સખુનો સાંભળતો પણ નથી.

# ખુસરૂ*

## પાદ્શાહીએ ખુસ્રવ્ પર્વીઝ્ સીઓ હશ્ત્ સાલ્ બૂદ્ આગાહ્ શુદને ખુસ્રવ્ અઝ્ કૂર્ શુદને હોર્મુઝ્ વ બર્ તખ્ત્ નેશસ્તન્.

## ખુસરૂ પર્વીઝની પાદશાહી આડત્રીસ વર્ષ હતી. ખુસરૂનું હોરમઝના આંધળા થવા વિષે વાકેફ થવું અને તેનું તખ્ત ઉપર બેસવું.

હમાનગાહ્ ગોસ્તહુમ બાઝર્ગોશસ્પ
બર્ અફ્ગન્દ્ મર્દી સબુક્ બા દુ અસ્પ

કે દર્ શબ્ બનઝ્દીકે ખુસ્રવ્ શવદ્
અઝ્ ઇરાન્ બઆગાહીએ નવ્ શવદ્

ફેરેસ્તાદહ્ આમદ્ બરે શાહે નવ
ગુઝશ્તહ્ શબે તીરહ્ અઝ્ માહે નવ

અઝ્ આશૂબ્ ગોફ્ત આન્ચે દીદા શનીદ્
જવાન્ શુદ્ ચુ બર્ગે ગુલે શમ્બલીદ્

ચુનીન્ ગોફ્ત આન્ કૂ ઝે રાહે ખરદ્
બતીઝી ઝે બી દાનેશી બુગ્ઝરદ્

૪૫૪ નતર્સદ્ ઝે કેર્દારે ચર્ખે બલન્દ્
શવદ્ ઝેન્દગાનીશ ના સૂદમન્દ્

ગરીન્ બદ્ કે ગોફ્તી ખશ આયદ્ મરા
ખુરો ખાબ્ દર્ આતશ આયદ્ મરા

તેજ વખત ગોસ્તહમે આઝરગોશસ્પ તરફ-બે ઘોડા સાથે આપી એક માણસને ઉતાવળે દોડાવ્યો.

કે તે રાતો રાત ઈરાનથી આ નવી વધાઈ લઈ ખુસરૂની નઝદીક જાય.

તે જવાન શાહઝાદાની નઝદીક કાસેદ આવ્યો-નવા મહિનાની એક અંધારી રાત પસાર થઈ હતી (એટલે નવા ચાંદ પછી બીજે દિવસે કાસેદ આવી પુગ્યો).

તેણે તે જોયલી અને સાંભળેલી આફત માટે સઘળું કહી સંભળાવ્યું-એ સાંભળી તે જવાન મેથીનાં ફૂલની પાંદડી માફક ફિક્કો પડી ગયો.

અને બોલ્યો કે જે "કોઈ શખ્સ આકળાપણામાં બેવુકૂફાઇને લીધે ડહાપણના માર્ગથી ફરે,

અને બુલંદ આસ્માનનાં કામોથી બીહે નહીં-તેની ઝિંદગાની ફોકટ થઈ પડે છે.

તેં જે માઠી ખબર કહી તેથી જો મને ખુશહાલી લાગતી હોય-તો મારૂં ખાવું પીવું અને અયશ આરામ દોઝખમાંજ જઇ પડજો!

* આ પાદશાહ હોરમઝનો છોકરો. આ પાદશાહ ઘણો બહાદુર, હિમ્મતવાન અને લડાયક હતો. બેહરામ ચોબીને રચેલાં કાવતરાંનો ભોગ થઈ પડી એને ઇરાનથી નાસી જવું પડયું હતું. પણ જ્યારે તેના મામાઓએ પોતાના બાપ હોરમઝને આંધળો કર્યો, ત્યારે તેણે આવી ઈરાનની ગાદી લીધી. બીજી તરફથી બેહરામ ચોબીન પણ ઈરાનના પાદશાહ તરીકે ઓળખાવા લાગ્યો જેથી ખુસરૂને તેની સાથ લડાઇ કરવી પડી, જેમાં ખુસરૂની હાર થઇ આથી તેને નાસીને રૂમના કયસરનો આસરો લેવો પડયો. કયસરની છોકરી મર્યમ સાથ પરણી ત્યાંથી એક ભારી લશ્કર લઈ બેહરામ સાથ લડાઈ કરવા આવ્યો, પહેલાં તો તેની હાર થઇ અને બેહરામના હાથમાં કયદ પકડાતાં સરોશ ઈઝદ તેની મદદે આવી બચાવી લીધો. પછી બીજી વખત બેહરામ સાથ લડાઇ કરી તેને હરાવી ઈરાનની ગાદી ઉપર પાછો બેઠો. કયસરે આપેલી લશ્કરી મદદના બદલામાં ખુસરૂને પોતાના બપાવા નોશીરવાને તેમજ બાપ હોરમઝે રૂમી પ્રાંતો જે હાથ કર્યા હતા, તે પાછા આપી દેવા પડયા. આ પાદશાહે થોડોક વખત પુષ્કળ જાહોજલાલી વાપરી, પણ તેનું શેવટ બહુજ કંગાળ આવ્યું. તેની પડતીના વખતમાં તેનોજ છોકરો તેની સામે થયો. અને છેલ્લે એક ઈરાનીનાજ ખૂની હાથનો ભોગ થઇ પડી માર્યો ગયો. આ પાદશાહે ઇ. સ. ૫૯૧ થી ઇ. સ. ૬૨૮ સુધી ૩૮ વર્ષ રાજગાદી ભોગવી હતી.

વલીકેન્ પેદરૂ ચૂન્ બખૂન્ ચાખ્ત દસ્ત
દરૂ ઈરાન્ નકર્દમ સરાએ નેશસ્ત
હમ ઊરા કુનૂન્ ચૂન્ યકી બન્દહ્ અમ
સખુન્ હરૂચે ગૂયદ્ નેયૂશન્દહ્ અમ
હમન્દરૂ ઝમાન્ દાલ હેલ બા સેપાહ્
બર્કેદારે આતેશ બરૂ આમદ્ ઝે રાહ્
બેતર્સીદ્ કઝ્ વય રસદ્ પીશતરૂ
જહાન્ગીરૂ બહ્‌રામે ચાઝન્દહ્ સરૂ
સેપાહી ખુદ્ અઝ્ બર્દેઓ અર્દબીલ
હમી રફ્ત બા નામવરૂ ખીલ ખીલ
અઝ્ અર્મીનેયહ્ નીઝ્ ચન્દી સેપાહ્
હમી તાખ્ત ચૂન્ બાદ્ બા પૂરે શાહ્
ચુ આમદ્ બબગ્દાદ્ અઝ્ આગેહી
કે આમદ્ ખરીદારે તખ્તે મેહી
હમહ્ શહ્‌રૂ ઝાગાહી આરામ યાફ્ત
જહાન્જૂ અઝ્ આરામ શાન્ કામ યાફ્ત
પઝીરહ્ શુદન્દશ બુઝોર્ગાને શહ્‌રૂ
કસીરા કશ અઝ્ ખુર્‌રમી બૂદ્ બહ્‌રૂ
ઝે રહ્ સૂએ અયવાને શાહ્ આમદન્દ્
અબરૂ શાહ્ બરૂ દાસ્તાન્હા ઝદન્દ્
ઝે હરૂગૂનહ્ ગોફ્તન્દો ખુસ્રવ્ શનીદ્
બદેલ્ રાએ આન્ મેહ્‌તરાન્ બરૂગુઝીદ્
નેહાદન્દ્ બરૂ પીશગહ્ તખ્તે આજ
હમાન્ તઉકે ઝરૂરીનો પુરૂમાયહ્ તાજ
કે ફરૂસૂદહ્ બૂદન્દ્ બેસ્યારૂ શાહ્
બદીદહ્ બસી શાહ્ બરૂ પીશગાહ્
બશહ્‌રૂ અન્દરૂન્ રફ્ત ખુસ્રવ્ બદરૂદ્
બપીશે પેદરૂ રફ્ત બા બાદે સરૂદ્
ચેગૂયમ અઝીન્ ગુમ્બદે તીઝ્ ગરૂદ્
કે હરૂગેઝ્ નેયાસાયદ્ અઝ્ કારૂ કરૂદ્
યકીરા હમી તાજે શાહી દેહદ્
યકીરા બદર્યા બમાહી દેહદ્
યકીરા બરહ્‌નહ્ સરો પાયો દસ્ત
ન આરામે ખુર્દો ન જાએ નેશસ્ત
યકીરા દેહદ્ તૂશહ્ અઝ્ શહ્‌દો શીરૂ
બેપૂશદ્ બદીબાઓ ખઝ્ઝો હરીરૂ
સરન્જામ હરૂ દુ બખાક્ અન્દરન્દ્
બતારીક્ દામે હલાક્ અન્દરન્દ્
અગરૂ ખુદ્ નઝાદી ખેરદ્‌મન્દ્ મરૂદ્
નબૂદી વરા રૂઝે નન્ગો નબરૂદ્
નદીદી જહાન્ અઝ્ બુનહ્ બેહ્ બુદી
અગરૂ કેહ્ બુદી મરૂદ્ અગરૂ મેહ્ બુદી
કુનૂન્ રન્જ દરૂ કારે ખુસ્રવ્ બરીમ
બખાનન્દહ્ આગાહીએ નવ્ બરીમ
ચુ ખુસ્રવ્ નેશસ્ત અઝ્ બરે તખ્તે ઝરૂ
બેરફ્તન્દ્ હરૂ કસ કે બૂદશ ગોહરૂ
ગેરાન્માયગાન્રા હમહ્ ખાન્દન્દ્
બરાન્ શાહે નવ્ ગઊહરૂ અફૂશાન્દન્દ્
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત કીન્ તાજો તખ્ત
નેયાબદ્ મગરૂ મરૂદુમે નીકૂબખ્ત

પણ જ્યારે બાપે મને મારી નાખવાજ હાથ લમ્બાવ્યો ત્યારેજ લાચારીએ હું મારૂં રહેઠાણ ઇરાનમાં રાખી શકયો નહીં.

બાકી હાલ પણ હું તેના એક ગોલામ જેવોજ છું-અને તે જે કાંઇ હોકમ ફર્માવે તે બજા લાવનારો છું.”

પછી તેજ વખતે તે ગમગીન દિલે લશ્કર લઈ શિતાબી કરતો રસ્તે પડયો.

તે ડરતો હતો કે રખેને સર છટકાવનાર જેહાનજીત બેહરામ તેના કરતાં આગળથી પુગી જાય.

બર્દેહ અને અર્દબીલનું એક લશ્કર-ટોળે ટોળું તે નામવર સાથ ચાલવા લાગ્યું.

આર્મીન્યામાંથી કેટલુંક લશ્કર-પાદશાહના બેટા ખુસરૂ સાથ ઝડપથી દોડવા લાગ્યું.

જ્યારે બગદાદમાં તેના આવ્યાની ખબર પડી-કે “મોટાઈનાં તખ્તનો ખરીદાર આવ્યો છે,”

ત્યારે તે ખબરથી તમામ શેહર શાન્ત પામ્યું-અને તેઓનાં શાન્ત પડવાથી દેશ જીતનાર ખુસરૂ પણ નચિન્ત બન્યો.

શેહરના મોટાઓ અને જેઓ કે ખુશી ભોગવવાને લાયક હતા (યાને ૪૫૫
દઉલતમંદ હતા), તેઓ તેને સામા એસ્તેકબાલ લેવા ગયા.

રાહમાંથી તેઓ પાદશાહના મેહલ તરફ આવ્યા-અને શાહઝાદા સાથ કેટલીક વાતો કરવા લાગ્યા.

દરેક બાબત ઉપર તેઓ બોલ્યા અને ખુસરૂએ તે સઘળું સાંભળ્યું-અને તે સરદારોનો વિચાર તેણે દિલથી પસંદ કીધો.

તેઓએ દરબારમાં હાથીદાંતનું તખ્ત ગોઠવ્યું-તેમજ સોનેરી સાંકળી અને કીમતી તાજ ત્યાં મૂકયું.

કે જે તખ્તો તાજ ઘણાક પાદશાહોએ વાપર્યું હતું-અને તે તખ્ત ઉપર ઘણાક પાદશાહોને જોવામાં આવ્યા હતા.

પછી ખુસરૂ દુઃખી દિલે શેહરમાં ગયો-અને સર્દ હાય મારતો બાપની નઝદીક આવ્યો.

આ તેઝ ચાલના ગુમ્બઝ માટે હું શું કહું?-કે તે તો પોતાનું કામ કરવાથી કદીબી થાકતો નથી.

તે એકને પાદશાહી તાજ પેહેરાવે છે-ત્યારે બીજાને દર્યામાં માછલીને સ્વાધીન કરે છે.

એકને ઊઘાડે માથે અને ખુલ્લા હાથ પગે રાખે છે-તેને ખાવાનો કરાર કે રહેવાની જગ્યા પણ મળતી નથી,

જ્યારે બીજાને મધ અને દૂધનો ખોરાક આપે છે-અને તેને કીમ્ખાબનાં, બાલના વણેલાં અને રેશમી કપડાં પેહેરાવે છે.

પણ શેવટે તો તે બન્ને જણા ખાકમાંજ પડે છે-અને મોતની અંધારી ૪૫૬
જાળમાં સપડાયલાજ હોય છે.

અગરજો અકલમંદ માણસ પોતે પયદાજ નહીં થતે-તો તેને લડાઈ કરવાનો કે કીર્ત્તિ હાસેલ કરવાનો દહાડો જોવોજ નહીં પડતે.

અગરજો એક માણસ ગરીબ હતે કે તવન્ગર હતે-તોપણ જો તે શુરૂઆતથીજ દુન્યા જોતે નહીં તો તે ઘણુંજ બેહતર થતે.

હવે આપણે ખુસરૂની બાબત લખવાની મેહનત લઇયે-અને વાંચનારને નવી ખબરો આપ્યે.

જ્યારે ખુસરૂ સોનેરી તખ્ત ઉપર બિરાજ્યો-ત્યારે સઘળા ખાન્દાની શખ્સો તેની પાસે આવ્યા.

સઘળા ઊંચી બુન્યાદના મોટાઓને બોલાવ્યા-જેઓએ આ નવા પાદશાહ ઉપર ગોહરોનો વધાવો કર્યો.

પછી ખુસરૂ વડા વઝીર આગળ એ પ્રમાણે બોલ્યો, કે “આ તાજ અને તખ્ત-એક નેકબખ્ત માણસ સિવાય બીજો કોઈ મેળવી શકતો નથી.

મબાદા મરા પીશહ્ જોઝ્ રાસ્તી
કે બીદાદી આરદ્ હમહ્ કાસ્તી
અબા હરૂકસી રાએ મા બરૂ બેહીસ્ત
કે બીદાદ્ કર્દન્ સરે મા તેહીસ્ત
કે યઝદાન્ પઝીરોફ્તમ ઈન્ તખ્તે નવ
હમીન્ રઉશનો માયહ્વરૂ બખ્તે નવ
૪૫૭ શુમા નીઝ્ દેલહા બફર્માન્ નેહીદ્
બહરૂ કારૂ બા મા સે પયમાન્ નેહીદ્
અઝ્ અઝોરૂદને મરૂદુમે પારૂસા
વહીગરૂ કશીદન્ સરૂ અઝ્ પાદ્શા
સેવુમ દૂરૂ બૂદન્ ઝે ચીઝે કસાન્
કે દર્દશ બુવદ્ સૂએ આન્ કસ રસાન્
કે દરૂ ગાહો બીગહ્ કસીરા બેસૂખ્ત
બબીમાયહ્ ચીઝી દેલશ બરૂ ફેરૂખ્ત
કુનૂન્ દસ્ત અઝીન્ શોસ્ત બાયદ્ હમી
રહે રાસ્તી જોસ્ત બાયદ્ હમી
દેગરૂ હરૂચે અઝ્ મરૂદુમી દરૂખરદ્
મરા આન્ પઝીરન્દહ્ બાશદ્ ખરદ્
નબાશદ્ મરા બા કસી દાવરી
અગરૂ તાજે મન્ જોસ્ત અરૂ અન્ગુશ્તરી
કેરા ગઉહરે તન્ બુવદ્ બા નેઝાદ્
નગૂયદ્ સખુન્ બા કસી જોઝ્ બદાદ્
નબાશદ્ શુમારા જોઝ્ અઝ્ ઈમની
નેયાઝમ્ બકેર્દારે અહ્રીમની
હરાન્ કસ કે બેશ્નીદ ગોફ્તારે શાહ્
હમી આફરીન્ ખાન્દ બરૂ તાજો ગાહ્
૪૫૮ બેરફ્તન્દ શાદ્ અઝ્ બરે તખ્તે ઊય
હમી આફરીન્ ખાન્દહ્ બરૂ બખ્તે ઊય

સચ્ચાઈ સિવાય મારો કોઈ બીજો પેશો હોતોજ ના-કારણકે બેદાદીજ સઘળે ઝવાલ લાવે છે.

દરેક જણ સાથે ભલાઇ કરવાનોજ અમારો વિચાર છે-કોઈ ઉપર ઝુલ્મ ગુઝારવાથી અમારૂં સર ખાલીજ છે.

આ નવું તખ્ત તેમજ પ્રકાશિત અને ઊંચું નસીબ પાક યઝદાનનાં નામથીજ મેં કબૂલ કર્યુંજ છે.

તમોં પણ મારા હોકમ ઉપર દિલ લગાડજો-અને મને આ ત્રણ કામો કરવાનું વચન આપજો.

એકતો પરહેઝગાર માણસને દુઃખ દેવાથી દૂર રહેવું-અને બીજું. પાદશાહના હોકમથી સર ફેરવવું નહીં.

ત્રીજું. કોઈની ચીઝ ઝોર ઝુલ્મથી લેવી નહીં-કારણકે તેનું દુઃખ પેલા લેનારને ઝરૂર પુગે છે.

કે જે વખતે કે કવખતે કોઇને દુઃખ દઇને-થોડીક માલ મિલકતથી પોતાનાં દિલને ખુશી કરે છે.

હવે તમારે એવાં કામો કરવાથી હાથ ધોવા જોઇયે-અને સચ્ચાઇનોજ માર્ગ પકડવો જોઇયે.

બીજું. જે કાંઇ કે ઈન્સાનિયતની રીતને લાયકનું હશે-તેજ મારી અકલ પણ કબૂલ કરશે.

અગર કોઇ શખ્સ મારૂં તાજ માગે કે મારી પાસની મોહર માગે-તોપણ તે શખ્સ સાથ મારે લડાઇ કરવી નથી.

જે કોઈનાં શરીરમાં ઊંચો ખવાસ અને ઊચી બુન્યાદ હોય છે-તે કોઇની સાથ રાસ્તી સિવાય સખુન બોલતો નથી.

મારીથી તમોને નચિન્તાઈ સિવાય બીજું કાંઇ મળશે નહીં-હું એહરેમંદીનાં કામો કરવા ઉપર હાથ લમ્બાવીશ નહીં."

જે કોઇયે કે તે નવા પાદશાહનું ભાષણ સાંભળ્યું-તેઓ તેનાં તાજ અને તખ્ત ઉપર દુઆ કરવા લાગ્યા.

તેઓ તેનાં તખ્ત આગળથી તેનાં ભલાં નસીબ ઉપર દોઆ કરતા ખુશ ખુશહાલ પાછા ફર્યા.

## આમદને ખુસ્રવ્ પીશે પેદર્ વ પૂઝેશ્ ખાસ્તન્.

——:o:——

સેપહ્બુદ્ ફેરૂદ્ આમદ્ અઝ્ તખ્ત શાદ્
હમહ્ શબ્ ઝે હોરૂમુઝ્ હમી કરૂદ્ યાદ્
ચુ પેન્હાન્ શુદ્ આન્ ચાદરે આબ્નૂસ
બગૂશ આમદ્ અઝ્ દૂરૂ બાન્ગે ખોરૂસ
જહાન્ગીરૂ શુદ્ તા બનઝ્દે પેદરૂ
નેહાનશ પુરૂ અઝ્ દર્દો ખસ્તહ્ જેગરૂ
ચુ દીદશ બેનાલીદો બોરૂદશ નમાઝ્
હમી બૂદ્ પીશશ ઝમાની દરાઝ્
ચુ રૂએ પેદરૂ દીદ્ ખુસ્રવ બદરૂદ્
બરૂઆવરૂદ્ અઝ્ દેલ્ યકી બાદે સરૂદ્
બેબૂસીદ્ ચશ્મો સરો પાએ ઊય
દેલશ પુરૂ ઝે ખૂન બૂદો પુરૂ આબ્ રૂય
બદૂ ગોફ્ત કય બાબ્ બા બખ્ત યારૂ
ઝે નઉશીરવાન્ દરૂ જહાન્ યાદ્ગારૂ

## ખુસરૂનું બાપની નઝદીક આવવું અને તેની માફી માગવી.

——:o:——

પછી પાદશાહ તખ્ત ઉપરથી ખુશહાલ નીચે ઉતર્યો-આખી રાત તેણે હોરમઝ માટેનીજ યાદ કર્યા કીધી.

જ્યારે પેલી કાળા રંગની ચાદર છૂપાઈ ગઇ-અને દૂરથી મરઘાનું વાસવું તેના કાનમાં આવ્યું,

ત્યારે દુન્યા જીતનાર ખુસરૂ બાપની આગળ ગયો-તેનું દિલ દર્દથી ભરેલું અને જીગર ઝખ્મી થયલું હતું.

જ્યારે હોરમઝને જોયો ત્યારે તે રડી પડયો અને તેને નમન કીધું-અને ઘણો વખત તેની આગળ થોભી ગયો.

જ્યારે ખુસરૂએ પોતાના બાપનો ચેહરો જોયો-ત્યારે તેણે દિલમાંથી એક સર્દ હાય મારી.

તેણે તેની આંખ ઉપર, સર ઉપર અને પગ ઉપર બોસા લીધા-તેનું દિલ ગમગીન અને ચેહરો આંસુથી ભરેલો હતો.

તે બોલ્યો કે "એ આ દુન્યામાં નોશીરવાનથી યાદગાર રહેલા બુખ્તાવર બાપ!

તો હાની કે ગરૂ જૂદમી પોશ્તે તૂ
બસૂઝન નખસ્તી કસ અન્ગોશ્તે તૂ
નેગરૂ તા ચે ફ્રમાંઈ અકૂનૂન મરા
ઘમ આમદ તોરા હેલ પુરૂ અઝ ખૂન મરા
ગરૂ અયદૂન કે ફ્રમાન દેહી બરૂ દરત
ચકી બન્દહુ અમ પાસબાન બરૂ સરત
નજૂયમ કોલાહો નખાહમ સેપાહુ
બેબુરૂરમ સરે ખીશ દરૂ પીશગાહુ
બદૂ ગોફ્રૂત હોરૂમુઝ કે અય પુરૂ ખરદ
હમી રૂઝે સખ્તી ઝે મન બુગઝરદ
ન આન કસ કે ઇન કરૂદ માનદ દરાઝ
ઝે મા બુગઝરદ હરૂચે રન્જસ્તો નાઝ
મરા આરૂઝૂ નઝદે તૂ બરૂ સે ચીઝ
બરીન બરૂ ફ્રોઝૂની નખાહીમ નીઝ
ચકી આન કે શબગીરૂ હરૂ બામદાદ
કુની ગૂશે મારા બઆવાઝ શાદ
વદીગરૂ સવારી ઝે ગર્દનકશાન
કે અઝ રઝમ દીરીનહુ દારદ નશાન
બરે મન ફ્રેરેસ્તી કે અઝ કાર્ઝારૂ
સખુન ગૂયદો કર્દહુ બાશદ શેકારૂ
હમાન નીઝ દાનન્દહુ મર્દી કોહુન
કે અઝ શહરૂયારાન ગુઝારદ સોખુન
નવેશ્તહુ ચકી દફ્તરૂ આરદ મરા
બદાન દર્દો સખ્તી સરૂ આરદ મરા
સેવુમ આરૂઝૂ આન કે ખાલે તો અન્દ
પરસ્તન્દહો ના હમાલે તો અન્દ
નબીનન્દ અઝીન પસ જહાનરા બચશ્મ
બરીશાન બેરાની બઝીન સૂગ ખશ્મ
બદૂ ગોફ્રૂત ખુસ્રવ કે અય શહરૂયારૂ
મબાદ આન કે બરૂ ચશ્મે તૂ સૂગવારૂ
નબાશદ વગરૂચેહુ બુવદ બદ નેહાન
કે બદખાહે તૂ દૂરૂ બાદ અઝ જેહાન
વલીકેન નેગહુ કુન બરઉશન રવાન
કે બહુરામે ચૂબીનહુ શુદ પહુલવાન
સેપાહસ્ત બા ઊ ફ્રોઝૂન અઝ શુમારૂ
સવારાનો ગોર્દાને ખન્જરૂ ગુઝારૂ
અગરૂ મા બગોસ્તહુમ યાઝીમ દસ્ત
બગીતી નેયાબીમ જાએ નેશસ્ત
દેગરૂ આન કે બાશદ દબીરી કોહુન
કે બરૂ શાહુ ખાનદ ગુઝશ્તહુ સોખુન
સવારી કે પર્વરૂદહુ બાશદ બરઝમ
બેદાનદ હમાન નીઝ આઇને બઝમ
અઝીન હરૂ ઝમાન નવ ફ્રેરેસ્તમ ચકી
તો બા દરૂદ પેઝૂમાન મબાશ અન્દકી
મહાન ઈન ઝે ગોસ્તહુમ કીન યઝદીસ્ત
ઝે ગોફ્રૂતારો કેર્દારે નાબેખ્રદીસ્ત
દેલે તૂ બદીન દરૂદ ખુર્સન્દ બાદ
હમાન બા ખેરદ અબ્રૂ પયવન્દ બાદ
અગરૂ દાદે ખુદ યાબમ અઝ રૂઝગારૂ
ઝે ગોસ્તહુમો બન્દૂએ નાસાઝગારૂ

તું જાણે છે, કે અગરજો હું તારી પીઠે અહીં રહેલો હતે–તો કોઈ શખ્સ એક સોય પણ તારી આંગળીમાં ભોકી શકતે નહીં.

બોલ, તું મને શું હોકમ ફ્રમાવે છે?–તારે ભાગે ગમગીની આવી છે ત્યારે મારે ભાગે ખૂન ભર્યું શરીર આવ્યું છે.

જો તું હોકમ આપે તો હું તારી નેગેહબાની કરનારો તારા દરવાઝા ૪૫૯
ઉપરનો એક ગોલામ છું.

મને તાજ પણ નથી જોઈતું મને લશ્કર પણ નથી જોઇતું-તારાં તખ્ત આગળ પોતાનું માથું કાપી નાખવા તૈયાર છું."

હોરમઝે કહ્યું કે "ઓ ડહાપણ ભરેલા શખ્સ!–આ દુઃખી દિવસો પણ મારી ઉપરથી પસાર થઇ જાય છે.

પણ જે શખ્સે કે આવી બૂરાઈ મારી સાથ કીધી છે તે લામ્બો વખત જીવશે નહીં–જે કાંઈ સુખ કે દુઃખ હોય છે તે આપણી ઉપરથી પસાર થઇ જશે.

મને તારી પાસેથી ત્રણ ચીઝ માગી લેવાની છે–એથી હું વધારે કાંઈ ચાહતો નથી.

એક તો એકે રોઝ સવારના પોહોરમાં–તારી વાતોથી મારા કાન ખુશહાલ કરે.

બીજું એ કે બહાદુર શખ્સોમાંથી જે કોઈ સવાર–કે જેને આગળી લડાઇઓની વાતો યાદ હોય,

તેને તું મારી પાસે મોકલી આપે કે તે પોતાની લડાઈ માટેની–તેમજ પોતે કીધેલા શિકાર બાબતની વાતો મારી આગળ કહે.

તેમજ કોઈ બુઢ્ઢો વાકેફગાર–કે જે આગળા પાદશાહો માટેની વાતો કરી જાણતો હોય,

તે કોઇ લખેલી તવારીખ મારી આગળ લાવે–અને તે વાંચી સંભળાવી મારાં દુ.ખ અને દર્દને શાન્ત પાડે.

ત્રીજી ખાહેશ એ છે કે તારા મામાઓ છે–જે તારા નોકરો છે અને ૪૬૦
તારી સાથ રહેવા લાયકના નથી,

તેઓ હવે પછી આ દુન્યાને પોતાની આંખોથી જોઇ શકે નહીં તેવા બનાવ–તેઓ ઉપર તું આ મારી ગમગીની માટે ગુસ્સો દેખાડ."

ખુસરૂ બોલ્યો કે "ઓ પાદશાહ!–એવું કદી ના બનતું કે તારી આંખો માટે કોઈ ગમગીન

નહીં બને, પછી ગમે એવો તે શખ્સ ભૂંડો હોય–તારા દુશ્મનો જેહાનમાંથી ગુમ થજો!

તોપણ તું જરા તારા રોશન જીવથી વિચાર કર–કે બેહરામ ચોબી·નેહ એક પેહલવાન બન્યો છે.

તેની પાસે ગણત્રી કરતાં વધારે લશ્કર છે–સવારો છે અને તલવાર મારનારા પેહલવાનો પણ છે.

તેવે વખતે કે જો આપણે ગોસ્તહમ સાથ લડાઈ કર્યે–તો દુન્યામાં કેથે આપણને બેસવાની જગો પણ રહેશે નહીં.

બીજું જે તેં કહ્યું કે કોઈ આગળા વખતનો મુન્શી હોય–કે જે બની ગયલી તવારીખ પાદશાહ આગળ વાચી સંભળાવે,

તેમજ કોઇ લડવૈયો કે જે લડાઇનાં મયદાનમાંજ મોટો થયલો હોય–તેમજ સઘળી ખુશીની મજલેસની રાહ રીતીથી વાકેફ હોય તેવાને મોકલે,

તો તેવા શખ્સોમાંથી હું દર વખતે નવા નવા તારી ખિદમતમાં મોકલીશ–તું આ તારાં દુઃખ માટે જરા પણ દિલગીર ના રહેતો.

તું આ કામ ગોસ્તહમ તરફથી થયલું ના સમજતો કારણકે એ ૪૬૧
બનાવ ખોદા તરફનો છે–એવું બેવુકૂફી ભરી વાતોથી અને કામોથીજ બન્યું છે.

આ દુઃખમાં તારૂં મન ખુશહાલ રહેજો–તારાં ડહાપણ સાથ સબૂરી જોડાયલી હોજો!

અગર હું ઝમાનાથી ઈન્સાફ મેળવીશ–તો નાલાયક ગોસ્તહમ અને બંદૂય ઉપર,

બેખાહમ હમહ્ કીનએ ખીશતન્
બખુરૂહે સગાન્ શાન્ દેહમ બી કફન્
તો ખુશ બાશ અય પૂરે નૂશીરવાન્
કે જાવીદ્ બાદા રવાનત્ જવાન્
બેગોફ્તીનો ગેર્યાન્ બેયામદ્ જે પીશ
નકરૂદ્ આશકારા બકસ રાઝે ખીશ
પેસર્ મેહ્રૂબાન્ તર્ બુદ્ અઝ્ શહ્રૂયાર્
બરીન્ દાસ્તાન્ ઝદ્ યકી હુશ્યાર્
કે યારે જવાન્ ચર્બો શીરીન્ સોખુન
બેહ્ અઝ્ પીરે નસ્તૂહ્ ગશ્તહ્ કોહ્નન્
હોનરૂમન્દ્ બા મર્દુમે બી હોનર્
બફર્જામ હમ ખાક્ દારદ્ બસર્
વલીકેન્ જે આમૂખ્તન્ ચારહ્ નીસ્ત
કે ગૂયદ્ કે દાનાઓ નાદાન્ યકીસ્ત
૪૬૨ બદાનેશ બુવદ્ નીક્ ફર્જામે તૂ
બમીનૂ દેહદ્ ચર્ખ આરામે તૂ
ચુનાન્ ચૂન તનત્રા ખુરેશ દસ્તગીર્
જે દાનેશ રવાન્રા બુવદ્ નાગુઝીર્
બહર્ કાર્ યઝદાને પીરૂઝો પાક્
બેખાનો મદાર્ અઝ્ કમો બીશ બાક્

પોતાનો સઘળો કીનો લઈશ-અને તેઓને કફન વગરના બનાવી કુતરાઓના ખોરાક તરીકે આપીશ.

ઓ નોશીરવાનના યાદગાર બેટા! તું ખુશહાલ રહેજો-અને તારો જીવ હમેશે જવાન રહેજો!"

તે એટલું બોલ્યો અને રડતો રડતો હોરમઝની આગળથી બાહેર આવ્યો-તેણે પોતાનો ભેદ કોઇ આગળ ઝાહેર કીધો નહીં.

પાદશાહના કરતાં તેનો બેટો વધારે દયાળુ હતો-એ બાબત ઉપર એક દાના શખ્સે એવી વાત કહી છે,

કે "એક આગળા વખતના બોંહસિલા બુઢ્ઢા કરતાં-એક ચબરાક અને મીઠા સખુન બોલનારો જવાન દોસ્ત ભલો."

એક હુનરમંદ શખ્સ હોનર વગરના શખ્સની સાથ શેવટે તો પોતાનાં સર ઉપર ખાકજ ધરાવે છે.

તોપણ હુનર શીખ્યા વગર છુટકો નથી-કોણ કહે છે દાના અને નાદાન બન્ને સરખાજ છે?

અકલથીજ તારૂં શેવટ સારૂં આવશે-ફરતું આસ્માન તારી આરામગાહ ગરોસ્માન બેહેશ્તમાંજ આપશે.

જેમ ખોરાક શરીરને સંભાળી રાખે છે-તેમ વિદ્યા આત્માને અવશ્ય જોઇયે છે:

દરેક બાબતમાં તું ફતેહમદ અને પાક યઝદાનનેજ યાદ કરતો રહે અને તે સાહેબ તરફથી કમ ઝેયાદા બક્ષેશ માટે કાંઈ પણ ધાસ્તી ના રાખ.

## આગાહી યાફ્તને બહ્રામ્ અઝ્ કૂર્ શુદને શાહ્ હોરમુઝ્ વ લશકર્ કશીદન્ બજન્ગે ખુસ્રવ્.

ચુ બેશનીદ્ બહ્રામ કઝ્ રૂઝગાર્
ચે આમદ્ બરાન્ નામવર્ શહ્રૂયાર્
નેહાદન્દ્ બર્ ચશ્મે રઉશન્રા દાઘ્
બેમોરૂદ્ આન્ ચરાઘે દો નર્ગેસ બબાઘ્
પેસર્ બર્ નેશસ્ત અઝ્ બરે તખ્તે ઊય
બપાય અન્દર્ આમદ્ સરે બખ્તે ઊય
અઝાન્ માન્દ્ બહ્રામે યલ્ દર્ શેગેફ્ત
બેપેઝ્મોર્દો અન્દીશહ્ અન્દર્ ગેરેફ્ત
બેગોફ્તા કે આમદ્ મરા ગાહે જન્ગ્
બેગીરીમ ગીતી બમર્દી બચન્ગ્
બેફરૂમૂદ્ તા કૂસ બીરૂન્ બરન્દ્
દેરફ્શે બુઝોર્ગી બહામૂન બરન્દ્
બુનહ્ બર્ નેહાદો સેપહ્ બર્ નેશાન્દ્
જે પયકારે ખુસ્રવ સુખુનહા બેરાન્દ્
૪૬૩ સેપાહી બકેર્દારે કૂહે રવાન્
હમી રાન્દ્ ગોસ્તાખ તા નહ્રવાન્
ચુ આગાહ્ શુદ્ ખુસ્રવ અઝ્ કારે ઊય
ધમી ગશ્ત અઝાન્ તીઝ્ બાઝારે ઊય
ફેરેસ્તાદ્ બીદાર્ કાર્આગહાન્
કે તા બાઝ્ જૂયન્દ્ કારે જહાન્

## બેહરામનું પાદશાહ હોરમઝના આંધળા થવા વિષે વાકેફ થવું અને ખુસરૂની લડાઈ માટે લશ્કર લઇ આવવું.

જ્યારે બેહરામે સાંભળ્યું કે "ઝમાનાથી-તે નામવર પાદશાહ ઉપર શું શું વીત્યું?

"તે લોકોએ તેની રોશન આંખો ઉપર ડામ મૂકયા છે-અને તે બાગમાંનો બે નર્ગેસના જેવો ચેરાગ બુઝાઇ ગયો છે.

પાદશાહનાં તખ્ત ઉપર તેનો બેટો બેઠો છે-અને તે પાદશાહનું બખ્ત કચડાઈ ગયું છે,"

ત્યારે પેહલવાન બેહરામ અજબ રહ્યો-તેનો ચેહરો કરમાઇ ગયો અને વિચારમાં પડયો.

તે બોલ્યો કે "મારે માટે લડાઈ કરવાનો વખત આવી પહોંચ્યો છે-હવે હું મારી મર્દાનગીથી તમામ દેશ જીતી લઈશ"

પછી તેણે હોકમ કીધો કે "નગારાં બાહર કાઢે-અને મોટાઇનો ઝુંડો મયદાનમાં લઈ જાય."

તેણે સઘળો લડાઇનો અસ્બાબ લાગ્યો અને લશ્કરને સવાર કીધું-અને તે લશ્કર આગળ ખુસરૂની લડાઇ માટેના સખુનો કહ્યા.

એ પ્રમાણે તે ચાલતા પહાડની મિસાલનું એક લશ્કર-વગર ડરે નહરવાન સૂધી ચલાવવા લાગ્યો.

જ્યારે ખુસરૂ તેનાં કામથી વાકેફ થયો-ત્યારે તેનાં આવાં તેઝ બાઝારથી તે ગમગીન બન્યો.

તેણે હુશ્યાર જાસૂસો મોકલ્યા-કે જેઓ દેશના કારોબારની ખબર મેળવે.

બકારૂઆગહાન્ ગોફ્ત કારૂ અઝ નુખોસ્ત
કે લશ્કરૂ હમહ્ કરૂહ બાયદ દુરોસ્ત
કે બા ઊ યકી અન્દ લશ્કરૂ બજન્ગ્
વગરૂ ગર્દદ ઈન કારે મા બા દેરન્ગ્
દેગરૂ આન્ કે બહ્રામ દર્ કલ્બ્ગાહ્
બુવદ બીશતરૂ યા કરાને સેપાહ્
ચેગૂનહ્ નેશીનદ બહન્ગામે બારૂ
બરફ્તન્ કુનદ હીચ રાએ શેકારૂ
બેરફ્તન્દ કારૂઆગહાન્ અઝ દરશ
નબૂદ આગહ્ અઝ રાઝે ઊ લશ્કરશ
ચુ રફ્તન્દો દીદન્દો બાઝ આમદન્દ
નેહાની બનઝ્દશ ફરાઝ આમદન્દ
કે લશ્કરૂ બહરૂ કારૂ બા ઊ યકીસ્ત
અગરૂ નામ્દારસ્તો ગરૂ કૂદકીસ્ત
હરાન્ગહ્ કે લશ્કરૂ બેરાનદ બરાહ્
બુવદ યકઝમાન્ દરૂ મેયાને સેપાહ્
ઝમાની શવદ બરૂ સુએ મયમનહ્
ગહી બરૂ ચપો ગાહ્ પીશે બનહ્
યકી દૂરૂબીન્ મરૂદ જૂયાએ કારૂ
બેદીદમશ આહેસ્તહ્ ગોર્દી સવારૂ
હમહ્ મરૂદુમે ખીશ દારદ બરાઝ
બબીગાનગાનશ નેયાયદ નેયાઝ
બકેર્દારે શાહાન્ નેશીનદ બબારૂ
અબા યૂઝ દરૂ દશ્ત જૂયદ શેકારૂ
જોઝ અઝ રઝ્મે શાહાન્ નદાનદ હમી
હમહ્ દફ્તરે દમ્નહ્ ખાનદ હમી
ચુનીન્ ગોફ્ત ખુસ્રવ બદસ્તૂરે ખીશ
કે કારે દરાઝસ્ત મારા બપીશ
ચુ બહ્રામ બરૂ દુશ્મન્ અસ્પ અફૂગનદ
બદર્યા દેલે અઝ્દહા બેશ્કનદ
દેગરૂ આન્ કે આઇને શાહન્શાહાન્
બેયામૂખ્ત કઝ શહ્રૂયારે જહાન્
સેવુમ કશ કલીલહ્સ્ત ગૂઈ વઝીરૂ
ચુનૂ રાયઝન્ કસ નદારદ દબીરૂ
વઝાન્ પસ બબન્દૂયો ગોસ્તહ્મ ગોફ્ત
કે મા બા ધમો દરૂદ ગશ્તીમ જોફ્ત
ચુ ગોરૂદૂય શાપૂરો ચૂન્ અન્દમાન્
સેપહ્દારે અર્મીનેયહ્ દારમાન્
નેશસ્તન્દ બા શાહે ઇરાન્ બરાઝ
બુઝોરૂગાને ફર્ઝાનહો રઝ્મસાઝ
ચુનીન્ ગોફ્ત ખુસ્રવ બદાન્ મેહ્તરાન્
કે અય સરૂફરાઝાનો જન્ગ્ આવરાન્
હરાન્ મગ્ઝ કૂરા બેરદ રઉશનસ્ત
ઝે દાનેશ યકી બરૂ તનશ જઉશનસ્ત
કસ આન્રા નબુરૂરદ મગરૂ તીઘે મરૂગ્
શવદ મૂમ અઝાન્ તીઘે ફૂલાદો તરૂગ્

કુનૂન્ મન્ બસાલ અઝ શુમા કેહ્તરમ
બરાએ જવાની જહાન્ નેરૂપરમ

જાસૂસોને ખુસરૂએ કહ્યું કે "પહેલાં તમારે લશ્કરનું કામ સઘળું બરાબર કરવું જોઇયે.

જો આપણાં લશ્કરનું કામ ઢીલમાં પડશે-તો લડાઈ કરવામાં લશ્કર તેની સાથે મળી જશે.

બીજું એકે બેહરામ ઘણો ખરો લશ્કરના વચલા ભાગમાં રહે છે કે લશ્કરની આસપાસ ફરતો રહે છે?

દરબારને વખતે કેવી રીતે બેસે છે-રસ્તામાં ચાલતાં કાંઈ શેકારનો પણ ઈરાદો કરે છે કે કેમ?"

જાસૂસો તેની દરબારમાંથી ઉપડયા-આ તેના ભેદથી તેનું લશ્કર પણ અજાણ હતું.

જ્યારે પેલા જાસૂસો ગયા ત્યારે સઘળું જોઈ પાછા ફર્યા-અને છૂપી રીતે ખુસરૂ આગળ આવ્યા,

અને બોલ્યા કે "લશ્કરના શું મોટા નામદારો કે શું નાનાંઓ સઘળા દરેક બાબતમાં તેની સાથ એકમત છે.

જ્યારે તે લશ્કર ચલાવે છે ત્યારે થોડોક વખત લશ્કરની વચ્ચે રહે છે. ૪૬૪

થોડોક વખત જમણી તરફ, તો કોઇ વખત ડાબી તરફ અને કભી લશ્કરના પાછલા ભાગ તરફ જાય છે.

અમોને તે લામ્બો વિચાર કરનારો, ઉત્સાહી, ધીરજ રાખનારો અને બહાદુર સવાર માલૂમ પડયો.

તે પોતાના માણસો સાથેજ સઘળી મસ્લહત કરે છે-તેને પારકાઓને બોલાવવાની હાજત પડતીજ નથી.

દરબારમાં તે પાદશાહોની માફકજ બેસે છે-જંગલમાં ચિત્તા વાઘો સાથેજ શિકાર કરે છે.

પાદશાહોની લડાઈ સિવાય તે કાંઈ બીજું જાણતોજ નથી-તે સઘળાં કલીલહ દમનહનાંજ દફતરો વાંચે છે."

આથી ખુસરૂએ પોતાના વઝીરને કહ્યું-કે "આપણી સામે એક મુશ્કેલ કામ આવી લાગ્યું છે.

કેમકે જ્યારે બેહરામ દુશ્મનો ઉપર ઘોડો ફેકે છે-ત્યારે તે દર્યામાં અઝદહાનું દિલ પણ કચડી નાખે છે.

વળી બીજું એકે તે દેશના પાદશાહથી શેહનશાહોની રીતભાત શીખ્યો છે.

ત્રીજું. ગોયા કલીલહ કેતાબજ તેનો વઝીર બન્યો છે-તેના જેવો સલાહકાર મુન્શી તો કોઇ પણ ધરાવતું નથી."

ત્યાર પછી તેણે બંદૂય અને ગોસ્તહમને કહ્યું-કે "હવે આપણે ૪૬૫
ગમ અને દુ:ખનાજ સાથી બન્યા છિયે."

પછી ગોરદૂય, શાપૂર અને અંદમાન-તેમજ આર્મીન્યાનો સરદાર દારમાન,

અને બીજા મોટાઓ દાનાઓ અને લડાયકો-ઇરાનના પાદશાહ સાથે મસ્લહત કરવા બેઠા.

ખુસરૂએ તે સરદારોને કહ્યું-કે "ઓ સરફરાઝો અને લડાયકો!

જે કોઈ શખ્સનું ભેજું કે રોશન અકલથી ભરપુર હોય છે-તેનાં શરીર ઉપર ગોયા દાનાઇનુંજ એક બખ્તર હોય છે.

અને તે બખ્તરને મોતની તલવાર સિવાય બીજું કોઈ કાપી શકતું નથી-વળી તે બખ્તરથી ફોલાદી તલવાર અને લોઢાંની ટોપ મોમ જેવાં નરમ થઈ જાય છે.

હાલ હું તમારા કરતાં ઉમરે નાનો છું-અને જવાનીને સબબે જેહાનનો અનુભવ ધરાવતો નથી.

બેચુઈદ તા ચારએ કાર ચીસ્ત
બરીન્ ખસ્તગીહા પુર આઝાર ચીસ્ત
બદુ ગોફ્ત મૂબેદ અનૂશાહ બુદી
બેહી મગઝરા ફ્રૂરો તૂશાહ બુદી
શુ પયદા શુદ ઇન્ રાઝે ગર્દન્દહ દહર
ખેરદ્રા બેબખ્શીદ બર ચાર બહર
૪૬૬ યકી બહરહ્ જુ બહરએ પાદ્શાસ્ત
કે ફ્રૂરો ખેરદ પાદશારા સઝાસ્ત
દેગર બહરએ મર્દુમે પારસા
સેદીગર પરસ્તન્દએ પાદશા
શુ નઝદીક બાશદ બશાહે જેહાન્
ખેરદ બીશતન્રા નદારદ નેહાન્
ફુનૂન અઝ ખેરદ પારઈ માન્દ ખેરૂદ
કે દાના વરા બહરે દેહકાન્ શુમોરૂદ
ખેરદ નીસ્ત બા મર્દુમે નાસેપાસ
ન આન્રા કે ઊ નીસ્ત યઝદાન્ શેનાસ
અગર બેશ્નવદ શહરયાર ઈન્ સોખુન
કે ગોફ્તસ્ત બીદાર મર્દે કોહુન
બચશ્મે દેલ અન્દર સખુન બેન્ગરદ
અઝ બર ખુરદ ચૂન બદેલ બુગઝરદ
બદુ ગોફ્ત શાહ ઇન સખુન ગર બઝર
નવીસમ જોઝ ઈન્ નીસ્ત આઇનો ફર
સખુન ગોફ્તને મૂબેદાન ગઉહરસ્ત
મરા દર દેલ અન્દીશએ દીગરસ્ત
કે ચૂન ઈન્ દો લશ્કર બરાબર શવદ
સરે નીઝહા બર દો પયકર શવદ
૪૬૭ નબાશદ મરા અયબ્ કઝ કલ્બ્ગાહ
બેરાનમ શવમ પીશે રૂએ સેપાહ
બેખાનમ બઆવાઝ બહરામરા
સેપહદારે નાપાક ખદકામરા
યકી આશતી રૂય બેન્માયમશ
નવાઝમશ બેસ્યારો બેસ્તાયમશ
અગર ખુદ પઝીરદ સખુન બેહ બુવદ
કે ચૂન ઊ બદરગાહ બર કેહ બુવદ
અગર જન્ગ્ જૂયદ મનમ જન્ગ્ જૂય
સેપહરા બરૂય અન્દર આરીમ રૂય
હમહ કારદાનાન્ બરીન્ દાસ્તાન્
કે ઊ ગોફ્ત ગશ્તન્દ હમદાસ્તાન્
બુઝોર્ગાન્ બરૂ આફરીન ખાન્દન્દ
વરા શહરયારે ઝમીન્ ખાન્દન્દ
હમી ગોફ્ત હર કસ કે અય શહરયાર
ઝે તૂ દૂર બાદા બદે રૂઝગાર
તોરા બાદ ફીરૂઝીઓ ફરરહી
બુઝોર્ગીઓ દીહીમે શાહન્શાહી
હમી ગોફ્ત ખુસ્રવ કે ઈન્ બાદો બસ
શેકસ્તો જુદાઈ મબીનાદ કસ
૪૬૮ સેપહરા ઝે બગ્દાદ બીરૂન કશીદ
સરાપર્દએ નવ બહામૂન કશીદ

માટે તમો કહો કે એનો ઉપાય શું છે?—આ દુ:ખ ભરેલા જખ્મોનો એલાજ કોણુ છે?"

વઝીર બોલ્યો કે "તું ખુશહાલ રહેજે!—ભલાં મગઝનો દબદબો અને તોરો હાસેલ થજો!

જ્યારે આ કુદરતી દુન્યાનો ભેદ ઝાહેર થયો (યાને દુન્યાની રચના ઝાહેર થઇ)—ત્યારે અકલને ચાર ભાગમાં વહેંચી નાખી.

તેમાંથી એક ભાગ પાદશાહોનાં નસીબે આવ્યો—કારણકે ખેરેદ અને અકલ એ પાદશાહોનેજ ઘટે છે.

બીજો ભાગ પરહેઝગાર શખ્સની પાંતીએ આવ્યો—ત્રીજો હિસ્સો પાદશાહના વફાદાર નોકરને મળ્યો.

જ્યારે અકલ દેશના પાદશાહ પાસે રહે છે ત્યારે તે પોતાને છુપાવતી નથી.

હવે અકલનો એકજ ભાગ બાકી રહ્યો—અને જેને અકલમંદ શખ્સે ખેડુતના ભાગ તરીકે ગણ્યો છે.

એહસાન નહીં માનનારો શખ્સ તેમજ જે કોઈ ખોદાની પરસ્તેશ નહીં કરતો હોય, તેઓમાં અકલ હોતીજ નથી.

અગરજો આ ઉપલી વાત કે જે એક બાહોશ બુઢ્ઢાએ કહી છે, તે પાદશાહ સાંભળે,

તો તે વાતને અંદરની આંખોથી તે જોશે—અને જો તેનાં દિલમાં અસર કરશે, તો તેથી તેને ફાયદો થશે."

પાદશાહ બોલ્યો કે "જો એ બોલોને હું સોનાની સીઆહીથી—લખી લઉં તો તે લાયકજ છે.

દાનાઓનું બોલવું મોતીની કીમતનું હોય છે—તોપણ મારાં દિલમાં કાંઇ જુદોજ વિચાર આવે છે,

કે જ્યારે આ બન્ને લશ્કર સામા સામી થાય—અને નેઝાની નોકો મિથુન રાશિએ પુગે,

તે વખતે કલ્બગાહમાંથી બાહેર આવી જો હું દુશ્મનનાં લશ્કરની સન્મુખ જાઉં તો મને કશું હલકું લાગવાનું નથી.

પછી તે હઠીલા નાપાક સરદાર બેહરામને હાંક મારીને બોલાઉં.

તેની સાથ સલાહ કરવા માટે પોતાની ઈચ્છા દેખાડું—તેને ઘણો નવાઝું અને તેની વખાણ કરૂં.

અગરજો તે મારી વાત કબૂલ કરે તો ઠીક થાય—કારણકે તેના જેવો એક બહાદુર આપણી દરબારનો તાબેદાર બને.

પણ જો તે લડવાજ માગશે તો હું પણ લડાયક બનીશ—અને આપણાં લશ્કરને તેની સામે લાવીશ."

ખુસરૂએ જે વાત કહી તે ઉપર સઘળા વઝીરો એકમત થયા.

બુઝોર્ગોએ તેની ઉપર દુઆ કીધી—અને તેને "દુન્યાનો પાદશાહ" કહ્યો.

દરેક જણ બોલવા લાગ્યો કે "ઓ પાદશાહ!—ઝમાનાની બૂરાઈ તારાથી દૂરજ હોજો!

તને ફતેહમંદી, ખોદાઇ ખેરેહ, મોટાઇ અને શેહન્શાહી તાજ હોજો!"

ત્યારે ખુસરૂ બોલવા લાગ્યો કે "બસ એમજ થજો!—આપણી શિકસ્ત કે એકમેકની જુદાઇ કોઈ જોતુંજ ના!"

પછી તેણે બગદાદથી લશ્કર બાહેર કાઢ્યું—અને મયદાનમાં છાવણી નાખી.

હો લશ્કર્ ચુ તન્ગ્ અન્દર્ આમદ્ ઝે રાહ્
અઝાન્ સૂ સેપહ્ બુદ્ અઝીન્ સૂય શાહ્

ચુ શમ્એ જહાન્ શુદ્ બખમ અન્દરૂન્
બેયફૂશાન્દ્ ઝુલ્ફે શબે કીરૂ ગૂન્
તલાયહ્ બેયામદ્ ઝે હરૂ દૂ સેપાહ્
કે દારદ્ ઝે બદ્ રાહે લશ્કર્ નેગાહ્
ચુ અઝ ખન્જરે રૂઝ બુગ્રીખ્ત શબ્
હમી તાખ્ત તર્સાન્ દેલો ખુશ્ક લબ્
તબીરહ્ બરૂ આમદ્ ઝે હરૂ દૂ સરાય
બદાન્ રઝ્મ ખુરૂશીદ્ બુદ્ રહ્નુમાય
બગોસ્તહ્મો બન્દૂય ફરૂમૂદ્ શાહ્
કે તા બરૂ નેહાદન્દ્ અઝ આહન્ કોલાહ્
ચુનીન્ બા બુઝોર્ગાને રઉશન્ રવાન્
હમી રાન્દ્ તા ચશ્મએ નહ્રવાન્
તલાયહ્ બબહ્રામ્ શુદ્ નાગુઝીર
કે આમદ્ સેપહ્ બરૂ દો પરૂતાબ્ તીરૂ
ચુ બેશ્નીદ્ બહ્રામ્ લશ્કર્ બેરાન્દ્
જહાન્દીદગાન્રા બરે ખીશ ખાન્દ્
નેશસ્ત અઝ બરે અબ્લકે ગુશ્ક દુમ
જહન્દહ્ સરફ્રાઝ્ રૂઈનહ્ સુમ
સેલીહશ યકી હેન્દવી તીઘ્ બૂદ્
કે દરૂ ઝખ્મ ચૂન્ આતેશે મીઘ બૂદ્
ચુ બરૂકે દુરોખ્શાન્ હમી રાન્દ્ અસ્પ
બદસ્તે ચપશ રીમન્ ઈઝદ્ગોશસ્પ
ચુ હમ્દાન્ગોશસ્પો યલાન્સીનહ્ નીઝ
બેરફ્તન્દ્ દેલ્ પુરૂ ઝે કીનો સેતીઝ
સે તુરૂકે દેલાવરૂ ઝે ખાકાનેયાન્
બદાન્ કીને ખુસ્રવ્ બેબસ્તહ્ મેયાન્
પઝીરોફ્તહ્ હરૂ સેહ્ કે ચૂન્ રૂએ શાહ્
બેબીનીમ દૂરૂ અઝ મેયાને સેપાહ્
અગરૂ બસ્તહ્ યા કોશ્તહ્ ઊરા બરત
બેયારીમો આસૂદહ્ શુદ્ કેશ્વરત
ઝે યક્ સૂય ખુસ્રવ દેગરૂ પહ્લવાન્
મેયાન્ અન્દરૂન્ ચશ્મએ નહ્રવાન્
નઝારહ્ બદાન્ અઝ દો રૂયહ્ સેપાહ્
કે તા પહ્લવાન્ ચૂન્ શવદ્ નઝદે શાહ્

જ્યારે બન્ને લશ્કર રાહમાંથી એકમેકની સામા આવી લાગ્યાં—ત્યારે આ તરફનાં લશ્કરમાંથી સરદાર બેહરામ હતો અને પેલી તરફનાં લશ્કરમાંથી પાદશાહ ખુસરૂ હતો.

જ્યારે દુન્યાનો ચેરાગ છૂપો થયો—અને કાળી રાતે પોતાનાં ઝુલ્ફાં ફેલાવ્યાં,

ત્યારે બન્ને લશ્કરમાંથી તલાયા બાહેર પડયા—કે દુશ્મનોથી લશ્કરનો માર્ગ સાચવી રાખે.

પછી જ્યારે દિવસની તલવારથી રાત નાસી ગઈ—અને ધડકતી છાતીએ અને સૂકાયલા હોઠે દોડવા લાગી,

ત્યારે બન્ને છાવણીમાંથી નગારાંના આવાઝ નીકળ્યા—તે લડાઈમાં ખુરશીદ રેહનુમા બન્યો હતો.

પાદશાહે ગોસ્તહમ અને બંદૂયને ફરમાવ્યું—જેથી તેઓએ લોઢાંની કોલાહ સર ઉપર મેલી.

તેમજ બીજા રોશન જીવના બુઝોર્ગોને સાથે લઇ તે નહરવાનના ઝરા સૂધી ચાલવા લાગ્યો.

આખેરે તલાયાએ બેહરામ પાસે જઈ કહ્યું—કે "લશ્કર બે તીરને અંદાઝે આવી લાગ્યું છે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તેણે લશ્કરને આગળ ચલાવ્યું—અને અનુભવી શખ્સોને પોતાની નઝદીક બોલાવ્યા.

પછી કાળી પૂછડીવાળો અબ્લક ઘોડો કે જે અચ્છો કુદનારો, બુન્યાદી ૪૬૫
અને લોખંડી ખડીનો હતો, તે ઉપર પોતે સવાર થયો.

તેનું હથિયાર એક હિંદી તલવાર હતી—કે જે ઝખ્મ કરવામાં વીજળી જેવી હતી.

તે ઝળકાટ ભરેલી વીજળીની માફક પોતાનો ઘોડો હાંકતો હતો—તેના ડાબા હાથ ઉપર નાપાક ઇઝદગોશસ્પ ચાલતો હતો.

તેમજ હમદાનગોશસ્પ અને યલાનસીનેહ પણ—કીના અને લડાઇ ભરેલાં દિલે ચાલતા હતા.

ખાકાનીઓમાંના ત્રણ બહાદુર તુર્કીઓએ પણ—ખુસરૂની લડાઇ ઉપર કમર બાંધેલી હતી.

એ ત્રણે જણાએ એવી કબૂલાત લીધી હતી, કે જ્યારે અમો લશ્કર વચ્ચેથી દૂર પાદશાહનો ચેહરો જોઇશું,

ત્યારે અગર તેને બાંધીને કે યાતો કતલ કરીને તારી પાસે—લઈ આવીશું અને તારો મુલક આસૂદા થયલો કરીશું."

એક તરફથી ખુસરૂ અને બીજી તરફ પેહલવાન હતો—એ બન્ને વચ્ચે નહરવાનનો ચશ્મો આવેલો હતો.

બન્ને તરફનાં લશ્કરની નઝર તે ઉપરજ હતી—કે "જોઇયે પેહલવાન બેહરામ પાદશાહની નઝદીક કેમ જાય છે?"

## રસીદને ખુસ્રવ્ વ બહ્રામ્ બહમ્દીગર્ વ ગોફ્તગૂ બા યક્દીગર્ કર્દન્.

—:o:—

રસીદન્દ્ બહ્રામો ખુસ્રવ બહમ
કુશાદહ્ યકી રૂય દીગરૂ દેઝમ
નેશસ્તહ્ જહાન્દારૂ બરૂ એન્ગે આજ
ઝે ચરૂરો ઝે યાકૂત બરૂ સરૂશ તાજ

## ખુસરૂ અને બેહરામનું એક બીજા સામે આવી લાગવું અને એક બીજા સાથે ગોફતગો કરવી.

—:o:—

હવે બેહરામ અને ખુસરૂ એક બીજાની નઝદીક આવી લાગ્યા—એક ખીલેલા ચેહરાનો અને બીજો ગમગીન હતો.

પાદશાહ સફેદ ઘોડા ઉપર બેઠેલો હતો—તેનાં સર ઉપર સોનેરી અને ૪૭૦
યાકૂતનું તાજ હતું.

ઝે દીબાએ ઝરૂબફ્ત ચીની કબાય
ચુ ગોરૂદુય પીશ અન્દરશ રહનુમાય
ચુ બન્દુયો ગોસ્તહુમ બરૂ દસ્તે શાહ
ચુ ખરૂરાદે બર્ઝીને ઝરૂરીન્ કોલાહ
હમહ યરૂકે દરૂ આહનો સીમો ઝરૂ
ઝે યાકૂત પયદા ન ઝરૂરીન્ કમરૂ
ચુ બહરામ રૂએ શહનશાહ દીદ
શુદ અઝ ખેશ્મ રન્ગે રોખશ નાપદીદ
વઝાન્ પસ ચુનીન્ ગોફ્ત બા સરૂકશાન્
કે ઇન્ રૂસ્પી ઝાદએ બદ નશાન્
ઝે પસ્તીઓ કુન્દી બમર્દી રસીદ
તવાન્ગરૂ શુદો ગેરૂદહગહ બરૂકશીદ
પદીદ આમદશ ખત્ત બરૂ ગોર્દે આજ
ફ્રીદૂન્ શહી ગશ્ત બા ગોર્ઝો તાજ
બેયામૂખ્ત આઇને શાહન્શહાન્
બઝૂદી સરૂ આયદ બરૂ ઊ બરૂ જહાન્
સેપહ્રરા બરૂ આઇને નૂશીરવાન્
હમી રાનદ ઇન્ સેન્દે તીરહ રવાન્
૪૭૧ બેબીનીદ લશ્કરૂશરા સરૂબસરૂ
કે તા કીસ્ત અઝીશાન્ યકી નામવરૂ
સવારી ન બીનમ હમી રઝમજૂય
કે બા મન્ દમી રૂય આરદ બરૂય
બેબીનદ કુનૂન્ કારે મર્દાને મરૂદ
તગે અસ્પો શમ્શીરો ગોર્દે નબરૂદ
હમાન્ ઝખ્મે ગૂપાલો બારાને તીરૂ
ખોરૂશે યલાન્ બરૂ દેહો દારો ગીરૂ
નદારદ બરૂ આવરૂદગહ પીલ પાય
ચુ મન્ બા સેપાહ અન્દરૂ આયમ ઝે જાય
અઝ આવાઝે મા કૂહ રીઝાન્ શવદ
હેઝબ્રે દેલાવરૂ ગુરીઝાન્ શવદ
બખન્જરૂ બદર્યા બરૂ અફસૂન્ કુનમ
હમહ આબ્હા સરૂબસરૂ ખૂન્ કુનમ
બેગોફ્તો બરૂ અન્ગીખ્ત અબ્લક ઝે જાય
તો ગોફ્તી કે શુદ બારહ પરૂરાન્ હોમાય
યકી તન્ગ આવરૂદગાહી ગેરેફ્ત
બદૂ માન્દહ આન્ લશ્કરૂ અન્દરૂ શેગેફ્ત
ઝે આવરૂદગહ શુદ સુએ નહરવાન્
હમી બૂદ બરૂ પીશ ફરૂરોખ જવાન્
૪૭૨ તની ચન્દ બા ઊ અઝ ઈરાનેયાન્
હમહ બસ્તહ બરૂ જન્ગે ખુસ્રવ મેયાન્
ચુનીન્ ગોફ્ત ખુસ્રવ કે અય સરૂકશાન્
ઝે બહરામ ચૂબીન્ કે દારદ નશાન્
બદૂ ગોફ્ત ગોરૂદુય કય શહરૂયારૂ
નેગહ કુન બદાન્ ગોર્દે અબ્લક સવારૂ
કબાયશ સપીદો હમાયલ સેયાહ
હમી રાન્દ અબ્લક મેયાને સેપાહ
જહાનદારૂ ચૂન દીદ બહરામરા
બેદાનેસ્ત અઝ આગાઝ ફર્જામશ
બદૂ ગોફ્ત આન્ દૂદ ગૂને દરાઝ
નેશસ્તહ બરાન અબ્લકે સરૂફરાઝ

તેણે કસબી રેશમી કપડાંનો ચીનાઈ ડગલો પેહેરેલો હતો–જ્યારે ગોરદુય તેની આગળ રેહનુમા તરીકે ચાલતો હતો.

પાદશાહના હાથ ઉપર બંદુય, ગોસ્તહમ અને સોનેરી કોલાહનો ખરરાદે બર્ઝીન જેવા બહાદુરો હતા.

તેઓ સઘળા સોના, રૂપાં અને લોઢાંમાંજ ગર્ક બનેલા હતા–તેઓએ બાંધેલા સોનેરી કમરબંદ તે ઉપર જડેલાં ગોહરોને લીધે દેખાતા નહીં હતા.

જ્યારે બેહરામે શેહન્શાહ ખુસરૂનો ચેહરો જોયો–ત્યારે ખીજવાટથી તેનાં મોઢાંનો રંગ ઉડી ગયો.

ત્યાર બાદ બેહરામે પોતાના બહાદુર સરદારોને એ પ્રમાણે કહ્યું–કે "આ બદ બુન્યાદ લોન્ડીનો જણેલો શખ્સ,

હલકાઈ અને મૂર્ખાઈમાંથી એક મર્દ બની ગયો છે–તવંગર બનીને લડાઇ કરવા ઉપર કમર બાંધી છે.

તેના સફેદ ચેહરા ઉપર નવા બાલ ફૂટે છે–અને હાથમાં ગોર્ઝ લઇને અને માથે તાજ મેલીને એક પાદશાહ ફરીદૂનજ બની ગયો છે.

તેણે શેહન્શાહોની રીતભાત શીખી લીધી છે–પણ જલ્દીથીજ તેની આવી ઝિંદગી પુરી થઈ જશે.

એ સીઆહ જીવનો શાહઝાદો શખ્સ નોશીરવાનની રીતભાત ઉપરજ પોતાનું લશ્કર ચલાવે છે.

તમો એનાં સઘળાં લશ્કરની તપાસ કરો કે એઓમાંથી નામદારી ભર્યો શખ્સ કોણ છે?

કારણ મને તો એક પણ સવાર એવો દેખાતો નથી કે જે થોડોવાર પણ મારો મુકાબલો કરી શકે.

હવેજ તે મર્દાને મર્દનાં કામો, ઘોડાઓની દોડધામ, શમ્શેર અને લડાયક પેહલવાનો જોશે.

તેમજ ગોર્ઝના ઝખ્મો અને તીરોનો વરસાદ–અને લડાઇ વખતેના પેહલવાનોના પોકારો તે જોશે.

હું જ્યારે લશ્કર સાથ હમ્લો કરૂં છું–ત્યારે લડાઈનાં મયદાનમાં કોઇ હાથી પણ ટકી શકતો નથી.

મારા આવાઝથી પહાડ પણ તુટી પડે છે–અનેએક ઝબરદસ્ત ચિત્તો વાઘ પણ નાસવા માડે છે.

મારી તલવારથી ગોયા દર્યા ઉપર હું જાદૂ ચલાવીશ–અને તેનાં તમામ પાણીનું લોહી કરી મૂકીશ."

એટલું બોલી તેણે પોતાનો ઘોડો દપટાવ્યો–તું કહે ગોયા તે ઘોડો ઉડતું હોમા પક્ષી બની ગયો.

તેણે એક સાંકડું લડાઇનું મયદાન પસંદ કરી લીધું–તેને માટે તે લશ્કર પણ અજબ રહ્યું.

પછી તે લડાઈગાહમાંથી નહરવાનના ચશ્મા તરફ ગયો–હરોલમાં તે મુબારક જવાન ચાલતો હતો.

તેની સાથ કેટલાક ઇરાનીઓ પણ હતા જેઓ ખુસરૂ સામે લડાઈ કરવા તૈયાર થયા હતા.

ખુસરૂ બોલ્યો કે "ઓ મારા બહાદુર સરદારો!–તમોમાંથી બેહરામ ચોબીનને કોણ ઓળખે છે?"

ગોરદૂએ તેને જવાબ દીધો કે "ઓ પાદશાહ!–તું પેલા અબ્લક ઘોડા ઉપર સવાર થયલા પેહલવાનને જો,

જેણે સફેદ જભ્ભો પેહેર્યો છે અને કાળો તલવાર લટકાવવાનો પટો બાંધ્યો છે–અને તે લશ્કરની વચ્ચે પોતાનો અબ્લક ઘોડો ચલાવે છે."

પાદશાહે જ્યારે બેહરામને જોયો–ત્યારે તેણે શુરૂઆતથીજ તેનું શેવટ જાણી લીધું.

ખુસરૂ બોલ્યો કે "શું પેલો લાંબો કાળા રંગનો જે સુંદર અબ્લક ઘોડા ઉપર સવાર છે તે?"

**ચુનીન્ ગોફ્તે ગોરૂદુય કારી હમાન્**
**નમોઈસ્ત હરગેઝ્ બનીકી ગમાન્**
**બદૂ ગોફ્ત ખુસ્રવ કે આન્ કુઝ્ પોશ્ત**
**બપુર્સી સખુન્ પાસોખ્ આરદ દુરોશ્ત**
**હમાન્ કજ્‌ગ્રહ બીનીઓ ખાબીદહ ચશ્મ**
**દેલ આગન્દહ દારદ તો ગૂઈ બખશ્મ**
**બદીદહ બેબીની મરૂરા બદસ્ત**
**કે ઊ દર્ જહાન્ દુશ્મને ઇઝદસ્ત**
**ન બીનમ્ હમી દર્ સરશ કેહતરી**
**નેયાબદ કસ ઊરા બફર્માન્ બરી**
**વઝાન્ પસ બબન્દૂયો ગોસ્તહમ ગોફ્ત**
**કે બુકુશાયમ ઇન્ દાસ્તાન્ અઝ્ નેહોફ્ત**
**કે ગર્ ખર્ નેયાયદ બનઝ્દીકે બાર્**
**તો બારે ગેરાન્ સૂએ પોશ્તે ખર્ આર્**
**ચુ બેદ્રીફ્ત ચૂબીનહરા નર્ઝ્‌હ દીવ**
**કુજા બીનદ ઊ રાહે ગયહાન્ ખેદીવ**
**હરાન્ દેલ કે અઝ્ આઝ્ શુદ દર્દમન્દ**
**નેયાયદશ પન્દે ખુઝોર્ગાન્ પસન્દ**
**ચુ દર્ જન્ગ રફ્તી બસર્ શુદ સખુન**
**નેગહ કર્દ બાયદ ઝે સર્ તા બખુન્**
**કે દાનદ કે દર્ જન્ગ ફીરૂઝ કીસ્ત**
**પુર્ અઝ્ દર્દ ગર્ લશ્કર્ અફ્રૂઝ્ કીસ્ત**
**બદીનગૂનહ આરાસ્તહ લશ્કરી**
**ચુ બહરામે પર્ખાશજૂ મેહતરી**
**દેવ્‌આગાહ મર્દી ચુ દીવી સુતોર્ગ**
**સેપાહી બકેર્દારે ધુરૂન્દહ ગોર્ગ**
**ગર્ અયદૂન કે બાશીદ હમદાસ્તાન્**
**નાબાશદ મરા નન્ગ અઝીન્ દાસ્તાન્**
**બપુર્સેશ ચકી પીશદસ્તી કુનમ**
**અઝાન્ બેહ કે દર્ જન્ગ સસ્તી કુનમ**
**અગર્ જૂ બઅન્દાઝહ યાબમ્ સોખુન**
**નવ આઇન્ બદીહાશ ગર્દદ કોહુન્**
**ઝે ગીતી ચકી ચૂશહ ઊરા દેહમ**
**સેપાસી બદાદન્ બરૂ બર્ નેહમ**
**હમહ આશ્તી ગર્દદ ઈન્ જન્ગે મા**
**બદીન્ રઝ્‌મગહ કર્દન્ આહન્ગે મા**
**મરા ઝાશ્તી સૂદમન્દી બુવદ**
**બેરદ બી ગુમાન્ બી ગઝન્દી બુવદ**
**ચુ બાઝારગાની કુનદ પાદશા**
**અઝ્ શાહ ગર્દદ દેલે પારસા**
**બદૂ ગોસ્તહમ ગોફ્ત કય શહર્યાર્**
**અનૂશહ બેઝી તા બુવદ રૂઝ્‌ગાર્**
**હમી ગઉહર્ અફ્શાની અન્દર્ સોખુન્**
**તો દાના તરી હર્ચે ખાહી બેકુન્**
**તો બર્ દાદીઓ બન્દહ બીદાદગર્**
**તો પુર્ મગ્ઝો ઊરા પુર્ અઝ્ બાદ સર્**

**ચુ બેશનીદ ખુસ્રવ બેપયમૂદ રાહ**
**બરામાન્ બેયામદ બપીશે સેપાહ**

ગોરદૂએ તેને કહ્યું કે "હા, તેજ-કે જે શખ્સે કદીપણ નેકી કરવાનો વિચાર કર્યોજ નથી."

ખુસરૂ બોલ્યો કે "તે વળી ગયલી કમરવાળો-કે જેને કાંઇ વાત પૂછે તો કરડોજ જવાબ દીયે.

તેમજ વાંકાં નાખવાળો અને ચૂંચી આંખોવાળો-ગોયા તે પોતાનું દિલ ગુસ્સાથીજ ભરેલું રાખે છે.

જો તું તેને નજરથી જોશે તો તે એક બૂરોજ છે-કારણકે તે આ દુન્યામાં ખુદાનો દુશ્મન છે.

તેનાં માથાંમાં તાબેદારી જેવું કશું હું જોતોજ નથી-કોઇ તેને તાબે- ૪૭૩
દાર કરી શકવાનો નથી."

ત્યાર પછી તેણે બંદૂય અને ગોસ્તહમને કહ્યું-કે "આ છૂપી વાત ખુલ્લી કરૂં છું,

કે જો એક ગધેડું તેની ઉપર લાધવાના બોજા આગળ આવે નહીં-તો તું તે ભારી બોજો તેની પીઠ આગળ લઇ જા.

જ્યારે નાપાક દેવેજ ચોબીનેને ગુમરાહ કીધો છે-તો તે દુન્યાના સાહેબનો માર્ગ કેમ જોવાનો હતો?

જે દિલને કે લોભનું દર્દ લાગું પડયું-તેને બુઝોર્ગ લોકોની શીખામણ કદીબી પસંદ પડવાની નહીં.

જ્યારે લડવાજ ચાલ્યા એટલે સઘળી વાતનો છેડો આવી ગયો-હવે પહેલેથી છેલ્લે સુધી લડાઇનોજ વિચાર કરવાનો છે.

કોણ જાણે કે લડાઈમાં કોણ જીતશે-કોણ દુઃખી થશે અને કોણ લશ્કરને દીપાવનારો બનશે?

આવી રીતનું આરાસ્તા કરેલું લશ્કર-અને લડાયક બેહરામ જેવો તેનો સરદાર છે,

જે ઝબરદસ્ત દેવ જેવો એક ખૂની શખ્સ છે-પોકારતાં વરૂ મિસાલનું તેનું એક લશ્કર છે.

અગરજો તમો આ મારી વાતમાં મળતા થાઓ તો મને તેથી કાંઇ પણ નામોસી લાગવાની નથી.

કે હું તેની સાથે વાતચિત્ત કરવાની પહેલ કાઢું-કારણકે લડાઇ કર- ૪૭૪
વામાં હું ઢીલ નાખું તેનાં કરતાં તેજ બેહતર ગણાશે.

જો તેનાથી હું માફકસરનાજ જવાબો મેળવીશ-તો તેની સઘળી નવી રીતની બૂરાઇઓ વીસરીજ જવાશે.

અને મારી સલ્તનતમાંથી એક ભાગ હું તેને આપીશ-અને એમ કરી તેની ઉપર ઉપકાર કરીશ.

અને પછી આ મયદાનમાં લડાઈ કરવાનો આપણનો ઈરાદો સુલેહમાં ફેરવાઈ જશે.

મને સુલેહ કરવાથી ફાયદોજ થશે-અને કોઇને હાનિ નહીં પુગાડ-વામાંજ બેશક કે ડહાપણ સમાયલું ગણાશે.

જ્યારે પાદશાહ સોદાગરી રીત એખ્તયાર કરે છે-ત્યારે તેનાથી પર-હેઝગારનું દિલ ખુશહાલ થાય છે."

ગોસ્તહમે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-ઝમાનો રહે ત્યાં સુધી તું ખુશહાલ જીવતો રહેજે!

તું વાત કરવામાં સઘળાં ગોહરોજ વેરે છે-એ બાબતમાં તું વધુ ડાહ્યો છે એટલે તને જે ગમે તે કર.

તું જ્યારે ઈન્સાફ ઉપર છે ત્યારે તારો નોકર (બેહરામ) ગયર ઈન્સાફી તરફ ગયલો છે-તારાં માથાંમાં ભેજું ભરેલું છે ત્યારે તેનાં માથાંમાં પવન ભરાયલો છે."

એવું સાંભળી ખુસરૂ આગળ વધ્યો-અને ચાલતો ચાલતો બેહરામનાં લશ્કરની આગળ આવ્યો.

૪૭૫ બેપુર્સીદ બહુરામે યલ્ હરા કે દૂરૂ
હમી જોસ્ત હન્ગામએ રઝ્મ સૂરૂ
બબહુરામ ગોફ્ત અય સરફ્રાઝ મરૂદ
ચેગૂનસ્ત કારત બદશ્તે નબરૂદ
તો દરૂગાહુરા હમચુ પીરાયઈ
હમાન્ તખ્તો દીહીમરા માયઈ
સોતૂને સેપાહી બહન્ગામે રઝ્મ
ચુ શમએ દુરોખ્શાન્ ગહે સાઝે બઝ્મ
જહાનજૂયો ગોર્દીઓ યઝ્દાન્ પરસ્ત
મદારાદ દારન્દહુ બાઝ્ અઝ્ તો દસ્ત

સેગાલીદહુ અમ ફરૂઝગારે તોરા
બખૂબી પસન્દીદહુ કારે તોરા
તોરા બા સેપાહે તો મેહુમાન્ કુનમ
બે દીદારે તૂ રામેશે જાન્ કુનમ
સેપહુદારે ઈરાનત ખાનમ બદાદ
કુનમ બરૂ તો બરૂ આફરીનન્દહુ યાદ
સુખુનહારા બેશ્નીદ બહુરામ ગોરૂદ
એનાન્ અબ્લકે મુશ્કુ દુમરા સેપોરૂદ
હમ અઝ્ પોશ્તે આન્ બારહુ બોર્દેશ નમાઝ્
હમી બૂદ પીશશ ઝમાની દરાઝ
૪૭૬ ચુનીન્ પાસોખ આવરૂદ અબ્લકુ સવારૂ
કે મન્ ખુરૂરમો શાદો બેહુ રૂઝગારૂ
તોરા રૂઝગારે બુઝોર્ગી મબાદ
ન બીદાદ દાની કે શાહી ન દાદ
અલાન્ શાહુ ચૂન્ શહુરૂયારી કુનદ
વરા મર્દે બદબખ્ત યારી કુનદ
તોરા રૂઝગારે સેગાલીદહુ અમ
બનવ્વી કમન્દત બેમાલીદહુ અમ
બઝૂદી યકી દારૂ સાઝમ્ બલન્દ
દો દસ્તત બેબન્દમ બખમ્મે કમન્દ
બેયાવીઝમત ઝાન્ સઝાવારૂ દારૂ
બેબીની કે મન્ તલ્ખીએ રૂઝગારૂ
ચુ ખુસ્રવ કે બહુરામ પાસોખ શનીદ
રોખશ ગશ્ત હમચૂન્ ગુલે શમ્બલીદ
બેદાનેસ્ત કુ દેલ્ કે તખ્તો કોલાહુ
હમી ગુસ્સેલાનદ નેયાયદ બરાહુ
ચુનીન્ દાદ પાસોખ કે અય નાસેપાસ
નગૂયદ ચુનીન્ મર્દે યઝ્દાન્ શેનાસ
ચુ મેહુમાન્ બખાનહુ તો આયદ કે દૂરૂ
તો દુશ્નામ સાઝી બહન્ગામે સૂરૂ
૪૭૭ ન આઇને શાહાન્ બુવદ ઇન્ નશાન્
ન આને સવારાને ગર્દન્ કશાન્
ન તાઝી ચુનીન્ કર્દો નહુ પારૂસી
અગરૂ બેશ્મરી સાલ્ સદ બારૂ સી
અઝીન્ નન્ગ્ દારદ ખેરદમન્દ મરૂદ
તો ગેરૂદે દરે નાસેપાસી મગરૂદ

તેણે દૂરથીજ બેહરામની ખબર આફીયત પૂછી—અને તેમ કરી લડાઈ જેવા હંગામ ઉપર પણ ખુશહાલીજ શોધવા લાગ્યો.

તેણે બેહરામને પૂછયું કે "એ સરફરાઝ મર્દ!—લડાઈનાં મયદાનમાં તારૂં કામ કેવી રીતનું છે?

તું ઇરાની દરબારના એક સણગાર જેવો છે—તેમજ તખ્ત અને તાજના ખઝાના જેવો છે.

તું લડાઇને વખતે લશ્કરનો સ્થંભ છે—અને ખુશહાલીની મજલેસ વખત ઝળકતો ચેરાગ છે.

તું દેશ જીતનારો, બહાદુર અને ખોદાનીજ પરસ્તેશ કરનારો છે—દુન્યાની સંભાળ રાખનારો ખોદા તારી ઉપરથી પોતાનો મેહરબાનીનો હાથ પાછો ખેંચતો ના!

તારાં એક વખતનાં ખૂબી ભરેલાં વખણાયલાં કામો મારા ખેયાલમાં છે.

તને તારાં લશ્કર સાથ મોટો મેહમાન બનાવીશ—અને તારા દીદારથી મારા જીવને ખુશહાલ કરીશ.

હું તને ઇન્સાફની રીતે ઈરાન દેશનો સેપહસાલાર મુકરર કરીશ—અને તારે માટે ખોદાતાલાને યાદ કરતો રહીશ."

જ્યારે પેહલવાન બેહરામે તેની વાતો સાંભળી—ત્યારે પોતાના અબ્લક ઘોડાને આગળ ચલાવ્યો.

અને ઘોડાની પીઠ ઉપરથીજ ખુસરૂને નમન કીધું—અને થોડોક વખત તેની આગળજ થોભી ગયો.

પછી તે અબ્લક સવારે એવો જવાબ આપ્યો—કે "હું ખુશ, ખુશહાલ અને આબાદ છું.

મોટાઇનો વખત તારે માટે હોતોજ ના!—કારણ પાદશાહી ચલાવવા માટે તું ઇન્સાફ કે ગયર ઇન્સાફ જેવું કશું સમજતોજ નથી.

જ્યારે અલાનશાહ* પાદશાહી કરવા નીકળે ત્યારે બદબખ્ત માણસો તેને મદદ કરવા નીકળે.

તારા વખત માટેનો વિચાર મેં કરીજ રાખ્યો છે—અને તારે માટે નવીજ કમંદ તૈયાર કીધી છે.

જલ્દીથી હું એક શૂળી ઉભી કરાવીશ—અને કમંદના પેચથી તારા બન્ને હાથ બાંધીશ.

અને તારે લાયકની શૂળીએ લટકાવી દઇશ—મારાથી તું કડવોજ વખત જોશે."

જ્યારે ખુસરૂએ બેહરામનો એવો જવાબ સાંભળ્યો—ત્યારે તેનો ચેહરો શમ્બલીદનાં ફૂલની મિસાલ ફિકકો પડી ગયો.

તેણે જાણ્યું કે "તે તખ્ત અને તાજથી પોતાનો વિચાર ફેરવવાનો નથી અને પાછો રાહ ઉપર આવનાર નથી."

તેથી તેણે એવો જવાબ આપ્યો કે "એ નિમકહરામ!—કોઈ યઝ્દાનની પિછાન કરનારો શખ્સ એવું બોલેજ નહીં.

જ્યારે તારા ઘરમાં દૂરથી કોઇ મેહમાન આવે—ત્યારે ખુશહાલી કરવાને વખતે તું તેને ગાળો ભાંડે છે?

એ કાંઈ પાદશાહોની રીત કે બહાદુર સરદારોની રૂઢી નથી.

તું ત્રણ હઝાર વર્ષની વાતો તપાસી જો—પણ કોઇ અરબે કોઇ પાર્સીએ એવી ચાલ ચલાવેલી તને માલમ પડશે નહીં.

એવી ચાલ ચલણથી અકલમંદોને નામોસી લાગે છે—માટે તું નિમકહરામીના દરવાઝાની આસપાસ ના ભટક.

---

* અત્રે જાણવું અગત્યનું થઈ પડશે કે આ "અલાનશાહ" એ મશ્કરીમાં આપેલો એક હલકો ખેતાબ છે. તે ઘણો ખરો બે બુન્યાદ શખ્સો માટે વપરાય છે.

ચુ મેહ્નમાનત આવાઝે ફરૂશાખ દેહદ
બરીનગૂનહ બરૂ હીવ પાસોખ દેહદ
બેતર્સમ કે મૂએ બદ આયહત પીશ
કે બરૂગશ્તહ દાની હમી શાએ ખીશ
તોરા ચારહ બરૂ દસ્તે આન્ પાદશાસ્ત
કે જાવીદ ઝેન્દહસ્તો ફર્માન્ રવાસ્ત
ગુનહગારે યઝદાનીઓ નાસેપાસ
તન્ અન્દરૂ નેફૂહેશ દેલ અન્દરૂ હેરાસ
મરા ચૂન અલાન્ શાહ ખાની હમી
ઝે ગઉહરૂ બયકુસૂ નેશાની હમી
અગરૂ નાસઝા અમ બશાહનશેહી
ન ઝીબાસ્ત બરૂ મન્ કોલાહે મેહી
ચુ કેસ્રા નેયાઓ ચુ હોરમુઝ પેદરૂ
કેરા દાની અઝ મન્ સઝાવારૂ તરૂ
બદૂ ગોફૂત બહરામ કે અય બદ નશાન્
બકેર્દારો ગોફૂતારૂ ચૂન બીહશાન્
નુખોસ્તીન્ ઝે મેહમાન્ કુશાદી સોખુન્
સેરેશતત નવો દાસ્તાનત કોહુન્
તોરા બા સોખુનહાએ શાહાન્ ચેકારૂ
ન ફર્ઝાનહ મર્દી ન જન્ગી સવારૂ
અલાન્ શાહ બૂદી કુનૂન મેહતરી
હમ અઝ બન્દએ બન્દગાન્ કેહતરી
ગુનહગારે બી બરૂ તોઈ દરૂ જેહાન્
ન શાહી ન ઝીબા સરી અઝ મેહાન્
બશાહી મરા ખાન્દહ આફરીન્
નમાનમ કે પય બરૂ નેહી બરૂ ઝમીન્
દેગરૂ આન્ કે ગોફૂતમ કે બદ અખ્તરી
નઝીબદ તોરા શાહીઓ મેહતરી
અઝાન્ ગોફૂતમ અય નાસઝાવારૂ શાહ
કે હરૂગેઝ મબાદી તો દરૂ પીશગાહ
કે ઈરાનેયાન્ મરૂ તોરા દુશ્મનન્દ
બેફૂશન્દો બીખત ઝે બુન બરૂ કનન્દ
બેદરૂરન્દ બરૂ તન્ત બરૂ પુસ્તો રગ
સેપારન્દ પસ ઉસ્તુખાનત બસગ
બદૂ ગોફૂત ખુસ્રવ કે અય બદ કુનેશ
ચેરા ગશ્તઈ તુન્દો બરૂતરૂ મનેશ
કે આહૂસ્ત બરૂ મરૂદ ગોફૂનારે ઝેશ્ત
તોરા ખુદ ઝે આધાઝ બૂદ ઈન્ સરેશ્ત
ઝે મગઝે તો બુગસેસ્ત રઉશન્ ખરદ
ખુનુક નામવરૂ કઝ ખેરદ બરૂ ખરદ
હરૂ આન્ દીવ કાયદ ઝમાનશ ફરાઝ
ઝબાનશ બગોફૂતારૂ ગર્દદ દરાઝ
નખાહમ કે ચૂન તો યકી પહલવાન્
બતીઝી તબહ ગર્દદો નાતવાન્
સઝદ ગરૂ ઝે દેલ ખેશ્મ બીરૂન્ કુની
ન જૂશીઓ બરૂ તીઝી અફૂસૂન્ કુની
ઝે દારન્દએ દાદગરૂ યાદ કુન્
ખેરદરા બરીન્ દાદ બુન્યાદ કુન્
યકી કૂહ દારી બપીશ અન્દરૂન્
કે ચૂન બેન્ગરી બરૂતરૂ અઝ બીસેતૂન્

જ્યારે તારો મેહમાન તને રૂડો આવકાર આપે છે—ત્યારે જેવી રીતે એક દેવ તેનો જવાબ આપે તેમ તું જવાબ આપે છે.

મને ધાસ્તી લાગે છે કે તારો બૂરો વખત તારી નઝદીક આવી લાગ્યો છે—કારણકે ઊંધા વિચાર તને આવે છે.

તારો ઈલાજ તેજ પાદશાહના હાથમાં છે—કે જે હમેશે જીવતો છે અને હુકમ ચલાવનારો છે.

તું ખોદાનો ગુનેહગાર અને નિમકહરામ બન્યો છે—તારૂં તન લમ્આનત ભરેલું અને દિલ ધાસ્તી ભરેલું થયું છે.

તું જ્યારે મને અલાનશાહનું નામ આપે છે—તો તું મને બે બુન્યાદ ગણવા માગે છે.

કદાચ હું શેહનશાહી કરવાને લાયક નથી અને મોટાઈનું તાજ મને શોભતું નથી,

તો મારા નોશીરવાન જેવા બપાવા અને હોરમઝ જેવા બાપવાળા કરતાં તું બીજા કોણને વધુ લાયક જાણે છે?"

બેહરામે તેને કહ્યું કે "ઓ ગાંડા માણસના જેવી વાતો કરનાર ૪૭૮
અને કામો કરનાર બદ બુન્યાદ શખ્સ!

પહેલ વહેલાં તેં મેહમાન માટેની વાત કાઢી—તો તું આજ કાલનો પયદા થયલો છે અને તારી વાતો તો સઘળી જૂના ઝમાનાની છે.

તને પાદશાહોની વાતો સાથ શું સંબંધ?—તું કાંઈ ડહાપણવાળો નથી કે જંગી સવાર પણ નથી.

પહેલાં તો અલાનશાહ હતો હવે સરદાર બની ગયો છે—પણ તું તો નોકરોના નોકર કરતાંબી ઉતરતો છે.

દુન્યામાં વગર ફોકટનો તું ગુનેહગાર બનેલો છે—તું પાદશાહી કરવાને લાયકનો કે સરદારો વચ્ચે સરદારી કરવાને લાયકનો નથી.

પાદશાહી કરવા માટે તો લોકોએ મનેજ મુકરર કર્યો છે—માટે હું એવું કદીબી બનવા દઈશ નહીં કે તું આ ઝમીન ઉપર પગ પણ મૂકે.

બીજું. જે મેં તને કહ્યું કે 'તું બૂરા સેતારાનો છે—અને પાદશાહી અને સરદારી તારે લાયકની નથી,'

તે મેં ઓ નાલાયક પાદશાહ! એટલા માટેજ કહ્યું હતું—કે કદી પણ તું તખ્ત ઉપર હોતોજ ના!

કે ઇરાનીઓ તારા દુશ્મન છે—તેઓ સઘળી તારે માટેનીજ કોશેશ કરે છે અને તારીજ બુન બેખ ખોદે છે.

તેઓ તારાં શરીર ઉપરની ચામડી અને નસ તોડી કાઢશે—પછી તારાં હાડકાંને કુતરાંને હવાલે કરશે."

ખુસરૂએ તેને કહ્યું કે "ઓ બૂરી કરણીના શખ્સ!—એટલો બધો ૪૭૯
મગરૂરી અને મોટાઈમાં શા માટે આવી ગયો છે?

કારણકે બૂરૂં બોલવું એ માણસની અયબ ગણાય છે—પણ તારી તો અસલથીજ એવી ખાસીયત છે.

તારાં મગઝમાંથી રોશન અક્કલ ગુમ થઈ ગઇ છે—ભાગ્યશાળી તેજ ગણાય છે કે જે અકલથી લાભ મેળવે.

જે દેવનું મોત નઝદીક આવી લાગે છે—તેની ઝબાન બોલવામાં લામ્બી થાય છે.

હું નથી ચાહતો કે તારા જેવો એક પેહલવાન હુલ્લડાઈમાં આવી બરબાદ થઇ જાય.

અગરજો તું તારા દિલમાંથી ગુસ્સો દૂર કરે—એટલો ઉસકેરાઈ નહીં જાય અને આકળા મિજાઝને કાબૂમાં રાખે, તો તેજ લાયક છે.

જેહાનની સંભાળ લેનારા દાદગરને યાદ કર—અને આવા ઇન્સાફ ઉપરજ તારાં ડહાપણનો પાયો રચ.

તું તારી આગળ એક ઝબરો પહાડ ધરાવે છે—કે જેને તું જોશે તો તે બેસતૂન પહાડ કરતાં પણ વધારે ઊંચો દેખાશે.

ગર્ અઝ્ તૂ યકી શહ્રૂયાર્ આમદી
ઝુહીલાને બી બર્ બબાર્ આમદી
તોરા દેલ્ પુર્ અન્દીશએ મેહ્તરીસ્ત
બેબીનમ્ કે તા રાએ યઝ્દાન્ બચીસ્ત
૧૮૦ નદાનમ્ કે આમૂખ્તત્ બદ્તની
તોરા બા ચુનીન્ કીશે અહ્રીમની
હરાન્ કીન્ સખુન્ બા તો ગૂયદ્ હમી
બગોફ્તાર્ મર્ગે તો જૂયદ્ હમી
બેગોફ્તો ફેરૂદ્ આમદ્ અઝ્ ખેન્ગે આજ્
ઝે સર્ બર્ બેરેફ્રૂત્ આન્ બહાગીર્ તાજ્
બેનાલીદો સર્ સૂએ ખુરશીદ્ કરદ્
બયઝ્દાન્ દેલશ પુર્ ઝે ઉમ્મીદ્ કરદ્
ચુનીન્ ગોફ્ત્ કય રઉશને દાદગર્
દેરખ્તે ઉમીદ્ અઝ્ તો આયદ્ બબર્
તો દાની કે દર્ પીશે ઈન્ બન્દહ્ ચીસ્ત
કઝીન્ નન્ગ્ બર્ તાજ્ બાયદ્ ગેરીસ્ત
ગરીન્ પાદ્શાહી ઝે તોખ્મે કેયાન્
બેખાહદ્ શુદન્ મન્ ન બન્દમ્ મેયાન્
પરસ્તન્દહ્ બાશમ્ બઆતેશકદહ્
નખાહમ્ ખુરેશ જોઝ્ બશીરો તરહ્
નદારમ્ બગન્જ્ અન્દરૂન્ ઝરો સીમ્
બગાહે પરસ્તેશ બેપૂશમ્ ગેલીમ્
ગર્ અયદૂન્ કે ઈન્ પાદ્શાહી મરાસ્ત
પરસ્તન્દહ્ બાશીમો બા દાદે રાસ્ત
૪૮૧ તો પીરૂઝ્ ગર્દાન્ સેપાહે મરા
બબન્દહ્ મદેહ્ તાજો ગાહે મરા
અગર્ કામે દેલ્ યાબમો તાજો અસ્પ્
બેયારમ્ દવાન્ પીશે આઝર્ ગોશસ્પ્
હમાન્ યારહો તઉકો હમ ગૂશવાર્
હમાન્ જામએ ઝરો ગઉહર્ નેગાર્
હમાન્ નીઝ્ સદ્ બદરહ્ દીનારે ઝરદ્
ફેશાનમ્ બરીન્ ગુમ્બદે લાજવરદ્
પરસ્તન્દગાન્રા દેરમ્ સદ્ હઝાર્
દેહમ્ ચૂન્ શવમ્ બર્ જહાન્ શહ્રયાર્
ઝે બીદાદ્ શહ્રી કે વયરાન્ શુદહ્સ્ત
ગુઝર્ગાહે ગૂરાનો શીરાન્ શુદહ્સ્ત
બેફ્રુશમ્ કે આબાદ્ ગર્દદ્ ઝે નવ્
નમાનમ્ કે માનદ્ પુર્ અઝ્ ખારો ખવ્
બરાન્ નીઝ્ દીનાર્ ચૂન્ સદ્ હઝાર્
ફેરેસ્તમ્ ચુ બર્ ગર્દમ્ અઝ્ કાર્ઝાર્
ઝે બહ્રામેયાન્ હર્કે ગર્દદ્ અસીર્
બપીશે મન્ આરદ્ હમી દસ્તગીર્
પરસ્તન્દએ ફરૂરોખ આતશ કુનમ્
દેલે મૂબેદો હીરૂબુદ્ ખશ કુનમ્
૪૮૨ બેગોફ્ત ઇનો અઝ્ ખાક્ બર્ પાય ખાસ્ત
સેતમદીદહ્ ગૂયન્દઈ બૂદ્ રાસ્ત

અગરજો તારા જેવોજ એક પાદશાહ થઈ શકતે-તો ફળ વગરનાં એક બાવળનાં ઝાડને ફળ આવતે.

તારૂં દિલ પાદશાહ બનવાના વિચારથીજ ભરેલું છે-પણ જોઈશું કે એમાં યઝદાનનો શું હોકમ છે?

હું નથી જાણતો કે તને આવી એહરેમંદી દીન સાથની બૂરાઇ કોણે શીખવી?

જે કોઇ શખ્સ કે તારી સાથ એવી રીતની વાતો કરે છે-તે એવું કરીને તારૂં મોતજ શોધે છે."

ખુસરૂ એટલું બોલીને પોતાના સફેદ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-તેણે સર ઉપરથી તે કીમતી તાજ ઉતાર્યું.

તે રડી પડયો અને ખુરશીદ તરફ મોઢું કીધું-અને પોતાનું દિલ પાક યઝદાન તરફ ઉમીદ ભર્યું બનાવ્યું.

તે એ પ્રમાણે બોલ્યો કે "આ રોશન દાદગર!-ઉમેદનું ઝાડ તારાથીજ ફળરૂપ બને છે.

તું જાણે છે કે આ તારા બંદા આગળ શું મુશ્કેલી આવી પડી છે?-કે જે શર્મિંદગીથી આ તાજ ઉપર રડવું પડશે.

અગરજો આ પાદશાહી ખાન્દાનના હાથમાંથી ઇરાનની સલ્તનત-જવાનીજ હોય, તો હું લડાઇ ઉપર કમર બાંધતોજ નથી.

પણ આતશકદેહમાં જઈ તેની પરસ્તેશ કરનાર બનીશ-અને દૂધ તેમજ તરકારીના ખોરાક સિવાય બીજો કાંઈ ખોરાક ખાઇશ નહીં.¶

મારા ખઝાનામાં સોનું અને રૂપું રાખીશ નહીં (યાને સઘળું ખેરાત કરી નાખીશ)-બંદગીની વખતે ફકટ એક કામળ ઓઢીશ.

પણ જો આ પાદશાહી મારીજ હોય-તોપણ તારી બંદગી કરનારો બનીને વાજબી ઈન્સાફ સાથ પાદશાહી ચલાવીશ.

તું મારાં લશ્કરને ફતેહમંદ બનાવ-મારા એક નોકરના હાથમાં મારૂં તાજ અને તખ્ત જવા ના દે.

જો હું પોતાનાં દિલની મુરાદ મેળવીશ અને તાજો તખ્ત આપીશ-તો તુરત આઝરગોશસ્પના કેબ્લા આગળ તેને અર્પણ કરવાની ભેટો લાવીશ.

હાર, સાંકળી, કાનની બાલી-તેમજ સોનેરી અને ગોહરનાં ચીતારનાં કીમતી કપડાં,

તેમજ સોનાના દીનારની સો થેલી લાવીશ-અને તે આતશના લાજવર્દી ગુમ્બઝ ઉપર વધાવીશ.

અગરજો હું દેશનો પાદશાહ થઈશ-તો ત્યાંના આતશની સંભાળ રાખનારા મોબેદોને એક લાખ દિરમ બક્ષેશ આપીશ.

જે શેહરો કે સિતમ ગુઝારવાથી વયરાન થયલાં છે-અને જ્યાં ગોરખરો અને સિંહોનો વસવાટ બન્યો છે,

તેઓ ઉપર મેહનત લઇ નવેસરથી આબાદ કરીશ-એવું નહીં રાખીશ કે ત્યાં કાંટો કચરો કે ઘાસ પડી રહેલું હોય.

તે બાંધવા ઉપર પણ જ્યારે હું લડાઇથી પાછો ફરીશ ત્યારે એક લાખ દિરમ મોકલી આપીશ.

બેહરામનાં ખાન્દાનમાંથી જે કોઇ બંદીવાન બનશે-અને તેઓના હાથ બાંધી મારી આગળ લાવવામાં આવશે,

તેઓને મુબારક આતશના કેબ્લાના પૂજારી બનાવીશ-અને તેમ કરી ત્યાંના મોબેદો અને હેરબુદોનાં દિલ ખુશહાલ કરીશ."

તે એટલું બોલ્યો અને ખાક ઉપરથી ઉઠી ઉભો થયો-તે સિતમ ખમેલો શખ્સ સાચુંજ બોલ્યો હતો.

---

¶ આ ઉપરથી ખુલ્લું માલૂમ પડે છે કે આતશકદેહની જાળવણી કરનારા મોબેદો અને પરહેઝગાર લોકો પોતાનાં મનની પાકીઝગી વાસ્તે દૂધનો અને અન્ન ફળ શાકનોજ ખોરાક લેતા હતા.

કે જાએ નેયાયેશ બેયામદ સુ ગરૂદ
બબહુરામ ચૂબીનહુ આવાઝ કરૂદ
કે અય બન્દએ દુઝખી દીવ સરૂ
ખેરદ દુરો દુરૂ અઝ તો આઇને ફરૂ
સેતમગારહુ દીવીસ્ત બા ખેશ્મો ઝૂરૂ
કઝીનગૂનહુ ચશ્મે તોરા કરૂદ કૂરૂ
બજાએ ખેરદ ખેશ્મો કીન્ ચાકૂતી
ઝે દીવાન્ હમી આફરીન્ ચાકૂતી
તોરા ખારૂસાન્ શારૂસાની નમૂદ
ચકી દુઝખત બૂસ્તાની નમૂદ
ચરાગે ખેરદ પીશે મગ્ઝત બેમોરૂદ
ઝે જાનો દેલત રઉશનાઈ બેબોરૂદ
નબૂદસ્ત જોઝ જાદુઈ પુરૂ ફેરીબ્
કે અન્દરૂ બલન્દી નમૂદત નેશીબ્
બશાખી હમી ચાઝી એમરૂઝ દસ્ત
કે બર્ગશ ઝુવદ ઝહુરો બારશ કબરસ્ત
નજોસ્તસ્ત હરૂગેઝ તબારે તો ઈન્
નબાશદ બજૂયન્દહુ બરૂ આફરીન્
તોરા ઈઝદ ઇન ફરૂરો ઓર્ઝંગ નદાદ
નદારી ઝે ગુર્ગીને મીલાદ યાદ
કે ઈન્ શાખો ઈન્ બીખે વય ઝૂ ચુનીન્
બશાહી નકરૂદ ઊ ચુ તૂ દેલ બકીન્
અયા મર્દે બદબખ્ત બીદાદગરૂ
બના બૂદનીહા ગુમાની મબરૂ
કે ખરૂચન્ગ્રા નીસ્ત પરૂરે ઓકાબ્
નપરૂરદ ઓકાબ્ અઝ બરે આફતાબ્
બયઝદાને પાકો બતખ્તો કોલાહુ
કે ગરૂ મન્ બેયાબમ તોરા બી સેપાહુ
અગરૂ બરૂ ઝનમ્ બરૂ તો બરૂ બાઝે સરૂદ
નબીની મરા પીશ અન્દરૂ નબરૂદ
સુખુનહા શનીદીમ ચન્દીન્ દુરોશ્ત
બપીરૂઝગરૂ બાઝ હેશ્તીમ પોશ્ત
અગરૂ મન્ સઝાવારે શાહી નેયમ
મબાદા કે દરૂ ઝીરૂદસ્તી ઝેયમ
ચુનીન્ પાસોખશ દાદ બહુરામ બાઝ
કે અય બી ખેરદ રીમને દીવ સાઝ
પેદરૂત આન્ જહાનદારો દીન્ દુરસ્ત મરૂદ
કે હરૂગેઝ નઝદ બરૂ કસી બાદે સરૂદ
ચુનૂ મરૂદરા અરૂજ નેશ્નાખ્તી
બખારી ઝે તખ્ત અન્દરૂ અન્દાખ્તી
પસે ઊ જહાનદારૂ ખાહી બુદન
ખેરદમન્દો બીદારૂ ખાહી બુદન
તો નાપાકીઓ દુશ્મને ઈઝદી
નબીની ઝે નીકી દેહેશ જોઝ બદી
ગરૂ અયદૂન કે હોરૂમુઝ ન બરૂ દાદ બૂદ
ઝમાનો ઝમીન્ ઝૂ બફર્યાદ બૂદ
તો ફર્ઝન્દે ઊઈ નબાશદ સઝા
બરૂ ઈરાનો તૂરાન્ શુદહુ પાદશા
તોરા ઝેન્દગાની નબાશદ બતખ્ત
ચકી દખ્મહુ બસ કુન કે દૂરી ઝે બખ્ત

તે બંદગી કરવાની જગ્યાએથી શિતાબી કરતો આવ્યો-અને બેહરામ ચોબીનને પોકાર માર્યો,

કે "ઓ દેવનું સર ધરાવનાર દોઝખી ગોલામ!-તારી આગળથી ડહાપણ તેમજ સધળી રીતભાત તથા દબદબો દૂર થઇ ગયો છે.

ગુસ્સા અને ઝોર સાથનો તે ઝુલ્મગાર દેવ છે-કે જેણે તારી આંખો આવી રીતે આંધળી કરી મૂકી છે.

અકલની જગ્યાએ તેં ગુસ્સો અને કીનો મેળવ્યો છે-અને એહરેમનોથીજ તું દોઆ આફરીન મેળવવા પામ્યો છે.

તને કાંટા કચરાવાળી વયરાન જગ્યા એક શેહર માફકની આબાદ જણાઇ-એક દોઝખ જેવીજ જગ્યા તને બાગ જેવી દેખાઈ.

તારાં ભેજાં આગળનો અકલનો ચેરાગ બુઝાઈ ગયો છે-તે એહરેમન તારા જીવમાંથી અને બદનમાંથી સધળી રોશની લઇ ગયો છે.

તે એક ફરેબ ભરેલા જાદૂગર સિવાય બીજો કોઇજ નથી-કે જેણે તારી ચઢતી હાલતની અંદર તને પડતી દેખાડી.

આજે તું એક એવાં ઝાડની ડાળી ઉપર હાથ નાખે છે-કે જેનાં પાદડાં ઝેહર છે અને ફળ કડવાં છે.

તારાં ખાન્દાને કદીબી આવી મોટાઈ માગી નથી-અને એવી મોટાઇ શોધનારને કોઈ વખાણતું પણ નથી.

ખોદાએ તને પાદશાહી ખોરેહ અને દબદબો આપ્યો નથી-મીલાદના ૪૮૩
છોકરા ગુર્ગીનને ભૂલી ગયો,

કે તે મીલાદની બુન્યાદનો હતો-તોપણ પાદશાહ થવાનો દાવો કરી તે લડવા આવ્યો હતો નહીં.

ઓ બૂરા બખ્તના ઝુલ્મગાર શખ્સ!-તું નહીં બની શકતી ચીઝનો વિચાર પણ ના કર.

કારણકે કરચલાને ઓકાબનાં પર નથી હોતાં-તેમજ વળી ઓકાબ પક્ષી પણ આફતાબ સૂધી ઉડી શકતું નથી.

પાક યઝદાનના, તેમજ તખ્ત અને કોલાહના કસમથી કહું છું-કે જો હું તને વગર લશ્કરે એકલો મેળવવા પામું,

તો હું તને બદ દોઆ કરીશ-પણ તું મને લડાઈમાં ઉભો રહેલો જોશે નહીં.

આટલા બધા ભૂંડા શબ્દો એક બીજાના સાંભળ્યા-હવે ફતેહ આપનાર ખોદાતાલા ઉપર આધાર રાખ્યે.

જો હું પાદશાહીને લાયક નથી-તો ખોદા મને તારા તાબેદાર તરીકે નહીં જીવાડે."

બેહરામે તેને પાછો જવાબ આપ્યો-કે "ઓ દેવના કામો કરનાર રીમન બેઅકલી!

તારો બાપ તો દેશની સંભાળ કરનારો અને વળી દીનચુસ્ત હતો-કે જેણે કદી પણ કોઇ આગળ હાય અફસોસ કર્યો નથી.

એવા માણસની તેં કીમત પિછાની નહીં-તેને ખુવારી સાથ તખ્ત ૪૮૪
ઉપરથી નીચે ફેંકી દીધો.

અને તેની પછી હવે તું પાદશાહ થવા માગે છે-તેમજ અકલમંદ અને હુશયાર થવા માગે છે.

તું નાપાક છે અને વળી ખોદાનો દુશ્મન છે-માટે નેકી પહોંચાડનાર ખોદાતાલા તરફથી તું બદી સિવાય બીજું કાંઇ જોશે નહીં.

અગરજો હોરમઝ ઈન્સાફી નહીં હતો-અને ઝમાનો અને ઝમીન તેનાથી ફર્યાદ કરતાં હતાં,

તો તું ઈરાન અને તૂરાન ઉપર પાદશાહ થઇ બેઠેલો તેનોજ બેટા એટલે તે લાયક ગણાયજ નહીં.

તારી ઝિંદગી તખ્ત ઉપર ગુઝારવાની છેજ નહીં-તું અભાગ્યો છે એટલે તારે માટે એક દખ્મુ ઘણું થશે.

હમી ઝીને હોરમુઝ કુનમ ખાસ્તારૂ
દેગરૂ કન્દરૂ ઈરાન મનમ્ શહરૂયારૂ
કુનૂન્ તાઝહ કુન્ બરૂ મન્ ઈન્ દાસ્તાન્
કે અઝ રાસ્તાન્ કીસ્ત હમદાસ્તાન્
કે તૂ દાઘ બરૂ ચશ્મે શાહાન્ દેહી
કસી કુ નેહદ નીઝ ફર્માન્ દેહી
વઝાન્ પસ બિયાઈ કે શાહી મરાસ્ત
ઝે ખુરશીદ તા પોશતે માહી મરાસ્ત
૪૮૫ બદુ ગોફ્તૂ ખુસ્રવ કે હરગેઝ મબાદ
કે બાશદ બદર્દે પેદરૂ બન્દહ શાદ
નબેશ્તહ ચુનીન્ બૂદો બૂદ આનચે બૂદ
સખુન્ બરૂ સખુન્ ચન્દ ખાહી ફેઝૂદ
તો શાહી હમી સાઝી અઝ ખીશતન્
કે ગરૂ મર્ગત્ આયદ નેયાબી કફન્
બરીન્ અસ્પો બરૂ ગુસ્તુવાનો કસાન્
યકી ખુસ્રવી બારૂઝ ફારસાન્
ન ખાનો ન માનો ન બૂમો નેઝાદ
યકી શહરૂયારી મેયાન્ પુરૂ ઝે બાદ
બદીન્ ખાસ્તહ ચીઝો નામે દોરૂઘ
નગીરી બરે તખ્તે શાહી ફેરૂઘ
ઝે તૂ પીશ બૂદન્દ કુન્દાવરાન્
જહાનજૂયો બા ગોરૂઝહાએ ગરાન્
નજોસ્તન્દ શાહી કે કેહતરૂ બુદન્દ
ન અન્દરૂખરે તખ્તો અફ્સરૂ બુદન્દ
હમી હરૂઝમાન્ બરૂ ફેઝાઈ બખશમ
હમી આબે શર્મત નેયાયદ બચશમ
ઝમાનહ બખેશ્મ આરદત હરૂઝમાન્
બેજૂશદ હમી કબ્ઝી અન્દરૂ ગમાન્
૪૮૬ જહાનદારૂ શાહી ઝે દાદ આફરીદ
અગરૂ અઝ હોનરૂ વઝ નેઝાદ આફરીદ
બદાન્ કસ દેહદ કુ સઝાવારૂ તરૂ
ખેરદમન્દ તરૂ હમ બીઆઝારૂ તરૂ
અલાન્ શાહ મારા પેદરૂ કર્દહ બૂદ
કે બરૂ મન્ ઝે દામે તો આઝર્દહ બૂદ
કુનૂન્ ઈઝદમ દાદ શાહનશેહી
બુઝોર્ગીઓ તખ્તો કોલાહે મેહી
પઝીરોફ્તમ ઈન્ અઝ ખોદાએ જેહાન્
શેનાસન્દએ આશકારો નેહાન્
બદસ્તૂરીએ હોરમુઝે શહરૂયારૂ
કે ઊ દાશ્ત તાજ અઝ પેદરૂ યાદગારૂ
હમ અઝ મૂબેદાન્ મૂબેદો બેખ્રદાન્
બુઝોર્ગાનો કારૂઆઝમૂદહ રદાન્
બદાન્ દીન્ કે આવર્દહ બૂદ અઝ બેહેશ્ત
ખેરદ યાફ્તહ પીરહ સરૂ ઝર્દોહેશ્ત
કે પયઘામે યઝદાન્ બગુશ્તાસ્પ દાદ
પઝીરોફ્તો ઝાન્ પસ બલોહરાસ્પ દાદ

હરાન્ કસ કે મારા નમૂદહસ્ત રન્જ
દેગરૂ આન્ કે ઝ યાફ્તસ્તીમ ગન્જ

બીજું એ કે ઈરાન દેશમાં હું પાદશાહ છું-જેથી હોરમઝનો કીનો તારી પાસેથી માગું છું.

તું મને કહે કે આ વાત ઉપર રાસ્ત લોકોમાંથી કોણ મળવા થયા છે?

કે તું પાદશાહોની આંખો ઉપર ડામ દે-અથવા જે કોઇ ડામ મૂકતો હોય, તેને તું તેમ કરવાનો હોકમ પણ આપે?

અને ત્યાર બાદ તું અહીં આવે કે પાદશાહી તો મારી છે-અને આસ્માનથી તે પાતાળ સુધીનું સઘળું મારૂંજ છે?"

ખુસરૂએ તેને કહ્યું કે "કદીબી એવું ના બનતું-કે આ બંદો બાપના દુઃખથી ખુશહાલ થયો હોય

એમજ લખેલું હતું અને જે બનવાનું હતું તે બન્યું-હવે એ વાત તું કેટલી વધારા કરશે?

તું પોતે પોતાનેજ પાદશાહ બનાવે છે-પણ જો એવામાં તારૂં મોત આવે તો તને કફન પણ મળવાનું નથી.

આ ઘોડા, તેનાં બખ્તર અને કેટલાક નોકરો ઉપર મુસ્તાક બની-ફારસના લોકોની ખાહેશથી તું એક પાદશાહ બની ગયો છે.

નથી તારૂં ઘરબાર, કે નથી તારો મુલક કે નથી તારૂં ઊંચુ ખાન્દાન-તું હલકા મગજના લોકો વચ્ચેજ એક પાદશાહ તરીકે ગણાય છે.

આવી માંગી ટાંગી મેળવેલી ચીઝોએ કરી અને જૂઠાં નામે કરી-તું પાદશાહી તખ્ત ઉપર કદી પણ ઝળકાટ પામશે નહીં.

તારી આગમજ દેશ જીતનારા અને ભારી ગોર્ઝ ધરાવનાર પેહલવાનો થઇ ગયા હતા,

જેઓએ કદી પણ પાદશાહી કરવાનો વિચાર કીધો હતો નહીં કારણકે ગમે તેવા પણ તેઓ નોકર હતા-પાદશાહી તખ્ત અને તાજને લાયકના નહીંજ હતા.

તું દર વખત તારા ગુસ્સાને વધારે છે તારી આંખમાં શર્મ આવતીજ નથી.

તારૂં મોત તને દર વખત ઉસકેરે છે-અને તારાં મગજમાં અપ્રમાણિકપણુંજ ઉછાળા મારે છે.

ખોદાતાલાએ પાદશાહી ઈન્સાફને માટે પયદા કરી છે-અથવા હોનરને માટે અને ઊંચી બુન્યાદ માટે પયદા કરી છે.

અને તે તેવાજ શખ્સને આપે છે કે જે વધુ લાયક-વધુ અકલમંદ તેમજ વધુ દયાળુ હોય.

મારા બાપે મને અલાનશાહ એટલાજ માટે બનાવ્યો હતો-તે તારાજ ફરેબને સબબે મારી ઉપર ગુસ્સે હતો.

પણ હવે ખોદાતાલાએ મને પાદશાહી-બુઝોર્ગી, તખ્ત અને મોટાઈનું તાજ આપ્યું છે.

અને એ સઘળું મેં ઝાહેર અને બાતેનનો જાણનાર દુન્યાના સાહેબ ખોદાતાલા તરફથી કબૂલ રાખ્યું છે.

અને તે પાદશાહ હોરમઝ કે જે પોતાના બાપ (નોશીરવાન) તરફથી મળેલું તાજ યાદગાર ધરાવતો હતો, તેની રઝાથી,

તેમજ ઇરાનના વડા વઝીરની, દાનાઓની, મોટા લોકોની અનુભવી સરદારોની રઝાથી કબૂલ્યું છે.

તેમજ જે દીન કે જાતી અકલ પામેલો બુઝોર્ગ ઝરતોશ્ત સાહેબ બેહેસ્તમાંથી (યાને ખોદાની હુઝૂરમાંથી) લાવ્યો હતો,

અને જેણે તે ખોદાતાલા તરફનો પયગામ પાદશાહ ગુશ્તાસ્પને આપ્યો હતો-જે તેણે કબૂલ્યા પછી લોહરાસ્પને આપ્યો હતો, તેની દીનના કાયદા પ્રમાણે મેં કબૂલ્યું છે.

જે કોઇયે કે મને દુઃખ દીધું છે-તેમજ જે કોઈથી કે મેં ગંજ મેળવ્યો છે,

હમહ્ ચકુસરહ્ દરૂ પનાહે મનન્દ
અગરૂ દુશ્મનો નીકુખાહે મનન્દ
ઝે શાહ્રી કે વયરાન્ શુદ અન્દરૂ જેહાન્
બજાઈ કે દર્વીશ બાશદ નેહાન્
તવાન્ગરૂ કુનમ મર્હે દર્વીશરા
પરાગન્દહો મરૂદુમે ખીશરા
હમહ્ ખારૂસાનહા કુનમ ચૂન્ બેહેશ્ત
પુરૂ અઝ મરૂદુમો ચારૂપાયાનો કેશ્ત
નમાનમ યકી ખૂબી અન્દરૂ નેહાન્
બપાદાશ તા ઝીન્ જહાન્ આન્ જેહાન્
બેયાઇમો દેલ્રા તરાઝૂ કુનીમ
બેસન્જીમો નીરૂ ઝે બાઝૂ કુનીમ
ચુ હોરૂમુઝ જહાન્દારૂ બા દાદ બૂદ
ઝમીનો ઝમાનહ્ બદૂ શાદ બૂદ
પેસરૂ બીગુમાન્ અઝ પેદરૂ તખ્ત યાફ્ત
કોલાહો કમરૂ યાફ્ત હમ બખ્ત યાફ્ત
તો અય પુરૂ ગુનાહે ફેરીબન્દહ્ મરૂદ
બેઝોસ્તી નુખોસ્તીન્ ઝે હોરૂમુઝ નબરૂદ
નબુદ હીચ્ જોઝ બદ બફર્માને તૂ
દેગરૂ તઝ્બુલો મકરો દસ્તાને તૂ
ગરૂ ઈઝદ બેખાહદ મન્ અઝ કીને શાહ્
કુનમ બરૂ તો ખુરૂશીદે રઉશન્ સેયાહ્
કુનૂન્ તાજરા દરૂખરે કારૂ કીસ્ત
ચુ મન્ નાસઝા અમ સઝાવારૂ કીસ્ત
બદૂ ગોફ્ત બહ્રામ કય મર્દે ગોરૂદ
સઝા આન્ બુવદ કઝ તો શાહી બેબોરૂદ
ચુ અઝ દુખ્તે બાબકૂ બેઝાદ અરૂદશીરૂ
કે અશ્કાનેયાન્રા બુદ આન્ દારો ગીરૂ
ન ખુદ અરૂદશીરૂ અર્દવાન્રા બેકોશ્ત
બનીરૂ શુદો તખ્તશ આમદ બમોશ્ત
કુનૂન્ સાલ્ બરૂ પન્જ્ સદ બરૂ ગુઝશ્ત
સરો તાજે સાસાનેયાન્ બાદ ગશ્ત
કુનૂન્ તખ્તો દીહીમ્રા રૂઝે માસ્ત
સરો કારૂ બા બખ્તે પીરૂઝે માસ્ત
ચુ બીનીમ ચેહ્રે તોઓ બખ્તે તૂ
સેપાહો કોલાહે તોઓ તખ્તે તૂ
ચુ આહેખ્તહ્ શીરી કે ગર્દદ ઝેયાન્
બરૂ આરમ બસરૂ કારે સાસાનેયાન્
ઝે દફ્તરૂ હમહ્ નામ શાન્ બેસ્તરમ
સરો તાજે સાસાન્ બપય બેસ્પરમ
બુઝોર્ગી મરૂ અશ્કાનેયાન્રા સઝાસ્ત
અગરૂ બેશ્નવદ મર્હે દાનન્દહ્ રાસ્ત
ચુનીન્ પાસોખ્ આવરૂદ ખુસ્રવ બદૂય
કે અય બીહુદહ્ મર્હે પયકારૂ જૂય
અગરૂ પાદશાહી ઝે તોખ્મે કેયાન્
બેખાહદ શુદન્ તૂ કઇ દરૂ મેયાન્
હમહ્ રાઝેયાન્ અઝ બુનહ્ ખુદ કે અન્દ
દુ રૂયન્દો અઝ મરૂદુમી બરૂ ચે અન્દ
નુખોસ્ત અઝ રય આમદ સેપાહ્ અન્દકી
કે શુદ બા સેપાહે સેકન્દરૂ યકી

તેઓ અગર તેઓ મારા દુશ્મન હોય કે દોસ્ત હોય-પણ તે ૪૮૭
સઘળાઓ હાલ મારીજ પનાહમાં છે.

મારી સલ્તનતમાંનાં જે શેહરો કે વયરાન થયાં હોય-તેમજ જે જગ્યાએ દર્વીશો ગુપચુપ રહેલા હોય,

તે મુફલેસોને તેમજ મારા અતલગનાઓને હું દઉલતમંદ બનાવીશ.

સઘળી કાંટા કચરાવાળી વયરાન જગાઓને આદમીઓથી, ગાયઢોરોથી અને ખેતીવાડીથી ભરપુર કરી બેહેશ્ત માફકની બનાવીશ.

આ દુન્યામાં કીધેલાં કામોનો મીનોઇ જેહાનમાં બદલો મેળવવા માટે-એક પણ ખૂબી ભરેલું કામ હું બાકી રહેવા દઇશ નહીં.

ચાલ આવ, આપણાં દિલને તરાઝૂ બનાવ્યે-આપણુ બન્નેનું તોલ કાઢયે અને બાઝૂનું કૌવત અઝમાવ્યે.

જ્યારે હોરમઝ ઈન્સાફી પાદશાહ હતો-તેમજ દુન્યા અને ઝમાનો તેનાથી ખુશહાલ રહેતો હતો,

ત્યારેજ વગર શકે તેના બેટાએ બાપ પાસેથી તખ્ત મેળવ્યું-તાજ અને કમરબંદ મેળવ્યો અને વળી નેક નસીબ પણ મેળવ્યું.

એ ફરેબ દેનારા ગુનેહગાર શખ્સ!-તેંજ પહેલ વહેલાં હોરમઝની સાથે લડાઈ શોધી.

તારાં ફર્માનોમાં બૂરાઈ, તેમજ ફરેબ, ઠગાઈ અને મક્ર સિવાય બીજું કાંઈ હતુંજ નહી.

અગરજો ખોદાતાલાનું ચાહવું છે તો પાદશાહના કીનામાં-હુંજ તારો ૪૮૮
ઝળકતો દિવસ સીઆહ બનાવીશ.

હવે તું આ પાદશાહી તાજને લાયકનો કોણને ગણે છે-જો હું લાયક નથી તો બીજો કોણ લાયક છે?"

બેહરામે તેને જવાબ દીધો કે "એ પેહલવાન!-જે કોઈ તારી પાસેથી શેહન્શાહત છીનવી લેશે, તેજ લાયક ગણાશે.

જ્યારે બાબકની છોકરીથી અર્દશીર પયદા થયો-કે જે વખતે અશ્કાનીઓનો રાજઅમલ હતો,

ત્યારે શું અર્દશીરે પોતે અર્દવાનને મારી નહીં નાખ્યો હતો-અને તે પગભર થયો ત્યારે તેનું તખ્ત તેનાં હાથમાં નહીં આવ્યું હતું?

એ વાતને હાલે પાંનસો ઉપર વર્ષ થયાં છે-અને સાસાનીઓનું કૌવત અને તાજ હલકું થઈ ગયું છે.

હવે તખ્ત અને તાજ ભોગવવાનો અમારો વખત આવ્યો છે-અને અમારાં ફતેહમંદ નસીબ સાથેજ કામકાજ થઈ પડયું છે.

જ્યારે હું તારો ચેહરો, તારૂં નસીબ, તારૂં લશ્કર, તારૂં તાજ અને તારૂં તખ્ત જોઇશ,

ત્યારે જેમ એક છુટટો સિંહ મસ્ત બની ખરાબી કરે-તેમ સાસાનીઓનું કામ તમામ કરીશ.

તમામ દફતરમાંથી તેઓનાં નામ છેકી નાખીશ-સાસાનોનું સર અને તાજ પગ નીચે કચડીશ.

અગરજો વિદ્વાન શખ્સ સાચી વાત સમજે-તો મોટાઈ અશ્કાની- ૪૮૯
ઓનેજ લાયક છે."

ખુસરૂએ તેને જવાબ દીધો-કે "એ લડાઈ શોધનારા બેહુદા શખ્સ!

જો કયાની ખાન્દાનમાંથી પાદશાહી-જતી રહેશે તો તેની વચ્ચે તું કોણ?

રયના રહેવાસીઓની બુન્યાદજ શું છે-તેઓ બે મોઢેના દગાખોરો છે, અને ઇન્સાનોમાં તેઓની ગણત્રીજ શું છે?

પહેલાં રય શેહરમાંથી થોડાક સેપાહો આવ્યા-કે જેઓ સિકંદરનાં લશ્કર સાથે મળી ગયા.

ચુ બેશનીદ ખુસ્રવ હમાનગાહ ઝૂદ
બઅસ્પ અન્દર આમદ બકેર્દારે દૂદ
બેરૂન તાખ્ત અઝાન જાય માનન્દ ગરૂદ
દેરફૂશી પસે પોશ્તે ઊ લાજવરૂદ
બેપીચીદ ચાલો બરો ફૂયરા
નેગહ કરૂદ ગોસ્તહમો બન્દૂયરા
૫૨૩ હમી શન્દન્દ આન દો તન નરૂમ નરૂમ
ખોરૂશીદ ખુસ્રવ બઆવાઝે ગરૂમ
કે અય નાસઝાયાન ચે પીશ આમદસ્ત
કે બદખાહ તાન હમચુ ખીશ આમદસ્ત
વગરૂનહ ચુનીન નરૂમ શન્દન ચેરાસ્ત
કે બહરામ નઝદીકે પોશ્તે શુમાસ્ત
બદ ગોફ્ત બન્દૂય કય શહરૂયારૂ
હેલતરા બબહરામ રન્જહ મદારૂ
કે ઊ ગર્દ મારા નબીનદ બરાહ
કે દૂરસ્ત અઝ ઈદર દેરફૂશે સેપાહ
ચુનીનસ્ત યારાનતરા ગોફ્તગૂય
કે મારા ચુનીન તાખ્તન નીસ્ત રૂય
કે ચૂબીનહ આયદ બઅયવાને શાહ
હમાનગહ બહોરૂમુઝ દેહદ તાજો ગાહ
નેશીનદ ચુ દસ્તૂરૂ બરૂ દસ્તે ઊય
બદર્યા રસદ કારૂગરૂ શસ્તે ઊય
બકયસરૂ યકી નામહ અઝ શહરૂયારૂ
નવીસદ કે ઈન બન્દએ નાબકારૂ
ગુરીઝાન બેરફૂતસ્ત અઝીન મર્ઝો બૂમ
નબાયદ કે આરામ ગીરદ બરૂમ
૫૨૪ હરાનગહ કે આન ખીશતન કરૂદ રાસ્ત
નેઝન્દીઓ કઝ્ઝી બબૂમે શુમાસ્ત
ચુ આયદ બદાન મરૂઝ બન્દશ કુનીદ
દેલે શાદમાન પુરૂ ગઝન્દશ કુનીદ
બદીન બારૂગાહશ ફેરેસ્તીદ બાઝ
મમાનીદ તા ગર્દદ ઊ સરફરાઝ
બેબન્દન્દ હમ દરૂ ઝમાન બા સેપાહ
ફેરેસ્તન્દ ગેર્યાન બદીન બારૂગાહ
ચુ બેશનીદ ખુસ્રવ દેલશ તીરહ ગશ્ત
ઝે ગોફ્તારે ઈશાન રૂખશ તીરહ ગશ્ત
ચુનીન દાદ પાસોખ કે અઝ બખ્તે બદ
સઝદ ઝીન નેશાન હરૂચે બરૂ મા રસદ
સુખુનહા દરાઝસ્તો કારી દુરોશ્ત
બયઝદાન કુનૂન બાઝ હેશ્તીમ પોશ્ત
બેરાન્દઅસ્પો ગોફ્તઆન્ચે અઝખૂબો ઝેશ્ત
જહાનદારૂ બરૂ તારકે મા નેવેશ્ત
બેબાશદ નગર્દદ બઅન્દીશહ બાઝ
મબાદા કે આયદ બદુશ્મન નેયાઝ
ચુ ઊ બરૂ ગુઝશ્ત આન દો બી દાદગરૂ
અઝ બાઝ ગશ્તન્દ પુરૂ કીનહ સરૂ
૫૨૫ ઝે શાહ અન્દરૂ અયવાને શાહ આમદન્દ
પુરૂ અઝ રન્જો દેલ પુરૂ ગુનાહ આમદન્દ
ઝે દરૂ ચૂન રસીદન્દ નઝદીકે તખ્ત
ઝેહી અઝ કમાન બાઝ કર્દન્દ સખ્ત

જ્યારે ખુસરૂએ એવું સાંભળ્યું ત્યારે તેજ વખત જલ્દીથી-ધુંવાની ઝડપે ઘોડા ઉપર સવાર થયો.

અને તે જગ્યાથી ગર્દની માફક બાહેર પડયો-તેની પીઠ પાછળ એક લાજવર્દી ઝુંડો ઉડતો હતો.

તેણે પોતાનું શરીર તેમજ મોઢું ફેરવીને-ગોસ્તહમ અને બંદૂયને જોયા.

તો તે બેઉ જણા ધીમે ધીમે ઘોડો ચલાવતા હતા-જેથી તુરત ખુસરૂએ એક ઝોરમાં પોકાર માર્યો,

કે "ઓ ના લાયકો! તમોને શું થયું છે-તમારા દુશ્મનો તમોને તમારા દોસ્ત જેવા લાગે છે કે?

નહીં તો એમ ધીરે ચાલવાનું શું કામ છે?-કેમકે બેહરામ તમારી પીઠ પાછળ આવી લાગ્યો છે"

બંદૂએ તેને કહ્યું કે "ઓ પાદશાહ! તારૂં દિલ બેહરામથી એટલું બધું રંજીદા ના રાખ.

કારણકે તે રસ્તામાં અમારી ધૂળ પણ જોઈ શકશે નહીં-કેમકે અહીંથી તેનાં લશકરનો ઝુંડો બહુ દૂર છે.

તારા દોસ્તો એવી તકરાર કરે છે-કે આપણને એમ નાસી જવું સલાહ ભરેલું નથી

કારણકે જ્યારે ચોબીન પાદશાહના મેહલમાં આવશે-ત્યારે તેજ વખતે તે હોરમઝને પાછું તાજ અને તખ્ત આપશે.

અને પોતે વઝીર બની બાઝૂમાં બેસશે-એમ કરવાથી તેણે દર્યામાં નાખેલી જાળ કારગર નીવડશે.

તે પાદશાહ તરફથી એક નામુ કયસર ઉપર-લખશે કે 'આ નાલાયક બંદો,

આ સર ઝમીનમાંથી નાસી આવ્યો છે-તે તમારાં રૂમમાં આરામથી રહે એવું બનવું નહીં જોઈએ.

કારણકે જ્યારે તે ત્યાં પગભર થશે-ત્યારે તમારા મુલકની ખરાબી અને પડતી ખચીત જાણજો.

માટે જ્યારે તે ત્યાં આવે ત્યારે તેને કયદ કરજો-તેનું ખુશહાલ દિલ દુ:ખી બનાવજો.

અને આ દરબારમાં તેને પાછો મોકલી આપજો-તમરા મુલકમાં તે સરફરાઝ થાય ત્યાં સૂધી તેને રહેવા દેતા ના.'

માટે તેઓ તુરતજ તને તારા સિપાહો સાથ બાંધીને-રડતો આ દરબારમાં મોકલી આપશે"

જ્યારે ખુસરૂએ એવું સાંભળ્યું ત્યારે તેનું દિલ દુ:ખી થયું-તેઓની વાતથી તેનો ચેહરો સીઆહ બન્યો.

તેણે જવાબ દીધો કે "મારાં બૂરાં નસીબે કરીને-એવી રીતનું જે કાંઇ મારી ઉપર આવી પડશે તે વાજબીજ કહેવાશે.

આવી વાતો બહુ લામ્બી છે અને એક મુશ્કેલ કામ છે-હવે તો આપણ યઝદાનનીજ મદદ ઉપર સઘળું છોડયે."

પછી તેણે ઘોડો આગળ ચલાવ્યો અને બોલ્યો કે "દુન્યાની સંભાળ રાખનાર ખોદાતાલાએ જે કાંઈ મારાં નસીબમાં સારૂં માઠું લખ્યું હશે,

તે થશેજ અને ફિકર ચિન્તા કરવાથી તે કાંઇ મટી જવાનું નથી-મને દુશ્મનની ગરઝ પડે એવું કદીબી ના બનતું!"

જ્યારે ખુસરૂ આગળ ચાલી ગયો ત્યારે તે બેઉ ઝુલ્મગાર શખ્સો-કીના ભરેલાં સરે ત્યાંથી પાછા ફર્યા.

અને તે રાહમાંથી રંજ ભરેલા અને ગુનાહ ભરેલાં દિલે પાછા પાદશાહના મેહલમાં આવ્યા.

જ્યારે તેઓ દરવાઝામાંથી પાદશાહનાં તખ્તની નઝદીક જઇ પહોંચ્યા-ત્યારે તેઓએ કમાનની મઝબૂત દોરીને ખુલ્લી કરી નાખી.

ફેગન્દન્દ નાગાહ્‌ બર્‌ ગર્દનશ
બેયાવીખ્તન્દ આન્‌ ગેરામી તનશ
શુદ આન્‌ તાજો આન્‌ તખ્તે શાહન્‌શહાન્‌
તો ગોફ્તી કે હોર્‌મુઝ્‌ નબુદ દર્‌ જહાન્‌
ચુનીનસ્ત્‌ આઇને ગર્દન્દહ્‌ દહ્‌ર્‌
ગહી નૂશ પીશ આવરદ ગાહ્‌ ઝહ્‌ર્‌
અગર્‌ માયહ્‌ ઈનસ્ત્‌ સૂદશ મજૂય
કે જુસ્તન્‌ હમી રન્જત્‌ આરદ બરૂય
ચુ શુદ ગર્દેશે રૂઝે હોર્‌મુઝ્‌ બપાય
તેહી માન્દ આન્‌ તખ્તો ફર્ખોન્દહ્‌ જાય
હમાન્‌ગાહ્‌ બર્‌ખાસ્ત આવાએ કૂસ
રોખે ખૂનેયાન્‌ ગશ્ત્‌ ચુન્‌ સન્દરૂસ
દેરફ્શે સેપહ્‌બુદ હમાન્‌ગહ્‌ ઝે રાહ્‌
પદીદ આમદ અન્દર્‌ મેયાને સેપાહ્‌
જફાપીશહ્‌ ગોસ્તહ્‌મો બન્દૂય તીઝ્‌
ગેરેફ્તન્દ અઝાન્‌ કાખ્‌ રાહે ગુરીઝ્‌
ચુનીન્‌ તા બખુસ્રવ્‌ રસીદ આન્‌ દો મર્દ
જહાન્‌જૂય ચૂન્‌ દીદ શાન્‌ રૂએ ઝર્દ
બેદાનેસ્ત્‌ કીશાન્‌ દો દેલ પુર્‌ ઝે રાઝ્‌
ચેરા અઝ્‌ જહાન્‌દાર્‌ ગશ્તન્દ બાઝ્‌
બરોખ્સાર્‌ શુદ ચૂન્‌ ગુલે શમ્બલીદ
નકર્દ આન્‌ સખુન્‌ બર્‌ દેલીરાન્‌ પદીદ
બલશ્કર્‌ ચુનીન્‌ ગોફ્ત્‌ કઝ્‌ શાહ્‌ રાહ્‌
બેગર્દીદ કામદ બતન્ગી સેપાહ્‌
બેયાબાન્‌ ગુઝીનીદો રાહે દરાઝ્‌
મદારીદ ચકુસર્‌ તન્‌ અઝ્‌ રન્જ બાઝ્‌

અને અચાનક હોરમઝની ગર્દનમાં નાખી-તેઓએ તેનાં મુબારક શરીરને લટકાવી દીધું.

તે તાજ અને શેહનશાહોનું તખ્ત જતું રહ્યું-તું કહે ગોયા હોરમઝ આ દુન્યામાં હતોજ નહીં.

આ ફરતા ઝમાનાની એજ રીત છે-તે કભી મધ આપે છે તો કભી ઝેહર બખ્શે છે.

અગરજો તેની બનાવટજ એવી છે, તો તેનો ફાયદો તું ના શોધ-કારણકે તે ફાયદો શોધવા જતાં તને દુઃખજ મળી આવે છે.

જ્યારે હોરમઝદના દહાડાની ચાલ પુરી થઈ-અને તે તખ્ત તેમજ તેની મુબારક જગ્યા ખાલી પડી,

ત્યારે તેજ વખત નગારાંના આવાઝ નીકળ્યા-જેથી પેલા ખૂનીઓના ચેહરા સનદરૂસની મિસાલ ફિક્કા બન્યા.

તુરતજ દુરથી સરદાર બેહરામનો ઝુંડો-તેનાં લશ્કરની વચ્ચેથી નઝર આવ્યો.

આથી ઝુલ્મગાર ગોસ્તહમ અને બંદૂએ તે મેહલમાંથી શેતાબ નાસવાનો માર્ગ પકડયો.

અને તે બન્ને એવી રીતે ખુસરૂને જઇ મળ્યા-દેશ જીતનાર ખુસરૂએ ૫૨૬
જ્યારે તેઓનો ચેહરો ફિકકો જોયો,

ત્યારે તે સમજી ગયો કે તે બેઉ ભરમમાંને ભરમમાં-પાદશાહ આગળથી શા માટે પાછા ફર્યા?

એથી તેનો ચેહરો મેથીનાં ફૂલની મિસાલ ફિકકો પડી ગયો-પણ તે વાત પેલા બન્ને દિલાવરો આગળ ઝાહેર થવા દીધી નહીં.

તેણે લશ્કરને કહ્યું કે "સીધે રસ્તેથી-આડા ફાટો કારણકે બેહરામનું લશ્કર છેક પાસે આવી લાગ્યું છે.

માટે તમો બિયાબાન એખ્તયાર કરો અને લમ્બાણ માર્ગ પકડો-તમો સઘળા મેહનત કરવાથી પાછા હઠતા ના."

## ફેરેસ્તાદને બહ્‌રામ્‌ લશ્કર્‌રા પસે ખુસ્રવ્‌ વ ચારહ્‌ નમૂદને બન્દૂય દર્‌ રહાઇએ ખુસ્રવ્‌ અઝ્‌ દસ્તે ઈશાન્‌.

ચુ બહ્‌રામ રફ્ત્‌ અન્દર્‌ અયવાને શાહ્‌
ગુઝીન્‌ કર્દ અઝાન્‌ લશ્કરે કીનહ્‌ખાહ્‌
ઝેરેહ્‌દારો શમ્શીરૂઝન્‌ શશ હઝાર્‌
બદાન્‌ તા શવન્દ અઝ્‌ પયે શહ્‌રૂયાર્‌
ચુનીન્‌ લશ્કરી નામબર્‌દારો ગોર્દ
બબહ્‌રામ પૂરે સેયાવુશ સેપોર્દ
વઝાન્‌ રૂય ખુસ્રવ બેયાબાન્‌ ગેરેફ્ત
હમી અઝ્‌ બદે દુશ્મનાન્‌ જાન્‌ ગેરેફ્ત
ચુનીન્‌ તા બપીશે રેબાતી રસીદ
સરે તીઘ દીવારે ઊ નાપદીદ
કુજા ખાન્દન્દીશ યઝ્‌દાન્‌ સરાય
પરસ્તેશગહી બૂદ ફર્ખોન્દહ્‌ જાય

## બેહરામે ખુસરૂની પછાડી લશ્કર મોકલવું અને બંદૂએ તેઓના હાથથી ખુસરૂના છૂટકારા માટે ચારો કરવો.

જ્યારે બેહરામ પાદશાહના મેહલમાં ગયો-ત્યારે તેણે તે પોતાનાં કીનેખાહ લશ્કરમાંથી થોડુંક લશ્કર ચુંટી કાઢયું.

બખ્તર પેહેરનારા અને તલવારના મારનારા છ હઝાર સવારો તૈયાર કીધા-કે જેથી તેઓ પાદશાહ ખુસરૂની પછાડી જાય.

એવી રીતનાં નામદારી ભરેલાં અને બહાદુર લશ્કરને-તેણે સિવાવક્ષના બેટા બેહરામને સોંપી આપ્યું.

પેલી તરફ ખુસરૂએ જંગલનો રસ્તો લીધો-અને દુશ્મનોની બૂરાઈથી પોતાનો જાન બચાવ્યો.

એમ કરતાં તે એક મુસાફરખાના આગળ આવી પહોંચ્યો-જેની દીવારનું મથાળું પણ જણાતું હતું નહીં.

જે જગ્યાને "યઝદાન સરા" (યાને ખોદાતાલાનું મકાન) કરી કહેતા ૫૨૭
હતા-અને તે મુબારક જગ્યા બંદગી કરવાને લાયક હતી.

નેશસ્તનગહે સૂગ્વારાન્ ખુદી
બદૂ બરૂ સોકૂબાઓ મગ્રાન્ ખુદી
ચુનીન્ ગોફ્રૂત ખુસરૂ બયગ્રદાન્ પરસ્ત
કે અગ્ર ખુર્દની ચીસ્ત ઈદરૂ બદસ્ત
સોકૂબા બદૂ ગોફ્રૂત કય નામદારૂ
ફ્તીરસ્ત બા તરૂરએ જૂયબારૂ
ગરૂ અયદૂન્ કે બાયદ બદીશાન્ ખરેશ
મબાદાત બોગ્ર તૂશહ્ ઈન્ પર્વરેશ
ઝે અસ્પ્ અન્દરૂ આમદ સખુફ્ શહ્રૂરયારૂ
હમ આનાન્ કે બૂદન્દ બા ઊ સવારૂ
જહાનજૂય બા આન્ દો ખુસ્રવ પરસ્ત
ગેરેફ્રૂત અગ્ર પયે બાગ્ર્ બર્સમ બદસ્ત
નેશસ્તન્દ બરૂ નરૂમ રીગે કબૂદ
બઉશતાબ્ ખુર્દન્દ ચીઝી કે બૂદ
ચુનીન્ ગોફ્રૂત પસ બા સોકૂબા કે મય
નદારી તો અય પીરે ફર્ખેન્દહ્ પય
બદૂ ગોફ્રૂત મા મય ઝે ખરૂમા કુનીમ
બતરમૂઝે હન્ગામે ગરૂમા કુનીમ
૫૨૮ કુનૂન્ હસ્ત લખ્તી ચુ રઉશન્ ગોલાબ્
બસોર્ખી ચુ બીજાદહ્ દરૂ આફ્રૂતાબ્
હમાન્ગહ્ બેયાવરૂદ જામી નબીદ
કે શુદ રન્ગે ખુરૂશીદ અગ્ર નાપદીદ
બેખુરૂદઆન્ઝમાન્ખુસ્રવ અગ્ર મય સે જામ
મયો નાને કશ્કીન્ કે દારદ બનામ
ચુ મગ્રઝશ શુદ અગ્ર બાદએ સુરૂખ ગરૂમ
હમાન્ગહ્ બેખોફ્રૂત અગ્ર બરે રીગે નરૂમ
નેહાદ અગ્ર બરે રાને બન્દૂય સરૂ
રવાનશ પુરૂ અગ્ર દર્દો ખસ્તહ્ જેગરૂ
હમાન્ ચૂન્ બખાબ્ અન્દરૂ આમદ સરશ
સોકૂબાએ મેહ્તરૂ બેયામદ બરશ
કે અગ્ર રાહ્ ગર્દી બરૂ આમદ સેયાહ્
પસે ગર્દે તીરહ્ ફેરાવાન્ સેપાહ્
ચુનીન્ ગોફ્રૂત ખુસ્રવ કે બદ રૂગ્રગારૂ
કે દુશ્મન્ બરીનગૂનહ્ શુદ ખાસ્તારૂ
ન મરૂદુમ બકારસ્તો ન બારગી
ફરાગ્ર આમદ ઈન્ રૂઝે બીચારગી
બદૂ ગોફ્રૂત બન્દૂય પસ ચારહ્ સાગ્ર
કે આમદ સેપહ્બુદ બતન્ગી ફરાગ્ર
૫૨૯ બદૂ ગોફ્રૂત ખુસ્રવ કે અય નીકૂખાહ્
મરા અન્દરીન્ કારૂ બેન્માય રાહ્
બદૂ ગોફ્રૂત બન્દૂય કય શહ્રૂરયારૂ
તોરા ચારહ્ સાઝમ બદીન્ રૂગ્રગારૂ
વલીકેન્ ફેદા કર્દહ્ બાશમ રવાન્
બપીશે જહાનગીરૂ શાહે જવાન્
બદૂ ગોફ્રૂત ખુસ્રવ કે દાનાએ ચીન્
યકી ખૂબ્તરૂ દાસ્તાન્ ઝદ બરીન્
કે હરૂ કે કુનદ બરૂ દરે શાહ્ કશ્ત
બેયાબદ બદાન્ ગીતી અન્દરૂ બેહશ્ત
ચુ દીવારે શહ્રૂ અન્દરૂ આયદ ઝે પાય
ગેલાબહ્ નબાયદ કે માનદ બજાય

દુખિયારાઓને આસાયેશ લેવાની તે જગ્યા હતી-તેનો કારોબાર ખ્રીસ્તિ પાદરીઓના હાથમાં હતો.

ખુસરૂએ તે ખોદાના પૂજારીને કહ્યું-કે "અહીં તુરત ખાવાનું શું મળશે?"

પાદરીએ તેને કહ્યું કે "એ નામદાર!-વગર ખમીરની રોટલી અને નદી કિનારે ઉગેલી તરકારી મળશે.

જો આવો ખોરાક તને ગમે તો તે ખા-આ ખોરાકથી તારી થાક ઉતરી જશે અને પાછી સફર કરવાની શક્તિ આવશે."

પાદશાહ શિતાબ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો તેમજ તેની સાથે જે સવારો હતા તે પણ ઉતર્યા.

શાહે તે બન્ને વફાદારો સાથે-બાજ ધરવા માટે હાથમાં બર્સમ પકડી.

તેઓ કાળી નરમ રેતી ઉપર ખાવા માટે બેઠા-અને જે કાંઈ હતું તે જલ્દી જલ્દી ખાઇ લીધું.

પછી તેણે બીશપને કહ્યું કે "એ મુબારક કદમના બુઢ્ઢા! શું તું કાંઈ મય નથી રાખતો?"

તે બોલ્યો કે "અમો સખ્ત ગર્મીની મોસમમાં ખજૂરનો મય બનાવ્યે છિયે.

હાલ તો મારી પાસ થોડોક રોશન ગોલાબ જેવો અને તડકાંમાં પરવાળાં જેવો લાલ ચળકતો મય છે."

પછી તેણે તુરતજ એક શરાબની જામ હાઝેર કીધી કે જેના રંગથી ખુરશીદનો રંગ પણ ઝાંખો પડી ગયો.

ખુસરૂએ તુરત તે ખજૂરના શરાબની ત્રણ જામ પીધી-તે શરાબ અને જે ખોરાકને જવની રોટલી કહેવા આવ્યો હતો તે ખાધો.

જ્યારે તેનું મગઝ રાતા શરાબથી ગરમ થયું-ત્યારે તુરત તે નરમ રેતી ઉપર સૂઇ ગયો.

તેણે બંદૂયની જાંગ ઉપર પોતાનું માથું મૂકયું-તેનો જીવ દર્દ ભરેલો અને જીગર ઝખ્મી હતું.

હજી તો તે જેવો ઊંઘાયો કે તેવોજ તુરત વડો બીશપ તેની આગળ આવ્યો,

અને બોલ્યો કે "દૂરથી સીઆહ ધૂળ ઉડી રહી છે-અને તે સીઆહ ધૂળની પછાડી ઘણુંક લશ્કર દેખાય છે."

ખુસરૂ બોલ્યો કે "હવે બૂરો વખત આવ્યો છે-કારણકે દુશ્મન આવી રીતે મારો તલબગાર બન્યો છે.

મારાં માણસો અને ઘોડા થાકી ગયા છે-આ લાચારીનો દિવસ નઝદીક આવી લાગ્યો છે."

બંદૂય બોલ્યો કે "ત્યારે કાંઈ ઉપાય કર-કારણકે સરદાર બેહરામ નઝદીક આવી લાગ્યો છે."

ખુસરૂએ તેને કહ્યું કે "એ નેકખાહ!-તુંજ મને એ કામમાં કાંઇ રસ્તો બતાવ."

બંદૂય બોલ્યો કે "એ પાદશાહ!-આવા વખતમાં હું તારે માટે એક ચારો કરવા માગું છું.

પણ તેમ કરવાથી તું દેશ જીતનાર જવાન પાદશાહ આગળ મને મારો જાન ફેદા કરવો પડશે."

ખુસરૂએ તેને કહ્યું કે "ચીનના એક દાના શખ્સે-એ બાબત ઉપર એક ઘણીજ સરસ વાત કહી છે,

કે જે કોઈ શખ્સ પોતાના પાદશાહ માટે માર્યો જાય છે-તે પેલી દુન્યામાં બેહેશ્ત મેળવે છે.

જ્યાં શેહરનાં રક્ષણની દીવાર (કોટ) તુટી પડે-ત્યાં કાચાં સૂતરનો શું આસરો?

ચુ નાચીઝ ખાહદ શુદન શારૂસાન
મમાનાદ બરૂ પાય બીમારૂસાન
તો ગરૂ ચારહુ દારી મરીનરા બેસાઝ
હમ અઝ પાકૂ યઝદાન નઇ બી નેયાઝ
બદૂ ગોફૂત બન્દૂય કીન તાજે ઝરૂ
બંમન દેહુ હમ ઈન ગૂશવારો કમરૂ
હમ ઈન લઅલે ઝરૂબફૂતો ચીની કબાય
ચુ મન પૂશમ ઇનરા તો ઈદરૂ મપાય
બેરવ બા સેપાહત હમ અન્દરૂ શેતાબ
ચુ કશ્તી કે મલ્લાહુ રાનદ બરૂ આબ
બેકરૂદ આન જવાન આનચે બન્દૂય ગોફૂત
વઝાન જાયગહુ ગશ્ત બા બાદ જોફૂત
ચુ ખુસ્રવ બેરફૂત આન ઝમાન ચારહુ જૂય
જહાનદીદહુ સૂએ સોકુફૂ કરૂદ રૂય
કે અફ્નૂન શુમારા બરીન બુર્ઝે કૂહુ
બેબાયદ બુદન નાપદીદ અઝ ગોરૂહુ
બુદ અન્દરૂ પરસ્તેશગહુ આમદ ચુ ગરૂદ
બઝૂદી દરે આહનીન સખ્ત કરૂદ
બેપૂશીદ પસ જામએ ઝરૂ નેગારૂ
બસરૂ બરૂ નેહાદ અફસરે શાહુવારૂ
બદાન બામ શુદ કશ નબૂદ આરૂઝૂ
સેપહુ દીદ ગેરૂદ અન્દરશ ચારૂ સૂ
હમી બૂદ તા લશ્કરે રઝમ સાઝ
રસીદન્દ નઝદીકે આન દેઝ ફરાઝ
બેદીદન્દશ અઝ દૂરૂ બા તાજે ઝરૂ
ચે બા તઉકો બા ગૂશવારો કમરૂ
હમી ગોફૂત હરૂ કસ કે ઈન ખુસ્રવસ્ત
કે બા તાજો બા જામહાએ નવસ્ત
ચુ બન્દૂય શુદ બીગુમાન કાન સેપાહુ
હમી બાઝ નેશનાસદ ઊરા ઝે શાહુ
ફેરૂદ આમદો જામએ ખીશ તફૂત
બેપૂશીદો બીબાક બરૂ બામ રફૂત
ચુનીન ગોફૂત કય રઝમસાઝાને નવ
કેરા ખાહમ અન્દરૂ શુમા પીશરવ
કે પયઘામ દારમ ઝે શાહે જેહાન
બેગૂયમ શનીદહુ બપીશે મેહાન
ચુ પૂરે સેયાવુશ શનીદશ પયામ
મનમ પીશરવ ગોફૂત બહુરામ નામ
બદૂ ગોફૂત ગૂયદ જહાનદારૂ શાહુ
કે મન સખ્ત પીચાનમ અઝ રન્જે રાહુ
સુતૂરાન હમહુ ખસ્તહો ફૂફૂતહુ
ઝે રાહે દરાઝ અન્દરૂ આશોફૂતહુ
બરીન ખાનએ સુગ્વારાન બરન્જ
અઝાન આમદમ તા બેયાબમ સેપન્જ
ચુ પયદા શવદ ચાકે રૂઝે સપીદ
ફુનમ દેલ ઝે કારે જહાન નાઉમીદ
બેયાઈમ બા તૂ બરાહે દરાઝ
બનઝદીકે બહુરામે ગર્દનફરાઝ
બરીન બરૂ કે ગોફૂતમ નજૂયમ ઝમાન
અગરૂ યારૂમન્દી કુનદ આસમાન

જ્યારે મોટું શેહરજ નાશ થાય-ત્યારે બીમારોની ઓસ્પીટલ તે ક્યાંથી રહે?

અગરજો તું આ કામનો કાંઈ પણ ઉપાય જાણતો હોય તો તે કામે લગાડ-કેમકે તું પાક યઝદાનથી હાજત વગરનો નથી.''

બંદૂએ તેને કહ્યું કે "આ તારૂં સોનેરી તાજ, કાનનું લોલક અને કમરબંદ મને આપ.

તેમજ આ કસબી અને ચીનાઇ બનાવટનો લાલ ડગલો પણ મને આપ-અને જ્યારે હું એ પેહેરૂં ત્યારે તું અહીં જરા પણ થોભતો ના.

પણ જેમ એક ખલાસી પાણી ઉપર વહાણને ચલાવે-તેમ તારાં ૫૩૦
લશ્કર સાથ શેતાબીથી ચાલ્યો જજે."

આથી બંદૂએ જેમ કહ્યું તેમ પેલા જવાન પાદશાહે કીધું-અને પછી ત્યાંથી શેતાબી કરતો ચાલી ગયો.

જ્યારે ખુસરૂ ગયો ત્યારે તેજ વખત પેલો યુક્તિ રચનારો-અનુભવી બંદૂય પાદરી પાસે આવ્યો.

અને બોલ્યો કે "હવે તમોએ તે લશ્કરથી આ પહાડની બુલદી ઉપર છુપા થઇ જવું જોઇયે.

એટલું કહી પોતે તુરત બંદગી કરવાની જગ્યાએ આવ્યો-અને શિતાબ તે જગ્યાનો લોઢાંનો દરવાઝો મઝબૂત બંધ કીધો.

પછી પેલો સોનેરી ભરતકામનો પોશાક પેહેર્યો-અને પાદશાહી તાજ સર ઉપર મેલ્યું.

અને તે મકાનની અગાસી ઉપર કે જ્યાં તેને જવા ગમતુંજ નહીં હતું ત્યાં ગયો-તેણે તે મકાનની ચારે બાજૂએ ફરતું લશ્કર જોયું.

અને જ્યાં સૂધી તે લડાયક લશ્કર પેલા કિલ્લાની છેક પાસે આવી લાગ્યું ત્યાં સૂધી તે ત્યાંજ થોભ્યો.

પેલાં લશ્કરે દૂરથી તેને સોનેરી તાજ, સાંકળી, બાલી અને કમરબંદ સાથે જોયો.

દરેક જણ બોલવા લાગ્યો કે "એજ ખુસરૂ છે-કારણકે તેણે તાજ તેમજ નવો પોશાક પેહેરેલો છે."

જ્યારે બંદૂયની ખાતેરી થઇ કે "તે લશ્કર-તેની અને પાદશાહની ૫૩૧
વચ્ચેનો કશો ફર્ક પિછાની શકતું નથી,"

ત્યારે તે નીચે આવ્યો અને શેતાબ પોતાના કપડાં પાછાં પેહેર્યાં અને હિમ્મતથી પાછો અગાસી ઉપર ગયો.

અને એ પ્રમાણે બોલ્યો કે "ઓ લડાયક જવાનો!-તમારાંમાંથી સરદાર તરીકે હું કોણ શખ્સને ગણું?

કારણકે હું મારા દેશના પાદશાહનો પયગામ ધરાઉં છું-જે સઘળું સાંભળેલું તમો સરદારોની હુઝૂરમાં હું તેને કહીશ."

જ્યારે સિયાવક્ષના બેટાએ તેને એવી રીતે પયગામ કહેતો સાંભળ્યો-ત્યારે તે બોલ્યો કે "હું બેહરામ નામનો સરદાર છું."

બંદૂએ તેને કહ્યું કે "દેશનો નેગેહબાન પાદશાહ કહે છે-કે હું રસ્તાની રંજથી ઘણો થાકી ગયો છું.

સઘળા ઘોડાઓ પણ લામ્બી સફરને લીધે થાકીને સુસ્ત થઇ ગયા છે.

મુશ્કેલીથી હું આ ગમગીનોને આસરો આપનારાં મકાન સૂધી એટલા માટે આવી પુગ્યો છું કે જરા હું વીસામો લઉં.

જ્યારે સવાર પડશે-ત્યારે હું દુન્યાનાં કામોથી નિરાશ બનીને,

તારી સાથ લામ્બે રસ્તે ગરદનફરાઝ બેહરામની નઝદીક આવીશ.

અગરજો ફરતો આસ્માન મને મદદ કરશે-તો આજે મેં કહ્યું છે તેમ ૫૩૨
કરવામાં ઢીલ કરીશ નહીં.

નેયાગાને મા આન્ કે બૂદન્દ પીશ
નેગહ્દાશતન્દી હમ આઈનો કીશ
અગરચે બુદી બખ્ત શાન્ દીરૂ સાઝ
બકેહ્તરૂ ન બર્દાશતન્દી નેયાઝ
કુનૂન્ આન્ચે મારા બદેલ્ રાઝ બૂદ
બગોફ્તીમ્ ચૂન્ બખ્તે બદ્સાઝ બૂદ
ઝે રખ્શાન્દહ્ ખુરૂશીદ્ તા તીરહ્ ખાક્
નબાશદ્ મગરૂ ખાસ્તે યઝદાને પાક્
ચુ સાલારૂ બેશનીદ્ અઝૂ દાસ્તાન્
બગોફ્તારે ઊ ગશ્ત હમદાસ્તાન્
દેગરૂ હરૂ કે બેશનીદ્ ગોફ્તારે ઊય
પુરૂ અઝ દરૂદ શાન્ શુદ દેલ્ અઝ કારે ઊય
ફેરૂદ્ આમદ્ આન્ શબ્ બઆન્ જા સેપાહ્
હમી દાશ્ત બરૂ રાહે ખુસ્રવ નેગાહ્
દેગરૂ રૂઝ બન્દૂય બરૂ બામ શુદ
બદીવારૂ બરૂ સૂએ બહ્રામ શુદ
ચુનીન્ ગોફ્ત કેમરૂઝ શાહ્ અઝ નમાઝ
હમાના નેયાયદ બકારી ફરાઝ
૫૩૩ ચુનીન્ હમ શબે તીરહ્ બીદારૂ બૂદ
પરસ્તન્દહ્ પીશે જહાન્દારૂ બૂદ
હમાન્ નીઝ ખુરૂશીદ્ બરૂ શુદ બલન્દ
ઝે ગર્મા નબાયદ કે યાબદ ગઝન્દ
બેયાસાયદ એમરૂઝો ફર્દા પગાહ્
હમી રાનદ અન્દરૂ મેયાને સેપાહ્
ચુનીન્ ગોફ્ત બહ્રામ બા મેહ્તરાન્
કે કારીસ્ત ઈન્ હમ સબુક્ હમ ગરાન્
ચુ બરૂ ખુસ્રવ ઈન્ કારૂ ગીરીમ તન્ગ્
મગરૂ તીઝ ગર્દદ બેયાયદ બજન્ગ્
બતનહા તને ઊ યકી લશ્કરસ્ત
જહાન્ગીરો બીદારો કુન્દાવરસ્ત
અગરૂ કોશતહ્ આયદ બદશ્તે નબરૂદ
બરૂ આરદ ઝે મા નીઝ બહ્રામ ગરૂદ
હમાન્ બેહ્ કે એમરૂઝ બાશીમ નીઝ
વગરૂ ખુર્દની નીસ્ત બેસ્યારૂ ચીઝ
મગરૂ ઊ બરીન્ હમનેશાન્ ખુશ મનેશ
બેયાયદ અબી જન્ગો બી સર્ઝનેશ
ચુનાનહમ હમી બૂદ તા શબ્ ઝે કૂહ્
બરૂ આમદ્ બગેરૂદ અન્દરૂ આમદ્ ગોરૂહ્
૫૩૪ સેપાહ્ અન્દરૂ આમદ્ બદરૂ પહ્લુઈ
હમી સૂખ્તન્દ આતેશ અઝ હર સુઈ

મારા આગળા નેયાગાનો પણ પોતાની નીતિ રીતી અને કોલકરાર હમેશે પાળતા હતા.

તેઓનું બખ્ત અગર ગમે એટલું ધીમું કામ કરનારૂં હતું-પણ પોતાના નોકર આગળ પોતાની હાજત દેખાડતા હતા નહીં.

હવે જ્યારે ભૂડું નસીબજ અમારૂં મદદગાર બન્યું છે, ત્યારે જે કાંઈ ભેદ અમારાં દિલમાં હતો તે તમોને કહ્યો છે.

પ્રકાશતા ખુરશીદથી તે સીઆહ ખાક સૂધીની દરેક ચીઝો-પાક યઝ-દાનની ખાહેશ વગર હોતીજ નથી."

જ્યારે પેલા સરદારે તેની વાત સાંભળી-ત્યારે તે તેની વાત ઉપર એક મળતો થયો.

તેમજ બીજા જે કોઇએ કે તેની વાતો સાંભળી-તેઓનું દિલ પણ તેની હાલતથી દુઃખી થયું.

પછી તે રાતે તે લશ્કરે ત્યાંજ ઉતારો લીધો-અને ખુસરૂના આવવાની વાટ જોવા લાગ્યું.

બીજે દહાડે બંદૂય અગાસી ઉપર ગયો-અને ત્યાંની દીવાર ઉપર ચઢી બેહરામ તરફ ફર્યો.

અને એ પ્રમાણે બોલ્યો કે "આજે પાદશાહ બંદગીમાંથી હજી પરવાર્યો નથી માટે તું જાણ કે તે કોઈ પણ કામમાં મશગૂલ થઇ શકશે નહીં.

એવીજ રીતે તે સીઆહ રાતે પણ સજાગરૂ રહ્યો હતો-અને ખોદા-તાલા આગળ બંદગી કરતો હતો.

વળી હાલ ખુરશીદ પણ ઘણો ઊંચો ચઢી ગયો છે-અને તડકાથી તેને કાંઇ નુકસાન થતું નહીં જોઇયે,

તેથી તે આજનો દિવસ આસાયેશ લેશે અને કાલે સવારે-તારાં લશ્કરની વચ્ચે પોતાનો ઘોડો ચલાવશે."

આથી બેહરામે પોતાના સરદારોને કહ્યું-કે "આ એક કામ સેહલું પણ છે તેમજ મુશ્કેલ પણ છે.

જો આપણે ખુસરૂ ઉપર સખ્ત થઈશું-તો કદાચ તે ગુસ્સે થઇ લડવા તૈયાર થશે.

અને તે એકલોજ પોતે એક લશ્કરની બરાબરનો છે-તે દેશનો જીત-નારો, હુશ્યાર અને બહાદુર છે.

પછી જો તે લડાઈનાં મયદાનમાં માર્યો જશે-તો બેહરામ આપણી પણ ગર્દ કાઢી નાખશે.

માટે બેહતર એજ છે કે આજનો દહાડો પણ આપણે થોભી જઇયે-જોકે હવે આપણી પાસે ઘણો ખોરાક પણ રહ્યો નથી.

કદાચ તે પોતેજ એવી રીતે રાઝી ખુશીથી વગર લડાઇએ અને વગર તકરારે આવી લાગશે."

એવી રીતે તેઓ પહાડ ઉપરથી રાત ઝાહેર આવી ત્યાં સૂધી થોભ્યા પછી લશ્કર તે મકાનની આસપાસ ફરી વળ્યું.

ચારો તરફ લશ્કર ભેગું થયું-અને તેઓ દરેક તરફથી આતશ રોશન કરવા લાગ્યા.

## ગેરેફ્તને બહ્‌રામે સેયાવુશ્ બન્દૂયરા વ બોર્દનશ્ નઝ્‌દે બહ્‌રામ્ ચૂબીનહ્‌.

——:o:——

શુ રૂએ ઝમીન્ ગશ્ત્ ખુરૂશીદ ફામ
સુખુનગૂય બન્દૂય બર્ શુદ બબામ
બબહ્‌રામ ગોફ્‌ત અય જહાનદીદહ્ મર્દ
બદાન્‌ગહ્ કે બર્ ખાસ્ત્ અઝ્ દશ્ત્ ગર્દ
શુ ખુસ્રવ્ શુમારા બદીદ ઊ બરફ્‌ત
સુએ રૂમ બા લશ્કરે ખીશ તફ્‌ત
કુનૂન્ ગર્ તો પર્રાન્ શવી ચૂન્ ઓકાબ્
વગર્ બર્ તર્ આરી સર્ અઝ્ આફ્‌તાબ્
નબીની હમી શાહ્‌રા જોઝ બરૂમ
કે અકૂનૂન્ કોહુન્ શુદ બદાન્ મર્ઝો બૂમ
કુનૂન્ ગર્ દેહીદમ બજાન્ ઝીન્હાર્
બેયાયમ બરે પહ્‌લવાને સવાર્
બેગૂયમ સખુન્ હર્ચે પુર્સદ ઝે મન્
ઝે કમ્બીઓ બીશીએ આન્ અન્જુમન્
વગર્‌નહ્ બેપૂશમ સેલીહે નબર્દ
બજન્ગ્ અન્દર્ આરમ બખુર્શીદ ગર્દ
ચુ બેશ્‌નીદ બહ્‌રામ અઝ્ ઈન્ સોખુન્
દેલે મર્દે બર્ના શુદ અઝ્ ઘમ કોહુન્
બયારાન્ ચુનીન્ ગોફ્‌ત કકૂનૂન્ ચે સૂદ
અગર્ મન્ બર્ આરમ ઝે બન્દૂય દૂદ
હમાન્ બેહ્ કે ઊરા બરે પહ્‌લવાન્
બરમ હમ બરીન્‌ગૂનહ્ રઊશન્ રવાન્
બેગૂયદ બદ્ હર્ચે દાનદ ઝે શાહ્
અગર્ સર્ દેહદ યા સેતાનદ કોલાહ્
બબન્દૂય ગોફ્‌ત અય બદે ચારહ્‌જૂય
તો ઈન્ દાવરીહા બબહ્‌રામ ગૂય
ફેરૂદ આમદ અઝ્ બામ બન્દૂય શીર્
હમી રાન્દ બા નામદારાન્ દેલીર્
ચુ બેશ્‌નીદ બહ્‌રામ કામદ સેપાહ્
સુએ રૂમ શુદ ખુસ્રવે કીનહ્‌ખાહ્
ઝે પૂરે સેયાવુશ બર્‌આશોફ્‌ત સખ્ત
બદ્ ગોફ્‌ત કય બદતને શૂર્‌બખ્ત
ન કારે તો બૂદ ઈન્ કે ફર્મૂદમત
હમી બી હોનર્ ખીરહ્ બસ્તૂદમત
જહાન્‌જૂય બન્દૂયરા પીશ ખાન્દ
હમહ્ ખેશ્મ બહ્‌રામ બર્ વય બેરાન્દ
બદ્ ગોફ્‌ત કય બદતને બદ કુનેશ
ફેરીબન્દહો અઝ્ દરે સર્ઝનેશ
સેપાહે મરા ખીરહ્ બફ્રીફ્‌તી
ઝે બદ ગઊહરે ખીશ નેશ્કીફ્‌તી
તો બા ખુસ્રવે શૂમ ગશ્તી યકી
જહાનદીદઈ કર્દી અઝ્ કુદકી

## બેહરામે સિયાવક્ષે બંદૂયને પકડવો અને તેને બેહરામ ચોબીનેની નઝદીક લઈ જવો.

——:o:——

જ્યારે ઝમીનની સપાટી ખુરશીદના રંગની થઈ (યાને સવાર પડી)-ત્યારે સુભાષિત બોલનારો બંદૂય અગાસી ઉપર આવ્યો.

અને બેહરામને કહ્યું કે "ઓ અનુભવી મર્દ!-જે વખતે જંગલમાંથી તમારી ગર્દ ઉઠી,

અને જ્યારે ખુસરૂએ તમોને જોયા ત્યારે તેજ વખત તે પોતાનાં લશ્કર સાથે શેતાબ રૂમ તરફ ચાલી ગયો.

હવે જો તું ઓકાબ પક્ષીની માફક ઉડનારો થાય-અથવા તું પોતાનું સર આફતાબ કરતાં પણ વધુ બુલંદ ઉઠાવે,

તોપણ તું પાદશાહને રૂમ સિવાય બીજે કેથે જોઇ શકે નહીં-કારણકે હવે તો ખુસરૂ તે મુલકમાં નવો જૂનો પણ થઈ ગયો હશે.

હવે જો તમો મને જીવતદાન આપો-તો હું પેહલવાનોના સરદાર બેહરામ આગળ આઉં,

અને જો તે અન્જુમનને લગતા જે કાંઈ કમ ઝેયાદા સવાલો મને પૂછશે તેનો હું જવાબ દઈશ.

નહીં તો હું લડાઇનાં હથિયાર ભીડી-લડાઇને વખતે ખુરશીદ સુધી ધૂળ ઉડાવીશ."

જ્યારે બેહરામે તેની એ વાત સાંભળી-ત્યારે તે જવાન મર્દનું દિલ ગમથી બુઢું બની ગયું.

તેણે પોતાના સાથીઓને કહ્યું કે "હવે જો હું બંદૂયને હલાક કરૂં ૫૩૫
તો શું ફાયદો થવાનો હતો?

માટે એજ બેહતર છે કે તેને એમનો એમ એના રોશન જીવ સાથજ પેહલવાન બેહરામની નઝદીક લઇ જાઉં.

તે પાદશાહ માટે જે કાંઈ જાણતો હશે તે તેને કહેશે-પછી ગમેતે માર્યો જાય કે ગમે કોલાહ મેળવે."

તેથી તેણે બંદૂયને કહ્યું કે "ઓ ચારાના કરનારા બૂરા શખ્સ!-તું એ સઘળી બાબતો બેહરામ આગળ કહેજે."

આથી સિંહની હિમ્મતનો બંદૂય અગાસી ઉપરથી નીચે આવ્યો-અને પેલા દિલાવર નામદારો સાથ ચાલવા લાગ્યો.

જ્યારે બેહરામે સાંભળ્યું કે "લશ્કર પાછું ફર્યું છે અને કીનેખાહ ખુસરૂ રૂમ તરફ જતો રહ્યો છે,"

ત્યારે તે સિયાવક્ષના બેટા ઉપર ઘણો ગુસ્સે થયો-અને બોલ્યો કે "ઓ બૂરા તનના બદબખ્ત શખ્સ!

મેં તને જે હોકમ કીધો હતો તે કામને લાયકનો તું નહીં હતો-તું નાલાયક શખ્સની મેં અમથીજ વખાણ કીધી."

પછી દેશ જીતનાર બંદૂયને પોતાની આગળ બોલાવ્યો-અને બેહરામે સઘળો ગુસ્સો તેની ઉપર કાઢયો.

તેને કહ્યું કે "ઓ બૂરા કરતુકના, બૂરા શરીરના-ફરેબના દેનારા અને લઆનતને લાયકના શખ્સ!

તેં મારાં લશ્કરને જૂઠો ફરેબ આપ્યો-તેં પોતાની બૂરી બુન્યાદ ૫૩૬
દેખાડવામાં ઢીલ કીધી નહીં.

તું અભાગ્યા ખુસરૂ સાથે મળી ગયો-અને એક નાહાન છોકરાને મોટો બનાવી દીધો.

કુનૂન્ આમદી બા દેલે પુર્ સોખુન્
કે મન્ નવ્ કુનમ્ રૂઝગારે કોહુન્
બદ્દુ ગોફ્તુ બન્દુય કય સર્ફરાઝ
કે મન્ રાસ્તી જૂયો તુન્દી મસાઝ
બેદાન્ કાન્ શહન્શાહ્ ખીશે મનસ્ત
ખુબોર્ગીઓ શાહીશ પીશે મનસ્ત
ફેદા કર્દમશ જાનો બાયેસ્ત કર્દ
તો ગર્ મેહુતરી ગેર્દે કઝ્ઝી મગર્દ
બદ્દુ ગોફ્ત બહ્રામ મન્ ઝીન્ ગુનાહ
કે કર્દી નખાહમ્ત કર્દન્ તબાહ
વલીકેન્ તો હમ્ કોશતહ્ બર્ દસ્તે ઊય
શવી ઝૂદ ખાની મરા રાસ્તગૂય
નેહાદન્દ બર્ પાયે બન્દૂય બન્દ
બબહ્રામ દાદશ કે બહ્રે ગઝન્દ
હમી બૂદ તા ખુર્ શુદ અન્દર્ નેહોફ્ત
બેયામદ પુર્ અન્દીશએ દેલ બખોફ્ત

અને હવે લાગ્બી લાગ્બી વાતો કરવા તું અહીં આવ્યો છે-કે હું તારા આગળા ગયલા વખતને પાછો નવો બનાઉં."

બંદૂએ કહ્યું કે "ઓ સરફરાઝ મર્દ!-તું મારાથી ખરી હકીકત સાંભળ અને એમ તુંદી ના કર.

તું જાણ કે એ શેહન્શાહ મારો સગો થાય છે-એટલા માટે વડપણ અને બુન્યાદી હું ધરાઉં છું.

મેં તેની ઉપર મારો પોતાનો જાન ફેદા કીધો છે અને તેમ કરવોજ જોઇયે-જો તું સરદાર હોય તો ખોટાં કામોની આસપાસ ના ફર."

બેહરામે તેને કહ્યું કે "જે ગુનાહ કે તેં કીધો છે તેને માટે હું તને મારી નાખવા માગતો નથી.

પણ તું પોતેજ જલ્દીથી તેના હાથ ઉપર માર્યો જશે અને ત્યારે તું મને સાચો સમજશે."

પછી બંદૂયના પગ ઉપર તેઓએ બેડી નાખી-અને તેની ઉપર સખ્તાઇ વાપરવા માટે તેને બેહરામને સોંપી આપ્યો.

સૂરજ અસ્ત પાગ્યો ત્યાં સૂધી બેહરામ ચોબીન ત્યાં થોભ્યો-પછી વિચારમાંનો વિચારમાં આવીને સૂઇ ગયો.

---

## ખાસ્તને બહ્રામ્ ચૂબીનહ્ સર્દારાને ઈરાન્રા વ સખુન્ ગોફ્તન્ દર્ પાદ્શાહીએ ખુદ્ વ બર્ તખ્ત્ નેશસ્તન્.

——:o:——

૫૩૭ ચુ ખુર્શીદ ખન્જર્ કશીદ અઝ્ નેયામ
પદીદ આમદ આન્ સુત્રફે ઝર્દ ફામ
ફેરેસ્તાદ ગર્દન્કશાન્રા બખાન્દ
બર્ અફ્ગન્દએ તાજદારાન્ નેશાન્દ
બહર્ જાય કુર્સીએ ઝરીન્ નેહાદ
ચુ શાહાને પીરૂઝ બેન્શસ્ત શાદ
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ બબાન્ગે બલન્દ
કે હર્ કસ કે હસ્ત અઝ્ શુમા અર્જમન્દ
બપાસોખ બેગૂઇદો ઈમન્ બુવીદ
બગોફ્તારે મન્ રાએ ફર્રૂખ નુવીદ
હમહ્ ગૂશ દારીદ ગોફ્તારે મન્
બેબીનીદ ઈન્ તીઝ્ બાઝારે મન્
કે શાહાને ઝહ્હાક્ બદ્તર્ કસી
નેયાયદ પદીદ અર્ બેજૂઈ બસી
કે અઝ્ બહ્રે શાહી પેદર્રા બેકોશ્ત
વઝાન્ કોશતન્ ઈરાનશ આમદ બમોશ્ત
દેગર્ ખુસ્રવ આન્ મર્દે બીદાદો શૂમ
પેદર્રા બેકોશ્ત આનગહી શુદ બરૂમ
કુનૂન્ તા પદીદ આયદ અન્દર્ જેહાન્
યકી નામદારી કે તોખ્મે મેહાન્
૫૩૮ કે ઝીબા બુવદ જોસ્તને તખ્તરા
કોલાહો કમર્ બસ્તને સખ્તરા

## બેહરામ ચોબીને ઈરાની સરદારોને બોલાવવા અને પોતાની પાદશાહી માટે વાત કરવી અને તેનું તખ્ત ઉપર બેસવું.

——:o:——

જ્યારે ખુરશીદે મેયાનમાંથી તલવાર ખેંચી-અને સોનેરી ચાદર ખુલ્લી થઇ,

ત્યારે બેહરામે માણસ મોકલી સરદારોને તેડાવ્યા-અને પાદશાહોની ઢબ પ્રમાણે તેઓને બેસાડયા.

જગેજગ સોનેરી કુરસીઓ મૂકી-અને ફતેહમંદ પાદશાહોની માફક પોતે ખુશહાલ બેઠો.

પછી તે બુલંદ આવાઝે એ પ્રમાણે બોલ્યો-કે "તમારામાંથી જે કોઈ કે માન પામેલા શખ્સો હોય,

તેઓ મને જવાબ આપજો અને નચિન્ત રહેજો-અને મારા કહેવા ઉપર મુબારક વિચાર ચલાવજો.

તમો સઘળાઓ આ મારી વાત ઉપર ધ્યાન આપજો-આ મારૂં તેઝી ઉપર આવેલું બાઝાર તપાસજો.

તમો ગમે એટલી શોધ કરશો તોપણ પાદશાહોમાંથી ઝહહાક કરતાં વધારે બૂરો પાદશાહ કોઇ બીજો ઝાહેર આવશે નહીં.

કે જે શખ્સે પાદશાહી કરવાને માટે પોતાના બાપને મારી નાખ્યો-જેને મારવાથી ઈરાન તેના હાથમાં આવ્યું.

વળી બીજો ખુસરૂ કે જે ઝુલ્મગાર અને નેહસ્ત શખ્સે-પણ પોતાના બાપને મારી તુરત રૂમ ખાતે જતો રહ્યો.

હવે જ્યાં સૂધી પાદશાહી તોખ્મનો કોઈ નામદાર મળી આવે,

કે જે તખ્ત લેવાને લાયક હોય-તેમજ તાજ પેહેરવાને અને કમર ઉપર મઝબૂત રીતે કમરબંદ બાંધવાને લાયક હોય,

કે દાનીદ્ કકૂનૂન્ બેબન્દદ્ મેયાન્
બબાય આવરદ્ રાહો રસ્મે કેયાન્
બદાદારન્દએ આફ્તાબે બલન્દ
કે બાશમ શુમારા બદીન્ યારૂમન્દ
શનીદન્દ ગર્દનકશાન્ ઈન્ સખુન
કે આન્ નામવરૂ મેહુતરૂ અફ્ગન્દ બુન
નપીચીદ્ કસ સરૂ ઝે ગોફ્તારે રાસ્ત
યકી પીરૂ સરૂ બૂદ બરૂપાય ખાસ્ત
કુજા નામે ઊ બૂદ શેહરાન્ ગરાઝ
ગવી પીરહુ સરૂ મેહુતરી સરૂફરાઝ
બદૂ ગોફ્ત કય નામદારે બલન્દ
તોઈ દરૂ જહાન્ મેહુતરે સૂદમન્દ
બરય ગરૂ નબૂદી મરાન્ સાવહુ શાહુ
કે આમદ બદીન્ મર્ઝ બા બા સેપાહુ
અઝ્ આઝાદગાન્ બન્દગાન્ ખાસ્ત કરૂદ
કસ ઊરા નબુદ દરૂ જહાન્ હમનબરૂદ
બગીતી ઝે મર્દી તો બસ્તી મેયાન્
કે આન્ રન્જ બુગ્ઝશ્ત અઝ્ ઈરાનેયાન્
સેપહુ ચારૂ બારૂ અઝ્ યલાન્ સદ હઝારૂ
હમહુ ગોર્દો શાયેસ્તએ કારઝારૂ
બયક્ ચૂબહુ તીરે તો ગશ્તન્દ બાઝ્
બરૂ આસૂદ ઈરાન્ ઝે ગર્મો ગોદાઝ્
કુનૂન્ તખ્તે ઈરાન્ સઝાવારે તોસ્ત
બરીન્ બરૂ ગવા બખ્તે બીદારે તોસ્ત
કસી કૂ બેપીચદ ઝે ફર્માને તૂ
વગરૂ દૂરૂ માનદ ઝે પયમાને તૂ
બફર્માનશ આરીમ અગરૂચે ગવસ્ત
વગરૂ દાસ્તાનરા હમી ખુસ્રવસ્ત
બેગોફ્ત ઇનો બેન્શસ્ત બરૂ જાએ ખીશ
ખોરાસાન્ સેપહુદારશ આમદ બપીશ
ચુનીન્ ગોફ્ત કીન્ પીરે દાનેશ પેઝૂહુ
કે ચન્દીન્ સખુન ગોફ્ત પીશે ગોરૂહુ
બેગૂયમ કે ઊ અઝ્ ચે ગોફ્ત ઈન્ સોખુન
જહાનજૂય દાનન્દહુ મર્દે કોહુન
ચુનીન્ નીકુઈ કઝ્ તો ઊ યાદ કરૂદ
દેલે અન્જુમન્ ઝીન્ સખુન્ શાદ કરૂદ
વલીકેન્ યકી દાસ્તાનસ્ત નઘઝ્
અગરૂ બેશનવદ મરૂદુમે પાક મઘઝ્
કે ઝરૂદુશ્ત ગૂયદ બવસ્તાઓ ઝન્દ
કે હરૂ કસ કે અઝ્ કેર્દેગારે બુલન્દ
બેપીચદ બયક્ સાલ પન્દશ દેહીદ
હમાન્ માયએ સૂદમન્દશ દેહીદ
પસ અઝ્ સાલ ગરૂ ઊ નેયાયદ બરાહુ
કોશીદશ બખન્જરૂ બફર્માને શાહુ
શુ બરૂ દાદગરૂ શાહુ દુશ્મન્ બુવદ
સરશ જૂદ બાયદ કે બી તન્ બુવદ
ખોરાસાન્ બેગોફ્ત ઇનો લબ્રા બેબસ્ત
બેયામદ બજાઈ કે બૂદશ નેશસ્ત
વઝાન્ પસ ફરોખઝાદ બરૂપાય ખાસ્ત
અઝાન્ અન્જુમન્ સરૂ બરૂ આવરૂદ રાસ્ત

ત્યાં સૂધી તમો એવો કોણ જાણો છો કે જે કમર ઉપર કમરબંદ બાંધે અને પાદશાહોની રાહ રસમને અદા કરે?

બુલંદ આફ્તાબને કાયમ રાખનારા ખોદાતાલાના કસમથી કહું છું-કે હું એ વાતમાં તમારો મદદગાર થઈશ."

તે નામદાર સરદારે જે કાંઇ કહ્યું તે પેહલવાનોએ સાંભળ્યું.

તેની સાચી વાતમાં કોઇએ વાંધો ઉઠાવ્યો નહીં-પણ એક વૃદ્ધ વયનો શખ્સ હતો તે ઉભો થયો.

કે જેનું નામ શેહરાનગુરાઝ હતું-તે બુઢ્ઢો પેહલવાન અને સરફરાઝ સરદાર હતો.

તે બોલ્યો કે "બુલંદ મરતબાના નામદાર શખ્સ!-આ દેશમાં ફાયદો કરનારો સરદાર તુંજ છે.

જો તું રયમાં નહીં હતે તો સાવેહ શાહ-જે લશ્કર લઈ આ મુલક ઉપર ચઢી આવ્યો હતો,

અને જે આપણુ આઝાદગાનોને ગોલામો બનાવવા માગતો હતો-અને જેનો દેશમાં કોઇ હમનબર્દ નહીં હતો,

તે વખતે દેશમાં તેંજ બહાદુરીની કમર બાંધી-કે જેથી ઈરાનીઓ ઉપરનું તેં દુઃખ દફે થઇ ગયું.

તે પેહલવાન લોકોમાંથી બનેલું ચાર લાખ માણસોનું લશ્કર હતું-જે સઘળું બહાદુર અને લડાઇને લાયકનું હતું.

તે ફક્ટ તારા એક તીરના ઝખમથી પાછું ફર્યું-અને ઈરાન દુઃખ અને ધાસ્તીમાંથી મોકળું થયું.

તેથી હવે ઈરાનનું તખ્ત તનેજ લાયક છે-તારૂં જાગૃત નસીબ એજ એ બાબતની ગવાહી આપે છે.

જે કોઇ કે તારાં ફર્માનથી સર ફેરવશે-અથવા તારી તાબેદારીનાં વચનથી દૂર રહેશે,

અને જો તે એક મોટો પેહલવાન હશે અથવા દાખલા તરીકે ખુસરૂ પોતે પણ હશે, તો તેને અમો તારા હોકમમાં લાવીશું."

તે એટલું બોલ્યો અને પોતાની જગ્યા ઉપર બેઠો-પછી ખુરાસાનનો હાકેમ તેની આગળ આવ્યો.

અને બોલ્યો કે "આ અકલમંદ બુઢ્ઢાએ-આપણી અન્જુમન સન્મુખ જે કેટલાક સખુનો કહ્યા છે,

તે સખુનો એ અનુભવી અકલમંદ બુઢ્ઢા શખ્સે શા માટે કહ્યા છે, તે હું કહું.

એણે એવી રીતની તારી ભલાઈઓનું જે વર્ણન કર્યું છે-તે વાત કહીને એણે આ મજલેસનું દિલ ખુશી કર્યું છે.

પણ જો એક પાક મગઝનો શખ્સ આ સાંભળે તો તે એક સારી વાત છે,

કે ઝરતોશ્ત પયગમ્બરે ઝંદ અવસ્તામાં કહ્યું છે-કે 'જે કોઇ શખ્સ તે બુલંદ પયદા કરનાર સાહેબની દીનથી,

ફરે તો તેને એક વર્ષ દહાડો સૂધી નસીહત આપજો-તેમજ તેને તે દીનનાં ફાયદાકારક તત્વો સમજાવજો,

અને જો તે એક વર્ષ પછી પણ પાછો રાહ ઉપર નહીં આવે-તો તેને પાદશાહના હોકમથી તલવાર વડે કાપી નાખજો.

પણ જો કોઇ શખ્સ દાદગર પાદશાહનો દુશ્મન હોય-તો તેનું સર તો તુરતજ કાપી નાખવું જોઇયે."

ખોરાસાનનો હાકેમ અટલું બોલ્યો અને ચૂપ રહ્યો-અને પોતાની બેઠક આગળ આવ્યો.

ત્યાર પછી ફરરોખઝાદ ઉભો થયો-તેણે તે અન્જુમનમાંથી પોતાનું સર ઊંચું કીધું.

ચુનીન્ ગોફ્તુ કય મેહ્તરે સૂદ્‌મન્દ
સખુન્ ગોફ્તને દાદ બેહ અઝ્ ગઝન્દ
અગર્ દાદ બેહ્તર્ બુવદ કસ મબાદ
કે બાશદ બે ગોફ્તારે બીદાદ શાદ
બબહ્‌રામ ગોફ્તા અનૂશહ્ બુદી
જહાન્‌રા બદીદાર્ તૂશહ્ બુદી
અગર્ બેહ પસન્દસ્ત ગોફ્તારે મા
જહાન્‌દાર્ પીરૂઝગર્ યારે મા
૫૪૧ અનૂશહ્ બઝી શાદ તા જાવદાન્
બે તૂ દૂર્ દસ્તો ઝબાને બદાન્
બેગોફ્ત ઇનો બેન્શસ્ત મર્દે દેલીર્
ખઝર્‌વાન્ ખુસ્રવ બેયામદ ચુ શીર્
બદ્ ગોફ્ત અફ્નૂન્ કે ચન્દીન્ સોખુન્
સરાઇદ બર્‌નાઓ મર્દે કોહુન્
સરન્‌જામ અગર્ રાહ જૂઈ બદાદ
હયૂની બર્ અફ્ગન્ બકેર્દારે બાદ
મમાન્ દીર્ તા ખુસ્રવે સર્‌ફરાઝ
નફૂબદ બબીદાદ રાહે દરાઝ
બે કારે ગુઝશ્તહ્ બપૂઝેશ ગેરાય
સુએ તખ્ત ગુસ્તાખ મુગ્ઝાર્ પાય
કે તા ઝેન્દહ્ બાશદ જહાન્‌દાર્ શાહ્
સેપહ્‌બુદ નબાશદ સઝાવારે ગાહ્
વગર્ બીમ દારી બે ખુસ્રવ બદેલ્
દેલ્ અઝ્ પારૂસ વઝ્ તયસફૂન બર્ ગુસેલ્
બશહ્‌રે ખોરાસાન્ તન્ આસાન્ બઝી
તન્ આસાનીઓ મેહ્તરીરા સઝી
બપૂઝેશ યકૂ અન્દર્ ફેગર્ નામહ્ સાઝ્
મગર્ ખુસ્રવ આયદ બરાહે તો બાઝ્
૫૪૨ ચુ બર્‌દાશ્ત ખુસ્રવ પય અઝ્ જાએ ખીશ
નેહાદ આન્ ઝમાન્ ઝાદ્‌ફરૂરોખ બપીશ
ચુનીન્ ગોફ્ત પસ ઝાદ્‌ફરૂરોખ બદાદ
કે અય નામદારાને ફરૂરોખ નેઝાદ
શનીદમ સખુન્ ગોફ્તને મેહ્તરાન્
કે હસ્તન્દ અઝ્ ઈરાન્ ગુઝીદહ્ સરાન્
નુરુખોતીન્ સખુન્ ગોફ્તને બન્દહ્‌વાર્
કે તા પહ્‌લવાની શવદ શહ્‌રૂયાર્
ખેરદમન્દ નપસન્દદ ઇન્ ગોફ્તગૂય
કઝીન્ કમ શવદ મર્દરા આબ્‌રૂય
ખોરાસાન્ સખુન્ પુર્ મનેશ વાર્ ગોફ્ત
બેગૂયમ કે આન્ બા ખેરદ બૂદ જોફ્ત
ફરોખઝાદ બેફ્ઝૂદ ગોફ્તારે તુન્દ
દેલે મર્દુમે બા ખેરદ કર્દ કુન્દ
ચહારોમ ખઝર્‌વાન્ સાલાર્ બૂદ
કે ગોફ્તારે ઊ બા ખેરદ યાર્ બૂદ
કે તા આફરીદ ઇન્ જહાન્ કેર્દેગાર્
પદીદ આમદ ઈન્ ગર્દેશે રૂઝગાર્
ઝે ઝહ્‌હાકે તાઝી નુખોસ્ત અન્દર્ આય
કે બીદાદગર્ બૂદો નાપાક રાય
૫૪૩ કે જમશીદે બરૂતર્ મનેશરા બેકોશ્ત
બબીદાદ બેગ્રેફ્ત ગીતી બમોશ્ત

તે બોલ્યો કે "એ ફાયદેમંદ સરદાર!-નુકસાન પુગે તેવા સખુનો બોલવા કરતાં ઈન્સાફ ભરેલા સખુનો બોલવા ભલા છે.

અગરજો ઈન્સાફજ બેહતર છે, તો જે કોઈ કે ગયર ઇન્સાફી વાતોથી ખુશહાલ બનતો હોય તે કાયમ રહેતોજ ના!"

પછી તેણે બેહરામને કહ્યું કે "તું ખુશહાલ રહેજે-દેશને તારા દીદારથી કોવત મળજો!

અગરજો અમારૂં કહેવું વાજબી હોય-તો ફતેહનો આપનાર ખોદાતાલા અમારો મદદગાર થજો!

તું જાવેદાન સુધી ખુશહાલ જીવતો રહેજે-તારીથી બૂરાઓના હાથ અને ઝબાન દૂરજ રહેજો!"

એટલું બોલી તે દેલાવર મર્દ બેસી ગયો-પછી ખઝર્વાનનો ખુસરૂ સિંહની માફક આગળ આવ્યો.

અને બોલ્યો કે "જવાનો તેમજ બુઝોર્ગોએ હવડાં ઘણીક વાતો કીધી છે.

પણ જો તું ઈન્સાફનીજ રાહનું શેવટ શોધવા માગતો હોય-તો તું પવનની મિસાલનો એક સાંઢણી સવાર દોડાવ.

ઢીલ ના કર કે જેથી સરફરાઝ ખુસરૂ ગયર ઇન્સાફીથી લામ્બી રાહ કાપેં.

બની ગયલા બનાવો માટે તેની માફી માગ-એમ ગુસ્તાખી કરી તખ્ત તરફ તારાં કદમ ના લમ્બાવ.

કારણકે દેશની સંભાળ કરનાર પાદશાહ જ્યાં સુધી જીવતો હોય-ત્યાં સુધી તેનો સરદાર તખ્તને લાયક થતો નથી.

અગરજો તારાં દિલમાં ખુસરૂની ધાસ્તી હોય-તો પાર્સ અને તયસફુન ઉપરથી હાથ ઉઠાવ.

અને ખોરાસાન શેહરમાં રહી ખુશહાલ ઝિંદગી ગુઝાર-તું સુખવાસી અને સરદારીને લાયકનો છે.

માફી માટે એકેક ઉપર નામા લખ-કદાચ તેથી ખુસરૂ પાછો તારી રાહે આવી જશે."

એમ કહી જ્યારે ખુસરૂ પોતાની જગાથી પાછો ફર્યો-ત્યારે ઝાદફરરોખ તેની આગળ આવ્યો.

પછી ઝાદફરરોખ ઈન્સાફની રીતે એમ બોલ્યો-કે "એ મુબારક બુન્યાદના નામદારો!

આ મોટાઓ કે જેઓ ઈરાન દેશના પસંદ કરેલા સરદારો છે, તેઓની વાતો મેં સાંભળી છે.

પહેલાં તો એક તાબેદારની માફક વાતો કહેવી-કે જેથી એક પેહલવાન પાદશાહ બને,

તો અકલમંદ શખ્સો એવી વાતો પસંદ કરતા નથી-કારણકે એવી વાતોથી બહાદુર મર્દની આબરૂને અયબ લાગે છે.

ખુરાસાનના હાકમે જે ડહાપણ ભરેલી વાતો કહી-તેજ હું પણ કહું છું કારણકે તે વાત અકલથી ભરેલી છે.

ફરરોખઝાદે તુંદાઈ ભરી વાતો વધારી દીધી છે-અને તેમ કરી અકલમંદોનાં દિલ રંજીદા કીધાં છે.

ચોથો બોલનારો ખઝર્વાન સરદાર હતો-કે જેની વાતો અકલ પસંદ હતી.

કે જ્યારથી ખોદાતાલાએ આ જેહાન પયદા કીધી-ત્યારથી આ ઝમાનાની ગર્દેશ ઝાહેર આવી.

પહેલાં તું ઝહહાકે તાઝી કે જે ઝુલ્મગાર અને બૂરા વિચારનો હતો, ત્યાંથી શુરૂ કર,

કે જેણે મોટા મનના જમશીદને મારી નાખ્યો-અને ઝુલ્માતથી દેશ હાથમાં લીધો.

પુરૂ અઝ દરૂદ શુદ મરૂદુમે પારૂસા
કે અન્દરૂ જહાન્ દીવ શુદ પાદશા
ફરીદૂને ફર્ખોન્દએ શહરૂયારૂ
બશ્ બરૂ સરૂ આવરૂદ ઈન્ રૂઝગારૂ
દેગરૂ આન્ કે બદ ગઉહરૂ અફ્રાસેયાબ્
ઝે તૂરાન્ બદાન્ ચારહ્ બુગ્ઝાશ્ત આબ્
બઝારી સરે નવઝરે નામદારૂ
બશમ્શીરૂ બુબ્રીદો બરૂગશ્ત કારૂ
સેદીગરૂ સેકન્દરૂ કે આમદ ઝે રૂમ
બઈરાનો વયરાન્ શુદ આન્ મર્ઝો બૂમ
ચુ દારાએ શમ્શીરૂઝનરા બેકોશ્ત
ખુરો ખાબે ઈરાનેયાન્ શુદ દુરોશ્ત
ચહારોમ ચુ નાપાકૂ દેલ્ ખુશનવાઝ
કે ગુમ કરૂદ અઝીન્ બૂમો બરૂ કામો નાઝ
ચુ પીરૂઝ શાહી બલન્દ અખ્તરી
જહાન્ગીરૂ વઝ શહરૂયારી સરી
બેકોશ્તન્દ હયતાલેયાન્ નાગહાન્
નેગૂન્ શુદ સરે તખ્તે શાહન્શાહાન્
કસ્ અન્દરૂ જહાન્ ઈન્ શેગેફ્તી નદીદ
કે અફ્નૂન્ બનવ્વી બઈરાન્ રસીદ
કે બુગ્રીખ્ત શાહી ચુ ખુસ્રવ્ ઝે ગાહ
સુએ દુશ્મનાન્ શુદ ઝે દસ્તે સેપાહ
બગોફ્ત ઈનો બેન્શસ્ત ગેર્યાન્ બદરૂદ
ઝે ગોફ્તારે ઊ ગશ્ત બહ્રામ ઝરૂદ
જહાન્દીદહ સમ્બાઝ બરૂ પાય જસ્ત
મેયાન્ બસ્તહો તીઘે હેન્દી બદસ્ત
ચુનીન્ ગોફ્ત કીન્ માયહ્વરૂ પહ્લવાન્
બુઝોર્ગસ્તો બા દાદો રઉશન્ રવાન્
કુનૂન્ તા કસી અઝ નેઝાદે કયાન્
બેયાયદ બેબન્દદ કમરૂ બરૂ મેયાન્
હમાન્ બેહ કે ઊ બરૂ નેશીનદ બતખ્ત
કે ગોર્દસ્તો જન્ગ્આવરે નીકૂબખ્ત
સરે જન્ગેયાન્ ઈન્ સુખુનહા શનીદ
બેઝદ દસ્તો તીઘ અઝ મેયાન્ બરૂ કશીદ
ચુનીન્ ગોફ્ત કઝ તોખ્મે શાહાન્ ઝની
અગરૂ બાઝ યાબીમ દરૂ બરૂઝની
નમાનમ કે કસ તાજદારી કુનદ
મેયાને સવારાન્ સવારી કુનદ
શનીદન્દ ગોર્દાને અહ્રીમની
કે સાલારે નાપાકૂ કરૂદ આન્ મની
કશીદન્દ શમ્શીરો બરૂખાસ્તન્દ
યકી નવ સખુન્ ગોફ્તન્ આરાસ્તન્દ
કે બહ્રામ શાહસ્તો મા કેહતરીમ
ઝે રાયો ઝે ફર્માને ઊ નુગ્ઝરીમ
કશીદહ ચુ બહ્રામ શમ્શીરૂ દીદ
ખેરદમન્દીઓ રાસ્તી બરૂ ગુઝીદ
ચુનીન્ ગોફ્ત કાન્ કૂ ઝે જાએ નેશસ્ત
બરૂ આયદ બેયાઝદ બશમ્શીરૂ દસ્ત
બેબુરૂરમ હમ અન્દરૂ ઝમાન્ દસ્તે ઊય
હુશીવારૂ ગર્દદ સરે મસ્તે ઊય

પરહેઝગાર માણુસો એથી દર્દ ભરેલાં થયાં હતા-કારણકે જેહાનમાં એહરેમન પાદશાહ બન્યો હતો.

પછી મુબારક પાદશાહ ફરીદૂને-એવો તેનો ઝાલેમ વખત પુરો કરી નાખ્યો.

બીજું. બૂરી બુન્યાદનો અફ્રાસિયાબ-કે જે ફરેબ કરીને તુરાનથી નદી ઓળંગી આવ્યો,

અને નામદાર નઉઝરનું સર તલવારે કરી ખુવારીથી કાપી નાખ્યું અને સઘળો મામલો ફરી ગયો.

ત્રીજો સિકંદર કે જે રૂમથી ઈરાનમાં આવ્યો અને આ સર ઝમીન વયરાન થઈ.

જ્યારે તેણે તલવાર મારનારા દારાને મારી નાખ્યો-ત્યારે ઈરાનીઓની ભૂખ અને ઊંઘ મુશ્કેલ થઇ પડી.

ચોથો નાપાક બદનનો ખુશનવાઝ-કે જેણે આ સર ઝમીનમાંથી અયશઆરામ ગુમ કરી દીધાં હતાં.

જ્યારે કે બુલંદ સેતારાના દેશ જીતનારા પાદશાહોમાંના એક સરદાર પીરૂઝશાહને,

હયતાલીઓએ એકાયક મારી નાખ્યો-ત્યારે શેહનશાહોનું તખ્ત ઊંધું પડયું.

દુન્યામાં આવી અજાયબી કે જેવી હાલ નવેસરથી ઈરાન દેશમાં આવી ૫૪૪
પહોંચી છે, તેવી કાઇએ જોઈ હશે નહીં,

કે ખુસરૂ જેવો એક પાદશાહ તખ્ત છોડી નાસી ગયો છે-અને પોતાનાંજ લશ્કરના હાથથી નાસી દુશ્મનની પનાહમાં ગયો છે."

તે એટલું બોલ્યો અને દુઃખી થઇ રડતો રડતો બેસી ગયો-તેની વાતથી બેહરામ ફિક્કો પડી ગયો.

હવે દુન્યાનો અનુભવ ધરાવનાર સમ્બાઝ ઉભો થયો-તેણે પોતાની કમર બાંધેલી હતી અને હાથમાં હિંદી તલવાર હતી.

તે બોલ્યો કે "આ ખાન્દાની પેહલવાન-મોટો છે, ઇન્સાફી છે અને રોશન જીવનો છે,

માટે હાલ જ્યાં સુધી કે પાદશાહી બુન્યાદનો કોઈ શખ્સ-આવે અને કમર ઉપર પાદશાહી કમરબંદ બાંધે, ત્યાં સુધી,

બેહતર એજ છે કે એજ (બેહરામ) તખ્ત ઉપર બેસે-કારણકે તે પેહલવાન છે, લડાયક છે અને વળી ભાગ્યશાળી છે."

લડાયકોના એક સરદારે જ્યારે આ સખુનો સાંભળ્યા-ત્યારે તેણે હાથ મારી મેયાનમાંથી તલવાર બાહેર ખેંચી.

અને એ પ્રમાણે બોલ્યો કે "જ્યાં સુધી પાદશાહી બુન્યાદમાંની એક અઉરત પણ-અમોને જો મોહલ્લામાંથી મળી આવશે,

ત્યાં સુધી હું કોઈ બીજાને રાજ કરવા દઇશ નહીં-અને સરદારો ઉપર સરદારી કરવા દઇશ નહીં."

એહરેમનની ખસ્લતના પેહલવાનોએ જોયું-કે તે નાપાક સરદારે ૫૪૫
ગરૂરી કીધી છે,

ત્યારે તેઓએ શમ્શીર ખેંચી અને ઉભા થયા-અને પાછું નવેસરથી બોલવા માંડયું.

કે "બેહરામ પાદશાહ છે અને અમો તેના નોકર છિયે-અમો તેના વિચારથી અને તેના ફર્માનથી ફરવાના નથી."

જ્યારે બેહરામે તલવારો ખેંચાયલી જોઇ-ત્યારે તેણે દાનેશમંદી અને રાસ્તી એખ્તયાર કીધી.

તે બોલ્યો કે "અગર કોઈ શખ્સ પોતાની જગ્યાથી ઉઠશે અને તલવાર ઉપર હાથ નાખશે,

તો તુરતજ હું તેનો હાથ કાપી નાખીશ-કે તેનું મસ્ત બનેલું માથું પાછું હુશ્યાર થાય."

બેગોફ્તુ ઇનો અઝ પીશે આઝાદઆન્
બેયામદ્ સુએ ગુલ્શને શાદઆન્
પરાગન્દહ્ ગશ્ત આન્ બુઝોરૂગ્ અન્જુમન્
હમહ્ રોખ પુર્ આજન્ગો દેલ્ પુર્ શેકન્
ચુ પયદા શુદ્ આન્ ચાદરે કીરૂગૂન્
દુરોખ્શાન્ શુદ્ અખ્તર્ બરન્ગ્ અન્દરૂન્
ચુ આવાઝે દારન્દએ પાસ ખાસ્ત
કલમ્ જોસ્ત બહુરામો કેર્તાસ ખાસ્ત
૫૪૬ બેયામદ્ દબીરે ખેરદ્મન્દો રાદ્
દવાતો કલમ્ પીશે દાના નેહાદ્
બદૂ ગોફ્ત અહુદી ઝે ઈરાનેયાન્
બેબાયદ્ નેવેશ્તન્ બરીન્ પરૂનેયાન્
કે બહુરામ્ શાહસ્તો પીરૂઝ્ બખ્ત
સઝાવારે તાજસ્તો ઝીબાએ તખ્ત
નજૂયદ્ જોઝ્ અઝ્ રાસ્તી દર્ જેહાન્
ચે દર્ આશ્કારા ચે અન્દર્ નેહાન્
નબેશ્તહ્ શુદો શામ્અ બર્દાશ્તન્દ
શબે તીરહ્ બન્દીશહ્ બુગ્ઝાશ્તન્દ
ચુ પેન્હાન્ શુદ્ આન્ ચાદરે લાજવરૂદ
જહાન્ શુદ્ ઝે દીદારે ખુરૂશીદ ઝરૂદ
બેયામદ્ યકી મર્દે પીરૂઝ્ બખ્ત
નેહાદ્ અન્દર્ અયવાને બહુરામ્ તખ્ત
બરે તખ્તે ઝરૂરીન્ યકી ઝીરૂગાહ્
નેહાદન્દ પસ બર્ કુશાદન્દ રાહ્
નેશાસ્ત અઝ્ બરે તખ્ત બહુરામ્ શાહ્
બસર્ બર્ નેહાદ્ આન્ કયાની કોલાહ્
દબીરશ બેયાવરૂદ અહુદે કેયાન્
નેવેશ્તહ્ બર્ આન્ પુર્ બહા પરૂનેયાન્
૫૪૭ ગવાહી નેવેશ્તન્દ યકૂયકૂ મેહાન્
કે બહુરામ્ શુદ્ શહૂરૂયારે જેહાન્
બરાન્ નામહ્ ચૂન્ નામ કર્દન્દ યાદ્
બસર્ બર્ યકી મોહ્રે ઝરૂરીન્ નેહાદ્
ચુનીન્ ગોફ્ત કીન્ પાદ્શાહી મરાસ્ત
બરીન્ બર્ શુમા પાક્ યઝદાન્ ગવાસ્ત
ચુનીન્ હમ બેમાનાદ્ સાલી હઝાર્
કે અઝ્ તોખ્મએ મન્ બુવદ્ શહૂરૂયાર્
પેસર્ બર્ પેસર્ બર્ ચુનીન્ અર્જમન્દ
બેમાનાદ્ બા તાજો તખ્તે બલન્દ
બઆઝર્ મહ્ અન્દર્ બુદો રૂઝે હૂર્
કે અઝ્ શીર્ પર્દાખ્તહ્ શુદ્ પુશ્તે ગૂર્
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ બઇરાનેયાન્
કે બર્ખાસ્ત પર્ખાશો કીન્ અઝ્ મેયાન્
કસી કૂ બદીન્ નીસ્ત હમદાસ્તાન્
અગર્ કજ્‌રૂ બાશદ્ ગર્ અઝ્ રાસ્તાન્
બઈરાન્ નબાશન્દ બીશ અઝ્ સે રૂઝ્
ચહારોમ ચુ અઝ્ ચર્ખે ગીતી ફરૂઝ્
બર્ આયદ્ હમહ્ નઝ્દે ખુસ્રવ શવન્દ
બદીન્ બૂમો બર્ બીશ અઝીન્ નુગ્નવન્દ
૫૪૮ ન અઝ્ દેલ્ બર્ ખાન્દન્દ આફ્રીન્
કે પર્દુખ્તહ્ અઝ્ તૂ મબાદા ઝમીન્

તે એટલું બોલ્યો અને ઇરાની નામદારોની આગળથી—"શાદઆન" નામના બાગ તરફ આવ્યો.

આથી પેલું બુઝોર્ગોનું અંજુમન વીખરાઈ ગયું—સઘળાઓના ચેહરા કરચલી ભરેલા અને દિલ દુઃખી થયલાં હતાં.

જ્યારે કાળા રંગની ચાદર પંથરાઈ—અને તે કાળા રંગમાં સેતારા ઝળકવા લાગ્યા,

અને જ્યારે ચોકીબાનોનાં આવાઝ નીકળવા લાગ્યા—ત્યારે બેહરામે કલમ અને કાગઝ મંગાવ્યું.

અકલમંદ મુન્શી આવ્યો—અને ખડિયો કલમ તે દાના શખ્સની આગળ મૂકવામાં આવ્યો.

બેહરામે તેને કહ્યું કે "આ રેશમી કપડાં ઉપર ઇરાનીઓ તરફનો દસ્તાવેઝ લખ.

કે બેહરામ અમારો પાદશાહ છે અને તે ફતેહમંદ નસીબનો છે—તેમજ તે તાજને લાયકનો અને તખ્તને ઝેબ આપનારો છે.

દુન્યાની અંદર તે શું ઝાહેરમાં કે શું બાતેનમાં રાસ્તી સિવાય બીજું કાંઇ કામ શોધતો નથી"

એવી રીતનું લખાઈ રહ્યું અને બત્તિઓ ઉઠાવી લીધી—સઘળાઓએ તે સીઆહ રાત વિચારમાંને વિચારમાંજ પસાર કીધી.

જ્યારે તે લાજવર્દી ચાદર પાછી છૂપી થઈ ગઇ—અને જેહાન ખુરશીદના દીદારથી સોનેરી બની,

ત્યારે એક બખ્તાવર મર્દ ત્યાં આવ્યો—અને બેહરામના મેહલમાં એક તખ્ત ગોઠવ્યું.

અને તે સોનેરી તખ્ત આગળ એક બેઠક ગોઠવી—અને ત્યાર બાદ સર્વને આવવા માટે માર્ગ ખુલ્લો મૂકયો.

પાદશાહ બેહરામ તખ્ત ઉપર બેઠો—અને પાદશાહી તાજ પોતાનાં સર ઉપર મેલ્યું.

તેનો મુન્શી પેલાં કીમતી રેશમી કપડાં ઉપર પાદશાહી કોલકરાર લખેલો લઈ આવ્યો.

તે ઉપર એક પછી એક સરદારોએ પોતાની સહીઓ કરવા માડી—કે "બેહરામ આપણા દેશનો પાદશાહ બન્યો છે."

જ્યારે તે નામા ઉપર સઘળી સહીઓ થઇ રહી—ત્યારે તેની ઉપર એક સોનેરી મોહર કીધી.

તે બોલ્યો કે "આ પાદશાહી મારે માટે છે—અને આ તમારા દસ્તખત ઉપર પાક યઝદાન શાહેદ રહેશે.

એજ પ્રમાણે હઝાર વર્ષ સૂધી મારાજ ખાન્દાનમાંથી પાદશાહો થતા રહેજો!

એવી રીતે લાયક બેટા પછી તેનો લાયક બેટો તાજ સાથ બુલંદ તખ્ત ઉપર બેસતો રહેજો!"

એ દહાડે આદર મહિનો અને ખુરશીદ રોઝ હતો—કે જે હિંગામ ઉપર સિંહની ચુંગાલથી ગોરખરની પીઠ ખાલી થયલી હતી.

ત્યાર બાદ બેહરામે ઈરાનીઓને કહ્યું કે "હવે આપણી વચ્ચેથી લડાઇ અને કીનો નીકળી ગયો.

જે કોઈ શખ્સ પછી તે અગર ભૂંડો હોય કે ભલાઓમાંનો હોય તે જો આ (મારાં તખ્તે બેસવાની) વાતમાં એક મળતો નહીં થતો હોય,

તો તે સઘળાઓએ ત્રણ દહાડાથી વધુ ઇરાનમાં રહેવું નહીં—ચોથે દિવસે જ્યારે આસ્માન ઉપરથી દુન્યાને રોશન કરનારો આફતાબ,

પ્રકાશે ત્યારે તે સઘળા ખુસરૂની નઝદીક ચાલી જાય—એથી વધુ વખત આ મુલક કે દેશમાં થોભે નહીં."

પછી તે લોકોએ તુટેલાં મને બેહરામ ઉપર દુઆ કીધી—કે "તારાથી આ દુન્યા ખાલી ના હોતી!"

હરાન્ કસ કે બા શાહ્ પયવસ્તહ્ બૂદ
બરાન્ પાદ્શાહીશ દેલ્ ખસ્તહ્ બૂદ
બેરફ્તન્દ્ અઝાન્ બૂમ તા મર્ઝે રૂમ
પરાગન્દહ્ ગશ્તન્દ્ અઝાન્ મર્ઝો બૂમ

તેઓમાંના જે કોઇ કે પાદશાહ ખુસરૂ સાથના મળતિયા હતા-અને જેઓનાં દિલ બેહરામની પાદશાહીથી દુઃખી બનેલાં હતાં,

તેઓ તે મુલક છોડી રૂમ ખાતે ગયા-અને ઈરાન સરઝમીનમાંથી તેઓ વીખરાઈ ગયા.

## ચારએ બન્દૂય બા બહ્રામે સેયાવુશ્ દર્ કોશતને બહ્રામ્ ચૂબીનહ્ વ ગુરીખ્તને બન્દૂય અઝ્ બન્દ્.

## બંદૂએ બેહરામ સિયાવક્ષ સાથ બેહરામ ચોબીનેને મારવાનો ચારો કરવો અને બંદૂયનું કયદમાંથી નાસી જવું.

હમી બૂદ બન્દૂય બસ્તહ્ ચુ યૂઝ
બઝેન્દાને બહ્રામ્ હફ્તાદ રૂઝ
નેગહ્બાને બન્દૂય બહ્રામ્ બૂદ
કે અઝ્ બન્દે ઊ સખ્ત નાકામ બૂદ
વરા નીઝ્ બન્દૂય બેદ્રીફ્તી
બબન્દ્ અન્દર્ અઝ્ ચારહ્ નશ્ગીફ્તી
કે અઝ્ શાહે ઈરાન્ મશવ નાઉમીદ
અગર્ તીરહ્ શબ્ રૂઝ્ ગર્દદ સફીદ
અગર્ચેહ્ શવદ બખ્તે ઊ દીર્ સાઝ્
ચુ શુદ બખ્તે પીરૂઝ્ બા ખુશનવાઝ્
જહાન્આફરીન્ બર્ તને કય કોબાદ
બેબખ્શીદો ગીતી બદ્ બાઝ્ દાદ
નમાનદ બબહ્રામ્ હમ્ તાજો તખ્ત્
ચુ અન્દીશદ ઇન્ મર્દુમે નીકુબખ્ત્
ઝે દેહ્કાન્ નેઝાદ ઇચ્ મર્દુમ્ મબાદ
કે ખીરહ્ દેહદ ખીશતન્રા બબાદ
બઅન્ગોશ્ત્ બેશમર્ ઝમાન્ તા દુ માહ્
કે અઝ્ રૂમ બીની બઇરાન્ સેપાહ્
બદીન્ તાજો તખ્ત્ અન્દર્ આતેશ્ ઝનન્દ
હમહ્ ઝીવરશ્ બર્ સરશ્ બેશ્કનન્દ
બદ્ ગોફ્ત બહ્રામ્ અગર્ શહ્રયાર્
મરા દાદ ખાહદ બજાન્ ઝીન્હાર્
ઝે પન્દે તો આરાયેશે જાન્ કુનમ્
હમહ્ હર્ચે ગૂઇ તો ફર્માન્ કુનમ્
યકી સખ્ત્ સઉગન્દ ખાહમ્ બમાહ્
બઆઝર્ ગોશસ્પો બતખ્તો કોલાહ્
કે ગર્ ખુસ્રવ આયદ બદીન્ મર્ઝો બૂમ
સેપાહ્ આરદ અઝ્ નઝ્દે કયસર્ ઝે રૂમ
તો ખાહી મરા ઝૂ બજાન્ ઝીન્હાર્
નગીરી તો ઇન્ કારે દુશ્વાર્ ખાર્
કઝ્ બર્ તને મન્ નેયાયદ ઝેયાન્
નગર્દદ બગોફ્તારે ઈરાનેયાન્
બેગોફ્ત ઇનો પસ દફ્તરે ઝન્દ ખાસ્ત
બસઉગન્દ બન્દૂયરા બન્દ ખાસ્ત
ચુ બન્દૂય બેગ્રીફ્ત વસ્તાઓ ઝન્દ
ચુનીન્ ગોફ્ત કઝ્ કેર્દગારે બલન્દ

હવે બંદૂય સિત્તેર દિવસ સુધી બેહરામના બંદીખાનામાં ચિત્તાની મિસાલ બંધાયલો રહ્યો.

તે બંદૂયનો ચોકીબાન બેહરામ હતો-કે જે તેના કયદ પડવાથી ઘણોજ નાખુશ રહેતો હતો.

બંદૂય પણ તેને ફુસલાવતો હતો-અને કયદમાં પડેલો પડેલો પણ કાંઇ યુક્તિ કરવાને ચૂકતો હતો નહી.

તે બેહરામને ફુસલાવતો કે "તું ઈરાનના શાહથી ના ઉમેદ ના થા-અગરજો તેની કાળી રાત છે, તો તે પસાર થઈ જઈ પાછો સફેદ રોઝ પકડશેજ.

જોકે તેનું નસીબ જેમ ખુશનવાઝનું બખ્ત ફતેહમંદ થયું હતું તેમ મોડેથી પણ ફતેહમંદ થશેજ.

ખોદાતાલાએ પાદશાહ કોબાદ ઉપર પણ-એવીજ બક્ષેશ કરી હતી અને તેનો મુલક તેને પાછો આપ્યો હતો.

માટે જો આ નેકબખ્ત શખ્સ વિચાર કરશે તો માલૂમ પડશે-આ તાજ અને તખ્ત બેહરામ ઉપર પણ હમેશે રહેવાનું નથી.

દેહકાનની બુન્યાદનો કોઇ પણ માણસ એવો ના હોતો!-કે જે ૫૪૯
બેહુદાપણાએ કરી પોતાનાં તનને બરબાદ કરે.

તું બે મહિના સુધીનો વખત આંગળી ઉપર ગણ્યા કર-કે એટલામાં રૂમથી તું ઇરાનમાં લશ્કર આવેલું જોશે.

તેઓ આ તાજ અને તખ્તને આગ લગાડશે-તેનાં તમામ જવેરાતને તેનાંજ સર ઉપર ભાંગી નાખશે."

બેહરામે તેને કહ્યું કે "જો પાદશાહ-મને જીવતદાન બખ્શાવા ચાહશે,

તો હું તારી શીખામણને પોતાના જીવનો સણગાર કરીશ-અને તું જે કાંઇ કહેશે તે હું બજા લાવીશ.

હું તારી પાસે માહતાબના, આઝર ગોશસ્પ આતશના, તખ્ત અને તાજના એક સખ્ત સઉગંદ માગું છું,

કે અગર ખુસરૂ રૂમના કયસર પાસેથી લશ્કર લઇ આ સરઝમીનમાં આવે,

તો તું મને તેની પાસે જીવતદાન અપાવે-અને તું આ મારાં મુશ્કેલ કામને તુચ્છકારી નહીં કાઢે.

કે જેથી તે મને કશી હાનિ નહીં પુગાડે-અને ઈરાનીઓના કહેવા ઉપર તે પાછો ફરી નહીં જાય."

તે એટલું બોલ્યો અને પછી ઝંદ અવસ્તાની કેતાબ લઈ-બંદૂયને સઉગંદથી બાંધી લેવા ચાહ્યું.

જ્યારે બંદૂએ ઝંદ અવસ્તા હાથમાં પકડયા-ત્યારે એ પ્રમાણે બોલ્યો ૫૫૦
કે "ખોદાની કરમ બક્ષેશથી,

ગરૂ અઝ રૂમ ખુસ્રવ નેયામદ બજાય
નબીનમ મન્ ઊરા નેશીનમ્ ક્રે પાય
મગરૂ હૂ બનઝૂદે તો અન્ગુશતરી
ફ્રેરેસ્તદ હમાન્ અફ્રૂસરે મેહુતરી
મબીનાદ બન્દૂય જોઝ દર્દો રન્જ
મબાદ ઈમન્ અન્દરૂ સરાએ સેપન્જ
ચુ બેશ્નીદ બહુરામ્ સઉગન્દે ઊય
બેદીદ આન્ દેલે પાકો પયવન્દે ઊય
બદૂ ગોફ્રૂત અક્રૂનૂન્ હમહુ રાઝે ખીશ
બેગૂયમ્ બરૂ અફ્રાઝમ્ આવાઝે ખીશ
બેસાઝમ ચકી દામ ચૂબીનહુરા
બચારહુ ફ્રરાઝ આવરમ કીનહુરા
બઝહુરૂ આબ શમ્શીરૂ દરૂ ચારહુ ગાહુ
બફ્રૂરીશ તવાનમશ કર્દન્ તબાહુ
બદર્યા બઆબ્ અન્દરૂન્ નમ નમાન્દ
કે બહુરામરા શાહુ બાયેસ્ત ખાન્દ
બદૂ ગોફ્રૂત બન્દૂય કય કારૂદાન્
મરા ઝીરકો જહો હોશ્યારૂ દાન્
૫૫૧ ચુ અઝ રૂમ ખુસ્રવ હમી બા સેપાહુ
બેયાયદ નેશીનદ બદીન્ પીશગાહુ
તો દાની કે મન્ હરૂચે ગૂયમ બદૂય
ન પીચદ ઝે ગોફ્રૂતારે મન્ ઇચ્ રૂય
બેખાહમ ગુનાહી કે રફ્રૂત અઝ તો પીશ
બેબખ્શદ ઝે ગોફ્રૂતારે મન્ તાજે ખીશ
વગરૂ ખુદ બરૂ આની કે ગૂઈ હમી
બદેલ રાહે કઝ્ઝી નજૂઈ હમી
ઝે બન્દ ઈન્ દો પાએ મન્ આઝાદ કુન્
તુખોસ્તીન્ બખુસ્રવ બરીન્ યાદ કુન્
કુશાદહુ શવદ ઝીન્ સખુન રાઝે તૂ
બગૂશ આયદશ રઉશન્ આવાઝે તૂ
ચુ બેશ્નીદ બહુરામ્ શુદ તાઝહુ રૂય
હમઅન્દરૂ ઝમાન્ બન્દ બર્દાશ્ત ઝૂય
ચુ રઉશન્ શુદ આન્ ચાદરે મુશ્કે રન્ગ્
સપીદહુ બદૂ અન્દરૂ આવીખ્ત ચન્ગ્
બબન્દૂય ગોફ્રૂત અરૂ દેલમ નશ્કનદ
ચુ ચૂબીનહુ એમરૂઝ ચઉગાન્ ઝનદ
સેગાલીદહુ અમ દૂશ બા પન્જ યારૂ
કે અઝ તારકે ઊ બરૂ આરમ દમારૂ
૫૫૨ ઝેરેહુ ખાસ્ત પૂશીદ ઝીરે કબાય
ઝે દરૂગહુ બઅસ્પ્ અન્દરૂ આવરૂદ પાય
ઝની બૂદ બહુરામે ચલરા ન પાકૂ
કે બહુરામરા ખાસ્તી ચાકૂ ચાકૂ
બદેલ દોસ્ત બહુરામે ચૂબીનહુ બૂદ
કે અઝ શૂય જાનશ પુરૂ અઝ કીનહુ બૂદ
ફ્રેરેસ્તાદ નઝદીકે બહુરામ્ કસ
કે તન્રા નેગહુદારો ફ્રર્યાદ રસ
કે બહુરામ્ પૂશીદ પેન્હાન્ ઝેરેહુ
બરૂ અફ્રૂગન્દ બન્દે ઝેરેહુરા ગેરેહુ
નદાનમ કે દરૂ દેલ ચે દારદ ઝે બદ
તો ઝૂ ખીશ્તન્ દૂરૂ દારી સઝદ

જો રૂમથી ખુસરૂ ઈરાન નહીં આવે-અને હું તેને નહીં મળું અને ગુપચુપ બેસી રહું,

અને તે તારી નઝદીક પોતાની વીંટી તેમજ સરદારીની કોલાહ મોકલે નહીં,

તો ખોદા મને દુઃખ અને મુસીબત સિવાય કાંઇ બીજું દેખાડે નહીં-અને આ દુન્યામાં નચિન્તાઇ આપે નહીં."

જ્યારે બેહરામે તેના એવા સઉગંદ સાંભળ્યા-અને તેનું સાફ દિલ અને એખલાસ જોયો,

ત્યારે તે બોલ્યો કે "હવે હું સઘળો મારો ભેદ-તને કહું છું અને પોતાનું દિલ ખાલી કરૂં છું.

હું આ ચોબીનને માટે એક ફાંદો રચવા માગું છું અને તેવી યુક્તિથી તેની ઉપર કીનો લેવા ચાહું છું.

તેવી યુક્તિ કરવામાં હું કોશેશ કરી ઝેહરી પાણી પાયલી શમ્શીરે કરી તેને મારી નાખીશ.

જો બેહરામે ચોબીન ઇરાનનો પાદશાહ ગણાય-તો દર્યા અને નદીનાં પાણી સૂકાઇ જશે!"

બંદૂએ તેને કહ્યું કે "ઓ અનુભવી શખ્સ!-આ કામમાં તું મને ડહાપણવાળો, ચાલાક અને બાહોશ સમજજે.

જયારે ખુસરૂ રૂમથી લશ્કર લઇને અત્રે આવી આ તખ્ત ઉપર બિરાજશે,

ત્યારે તારે યાદ રાખવું કે હું તેને જે કાંઇ કહીશ-તે વાતથી તે સર ફેરવવાનો નથી.

તારો આગળ થયલો ગુનાહ હું માફ કરાવીશ-મારા કહેવા ઉપરથી તો તે પોતાનું તાજ પણ બક્ષી દેશે.

જો તું જે કાંઈ બોલે છે તે બજા લાવવા માગતો હોય-અને તારાં દિલમાં જૂઠાઇનો માર્ગ નહીં શોધતો હોય,

તો મારા બન્ને પગ આ બેડીમાંથી છોડ-અને પહેલવહેલી ખુસરૂનાં નામની યાદ એવીજ રીતે કર.

આ વાતથી તારો ભેદ તેની આગળ ખુલ્લો થશે-અને તારી નેક ધારણા તેને કાને પડશે."

જ્યારે બેહરામે એ સાંભળ્યું ત્યારે તે ખુશ થઇ ગયો-અને તુરતજ તેના પગમાંથી બેડી કાઢી નાખી.

જ્યારે કસ્તુરીના રંગની ચાદર ઝળકતી થઈ ગઈ-અને સવારની સફેદીએ તેના ઉપર પોતાની ચુંગાલ મારી (યાને બામદાદ થઇ),

ત્યારે બેહરામે બંદૂયને કહ્યું કે "જો મારૂં દિલ ધાસ્તી નહીં ખાઈ જાય-તો જ્યારે ચોબીને આજે ચઉગાનની રમત ખેલશે,

તે વખતે મેં ગઈ કાલનો મારા પાંચ દોસ્તો સાથ એવો વિચાર કરી રાખ્યો છે-કે તેનાં માથાંમાંથી હું ભેજુંજ કાઢી નાખું."

પછી બેહરામે બખ્તર લઇ પોતાના ડગલા નીચે પેહેર્યું-અને પોતાની દરગાહમાંથી ઘોડા ઉપર સવાર થયો.

હવે તે બેહરામની એક નાપાક અઉરત હતી-જે બેહરામને ખુવાર થયલો જોવા ચાહતી હતી.

તેણી પોતાનાં દિલમાં બેહરામ ચોબીનેની મોહબ્બત ધરાવતી હતી-જેથી તેણીનો જીવ પોતાના ધણી માટે કીના ભરેલો હતો.

આથી તેણીએ કોઇને મોકલી બેહરામ ચોબીનેને કહેવાડિયું-કે "તું તારાં શરીરની સંભાળમાં રહેજે અને ધ્યાન રાખજે,

કારણકે મારા બેહરામે પોતાનાં બદન ઉપર છૂપું બખ્તર પેહેર્યું છે-અને તે બખ્તરના બંદને ગાંઠ વાળ્યા છે.

હું નથી જાણતી કે તેનાં દિલમાં શું બૂરાઇ છે?-માટે તને સઝાવાર છે કે તું તેનાથી દૂરજ રહે."

ચુ બેશ્નીદ ચૂબીનહ ગોફ્તારે ઝન
કે ઊરા હમી ગોફ્ત ચઉગાન્ મઝન્
હરાન્ કસ કે રફ્તી બમયદાને ઊય
ચુ નઝદીક ગશ્તી બચઉગાને ઊય
ચુદી દસ્ત બર્ પોશ્તે ઊ નરૂમ નરૂમ
સખુન્ ગોફ્તને ચર્બો આવાએ ગરૂમ
ચુનીન્ તા બપૂરે સેયાવુશ રસીદ
ઝેરેહ દર્ બરશ આશ્કારા બેદીદ
બદ્દ ગોફ્ત કય બદતરૂ અઝ મારે ગઝ
બમયદાન્ કે પૂશદ ઝેરેહ ઝીરે ખઝ

બેગોફ્ત ઇનો શમ્મશીરે કીન્ બર્ કશીદ
સરો પાએ ઊ પાક દરૂહમ દરીદ
બશહ્રૂર અન્દરૂન્ આગહી ફાશ ગશ્ત
કે બહ્રામ કોશ્તહ શુદો દર્ ગુઝશ્ત
ચુ બન્દૂય ઝાન્ કોશ્તન્ આગાહ શુદ
બર્ તારેશે રૂઝ કૂતાહ શુદ
બપૂશીદ પસ જઉશનો બર્નેશસ્ત
મેયાને યલી હરૂઝે લર્ઝાન્ બેબસ્ત
અબા હરૂકે પયવન્દે બહ્રામ બૂદ
કસી કશ બબન્દૂય આરામ બૂદ
ગેરેફ્તહ અઝાન્ શહ્રૂર રાહે ગુરીઝ
બદાન્ તા નબીનદ કસી રસ્તખીઝ
બમન્ઝેલ રસીદન્દો બેફૂઝૂદ ખીલ
ગેરેફ્તન્દ તાઝાન્ રહે અર્દબીલ
ઝે મયદાન્ ચુ બહ્રામ બીરૂન્ કશીદ
હમી દામન અઝ ખેશ્મ દર્ ખૂન્ કશીદ
વઝાન્ પસ બેફરૂમૂદ મહ્રૂયરા
કે બાશદ નેગહ્દારે બન્દૂયરા
બબહ્રામ ગોફ્તન્દ કય શહ્રૂયારૂ
દેલતરા બબન્દૂય રન્જહ મદારૂ
કે ઊ ચૂન્ અઝીન્ કોશ્તન્ આગાહ શુદ
હમાના કે બા બાદ હમરાહ શુદ
બેદાનેસ્ત કાન્ કારે બન્દૂય બૂદ
કે બહ્રામ શુદ કોશ્તહ ઝાન્ ચારહ જૂદ
પશીમાન શુદ અઝ કોશ્તને યારે ખીશ
કઝાન્ તીરહ દાનેસ્ત બાઝારે ખીશ
ચુનીન્ ગોફ્ત કાન્ કસ કે દુશ્મન્ ઝે દૂસ્ત
નદાનદ મબાદા વરા મગ્ઝો પૂસ્ત
યકી બેઓફ્તહ બર્ તીઘો દન્દાને પીલ
દેગરૂ ઈમન્ અઝ મઉજે દર્યાએ નીલ

સેવુમ આન્ કે બર્ પાદશા શુદ દલીરૂ
ચહારોમ કે બેગીરેફ્ત બાઝૂએ શીરૂ
બેબખ્શાય બર્ જાને ઈન્ હર્ ચહારૂ
કઝીશાન્ બેપીચીદ સરૂ રૂઝગારૂ
દેગરૂ આન્ કે જુમ્બાનદ ઊ કૂહરા
બદ્દ યારૂગરૂ ખાહદ અમ્બૂહરા
તને ખીશ્તનરા બદાન્ રન્જહ દાશ્ત
બઝાન્ રન્જે તન્ બાદ દર્ પન્જહ દાશ્ત

જ્યારે ચોબીનેએ પેલી અઉરતની એવી વાત સાંભળી-કે જેણી તેને ચઉગાન નહીં રમવા કહેતી હતી,

ત્યારે જે કોઈ શખ્સ કે તેનાં મયદાનમાં જતો-અને જ્યારે ચઉગાન રમવા માટે તે બેહરામની નઝદીક આવતો,

ત્યારે તે તેની પીઠ ઉપર ધીરે ધીરે હાથ ફેરવતો, મીઠી મીઠી વાતો કરતો અને રમવાને ઉત્તેજન આપતો હતો.

એવી રીતે જ્યારે તે સિયાવક્ષના બેટા બેહરામ સુધી જઈ પુગ્યો-અને તેનાં દિલમાં બખ્તર પેહેરેલું તેણે ખુલ્લું જોયું,

ત્યારે તે બોલ્યો કે "ઓ દંખ મારનારા સાપ કરતાં પણ વધારે ૫૫૩
બૂરા શખ્સ!-આ ચઉગાનનાં મયદાનમાં બાલના વણેલાં કપડાં હેઠળ બખ્તર કોણ પેહેરે છે?"

એટલું કહી તેને કીનાની તલવાર ખેંચી-અને તેને માથાંથી પગ સુધી ચીરી નાખ્યો.

એ ખબર આખાં શેહરમાં તુરતજ ફેલાઈ ગઇ-કે "બેહરામ કપાઈ ગયો અને મરી ગયો."

જ્યારે બંદૂય તેના માર્યા ગયાથી વાકેફ થયો-ત્યારે તેનો દહાડો સીઆહ થઇ ગયો.

પછી તેણે બખ્તર પેહેર્યું અને ઘોડા ઉપર સવાર થયો-ધ્રુજતાં ધ્રુજતાં તેણે પોતાની પેહલવાની કમર બાંધી.

અને બેહરામના મળતિયા સાથીઓ કે જેઓ બંદૂય સાથ રહેલા હતા તેઓની સાથ,

તેણે તે શેહરમાંથી નાસી જવાનો માર્ગ પકડિયો-કે જેથી કરીને કોઈ પોતા ઉપર રસ્તાખેઝ વરસેલી જોય નહીં.

એક મંઝલ રાહ કાપતાં તેઓની અંદર બીજાં માણસોનો વધારો થયો-તે સઘળાઓએ શેતાબ અર્દબીલનો માર્ગ પકડયો.

હવે પેલી તરફ જ્યારે બેહરામ ચઉગાનનાં મયદાનમાંથી બાહેર આવ્યો-ત્યારે ગુસ્સાને માર્યે પોતાની દામન ખૂનમાં લપેટવા લાગ્યો.

ત્યાર બાદ તેણે માહરૂયને હોકમ કીધો-કે "તું બંદૂયનો ચોકીબાન થા."

તેઓએ બેહરામને કહ્યું કે "ઓ પાદશાહ!-તું બંદૂયને માટે તારૂં ૫૫૪
દિલ રંજીદા ના બનાવ.

કારણકે તેતો જેવો બેહરામના માર્યા જવાથી વાકેફ થયો-કે તેવોજ તે પવનનો સાથી બની ગયો (યાને નાસી ગયો)."

બેહરામ સમજી ગયો કે "એ બંદૂયનુંજ કામ હતું-કારણકે તેની યુક્તિથીજ બેહરામ શિતાબ માર્યો ગયો."

તે પોતાના મિત્રને મારવાથી પશેમાન થયો-કેમકે તેમ કર્યાથી તે પોતાનું કામ ખરાબ થયલું સમજ્યો.

તે એ પ્રમાણે બોલ્યો કે "જે શખ્સ પોતાના દોસ્ત અને દુશ્મન વચ્ચેનો ફર્ક નહીં પિછાની શકે તેનું મગઝ અને શરીર કાયમ રહેતું ના!

એક તો જે માણસ તલવારની ધાર ઉપર અથવા તો હાથીદાંત ઉપર સૂતેલો હોય તેની ઉપર-બીજો જે માણસ નાઈલ નદીના મોજાની દરકાર નહીં રાખતો હોય તેની ઉપર,

જે માણસ પાદશાહની પરવા નહીં કરે તેની ઉપર-અને ચોથો જે માણસ સિંહનો પંજો પકડવા જાય તેની ઉપર,

એ ચારો ઉપર ખરેજ અફસોસ કરવો ઘટે છે-કારણકે તેથી ઝમાનો ખચીતજ ફર્યા વગર રહે નહીં.

વળી બીજો જે કોઈ કે એક પહાડને ઉખેડવા માગે-અને તે કામમાં બીજાઓની મદદ ચાહે,

તે પોતાનાં શરીરને દુઃખમાં નાખે છે-અને તે તેનાં શરીરની સઘળી મેહનત ફોકટજ જાય છે.

૫૫૫ બકશતીએ વયરાન્ ગુઝશતન્ ઝે આબ્
બેહ આયદ કે દર્ કાર્ કર્દન્ શેતાબ્
વગર્ ચશમહ ખાહી કે બીની બચશમ
શવી ખીરહ જૂ બાઝ ગર્દી બખશમ
કસીરા કુજા હૂર્ બુદ રહનમૂન
નમાનદ બરાહે દરાઝ અન્દરૂન
હરાન્ કસ કે ગીરદ બદસ્ત અઝ્દહા
શુદ ઊ કોશતહ્ અઝ્દહા શુદ રહા
વગર્ આઝમૂનરા કસી ખુરદ ઝહર્
અઝાન્ ખુર્દનશ દહ્ર મર્ગસ્ત બહર્
નકોશતીમ બન્દૂયરા અઝ નુખોસ્ત
ઝે દસ્તમ રહા શુદ રહે ચારહ જોસ્ત
બહીન્ કર્દએ ખીશ બાયદ ગેરીસ્ત
બબીનીમ તા રાએ યઝદાન્ બચીસ્ત
વઝાન્ સૂય બન્દૂયો અન્દક સેપાહ
શુ બાદે દમાન્ બર્ ગેરેફ્તન્દ રાહ
હમી બોરદ હર્ કસ કે બુદ બોર્દની
બજાઇ કે મઉસીલ બુદ અર્મની
બેયાબાને બી આબો રાહે દદહ
સરાપર્દઇ દીદ જાઈ ઝદહ
૫૫૬ નેગહ કરદ મઉસીલ બુદ અર્મની
હમ આબે રવાન્ યાફ્ત હમ ખુર્દની
જહાનજૂય બન્દૂય તનહા બેરફ્ત
બદાન્ સબ્ઝ અન્દર્ શેતાબીદ તફ્ત
શુ મઉસીલરા દીદ બોર્દશ નમાઝ
બેગોફ્ત આન્ સુખુનહા કે બૂદશ બરાઝ
બદ્ ગોફ્ત મઉસીલ અઝ ઈદર્ મરવ
કે આગાહી આયદ તોરા નવ બનવ
કે દર્ રૂમે આબાદ ખુસ્રવ ચે કરદ
હમહ આશતી નવ કુનદ યા નબરદ
શુ બીશનીદ બન્દૂય ઝાન્ જા નરાન્દ
વઝાન્ દશ્ત યારાને ખુદરા બેખાન્દ

કોઈ કામમાં ઉતાવળ કરવા કરતાં એક ભાગા તુટા મછવામાં બેસી નદીની પેલે પાર જવું વધારે સારૂં કહેવાય.

જો તું ખુલી આંખે આફતાબનાં કિરણુ જોવા જશે-તો તું આજેઝ બનીને તેનાથી મોઢું ફેરવશે.

જે કોઇનો રેહનુમા આંધળો હોય-તે લામ્બી મુસાફરી કરી શકે નહી.

જે કોઇ શખ્સ કે અઝદહાને હાથમાં પકડે છે-તે માર્યો જાય છે અને પેલો અઝદહા છુટી જાય છે.

જો કોઇ આઝમાયેશને ખાતેર ઝેહર ખાય છે-તો તે ઝેહર ખાધાથી તેને દુઃખ અને મોતનોજ હિસ્સો મળે છે.

મેં બંદૂયને પહેલાંથીજ મારી નાખ્યો નહીં-તે મારા હાથમાંથી છટકી ગયો અને આવી યુક્તિ રચી.

હવે તો પોતાનાં કીધેલાં કામો ઉપર અફસોસ કરવોજ જોઇયે-આપણે જોઇયે કે હવે ખોદાતાલાની શું મરજી છે?"

પેલી તરફ બંદૂય અને થોડાક સિપાહોએ-ફુંકતા પવનની મિસાલ રસ્તો કાપવા માડયો.

જે જગ્યાએ કે અર્મની મઉસીલ રહેતો હતો-ત્યાં દરેક જણુ જે પોતા સાથ લેવા લાયક હતું તે લઇને કુચ કીધી.

તે જંગલમાં પાણી મળતું હતું નહીં અને રસ્તામાં ફાડી ખાનારાં જાનવરો હતાં-ત્યાં એક ઠેકાણે એક તમ્બુ મારેલો જોયો.

તપાસ કરતાં માલૂમ પડયું કે અર્મની મઉસીલ ત્યાં હતો-તે જગ્યાએ વહેતાં પાણીનો ચશમો હતો અને ખાવાનું પણ હતું.

દેશ જીતનારો બંદૂય પેલી લીલોતરીવાળી જગ્યા તરફ એકલોજ શિતાબી કરતો ગયો.

જ્યારે બંદૂએ મઉસીલને જોયો ત્યારે તેને નમન કીધું-અને તેની આગળ પોતાની સઘળી છુપી વાતો કહી.

મઉસીલે તેને કહ્યું કે "તું અહીંજ થોભી જા-કારણકે અત્રેજ તને નવી નવી ખબરો મળશે,

કે આબાદ રૂમની અંદર ખુસરૂએ શું શું કર્યું?-તે સઘળી સુલેહ શોધે છે કે લડાઈની તેયારી કરે છે તે ખબર પડશે."

જ્યારે બંદૂએ એવું સાંભળ્યું ત્યારે તે ત્યાંજ થોભ્યો-અને પેલાં જંગલમાંથી પોતાના સાથીઓને પણ ત્યાંજ બોલાવ્યા.

## રફ્તને ખુસ્રવ્ સૂએ રૂમ્ બરાહે બેયાબાન્ વ આગાહી દાદને રાહેબ્ ઊરા બર્ કારે ગુઝશતહ્ વ આયન્દહ્.

હમી તાખ્ત ખુસ્રવ બપીશ અન્દરૂન
ન આબો ગેયા બૂદો નહ રહનમૂન
એનાનરા બદાન્ અસ્પ કર્દહ યલહ
હમી રાન્દ ના કામ તા બાબલહ
પઝીરહ શુદન્દશ બુઝોર્ગાને શહર્
હરાન્ કસ કશ અઝ મર્દુમી બૂદ બહર્

## ખુસરનું જંગલને માર્ગે રૂમ તરફ જવું અને તેને પાદરીએ બનેલા તેમજ બનવાના બનાવો માટે વાકેફ કરવો.

હવે પેલી તરફ ખુસરૂ આગળ વધ્યો જતો હતો-તેની પાસે ઘાસ, પાણી કે કોઈ પણ ભોમિયો હતો નહીં.

તેણે લગામને પોતાના ઘોડા ઉપરજ છોડી દીધી હતી-અને પોતાની મરજી વિરુદ્ધ બાબુલ સુધી તે ચાલ્યો ગયો.

તે શેહરના મોટાઓ અને જેઓ કે ગ્રહસ્થ લોકો હતા, તેઓ તેને એસ્તેકબાલ ગયા.

ચુ ખુસ્રવ બનઝ્દીકે ઈશાન્ રસીદ
બબીરૂનશ લશ્કરૂ ફેરૂદ આવરીદ
હમાન્ ચૂન્ ફેરૂદ આમદ અન્દરૂ ઝમાન્
નવન્દી બેયામદ ઝે ઈશાન્ દમાન્
ઝે બહ્‌રામ ચૂબીનહ્ ચકૂ નામહ્ દાશ્ત
હમાન્ નામહ્ પૂશીદહ્ દરૂ જામહ્ દાશ્ત
નેવેશ્તહ્ સુએ મેહ્‌તરે બાબલહ્
કે ગરૂ લશ્કરૂ આયદ મકુન્ શાન્ ચલહ્
સેપાહે મન્ ઇનકૂ પસ અન્દરૂ દમાન્
બશહ્‌રે તો આયદ ઝમાન્ તા ઝમાન્
ચુ મેહ્‌તરૂ બરાન્ ગૂનહ્ બરૂ નામહ્ દીદ
હમ્ અન્દરૂ ઝમાન્ પીશે ખુસ્રવ દવીદ
ચુ ખુસ્રવ નેગહ્ કર્દો નામહ્ બેખાન્દ
ઝે કારે જહાન દરૂ શેગેફ્તી બેમાન્દ
બેતર્સીદ કાયદ પસે ઊ સેપાહ્
બદ્દાન્ માન્દગી તન્ગ્ દેલ્ ગશ્ત શાહ્
બેયાને કઈ તાખ્તન્ રા બેબસ્ત
અઝાન્ શહ્‌રૂ હમ દરૂ ઝમાન્ બરૂ નેશસ્ત
હમી તાખ્ત તા પીશે આબે ફોરાત
નદીદ અન્દરાન્ પાદ્શાહી સબાત
શુદહ્ ગોર્સનહ્ મર્દ પીરો જવાન્
યકી બીશહ્ દીદન્દો આબે રવાન્
ચુ ખુસ્રવ બદાન્ જાયગહ્ બીશહ્ દીદ
સેપહ્‌રા બદાન્ સબ્ઝહ્ અન્દરૂ કશીદ
શુદહ્ ગોર્સનહ્ મરૂદ નાહારો સોસ્ત
કમાન્ રા બઝેહ્ કર્દો નખ્ચીરૂ જોસ્ત
નદીદન્દ ચીઝી બજાઈ દવાન્
દેરખ્તો ગેયા બૂદો આબે રવાન્
પદીદ આમદ અન્દરૂ ઝમાન્ કારૂવાન્
શુતોરૂ બૂદો પીશ અન્દરાન્ સારૂવાન્
ચુ મર્દે જવાન્ રૂએ ખુસ્રવ બેદીદ
બદાન્ નામદારૂ આફરીન્ ગુસ્તરીદ
બદૂ ગોફ્ત ખુસ્રવ કે નામે તો ચીસ્ત
કુજા રફ્ત ખાહીઓ કામે તો ચીસ્ત
બદૂ ગોફ્ત મન્ કયસ બેન્ હારેસમ
અઝ આઝાદગાને અરબ્ વારેસમ
ઝે મેસ્ર્ આમદમ બા યકી કારૂવાન્
બદીન્ કારૂવાન્ બરૂ મનમ્ સારૂવાન્
દરૂ આબે ફોરાતસ્ત બુન્ગાહે મન્
વઝાન્ જા બદીન્ બીશહ્ બુદ રાહે મન્
બદૂ ગોફ્ત ખુસ્રવ કે અઝ ખુર્દની
ચે દારી હમ અઝ ચીઝ ગુસ્તર્દની
કે મા માન્દગાનીમો હમ ગુર્સનહ્
ન તૂશહ્‌સ્ત બા મા ન બારો બનહ્
બદૂ ગોફ્ત તાઝી કે ઈદરૂ બઈસ્ત
મરા બા તો જોઝવો તનો જાન્ યકીસ્ત
ચુ બરૂ શાહે તાઝી બેગુસ્તરૂદ મેહ્‌રૂ
બેયાવરૂદ ફર્બેહ્ યકી માદહ્ સેહ્‌રૂ
બેકોશ્તન્દો આતેશ બરૂ અફ્રૂખ્તન્દ
તરો ખુશ્ક હીઝમ હમી સૂખ્તન્દ

જ્યારે ખુસરૂ તેઓની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે તેણે પોતાનાં લશ્કરને શેહરની બાહેરજ મુકામ કરાવ્યો.

જેવો ખુસરૂએ ત્યાં ઉતારો લીધો કે તુરતજ-ઇરાનથી એક કાસેદ ૫૫૭
દોડતો કે આવ્યો.

તેની પાસે બેહરામ ચોબીનેનું એક નામુ હતું-તે નામુ તેણે કપડાંમાં સંતાડેલું હતું.

તે નામુ બાબુલના સરદાર ઉપર લખેલું હતું-કે "જો ખુસરૂનું લશ્કર આવે તો તેઓને ઉતરવા દેતો ના.

મારૂં લશ્કર તેની પછાડી દોડતું કે તુરતજ તારાં શેહરમાં આવે છે."

જ્યારે તે સરદારે એવી રીતનું નામુ જોયું-ત્યારે તે તેજ વખત ખુસરૂની નઝદીક દોડયો.

જ્યારે ખુસરૂએ નઝર કીધી અને તે નામુ વાંચ્યું-ત્યારે તે જેહાનનાં કામથી અજબ થયો.

તે બીહ્યો કે તેની પછાડી તેનું લશ્કર આવી લાગશે-તે પાદશાહ થાકી ગયલો હોવાથી દુઃખી થયો.

તેણે પાછી સફર કરવા માટે પોતાની પાદશાહી કમર બાંધી-અને તુરતજ તે શેહરમાંથી નીકળી જવા માટે ઘોડે સવાર થયો.

એ પ્રમાણે તેણે યૂફ્રેટિસ નદી સુધી પોતાનો ઘોડો હાંકયા કીધો-તેણે પોતાની સલ્તનતમાં કેથે પણ થોભવું વાજબી વિચાર્યું નહીં.

તેની સાથના બુઢ્ઢા અને જવાનો ભૂખ્યા થયા હતા-તેઓએ એક જંગલ અને વહેતાં પાણીનો ઝરો જોયો.

જ્યારે ખુસરૂએ તે જગ્યાએ તેવું જંગલ જોયું-ત્યારે તેવી લીલોતરી ૫૫૮
ભરી જગ્યામાં તેણે લશ્કરને ઉતાર્યું.

તે ખાધા વગરનો અને નબળો પડેલો શખ્સ બહુ ભૂખ્યો થયો હતો-તેથી તેણે કમાનને ચિલ્લો ચઢાવ્યો અને શિકારની શોધમાં પડયો.

પણ તે જગ્યાએ કોઇ પણ દોડતું જાનવર દેખાયું નહીં-ત્યાં ઝાડ-પાન, ઘાસચારો અને વહેતાં પાણી હતાં.

તેવામાં એક કાફલો દેખાયો-જેમાં ઊંટો હતાં અને સારવાન આગળ ચાલતો હતો.

તે ઊંટવાળા જવાને જ્યારે ખુસરૂનો ચેહરો જોયો-ત્યારે તેણે તે નામદાર ઉપર દુઆ કીધી.

ખુસરૂએ તેને પૂછયું કે "તારૂં નામ શું છે-તું કયાં જવા ચાહે છે અને શા માટે જાય છે?"

તે બોલ્યો કે "હું હારેસનો બેટો કયસ છું-અને અરબેસ્તાનના મોટાઓમાંનો એક છું.

મિસરથી એક કાફલા સાથ હું ઉપડયો છું-આ કાફલાનો સરદાર હુંજ છું.

મારૂં મકાન ફોરાતની નદી આગળ છે-તે જગ્યાએથી આ જંગલમાં મારૂં આવવું થયું છે."

ખુસરૂએ તેને કહ્યું કે "તારી પાસે કાંઈ ખાવાનું તેમજ એસવા ઉઠવાનું છે?

કારણકે અમો થાકી ગયા છિયે અને ભૂખ્યા થયા છિયે-અમારી સાથે ૫૫૯
કાંઈ પણ ખોરાક અને સરસામાન નથી."

અરબે તેને કહ્યું કે "તું અહીં થોભ-મારા અને તારા અવયવો, શરીર અને જીવ એકજ છે."

જ્યારે પેલા અરબે પાદશાહ ખુસરૂ તરફ માયા દેખાડી-ત્યારે તેને માટે એક ફર્બે ગાય લઈ આવ્યો.

તેઓએ તેને ઝબેહ કીધી અને લીલાં સૂકાં લાકડાં સળગાવવા માંડી આતશ પાડયો.

બરૂ આતેશ બરૂ અફૂગન્દ તાઝી કબાબ્
બખુર્દન્ ગેરેફૂતન્દ યારાન્ શેતાબ્
ગેરેફૂતન્દ બાઝ્ આન્ કે બુદ દીન્ પેઝૂહુ
બેખુરૂદન્ નેશસ્તન્દ પ્રફુસરૂ ગોરૂહુ
બેખુરૂદન્દ બી નાન્ ફેરાવાન્ કબાબ્
બેયારાસ્ત હરૂ મેહતરી જાએ ખાબ્
ઝમાની બેખોફૂતન્દો બરૂખાસ્તન્દ
યકી આફરીને નવ આરાસ્તન્દ
બદાન્ દાદગરૂ કુ જહાન્ આફરીદ
તવાનાઇઓ નાતવાન્ આફરીદ
વઝાન્ પસ બયારાન્ ચુનીન્ ગોફૂત શાહુ
કે હરૂ કસ કે ઊ બાશદ દારદ ગુનાહુ
૫૬૦ બનઝદે મન્ આન્ કસ ગેરામી તરસ્ત
વઝીન્ કેહતરાન્ નીઝ નામી તરસ્ત
હરાન્ કસ કુજા બીશ કરૂદ ઊ બદી
બેગશ્ત અઝ મનો અઝ રહે ઈઝદી
બમા બીશ બાયદ કે દારદ ઉમીદ
સરાસરૂ બનીકી હેહીદશ નુવીદ
ગેરેફૂતન્દ યારાન્ બદૂ આફરીન્
કે અય પાકુ દેલ્ ખુસ્રવે પાકુદીન્
તોરા બાદ રઉ‍ંશન્ દેલો શાદ બખ્ત
હેહાદ ઈઝદે દાદગરૂ બાઝ તખ્ત
તોરા દાદ ઇઝદ ચુનીન્ ફરૂરો ચેહરૂ
કે અફૂઝૂનસ્ત બર હરૂ યકી દાદો મેહરૂ
તોઈ દરૂ જહાન્ માયએ બેખ્રદી
કે નીકી રસાની બજાએ બદી
ચુ શુદ ઝાફરીન્ નીઝ આન્ શાહુ શાદ
બદેલ્ આમદ અન્દીશએ રાહુ યાદ
બેપુર્સીદ અઝીન્ મરૂદે તાઝી કે રાહુ
કુદામસ્ત મન્ ચૂન્ રવમ બા સેપાહુ
બદૂ ગોફૂત હફૂતાદ ફર્સન્ગ બીશ
શુમારા બેયાબાનો કૂહસ્ત પીશ
૫૬૧ ચુ દસ્તૂરૂ બાશદ મરા ગોશ્તો આબ્
બરાહુ આવરમ ગરૂ નસાઝી શેતાબ્
બદૂ ગોફૂત ખુસ્રવ ઝોઝ ઈન્ નીસ્ત રાય
કે બા તૂશહુ બાશીમો બા રહુનુમાય
હયૂની બરૂ અફૂગન્દ તાઝી બરાહુ
બદાન્ તા બરદ રાહુ પીશે સેપાહુ
હમી તાખ્ત અન્દરૂ બેયાબાનો કૂહુ
પુરૂ અઝ રન્જો તીમારૂ બા આન ગોરૂહુ
યકી કારૂવાન્ નીઝ દીગરૂ બરાહુ
પદીદ આમદ અઝ દૂરૂ પીશે સેપાહુ
યકી મર્દે બાઝારૂગાન્ માયહુદારૂ
બેયામદ હમાનગહુ બરે શહુરૂયારૂ
બદૂ ગોફૂત શાહુ અઝ કુજાઈ બેગૂય
કુજા રફૂત ખાહી ચુનીન્ પૂય પૂય
ચુનીન્ ગોફૂત કઝ ખરૂરએ અરૂદશીરૂ
યકી મરૂદે બાઝારૂગાનમ દબીરૂ
બદૂ ગોફૂત નામત ચે કરૂદ આન્ કે ઝાદ
ચુનીન્ દાદ પાસોખ કે મેહરાન્ સેતાદ

પેલા અરબે આતશ ઉપર કબાબ ભુંજ્યા-અને તે દોસ્તો સઘળા શિતાબીથી ખાવા લાગ્યા.

તેઓમાં જે કોઈ કે દીનદાર લોકો હતા તેઓએ બાજ ધરી-અને પછી સઘળા ખાવા માટે બેઠા.

તેઓએ રોટલી વગરજ પુષ્કળ કબાબ ખાધા-પછી દરેક સરદારે સૂવાની તૈયારી કીધી.

તેઓ થોડો વખત સૂતા અને પાછા ઉઠયા-અને પાછી નવેસરથી દોઆ કરવા લાગ્યા.

તેઓએ તે દાદગર દાદાર કે જે સાહેબે દુન્યા પયદા કીધી-તેમજ શક્તિ અને કમતાકત પયદા કીધી, તે સાહેબ ઉપર દોઆ કીધી.

ત્યાર બાદ ખુસરૂએ પોતાના સાથીઓને કહ્યું-કે "(હું પાદશાહ થઈશ ત્યારે) મારી રૈયતમાં જે કાંઇ ગમે એટલો મોટો કસૂર કરશે,

તોપણ હું તેની તરફ પ્રીતિ દેખાડીશ-અને મારા નોકરો કરતાં તેને વધુ માન આપીશ.

જે કોઈ મોટાંમાં મોટી બૂરાઈ મારી સાથ કરશે-અને મારી સત્તાની સામે થશે અને ખોદાઈ માર્ગ છોડી દેશે,

તેણે પણ મારીથી મોટી આશા રાખવી જોઇશે-તેને પણ મારી તરફની ભલાઇની ખુશ ખબર આપજો."

તેના દોસ્તોએ તેની ઉપર દુઆ કીધી-કે "ઓ પવિત્ર બદનના પાક દીનના પાદશાહ!

તને ચાલાક દિલ અને બુલંદ નસીબ મળજો-દાદગર સાહેબ તને તારૂં તખ્ત પાછું અપાવજો!

ખુદાતાલાએ તને એવું તો નૂર અને ચેહરો બક્ષેશ કર્યો છે-કે દરેક માણસની ઉપર તારી મોહબ્બત અને ઈન્સાફ વધુ ઉતરે છે.

તુંજ દુન્યામાં અકલનો ભંડાર છે-કે જે બૂરાઇના બદલામાં ભલાઇ કરે છે."

જ્યારે તે પાદશાહ દુઆથી પણ ખુશહાલ થયો-ત્યારે તેને સફરનો વિચાર આવ્યો.

તેણે પેલા અરબને પૂછ્યું કે "મારો જવાનો માર્ગ કયો છે અને હું મારાં લશ્કર સાથ કેમ જાઉં?"

તે બોલ્યો કે "સિત્તેર ફર્સંગથી પણ વધારે-તમો લોકોને જંગલ અને પહાડ આગળ મળશે.

જો તારો હોકમ હોય અને તને ઉતાવળ નહીં હોય તો હું રાહને માટે ખોરાક પાણી લઈ આઉં."

ખુસરૂએ તેને કહ્યું કે "એ સિવાય બીજો વિચારજ શું હોય-કે ખોરાક સાથ અમો ભોમિયો પણ મેળવ્યે?"

આથી પેલા અરબે એક સાંઢણી સવાર આગળ દોડાવ્યો-કે જેથી તે પેલાં લશ્કરને માર્ગ દેખાડે.

ખુસરૂ તે લશ્કર સાથ જંગલ અને પહાડમાં રંજ અને ગમ ભરેલો ચાલવા લાગ્યો.

રસ્તામાં એક બીજો કાફલો પણ દૂરથી લશ્કરને સામે આવતો દેખાયો.

તેવામાં એક તવંગર વેપારી-પાદશાહની નઝદીક આવી લાગ્યો.

પાદશાહે તેને કહ્યું કે "તું કયાંથી આવે છે તે મને કહે-અને એમ દોડાદોડ કરતો કયાં જવા ચાહે છે?"

તેણે જવાબ દીધો કે "હું ખરરએ અર્દશીરથી આઉં છું-હું એક શીખેલો ભણેલો વેપારી છું."

પાદશાહે પૂછયું કે "તારી માદરે તારૂં નામ શું પાડયું છે?-તેણે જવાબ આપ્યો કે "મેહરાન સેતાદ."

અઝ્ તૂસહ્ બેસ્ત આનઝમાન્ શહ્રૂયાર્
બદ્ ગોફ્ત સાલાર્ કય નામદાર્
ખુરેશ્ હસ્ત્ ચન્દાન્ કે અન્દાઝહ્ નીસ્ત્
મગર્ ચેહ્રે બાઝારૂગાન્ તાઝહ્ નીસ્ત
બદ્ ગોફ્ત ખુસ્રવ કે મેહ્માન્ બશાહ્
બેયાબી ફેઝૂન તર્ બુવદ દસ્તગાહ્
સરે બાર્ બુકુશાદ બાઝારૂગાન્
હેરમગાન્ દર્ બૂદો દીનારૂગાન્
ખુરેશ્ બોર્દો બેન્શસ્ત ખુદ બર્ ઝમીન્
હમી ખાન્દ બર્ શહ્રૂયાર્ આફરીન્
ચુ નાન્ ખુરૂદહ્ શુદ મરૂદે મેહ્માન્ પરસ્ત
બેયામદ ગેરેફ્ત આબ્દસ્તાન્ બદસ્ત
ચુ અઝ દૂર્ ખરૂરાદે બરૂઝીન્ બેદીદ
ઝે જાઇ કે બુદ પીશે ખુસ્રવ દવીદ
ઝે બાઝારૂગાન્ બેસ્તદ આન્ આબે ગરૂમ
બદાન્ તા નેયારદ જહાનજૂય શરૂમ
પસ આન્ મરૂદે બાઝારૂગાન્ પુર્ શેતાબ્
મય આવરૂદ બર્ સાને રઉશન્ ગોલાબ્
દેગર્ બારહ્ ખરૂરાદે બર્ઝીન્ ઝે રાહ્
અઝ્ બેસ્તદ આન્ જામો શુદ પીશે શાહ્
પરસ્તેશ્ પરસ્તન્દહ્રા દાશ્ત સૂદ
બદાન્ બરૂતરી બરૂતરીહા ફેઝૂદ
વઝાન્ પસ બબાઝારૂગાન્ ગોફ્ત શાહ્
કે અકૂનૂન્ સેપહ્રા કુદામસ્ત રાહ્
ચુ બાઝારૂગાન્ રાહ્ બેન્મૂદ શાન્
બેપુર્સીદ ખુસ્રવ ઝે નામો નેશાન્
નેશસ્તે તો દર્ ખરૂરએ અરૂદશીર્
કુજા બાશદ અય મરૂદે મેહ્માન પઝીર્
બદ્ ગોફ્ત કય શાહ્ બીદાર્ ઝી
ઝે બાઝારૂગાનાન્ મનમ્ કારઝી
નેશાનશ્ યકાયક્ બખુસ્રવ બેગોફ્ત
હમહ્ રાઝહા બર્ કુશાદ અઝ્ નેહોફ્ત
બેફરૂમૂદ તા નામે બરૂનાઓ દેહ્
નવીસદ નવીસન્દએ ફૂઝ્ બેહ્
બબાઝારૂગાન્ ગોફ્ત પદરૂદ બાશ્
બેરહરા બદેલ્ તારો હમ પૂદ બાશ્
ચુ બુગઝશ્ત લશ્કર્ અઝાન્ તાઝહ્ બૂમ
બતુન્દી હમી રાન્દ તા મર્ઝે રૂમ
ચુનીન્ તા બેયામદ બદાન્ શારૂસાન્
કે કયસર્ વરા ખાન્દી કારૂસાન્
ચુ અઝ દૂર્ તર્સા બેદીદ આન્ સેપાહ્
બેરફ્તન્દ પૂયાન્ બબીરાહો રાહ્
બદાન્ બારહ્ અન્દર્ કશીદન્દ રખ્ત
દરે શારૂસાન્રા બેબસ્તન્દ સખ્ત
ફેરૂમાન્દ અઝાન્ શાહે ગીતી ફેરૂઝ
બબીરૂન્ બેમાન્દ ઊઓ લશ્કર્ સે રૂઝ
ફેરેસ્તાદ રૂઝે ચહારોમ કસી
કે નઝદીકે મા નીસ્ત લશ્કર્ બસી
બનઝદીકે ઈન્ શહ્ર્ તન્ગ્ આમદીમ
વલીકેન્ ન અઝ બહ્રે જન્ગ્ આમદીમ

પાદશાહે તુરત તેની પાસેથી ખોરાક માગ્યો-પેલા સરદારે તેને જવાબ આપ્યો કે "ઓ નામદાર!

ખોરાક તો એટલો બધો છે કે તેનો શુમાર નથી-પણ વેપારીનું મોઢું ૫૯૨
હસ્તું નથી (યાને કશો વેપાર હજી કર્યો નથી)."

ખુસરૂએ તેને કહ્યું કે "તને રસ્તે ચાલતા મેહમાન-મળ્યો છે તો તારી દઉલતમાં ઘણો વધારો થશે."

પેલા સઉદાગરે પોતાનો સરસામાન ખુલ્લો કર્યો-તેમાં દિરમ અને દીનાર હતાં.

તે ત્યાં ખાણું લઈ ગયો અને પોતે પણ ઝમીન ઉપર બેઠો-તે પાદશાહ ઉપર દુઆ કરવા લાગ્યો.

જ્યારે ખુસરૂ ખાણું ખાઈ રહ્યો ત્યારે મેહમાની કરનાર મર્દ-આવ્યો અને કળશિયો હાથમાં પકડયો (કે હાથ ધોવાડે).

જ્યારે દૂરથી ખરરાદે બર્ઝીને એવું જોયું-ત્યારે તે પોતાની જગ્યાથી ખુસરૂની નઝદીક દોડી આવ્યો.

અને પેલા સઉદાગર પાસેથી પેલું હાથ ધોવાનું ગરમ પાણી લઇ લીધું-કે જેથી કરી પાદશાહ કાંઇ અપમાન નહીં લે.

પછી પેલો સઉદાગર શેતાબી કરતો-રોશન ગોલાબની મિસાલનો મય લઈ આવ્યો.

બીજી મરતબે ખરરાદે બર્ઝીને રસ્તામાંથીજ-તેની પાસેથી પેલી જામ લઇ લીધી અને પાદશાહ આગળ આવ્યો.

પાદશાહની ખિદમત તે ખિદમતગારને ફાયદાકારક હતી-અને જે માન કે તે ધરાવતો હતો, તેમાં ઘણો વધારો થયો.

ત્યાર બાદ પાદશાહે પેલા સઉદાગરને પૂછ્યું-કે "હવે મારાં લશ્કર ૫૯૩
માટે આગળ વધવાનો કયો માર્ગ છે?"

જ્યારે તે વેપારીએ તેને માર્ગ દેખાડયો-ત્યારે ખુસરૂએ તેનું નામ નિશાન પૂછ્યું.

કે "ઓ પરોણાગત કરનારા શખ્સ! ખરરએ અર્દશીરમાં તું કયાં રહે છે?"

તેણે કહ્યું કે "ઓ પાદશાહ તું ખુશહાલ જીવતો રહેજે!-હું કારઝ શેહરના સઉદાગરોમાંનો એક છું."

પછી તેણે પોતાની સઘળી ઓળખ ખુસરૂને આપી-અને પોતાની સઘળી ખાનગી વાતો તેને કહી.

પાદશાહે હોકમ કીધો કે "નોંધ લેનારો મુન્શી આ જવાન સઉદાગરનું તેમજ તેનાં ગામનું નામ લખી લીયે."

પછી તે સઉદાગરને કહ્યું કે "હવે તું રવાના થા-તારાં દિલ સાથ ડહાપણ હમેશે જોડાયલુંજ રહેજો!"

જ્યારે તે આબાદ મુલકમાંથી લશ્કર ઉપડયું-ત્યારે જલ્દી જલ્દી રૂમના મુલક સુધી ચાલવા લાગ્યું.

એમ ચાલતાં તેઓ તે શેહર સુધી આવી લાગ્યા-કે જેને કયસરે "કારસાન" નામ આપ્યું હતું.

જ્યારે પાદરીઓએ દૂરથી તે લશ્કરને આવતું જોયું-ત્યારે તેઓ સીધે માર્ગે તેમજ ઊલટે માર્ગે નાસવા લાગ્યા.

અને પોતાનો સરસામાન કિલ્લામાં ઘસડી લઈ જઈ-તે શેહરનો દર- ૫૯૪
વાઝો મઝબૂત બંધ કર્યો.

તેથી દેશની આબાદી કરનારો પાદશાહ આજેઝ થયો-અને ત્રણ દિવસ સુધી પોતે તેમજ લશ્કર તે શેહરની બાહેરજ રહ્યું.

પછી ચોથે દહાડે તેઓ આગળ એક જણને મોકલ્યો-અને કહેવાડિયું કે "અમારી પાસે કાંઇ ઘણું લશ્કર નથી.

જોકે અમો આ શેહરની ઘણી નઝદીક આવી પહોંચ્યા છિયે-તોપણ અમો કાંઇ લડાઇને માટે આવ્યા નથી.

ખુરેશહા ફેરેસ્તીદો ચારી કુનીદ
ન બર્ મા હમી કામગારી કુનીદ
બનઝ્દીકે ઈશાન્ સખુન્ ખાર્ બૂદ
સેપાહશ હમહ્ સુસ્તો નાહાર્ બૂદ
હમાનગહ્ બર્ આમદ ચકી તીરહ્ અબ્ર્
બેધુરૂરીદ બરૂસાને જન્ગી હેઝબ્ર્
વઝાન્ અબ્ર્ બર્ શારૂસાન્ બાદ ખાસ્ત
બહર્ બરૂઝની બાન્ગો ફર્યાદ ખાસ્ત
ચુ નીમી ઝે તીરહ્ શબ અન્દર્ કશીદ
ઝે બારહ્ ચકી બહ્રહ્ શુદ નાપદીદ
હમહ્ શારૂસાન્ માન્દ અઝ્ દર્ શેગેફ્ત
બયઝ્દાન્ સોકુફ્ પૂઝેશ અન્દર્ ગેરેફ્ત
૫૬૫ બહર્ બરૂઝની દર્ અલફ્ સાખ્તન્દ
સે પીરે સોકૂબા બેરૂન તાખ્તન્દ
ઝે ચીઝી કે બૂદ અન્દર્ આન્ તાઝહ્ બૂમ
હમાન્ જામહાઈ કે ખીઝદ ઝે રૂમ
બેઆરૂદન્દ બાલા બનઝ્દીકે શાહ્
કે પયદા શુદ અય શાહ્ બર્ મા ગુનાહ્
ચુ ખુસ્રવ જવાન્ બૂદો બરૂતર્ મનેશ
બરીશાન્ નકરૂદ અઝ બદી સર્ઝનેશ
બદાન્ શારૂસાન્ દર્ યકી કાખ બૂદ
કે બાલાશ બા અબ્ર્ ગુસ્તાખ બૂદ
ફેરાવાન્ બદ્ અન્દરાન્ બરૂદહ્ બૂદ
હમાન્ જાય કયસર્ બર્ આવરૂદહ્ બૂદ
ઝે દશ્ત અન્દર્ આમદ બદાન્જા ગુઝશ્ત
ફેરાવાન્ બદાન્ શારૂસાન્ દર્ બેગશ્ત
હમહ્ રૂમેયાન્ આફરીન્ ખાન્દન્દ
બપાય અન્દરશ ગઉહર્ અફ્શાન્દન્દ
ચુ આબાદ જાઈ બચન્ગ્ આમદશ
બર્ આસૂદો ચન્દી દેરન્ગ્ આમદશ
બકયસર્ યકી નામહ્ બેન્વેશ્ત શાહ્
અઝાન્ બાદો બારાનો અબ્રે સેયાહ્
૫૬૬ વઝાન્ શારૂસાન્ સૂએ માનૂય રાન્દ
કે ઊરા જહાન્દાર્ મીનૂય ખાન્દ
ઝે માનૂઈઆન્ હર્ કે બીદાર્ બૂદ
બેરદમન્દો રાદો જહાન્દાર્ બૂદ
સોકૂબાઓ રહ્બાન્ સુએ શહ્રયાર્
બેરફ્તન્દ બા હદયહો બા નેસાર્
હમી રફ્ત બા શાહ્ ચન્દી સોખુન્
વઝાન્ બાદો આન્ શારૂસાને કોહુન્
હમી ગોફ્ત હર્ કસ કે મા બન્દઈમ
બગોફ્તારે ખુસ્રવ સર્ અફ્ગન્દઈમ
બેબૂદ અન્દરાન્ શહ્ર્ ખુસ્રવ સે રૂઝ
ચહારોમ ચુ ખુરૂશીદે ગીતી ફરૂઝ
બઅબ્ર્ અન્દર્ આવરૂદ ખુરૂરન્દહ્ તીગ
જહાન્જૂય શુદ સૂએ રાહે વરીગ
કે અવરીઘ બુદ નામે આન્ શારૂસાન્
બદ્ દર્ ચલીપાઓ બીમારૂસાન્
બબીરાહ્ પયદા યકી દીર્ બૂદ
જહાન્જૂય આવાઝે રાહેબ્ શુનૂદ

માટે તમો અમોને હયરાન કરવાનો વિચાર દૂર કરી-અમો માટે કાંઈ ખોરાક મોકલો અને અમોને મદદ કરો."

પણ એ બોલવું તેઓ આગળ ફોકટનુંજ હતું-ખુસરૂનું સઘળું લશ્કર થાકેલું અને ભૂખ્યું હતું.

તેવામાં ચકાયક એક કાળું વાદળ ચઢી આવ્યું-અને લડાયક ચિત્તાની મિસાલ ગરજવા લાગ્યું.

તે વાદળમાંથી શેહરમાં તોફાન ફેલાયું-દરેક મોહલ્લામાં પોકાર અને ફર્યાદ ઉઠી

જ્યારે અરધી રાત પસાર થઈ-ત્યારે તે કિલ્લાનો એક ભાગ પડી ગયો.

જેથી તમામ શેહર અજબ થયું-પેલા પાદરીઓ ખોદાની માફી ચાહવા લાગ્યા.

દરેક મોહલ્લામાં ખાધ ખોરાકી ભેગી કીધી-અને ત્રણ બુઢ્ઢા પાદરીઓ બાહેર પડયા.

તે આબાદ મુલકમાં જે ચીઝો હતી-તેમજ રૂમમાં જે કાંઇ કપડાં બનતાં હતાં તે,

તેઓ ભેગાં કરીને પાદશાહની નઝદીક લઈ ગયા-અને બોલ્યા કે "એ પાદશાહ ! અમારાથી ગુનાહ થયો છે"

પણ ખુસરૂ ઉદાર દિલનો અને મોટાં મનનો હતો-તેથી તેણે તેઓને તે બુરાઇ માટે કાંઈ ઠપકો આપ્યો નહીં.

તે શેહરમાં એક મેહલ હતો-કે જેની બુલંદી વાદળ સાથ મુકાબલો કરતી હતી.

તે મેહલમાં પુષ્કળ ગોલામો હતા-તેમજ તે મકાન કયસરે બંધાવેલું હતું.

ખુસરૂ હવે પેલા મયદાનમાંથી તે મેહલમાં આવ્યો-અને તે શેહરમાં ઘણોક ફર્યો.

સઘળા રૂમીઓએ તેની ઉપર દુઆ કીધી-અને તેના પગ આગળ ગોહરોનો વધાવો કર્યો.

જ્યારે ખુસરૂને એક સારી જગ્યા મળી ગઇ-ત્યારે તેણે ત્યાં થોડોક વખત વીસામો લીધો.

પછી પાદશાહે કયસર ઉપર પેલા પવન માટે, વરસાદ માટે અને સીઆહ વાદળ માટે એક નામુ લખ્યું.

પછી ખુસરૂ તે શેહરમાંથી "માનૂય" તરફ ચાલ્યો-કે જેને પાદશાહ "મીનૂય"નાં નામથી ઓળખતો હતો.

માનૂય લોકોમાંથી જે કોઇ કે હુશયાર, અકલમંદ, જવાન મર્દ અને દેશની સંભાળ કરનારા હતા,

તેઓ તેમજ બીશપ અને પાદરીઓ હદયા અને નેસાર લઇ પાદશાહની આગળ ગયા.

તેઓને પેલા નીકળેલાં પવન માટે તેમજ પૂરાણાં શેહર માટે-પાદશાહ સાથ કેટલીક વાતચિત્ત થઇ.

દરેક જણ બોલવા લાગ્યો કે "અમો સઘળા તારા તાબેદારો છિયે-અને ખુસરૂનાજ હોકમ ઉપર અમોએ સર નમાવેલાં છે."

ખુસરૂ તે શેહરમાં ત્રણ દહાડા રહ્યો-ચોથે દહાડે જ્યારે દુન્યાને રોશન કરનાર આફતાબે,

આસમાન ઉપર પોતાની કાપનારી તલવાર ઝળકાવી-ત્યારે ખુસરૂએ "વરીગ" તરફનો રસ્તો લીધો.

કે તે શેહરનું નામ "અવરીઘ" હતું-જેમાં ખ્રિસ્તીઓનો ક્રોસ અને હોસ્પીટલો ઉભી કરેલી હતી.

તે ઉગત રાહમાં એક દેવળ દેખાતું હતું-જ્યાં પાદશાહે પાદરીનો આવાઝ સાંભળ્યો.

બનઝદીકે દીરૂ આમદ્ આવાઝ દાદ્
કે ઈન્ જાયગહ્ કીસ્ત અઝ બખ્ત શાદ્
બેગોફ્તન્દ્ ફીન્ જા બુવદ્ મર્દે પીરૂ
ઝે સાલે ફેરાવાન્ શુદહ્ ચૂન્ ઝરીરૂ
બકારે સેતારહ્ શેનાસાસ્ત મરૂદ્
બંરૂ નીસ્ત પૂશીદહ્ અઝ કારૂ કરૂદ્
હમાન્ હરૂચે ગૂયદ્ બેબાશદ હમાન્
ચુ ગોફ્તારે ઊરા નબાશદ્ ગમાન્
સુએ દરૂ શુદ આન્ ગાહ્ આવાઝ દાદ્
કે કેર્દારે તૂ જોઝ પરસ્તેશ મબાદ્
ગરૂ અઝ દીરે દીરીનહ્ આઈ ફેરૂદ્
ઝે નીકી દેહેશ બાદ્ બરૂ તૂ દેરૂદ્
હમાન્ગાહ્ રાહેબ્ ચુ આવા શનીદ્
ફેરૂદ્ આમદ્ અઝ દીરો ઊરા બેદીદ્
બદ્દ્ ગોફ્ત ખુસ્રવ તોઈ બી ગુમાન્
ઝે તખ્તે પેદરૂ ગશતહ્ ના શાદ્માન્
ઝે દસ્તે યકી બદ્કુનેશ બન્દઈ
પલીદ્ અર્મની ફશ પરસ્તન્દઇ
ચુ ગોફ્તારે રાહેબ્ બી અન્દાઝહ્ ગશ્ત
દેલે ખુસ્રવ અઝ મેહ્રે ઊ તાઝહ્ ગશ્ત
ઝે ગોફ્તારે ઊ દરૂ શેગેફ્તી બેમાન્દ્
બરૂ બરૂ જહાન્ આફરીન્રા બેખાન્દ્
ઝે પોશ્તે સમન્દશ બેયાઝીદ્ દસ્ત
બપુર્સીદને મર્દે યઝદાન્ પરસ્ત
પરસ્તન્દહ્ ચૂન્ દીદ્ બોર્દશ નમાઝ
સખુન્ ગોફ્ત બા ઊ ઝમાની દરાઝ
યકી આઝમૂન્રા બદ્દ્ ગોફ્ત શાહ્
કે મન્ કેહ્તરી અમ ઝે ઈરાન્ સેપાહ્
પયામી હમી નઝદે કયસરૂ બરમ્
ચુ પોસોખ દેહદ્ નઝદે મેહ્તરૂ બરમ્
ગરૂ ઈન્ રફ્તને મન્ હુમાયૂન્ બુવદ્
નેગહ્ કુન્ કે ફર્જામે ઈન્ ચૂન્ બુવદ્
બદ્દ્ ગોફ્ત રાહેબ્ કે ચૂનીન્ મગૂય
તો શાહી મકુન્ ખીશતન્ શાહ્ જૂય
ચુ દીદમ્મત ગોફ્તમ્ સરાસરૂ સખુન્
મરા હરૂ ઝમાન્ આઝમાયેશ મકુન્
નબાયદ્ દોરૂઘ ઈચ દરૂ દીને તૂ
ન કઝ્ઝી બુવદ્ રાહો આઇને તૂ
બસી રન્જ બોર્દીઓ આવીખ્તી
સરન્જામ અઝાન્ બન્દહ્ બુગ્રીખ્તી
ઝે ગોફ્તારે ઊ માન્દ્ ખુસ્રવ શેગેફ્ત
ચુ શરૂમ આમદશ પુઝેશ અન્દરૂ ગેરેફ્ત
બદ્દ્ ગોફ્ત રાહેબ્ કે પૂઝેશ મકુન્
ઝે મન્ પુરૂસ અઝ બૂદનીહા સખુન્
બદીન્ આમદન્ શાદો ગુસ્તાખ બાશ
જહાન્રા યકી બારૂવરૂ શાખ બાશ
કે યઝદાન્ તોરા બીનેયાઝી દેહદ્
બલન્દ્ અખ્તરો સરૂફરાઝી દેહદ્
ઝે કયસરૂ બેયાબી સેલીહો સેપાહ્
યકી દુખ્તરી અઝ દરે તાજો ગાહ્

આથી પોતે તે દેવળની નઝદીક આવ્યો અને હાંક મારી-કે "આ જગ્યાએ કોણ નસીબવંત શખ્સ રહે છે?"

જવાબ મળ્યો કે "અહીં એક બુઢ્ઢો મર્દ રહે છે-જે ઘણી ઉમરને ૫૯૭
લીધે સુકાં ઘાસ જેવો થઈ ગયો છે.

ગ્રહોની ચાલ તે ઘણી સારી રીતે જાણે છે-બની ગયલા બનાવો તેની આગળ છૂપા રહેતા નથી.

તે જે કાંઇ કહે છે તેજ થાયે છે-તેના કહેલાં ઉપર શક લઈ જઇ શકાતો નથી."

આથી તે દરવાઝા આગળ ગયો અને હાંક મારી-કે "તારૂં કામ પરસ્તેશ કરવા સિવાય બીજું કાંઈજ ના હોવું!

અગરજો તું આ પૂરાણાં દેવળમાંથી બાહેર આવે-તો નેકી પહોંચાડનાર ખોદા તરફથી તારી ઉપર દુઆ હોજો!"

જ્યારે પેલા પાદરીએ એ આવાઝ સાંભળ્યો-ત્યારે તુરત દેવળમાંથી નીચે આવ્યો અને તેને જોયો.

અને બોલ્યો કે "બેશક તું પોતે ખુસરૂ છે-જે બાપનું તખ્ત મેળવવાથી નારાઝ થયલો છે.

એક નાપાક અર્મની જેવા ભૂંડાં કામો કરનાર નોકરને લીધે તું નારાઝ થયલો છે."

જ્યારે પેલા પાદરીની વાત ધાર્યા કરતાં વધુ માલૂમ પડી-ત્યારે ખુસરૂનું દિલ તેની મોહબ્બત માટે તાઝું થયું.

તેની વાતથી તે અજાયબીમાં ગર્કાવ રહ્યો-અને તેના ઉપર ખોદાતાલાની દોઆ કરવા લાગ્યો.

તેણે પોતાના ઘોડાની પીઠ ઉપરથી તે ખોદાના પૂજારી શખ્સને ૫૯૮
મળવા માટે હાથ લમ્બાવ્યો.

જ્યારે પેલા પૂજારીએ એવું જોયું ત્યારે પાદશાહને નમન કીધું-અને તેની સાથે ઘણીક વાતચિત્ત કીધી.

પછી પાદશાહે તેની પરીક્ષા કરવા માટે તેને કહ્યું-કે "હું ઈરાની લશ્કરમાંનો એક નોકર છું.

અને કયસરની નઝદીક એક પયગામ લઈ જાઉં છું-જ્યારે તે મને જવાબ આપશે ત્યારે તે હું મારા સરદારની નઝદીક લઇ જઇશ.

અગરજો મારૂં ત્યાં જવું મુબારક હોય-તો જરા નેગાહ પહોંચાડી મને કહે કે આ કામનું શેવટ કેવું આવશે?"

પાદરીએ તેને કહ્યું કે "તું એમ ના બોલ-તું પોતેજ પાદશાહ છે એટલે બીજા પાદશાહને શોધનારો ના બન.

જેવો મેં તને જોયો તેવીજ સઘળી વાતો કહી છે-તું પળેપળ મારી આઝમાયેશ ના કર્યા કર.

તારી દીનમાં તો જરા પણ જૂઠું બોલવું રવા નથી-તારી રાહ રીતી ખોટે માર્ગેની છેજ નહીં.

તેં પુષ્કળ રંજ ખેંચી છે અને લડાઈઓ કીધી છે-પણ શેવટે તું પેલા તારા નોકરથી નાસી આવ્યો છે."

ખુસરૂ તેની વાત સાંભળી અજબ રહ્યો-અને જ્યારે તેને શર્મિંદગી પહોંચી ત્યારે તેની માફી ચાહી.

પાદરીએ તેને કહ્યું કે "તું માફી ના માગ-તને જે કાંઈ ભવિષ્યની ૫૯૯
વાતો પૂછવી હોય તે મને પૂછી લે.

તું અહીં આવવા માટે ખુશહાલ અને મગરૂર બન-અને આ દુન્યાની એક ફળદ્રુપ ડાળી જેવો થા.

કારણકે યઝદાન તને હાજત વગરનો બનાવશે-બુલંદ નસીબનો કરીને પાછી સરફરાઝી આપશે.

તું કયસર તરફથી હથિયાર અને લશ્કર પણ મેળવશે-તેમજ એક તખ્તો તાજને લાયકની છોકરી પણ મેળવશે.

ચુ બા બન્દગાન્ કારૂઝારત્ બુવદ
જહાન્દારે બીદારૂ યારત્ બુવદ
સરન્જામ્ બુગ્રીઝદ આન્ બદ્ નેઝાદ
ફેરાવાન્ કુનદ કુઝે નીકીશ યાદ
વઝાન્ રઝ્મ્ જાઈ ફેતદ દૂરૂ દસ્ત્
બેસાઝદ બરાન્ બૂમ્ જાએ નેશસ્ત્
ચુ દૂરી ગુઝીનદ ઝે પયમાને તૂ
બેરીઝન્દ ખૂનશ ઝે ફર્માને તૂ
બદૂ ગોફ્ત ખુસ્રવ જોઝ ઈન્ ખુદ મબાદ
કે કર્દી તો અય પીરૂ દાનન્દહ્ યાદ
બેગૂઇ બરીન્ ચન્દ બાશદ દેરન્ગ્
કે આયદ મરા પાદ્શાહી બચન્ગ્
૫૭૦ ચુનીન્ દાદ પાસોખ કે દહ્ બા દો માહ્
બરીન્ બુગ્ઝરદ બાઝ યાબી તો ગાહ્
દેગર્ બરૂ સરૂ આયદ દહો પન્જ રૂઝ
તો ગર્દી શહન્શાહે ગીતી ફરૂઝ
બેપુર્સીદ ખુસ્રવ્ કઝીન્ અન્જુમન્
કે કૂશદ બરન્જો બતીમારે મન્
ચુનીન્ દાદ પાસોખ કે બેસ્તામ નામ
યકી પુરૂ મનેશ બાશદો શાદકામ
કે ખાની તો આન્ મરૂદરા ખાલે ખીશ
બદૂ તાઝહ્ દાની મહો સાલે ખીશ
બેપરૂહીઝ અઝાન્ મર્દે ના સૂદમન્દ
કે ખીઝદ્ત અઝૂ દર્દો રન્જો ગઝન્દ
બરૂ આશોફ્ત ખુસ્રવ બગોસ્તહ્મો ગોફ્ત
કે નામત સખુન્ બરૂ કુશાદ અઝ નેહોફ્ત
તોરા માદરત નામ બેસ્તામ કરૂદ
તો ગૂઈ કે ગોસ્તહ્મ અન્દરૂ નબરૂદ
બરાહેબ્ ચુનીન્ ગોફ્ત કીનસ્ત ખાલ
બખૂનસ્ત બા માદરે મન્ હમાલ
બદૂ ગોફ્ત રાહેબ્ કે આરી હમીન્
બગોસ્તહ્મ બીની હમી દર્દો કીન્
૫૭૧ બદૂ ગોફ્ત ખુસ્રવ્ કે અય રાયઝન્
અઝીન્ પસ ચે ગૂઈ ચે ખાહદ બુદન્
ચુનીન્ ગોફ્ત રાહેબ્ કે મન્દીશ અઝીન્
કે ઝીન્ પસ નબીની બજોઝ આફરીન્
નેઆયદ બરૂએ તો હરૂગેઝ બદી
મગરૂ સખ્ત કારી બુવદ ઈઝદી
બરૂ આશૂબદ ઈન્ સરૂકશ આરામે તૂ
વઝાન્ પસ નબાશદ જોઝ અઝ કામે તૂ
અગરૂ ચન્દ બરૂ ગર્દદ ઇન્ બદગમાન્
હમાનશ બદસ્તે તો આયદ ઝમાન્
બદૂ ગોફ્ત ગોસ્તહ્મ કય શહ્રૂયારૂ
દેલતરા બદીન્ કારૂ રન્જહ્ મદારૂ
બપાકીઝહ્ યઝદાન્ કે માહ્ આફરીદ
જહાન્રા બસાને તો શાહ્ આફરીદ
બઆઝરૂ ગોશસ્પો બખુરૂશીદો માહ્
બજાનો સરે નામબરૂદારૂ શાહ્
કે તા હસ્ત ગોસ્તહ્મ જોઝ રાસ્તી
નજૂયદ નકૂબદ દરે કાસ્તી

જ્યારે તને તારાજ નોકરો સાથ લડાઈ થશે-ત્યારે મારો બીદાર પાદશાહ તારો મદદગાર બનશે.

શેવટે તે બૂરી બુન્યાદનો શખ્સ નાસી જશે-અને પોતાના ભલા વખતને ઘણોક યાદ કરશે.

લડાઈ કર્યા બાદ તે દૂરદરાઝ મુલકમાં જઈ પડશે-તે મુલકમાંજ પોતાનું રહેઠાણ બનાવશે.

જ્યારે તે એવી રીતે તારા કોલ વચનથી દૂર જશે-ત્યારે તારાંજ ફર્માનથી તેનું ખૂન કરવામાં આવશે"

ખુસરૂ બોલ્યો કે "એ બુઢ્ઢા દાના શખ્સ! તેં જે કાંઇ કહ્યું તે સિવાય બીજું કાંઈ બનતુંજ ના!

તું શું કહે છે, પાદશાહી મારા હાથમાં આવતાં કેટલોક વખત લાગશે?"

તેણે જવાબ દીધો કે "એક વર્ષ વીત્યા પછી તું પાછું તખ્ત મેળવશે.

તે ઉપર જ્યારે એક પખવાડિયું વીતશે ત્યારે તું દુન્યાને રોશન કરનારો શેહન્શાહ બનશે."

ખુસરૂએ પૂછ્યું કે "આ મારી અંજુમનના લોકોમાંથી-મને રંજીદા અને દુઃખી કરવાની કોશેશ કોણ કરશે?"

તેણે જવાબ આપ્યો કે "એક બેસ્તામ નામનો શખ્સ-જે એક મોટો માણસ અને મોજીલો શખ્સ હશે,

કે જેને તું પોતાનો મામો કહે છે-અને જેનાથી તું પોતાનો વખત સારો થયલો સમજે છે તે, તને દુઃખ દેશે.

તે નુકસાનકારક શખ્સથી તું દૂરજ રહે-કારણકે તેનાથી તને દુઃખ અને આફત ખમવી પડશે."

એવું સાંભળી ખુસરૂ ગોસ્તહમ ઉપર ગુસ્સે થયો અને બોલ્યો-કે "તારાં નામનો ભરમ ખુલ્લો થઇ ગયો.

તારી માએ તારૂં નામ તો બેસ્તામ પાડયું હતું-અને તું પોતે તો લડાઇમાં ગોસ્તહમ તરીકે ઓળખાવે છે."

પછી ખુસરૂએ પાદરીને કહ્યું કે "આ મારો મામો છે-કે જે મારી મા સાથે એકજ લોહીનો છે."

પાદરીએ તેને કહ્યું કે "હા, એજ છે-તું એ ગોસ્તહમથીજ દુઃખ અને કીનો જોશે."

ખુસરૂએ ફરીથી પૂછ્યું કે "એ દાનેશમંદ શખ્સ!-હવે પછી શું બનાવ બનશે તે માટે તું શું કહે છે?"

પાદરી બોલ્યો કે "ત્યાર પછીની તું કશીબી ફિક્ર ના રાખ-કારણકે ત્યાર પછીથી તો તું કીર્ત્તિ સિવાય કાંઇ બીજું જોશે નહીં.

તારી ઉપર કદીબી બદી પુગવાની નથી-સિવાય કે ખોદા તરફથી એક સખ્ત કામ આવી પડશે.

આ મગરૂર શખ્સ તારાં સુખમાં ખલલ નાખશે-અને ત્યાર પછી તું પોતાની સઘળી મુરાદે પુગશે.

અગર એ આ બદગુમાન શખ્સ ગમે એટલોબી નાસશે-તોપણ ખચીત તેનું મોત તારા હાથ ઉપરજ આવશે."

ગોસ્તહમે ખુસરૂને કહ્યું કે "એ પાદશાહ!-આ વાતથી તારાં દિલને દુઃખી ના કર.

પાક યઝદાન કે જે સાહેબે માહતાબ તેમજ દુન્યાને માટે તારા જેવો પાદશાહ પયદા કર્યો તેના કસમથી,

આઝર ગોશસ્પના કસમથી, આફતાબ તથા માહતાબના કસમથી-નામ ઉઠાવનાર પાદશાહના જીવ અને સરનાં કસમથી કહું છું,

કે જ્યાં સૂધી ગોસ્તહમ જીવતો છે ત્યાં સૂધી તે રાસ્તી સિવાય બીજું કાંઈ-શોધશેજ નહીં અને અપ્રમાણિકપણાંનો દરવાઝો કદીબી ઠોકશે નહીં.

વગર્ જોગ્ બરીન્ રૂએ ગોસ્તહુમ્ શય
એપીચદ્ રવાનશ્ મબાદા બજાય
જહાન્‌દારૂ તા ઈન્ જહાન્ આફરીદ્
કલીદે દરે રાઝે ઊ કસ નદીદ્
બગોફ્તારે તર્સા ચેરા બેગ્રવી
સંખુન્ ગોફ્તને નાસઝા બેશનવી
મરા ઈમની દેહ્ કે ગોફ્તારે ઊય
ચુ સઉગન્દ્ ખુર્દમ્ બહાનહ્ મજૂય
ચુનીન્ ગોફ્ત ખુસ્રવ્ કે અઝ્ તરૂસગારૂ
નેયાયદ્ સખુન્ ગોફ્તને નાબકારૂ
કે તૂ નીઝ્ હરૂગેઝ્ નદીદમ્ બદી
નેયાઝી બકરૂઝીઓ નાબેખ્રદી
વલીકેન્ કે કારે સેપહ્‌રે બલન્દ્
નબાશદ્ શેગેફ્ત અરૂ શવી પુરૂ ગઝન્દ્
ચુ બાયેસ્તહ્ કારી બુવદ્ ઈઝદી
બયફ્‌ટૂ રવદ્ દાનેશો ખેઘ્રદી
બરાહેબ્ ચુનીન્ ગોફ્ત પસ શહ્‌રૂયારૂ
કે શાદાબ્ દેલ્ બાશો બેહ્ રૂઝગારૂ
વઝાન્ દીરૂ ચૂન્ બરૂકે રખશાન્ કે મીઘ્
બેયામદ્ સુએ શારૂસાને વરીઘ્
પઝીરહ્ શુદન્દશ્ બુઝોર્ગાને શહ્‌રૂ
કસીરા કે અઝ્ મરૂદુમી બૂદ બહ્‌રૂ

અને જો એ વાતથી ગોસ્તહમનો વિચાર-ફરે તો તે જીવતોજ ના રહેતો!

ખોદાતાલાએ જે દહાડેથી આ દુન્યા પયદા કીધી તે દહાડેથી તે ૫૭૨
આજ સુધી-તેના ભેદના દરવાઝાની કુંચી કોઇને જડી નથી.

તું એક ખ્રિસ્તીના કહેવા ઉપર કેમ ભોળવાય છે?-અને તેનું આવું નાલાયક બોલવું સાંભળ્યા કરે છે?

તેની આવી વાતથી મને પનાહ બક્ષ (યાને તારાં મનમાંથી કાઢી નાખ)-જ્યારે મેં આવા સખ્ત સઉગંદ ખાધા ત્યારે હવે બહાનુ ના કાઢ."

ખુસરૂએ એવો જવાબ દીધો કે "ખોદાતાલાનો ડર કરનાર શખ્સથી-કદીએ નાલાયક સખુન નીકળતા નથી

અને મેં તારીથી પણ કદી બૂરાઈ જોઈ નથી-તું ખોટાં કામો અને બેવકુફી ભર્યું બોલવા ઉપર હાથ લમ્બાવતો નથી,

પણ બુલંદ આસ્માનની ચાલથી-જો તું નુકસાનકારક શખ્સ બને તો તે અજબ જેવું નથી

જ્યારે 'એક કામ બનવુંજ જોઇયે' એવો યઝદાનનો હોકમ થાય છે-ત્યારે અકલ અને ડહાપણ સઘળું એક કોરે રહી જાય છે"

પછી પાદશાહે પાદરીને એ પ્રમાણે કહ્યું-કે "તું ખુશહાલ દિલનો અને ભલા દહાડાનો રહેજો!"

પછી તે વાદળમાંથી વીજળીનો ચમકારો નીકળે તેમ તે મઠમાંથી નીકળીને વરીગ શેહરમાં આવ્યો.

ત્યારે તે શેહરના મોટાઓ અને ઉમરાઓ તેને એસ્તેકબાલ ગયા.

---

## રસીદને સવારે કયસર્ નઝ્દે ખુસ્રવ્ વ ફેરેસ્તાદને ખુસ્રવ્ ગોસ્તહમ્ વ બાલૂય વ અન્દેયાન્ વ ખર્રાદે બરૂઝીન્ વ શાપૂરૂરા બા નામહ્ નઝ્દે કયસર્.

## કયસરના સવારનું ખુસરૂની નઝદીક આવવું અને ખુસરૂએ પોતાનાં નામા સાથે ગોસ્તહંમ, બાલૂયં, અંદિયાન, ખરરાદે બર્ઝીન અને શાપૂરને કયસરની આગળ મોકલવા.

——:૦:——

ચુ આમદ્ બદાન્ શારૂસાન્ શહ્‌રૂયારૂ
સવારૂ આમદ્ અઝ્ કયસરે નામદારૂ
કે ચીઝી કઝીન્ મરૂઝ્ બાયદ્ બેખાહ્
મદારૂ આરૂઝૂરા કે શાહાન્ નેગાહ્
કે હરૂચન્દ્ કીન્ પાદશાહી જુદાસ્ત
તોરા બા તને ખીશ દારીમ રાસ્ત
બદાન્ શારૂસાન્ ઈમનો શાદ્ બાશ
કે હરૂ બદ્ કે અન્દીશી આઝાદ્ બાશ
હમહ્ રૂમ યકૂસરૂ તોરા કેહ્‌તરન્દ્
અગરૂ ચન્દ્ ગર્દનકશો મેહ્‌તરન્દ્
તોરા તા નસાઝમ સેલીહો સેપાહ્
નજૂયમ ખુરો ખાબો આરામગાહ્
ચુ બેશનીદ્ ખુસ્રવ્ અઝાન્ શાદ્ ગશ્ત
રવાનશ્ કે અન્દીશહ્ આઝાદ્ ગશ્ત

જ્યારે પાદશાહ તે શેહરમાં આવી પુગ્યો-ત્યારે નામદાર કયસર ૫૭૩
તરફથી એક સવાર આવ્યો,

કે "આ મુલકમાંથી જે તને જોઇયે તે માગ-પાદશાહ લોકોથી તારે કશી પણ હાજત છુપાવવી નહીં જોઇયે.

જોકે આ અમારી પાદશાહી તદ્દન જુદીજ છે-તોપણ અમો તને પોતાની બરોબરિયોજ ગણયે છિયે.

તું આ શેહરમાં નચિન્ત અને ખુશહાલ રહે-તારાં મનમાં કાંઈ બૂરાઈ માટેનો વિચાર આવતો હોય તો તે કાઢી નાખ.

સઘળો રૂમનો મુલક પછી તેમાં ગમે તેવા બહાદુરો અને સરદારો હોય તે તારો તાબેદાર છે.

જ્યાં સુધી હું તારે માટે હથિયાર અને લશકર તૈયાર કરીશ નહીં-ત્યાં સુધી હું ખાણી પીણી કે અયશ આરામ કરીશ નહીં."

જ્યારે ખુસરૂએ એવું સાંભળ્યું ત્યારે તે ખુશહાલ થયો-અને સઘળા વિચારોથી તેનું મન મોકળું થયું.

બેફરમૂદ ગોસ્તહમો બાલૂયરા
હમાન્ અન્દેયાને જહાનજૂયરા
બખર્રાદે બરઝીનો શાપૂરે શીર્
ચુનીન્ ગોફ્ત પસ્ શહર્યારે દેલીર્
કે અસ્પાન્ ચુ રઉશન્ શવદ ઝીન્ કુનીદ
બબાલાય બર્ ઝીને ઝરીન્ કુનીદ
૫૭૪ બેપૂશીદ ઝરબફતે ચીની કબાય
હમહ્ યકદેલ્ આઇદો પાકીઝહ્ રાય
અઝીન્ શારસ્તાન્ નઝદે કયસર્ શવીદ
બેગૂઇદો ગોફતારે ઊ બેશનવીદ
ખેરદમન્દ બાશીદો રઉશન્ રવાન
નેયૂશન્દહો ચર્બો શીરીન્ ઝબાન્
ગર્ અયદૂન્ કે કયસર્ બમયદાન્ શવદ
કમાન્ ખાહદો ગર્ બચઉગાન્ શવદ
બેકૂશીદ બા મર્દે કયસર્ પરસ્ત
બરીન્ બર્ શુમારા નબાયદ્ શેકસ્ત
સવારી બેદાનદ્ કઝ્ ઈરાન્ બરન્દ
દેલીરીઓ નીરૂ ઝે શીરાન્ બરન્દ
બખર્રાદે બર્ઝીન્ બેફરમૂદ શાહ્
કે ચીની હરીર્ આરો મુશ્કે સેયાહ્
બકયસર્ યકી નામહ્ બાયદ્ નેવેશ્ત
ચુ ખુરશીદે તાબાન્ બખુર્રમ બેહેશ્ત
સુખુનહાએ કૂતાહો મઅના બસી
કુજા યાદ ગીરદ દેલે હર્ કસી
કે નઝદીકે ઊ ફયલસૂફાન્ બવન્દ
બદાન્ કૂશ તા યાવહ્ નશનવન્દ
૫૭૫ હમહ્ દાસ્તાનરા સખુન્ નશ્મરન્દ
નબાયદ્ કે બર્ નામહ્ અયબ્ આવરન્દ
ચુ નામહ્ બેખાનદ્ ઝબાન્ બર્ કુશાય
બગોફતાર્ બા તૂ નદારન્દ પાય
બબાલૂય ગોફ્ત આન્ચે કયસર્ ઝે મન્
કુશાયદ ઝબાન્ બર્ સરે અન્જુમન્
ઝે પયમાનો પયવન્દો સઉગન્દો અહદ
તો અન્દર્ સખુન્ પાસોખશ કુન્ ચુ શહદ
બદાન્ અન્જુમન્ તૂ ઝબાને મની
બહર્ નીકો બદ તર્જમાને મની
બચીઝી કે બર્ મા નેયાયદ્ શેકસ્ત
બેકૂશીદ બા ઊ બેસાઇદ દસ્ત
તો પયમાનહા અઝ્ મન્ અન્દર્ પઝીર્
સખુન્ હર્ચે ગૂયમ હમહ્ યાદ ગીર્
શનીદન્દ ગોફતારે ફર્રોખ જવાન્
જહાનદીદહ્ ગોર્દાને રઉશન્ રવાન્
હમી ખાન્દન્દ આફરીન્ સરબસર્
કે બેઝ્ તૂ મબાદા કસી તાજવર્
બનઝદીકે કયસર્ નેહાદન્દ રૂય
બુઝોર્ગાને રઉશન્ દેલો રાહજૂય
૫૭૬ ચુ બેશનીદ કયસર્ કઝ્ ઈરાન્ મેહાન્
ફેરેસ્તાદએ શહર્યારે જેહાન્
રસીદન્દ નઝદીકે અયવાન્ ઝે રાહ્
પઝીરહ્ ફેરેસ્તાદ ચન્દીન્ સેપાહ્

પછી તેણે ગોસ્તહમ, બાલૂય અને અનુભવી અંદિયાનને ફરમાવ્યું.

તેમજ ખરરાદે બર્ઝીન અને સિંહ મિસાલના શાપૂરને-તે બહાદુર પાદશાહે એ પ્રમાણે કહ્યું,

કે "જ્યારે સવાર પડે ત્યારે ઘોડાઓ તૈયાર કરજો-અને તેઓ ઉપર સોનેરી ઝીન મેલજો.

તમો ચીનાઇ કસબી ડગલા પેહેરજો-અને તમો સઘળા એકમતના અને પાક વિચારના બનજો.

પછી આ શેહરમાંથી કયસર આગળ જજો-અને તેને આ પયગામ પુગાડજો અને તે જે જવાબ કહે તે સાંભળજો,

ડહાપણવાળા અને ચાલાક મનના બનજો-ધ્યાનથી સાંભળનારા થજો અને નર્મીસ ભર્યા તેમજ શીરીન ઝબાનના બનજો.

કદાચ જો કયસર મયદાનમાં ઉતરે-અને ત્યાં કમાનબાઝી કરવા ચાહે અથવા ચઉગાનબાઝી ખેલે,

તો તમો કયસરના વફાદાર બહાદુરો સાથ પોતાનો હાથ દેખાડજો-એમ કરવામાં તમારે હારી ખાવું નહીં જોઇયે.

જેથી તે જાણે કે જે સવારો ઈરાનથી આવે તે હિમ્મત અને ઝોર સિંહનું ધરાવે છે."

પછી પાદશાહે ખરરાદે બર્ઝીનને ફરમાવ્યું-કે "ચીનાઇ રેશમી કપડું અને કાળી કસ્તુરીવાળી સીઆહી લાવ.

અને ખુશી ભરેલાં બેહેસ્તમાંના ઝળકતા ખુરશીદની મિસાલનું-એક નામુ કયસર ઉપર લખ.

તેમાં થોડા શબ્દોમાં ઘણી મતલબ સમાવી જોઇયે-કે જે દરેક જણને યાદ રહે.

કારણ તેની આગળ ફીલસુફો રહે છે-માટે એવી કોશેશથી લખજે કે તે નામાને તેઓ જરા પણ બેહુદુ સમજે નહીં.

તેઓ સઘળી કહાણી કિસ્સાની વાત નહીં સમજે-એવું નહીં બનવું જોઇયે કે આ નામા ઉપર તેઓ કાંઇ પણ નુકતેચીની કરે.

જ્યારે આ નામુ વંચાઇ રહે ત્યારે તું તારી ઝબાન ખોલજે-બોલવામાં તેઓ તારી સામે ટકી શકે એવા નથી."

પછી ખુસરૂએ બાલૂયને કહ્યું કે "કયસર મારે માટે જે કાંઈ તે અંજુમનમાં કહે,

અને ત્યાં કાંઈ વચન માટે, દોસ્તી માટે અને કોલકરાર માટે બોલે-તો તું તેના જવાબમાં મધની મિસાલના મીઠા સખુનો બોલજે.

તે અંજુમનમાં તુંજ મારો પ્રતિનિધિ છે-અને દરેક ભલાં બૂરાંમાં તુંજ મારો દુભાષિયો છે.

કોઇ પણ રીતે આપણી ઉપર શિકસ્ત નહીં આવે-તેવીજ રીતની કોશેશ કરજે અને તેની સાથ કોલકરાર કરજે.

તું મારી તરફથી તે સઘળા કોલકરારો કબૂલ કરજે-હું જે કાંઇ કહું છું તે સઘળું યાદ રાખજે."

તે મુબારક જવાન પાદશાહની સઘળી વાતો પેલા ચાલાક અનુભવી ગેહલવાનોએ સાંભળી.

સઘળાઓ તેની ઉપર દુઆ કરવા લાગ્યા-કે "તારા સિવાય કોઇ બીજો પાદશાહ હોતોજ ના!"

પછી તે રોશન દિલના રાહ શોધનાર બુઝોર્ગો-કયસરની નઝદીક ચાલ્યા.

જ્યારે કયસરે સાંભળ્યું કે "તે દેશના પાદશાહના મોકલેલા ઈરાનના સરદારો,

રાહ કાપતા મેહલની નઝદીક આવી લાગ્યા છે"-ત્યારે તેણે તેઓને આવકાર દેવા માટે કેટલાક સેપાહોને મોકલ્યા.

બેયારાસ્ત કાખી બહીબાએ રૂમ
હમહૂ પયકરશ ગઉહરે ઝરૂશ બૂમ
નેશસ્ત અઝ બરે નામવરૂ તખ્તે આજ
બસરૂ બરૂ નેહાદ આન્ દેલઅફ્રૂઝ તાજ
બેફરૂમૂદ તા પર્દેહ બરૂદાશતન્દ
ઝે દહલીઝ શાન્ શાદ બુગઝાશતન્દ
ગેરાનમાયહ ગોસ્તહમ બુદ પીશરવ
પસે ઊ શુ બાલુયો શાપૂરે ગવ
શુ ખરૂરાદે બર્ઝીનો ગોરૂદ અન્દેયાન
હમહ તાજ બરૂ સરૂ કમરૂ બરૂ મેયાન
રસીદન્દ નઝદીકે કયસરૂ ફરાઝ
શુ દીદન્દ બોર્દન્દ પીશશ નમાઝ
હમહ યકૂ ઝબાન્ આફરીન્ ખાન્દન્દ
બરાન્ તખ્તે ઝરૂ ગઉહરૂ અફ્રૂશાન્દન્દ
નુખોસ્તીન બેપુર્સીદ કયસરૂ ઝે શાહ
અઝ ઈરાનો અઝ લશ્કરો રન્જે રાહ
શુ બેશ્નીદ ખરૂરાદે બર્ઝીન્ બરફ્રૂત
બરે તખ્ત બા નામએ શાહ તફ્રૂત
બફર્માને આન્ નામવરૂ શહરૂયારૂ
નેહાદન્દ કુર્સીએ ઝરૂરીન્ ચહારૂ
નેશસ્ત આન્ સે પુરૂમાયએ નીકૂરાય
હમી બૂદ ખરૂરાદે બરૂઝીન્ બપાય
બદૂ ગોફ્રૂત કયસરૂ કે બરૂ ઝીરૂગાહ
નેશીનદ કસી કૂ બેપયમૂદ રાહ
ચુનીન્ ગોફ્રૂત ખરૂરાદે બરૂઝીન કે શાહ
મરા દરૂ બુઝોર્ગી નદાદસ્ત રાહ
કે દરૂ પીશે કયસરૂ બેયારમ નેશસ્ત
ચુનીન્ નામએ શાહે ઈરાન્ બદસ્ત
મગરૂ બન્દગીરા પસન્દ આયમત
બપયગામે ઊ સૂદમન્દ આયમત
બદૂ ગોફ્રૂત કયસરૂ કે બુફ્રૂશાય રાઝ
ચે ગોફ્રૂત આન્ ખેરદમન્દે ગર્દન્ ફરાઝ
ચુ ખરૂરાદે બરૂઝીન ઝબાન્ બરૂ કુશાદ
હમી દાશ્ત ગોફ્રૂતારે ખુસ્રવ બયાદ
નુખોસ્ત આફરીન્ બરૂ જહાનદારૂ કરૂદ
જહાન્આફ્રીનરા બદાન્ યારૂ કરૂદ
કે ઊયસ્ત બરૂતરૂ ઝે હરૂ બરૂતરી
તવાનાઓ દાનન્દહ અઝ હરૂ દરી
અઝૂ ગશ્ત પયદા શુમારે સેપેહરૂ
કે મારા રવાનો ખેરદ દાદો મેહરૂ
બફર્માને ઊ ગર્દદ ઈન્ આસમાન્
કે ઊ બરૂતરસ્ત અઝ મકાનો ઝમાન્
સેપહરો સેતારહ કે ગર્દન્દહ અન્દ
હમહ કર્દએ આફરીનન્દહ અન્દ
ચુ અઝ ખાકે નાચીઝ હરૂ બન્દહ કરૂદ
નુખોસ્તીન્ કયૂમરૂસરા ઝન્દહ કરૂદ
ચુનીન્ તા બશાહ આફ્રીદૂન રસીદ
અઝાન્ સરૂફરાઝાન્ વરા બરૂ ગુઝીદ
પદીદ આમદ ઈન્ તોખ્મહ અન્દરૂ જેહાન્
બેશુદ આશ્કારૂ આન્ચે બૂદહ નેહાન્



તેણે એક મેહલ રૂમી રેશમી કપડાં કે જે સઘળાં સોનેરી વણુટનાં અને જેની ઉપર ગોહરો જડેલાં હતાં તેનાથી સણુગાર્યો.

તે નામવર પોતે હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો-અને દિલ ખુશ કરનારૂં તાજ માથે મૂક્યું.

પછી તેણે ફર્માવ્યું જેથી દરબારનો પરદો ઊંચકી નાખ્યો-અને તેઓને દરવાઝામાંથી ખુશહાલ પસાર કીધા.

ઊંચી બુન્યાદનો ગોસ્તહમ તેઓનો આગેવાન હતો-જેની પાછળ બાલૂય અને પેહલવાન શાપૂર હતા.

તેમજ ખરરાદે બર્ઝીન અને બહાદુર અંદિયાન જેવાઓ હતા-તે સઘળાઓએ સર ઉપર તાજ અને કમર ઉપર કમરબંદ બાંધેલા હતા.

તેઓ કયસરની નઝદીક જઇ પહોંચ્યા-અને જ્યારે તેઓએ તેને જોયો ત્યારે તેની નઝદીક નમન કીધું.

સઘળાઓએ એકી વખતે તેની ઉપર દુઆ કીધી-અને તે સોનેરી તખ્ત ઉપર ગોહરો વધાવ્યાં.

પહેલાં કયસરે પાદશાહ માટે, ઇરાન દેશ માટે, તેનાં લશ્કર માટે અને મુસાફરીની રંજ માટેની ખબર પૂછી.

જ્યારે ખરરાદે બર્ઝીને તે સાંભળ્યું, ત્યારે શેતાબ તે પાદશાહનાં ૫૭૭
નામા સાથ તખ્તની નઝદીક આવ્યો.

તે નામવર પાદશાહના હોકમથી-ત્યાં ચાર સોનેરી કુરસી મૂકવામાં આવી.

પેલા ત્રણે નેક અકલના મોભાદાર શખ્સો બેઠા-પણ ખરરાદે બર્ઝીન ઉભોજ રહ્યો.

કયસરે તેને કહ્યું કે "જે કોઇ શખ્સ કે રાહમાંથી ચાલી આવ્યો હોય તેને કુરસી ઉપરજ બેસવું ઘટે."

ખરરાદે બર્ઝીન બોલ્યો કે "મારા પાદશાહે-મને એવી મોટાઇ માટેનો હોકમ આપ્યોજ નથી,

કે હું ઇરાનના પાદશાહનું આવું નામુ હાથમાં લઇને કયસરની નઝદીક બેસી શકું.

મગર હું તારી તાબેહારી કરવા લાયકનોજ થઇશ-અને પાદશાહનો પયગામ પુગાડી તને કામનો થઈ પડીશ"

કયસરે તેને કહ્યું કે "ત્યારે ભેદ ખોલીને બોલ-તે દાનેશમંદ બહાદુર પાદશાહે શું કહેવાડિયું છે?"

જ્યારે ખરરાદે બર્ઝીને બોલવા માટે ઝબાન ખોલી-ત્યારે ખુસરૂની કહેલી સઘળી વાતો તે ધ્યાનમાં રાખવા લાગ્યો.

તેણે પહેલાં પાદશાહ ઉપર દુઆ કીધી-અને ખોદાતાલાની તેમાં મદદ માંગી,

કે "જે સાહેબ દરેક બુલંદી કરતાં વધારે બુલંદ છે-તે સાહેબ દરેક ૫૭૮
રીતે શક્તિવાન અને દરેક વાત જાણનારો છે.

તેનાથીજ આસ્માનની ગણત્રી ઝાહેર થઇ છે-કે જે સાહેબે આપણને જીવ, અક્લ, અને મોહબ્બતની બક્ષેશ કરી છે.

આ આસ્માન તેનાજ ફર્માન પ્રમાણે ફરે છે-કે જે સાહેબનું ચોકસ ઠામ ઠેકાણું કે વખત છેજ નહીં.

આસ્માન અને સેતારા જે ફરહર કરે છે-તે સઘળું ખોદાતાલાની બનાવટથીજ ફરે છે.

આ નિર્થક ખાકમાંથી ઘણાક માણસો પયદા કીધાં-પછી કયૂમર્સને પહેલો પાદશાહ પયદા કીધો.

એ પ્રમાણે પાદશાહ ફરેદૂનનો વખત આવ્યો ત્યાં સુધી ચાલ્યું-સઘળા સરફરાઝોમાંથી તેને ચુંટી કાઢ્યો.

તે વખતથી આ આપણું ખાન્દાન દુન્યામાં ઝાહેર થયું-અને એમ કરી જે કાંઈ છુપું હતું તે ખુલ્લું થયું.

રવારવ્ ચુનીન્ તા સરે કયકોબાદ
કે તાજે બુઝોર્ગી બસર્ બર્ નેહાદ
નેયામદ બદીન્ દૂદહ્ હરૂગેઝ બદી
નેગહ્ દાશતન્દી રહે ઈઝદી
કુનૂન્ બન્દએ નાસઝાવાર્ ગશ્ત
બેયામદ બતખ્તે કઈ બર્ નેશસ્ત
૫૭૯ હમી દાદ્ ખાહમ્ ઝે બીદાદગર્
ન અફૂસર્ ન તખ્તો કોલાહો કમર્
હરાન્ કસ કે ઊ બર્ નેશીનદ બતખ્ત
ખેરદ્ બાયદો નામદારીઓ બખ્ત
શેનાસદ કે ઇન્ તખ્તો ઈન્ ફરૂરહી
કેરા બૂદો દીહીમે શાહનશાહી
મરા અન્દરીન્ કાર્ યારી કુનીદ
બરીન્ બી વફા કામગારી કુનીદ
કે પૂયન્દહ્ ગશ્તીમ ગેર્દે જેહાન્
બશરૂમ આમદમ અઝ કેહાનો મેહાન્
ચુ કયસર્ બરાન્ સાન્ સુખુનહા શનીદ
બરોખસાર્ શુદ ચૂન્ ગુલે શમ્બલીદ
ગુલે શમ્બલીદશ પુર્ અઝ ઝાલહ્ ગશ્ત
ઝબાનો રવાનશ પુર્ અઝ નાલહ્ ગશ્ત

એવી રીતે છેક કયકોબાદ કે જેણે મોટાઈનું તાજ પોતાનાં સર ઉપર મૂક્યું હતું, ત્યાં સુધી ચાલ્યા કીધું.

અને એ ખાન્દાન ઉપર કદી પણ આફત પડી નહીં-કારણ તેઓ ખોદાઈ માર્ગે ચાલનારા હતા.

પણ હાલમાં એક નાલાયક ગોલામ પયદા પડયો છે-જે આવીને તે પાદશાહી તખ્ત ઉપર બેસી ગયો છે.

તે ઝુલ્મગાર સામે હું ઈન્સાફ માગુ છું-કેમકે મારી પાસે તાજ, તખ્ત, કોલાહ અને કમરબંદ કાંઇ રહ્યાં નથી.

જે કોઇ શખ્સ કે પાદશાહી તખ્ત ઉપર બેસે-તેણે તો ડહાપણ ધરાવવું જોઇયે તેમજ કીર્ત્તિ અને બુલંદ નસીબ ધરાવવું જોઇયે.

તેણે સમજવું જોઇયે કે આ પાદશાહી તખ્ત, તાજ અને દબદબો કોણનો હતો?

તમો લોકો મને આ મુશ્કેલ કામમાં મદદ આપો-અને આ બેવફા શખ્સ ઉપર મને ફતેહમંદ બનાવો.

કારણકે હું દુન્યામાં રખડતો બન્યો છું-અને નાના તેમજ મોટાઓ આગળ શરમમાં પડયો છું."

જ્યારે કયસરે એવી રીતના સખુનો સાંભળ્યા-ત્યારે તેનો ચેહરો મેથીનાં ફૂલની માફક ફિકકો બન્યો.

તેનું મેથીનું ફૂલ (યાને ચેહરો) કરાંથી (આંસુઓથી) ભરાઇ ગયો-અને તેની ઝબાન તેમજ જીવ રૂદન ભરેલો થયો.

## પાસોખે નામએ ખુસવ્
## અઝ્ કયસર્.

ચુ આન્ નામહ્ બર્ ખાન્દ બેફૂઝૂદ દરૂદ
શુદ આન્ તખ્ત બર્ ચશ્મે ઊ લાજવરૂદ
બખરૂરાદે બર્ઝીન્ જહાન્દાર્ ગોફ્ત
કે ઈન્ નીસ્ત બર્ મર્દે દાના નેહોફ્ત
મરા ખુસ્રવ અઝ ખીશો પયવન્દે ખીશ
ઝે જાને સખુન્ગૂય દારમશ બીશ
૫૮૦ સેલીહસ્તો હમ ગન્જો હમ લશ્કરસ્ત
શુમારા બેબીન્ તા ચે અન્દર્ ખરસ્ત
અગર્ દીદહ્ ખાહદ નદારમ દેરીઘ
કે દીદહ્ બેહ્ અઝ ગન્જો દીનારો તીઘ
દબીરે જહાન્દીદહ્રા પીશ ખાન્દ
બરાન્ પીશગાહે બુઝોર્ગી નેશાન્દ
બેફરૂમૂદ તા નામહ્ પાસોખ નેવેશ્ત
બેયારાસ્ત ચૂન્ મરૂઘઝારે બેહેશ્ત
ઝે બસ પન્દો પયવન્દો નીફૂ સોખુન
અઝાન્ ફરૂ તા રૂઝગારે કોહુન
ચુ ગશ્ત અઝ નેવેશ્તન્ નવીસન્દહ્ સીર્
નેગહ્ કરૂદ કયસર્ સવારે દેલીર્
સખુનગૂયો રઉશન્ દેલો યાદગીર્
ખેરદમન્દો દાનાઓ ગોર્દો દબીર્
બદૂ ગોફ્ત રવ પીશે ખુસ્રવ બેગૂય
કે અય શાહે બીના દેલો રાહ્ જૂય

## કયસર તરફથી ખુસરૂનાં નામાનો જવાબ.

પછી જ્યારે તે નામુ વંચાઇ રહ્યું ત્યારે તેનાં દુઃખમાં વધારો થયો-તેનું તખ્ત તેની નજરમાં સીઆહ દેખાવા લાગ્યું.

પાદશાહે ખરરાદે બર્ઝીનને કહ્યું-કે "દાના મર્દ આગળ આ વાત છૂપી નથી,

કે ખુસરૂ મને મારા પોતાના કરતાં તેમજ સગાં વહાલાં કરતાં અને મારા જાન કરતાં પણ વધુ વહાલો લાગે છે.

મારી પાસ હથિયાર, ખઝાનો અને લશ્કર મોજૂદ છે-તમારે લાયકનું શું શું જોઇયે છે તે તું જોઈ લે.

અગરજો તે મારી આંખો માગે તો તેની પણ હું વાણ કરીશ નહીં-જોકે ખઝાના, દીનાર અને તલવાર કરતાં આંખો ચઢિયાતી હોય છે."

પછી તેણે એક અનુભવી મુન્શીને નઝદીક બોલાવ્યો-અને પોતાનાં મોટાઈનાં તખ્ત આગળ તેને બેસાડયો.

કયસરે ફર્માવ્યું જેથી તેણે તે નામાનો જવાબ લખ્યો-તેને બેહેસ્તના બાગની માફક સણગાર્યું.

હાલની અને આગળા ઝમાનાની ઘણીક નસીહતોથી, એકમેકનાં જોડાણથી તેમજ સારી સારી વાતોથી તે ભરી કાઢયું.

જ્યારે તે નવીસંદાએ લખવાનું પુરૂં કીધું-ત્યારે કયસરે એક બહાદુર સવાર તૈયાર કીધો.

કે જે સખુન બોલનારો, રોશન દિલનો, યાદદાસ્ત શક્તિવાળો, ડહાપણ ભરેલો, વિદ્વાન, હિમ્મતવાન અને ભણેલો શખ્સ હતો.

તેને કહ્યું કે "તું ખુસરૂની નઝદીક જા અને તેને કહે-કે ઓ હુશયાર દિલના અને રાહ શોધનારા પાદશાહ!

મરા હમ્ સેલીહસ્તો હમ્ મર્દો ગન્જ
નેયાવરૂદ્ બાયદ્ કસીરા બરન્જ
વગરૂ નીસ્તી માન્ ઝે હરૂ કેશ્વરી
હેરમ્ ખાસ્તીમી ઝે હરૂ મેહતરી
બહાન્ તા તો અઝ્ રૂમ્ બા કામે ખીશ
બઈરાન્ ગુઝશ્તી બઆરામે ખીશ
મબાશ્ અન્દરીન્ બૂમ્ તીરહ્ રવાન્
કે ઈનસ્ત કેર્દારે ચર્ખે રવાન્
કે ગાહી પનાહસ્તો ગાહી ગઝન્દ્
ગહી બા ઝેયાનીમો ગહ્ સૂદ્મન્દ્
કુનૂન્ તા સેલીહો સેપાહો દેરમ્
ફરાઝ્ આવરમ્ તૂ નબાશી દેઝમ્
બરે ખુસ્રવ્ આમદ્ ફેરેસ્તાદહ્ મરૂદ્
સુખુન્હાએ કયસરૂ હમહ્ યાદ્ કરૂદ્

મારી પાસે હથિયાર તેમજ માણસો અને ખજાનો પણ છે-માટે કોઇને દુ:ખમાં લાવી મૂકવો નહીં જોઇયે.

જો મારી પાસે નહીં હતે તો હું દરેક મારી સલ્તનતના-સરદારો પાસેથી પૈસા મંગાવતે,

કે જેથી તું આ રૂમ દેશમાંથી પોતાની મુરાદ સાથે-ઈરાન દેશમાં ૫૮૧
પોતાને રહેઠાણે જઇ પુગતે.

આ મુલકમાં તું રંજીદા થઈ ના રહેતો-કારણકે ફરતાં આસ્માનનાં કામો એવાંજ હોય છે,

કે કબી તે પનાહ આપે છે તો કબી તે ઈઝા પુગાડે છે-કબી તે નુકસાન કરે છે તો કબી તે ફાયદો કરે છે.

હવે હું હથિયાર, લશકર અને પૈસા-એકઠા કરૂં ત્યાં સુધી તું દિલગીર ના રહેતો."

પેલો એલચી ખુસરૂની આગળ આવ્યો-અને કયસરના તમામ સખુનો કહી સંભળાવ્યા.

## નામએ કયસર્ બખુસ્રવ્ વ પહ્લૂ તેહી કર્દન્ અઝ્ યારીએ ઊ વ પાસોખે આન્ અઝ્ ખુસ્રવ્.

ઝે બીગાનહ્ કયસરૂ બેપર્દાખ્ત જાય
પુરૂ અન્દીશહ્ બેન્શસ્ત બા રહ્નુમાય
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત કીન્ દાદ્ખાહ્
ઝે ગીતી ગેરેફ્તસ્ત મારા પનાહ્
ચે સાઝીમ્ તા ઊ બનીરૂ શવદ્
વઝીન્ નન્ગો ઝેશ્તી બીઆહૂ શવદ્
બકયસરૂ ચુનીન્ ગોફ્ત પસ્ રહ્નુમાય
કે અઝ્ ફયલસૂફાને પાકીઝહ્ રાય
બેબાયદ્ તની ચન્દ્ બીદારૂ દેલ્
કે બન્દન્દ્ બા મા દરીન્ કારૂ દેલ્
ફેરેસ્તાદ્ કસ્ કયસરે નામદારૂ
બેરફ્તન્દ્ અઝાન્ ફયલસૂફાન્ ચહારૂ
જવાનાનો પીરાને રૂમી નેઝાદ્
સુખુન્હાએ દીરીનહ્ કર્દન્દ્ યાદ્
કે મા તા સેકન્દરૂ બેશુદ્ ઝીન્ જેહાન્
અઝ્ ઈરાનેયાનીમ્ ખસ્તહ્ નેહાન્
ઝે બસ્ ધારતો જન્ગો આવીખ્તન્
હમાન્ બી ગુનહ્ ખીરહ્ ખૂન્ રીખ્તન્
કુનૂન્ પાક્ યઝ્દાન્ ઝે કેર્દારે બદ્
બપીશ્ અન્દરૂ આવરૂદ્ શાન્ કારે બદ્
ચકી ખામુશી બરૂ ગુઝીન્ અઝ્ મેયાન્
ચુ શુદ્ કુન્દરૂ બખ્તે સાસાનેયાન્
અગરૂ ખુસ્રવ્ આન્ ખુસ્રવાની કોલાહ્
બદસ્ત્ આવરદ્ સરૂ બરૂ આરદ્ બમાહ્
હમ્ અન્દરૂઝમાન્ બાઝ્ ખાહદ્ ઝે રૂમ
બપાય અન્દરૂ આરદ્ હમહ્ મર્ઝો બૂમ

## કયસરનું ખુસરૂ ઉપર બીજું નામુ અને તેણે મદદ કરવા માટે ના પાડવી અને ખુસરૂએ તે નામાનો પાછો જવાબ લખવો.

પછી કયસરે પારકા લોકોથી પોતાની દરબાર ખાલી કીધી-અને પોતાના સલાહકારો સાથ વિચાર કરવા બેઠો.

તેણે વડા વઝીરને એ પ્રમાણે કહ્યું કે "આ ઈન્સાફ માગનાર પાદશાહે-દુન્યાના બીજા પાદશાહોને છોડીને આપણીજ પનાહ પકડી છે,

માટે આપણે શું કરીયે કે જેથી તે પાછો કૌવતમંદ બને-અને આ શર્મિંદગી અને ખરાબીમાંથી મોકળો થાય?"

ત્યારે કયસરને પેલા રેહનુમા વઝીરે જવાબ દીધો-કે "પાકીઝેહ વિચારના ફીલસુફોમાંથી,

કેટલાક ચાલાક મનના શખ્સોને અત્રે બોલાવવા જોઇયે-કે જેઓ આ કામમાં આપણને સલાહ આપે."

આથી નામદાર કયસરે તેઓને બોલાવવા માટે કોઇને મોકલ્યો-તે ૫૮૨
ફીલસુફોમાંથી ચાર જણ આવ્યા.

ત્યાં રૂમી બુન્યાદના જવાનો અને બુઢ્ઢાઓએ-આગળી વાતો બેયાન કરવા માડી,

કે આ જેહાનથી સિકંદર ગુઝરી ગયો ત્યારથી આપણે-ઇરાનીઓથી ઝખ્મી જીગરના રહ્યા છિયે.

અને તે પુષ્કળ લૂટ, લડાઈ અને ઝઘડાથી-તેમજ વગર કારણે નિર્દોષોનાં લોહી રેડવાથી,

હાલમાં પાક યઝદાને તેઓનાં એવાં બૂરાં કરતુકના બદલા તરીકે તેઓ આગળ બૂરો વખત લાવી મેલ્યો છે.

માટે જ્યારે સાસાનીઓનું નસીબ એવી રીતે બરગશ્તે બન્યું છે-ત્યારે તારે તો તેઓ વચ્ચે ચૂપજ બેસવું જોઇયે.

કારણકે જો ખુસરૂ તે પાદશાહી તાજ-પાછું પોતાને હાથ કરશે અને માહતાબ સુધી સર ઉઠાવશે,

તો તુરતજ તે રૂમ પાસે ખંડણી માગશે-અને આ તમામ ઝમીન અને મુલક ખુંદી નાખશે.

ગર્ ઈન્ દરૂખશદ્ બા એશદ્ યાદ્ દાર્
સુખુનહાએ ઈરાનેયાન્ બાદ્ દાર્
અઝીશાન્ શુ બેશ્નીદ્ કયસર્ સખુન્
યકી દીગર્ અન્દીશહ્ અફગન્દ્ બુન્
૫૮૩ સવારી ફેરેસ્તાદ્ નઝદીકે શાહ્
યકી નામહ્ બેન્વેશ્તો બેન્મૂદ્ રાહ્
કે ગોફ્તારે આન્ પીરે દાનન્દગાન્
સુખુનહાએ દીરીનહ્ ખાનન્દગાન્
શુ આમદ્ બનઝદીકે ખુસ્રવ સવાર્
બેગોફ્ત આન્ ચે બેશ્નીદ્ અઝાન્ નામદાર્
હમાન્ નામહ્ અઝ કયસર્ આવરદ્ પીશ
સખુન્ રાન્દ્ બા ઊ ઝે અન્દાઝહ્ બીશ
શુ ખુસ્રવ બેદીદ્ આન્ દેલશ તન્ગ્ શુદ્
રોખાનશ ઝે અન્દીશહ્ બી રન્ગ્ શુદ્
શુનીન્ દાદ્ પાસોખ કે ગર્ ઝીન્ સોખુન્
કે પીશ્ આમદ્ અઝ રૂઝગારે કોહુન
હમી બર્ દેલ્ આન્ યાદ્ બાયદ્ ગેરેફ્ત
હમહ્ રન્જ મા બાદ્ બાયદ્ ગેરેફ્ત
નેગહ્ કુન્ કુનૂન્ તા નેયાગાને મા
ગુઝીદહ્ જહાનદારો પાકાને મા
બબીદાદ્ કર્દન્દ જન્ગ્ અર્ બદાદ્
નેગર્ તા ઝે પીરાન્ કે દારદ્ બયાદ્
સઝદ્ ગર્ બેપુર્સી ઝે દાનાએ રૂમ
કે ઈન્ બદ્ ઝે ઝાગ્ આમદસ્ત અર્ ઝે બૂમ
૫૮૪ કે હર્ કસ કે દર્ રૂમ શુદ્ સરફરાઝ
હમી ઝાફરીનન્દહ્ શુદ્ બી નેયાઝ
નેયાગાને મા નામદારાન્ બુદન્દ
બદહર્ અન્દરૂન્ કામગારાન્ બુદન્દ
નબર્દાશ્તન્દ અઝ કસી સરકશી
બતીઝીઓ તુન્દીઓ બીદાનશી
કુનૂન્ ઈન્ સુખુનહા નેયારદ્ બહા
કે બાશદ્ સર્ અન્દર્ દમે અઝદહા
યકી સૂએ કયસર્ બર્ અઝ મન્ દોરૂદ્
બેગૂયશ કે ગોફ્તારે બી તારો પૂદ્
બુઝોર્ગાન્ નેયારન્દ પીશે ખરદ્
બફર્જામ હર્ નીકો બદ્ બુગ્ઝરદ્
વઝીન્ પસ ન આરામ જૂયમ ન ખાબ્
મગર્ બર્ કશમ દામન્ અઝ તીરહ્ આબ્
શુ રૂમી નેયાબીમ ફર્યાદ્ રસ
બનઝદીકે ખાકાન્ ફેરેસ્તીમ કસ
સખુન્ હરૂચે ગોફ્તમ હમહ્ ખીરહ્ બૂદ્
કે આબે રવાન્ અઝ બુનહ્ તીરહ્ બૂદ્
ફેરેસ્તાદગાનમ શુ આયન્દ બાઝ
બદીન્ શારુસાન મન્ ન-માનમ દરાઝ
૫૮૫ બઈરાનેયાન્ ગોફ્ત ફર્માન્ કનીદ્
દેલે ખીશરા ઝીન્ સખુન્ મશ્કનીદ્
કે યઝદાને પીરૂઝગર્ યારે માસ્ત
જવાનમર્દીઓ મર્દુમી કારે માસ્ત
ગેરેફ્ત આન્ સખુન્ બર્ દેલે ખીશ ખાર્
ફેરેસ્તાદ્ નામહ્ બદસ્તે તોખાર્

જો આ વાત અકલને અનુસરતી લાગે તો તે ધ્યાનમાં લઇને-ઈરાનીઓના કહેવાની દરકાર રાખતો ના."

જ્યારે કયસરે તેઓની એવી વાત સાંભળી-ત્યારે તેણે બીજોજ વિચાર કીધો.

તેણે ખુસરૂ નઝદીક એક સવાર મોકલ્યો-અને એક નામુ લખી સઘળી રીત દર્શાવી.

તેણે પેલા બુઢ્ઢા જાણકારો અને આગળા વખતની વાતો કહેનારાઓના કહ્યાથી મદદ ના પાડી.

જ્યારે ખુસરૂની નઝદીક પેલો સવાર આવ્યો-ત્યારે તે નામદારથી જે કાંઈ સાંભળ્યું હતું તે કહ્યું,

તેમજ કયસરનું નામુ તેની નઝદીક ધર્યું-અને તેની સાથે ઘણીક વાતો કીધી.

જ્યારે ખુસરૂએ તે જોયું ત્યારે તેનું દિલ દિલગીર થયું-અને ફિક્રથી તેનો ચેહરો ફિકો પડી ગયો

તેણે એવો જવાબ આપ્યો કે "આ સઘળી વાતો-જે આગળા ઝમાનામાં બની ગઈ છે,

તે જો યાદ કરવા બેસ્યે-તો આપણી સઘળી મેહનત બરબાદ જશે.

હવે વિચાર કર કે અમારા વડવાઓએ, નેક પાદશાહોએ અને અમારા ધર્મી માણસોએ,

ખોટી રીતે કે ખરી રીતે લડાઇ કીધી છે-તારા ઘરડાઓને પૂછી જો કે તેઓમાંનો કોણ એ સઘળી વાતો યાદ રાખે છે?

તને ઘટારત છે કે તું રૂમના દાનાઓને પૂછી જોય-કે જે બદીની તું વાત કરે છે, તે કાગડાએ કીધી છે કે ઘૂવડને હાથે થઈ છે?

કે જે કોઈ શખ્સ રૂમમાં રાજગાદી ઉપર આવ્યો છે-તે પાછળથી ખોદાતાલાથી બેપરવા થયો છે?

મારા નેયાગાનો તો નામદારો હતા-અને દુન્યાની અંદર મુરાદ પામેલા હતા.

તેઓ કોઈની પણ મગરૂરી, તુન્દી, અહંકારી અને નાદાની સાંખી શકતા નહીં હતા.

પણ હાલ કે જે વખતે અઝદહાનાં મોઢાંમાં માથું પડેલું હોય છે, તે વખતે એ વાતોની કીમત થતી નથી.

માટે તું મારી તરફથી કયસર આગળ દુઆ લઈ જા-અને તેને કહે કે આવી સંબંધ વગરની વાતો,

બુઝોર્ગ લોકો પોતાનાં ડહાપણ આગળ લાવતાજ નથી-રોવટે તો ભલું કે ભૂંડું એ સઘળું વીતીજ જાય છે.

હવે તો જ્યાં સુધી હું આ આફતમાંથી બાહેર પડીશ નહીં ત્યાં સુધી આરામ કે આસાયેશ લઈશ નહીં.

અગરજો રૂમી લોકો અમારા દાદખાહ નહીં બનશે-તો ખાકાનની નઝદીક કોઇને મદદ માટે મોકલી આપીશ.

મેં જે વાતો તને કહેવાડી હતી તે સઘળી ફોકટજ હતી-કારણકે વહેતું પાણી તેનાં મૂળમાંથીજ ગન્દુ હતું.

હવે તો જ્યારે મારા કાસેદો તારે ત્યાંથી પાછા ફરશે-ત્યારે હું આ શેહરમાં ઘણો વખત થોભીશ નહીં."

પછી તેણે ઈરાનીઓને કહ્યું કે "તમો મારો હુકમ બજા લાવો-અને આ વાતથી તમારાં દિલને તોડી ના નાખો.

ફતેહમંદ સાહેબ આપણો મદદગાર છે-બહાદુરી અને ઈન્સાનિયતપણું એજ આપણો પેશો છે."

હવે એ બાબદની તેણે કશી પરવા કીધી નહીં-અને પેહલવાન તોખાર પાસે એક બીજું નામુ મોકલ્યું.

બહીનગૂનહ બરૂ નામએ ખુદ નેવેશ્ત
નેયામદ્દશ યાદ અઝ દરે ખૂબો ઝેશ્ત

પાદશાહે પોતેજ તે નામુ એવી રીતનું લખ્યું-કે સારાં માઠાંની કાંઈ પણ દરકાર કીધીજ નહીં.

# નામએ દીગર્ અઝ્ કયસર્ બખુસ્રવ્ દર્ બારએ યારી કર્દન્ બઊ.

બેયામદ્દ ઝે નઝ્દીકે ખુસ્રવ તોબારૂ
ચુનીન્ તા દરે કયસરે નામદારૂ
ચુ કયસરૂ નેગહ કર્દા નામહ બેખાન્દ
ઝે હરગૂનહ અન્દીશહ દરૂ દેલ બેરાન્દ
વઝાન્ પસ બદસ્તૂરે પુરૂ માયહ ગોફ્ત
કે ઈન્ રાઝહા બાઝ જૂય અઝ નેહોફ્ત
રદાન્રાઓ કુન્દાવરાન્રા બેખાન્
ઝે કારે ગુઝશ્તહ ફેરાવાન્ બેરાન્
નેગહ કુન કે ખુસ્રવ બદીન કાર્ઝારૂ
શવદ શાદ અગરૂ પીચદ અઝ રૂઝગારૂ
ગરૂ અયદૂન કે ગૂઇદ પીરૂઝ નીસ્ત
વઝીન્ પસ વરા નીઝ નવરૂઝ નીસ્ત
બેમાનીમ તા સૂએ ખાકાન્ શવદ
ચુ બીમારૂ શુદ સૂએ દર્માન્ શવદ
વરૂ અયદૂન કે પીરૂઝગરૂ બાશદ ઊય
બશાહી બસાને પેદરૂ બાશદ ઊય
હમાન્ બેહ કઝ ઇદરૂ શવદ બા સેપાહ
મગરૂ કીનહ દરૂ દેલ નગીરદ નેગાહ
ચુ બેશનીદ દસ્તૂરે દાના સોખુન
બેફરૂમૂદ તા ઝીચહાએ કોહુન
બેઆર્દન્દ મર્દાને અખ્તરૂ શેનાસ
સખુન રાન્દ તા માન્દ અઝ શબ્ સે પાસ
સરન્જામ મર્દે સેતારહ શુમરૂ
બકયસરૂ ચુનીન્ ગોફ્ત કય નામવરૂ
નેગહ કર્દમ ઇન્ ઝીચહાએ કોહુન
કઝ અખ્તરૂ ફલાતૂન ફેગન્દહ્ રેત બુન
ન બસ દીરૂ શાહી બખુસ્રવ રસદ
ઝે શાહનશાહી ગર્દેશે નવ રસદ
બદીનગૂનહ બરૂ સાલ તા સીઓ હશ્ત
બરૂ ગર્દે તીરહ નેયારદ ગુઝશ્ત
ચુ બેશનીદ કયસરૂ બદસ્તૂરૂ ગોફ્ત
કે બીરૂન શુદ ઈન્ રાઝે ઊ અઝ નેહોફ્ત
ચે ગૂઇમો ઊરા ચે પાસોખ દેહીમ
ચકી તા બરાન કેફ્ત મરહમ નેહીમ
ગેરાનમાયહ દસ્તૂરૂ ગોફ્ત ઈન્ સખુન
કે અઝ આસમાન્ અખ્તરૂ અફ્ગન્દ બુન
બમર્દીઓ દાનેશ નબર્દાશ્ત કસ
જહાનદારે દાના તોરા યારૂ બસ

# કયસર તરફનું ખુસરૂ ઉપર તેને મદદ કરવાના માટેનું બીજું નામુ.

હવે તોબાર ખુસરૂની નઝદીકથી નીકળેલો નામદાર કયસરની દરબાર સૂધી આવી લાગ્યો.

જ્યારે કયસરે તે નામુ વાંચ્યું-ત્યારે તરેહતરેહના વિચારો તેનાં મનમાં આવવા લાગ્યા.

પછી તેણે પોતાના મોઅ્ભાદાર વઝીરને કહ્યું-કે "હવે આ સઘળા છૂપા ભેદો ખુલ્લા કરવા જોઇયે.

સરદારો અને પેહલવાનોને બોલાવી મંગાવ-અને બનેલા બનાવોનો સઘળો ખુલાસો કર.

તપાસ કર કે ખુસરૂ આ લડાઈમાં-ફતેહ મેળવશે કે તેનાં નસીબને ઝોરે તે હારી જશે.

અગરજો તમો લોકો એમ કહો કે તેનાં નસીબમાં ફતેહ નથી-અને હવે પછી તેને માટે ખુશહાલી ભર્યો દિવસ છેજ નહીં,

તો આપણે તે ખાકાનની નઝદીક જાય ત્યાં સુધી થોભી જઇયે- ૫૮૬
જ્યારે તે આઝારી પડયો છે ત્યારે ઈલાજ તો કરશેજ.

પણ જો એવું જણાય કે તે ફતેહમંદ બનશે-અને તે પોતાના બાપની માફક પાદશાહી કરશે,

તો આપણી પાસેથી લશ્કર લઈ જાય તેજ બેહતર છે-કે જેથી તે પોતાના મનમાં કીનો નહીં રાખશે."

જ્યારે દાના વઝીરે એવી વાત સાંભળી-ત્યારે તેણે ફર્માવ્યું જેથી જૂના પંચાંગો,

નુજૂમી લોકો લઇને આવ્યા-અને આખી રાત સુધી મસ્લહત ચલાવી.

શેવટે નુજૂમીએ-કયસરને એ પ્રમાણે કહ્યું કે "ઓ નામદાર!

મેં આ જૂનાં પંચાગો જે અફલાતુન (Plato)એ સેતારાઓની ચાલ ઉપરથી બનાવ્યાં છે, તે તપાસી જોયાં.

થોડાજ વખત પછી ખુસરૂને પાદશાહી મળશે-અને ઈરાની શેહનશાહત પાછી નવેસરથી પોતાની ચાલ લેશે.

અને એ પ્રમાણે આડત્રીસ વર્ષ સૂધી-તેની ઉપર સીઆહ ધૂળ પસાર થઈ શકશે નહીં."

જ્યારે કયસરે એવું સાંભળ્યું ત્યારે વઝીરને કહ્યું-કે "તેનો આ ભેદ હવે ખુલ્લો થયો છે.

માટે આપણે શું કહીએ હવે તેને શું જવાબ દઇયે-કે જેથી તેને ૫૮૭
લાગેલા ફટકાનો ઈલાજ કર્યે?"

ઊંચી બુન્યાદનો વઝીર બોલ્યો કે "આસ્માનની ગર્દેશથી જે વાત કે નસીબમાં લખાઈ છે,

તે કોઈબી બહાદુરી કે અકલથી દૂર કરી શકતો નથી-સઘળું જાણનારો ખોદાતાલા તારો મદદગાર હોજો!

ચુ ખુસરવ સુએ મર્ઝે ખાકાન્ શવદ
વઝ્ યારૂ ગીરદ તન્ આસાન્ શવદ
ચુ લશકરૂ ઝે જાએ દેગરૂ સાઝદ ઊચ
ઝે કીને તો હરૂગેઝ નપર્દાઝદ ઊચ
નેગહ્ કુન્ તો અફૂનૂન્ કે દાના તરી
બદીન્ આરૂઝૂ બરૂ તવાના તરી
ચુનીન્ ગોફ્ત કયસરૂ કે અફૂનૂન્ સેપાહ્
ફેરેસ્તીમ્ નાચારૂ નઝ્દીકે શાહ્
સખુન્ ચન્દ સન્જી હમાન્ બેહ્ કે ગન્જ
કુનમ્ ખારૂ તા દૂરૂ માનમ્ ઝે રન્જ
હમાન્ગહ્ યકી નામહ્ બેન્વેશ્ત્ ઝૂદ
બરાન્ આફ્રીન્ આફ્રીન્ બરૂ ફેઝૂદ
કે બા મૂબેદે નીકુદેલ પાકુરાય
ઝદીમ્ અઝ્ બદો નીકુ હરૂગૂનહ્ રાય
૫૮૮ ઝે હરૂગૂનઈ દાસ્તાન્હા ઝદીમ
બદાન્ રાએ પીશીનહ્ બાઝ્ આમદીમ
કુનૂન્ રાએ ગોફ્તારૂહા શુદ બબુન્
કુશાયમ્ દરે ગન્જહાએ કોહુન્
બકોસ્તન્તેનીયહ્ ફેઝૂન્ ઝીન્ સેપાહ્
નદારમ્ કે દારન્દ કેશ્વરૂ નેગાહ્
સુખુન્હા ઝે હરૂગૂનહ્ આરાસ્તીમ્
ઝે હરૂ કેશ્વરી લશ્કરી ખાસ્તીમ્
ચકાયક્ ચુ આયન્દ હમ દરૂ ઝમાન્
ફેરેસ્તીમ્ નઝ્દે શુમા બીગમાન્
હમહ્ મૂબેશો રાય ચન્દાન્ ઝદન્
બદીન્ નીશ્તરૂ કામે શીરાન્ ઝદન્
અઝાન્ બુદ કે કેર્દારૂહાએ કોહુન્
હમી યાદ કરૂદ આન્ કે દાનદ સોખુન્
બહન્ગામે શાપૂરૂ શાહ્ અરૂદશીરૂ
દેલે મર્દે બરૂના શુદ અઝ્ રન્જ પીરૂ
ઝે બસ ઘારતો કોશ્તનો તાખ્તન્
બબીદાદ બરૂ કીનહા સાખ્તન્
ચુ ઝૂ બુગ્ઝરી હોરૂમુઝો કય કોબાદ
કે અઝ્ દાદે યઝ્દાન્ નકર્દન્દ યાદ
૫૮૯ અઝીન્ મર્ઝે મા સીઓ નોહ્ શારૂસાન્
અઝ્ ઇરાનેયાન્ શુદ હમહ્ ખારૂસાન્
ઝે ખૂને સરાન્ દશ્ત શુદ આબ્ગીરૂ
ઝનો ફૂઝકાન્ શાન્ બેબોર્દન્દ અસીરૂ
અગરૂ મર્દે રૂમી બદેલ કીન્ ગેરેફ્ત
નબાયદ કે આયદ તોરા ઈન્ શેગેફ્ત
બુદ આઝોર્દની નીસ્ત દરૂ દીને મા
મબાદા બદી કર્દન્ આઇને મા
નદીદીમ ચીઝી બેહ્ અઝ્ રાસ્તી
હમાન્ દૂરી અઝ્ કઝ્ઝીઓ કાસ્તી
સેતમદીદગાન્રા હમી ખાન્દીમ
વઝીન્ દરૂ ફેરાવાન્ સખુન્ રાન્દીમ
બઅફ્સૂન્ દેલે મરૂદુમાન્ પાક શુદ
કે ઝહ્રે ગઝાયન્દહ્ તર્યાક્ શુદ
બદીન્ બરૂ નેહાદમ્ કઝીન્ દરૂ સોખુન્
નગૂયદ કસ અઝ્ ફરૂગારે કોહુન્

જ્યારે ખુસરૂ ખાકાનના મુલક તરફ જશે-ત્યારે તે તેની પાસથી મદદ મેળવશે અને સુખી થશે.

જ્યારે તે જુદેજ ઠેકાણેથી લશ્કર તૈયાર કરી લાવશે-ત્યારે તારી ઉપર કીનો લીધા વગર તે કદીબી ચૂકશે નહીં.

હવે તુંજ નેગાહ પુગાડ કારણકે તું વધુ દાના છે-અને એ વાત ઉપર તું વધુ શક્તિમાન છે”

કયસર બોલ્યો કે “હવે તો લાચારીએ પાદશાહની નઝદીક લશ્કર મોકલીશું.

તું એમ કેટલીક વાતો કર્યા કરશે? બેહતર માર્ગ એજ છે કે ખઝાનો-વેરી નાખું કે જેથી આફતથી બચી જાઉં.”

તેજ વખત શેતાબ એક નામુ લખાવ્યું-અને તેમાં દુઆ ઉપર દુઆનો વધારો કરાવી લખાવ્યું,

કે “પાક વિચારના નેકદિલ વઝીરો સાથ-તેઓએ દરેક રીતનો સારો માઠો વિચાર ચલાવ્યો છે.

અને દરેક રીતની વાતો કરી-આગળા વિચારોથી પાછા ફર્યા છિયે.

અને હવે વાદવિવાદ અને વિચાર સઘળા પુરા થયા છે-અને હું મારા ભરી રાખેલા ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરવા માગું છું.

હાલ હું કોન્સ્ટન્ટિનોપલમાં તે મુલકની નેગેહબાની કરે તે કરતાં વધુ લશ્કર ધરાવતો નથી.

તેથી અમોએ દરેક રીતની ગોઠવણો કીધી છે-અને મુલકે મુલકથી લશ્કર મંગાવ્યું છે.

જેવું એ સઘળું લશ્કર આવી જશે કે તેવું તુરતજ કશો પણ વિચાર કર્યા વગર તમો તરફ રવાના કરીશું.

આટલી બધી ઢીલ અને વિચાર કરવાનું કારણ-અને સિંહોનાં મોંમાં નશ્તર ભોકવાનું કારણ,

એજ હતું કે તવારીખ જાણનારાઓ સઘળાં આગળાં કામો યાદ કરવા લાગ્યા હતા.

પાદશાહ અર્દશીરના શાપૂરના વખતમાં-રૂમના મુલકના જવાન માણસોનાં દિલ દુઃખથી ઘરડાં થઈ ગયાં હતાં.

પુષ્કળ લૂટફાટથી, કાપાકાપીથી, હમ્લાઓ કરવાથી અને ઝુલ્માત ભરી રીતે કીનો લેવાથી રંજીદા થયાં હતાં

જો તું ત્યાંથી આગળ ચાલે તો હોરમઝ અને પાદશાહ કોબાદ-કે જેઓએ ખોદાના ઈન્સાફનો કશો વિચાર નહીં કીધો હતો તેઓના વખતમાં.

આ અમારા મુલકમાંનાં ઓગણચાળીસ શેહરો-સઘળાં ઈરાનીઓથી વયરાન થયાં હતાં.

સરદારોનાં લોહીથી સઘળું મયદાન તળાવ બન્યું હતું-તેઓ સઘળાં બૈરાં છોકરાંને કયદ કરી લઈ ગયા હતા.

એવી વાતોથી જો રૂમીઓનાં દિલમાં કીનો જડ ઘાલી બેઠો હોય-તો તારે અજબ થવું નહીં જોઇયે.

અમારાં ધર્મમાં તો દુઃખ દેવું મુદ્દલ જાયઝ નથી-અમારી રીતભાત બૂરાઈ કરવાની બને એવું કદીબી ના બનતું!

અમોએ સચ્ચાઈ એખ્તયાર કરવા કરતાં તેમજ જૂઠાણાં અને અપ્રમાણિકપણાંથી દૂર રહેવા કરતાં વધુ સારી ચીઝ બીજી કોઇ જોઈજ નથી.

તે વખતના ઝુલ્મ ખમેલા શખ્સોને અમોને બોલાવવા પડયા-અને એ બાબતમાં ઘણીક વાતો ચલવવી પડી.

તાલમેલથી તેઓનાં દિલ કીનાથી ખાલી કીધાં-કે જેમ કરી તે નુકસાનકારક ઝેહરને તર્યાક બનાવ્યું.

અને એવું ઠેરવ્યું કે આગળા વખતની એ બાબતની વાતો કોઇયે પણ કરવી નહીં.

બચીઝી કે ચૂઈ તો ફર્માન્ કુનીમ
શ્વાનહા બપયમાન્ ગેરઉગાન્ કુનીમ
શુમારા બબાન્ દાદ્ બાયદ્ હમાન્
કે બર્ મા નબાશદ્ કસી બદ્ગમાન્
બગૂઇ કે તા મન્ બુવમ શહ્રયાર્
નગીરમ ચુનીન્ રન્જહા સુસ્તે કાર્
નખાહમ મન અઝ રૂમેયાન્ બાજ્ નીઝ
નબેફૂસમ ઈન્ રન્જહારા બચીઝ
બદીન્ આર્ઝુ નીઝ બીશી કુનીદ્
બેસાઝીદ્ બા માએ ખીશી કુનીદ્
શુમારા હરાનગહ કે કારી બુવદ્
વગર્ ના સઝા કાર્ઝારી બુવદ્
હમહ દુસ્તદારો બેરાદર્ શવીમ
બુવદ્ નીઝ ગહ ગહ કે બર્તર્ શવીમ
ચુ ગર્દીદ્ અઝીન્ શહ્રહા બીનેયાઝ
બદેલ્ તા હમાન્ કીનહ આયદ્ ફરાઝ
ઝે તૂરો ઝે સલ્મ અન્દર્ આયદ્ સોખન્
વઝાન્ બીહુદહ રૂઝગારે કોહુન્
યકી અહ્દ્ ખાહમ કુનૂન્ ઉસ્તુવાર્
સઝાવાર્ મોહ્રી બર્ યાદ્ગાર્
કે મા ઝીન્ પસ અઝ કીને ઈરજ સોખુન્
નરાનીમ ઝાન્ રૂઝગારે કોહુન્
વઝાન્ પસ યકી બાશદ્ ઈરાનો રૂમ
જુદાઈ નજૂઈમ અઝાન્ મર્ઝો બૂમ
પસે પર્દએ મા યકી દોખ્તરસ્ત
કે અઝ મેહ્તરાન્ દર્ખરે મેહ્તરસ્ત
બખાહી તો બર્ પાકીએ દીને મા
ચુનાન્ ચૂન્ બુવદ્ રાહો આઇને મા
બદાન્ તા ચુ ફર્ઝન્દે કયસર્ નેઝાદ્
બુવદ્ કીને ઈરજ નેયારદ્ બયાદ્
ઝે આશૂબ્ વઝ જન્ગ્ રૂએ ઝમીન્
બેયાસાયદો રાહ જૂયદ્ બદીન્
કુનૂન્ ગર્ બચશ્મે ખેરદ્ બેન્ગરી
મરીન્રા જોઝ અઝ રાસ્તી નશ્મરી
બેમાનદ્ ઝે પયવન્દ પયમાને મા
ઝે યઝ્દાન્ ચુનીનસ્ત ફર્માને મા
ઝે હન્ગામે પીરૂઝ તા ખુશનવાઝ
હમાના કે બુગ્ઝશ્ત રૂઝી દરાઝ
કે સરૂહા બેદાદન્દ હર્દૂ બબાદ્
જહાન્દાર્ પયમાન શેકન્ કસ મબાદ્
મસીહે પયગમ્બર્ ચુનીન્ કર્દ યાદ્
કે પીચદ્ ખેરદ્ ચૂન્ બેપીચી ઝે દાદ્
બસી ચારહ કર્દ અન્દર્ ખુશનવાઝ
કે પીરૂઝરા સર્ નેયાયદ્ બકાઝ
ચુ પીરૂઝ બા ઊ દુરોશ્તી નમૂદ્
નદીદ્ અન્દર્ આન્ જન્ગ્ જોઝ તીરહ દૂદ્
શુદ્ આન્ લશ્કરો તખ્તે શાહી બબાદ્
ચુ પીચીદહ શુદ્ શાહરા સર્ ઝે દાદ્
તો બર્નાઇઓ નારસીદહ બકાર્
ચુ ખાહી કે યાબી બર્ અઝ રૂઝગાર્

હવે તું જેવી કાંઇ કહેશે તે તારો હોકમ માનીશું-અને વચન તરીકે અમારા જીવ પણ ગિરવી મૂકીશું.

હવે તમોએ પણ તેવીજ રીતનો કાલકરાર કરવો જોઇયે-કે હવે પછી કોઈ પણ શખ્સ અમો લોકો ઉપર બદગુમાન નહીં બને.

તું કાલકરાર કરે કે 'જ્યાં સુધી હું પાદશાહ તરીકે રહું-ત્યાં સુધી ૫૫૦
આ ભારી રંજને ભૂલી જાઉં નહીં.

તેમજ રૂમીઓ પાસેથી ખેરાજ પણ લઉં નહીં-અને આ મેહનતને કોઇ પણ ચીઝના બદલામાં વેચી નાખું નહીં.'

આ સઘળી માગણીઓ ઉપર પણ તમો વધારો કરો-અમો સાથે દોસ્તી કરીને સગપણ પણ કરો.

તમોને જ્યારે પણ કશું કામ આવી પડે-અથવા કોઇ અણઘટતી લડાઇ આવી લાગે,

ત્યારે આપણે સઘળા દોસ્તો અને ભાઇઓ તરીકે બની જઇયે-બલ્કે કોઇ કોઈ વખત તેથી પણ વધુ બન્યે.

જ્યારે તમો આ મુલકમાંથી બેનેયાઝ થઇને પાછા ફરો-અને જૂનો કીનો પાછો તમારાં દિલમાં તાઝો થાય,

તુર અને સલ્મની તેમજ પેલા આગળા બેહુદા ઝમાનાની વાતો યાદ આવે,

તે માટે હાલ હું તારી પાસે એક પાકું કરારનામુ કરાવી લેવા માગું છું-તેમજ તેની ઉપર યાદગાર રહે તેવી સહી સાખ માગું છું,

કે 'હવે પછી આગળા વખતના એરચના કીના બાબત અમો કાંઈ પણ વાત કરીશું નહીં.'

તો ત્યાર પછી ઈરાન અને રૂમ એકજ થઈ જશે-એ બન્ને મુલકોને આપણે જુદા ગણીશું નહીં.

મારા ઝનાનખાનામાં એક બેટી છે-કે જે સરદારોના સરદારનેજ ૫૫૧
લાયકની છે,

તેણીને માટે તું અમારી દીનની પવિત્રાઇ પ્રમાણે જેમ અમારી રાહ રીતી છે, તેમ માગણી કરે,

જેથી કરીને તારે ત્યાં જ્યારે કયસરની અઉલાદનુ ફર્ઝંદ-થશે ત્યારે એરચનો કીનો વીસરાઇ જશે.

પછી દુન્યાના લોકો ફીતના અને લડાઇથી-આસાયેશ મેળવી દીન ધર્મના માર્ગ ઉપર લાગશે.

હવે જો તું અકલની નઝરે એ વાતને જોશે-તો એ સઘળાંને સચ્ચાઈ સિવાય કશું ગણશે નહીં.

આપણી સાથના સગપણથી આપણું વચન કાયમ રહેશે-ખોદાતાલા તરફથી પણ આપણું આ ફર્માન એવીજ રીતનું મળ્યું છે.

પીરૂઝ અને ખુશનવાઝના ઝમાના પછી-લામ્બો વખત વીતી ગયો છે.

કે એ બન્ને જણા ફોકટના માર્યા ગયા-કોઈ પણ પાદશાહ વચન તોડનારો બનતોજ ના.

અમારા પયગમ્બર ઇસાએ એવું કહ્યું છે-કે 'જ્યારે તું ઇન્સાફથી ફરશે ત્યારે તારી અકલ પણ ફરી જશે.'

ખુશનવાઝે ઘણીએ વેતરણ કીધી-કે પીરૂઝનાં સરને કાંઇ અલવાર નહીં આવે.

પણ જ્યારે પીરૂઝે તેની સાથ સખ્તાઇજ વાપરી-ત્યારે તેણે તે લડા- ૫૫૨
ઇમાં સીઆહ ધુમાડા સિવાય કાંઇ બીજું જોયું નહીં.

જ્યારે તે પાદશાહનું સર ઈન્સાફથી ફર્યું-ત્યારે તેનું લશ્કર અને પાદશાહી તખ્ત બરબાદ થયાં.

તું જવાન છે અને તને દુન્યાનો અનુભવ નથી-માટે જો તું ચાહતો હોય કે ઝમાનાથી ફળ મેળવે,

મકુન્ ચારીએ મર્દે પયમાન્ શેકન્
કે પયમાન્ શેકન્ ખાકૂ દારદ કફન્
બરાન્ શાહુ નફ્રીન્ કુનદ તાજો ગાહુ
કે પયમાન્ શેકન્ બાશદો કીનહુખાહુ
કુનૂન્ નામએ મન્ સરાસર્ બખાન્
ગર્ અન્ગુશ્તહા ચરૂખ્ દારી બખાન્
સુખુનહા નેગહ્દારો પાસોખ નવીસ
હમહુ ખૂબી અન્દીશો ફરૂરોખ નવીસ
નખાહમ કે ઈન્ રાઝ્ દાનદ દબીર્
તો બાશી નવીસન્દહો ચાહ્ગીર્
ચુ બર્ ખાનમ્ ઇન્ પાસોખે નામહુરા
બબીનમ્ દેલે મર્દે ખુદ્કામહુરા
હમાન્ગહુ ઉસેલીહો સેપાહો દેરમ્
ફેરેસ્તીમ્ તા દેલ નદારી બધમ્
૫૯૩ હરાન્ કસ કે બર્ તૂ ગેરામી તરસ્ત
વગર્ નઝ્દે તૂ નીઝ્ નામી તરસ્ત
અબા આન્ કે ઝ્ કીનહુદારી બદેલ્
બમર્દી ઝે દેલ્ કીનહા બર્ ગુસેલ્
ગુનાહશ બયઝ્દાને દારન્દહુ બખ્શ
મકુન્ રૂઝ્ બર્ દુશ્મનો દૂસ્ત પખ્શ
ચુ ખાહી કે દારદત પીરૂઝ્ બખ્ત
જહાન્દાર્ બા લશ્કરો તાજો તખ્ત
ઝે ચીઝે કસાન્ દસ્ત કૂતાહુ કુન્
રવાન્રા સુએ રાસ્તી રાહુ કુન્
નવાઝન્દએ મર્દુમે ખીશ બાશ
નેગહુબાને કૂશન્દહુ દર્વીશ બાશ
ચુ બખ્શન્દહુ બાશીઓ ફર્યાદ રસ
નેયાઝદ બતાજો બતખ્તે તો કસ
ઝે શાહાન્ હરાન્ કસ કે બીદાર્ બૂદ
જહાન્રા ઝે દુશ્મન્ નેગહ્દાર્ બૂદ
ઝે દુશ્મન્ નદીદન્દ હર્ગેઝ્ બદી
બેયફ્ઝૂદ શાન્ ફરૂરએ ઈઝદી
બુઝોર્ગાન્ કે ખાહન્દ પયવન્દરા
તને ખીશ યા પાકૂ ફર્ઝન્દરા
૫૯૪ કુનૂન્ મા યકાયક્ તોરા ખાસ્તીમ
ઝબાન્રા બપન્દત બેયારાસ્તીમ
ચુ અન્વાને આન્ નામહુ બર્ ગશ્ત ખુશ્ક્
બરૂ બર્ નેહાદન્દ મોહુરી ઝે મુશ્ક્
ચુ આન્ નામહુ નઝ્દીકે ખુસ્રવ્ રસીદ
ઝે પયવસ્તન્ આગાહીએ નવ્ રસીદ
બઇરાનેયાન્ ગોફ્ત કેમ્રૂઝ્ મેહુર્
દેગર્ ગૂનહુ ગર્દદ હમી બર્ સેપેહુર્
ઝે કયસર્ યકી નામહુ આમદ બલન્દ
સખુન્ ગોફ્તનશ સરૂબસર્ સૂદમન્દ
હમી રાહુ જૂયદ કે દીરીનહુ કીન્
બેબુરદ ઝે રૂમો ઝે ઇરાન્ ઝમીન્
ચુનીન્ યાફ્ત પાસોખ ઝે ઇરાનેયાન્
કે હરગહુ કે બર્ખાસ્ત કીન્ અઝ્ મેયાન્
નજૂયદ કસ અઝ્ મેહુતરાન્ તાજે શાહુ
નમાનદ તેહી દસ્ત અન્દાન્ સેપાહુ

તો વચન તોડનાર શખ્સની દોસ્તી ના કરતો-કારણકે વચન તોડનારને ખાકનુંજ કફન મળે છે.

તાજ અને તખ્ત તેં પાદશાહ ઉપર લઅનત નાખે છે-કે જે વચન તોડનારો અને કીનો લેનારો હોય છે.

હવે જો તું સુખ ભોગવવા માગતો હોય, તો આ મારૂં નામુ પહેલેથી છેલ્લે સુધી બરાબર વાંચજે.

મેં લખ્યું છે તે ધ્યાનમાં રાખજે અને ભલું વિચારીને મુબારક જવાબ લખજે.

હું નથી ચાહતો કે એ વાત તારો મુન્શી પણ જાણે-માટે તુંજ આ નામુ વાંચનારો અને તેનો જવાબ લખનારો થજે.

જ્યારે હું આ નામાનો જવાબ વાંચીશ-અને તું આપએખ્તયાર પાદશાહના વિચાર જોઇશ,

ત્યારે તેજ વખત હથિયાર, લશ્કર અને પૈસા-મોકલી આપીશ કે જેથી તું વધુવાર ગમગીન નહીં રહે.

જે કોઇ શખ્સ કે તને ઘણો વહાલો હોય-અથવા તારી નઝરમાં તે ઘણો નામદાર હોય,

તેની સાથ જો તું તારાં દિલમાં કીનો ધરાવતો હોય-તો તું મોટું મન કરી.તે કીનો તારાં દિલમાંથી દૂર કરજે.

તેનીથી થયલો ગુનાહ જેહાનની સંભાળ રાખનાર ખોદાતાલાને સોંપી દેજે-તારા દુશ્મનનો કે દોસ્તનો દહાડો કડવો ના બનાવતો.

જો તું ચાહતો હોય કે તારૂં નસીબ તને ફતેહમંદી ભરેલો તેમજ લશ્કર, તાજ અને તખ્ત સાથનો પાદશાહ બનાવેલો રાખે,

તો કોઈ પારકાની ચીઝ ઉપર હાથ ના નાખતો-અને તારા આત્માને સચ્ચાઈ તરફજ ચલાવજે.

પોતાના માણસો ઉપર નવાઝેશ કરજે-અને મેહનત કરી પેટ ભરનારા દર્વીશનો નેગેહબાન થજે.

જ્યારે તું બક્ષેશ કરનારો અને ફર્યાદે પહોંચનારો પાદશાહ થશે-ત્યારે તારાં તાજ અને તખ્તને કોઇ હાથ લગાડશેજ નહીં.

આગળા પાદશાહોમાંથી જે કોઇ કે હુશ્યાર હતા-અને દેશને દુશ્મન લોકોથી સંભાળનારા હતા,

તેઓએ દુશ્મનથી કદી પણ બદી જોઈ નહીં હતી-અને ખોદાઇ ઝળકાટનો તેઓએ વધારોજ કર્યો હતો.

મોટાં માણસો યાતો પોતાની અથવા પોતાનાં પાક ફર્ઝંદોની સગાઇ કરવા માગે છે.

હું હવે મારાં ફર્ઝંદ સાથ તારી સગાઈ કરવા માગું છું-અને મારી ઝબાનને તને નસીહત કરવા માટે આરાસ્તા કીધી છે."

જ્યારે તે નામાનું સરનામુ સૂકાઇ રહ્યું-ત્યારે તેની ઉપર કસ્તુરીની મોહર કરવામાં આવી.

જ્યારે તે નામુ ખુસરૂની નઝદીક પહોંચ્યું-ત્યારે તે નામુ મળવાથી તેને નવી ખબર મળી.

તેણે ઈરાનીઓને કહ્યું કે "આજે આસ્માન ઉપર આફતાબ કાંઇ જુદીજ રીતે ફરે છે.

કયસર તરફથી એક મહાભારત નામુ આવ્યું છે-તેની લખેલી સઘળી વાતો ફાયદા ભરેલી છે.

તે એજ ખાહેશ રાખે છે કે રૂમ અને ઇરાન વચ્ચેનો આગળો કીનો દૂર કરી નાખે."

ત્યારે ઇરાનીઓ તરફથી તેને એવો જવાબ મળ્યો-કે "જ્યારે બન્ને વચ્ચેથી કીનો ઉઠીજ જશે,

ત્યારે સરદારો વચ્ચેથી કોઇ પણ પાદશાહનું તાજ તલબ કરશે નહીં-અને આટલું બધું લશ્કર ખાલી હાથે રહેશે નહીં.

ગરીન્ રાસ્ત ગર્દદ બહન્ગામે તૂ
નવીસન્દ બરૂ તાજહા નામે તૂ

## પાસોખે નામએ કયસર્ અઝ્ ખુસવ્ બા પયમાન્.

ચુ ઈશાન્ બદીનગૂનહ હીદન્દ રાય
બેપર્દાખ્ત ખુસ્રવ્ ઝે બીગાનહ જાય
દવાતો કલમ્ ખાસ્તો ચીની હરીરૂ
બેફરૂમૂદ તા પીશે ઊ શુદ દબીરૂ
યકી નામહ બેન્વેશત્ બરૂ પહ્‌લવી
બરૂ આઇને શાહાન્ ખતે ખુસ્રવી
કે પેઝ્રોફ્ત્ ખુસ્રવ્ ઝે યઝ્દાને પાક
ઝે ગર્દન્દહ ખુરૂશીદો અરૂમન્દહ ખાક
કે તા મન્ ખુવમ્ શાહ દરૂ પીશગાહ
મરા બાશદ ઈરાનો ગન્જો સેપાહ
નખાહમ્ ઝે દારન્દગાન્ બાઝે રૂમ
ન લશ્કરૂ ફેરેસ્તમ્ બદાન્ મર્ઝો બૂમ
હરાન્ શારૂસાની કઝાન મરૂઝ બૂદ
વગરૂ ચન્દ બી કારો બી અરૂઝ બૂદ
બકયસરૂ સેપારમ્ હમહ યકબયક
અઝીન્ પસ નેવેશતહ ફેરેસ્તીમો યક
હમાન્ નીઝ દોખ્તરૂ કઝાન્ માદરસ્ત
કે પાકસ્તો પયવસ્તએ કયસરસ્ત
બહમદાસ્તાની અઝ્ ખાસ્તીમ્
બદીન્ ખાસ્તન્ દેલ્ બેયારાસ્તીમ
હરાન્ કસ કે દરૂ બારૂગાહ તો અન્દ
ઝે ઈરાનો અન્દરૂ પનાહે તો અન્દ
ચુ ગોસ્તહમો શાપૂરો ચૂન્ અન્દેયાન્
ચુ ખરૂરાદે બર્ઝીન્ ઝે તોખ્મે કેયાન્
ચુ લશ્કરૂ ફેરેસ્તી બઈશાન્ સેપારૂ
બેરદ યાકૂતહ દોખ્તરે નામદારૂ
બખીશી ચુનાનમ્ કુનૂન્ બા તો મન્
ચુ અઝ્ પીશ બૂદ આન્ બુઝોરૂગ્ અન્જુમન્
નુખોસ્તીન્ કયૂમરૂસ પસ જમ્મશીદ
કઝ્ બૂદ ગીતી બબીમો ઉમીદ
દેગરૂ આન્ કે બૂદન્દ ફરૂરોખ નેઝાદ
કે અઝ્ આતબીનો ફરીદૂન્ બેઝાદ
બરીન્ હમ્ નેશાન્ તા કોબાદે બુઝોરૂગ્
કે અઝ્ દાદે ઊ મીશ શુદ ખીશે ગોરૂગ્
અઝાન્ તાજવરૂ ખુસ્રવાને કોહુન્
બકાઊસો કયખુસ્રવ્ આયદ સોખુન્
વઝ્ નીઝ્ રવ્ તા બલોહરાસ્પ્ શાહ
ઝે લોહરાસ્પ્ આમદ બગુશ્તાસ્પ્ શાહ
સરે સરૂકશાન્ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
કઝ્ તાઝહ શુદ બહ્‌મને નામદારૂ

અગરજો આવી સમાધાની તારા વખતમાં બનવા પામશે-તો આ તાજો ઉપર તારૂંજ નામ યાદગારી તરીકે લખાશે."

## ખુસરૂએ પોતાનાં વચન સાથનો કયસરનાં નામાનો જવાબ લખવો.

જ્યારે તેઓએ એવી રીતનો વિચાર જોયો-ત્યારે ખુસરૂએ બેગાનાઓને ત્યાંથી દૂર કીધા.

તેણે ખડિયો, કલમ, અને ચીનાઈ રેશમી કપડાંની બનાવટનું કાગઝ માગ્યું-તેણે હોકમ કર્યો જેથી મુન્શી તેની આગળ હાઝેર થયો. ૫૯૫

તેણે પાદશાહોની રીત પ્રમાણે પહલવી ભાષામાં પાદશાહી દસ્તખતે એક નામુ લખ્યું,

કે "ખુસરૂએ પાક યઝદાનની હુઝૂરમાં તેમજ ગર્દેશ કરનારા ખુરશીદ અને સ્થિર પડેલી ઝમીનની હુઝૂરમાં એવી કબૂલાત આપી છે,

કે જ્યાં સુધી હું પાદશાહ તરીકે તખ્ત ઉપર કાયમ રહીશ અને ઈરાનનો મુલક તેમજ ખઝાનો અને લશ્કર મારા તાબામાં રહેશે,

ત્યાં સુધી હું રૂમનો મુલક ધરાવનારા પાદશાહો પાસેથી ખંડણી માગીશ નહીં-તેમજ તે સરઝમીન અને મુલકમાં લશ્કર પણ મોકલીશ નહીં.

તે મુલકને લગતાં જેબી કોઈ શેહરો હશે-પછી અગર તે ગમે એટલાં નકામાં કે કીમત વગરનાં થઈ ગયાં હશે,

તે સઘળાં એકેએક કયસરને પાછા આપીશું-અને હવે પછી એ બાબતનું રીતસરનું લખાણ અને કરારનામુ મોકલી આપીશું.

તેમજ તે છોકરી કે જે પવિત્ર માતા અને કયસરથી જન્મેલી છે,

તેણીની અમોએ ખેરાજની બદલમાં માગણી કીધી છે-અને એ માગણી કરવામાં અમોએ અમારાં દિલ ખુશ કર્યાં છે.

ઇરાનીઓમાંના જે કોઇ કે તારી દરગાહમાં અને તારી પનાહમાં છે,

જેવાકે ગોસ્તહમ, શાપૂર અને અંદિયાન-તેમજ કયાની તોખ્મનો ખરરાદે બર્ઝીન, ૫૯૬

તેઓ સાથે જ્યારે તું લશ્કર મોકલે ત્યારે એ નામદારી ભરેલી ડહાપણવાળી તારી બેટીને મોકલજે.

એ સગપણે કરી તારી સાથ હવે હું એવો થઇ ગયો છું-કે જેવા આગળા વખતના બુઝોર્ગ લોકો હતા.

પહેલવહેલો કયુમર્સ અને પછીનો જમશીદ પાદશાહ હતો-કે જેનાથી દેશ ધાસ્તીમાં તેમજ ઉમેદમાં રહેતો હતો.

બીજા આતબીન અને ફરીદૂનથી પયદા થયલા મુબારક બુન્યાદવાળા પાદશાહો હતા.

પછી એજ પ્રમાણે બુઝોર્ગ કયકોબાદ સુધી-કે જેના ઇન્સાફથી મેઢું વરૂનું બેશી થયું હતું.

તે આગળા તાજવર પાદશાહોથીજ-કાઊસ અને કયખુસરૂ સુધી વાત આવી પુગે છે.

વળી ત્યાંથી તું પાદશાહ લોહરાસ્પ સુધી આગળ ચાલ-લોહરાસ્પથી પાદશાહ ગુશ્તાસ્પ પયદા થયો.

પછી સરદારોનો સરદાર મુબારક અસ્પંદિયાર-કે જેનાથી નામદાર બહમન પયદા થયો.

બહીનયૂનહ્ તા બાબકાન્ અરદ્દશીર્
કઝ્ શુદહ્ જવાન્ અખ્તરે ગશ્તહ્ પીર્
૫૯૭ ચુ ખુસ્રવ કે દારદ્ ઝે હોરમુઝ્ નેઝાદ્
અબા કયસર્ ઊ યક્ દેલો યક્ નેહાદ્
કુજા સહ્મ્ બૂદશ્ નેયાએ કોહુન્
નગૂયમ્ હોરૂઘો નજૂયમ્ સોખુન્
હમહ્ કીનહ્ બર્દાશ્તીમ અઝ્ મેયાન્
યકી ગશ્ત રૂમીઓ ઈરાનેયાન્
ઝે કયસર પઝીરોફ્તમ આન્ દોખ્તરશ્
કે અઝ્ દોખ્તરાન્ ઊ બુવદ્ અફસરશ્
ઝે અયબો હોનર્ હરચે દારદ્ રવાસ્ત
બરીન્ નામહ્ બર્ પાક્ યઝદાન્ ગવાસ્ત
નબેશ્તહ્ સરાસર્ બખત્તે મનસ્ત
કે ખત્તે મન્ અન્દર્ જહાન્ રઉશનસ્ત
નેહાદમ્ બરીન્ નામહ્ બર્ મોહ્રે ખીશ્
ચુનાન્ ચૂન્ બુવદ્ રસ્મો આઇનો કીશ્
પસ અઝ્ તૂ હરાન્ કસ કે કયસર્ શવદ્
જહાન્ગીરો બા તખ્તો અફસર્ શવદ્
નબેશ્તહ્ બરીન્ બર્ ગવાએ મનસ્ત
રવાનો ખેરદ્ આશ્નાએ મનસ્ત
અઝીન્ બર્ નગર્દમ્ કે ગોફ્તમ્ યકી
ઝે ગોફ્તારે બેસ્યાર્ યા અન્દકી
૫૯૮ કુનૂન્ હરચે ઝીન્ બા તો ગૂયમ્ રવાસ્ત
દેલો અખ્તરો પાક્ યઝદાન્ ગવાસ્ત
ઝે ચીઝી કે ગોફ્તી દેરન્ગી મસાઝ્
કે બૂદન્ બદીન્ શારૂસાન્ શુદ્ દરાઝ્
ચુ કર્દ ઇન્ સુખુનહા બદીનગૂનહ્ યાદ્
નેવેશ્તહ્ બખુરશીદે ખર્રાદ્ દાદ્
સેપહ્બુદ્ ચુ બાદ્ અન્દર્ આમદ્ ઝે જાય
બઅસ્પે સમન્દ્ અન્દર્ આવર્દ્ પાય
હમી તાખ્ત તા પીશે કયસર્ ચુ બાદ્
સુખુનહાએ ખુસ્રવ બર્ કર્દ્ યાદ્
ચુ કયસર્ અઝાન્ નામહ્ બુગ્સેસ્ત બન્દ્
બદીદ્ આન્ સુખુનહાએ શાહે બલન્દ્
બેફર્મૂદ્ તા હર્કે દાના બુદન્દ્
બગોફ્તારહા બર્ તવાના બુદન્દ્
બનઝદીકે કયસર્ શુદન્દ્ અન્જુમન્
બેપુર્સીદ્ અઝીશાન્ હમહ્ તન્ બતન્
કે અકૂનૂન્ મરીનરા ચે દર્માન્ કુનમ્
અબા શાહે ઈરાન્ ચે પયમાન્ કુનમ્
બરીન્ નામહ્ મા બી બહાનહ્ શુદીમ્
હમહ્ રૂમો ઈરાન્ યગાનહ્ શુદીમ્
૫૯૯ બુઝોર્ગાને ફર્ઝાનહ્ બરખાસ્તન્દ્
ઝબાન્ પાસોખશરા બેયારાસ્તન્દ્
કે મા કેહતરાનીમો કયસર્ તોઈ
જહાન્દારો બા તખ્તો અફસર્ તોઈ
નેગહ્ કુન્ કુનૂન્ રાયો ફર્માન્ તોરાસ્ત
ઝે મા ગર્ બખાહી તનો જાન્ તોરાસ્ત
ચુ બેશનીદ્ કયસર્ ગેરેફ્ત આફરીન્
બરાન્ નામદારાને બા રાયો દીન્

એજ પ્રમાણે અર્દશીર બાબકાન-કે જેનાથી બુઢ્ઢો થયલો સેતારો પાછો જવાન બન્યો હતો ત્યાં સુધી આવ.

અને ત્યાંથી ખુસરૂ સુધી આવ કે જે હોરમઝની બુન્યાદ ધરાવે છે-અને જે કયસર સાથે એકદિલ અને એક બુન્યાદનો બન્યો છે.

કે જે કયસરનો આગળો નેયાગાન સહ્મ હતો-હું એમાં કશું જૂઠું બોલતો નથી કે કાંઇ મતલબ શોધતો નથી.

અમોએ આપણી વચ્ચેનો સઘળો કીનો દૂર કીધો છે-રૂમીઓ અને ઈરાનીઓ એકત્ર થયા છે.

કયસર તરફથી તેની તે બેટી કે જે તેની બેટીઓમાંથી તે તેને તાજ માફકની વહાલી છે, તે મેં કબૂલ કરી છે.

પછી તેણી જેવી કાંઇ અયબ કે હુનર ધરાવતી હશે તોપણ તે મને કબૂલ છે-મારાં આ લખવા ઉપર પાક યઝદાન સાક્ષી છે.

આ સઘળું લખાણ મારા પોતાના હાથનું લખેલું છે-કારણકે મારા હુરૂફ દુન્યામાં ઝાહેર થયલાં છે.

અને જેમ રાહ રસમ અને રૂઢી છે-તેમજ આ નામા ઉપર મેં પોતાની મોહર કીધી છે.

તારી પછી જે કોઈ કે દેશ જીતનારો અને તખ્તો તાજ સાથનો બીજો કયસર થશે,

તે પણ આ મારાં લખાણ ઉપર મારો સાક્ષી છે-અને તેનો જાન અને તેનું ડહાપણ મારોજ આશ્ના છે.

આ જે કાંઈ મેં કહ્યું છે તેમાંની થોડી કે ઘણી વાતથી જરાબી ફરીશ નહીં.

હવે આ જે કાંઇ હું તને કહું છું તે વાજબી છે-જે ઉપર મારૂં દિલ, આ ફરતા સેતારા અને પાક યઝદાન સાક્ષી છે.

જે ચીઝ માટે કે તેં કહ્યું છે તેમાં ઢીલ ના કરતો-કારણકે આ શેહરમાં થોભતાં મને ઘણો વખત થયો છે."

જ્યારે પાદશાહે એવી રીતની વાતો યાદ કરીને લખી-ત્યારે તે લખેલું નામુ ખરરાદના બેટા ખુરશીદને સ્વાધીન કર્યું.

તે સરદારે ઝડપથી પોતાના કાળા ઘોડા ઉપર સવાર થઈ ચાલવા માડયું.

તે કયસર આગળ જઇ લાગ્યો ત્યાં સુધી ઝડપથી ચાલવા લાગ્યો-અને સઘળી ખુસરૂની વાતો તેને કહી સંભળાવી.

જ્યારે કયસરે તે નામુ ઉખેડયું-અને તે મોટા પાદશાહનું લખાણ જોયું,

ત્યારે તેણે ફરમાવ્યું જેથી જે કોઈ કે દાના લોકો હતા-તેમજ વાત-ચિત્ત કરવામાં બાહોશ હતા,

તેઓ કયસરની નઝદીક એકઠા થયા-કયસરે તેઓને દરેક જણને પૂછ્યું,

કે "હવે એનો શો ઉપાય કરૂં-અને ઈરાનના પાદશાહ સાથ કેવી રીતના કોલકરાર કરૂં?

આ નામા ઉપરથી તો હવે આપણને કશું બહાનું રહ્યું નથી-સઘળો રૂમનો મુલક અને ઈરાનનો મુલક એકત્ર થયો છે."

આથી દાનેશમંદ બુઝોર્ગ લોકો ઉઠી-તેને પાછો જવાબ આપવા લાગ્યા,

કે "અમો લોકો તો તારા નોકર છિયે અને તું અમારો પાદશાહ છે-તાજ તખ્ત સાથનો દેશનો સંભાળ કરનારો તો તુંજ છે.

તુંજ વિચાર કર હાલ તારોજ વિચાર અને તારોજ હોકમ ચાલે છે-અમારાં તન અને જાન પણ જો તું માગે તો તારાંજ છે."

જ્યારે કયસરે એવું સાંભળ્યું ત્યારે તે ડહાપણ અને દીન સાથના નામદારો ઉપર તેણે દુઆ કીધી.

હમી બૂદ તા શમએ ગર્દાન્ સેપેહરૂ
હેગરૂ ગૂનહ્ તરૂ શુદ બઆઇને ચેહરૂ

એમ વાત કરતાં તેઓ જ્યાં સુધી ફરતાં આસ્માનનો ચેરાગ (આફતાબ) રંગ રૂપમાં જુદીજ તરેહનો થયો ત્યાં સુધી શોભ્યા.

## તેલેસ્મ્ સાખ્તને કયસર્ વ ફેરીબ્ ખુર્દને ફેરેસ્તાદગાને ખુસરૂ વ કુશાદને ખર્રાદે બરઝીન્ રાઝે આન્ તેલેસ્મ્રા.

——:o:——

ચુ ખુરૂશીદે ગર્દન્દહ્ બી રન્ગ્ શુદ
સેતારહ્ બઓર્જે શબ્ આહન્ગ્ શુદ
બેફરૂમૂદ કયસરૂ બનયરન્ગ્ સાઝ
કે પીશ આરદ અન્દીશહાએ દરાઝ
બેસાઝન્દ જાઈ શેગેફ્તી તેલેસ્મ
કે કસ બાઝ નેશ્નાસદ ઊરા ઝે જેસ્મ
નેશસ્તહ્ ઝની ખૂબ્ બરૂ તખ્તે નાઝ
પુરૂ અઝ શરૂમ બા જામહાએ દરાઝ
અઝીન સૂ વઝાન્ સૂ પરસ્તન્દગાન્
પસે પોશ્તો પીશ અન્દરૂન્ બન્દગાન્
નેશસ્તહ્ બરાન્ તખ્ત બી ગોફ્તગૂય
બગેર્યાન્ ઝની માન્દહ્ આન્ માહરૂય
ઝમાન્ તા ઝમાન્ દસ્ત બરૂ ચાઝદ ઊય
સેરેશ્કી ઝે મેઝ્ગાન્ બેયન્દાઝદ ઊય
બરાન્ સાન્ કે બેશ્નીદ નયરન્ગ્ સાઝ
ઝની સાખ્ત બા ગીસૂઆને દરાઝ
હરાન્ કસ કે દીદી મરૂરા ઝે દૂરૂ
ઝની ચાફ્તી શીફ્તહ્ પુરૂ ઝે નૂરૂ
કે બેગ્રીસ્તી બરૂ મસીહા બઝારૂ
દો રોખ સુર્ખો મેઝ્ગાન્ ચુ અબ્રે બહારૂ
તેલેસ્મે બુઝોરૂગ્ આન્ ચુ આમદ બજાય
બરે કયસરૂ આમદ યકી રહ્નુમાય
કે ચીઝી કે ફરૂમૂદઈ સાખ્તીમ
બદાન્ સાન્ કે ગોફ્તી બેપર્દાખ્તીમ
ઝે દાના ચુ બેશ્નીદ કયસરૂ બેરફ્ત
બપીશે તેલેસ્મ આમદ અઝ ગાહ્ તફ્ત
અઝાન્ જાદુઈ દરૂ શેગેફ્તી બેમાન્દ
ફેરેસ્તાદો ગોસ્તહ્મરા પીશ ખાન્દ
મરાન્ જાદૂઆન્રા બેબખ્શીદ ચીઝ
બસી બા દેરમ હદયહા દાદ નીઝ
બગોસ્તહ્મ ગોફ્ત અય ગવે નામદારૂ
યકી દોખ્તરી દાશ્તમ ચૂન્ બહારૂ
બેબાલીદો આમદશ હન્ગામે શૂય
યકી ખીશ બુદ મરૂ મરા નામજૂય
બરાહે મસીહા બદ્દૂ દાદમશ
ઝે બીદાનેશી રૂય બુક્શાદમશ

## કયસરે એક તેલેસમ બનાવવો અને તેથી ખુસરૂના એલચીઓએ ફરેબ ખાવો અને ખરરાદે બર્ઝીને તે તેલેસમનો ભેદ ખુલ્લો કરવો.

——:o:——

જ્યારે ફરતા ખુરશીદનું નૂર ઝાંખૂં થયું-અને તેણે રાતના મુકામમાં રહેવા જવાનો એરાદો કીધો,

ત્યારે કયસરે પોતાના કારીગરોને ફર્માવ્યું-કે "તેઓ લામ્બો વિચાર કરે,

અને એક જગ્યાએ એક એવો અજબ જેવો તેલેસમ બનાવે-કે કોઈ તેને બનાવટી છે એમ જાણી શકે નહીં.

તે તેલેસમમાં એક શર્માળ અને લામ્બા કપડાં સાથની-ખૂબસૂરત અઉરત નાઝ ભરેલાં તખ્ત ઉપર બેઠેલી હોવી જોઇયે.

તેણીની બન્ને બાઝૂએ બાંદીઓ હોવી જોઇયે-અને તેણીની આગળ અને પાછળ ગોલામો હોવા જોઇયે.

તે તખ્ત ઉપર તેણી ચૂપ બેઠેલી હોવી જોઇયે-અને તે માહતાબને ૬૦૦
મોંની અઉરત એક રડતી બૈરીના જેવી હોવી જોઇયે.

વળી વારે ઘડીએ તેણી હાથે કરીને પાંપણ ઉપરનાં આંસુ એક તરફ નાખતી બતાવવી જોઇયે."

પેલા કારીગરે જે પ્રમાણે કયસરથી સાંભળ્યું તેવીજ રીતની એક લામ્બા બાલવાળી સ્ત્રી બનાવી.

જે કોઈ તેને દૂરથી જોતા-તેને તે એક ખૂબસૂરત લોભાવનારી સ્ત્રી જણાતી.

કે જેણી ઈસુ ક્રાઈસ્ટ ઉપર ઝાર ઝાર રડતી-જેણીના ગાલ લાલ થઇ આવેલા અને આંખો બાહારનાં વાદળ જેવી આંસુથી ભરેલી લાગતી.

જ્યારે તે ઉમદા તેલેસમ તૈયાર થયો-ત્યારે એક ઉસ્તાદ કયસરની નઝદીક આવ્યો,

અને બોલ્યો કે "જે ચીઝ કે તેં ફર્માવી હતી તે અમોએ બનાવી છે-જેવું તેં કહ્યું હતું તેવુંજ તૈયાર કીધું છે."

જ્યારે કયસરે પેલા દાનાની વાત સાંભળી ત્યારે તે તખ્ત ઉપરથી ઉતરી તેલેસમની નઝદીક શેતાબ આવી લાગ્યો.

પેલી જાદુઈ બનાવટથી તે ઘણો અજબ રહ્યો-અને એક જણને મોકલી ગોસ્તહમને તેડાવ્યો.

પેલા કરામત કરનાર કારીગરોને કેટલીક ચીઝો બક્ષેશ કીધી-પૈસાની સાથ ઘણોક હદયો પણ આપ્યો.

પછી તેણે ગોસ્તહમને કહ્યું કે "ઓ નામીચા પેહલવાન!-હું એક ૬૦૧
બહારની મોસમ જેવી ખૂબસૂરત છોકરી ધરાવતો હતો.

જ્યારે તેણી મોટી થઇ અને પરણાવવા લાયકની થઇ-ત્યારે મારોજ એક ખેશી જે કીર્ત્તિવંત હતો,

તેની સાથ ખ્રીસ્તિ રાહ રસ્મ પ્રમાણે પરણાવી આપી-અને મેં નાદાની કરીને તેણીને ઉઘાડે ચેહરેજ,

ફેરેસ્તાદમ ઊરા બકાખે જવાન્
સુએ આસમાન્ શુદ જવાન્‌રા રવાન્
કુનૂન ઊ નેશસ્તસ્ત બા સૂગો દરૂદ
શુદહ્ રૂએ રઉશન્ બરૂ લાજવરૂદ
ન પન્દમ્ પઝીરદ ન ગૂયદ સોખુન્
જહાને નવ્ અઝ રન્જે ઊ શુદ કોહુન
ચશી રન્જ બરૂદારો ઊરા બેબીન્
સુખુનહાએ દાનન્દગાન્ બરૂ ગુઝીન્
જવાનીઓ અઝ ગઉહરે પહુલવાન્
મગર્ બા તો ઊ બર્ કુશાયદ ઝબાન્
બદ્ ગોફ્ત ગોસ્તહુમ અયદૂન્ કુનમ
મગર્ કઝ્ દેલશ મેહ્ર્ બીરૂન્ કુનમ
બનઝ્દે તેલેસ્મ આમદ આન્ નામદાર્
કુશાદહ્ દેલો પુર્ સખુન્ કામગાર્
૬૦૨ ચુ આમદ બનઝ્દીકે તખ્તશ ફરાઝ
તેલેસ્મે ફેરીબન્દહ્ બોર્દશ નમાઝ
ગેશાન્માયહ્ ગોસ્તહુમ બેન્શસ્ત ખાર્
સખુન્ ગોફ્ત બા આન્ ઝને કામગાર્
દેલાવર્ નુખોસ્ત અન્દર્ આમદ બપન્દ
સુખુનહા કે ઊરા બુદી સૂદમન્દ
બદ્ ગોફ્ત કય દોખ્તે કયસર્ નેઝાદ
ખેરદમન્દ નખૂરદ અઝ કારે દાદ
રહા નીસ્ત અઝ મર્ગ્ પર્રાન્ ઓકાબ્
ચે દર્ બીશહ્ શીરો ચે માહી દર્ આબ્
હમહ્ બાદ બુદ ગોફ્તને પહુલવાન્
કે ઊ બી રવાન્ બૂદો હમ બી ઝબાન્
બઅન્ગોશ્તે ખુદ હરૂઝમાની સેરેશ્ક
બેયન્દાખ્તી પીશે ગૂયા પેઝેશ્ક
ચુ ગોસ્તહુમ અઝ્ દર્ શેગેફ્તી બેમાન્દ
ફેરેસ્તાદ કસ્ કયસર્ ઊરા બેખાન્દ
ચે દીદી બદ્ ગોફ્ત અઝીન્ દોખ્તરમ
કે અઝ દર્દે સૂગશ બરન્જ અન્દરમ
બદ્ ગોફ્ત બેસ્યાર્ દાદમશ પન્દ
નબુદ પન્દે મન્ નઝ્દે ઊ સૂદમન્દ
૬૦૩ દેગર્ રૂઝ કયસર્ બબાલૂય ગોફ્ત
કે એમરૂઝ બા અન્દેયાન્ બાશ જોફ્ત
હમાન્ નીઝ શાપૂરે મેહ્તર્ નેઝાદ
કુનદ જાને મારા બદીન્ દોખ્ત શાદ
શવી નઝ્દે ઇન્ દોખ્તરે સૂગ્વાર્
સખુન્ ગૂઈ અઝ નામવર્ શહ્રયાર્
મગર્ પાસોખી યાબી અઝ દોખ્તરમ
કઝ્ આતેશ આયદ હમી બર્ સરમ
સઝદ ગર્ બરીન્ રન્જ બાશીદ યાર્
બેપુર્સીદ અઝીન્ દોખ્તરે સૂગ્વાર્
મગર્ બેશ્નવદ પન્દો અન્દર્ઝ તાન્
બેદાનદ સરે માયહો અર્ઝ તાન્
બરૂઆનમ કે એમરૂઝ પાસોખ દેહદ
ચુ પાસોખ બઆવાઝે ફર્રોખ દેહદ
શવમ રસ્તહ્ અઝ દસ્તે ઈન્ સૂગ્વાર્
કે ખૂનાબ્ બારદ હમી બર્ કેનાર્

તે જવાનના મેહલમાં મોકલી આપી-જેણીને જોતાંજ તે જવાન મરણ પામ્યો.

હવે તેણી સોગ અને દર્દ સાથ બેઠેલી છે-તેણીનો રોશન રોઝ સીઆહ થયો છે.

તેણી મારી શીખામણ માનતી નથી અને કાંઈ પણ સુખુન બોલતી નથી-તેણીના રંજથી મારી ખુશી ભરેલી દુન્યા ગમ ભરેલી બની છે."

માટે તું તકલીફ લે અને તેણીને જો-અને વિદ્વાનોને કહેવા લાયકના બે બોલ કહે.

તું જવાન તેમજ પેહલવાનની બુન્યાદથી છે-કદાચ તેણી તારી સાથે વાત કરશે."

ગોસ્તહમે તેને કહ્યું કે "હા, એમજ કરીશ-કદાચ તેણીનાં દિલમાંથી તે જવાનની મોહબ્બત કાઢી શકીશ."

હવે તે નામદાર હરખ ભર્યો બની બોલવા માટે તૈયાર અને આશાવંતો થઇને પેલા તેલેસમ આગળ આવ્યો.

જ્યારે તે તેનાં તખ્તની આગળ આવ્યો-ત્યારે પેલા ફરેબ દેનારા તેલેસમે તેને નમન કીધું.

બુન્યાદી ગોસ્તહમ ત્યાંજ બેસી ગયો-અને તે સુંદર સ્ત્રી સાથે વાત કરવા લાગ્યો.

તે દિલાવર શખ્સે પહેલાં શીખામણ દેવા માડી-અને તેણીના ફાયદાની વાતો કીધી.

તે બોલ્યો કે "ઓ કયસરની અઉલાદની છોકરી!-ડાહ્યા માણસો ઈન્સાફનાં કામ માટે વિલાપ કરતા નથી.

મોતની ચુંગાલમાંથી શું ઉડનારૂં ઓકાબ પક્ષી કે શું જંગલમાંના સિંહો કે શું દર્યામાં રહેતી માછલી કોઈ પણ છટકી શકતું નથી."

પણ તે પેહલવાનનું એ સઘળું બોલવું ફોકટ ગયું-કારણકે તે પૂતળી તો જીવ વગરની તેમજ ઝબાન વગરની હતી.

તે તો હર વખત પેલા શીખામણ દેનારા વૈદની આગળ પોતાની આંગળીએ કરીને આંસુ નાખતી હતી.

જ્યારે ગોસ્તહમ તેનાથી અજબ રહ્યો-ત્યારે કયસરે માણસ મોકલીને તેને તેડાવી લીધો.

અને પૂછ્યું કે "આ મારી બેટી કે જેનાં દર્દ અને સોગથી હું દિલગીર છું તેણીથી તેં શું સાંભળ્યું?"

તેણે જવાબ આપ્યો કે "મેં તેણીને ઘણી શીખામણ દીધી-પણ મારી શીખામણે તેણીને કશો ફાયદો કીધો નહીં."

બીજે દિવસે કયસરે બાલૂયને કહ્યું-કે "આજે તું અંદિયાનને લઇને,

તેમજ સરદારની બુન્યાદનો શાપૂર કે જે આ છોકરીની બાબતમાં અમારા જીવ ખુશહાલ બનાવશે, તેને પણ સાથે લઇને,

એ ગમ ભરેલી મારી બેટી પાસે તું જા-અને નામવર પાદશાહ માટેની તેણીની સાથે વાતો કર.

કદાચ તે છોકરી કે જેનાથી મારાં સર ઉપર આફત આવી પડે છે, તેની તરફથી તું કાંઇ જવાબ મેળવશે.

જો એ આફતમાં તમો મને મદદ કરશો તો તે લાયકજ ગણાશે-તમો એ સોગ ભરેલી છોકરીથી કાંઈ પૂછપરછ કરો.

કદાચ તે તમારી નસીહત અને શીખામણ સાંભળશે-અને તમારી કીમત અને દરજ્જો પિછાનશે.

મને આશા છે કે આજે તેણી ઝરૂર બોલશે-અને જ્યારે તેણી જવાબ દેશે ત્યારે તેણી સબકતે સાદેજ બોલશે.

આથી હું એ સોગ ભરેલી છોકરી કે જેણી હમેશે આંસુજ વરસાવ્યા કરે છે, તેણીના હાથથી છુટકારો પામીશ."

બેરફૂત આન્ ગેરામી સે આઝાદ મરૂદ
સખુન ગોફૂત હરૂયકુ કે નન્ગો નબરૂદ
અઝીશાન્ કસી રૂએ પાસોખ નદીદ
ઝને બી ઝબાન્ ખામોશી બરૂગુઝીદ
વઝાનજા બનઝદીકે કયસરૂ શુદન્દ
બબીચારગી પીશે દાવરૂ શુદન્દ
કે હરૂચન્દ ગોફૂતીમો દાદીમ પન્દ
નશુદ સૂદ પયદા કે રાહે ગઝન્દ
ચુનીન્ ગોફૂત કયસરૂ કે બદ રૂઝગારૂ
કે મા સૂગ્વારીમ અઝીન્ સૂગ્વારૂ
અઝીન્ નામદારાન્ ચુ ચારહ નેયાફૂત
સુએ રાદ ખરૂરાદે બરૂઝીન્ શેતાફૂત
બદ્ ગોફૂત કય નામદારે દેલીરૂ
ગુઝીને સરે તાખમએ અરૂદશીરૂ
યકી સૂએ ઈન્ દોખ્તરૂ અન્દરૂ શવી
મગરૂ યકુ રહ્ આવાઝે ઊ બેશનવી
કે બસ સૂગ્વારમ મન્ અઝ્ કારે ઊય
ધમી ગશ્તમ અઝ્ કુન્દ બાઝારે ઊય
નદાનમ્ ચે બાઝી ગેરેફૂત ઊ ઝે બખ્ત
ફેરૂમાન્દહ્ અમ મન્ દરીન્ કારૂ સખ્ત
કુશાદહ્ શવદ અઝ્ તો કારમ મગરૂ
કે આઝાદહ્ મર્દીઓ બા હૂશો ફ્રૂ
ફેરેસ્તાદ બા ઊ યકી ઉસ્તુવારૂ
અઝ્ અયવાન્ બનઝદીકે આન્ સૂગ્વારૂ
ચુ ખરૂરાદે બરૂઝીન્ બેયામદ બરશ
નેગહ્ કરૂદ રૂયો સરો અફૂસરશ
હમી બૂદ પીશશ ઝમાની દરાઝ
તેલેસ્મે ફેરીબન્દહ્ બોર્દશ નમાઝ
સરા પાએ આન્ ઝન્ હમહ્ બેન્ગરીદ
પરસ્તન્દગાન્રા બરે ઊ બેદીદ
બસી ગોફૂતો ઝન્ હીચ્ પાસોખ નદાદ
પુરૂ અન્દીશહ્ શુદ મર્દે મેહૂતરૂ નેઝાદ
હમી ગોફૂત ગરૂ ઝન્ ઝે ધમ બીહોશસ્ત
પરસ્તન્દહ્ બા વય ચેરા ખામોશસ્ત
અગરૂ ખુદ સેરેશકસ્ત બરૂ ચશ્મે ઊય
સઝીદી અગરૂ કમ શુદી ખશ્મે ઊય
બપીશે બરશ બરૂ ચકાનદ હમી
ચપો રાસ્ત જુમ્બેશ નદાનદ હમી
સેરેશ્કી કે અન્દાખ્ત યકુજાય રફૂત
ન જુમ્બાન્ બુદશ દસ્તો નહ્ પાય રફૂત
ગરૂ ઈચ્ અન્દરીન્ કાલબુદ જાન્ બુદી
બોઝ્ અઝ્ દસ્તો પા તનશ જુમ્બાન્ બુદી
સેરેશ્કી સુએ દીગરૂ અન્દાખ્તી
દેગરૂ દસ્ત જાએ દેગરૂ આખ્તી
નબીનમ હમી જુમ્બેશે જાન્ બજેસ્મ
નબાશદ મગરૂ ફયલસૂફી તેલેસ્મ
બરે કયસરૂ આમદ બેખન્દીદો ગોફૂત
કે ઈન્ માહૂંશ ખુદ બેરદ નીસ્ત જોફૂત
તેલેસ્મીસ્ત કીન્ રૂમેયાન્ સાખ્તન્દ
કે બાલૂયો ગોસ્તહુમ નેશ્નાખ્તન્દ

આથી તે ત્રણે બુઝર્ગ મરતબાવાળા શહસ્થો ગયા–અને દરેક જણે લડાઈ અને કીર્તિની વાતો કીધી.

પણ તેઓમાંથી કોઇયે પણ કશો જવાબ સાંભળ્યો નહીં–તે વાચા વગરની અઉરતે ચૂપકીદીજ એખ્તયાર કીધી

તેઓ ત્યાંથી કયસરની નઝદીક ગયા–લાચાર થઈને તે ઇન્સાફી શખ્સ ૬૦૪
આગળ આવ્યા.

અને બોલ્યા કે "અમોએ ગમે એટલું કહ્યું અને શીખામણ દીધી–પણ તેણીને નુકસાન ભરી રાહમાંથી ફાયદા ભર્યો માર્ગ જણાયોજ નહીં."

કયસર બોલ્યો કે "અમારો બૂરો વખત છે–કારણકે તે સોગ ભરેલી છોકરીને લીધે અમો પણ સોગ ભરેલાજ રહ્યા છિયે."

એ નામદારોમાંથી જ્યારે કયસર કાંઇ ભેદ મેળવી શકયો નહીં–ત્યારે તે ડહાપણવાળા ખરરાદે બર્ઝીન તરફ શેતાબી કરતો ગયો.

અને તેને કહ્યું કે "ઓ બહાદુર નામદાર!–અને અર્દશીરની અઉલાદના નામીચા સરદાર!

જરા તું એ છોકરીની આગળ જા–કદાચને તુંજ એક વખત તેણીને બોલતી સાંભળશે.

કારણકે હું તેણીની એ હાલતથી ઘણો દિલગીર છું–તેણીના એ બૂરા હાલથી ગમગીન બન્યો છું.

હું નહીં જાણુતો કે તેણીનાં નસીબે શું રમત પકડી છે?–આ કામમાં હું તદ્દન આજેઝ થઈ પડયો છું.

તું મરતબાવાળો છે અને વળી હુશ્યાર તેમજ દબદબા ભરેલો છે–તો તારેથી કદાચ એ મારૂં કામ પાર પડશે."

એમ કહી તેને એક ખાતેરીનાં માણસ સાથ તે અયવાનમાંથી ગેલી સોગ કરતી પૂતળી આગળ મોકલ્યો.

જ્યારે ખરરાદે બર્ઝીન તેની નઝદીક આવ્યો–અને તેણીનો ચેહરો, ૬૦૫
તેણીનું સર અને તેણીનું તાજ જોયું,

ત્યારે તે તેની આગળ ઘણો વખત સુધી થોભી ગયો–પેલા ફરેબ ભરેલા તેલેસમે તેને નમન કીધું.

તેણે તે અઉરતને પગથી માથા સુધી તપાસી–વળી તેણીની આગળ બાંદીઓને ઉભેલી જોઇ.

તેણે ઘણીક વાતો કીધી પણ તે અઉરતે કાંઈ પણ જવાબ આપ્યો નહીં–તેથી તે સરદારની બુન્યાદનો મર્દ અંદેશા ભરેલો થયો.

તેણે વમાસ્યું કે "અગર આ અઉરત ગમથી બેહોશ બનેલી છે–તો તેની સાથની દાસીઓ શા માટે મૂગી બની છે?

જો તેણીની આંખોમાં આ ખરેખરાં આંસુજ છે–તો ઝરૂર તેણીનું દુઃખ ઓછું થવુંજ જોઈતું હતું.

વળી તેણી પોતાની છાતી આગળજ આંસુ ટપકાવ્યા કરે છે–ડાબી કે જમણી તરફ તેણી હિલચાલ કરવાનું જાણતીજ નથી.

જે આંસુ કે તેણીએ નાખ્યાં તે એકજ જગ્યાએ જઈ પડયાં–નહીં તેણીના હાથ હિલતા કે નહીં તેણીના પગ ચાલતા.

આ શરીરમાં જો જરા પણ જીવ હતે–તો તેણીના હાથ અને પગ સિવાય તેનું આખું શરીર હિલતું રહેતે.

તેણી જુદી જુદી જગ્યાએ આંસુ નાખતે–અને બીજો હાથ બીજી તરફ ખેંચાતે.

આ શરીરમાં કશો જીવ મને જણાતો નથી–એતો તેલેસમની ફીલસૂફી ૬૦૬
સિવાય બીજું કાંઇ નથી."

પછી તે કયસર આગળ આવ્યો અને હસી પડીને બોલ્યો–કે "આ ચંદ્રમુખીને બિલ્કુલ હોશ છેજ નહીં.

એતો રૂમીઓનું બનાવેલું એક પૂતળું (તેલેસમ) છે–કે જેને બાલૂય અને ગોસ્તહમ પિછાની શકયા નથી.

બઈરાનેયાન્ બરૂ બેખન્દી હમી
વગરૂ ચશ્મે મારા બેબન્દી હમી
ચુ ઇન્ બેશનવદ્ શાહુ ખન્દાન્ શવદ્
ફુશાદહુ લબો સીમ દન્દાન્ શવદ્
બદ્દૂ ગોફૂત કયસરૂ કે જાવીદ્ ઝી
કે દસ્તૂરીએ ખુસ્રવાન્રા સઝી
યકી ખાનહુ દારમ બઅયવાન્ શેગેફૂત
કઝાન્ બરૂતરૂ અન્દાઝહુ નત્વાન્ ગેરેફૂત
ચુ બીની નદાની કે આન્ બન્દ્ ચીસ્ત
તેલેસ્મસ્ત યા કર્દએ ઈઝદીસ્ત
ચુ ખરૂશાદે બરૂઝીન્ શનીદ્ ઈન્ સોખુન્
બેયામદ્ બદાન્ જાયગાહે કોહુન્
બેદીદ્ ઈસ્તાદહુ મુઅલ્લક્ સવારૂ
બેયામદ્ બરે કયસરે નામદારૂ
૬૦૭ ચુનીન્ ગોફૂત કઝ આહનસ્ત ઈન્ સવારૂ
હમાન્ ખાનહુ અઝ્ ગઉહરે નામદારૂ
કે દાના વરા મક્નેયાતીસ ખાન્દ્
કે રૂમીશ બરૂ અસ્પે હેન્દી નેશાન્દ્
હરાન્ કઝ કે અઝ દફ્તરે હેન્દવાન્
બેખાનદ્ શવદ્ શાદો રઉશન્ રવાન્

એતો તું ઇરાનીઓની હસી કરે છે-અથવા તો અમારી આંખો આંજી નાખે છે.

જ્યારે પાદશાહ ખુસરૂ આ વાત સાંભળશે ત્યારે હસવા પડશે-અને પોતાના હોઠ ખોલીને ચાંદી જેવા દાંત દેખાડશે."

કયસરે તેને કહ્યું કે "તું જાવેદાન સૂધી જીવતો રહેજે!-કારણકે તુંજ પાદશાહોનો વઝીર થવાને લાયક છે.

મારા મેહલને લગતું એક અજબ જેવું મકાન હું ધરાઉં છું-કે જેનાથી વધુ અજાયબીનો વિચાર પણ કરી શકાતો નથી.

તેને તું જ્યારે જોશે ત્યારે જાણી નહીં શકશે કે એ શું કારીગરી છે-તેલેસમ છે યા ખોદાતાલાની કુદરતી બનાવટ છે?"

જ્યારે ખરરાદે બર્ઝીને એ વાત સાંભળી-ત્યારે તે પેલી પૂરાણી જગ્યાએ આવ્યો.

ત્યાં તેણે એક સવાર અદ્ધર લટકેલો જોયો-તે નામદાર કયસરની નઝદીક પાછો ફર્યો.

અને બોલ્યો કે "આ સવાર લોઢાંનો છે-તેમજ તે ઘર તે કીમતી પદાર્થનું બનેલુ છે,

કે જેને વિદ્વાનો 'લોહ ચુમ્બક' કહે છે-અને રૂમીઓએ તેને હિંદી ઘોડા ઉપર બેસાડયો છે.

જે કોઇકે હિંદી દફતરમાંથી-તે બીના વાંચે છે તે ખુશહાલ અને રોશન જીવના બને છે."

---

## ગુઝારેશ્ કર્દને ખરૂરાદે બર્ઝીન્ દીને હેન્દવાન્રા વ પન્દ્ દાદને ઊ બકયસર્.

———:o:———

બેપુર્સીદ્ કયસરૂ કે હેન્દૂ ઝે રાહુ
હમી તા ફુજા બરૂ કશદ્ પાયગાહુ
ઝે દીને પરસ્તન્દગાન્ હરૂચે અન્દ્
હમી બુતપરસ્તન્દ્ અગરૂ ખુદ્ કે અન્દ્
ચુનીન્ ગોફૂત ખરૂરાદે બર્ઝીન્ બશાહુ
બહેન્દ્ અન્દરૂન્ ગાવ શાહસ્તો માહુ
બયઝદાન્ નગર્દન્દો ગર્દાન્ સેપેહરૂ
નદારદ્ કસી બરૂ તને ખીશ મેહરૂ
ઝે ખુરૂશીદે ગર્દન્દહુ બરૂ નુગ્ઝરન્દ્
ચુ મારા ઝે દાનન્દગાન્ નુશમરન્દ્
હરાન્ કસ કે ઊ આતેશી બરૂ ફેરૂખ્ત
શુદ્ અન્દરૂ મેયાન્ ખીશતન્રા બેસૂખ્ત
યકી આતેશી દાનદ્ અન્દરૂ હવા
બફર્માને યઝદાને ફર્માન્ રવા
૬૦૮ કે દાનાએ હેન્દીશ ખાનદ્ અસીરૂ
સુખુનહાએ ચરૂબ્ આરદો દેલપઝીરૂ
ચુનીન્ તા કે આતેશ બઆતેશ રસીદ્
ગુનાહશ ઝે કેર્દારૂ શુદ્ નાપદીદ્

અઝાન્ નાગુઝીરૂ આતેશ અન્દૂખ્તન્
હમી રાસ્તી દાનદ્ આન્ સૂખ્તન્

## ખરરાદે બર્ઝીને હિંદુઓના ધર્મનું વર્ણન કરવું અને તેણે કયસરને શીખામણ આપવી.

——:o:——

કયસરે પૂછ્યું કે "હિંદુઓ પોતાની ધર્મી રાહ રસમમાં કયે મરતબે પહોંચેલા છે?

હિંદુ પૂજારીઓની દીનની મતલબ શું છે-જો તેઓ મૂર્ત્તિપૂજકો છે, તો તેઓ પોતે કોણ છે?"

ખરરાદે બર્ઝીને કયસરને કહ્યું-કે "હિંદમાં ગાય અને ચંદ્રને વડા ગણવામાં આવે છે.

તે લોકો પાક યઝદાન કે ફરતા આસમાનને માનતા નથી-તેમજ પોતાનાં શરીર ઉપર દયા કરતા નથી.

સૂર્યને માને છે અને તેથી ઉલટા જતા નથી-આપણા જેવાને તેઓ વિદ્વાન ગણતા નથી

કોઇ કોઇ હિંદુઓ આતશ સળગાવીને-તેમાં પડી પોતાને બાળીને ભસ્મ કરે છે.

તે એમ માને છે કે આકાશમાં યઝદાનના હોકમથી એક આતશ બળે છે,

કે જે આતશને હિંદના વિદ્વાનોએ "અસીર" (Ether ઈથર)નું નામ આપ્યું છે-અને તેનું સુંદર વર્ણન આપે છે.

એવી રીતે કે જે આતશમાં તેઓ પોતાને બાળે છે, તે આતશ આકાશી આતશ સાથ મળી જાય છે-અને તેથી તેઓની ઝિંદગીનાં પાપો તે સાથ બળી જઈ તેઓનો આત્મા પવિત્ર થાય છે.

આવા ખાસ અગત્યના આતશને સળગાવી-પોતાના બાળવાનાં કામને તેઓ ખરૂં માને છે.

**હમાન્ નીઝ ગોફતે શુમા નીસ્ત રાસ્ત**
**બરીન્ બરૂ રવાને મસીહા ગવાસ્ત**
**નદાની કે ઈસાએ મર્યમ ચે ગોફત**
**બદાનગહ કે ખુફ્‌તાહ રાઝ અઝ નેહોફત**
**કે પીરાહનત ગરૂ સેતાનદ કસી**
**મચાવીઝ બા ઊ બતુન્દી બસી**
**વગરૂ બરૂ ઝનદ કફ બરોખ્સારે તૂ**
**શવદ તીરહ અઝ ઝખ્મ દીદાહે તૂ**
**મચાવરૂ તો ખેશમો મકુન્ હૈચ ગરૂદ**
**બખાબાન તો ચશ્મો મગૂ હીચ સરૂદ**
**બકમતરૂ ખુરેશ બસ કુન અઝ ખુર્દની**
**મજૂય અરૂ નબાશદત ગુસ્તર્દની**
**અઝીન સરૂ બદીરા બબદ નુશ્મરીદ**
**બીઆઝારૂ અઝીન તીરગી બુગઝરીદ**
**શુમારા હવા બરૂ ખેરદ શાહ ગશ્ત**
**દેલ અઝ આઝે બેસ્યારૂ બી રાહ ગશ્ત**
**કે અયવાનહા તા બકયવાન રસીદ**
**શુતોરૂ મીકશદ ગન્જે તાન્રા કલીદ**
**અબા ગન્જહા નીઝ ચન્દી સેપાહ**
**ઝેરેહાએ આદીઓ રૂમી કોલાહ**
**બહરૂ જાએ બીદાદ લશ્કરૂ કશીદ**
**અઝ આસૂદગી તીગહા બરૂ કશીદ**
**હમહ ચશ્મહ ગર્દદ બેયાબાન ઝે ખૂન્**
**મસીહા નબૂદ અન્દરીન્ રહનમૂન**
**ચકી બીનવા મર્દે દર્વીશ બૂદ**
**કે નાનશ ઝે રન્જે તને ખીશ બૂદ**
**જોઝ અઝ તર્ફે શીરશ નબૂદી ખરેશ**
**ફ્રોઝૂનીશ રઉધન્ બુદી પર્વરેશ**
**ચુ આવરૂદ મર્દે જહૂદશ બમોશ્ત**
**ચુ બી યારો બીચારહ દીદશ બેકોશ્ત**
**હમાન્ કોશ્તહુરા નીઝ બરૂ દારૂ કરૂદ**
**બદાન્ દારૂ દીને વરા ખારૂ કરૂદ**
**પેદરૂ દીરે ઊ બૂદો માદરૂ કુનેશ્ત**
**નેગહબાનો જૂયન્દએ ખૂબો ઝેશ્ત**
**ચુ રઉશન્ રવાન્ ગશ્તો દાનેશ પઝીરૂ**
**સખુનગૂયો દાનન્દહો યાદગીરૂ**
**બપયઘમબરી નીઝ હન્ગામ યાફ્‌ત**
**બબર્નાઈ અઝ ઝીરકી કામ યાફ્‌ત**
**તો ગૂઈ કે ફર્ઝન્દે યઝદાન બુદ ઊય**
**બદાન્ દારૂ બરૂ કોશ્તહ ખન્દાન્ બુદ ઊય**
**બેખન્દદ બરીન્ બરૂ ખેરદમન્દ મરૂદ**
**તો ગરૂ બાહોશી ગેર્દે યઝદાન બેગરૂદ**
**કે હસ્ત ઊ ઝે ફર્ઝન્દો ઝન બીનેયાઝ**
**બનઝદીકે ઊ આશકારસ્ત રાઝ**
**ચે પીચી ઝે દીને કયૂમૂરસી**
**હમ અઝ રાહો આઇને તહમૂરસી**
**કે ગૂયન્દ દાદારે ગયહાન યકીસ્ત**
**જોઝ અઝ બન્દગી કર્દનત રાહ નીસ્ત**
**જહાનદીદહ દેહકાને યઝદાન પરસ્ત**
**ચુ બરૂ બાઝો બર્સમ બેગીરદ બદસ્ત**

તેમજ વળી તમારા ધર્મની જે વાત તમો કરો છો, તે પણ ખરી નથી-અને મારા કહેવાનો તમારા ઈસુ ક્રાઈસ્ટનો આત્મા ગવાહ છે.

તું જાણતો નથી કે મર્યમના છોકરા ક્રાઇસ્ટે જ્યારે છૂપા ભેદો ખુલ્લા કીધા ત્યારે શું કહ્યું છે?

કે 'અગર કોઇ તારૂં પેહેરણ છીનવી લે-તો તેની સાથ ઘણી તુંદીથી મારામારી ના કરતો.

અગર તારા ગાલ ઉપર કોઈ તમાચો મારે-અને તે થબડાકથી તારી આંખે અંધારાં આવી જાય,

તોપણ તારે ગુસ્સો કરવો નહીં કે ફિકકું પડી જવું નહીં-પણ આંખ ઘાંકી દેવી જોઇયે અને પેલાને કશું માઠું કહેવું નહીં જોઇયે.

ખોરાકમાં થોડાંજ ખાણાં ઉપર સબૂરી પકડવી-જો પાંથરવાનું નહીં હોય તો તેની ચિન્તા કરવી નહીં.

આવી જાતની ભૂંડાઈ માટે તે ફર્માવી ગયો છે કે તેને ભૂંડાઈ તરીકે ગણતા ના-અને વેર લેવા વગર તે ખફગી મનમાંથી કાઢી નાખજો.'

તમો લોકોની અકલ ઉપર તો લોભ પાદશાહ થયો છે-અને ઘણા ૬૦૯
લોભથી તમારૂં દિલ કમાર્ગે ગયું છે.

જેથી કરી તમારા મેહલો શનિશ્ચર સેતારા સુધી ઊંચા ચઢયા છે-અને તમારા ખઝાનાની કુંચીઓ ઊંટો ઊંચકે છે.

વળી એટલા બધા ખઝાના સાથે આટલું બધું લશ્કર-'આદ' (એક અસ્લી અરેબ્યન કઉમ)ની બનાવટનાં બખ્તરો અને રૂમી કોલાહ ધરાવો છો.

જ્યાં ગમે ત્યાં ઝુલ્માત ભરી રીતે લશ્કર ખેંચો છો-અને શાન્તિમાં પણ તલવારો ખેંચો છો.

જેથી સઘળાં જંગલો લોહીના ઝરા બની જાય છે-તમારા ક્રાઈસ્ટે તો એવી બાબતો નથી કહેલી.

તેતો એક ગરીબડો દર્વેશ હતો-જે પોતાનાં શરીરની મેહનતથી પોતાનું ગુજરાન કરતો હતો.

સુકાં પનીર કે દૂધ સિવાય કશું ખાતો નહીં હતો-તેનો વધુમાં વધુ ખોરાક માખણનો હતો.

જ્યારે યાહુદીએ તેને પકડયો-અને જ્યારે તેને પોતાના સાથીઓ વગરનો અને લાચાર જોયો ત્યારે તેને મારી નાખ્યો.

વળી તે મૂવેલાનેજ ફાંસીએ ચઢાવ્યો-અને એમ ફાંસી ચઢાવી તેના ધર્મને તુચ્છકારી કાઢયો.

દેવળ અને મઠ તેના માબાપ હતાં તે તમારો નેગેહબાન હતો અને સારૂં માઠું શોધી કાઢનારો હતો.

જ્યારે તે રોશન જીવનો, દાનાઇ કબૂલ કરનારો, સુભાષિત બોલનારો, ૬૧૦
વિદ્વાન અને યાદદાસ્ત શક્તિ ધરાવનારો બન્યો.

ત્યારે તેનો પયગમ્બર થવાનો પણ વખત આવ્યો-અને નાની અવસ્થામાંજ હુશ્યારીથી પોતાની મુરાદે પહોંચ્યો.

તું કહે છે કે તેતો ખોદાનો છોકરો હતો-અને મૂવેલો પણ તે શૂળી ઉપર ખુશહાલ હતો.

એવાં બોલવા ઉપર અકલમંદો હસે છે-જો તારામાં સમજ હોય તો યઝદાનની પનાહ પકડ.

કે જે સાહેબ છોકરાં કે સ્ત્રી માટે હાજત વગરનો છે-અને જેની આગળ સઘળો છૂપો ભેદ ખુલ્લો છે.

તું કયૂમર્સની દીનથી તેમજ તેહમૂરસની રાહ અને રસ્મથી શા માટે ફરે છે?

જેઓ કહે છે કે દુન્યાનો પયદા કરનાર સાહેબ એકજ છે-અને બંદગી કરવા સિવાય તારે માટે બીજો માર્ગ નથી.

અનુભવી યઝદાન પરસ્ત દેહકાન-જ્યારે બાજ અને બર્સમ હાથમાં પકડે છે,

નશાયદ ચશીદનશ યકૂ કત્રહ્ આબ્
ગરૂ અઝ્ તેશનગી આબ્ બીનદ્ બખાબ્
બયઝ્દાન્ પનાહદ બરૂઝે નબરૂદ
નખાહદ બજન્ગ્ અન્દરૂન આબે સરૂદ
૬૧૧ હમાન્ કેયબલહ્ શાન્ બરૂતરીન્ ગઉહરસ્ત
કે અઝ્ ખાકો આબો હવા બરૂતરસ્ત
નબાશન્દ શાહાને મા દીન્ ફરૂશ
બફર્માને દારન્દહ્ દારન્દ ગૂશ
બદીનારો ગઉહરૂ નબાશન્દ શાદ
નજૂયન્દ નામો નેશાન્ જોઝ્ બદાદ
બબખ્શીદને કાખહાએ બલન્દ
દેગરૂ શાદ કર્દન્ દેલે મુસ્તમન્દ
ચહારોમ કસી કૂ બરૂઝે નબરૂદ
બેપૂશદ શેખે શીદે તાબાન્ બગરૂદ
બરો બૂમ દારદ ઝે દુશમન્ નેગાહ્
જોઝ્ ઈન્રા નખાનદ ખેરદમન્દ શાહ્
જોઝ્ અઝ્ રાસ્તી હરકે જૂયદ ઝે દીન્
બરૂ બાદ નફ્રીને બી આફરીન્
ચુ બેશનીદ કયસરૂ પસન્દ આમદશ
સુખુનહાએ ઊ સૂદમન્દ આમદશ
બદુ ગોફ્ત આન્ કૂ જેહાન્ આફરીદ
તોરા નામદારે મેહાન્ આફરીદ
સુખુનહાએ પાકૂ અઝ્ તો બાયદ શનીદ
તો દારી દરે રાઝ્હારા કલીદ
૬૧૨ કસીરા કઝીન્ગૂનહ્ કેહતરૂ બુવદ
સરશ અફ્સરે માહ્ બરૂતરૂ બુવદ
દેરમ ખાસ્ત અઝ્ ગન્જો દીનારૂ ખાસ્ત
યકી અફ્સરી નામબરદારૂ ખાસ્ત
બદુ દાદો બેસ્યારૂ કરૂદ આફરીન
કે આબાદ બાદ અઝ્ તો ઈરાન્ ઝમીન

ત્યારે જો તેને તરસને લીધે પાણીના સ્વપ્નાબી આવતા હોય તોયે તેનાથી એક ટીપું પણ પાણી પી શકાતું નથી.

લડાઇને દહાડે તે ખોદાતાલાનીજ પનાહ પકડે છે-લડાઈ કરતી વખતે તે પાણી વટિક પીતો નથી.

વળી તેઓનો કેબ્લો તે સર્વથી ઊંચું ગોહર છે-કે જે ખાક, પાણી અને હવા કરતાં વધારે ચઢિયાતું છે.

બીજું. અમારા પાદશાહો (લોભને ખાતર) દીનધર્મ વેચનારા હોતા નથી-તેઓ ખોદાનાં ફર્માનને મઝબૂત ધ્યાનમાં રાખે છે.

ત્રીજું. તેઓ દીનાર અને ગોહરોથી ખુશહાલ થતા નથી-અને ઇન્સાફ કરવાથીજ પોતાની નામના અને યાદગારી શોધે છે.

અથવા બુલંદ મેહલો બક્ષી દેવાથી-તેમજ હાજતમંદોનાં દિલ ખુશહાલ કરવાથીજ નામ શોધે છે.

ચોથું. જે કોઈ પાદશાહ કે લડાઇને દહાડે-ઝળકતા ખુરશીદનો ચેહરો ધૂળથી ઢાંકી નાખે છે (યાને બહાદુરી દેખાડે છે),

અને દુશ્મનથી પોતાના મુલકની સંભાળ લે છે-તેનેજ અકલમંદો ખરા પાદશાહ તરીકે ગણે છે.

દીનધર્મનાં કામમાં જે કોઈ શખ્સ કે રાસ્તી સિવાય કાંઇ પણ બીજું શોધે-તેના ઉપર શ્રાપ ભરેલી લઅનત પડજો!"

જ્યારે કયસરે એ સાંભળ્યું ત્યારે તેનું બોલવું તેને પસંદ પડયું-તેની વાતો તેને ફાયદેમંદ લાગી.

અને બોલ્યો કે "જે સાહેબે કે આ દુન્યા પયદા કીધી-તેજ સાહેબે તને મોટા લોકોનો નામદારી ભર્યો શખ્સ પયદા કીધો.

સારી સારી વાતો તારેથીજ સાંભળવી જોઇયે-તારી પાસે દરેક ભેદના દરવાઝાની ચાવી છે.

જે કોઈ પાદશાહનો તારા જેવો નોકર હોય-તેનું સર માહતાબનાં તાજ કરતાં પણ વધારે બુલંદ હોવું જોઇયે."

પછી તેણે પોતાના ખઝાનામાંથી દિરમ અને દીનાર મંગાવ્યા-તેમજ એક નામીચું તાંજ મંગાવ્યું.

તે તેને આપી તેની ઘણી તારીફ કીધી-કે "તારેથી ઇરાન ઝમીન આબાદ હોજો!"

## ફેરેસ્તાદને કયસર્ લશકર્ વ દોખ્તર્ નઝ્દે ખુસરૂ.

વઝાન્ પસ ચુ દાનેસ્ત કામદ સેપાહ્
જહાન્ શુદ ઝે ગર્દે સવારાન્ સેયાહ્
ગુઝીન્ કરૂદ અઝાન્ રૂમેયાન્ સદ હઝારૂ
હમહ્ નામદારૂ અઝ્ દરે કાર્ઝારૂ
સેલીહો દેરમ ખાસ્તો અસ્પાને જન્ગ્
સરૂ આમદ બરૂ રૂઝ્ગારે દેરન્ગ્
યકી દોખ્તરશ બૂદ મર્યમ બનામ
ખેરદમન્દો બા સન્ગો બા રાયો કામ
બેદાદ ઊ બખુસ્રવ બઆઇનો દીન્
હમી ખાસ્ત અઝ્ કેર્દેગારૂ આફરીન્
વઝાન્ પસ બેયાવરૂદ ચન્દાન્ જહીઝ્
કઝૂ કુન્દ શુદ બારગીહાએ તીઝ્

## કયસરે ખુસરૂની નઝદીક લશ્કર તેમજ પોતાની બેટી મોકલી આપવી.

ત્યાર પછી જ્યારે કયસરે જાણ્યું કે "સઘળે ઠેકાણેથી લશ્કર આવી પુગ્યું છે-અને સવારોની ધૂળથી જેહાન સીઆહ થઈ ગઈ છે,"

ત્યારે તેણે તે રૂમી લશ્કરમાંથી સઘળા લડાઇને લાયકના એક લાખ નામદારો ચુંટી કાઢયા.

તેણે હથિયાર, પૈસાનો ખઝાનો અને લડાઇને લાયકના ઘોડાઓ મંગાવ્યા-હવે તેનો ઢીલ કરવાનો વખત પુરો થયો.

તેની એક મર્યંમ નામની અકલમંદ, હિમ્મતવાન, બાહોશ અને ભાગ્યશાળી બેટી હતી.

તે તેણે પોતાની રીત અને દીનના કાયદા પ્રમાણે ખુસરૂને આપી-અને ખોદાતાલા તરફથી તેની ઉપર દુઆ ચાહવા લાગ્યો.

ત્યાર બાદ તેણે લગ્નમાં આપવા માટેની રીત એટલી બધી તો તૈયાર કીધી-કે જે સઘળો બોજો ખેંચવાથી ચાલાક ઘોડાઓ પણ થાકી ગયા.

કે જરૂરીનહો ગઉહરે શાહુવારૂ
કે યાકૂતો અઝ્ જામએ ઝરૂનેગારૂ
કે ગુસ્તર્દનીહાએ દીબાએ રૂમ
કે ઝરૂ પયકરો અઝ્ બરીશમશ બૂમ
હમાન્ યારહો તઉકૂ બા ગૂશવારૂ
સે તાજે ગેરાન્માયહુ ગઉહરૂ નેગારૂ
અમારી બેયારાસ્ત ઝરૂરીન્ ચહારૂ
જલીલશ પુરૂ અઝ્ ગઉહરે શાહુવારૂ
ચેહલ મહુદે દીગરૂ બુદ અઝ્ આબ્નૂસ
કે ગઉહરૂ દુરોખ્શાન્ ચુ ચશ્મે ખરૂસ
વઝાન્ પસ પરસ્તન્દએ માહુરૂય
ચુ સીસદ બેરકૂતન્દ બા રન્ગો બૂય
ખેરદમન્દો બીદારૂ પાન્સદ ઘોલામ્
બેયામદ બઝરૂરીનો સીમીન્ સેતામ્
કે રૂમી હમાન્ નીઝ્ ખાદેમ્ ચેહેલ
પરીચેહુરહો શોહુરહો દેલ ગુસેલ
વઝાન્ ફયલસૂફાને રૂમી ચહારૂ
ખેરદમન્દો બા દાનેશો નામદારૂ
બઈશાન્ બેગોફૂત આન્ચે બાયેસ્ત ગોફૂત
હમાન્ નીઝ્ બા મર્યમ અન્દરૂ નેહોફૂત
અઝ્ આરામ વઝ્ કામો બાયેસ્તગી
હમ અઝ્ બખ્શેશો ખુર્દો શાયેસ્તગી
ચુ આન્ ખાસ્તહુ કરૂદ રૂમી શુમારૂ
ફેઝૂન્ શુદ કે સેહુ સદ હઝારાન્ હઝારૂ
ફેરેસ્તાદહુ હરૂ કસ કે બુદ બરૂ દરશ
કે ગઉહરૂ નેગારૂ અફૂસરી બરૂ સરશ
હમાન્ જામહો અસ્પો દીનારૂ દાદ
કે શાયેસ્તહુ હરૂ ચીઝ્ બેસ્યારૂ દાદ
યકી નામહુ ફરૂમૂદ બરૂ પરૂનેયાન્
નેવેશતન્ બરે શાહે ઈરાનેયાન્
ચુનીન્ ગોફૂત કીન્ ઝીરૂદસ્તાને શાહુ
સઝદ ગરૂ બરૂઆરન્દ ગર્દન્ બમાહુ
કે ગોસ્તહુમ શાયેસ્તહુ તરૂ દરૂ જેહાન્
નખીઝદ કસી અઝ્ કેહાનો મેહાન્
ચુ શાપૂરે મેહુતરૂ ગવાનજી બુવદ
કે અન્દરૂ સુખુન્હા મેયાન્જી બુવદ
યકી રાઝ્ દારસ્ત બાલૂય નીઝ્
કે નફૂશદ આઝાદગાન્રા બચીઝ્
ચુ ખરૂરાદે બર્ઝીન્ નબીનદ કસી
વગરૂ ચન્દ માનદ બગીતી બસી
બદાન્ આફરીદશ ખોદાએ જેહાન્
કે તા આશકારા શવદ ઝૂ નેહાન્
ચુ ખુરૂશીદે તાબન્દહુ ઊ બી બદીસ્ત
હમહુ રાયો કેર્દારે ઊ ઈઝદીસ્ત
હમહુ યાદ કરૂદ ઈન્ બનામહુ દરૂન્
બેફરૂમૂદ કાયદ બરશ રહુનમૂન્
સેતારહુ શુસુરૂ પીશ બા રહુનુમાય
કે તા રફૂતનશ કય બેહુ આયદ ઝે જાય
બેજુમ્બીદ કયસરૂ બબહુરામ રૂઝ્
બનીકૂ અખ્તરો ફાલે ગીતી ફરૂઝ્

જેમાં પાદશાહોને લાયકનો સોનેરી અને મોતીનો સામાન—ચાકૂત અને સોનેરી ભરતનાં કપડાં,

રૂમી રેશમી ગલીચાઓ-જેની રેશમની ભોંય અને ઉપર સોનેરી ૬૧૩
ચીતારો હતા તે,

તેમજ હાર, સાંકળી અને કાનની બાલીઓ-અને ગોહરથી મઢેલાં કીમતી ત્રણ તાજો વગેરે હતું.

તેણે ચાર સોનેરી અમારીઓ તૈયાર કરાવી-તેની ઝૂલ પાદશાહીને લાયકનાં ગોહરોથી ભરેલી હતી.

બીજાં ચાર પારણાં આબ્નૂસનાં લાકડાંની બનાવટનાં હતાં-જેની ઉપર જડેલાં ગોહરો મરઘાની આંખ માફક ઝળકતાં હતાં.

ત્યાર પછી માહતાબને ચેહરેની સણગાર ભરેલી ત્રણસો બાંદીઓ ત્યાં આવી.

ડહાપણવાળા અને ચાલાક મગઝના પાનસો ગોલામો-સોનેરી અને રૂપેરી લગામ લઇને આવ્યા.

તેમજ ચાળીસ રૂમી ખિદમતગારો-જેઓ ખૂબસૂરત, વખણાયલા અને દિલ લોભાવનારા હતા, તે તૈયાર કીધા.

પેલા રૂમી ફીલસુફોમાંથી અકલમંદ, દાનાઇ ભરેલા અને નામીચા ચાર શખ્સને ચુંટી કાઢયા.

અને તેઓને જે કાંઇ કહેવું હતું તે તેણે કહ્યું-તેમજ મર્યમને પણ જે કહેવું હતું તે ખાનગીમાં કહ્યું.

તેના આરામ માટે તેની ખાહેશ અને જરૂરિયાત માટે-તેમજ બક્ષેશ કરવા ખાવા પીવા અને સભ્યતા માટે કેટલુંક કહ્યું.

જ્યારે રૂમીઓએ તે કયસરે મોકલેલા અસ્બાબની ગણત્રી કાઢી- ૬૧૪
ત્યારે તે ત્રીસ કરોડ દિરમની કીમત જેટલો થયો.

જે માણસો તેની દરબારમાં હતા તે સઘળાઓને હીરા મોતીના જડાવવાળાં તાજ પેહેરાવી રવાના કીધા.

તેમજ તેઓને કપડાં, ઘોડા અને દીનારો પણ આપ્યા-બીજી ઘટતી દરેક ચીઝો પુષ્કળ બખ્શેશ આપી.

પછી તેણે ઇરાનીઓના પાદશાહને નામનું એક નામુ રેશમી કપડાં ઉપર લખવા ફરમાવ્યું.

તેમાં એ પ્રમાણે લખાવ્યું કે "આ પાદશાહના નોકરો-અગરજો માહતાબ સુધી પોતાનાં સર ઊંચાં કરે તો તે વાજબીજ છે.

દુન્યામાં ગોસ્તહમ કરતાં વધારે લાયક-શું નાના અને મોટાઓમાંથી કોઈ નીકળશે નહીં.

તારો સરદાર શાપૂર સેપહસાલાર જેવો છે-અને વાતચિત્ત કરતી વખતે દુભાષિયા જેવો છે.

તારો બાલૂય પણ મોટો વિશ્વાસુ માણસ છે-જે લાલચ લઇને શાહજાદાઓને ભયમાં નાખે તેવો નથી.

દુન્યામાં કોઈ પણ ગમે એટલી લામ્બી ઝિંદગી ગુઝારે-તોપણ તારા ખરરાદે બર્ઝીન જેવો કોઈ બીજો જોશે નહીં.

જેહાનના સાહેબે તેને એટલા માટેજ પયદા કીધો છે-કે તેની મારફતે સઘળા છૂપા ભેદો ખુલ્લા થાય.

તે ઝળકતા ખોરશીદની માફક ખામી વગરનો છે-તેના સઘળા વિચાર ૬૧૫
અને કામો ખોદાઈજ છે."

એ પ્રમાણે તે નામામાં સઘળું દર્શાવ્યું-પછી તેણે હોકમ કીધો કે "તેની આગળ એક ભોમિયો આવે."

તે ભોમિયા સાથ નુજૂમી પણ આગળજ હતો-કે જેથી તેણીનો ત્યાંથી ઉપડી જવાનો વખત કયો સારો છે, તે જોય.

પછી કયસર સારે સેતારાના અને દુન્યાને રોશન કરનારી ફાલના બેહરામ રોઝને દહાડે બાહેર પડયો.

સે મન્ઝેલ હમી રફૂત કયસરૂ બરાહ
ચહારોમ બેયામદ બપીશે સેપાહ
બેફરૂમૂદ તા મર્યમ આમદશ પીશ
સખુન્ ગોફૂત બા ઊ ઝે અન્દાઝહ બીશ
બદૂ ગોફૂત તા મર્ઝે ઈરાનેયાન્
નેગહદારો મકુશાય બન્દ અઝ મેયાન્
બરહનહ નબાયદ કે ખુસ્રવ તોરા
બેબીનદ કે કારી રસદ નવ તોરા
બેગોફૂત ઇનો પદરુદ કર્દશ બમેહરૂ
કે યારે તો બાદા બરફૂતન્ સેપેહરૂ
નેયાતૂસે જન્ગી બેરાદરૂશ બૂદ
બદાન્ જન્ગ્ સાલારે લશ્કરૂશ બૂદ
૬૧૬ બદૂ ગોફૂત મર્યમ બખૂન્ ખીશે તોસ્ત
બરાન્ બરૂ નેહાદમ કે હમકીશે તોસ્ત

સેપોરૂદમ તોરા હોખ્તરો ખાસ્તહ
સેપાહી બરીન્ગૂનહ આરાસ્તહ
નેયાતૂસ ચકૂસરૂ પઝીરોફૂત અઝૂય
બેગોફૂતીનો ગેર્યાન્ બેપીચીદ રૂય
હમી રફૂત લશ્કરૂ બરાહે વ વરીઘ
નેયાતૂસ દરૂ પીશ બા ગોર્ઝો તીઘ
ચુ બેશ્નીદ ખુસ્રવ કે આમદ સેપાહ
અઝાન્ શારૂસાન્ બોરૂદ લશ્કરૂ બરાહ
ચુ આમદ પદીદારૂ ગરૂદે સરાન્
હેરફૂશી સવારાને જઉશન્ વરાન્
હમી રફૂત લશ્કરૂ બકેર્દારે અબ્રૂ
હમહ ધર્કહ દરૂ આહનો ખૂદો કબ્રૂ
દેલે ખુસ્રવ અઝ લશ્કરે નામદારૂ
બેખન્દીદ ચૂન્ ગુલ બગાહે બહારૂ
દેલે રઉશનશ રાદરા તીઝ કરૂદ
મરાન્ બારહરા પાશ્નહ ખીઝ કરૂદ
નેયાતૂસરા દીદો દરૂ બરૂ ગેરેફૂત
બેપુરૂસીદો આઝાદી અન્દરૂ ગેરેફૂત
૬૧૭ ઝે કયસરૂ કે બર્દાશ્ત ઝાન્ગૂનહ રન્જ
અબા રન્જે લશ્કરૂ તેહી કરૂદ ગન્જ
વઝાન્ પસ બસૂએ અમારી કશીદ
બપરૂદહ દરૂન્ રૂએ મર્યમ બેદીદ
બેપુર્સીદો બરૂ દસ્તે ઊ બૂસહ દાદ
ઝે દીદારે આન્ ખૂબ્રોખ ગશ્ત શાદ
બેયાવરૂદ ઊરા બપરૂદહ સરાય
નેહોફૂતહ ચકી માહરા સાખ્ત જાય
સખુન્ ગોફૂતો બેન્શસ્ત બા ઊ સે રૂઝ
ચહારોમ ચુ બેફૂરૂખ્ત ગીતી ફોરૂઝ

ગુઝીદહ શરાઈ બેયારાસ્તન્દ
નેયાતૂસરા પીશે ઊ ખાસ્તન્દ
અબા સર્કબો ફૂતે જન્ગી બહમ
સરાને સેપહરા હમહ બીશો કમ
બદીશાન્ ચુનીન્ ગોફૂત કફૂનૂન્ સરાન્
કુદામન્દો મર્દાને જન્ગ્આવરાન્

કયસર ત્રણ મંઝેલ સુધી તેણીની સાથ ચાલવા લાગ્યો-ચોથે દહાડે તે લશ્કરની હરોલમાં આવ્યો.

અને હોકમ કીધો જેથી મર્યમ તેની આગળ આવી-તેની સાથ તેણે ઘણીક વાતો કીધી.

તેણીને કહ્યું કે "ઇરાનીઓના મુલકમાં જઈ પુગે ત્યાં સુધી-સંભાળજે કમર ઉપરથી કમરબંદ છોડતીજ ના.

એવું નહીં થાય કે ખુસરૂ તને ખુલ્લી-જોઈ લીયે કે જેથી તારે માથે કાંઈ નવુંજ કામ આવી પડે."

તે એટલું બોલ્યો અને તેણીને મોહબ્બતથી રવાના કીધી-અને બોલ્યો કે "સફરમાં આસ્માન તારો મદદગાર હોજો!"

લડાયક નેયાતૂસ કયસરનો ભાઇ હતો-અને જે તે લડાઇમાં તેનાં લશ્કરનો સરદાર હતો.

કયસરે તેને કહ્યું કે "મારી બેટી મર્યમ લોહીથી ઉતરી આવેલી તારી સગી થાય-તેમજ વળી હું ખાતેરીથી જાણું છું કે તેણી તારાજ ધર્મ ઉપર એતેકાદ રાખનારી છે,

માટે તનેજ બેટી, ખઝાનો અને આવું સણગારેલું લશ્કર સોંપ્યું છે."

નેયાતૂસે એ સઘળું કબૂલ કીધું-એટલું કહીને કયસર રડતો પાછો ફર્યો.

હવે લશ્કર વરીગને રસ્તે ચાલવા લાગ્યું-જેની આગળ આગળ ગોર્ઝ અને તલવાર સાથ નેયાતૂસ ચાલતો હતો.

જ્યારે ખુસરૂએ સાંભળ્યું કે લશ્કર આવી લાગ્યું-ત્યારે તે પણ શેહરમાંથી લશ્કર લઈ બાહેર પડયો.

જ્યારે પેલાં લશ્કરના સરદારોની ધૂળ અને બખ્તરવાળા સવારોનો ઝુંડો દેખાવા લાગ્યો,

જે લશ્કર વાદળની માફક ચાલતું હતું-સઘળાઓ હથિયાર, લોઢાંની ટોપી અને બખ્તરમાં ગર્ક થયલા હતા,

ત્યારે તે નાંમીચું લશ્કર જોઈ ખુસરૂનું દિલ બહારની મોસમના ગોલાબ માફક ખીલ્યું.

અને તેના રોશન દિલે તે જવાન મર્દને ઉલટ આપી-જેથી તેણે પોતાના ઘોડાને એડ મારી તેજ બનાવ્યો.

તેણે નેયાતૂસને જોયો અને બગલગીરી કીધી-ખબર આફીયત પૂછી ખોદાના શુકરાના કીધા.

કયસર કે જેણે આવી રીતની રંજ ઉઠાવી અને લશ્કર માટેની મેહનત ઉપરાંત ખઝાનો પણ ખાલી કીધો તેની ખબર આફીયત પૂછી.

ત્યાર પછી તે શાહઝાદીની અમારી તરફ ગયો-અને પરદાની અંદર મર્યમનો ચેહરો જોયો.

તેણીની પણ ખબર આફીયત પૂછી તેણીના હાથ ચૂમ્યા-અને તે ખૂબસૂરત છોકરીના દીદારથી પોતે ખુશહાલ થયો.

પછી તેણીને પોતાના તમ્બુમાં લઈ આવ્યો-અને તે માહતાબને ચેહરેનીને માટે એક ખાનગી જગ્યા તૈયાર કરાવી.

ત્યાં તેણીની સાથ તે વાતચિત્તમાં રોકાયો અને ત્રણ દિવસ સૂધી પાદશાહ તેણીની સાથેજ રહો-ચોથે દિવસે જ્યારે દુન્યાને રોશન કરનાર આફતાબ પ્રકાશ્યો,

ત્યારે એક સુંદર તમ્બુ સણગાર્યો અને નેયાતૂસને તેની હુઝૂરમાં તેડાવ્યો.

તેની સાથે સર્કબ અને લડાયક ફૂત તેમજ સઘળા લશ્કરના સરદારોને તેડાવ્યા.

પછી ખુસરૂએ તેઓને પૂછ્યું કે "હાલ આ લશ્કરમાં સરદારો અને લડાયક મર્દો કોણ કોણ છે?

કસી કૂ ગેશાયદ બગોર્ઝે બતીઘ
બજન્ગ અન્દરૂન્ જાન્ નદારદ દેરીઘ
અગર્ શીર્ પીશ આયદશ ગર્ પલન્ગ્
અઝ્ બર્ નગર્દદ બહન્ગામે જન્ગ્
નેયાતૂસ ખુગ્ઝીદ હકૂતાદ મર્દ
કે આવર્દ ગીરન્દ રૂઝે નબર્દ
કે ઝીરે હેરફૂશશ બેરફૂતી હઝાર્
ગુઝીદહ્ સવારાને નીઝહ્ ગુઝાર્
ચુ ખુસ્રવ્ બેદીદ આન્ ગુઝીદહ્ સેપાહ્
સવારાને ગર્દનકશો રઝમ્ખાહ્
હમી ખાન્દ બર્ કેર્દેગાર્ આફરીન્
કે અર્ખ આફરીદો ઝમાનો ઝમીન્
હમાન્ બર્ નેયાતૂસો બર્ લશ્કરશ
ચુ બર્ નામવર્ કયસરો કેશ્વરશ
બદાન્ મેહતરાન્ ગોફ્ત અગર્ કેર્દેગાર્
મરા યાર્ બાશદ બદીન્ કાર્ઝાર્
તવાનાઇએ ખીશ પયદા કુનમ્
ઝમીન્રા ઝે ગઉહર્ ચુ દર્યા કુનમ્
બેબાશીદ અઝીન્ આમદન્ રામશી
ગુઝીનીદ ગોફ્તાર્ બર્ ખામશી
નબાશદ જોઝ્ અન્દીશએ દૂસ્તાન્
ફલક્ બાદે મેહર્ આરદ અઝ્ બૂસ્તાન્

કે જેઓ ગોર્ઝ અને તલવારનીજ ખાહેશ કરતા હોય-અને લડાઈ વખતે જીવની દરકાર કરે નહીં?

ગમે તેની સામે સિંહ આવે કે ચિત્તો આવે-તોપણ તે લડાઇને વખતે તેની સામેથી નાસી જાય નહીં?"

નેયાતૂસે સિત્તેર મર્દો ચુંટી કાઢયા-કે જેઓ લડાઈને વખતે મઝ- ૬૧૮
બૂતીથી લડાઇ કરી શકે તેવા હતા.

કે જેઓના ઝુંડા હેઠળ નેઝા મારનારા ચુંટી કાઢેલા હઝાર હઝાર સવારો ચાલતા હતા.

જ્યારે ખુસરૂએ તે ચુંટી કાઢેલા બહાદુર અને લડાયક સવારો જોયા,

ત્યારે તે ખોદાતાલા કે જેણે આસ્માન, ઝમાનો અને ઝમીન પયદા કીધી તેની ઉપર દોઆ કરવા લાગ્યો.

તેમજ નેયાતૂસ અને તેનાં લશ્કર ઉપર-વળી નામવર કયસર ઉપર અને તેના મુલક ઉપર દુઆ કીધી.

અને તે સરદારોને કહ્યું કે "જો ખોદાતાલા-આ લડાઈમાં મારો મદદગાર થશે,

તો મારી પોતાની શક્તિ કેટલી છે તે હું દેખાડીશ-અને ઝમીનની સપાટીને દર્યા મિસાલ મોતીઓથી ભરી નાખીશ.

અત્રે આવવા માટે તમો સઘળા ખુશહાલ થાઓ-અને તમો સઘળાઓ ચૂપકીદી તોડી વાતચિત્તમાં મશગૂલ થાઓ.

તમો દોસ્તોના વિચાર સિવાય બીજું કાંઇ થશે નહીં-આસ્માન પોતાના બગીચા તરફથી મેહરબાનીનોજ પવન ફેલાવશે."

## રાન્દને ખુસ્રવ્ લશ્કર્રા બસૂએ આઝર્ આબાદગાન્ વ રસીદને બન્દૂય દર્ રાહ્ બઊ.

——:o:——

બહફ્તુમ બેયારાસ્ત આન્ ખૂબ્ચેહર્
સેપહ્રા બકેર્દારે ગર્દાન્ સેપેહર્
ઝે દર્ગાહ્ બર્ખાસ્ત આવાઝે કૂસ
હવા શુદ ઝે ગર્દે સેપહ્ આબનૂસ
સેપાહી ગુઝીન્ કર્દ અઝ્ આઝાદગાન્
બેયામદ સુએ આઝર્ આબાદગાન્
દો હફતહ્ બર્ આમદ બફર્માને શાહ્
દમાદમ્ બલશ્કર્ગહ્ આમદ સેપાહ્
સરાપર્દહ્ ઝદ શાહ્ બર્ દશ્તે દૂક્
ચુનાન્ લશ્કરે ગશ્નો રૂમી સુલૂક્
નેયાતૂસરા દાદ લશ્કર્ હમહ્
બદૂ ગોફ્ત મેહતર્ તોઈ બર્ રમહ્
વઝાન્ જાયગહ્ બા સવારાને ગોર્દ
એનાન્ બારએ તીઝ્ તગ્રા સેપોર્દ
સુએ રાહે ખન્જેસ્ત બેન્હાદ રૂય
હમી રાન્દ પીચાન્ દેલો રાહ્જૂય
બજાઈ કે મઉસીલ્ બૂદ અર્મની
કે કર્દી મેયાને ગુઝોર્ગાન્ મની

## ખુસરૂનું આઝર આબાદગાન તરફ લશ્કર લઈ જવું અને બંદૂયનું રસ્તામાં તેને આવી મળવું

——:o:——

સાતમે દહાડે તે ખૂબસૂરત પાદશાહે-ફરતાં આસ્માનની માફક પોતાનું લશ્કર સણગાર્યું.

દરગાહમાંથી નગારાંના આવાઝ નીકળ્યા-લશ્કરની ધૂળથી હવા ૬૧૯
કાળી થઈ.

ઈરાનીઓમાંથી તેણે એક લશ્કર ચુંટી કાઢયું-અને આઝર બાબાદગાન તરફ આવ્યો.

બે હફતા નીકળી ગયા એટલામાં તો પાદશાહનાં ફર્માનથી-લશ્કર દમબદમ લશ્કરગાહમાં આવ્યું.

પાદશાહે દૂકના મયદાનમાં છાવણી નાખી-અને આવી રીતનાં રૂમી રીતભાતવાળાં ભારી લશ્કરે પણ ત્યાં છાવણી નાખી.

તે સઘળું લશ્કર નેયાતૂસને સોંપી-તેને કહ્યું કે "આ ટોળાંનો તુંજ સરદાર છે."

પછી ત્યાંથી તેણે બહાદુર સવારો સાથે ઘોડા દપતાવ્યા.

અને ખંજેસ્તનો રસ્તો લીધો-તે ફિકરમંદ દિલે અને રાહ શોધતો જતો હતો.

જે જગ્યાએ કે મઉસીલ અર્મની કે જે મોટાઓમાં મોટાઈ કરતો હતો, ત્યાં આવી લાગ્યો.

